## નવાં 'સ્વાતિ પ્રકાશનો'

| | | |
|---|---|---|
| ● એક સાંજની મુલાકાત | નવલિકા-સંગ્રહ—ચંદ્રકાન્ત બક્ષી | રૂ. ૪–૫૦ |
| ● શ્રાવણી | નવલકથા—શિવકુમાર જોષી | રૂ. ૭–૫૦ |
| ● મનોરમા | નવલકથા—મોહમ્મદ માંકડ | રૂ. ૪–૫૦ |
| ● એકલતાના કિનારા | નવલકથા—ચંદ્રકાન્ત બક્ષી | રૂ. ૪–૫૦ |
| ● કાળુભારને કાંઠે | નવલકથા—મનસુખલાલ ઝવેરી | રૂ. ૪–૫૦ |
| ● મનના મરોડ | નવલિકા-સંગ્રહ—મોહમ્મદ માંકડ | રૂ. ૪–૫૦ |
| ● મધુવન | ગુજરાતની ગઝલોનો પ્રતિનિધિ સંગ્રહ — સંપાદક : હરીન્દ્ર દવે | રૂ. ૪–૫૦ |
| ● આસવ | ગઝલ સંગ્રહ—હરિન્દ્ર દવે | રૂ. ૧–૫૦ |
| ● ઈટ્ટા કિટ્ટા | બાળકાવ્યો—સુરેશ દલાલ | રૂ. ૧–૦૦ |

## અમારાં બીજાં પ્રકાશનો

**શિવકુમાર જોષી**

- ● કંચુકીબંધ — નવલકથા — રૂ. ૮–૦૦
- ● અનંગરાગ — નવલકથા — રૂ. ૯–૫૦
- ● રહસ્યનગરી — નવલિકાસંગ્રહ — રૂ. ૪–૦૦
- ● ઘટા ઘીરી ઘીરી આઈ — નાટક — રૂ. ૨–૫૦
- ● દેવદાસ — નાટક — રૂ. ૨–૫૦
- ● સુવર્ણરેખા — નાટક — રૂ. ૨–૫૦
- ● એકને ટકોરે — નાટક — રૂ. ૨–૦૦
- ● નીલા — નવલકથા — રૂ. ૨–૨૫

**ચન્દ્રકાન્ત બક્ષી**

- ● પડઘા ડૂબી ગયા..... — નવલકથા — રૂ. ૪–૦૦
- ● રોમા — નવલકથા — રૂ. ૩–૭૫
- ● પ્યાર — નવલિકાસંગ્રહ — રૂ. ૪–૨૫

**બરકત વીરાણી 'બેફામ'**

- ● માનસર — ગઝલ સંગ્રહ — રૂ. ૬–૦૦

**જયંતી પટેલ**

- ● નેતા અભિનેતા — નાટક : રૂ. ૨–૫૦

**મોહમ્મદ માંકડ**

- ● ઐંઠુ ધાન અને બીજી વાતો — નવલિકાસંગ્રહ — રૂ. ૨–૦૦

## ☆ સ્વાતિ પ્રકાશન ☆

૨૨૬, સેમ્યુઅલ સ્ટ્રીટ

મુંબઈ, ૩

અંક ૭: ઑક્ટો૦ '૬૨
સળંગ અંક ૩૯૧
સમાજમાં સંસ્કાર અને



'ઉર્મિ' : વર્ષ ૩૩
'નવરચના' : વર્ષ ૨૭
સાહિત્ય પ્રેરતું સામયિક

## ક્રમ







## સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા. વિદેશમાં દશ રૂપિયા ( શિ. ૧૫ ).
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી.થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* ગ્રાહકોએ દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો બીડવી જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબર માટેનું, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :–

' ઊર્મિ–નવરચના '
ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.,
ગાંધીરોડ : ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ
અમદાવાદ, ૧

પ્રકાશક: ઈશ્વરલાલ મો. દવેએ અને મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલે માલિક: ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિમિટેડ વતી ગાંધીરોડ, ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદથી પ્રસિદ્ધ કર્યું. અને મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદમાં છાપ્યું.
તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે અને સંપાદક : જયન્ત પરમાર.

આ જાની વાત આવે છે ત્યાં માણસ તરત જ ઊખળી ઊઠે છે. એ વાતમાં 'પોતાનું' અહિત હોય કે ન હોય, પણ બીજાનું સારું તેનાથી જોવાનું જ નથી હોતું. લગભગ બધામાં આ હોય જ છે. એટલે ગમે તેવા સારા ગુણવાળા માણસને આપણે લઈએ કે કોઈ એવા ઉદાર માણસને લઈએ, પણ આ વૃત્તિ તો દરેકમાં 'સરખી' જ નજરે ચડે છે. કોઈ કોઈનું સારું ન જોઈ શકે, કોઈ કોઈની પ્રગતિ સાંખી ન શકે, કોઈ કોઈને વધુ ને વધુ ઉચ્ચ કક્ષાએ લઈ જવાનું ન વિચારે એ ખરેખર એક એવી ખામી ગણાવી જોઈએ કે જે માણસમાં ન હોવી જોઈએ.

પણ આવી જ ખામી માણસને વરી છે. જાણે જીવનનો રસકસ બધો આમાં જ સમાઈ જવાનો ન હોય! કોઈની તરક્કી જોઈને રાચનાર માણસો ક્યાંય નહિ જ નીકળે. આ અતિશયોક્તિ નથી પણ હકીકત છે. માણસમાં સંકુચિતતા અને સ્વાર્થીવૃત્તિ આજે એટલું મોટું ઘર કરી ગઈ છે કે એ કાઢવાની કોઈનામાં તાકાત નથી. આપણે શ્રદ્ધાવાન બનીએ એ બરાબર. પણ શ્રદ્ધાનેય મર્યાદા હોય. આ જાતનું માનસ માણસને કદી પણ ન છાજે. એ સમજે છે છતાંય માણસ એ અપનાવેય છે જ ને? કોઈનું સારું કરવામાં, સારું ઇચ્છવામાં આપણું શું જાય છે' એવી ઉદાસીનતા કેળવવામાં આવે તો કેટલાં બધાં વૈમનસ્યો ઘટી જાય!

પણ વૈમનસ્યથી ભરી ભરી આ દુનિયામાં માણસ જ કેવી રીતે સમદર્શી આત્મલક્ષી કે ઉન્નતગામી બની શકે? માણસને વિચાર કરવાની કુદરતી મળેલી બક્ષિસ આવી ખોટી રીતે વેડફાય એ કુદરત પણ શી રીતે સાંખી શકે? એટલે જ કુદરતી ફટકો માણસ અનુભવે છે અને ભલમનસાઈ તેનામાં વધુ સમય ટકતી નથી.



'મિત્રા'

## ખારાશ

ખારાશ શું જિંદગીમાં ભળી છે ?
ક્યાં છે ખબર કે એનીયે જરૂર છે !
મીઠા વિનાનું ભોજન ભાવે કદી ના
તો લૂણ વિના જિંદગી રુચે કાં ?

☆

પારાશર્ય

## યાચકને

મોટા શ્રાવક, અગ્રણી, ધનિક તે તીર્થસ્થળે છે ગણી
લાંબો હાથ કરીશ મા, કૃપણ ના આપી શકે કૈં કદી,
છો ત્યાં કોચિન દ્વારિકા સિડનિ કે પાતાળ–કાંઠે હશે;
જ્યાં ચાખો જળ ત્યાં બધે જલધિનું ખારું જ ખારું હશે.

☆

'મધુરમ'

## દ્વિદલ

### માનવલોભ

હાથી મથે જ્યાં ગળવાય સાપો
તથા દિસે માનવલોભ જાણો.

### ચાહે

ચાહે જ નારી નર સર્વ કેવા !
યથા તરસ્યો જળ કાજ ઝંખે.
ચાહે નરોને સહુ નાર કેવી !
યથા ઉનાળે જન છાંય ઝંખે.

☆

દેવજી શા. મોઢા

## ઓ રૂપલા રેણી !

ઓ રૂપલા રેણી !
તને પૂછું, તો આજ જરી કહેની :
કે તારાનાં ફૂલતણી ગૂંથી આપે,
તને રોજ રોજ કોણ નવી લેણી ?
ઓ રૂપલા રેણી ! તને૦

કાળો ભમ્મર તારો સોહે અંબોડલો ?
કે માથે જશોદા ને નંદજીનો છોડલો
એસે, વિંટાળી કેડે ફૂંફવતો ફેણી ?
ઓ રૂપલા રેણી ! તને૦

કોણ ક્યાંથી લાવે ફૂલ- કળીઓને તોડી ?
એને કેવી તે સોય થકી વીંધી દે જોડી ?
માંહીં પ્રોવે સળંગ દોર શેની ?
ઓ રૂપલા રેણી ! તને૦

અમથાયે ફૂલ રહે ફોરમને વેરી,
એમાં કોની તે વ્હાલપની વાઈ જતી લ્હેરી,
કે અંતરના તાર તારા ઊઠે ઝણેણી ?
ઓ રૂપલા રેણી ! તને૦

★

પ્રબોધ

## મારે ખેતરે

ખેડી ખેડ નથી, ન વા ખડ લીધું કે ના ભર્યું ખાતરે.
વાવ્યાં તેમ ન ચાસ સુંદર કરી વર્ષા સામે બીજ મેં.
આવી મેઘ જળે છલોછલ ભર્યો શેઢે ઝળુંબી રહ્યો.
દેખી દીન પરિસ્થિતિ દિલ દઈ સત્કાર ના મેં કર્યો.
વર્ષાકાળ ગયો, બધે મધમધે ધાન્યે લચેલી ધરા :
મારે ખેતર કંટકે ખીચ ભર્યાં ઝાઝાં ઊભાં ઝાંખરાં.

★





'પ્રભાત'

## સ્મૃતિરેખ

ઊઠે આજે ઉરમાં રેખ એક,
એને કાજે મારવી ખૂબ મેખ.
એની સાથે જીવવાના ઉમંગો
સર્વે પોષ્યા ને તજ્યા છે ઘણાય,
પૂજ્યા, એનાં પૂજનો થાય ફોક;
પૂજ્યા એવાં સાફલ્યો થાય કો'ક.

એવી એની એકની ઝંખનાને
મારે શું આ પૂર્ણ ના રાખવાની?

પૂરેપૂરી એકની એક વૃત્તિ
પૂરેપૂરી સર્વ થાયે અતૃપ્તિ.

પૂછ્યા પ્રશ્નો આમ ઉકેલવાના,
પૂછેલાને આમ સંકેલવાના?
પૂછેલાના ઉત્તરોથી અલીપ્ત
હંમેશાં જો હોય રૂહેવાનું સર્વે
રૂહેવાતું એ આત્મ અકેક કાજે
એકે દેહે આ બધા તોષવાના.

જાગે ઉરે કોડ એ સૌ અધૂરા
રૂહેવાના ને રખાવ્યા છે હજુય
એની આજે ઉરમાં ભીંજતી કો'
કલ્પન લાધે, કલ્પના-કોટ થાયે:
કોટે કોટે કાંગરા છે જડાયા

એવા એના એકના એક કાળ
એવા એના લુપ્ત થાયે અકાળ
એવાં આજે મંથનો મંથવાનાં
શાને સર્વે છે બધાં અર્પવાનાં?

મારે આની આ બધીયે અપૂરી
કલ્પન કાજે જિંદગી કલ્પવી એ
ક્યાંથી એની સાથ થાયે અજોડ
કલ્પનઘેરી કલ્પનાની નદીઓ

આવે એ સર્વે અહીં થાય તૃપ્ત
આશાપાશો સર્વ છે એ અતૃપ્ત.

તૃપ્તિઓની સિદ્ધિઓયે સુદૂર
આશે એની કૈંક દૂરિતવસ્થા.
જાગે આજે એકની એક છેક
મારે તારે મંથને છે સદાયે
ભીની એવી સ્મૃતિની એક રેખ.

★

ગની દહીંવાળા

## અવકાશનો સિકન્દર

સાફલ્ય-સુંદરી ત્યાં વરમાળ લઈ 'ઊભી' છે!
સહાસવીરો 'ફરે છે' એવો છે આ સ્વયંવર:
વિચ્છેદ થઈ જવાનો 'અ' નો 'અશક્ય'માંથી,
આ યુગનો માનવી છે અવકાશનો સિકન્દર.

★

'મીનપિયાસી'

## ધરતી ઢેફાંવાળી

આ ધરતી ઢેફાંવાળી,
કોણ કહે લૈ રાધા ગોરી?
આ તો કુબજા કાળી—આ૦
શીળીનાં ચાંઠાંની જેવાં,
ઢેખાં ઢળિયાંવાળી,
આઠે અંગે વાંકી એવી,
ખાડા ટેકરીઆળી,
તો પણ મીઠા મેહુલિયાએ,
નેહલ નેણે ન્યા'ળી,
પ્રીતે પોષી પ્રાણ, કરી શી,
હસતી ને હરિયાળી,
—આ ધરતી ઢેફાંવાળી.

★



'રાજહંસ'

# સમયના શોર-ગોર

### અંકુશો—ભોગવ્યા કે મેળવ્યા ?

ચૂંટણીઓ દરમ્યાન ઘણીવાર એમ કહેવાયું કે 'આ તો અંકુશરાજ' છે એ રાજ સ્થપાયાને પંદર વર્ષ વીતી ગયા, એ રાજે ઘણાં 'અંકુશો' ભોગવ્યા, ને તોયે એણે કઈ વાત ઉપર અંકુશ મેળવ્યા તે તપાસવા જઈએ તો આશ્ચર્ય ને ખેદ બને થાય છે. એમ લાગે છે કે કોન્ગ્રેસને અંકુશો ખપે છે પણ તેનો ઉપયોગ પક્ષ માટે સત્તાની સાહ્યબી ચાલુ રાખવા કરવો છે પોતાની જાત ઉપર એને અંકુશ રાખવા નથી, જે હતા તે પણ ધીરે ધીરે ખંખેરી નાખ્યા છે. એક અંકુશ હજુ નભાવ્યો છે ખાદીનો પણ એ શોભા માત્રનો છે, જનતાની પીઠ ઉપર એનો બેસુમાર ભાર નાખીને એ સોહામણો કડકડતો અંકુશ સાચવી રાખ્યો છે. પોતાની અંકુશહીન સ્થિતિમાં એણે અંદરોઅંદરની એકતા ગુમાવી દીધી છે. ને જે ભાગલા પોતાના પક્ષમા પડવા દીધા છે, એ એકતાની ઊણપ આખા દેશમાં જોવાનો ઉમંગ દાખવ્યો છે દેશમાં એકતા ઓસરતી જાય છે એવું ભુમરાણ મચાવી એણે પોતાની ઊણપનો ખાડો ઢાંકવા મહેનત આદરી છે.

આ દેશમાં કુદરતી આફતોથી કેટલાક પ્રદેશો દર વર્ષે ઘણુ કષ્ટ ભોગવે છે. બિહાર ને આસામની ચોમાસુ રેલો વિષમજ્વર જેવી છે. એમ કેટલાક વિસ્તારો દુકાળની સ્થિતિમાં કાયમ રહે છે. આ સંકટો ઉપર કાબૂ મેળવવો અશકય નથી. પણ પંદર વર્ષ પછીયે કોઈ એમ કહી શકતુ નથી કે એવાં સંકટો ઉપર કયારે અંકુશ મેળવી શકાશે.

આસમાની આફતોની વાત જવા દઈએ તો યે સુલતાની આફતોનો સુમાર નથી બેકારી ઉપર અંકુશ આવી શકતો નથી ભાવવધારો—મોંઘવારી ઉપર અંકુશ લાવી શકાતો નથી, ને લાંચ રૂશ્વત ઉપર અંકુશ લાવવો છે કે નહિ તે જ શંકા છે. હુંડિયામણની અછત ઉપર હજુ રેન અંકુશ આવી શકવાનો નથી, અગત્નોન હેવા કરી મૂકયા છે. ખોરાકમાં થતી ભેળસેળ ઉપર અંકુશ લાવી શકાશે એવી જાહેરાત કોઈ આરોગ્ય પ્રધાન કરી શકતા નથી, એટલે દવામાં થતી ભેળસેળ ઉપર ઉહાપોહ થાય ત્યારે શ્રદ્ધા પડતી નથી. શું ઉદ્યોગો ઉપર કાળા બજાર ઉપર, પરદેશમા વેડફાતા ધન ઉપર, કયારેય અંકુશ આવશે ખરો ! દર વર્ષે કરોડો રૂપીઆના બાંધકામો થતા હોય છે, એમાં થતાં જંગી નાણાંના ઉડાઉ બેફામ દુર્વ્યય ઉપર અંકુશ રાખવાની જરૂર શું કોઈ જવાબદાર વ્યક્તિને જણાતી નથી ! કરના વાર્ષિક વધારા ઉપર અંકુશ લાવી જ ન શકાય એમ જાણે સહુ સમજી બેઠા છે. ને વસતીવધારા ઉપર અંકુશ મૂકવા કોઈ આગ્રહી આંદોલન નજરે પડતું નથી આવો તો કેટલીય જરૂરી બાબતો અંકુશમા લાવવા જેવી જણાઈ છે પણ એ દિશામાં નિષ્ઠા રાખીને પ્રયત્ન થાય છે કે થવાનો છે એવું કોઈ માની શકતું નથી.

### અંકુશો અનિવાર્ય છે—આઝાદી નહિ !

જે અંકુશો આવી પડયા છે એ નાની માછલીઓ ઉપર છે, મોટા મગરો ઉપર એનો પડછાયો પણ પડતો નથી દારૂની અડધી બાટલી ખોળવા રોજ દોડધામ કરી શકાય છે પણ ઘી તેલના ડબ્બાઓમાં ભેળસેળ કરી આરોગ્ય બગાડે ને પૈસા નીચોવી લે એમને





કોઈ પૂછનાર નથી. કોઈ કહે છે કે પ્રજા ઉપર જે રીતસરની લૂંટ ચાલી રહી છે તેમાં તંત્રને પણ વિધિપૂર્વકનો હિસ્સો મળી રહે એ માટે અંકુશોની જરૂર છે. આથી જેમ અંકુશો વધે તેમ તંત્ર મજબૂત બને. અવનવા અંકુશો ક્યા નાખવા, જાણે એની તપાસ ચાલુ હોય છે. ને એ કેમ નાખવા તે માટે કારણો ઊભાં કરવામાં આવે છે. કૃત્રિમ તંગીઓ ઊભી કરવી એ આ તંત્ર માટે તદ્દન સહેલ છે. એકવાર અછતની બૂમ પડાવે ને પાછળ લાગલા જ તંત્રવાળા અંકુશો લઈ વહારે દોડતા આવે !

અંકુશો ભોગવાય છે તંત્રથી, ને ભોગ લાગે છે જનતાનો. ધીરે ધીરે જનતા એથી ટેવાતી જાય છે, મૂઢ બનતી જાય છે, ઘેન ચઢતું જાય છે ને ગુલામીના પાશ મજબૂત વીંટાતા જાય છે. નેહરુનું મંડળ એમ માને કે અંકુશો વિના તંત્ર ચાલી જ ના શકે તો પણ નવાઈ નથી. આઝાદી પછી અંકુશો અનિવાર્ય થઈ પડ્યા છે, આઝાદી નહિ.

ને જેના ઉપર પ્રજાને અંકુશો જોઈએ તે તંત્રને મફક નથી, એટલે એ અમલમાં આવતા નથી. લોકની પાછળ 'શાહી' (શાસન) પડી છે. એને આગળ ધરીને બધો ખેલ ચાલે છે. નામ લોકોનું ને કામ બીજાનાં છે. જનતા ઉપર અંકુશોની અસર એટલી બધી પડી છે કે બંદૂકનીય જરૂર રહેવાની નથી.

અંકુશ તો રાજકર્તાઓએ પોતાના ઉપર રાખવો જોઈએ. એ ક્યાં છે? નવા 'રાજા'ઓ ઉપર ગાંધીજી પછી કોઈનો અંકુશ નથી. કોઈ એમને પૂછી શકતું નથી કે તમારો 'રાજા' કોણ !

### વરાળીઆ શોભાનાં લાપણો

આપણા પ્રધાનોને વાણીનું શૂર છૂટ્યું છે; એમ નહિ કે તેઓ જોશીલી ભાષા વાપરે છે, પણ તેઓ વારંવાર એટલું 'ઓચરે' છે કે પોતાને પણ ક્યારે—શું કહ્યું તેનું ભાન રહેતું નથી. વચનો આપતાં એ ક્યારેય ખચકાતા નથી કેમકે એના અધૂરા પાલનની જવાબદારી બીજા ઉપર સહેલાઈથી ખસેડી શકાય છે, એમને જે વાતની 'સારી આશા' પડી હોય તે ઘડીમાં 'ગંભીર' બની જાય છે. ને એ પછી 'કટોકટી' સર્જતાં વાર લાગતી નથી

આ ભાઈઓ વાણીવિલાસમાં નિષ્ણાત બન્યા છે. ગમે તેવા વિષય ઉપર એમના અભિપ્રાયો ઝીંકે છે. કેળવણી અંગેનો સમારંભ હોય તો એના મહિમાને આભ જેટલે ઊંચે પહોંચાડી શકે છે. ને નિકાસની વાત હોય ત્યારે એને પ્રથમ કોટિમાં 'સ્વવિનાશના પર્યાય' તરીકે મૂકી દે છે એમ દેશના આરોગ્યને, ઉદ્યોગને, લશ્કરને, ન્યાયને, ગામડાંને, સુઘડાઈને, રાની પશુઓને ને આલીશાન મકાનોને—હાવે તેનો મહિમા ગાયા છે ને પ્રથમ કોટિની જરૂરીઆત મનાવી છે. પણ, એ પછી શું? તો એનો જવાબ નથી.

રાષ્ટ્રપતિ રાધાકૃષ્ણન્ ઘણા સાહ્યથી સજ્જન છે. નેહરુ વિશ્વમાનવનો નમૂનો છે. મોરારજી તો સંતપુરુષ છે. ત્યાંથી જે હારમાળા ચાલી તેમાં ક.ન.નો, નાયબ પ્રધાનો ને બીજા એવા ગુંથાયા છે કે આપણે છક થઈ જઈએ. એ દરેક જણ જનતાને જાહેરમતથી નવાં નવાં લેકવચનોથી છાશવારે સતેજ કરી રહ્યા છે. એ વાણી સાંભળનારને મંત્રમુગ્ધ કરે છે. વડતાલના મંદિરમાં દર્શને જનાર કબૂલ કરે છે કે 'લાખ રૂપિયાનાં દર્શન થયાં.' એમ અહીં પણ શ્રોતાઓ હર્ષથી વક્તાઓને વધાવી લે છે. 'અદ્ભુત કહ્યું', 'શબ્દો ઉપર કેવો કાબૂ છે', 'મૌલિક બોલ્યા', 'ઊંડાણ ઘણું હતું' 'વાચન વિશાળ હોવું જોઈએ'—એમ પ્રશંસાના ઉદ્ગારો નીકળે છે. ને અંતે એ વાણી ક્યાં વિસરાઈ ગઈ, ખોવાઈ ગઈ, અટવાઈ ગઈ તેની નથી શ્રોતાઓને કે નથી વક્તાઓને ફિકર.

વિધિ પૂરતા, શિષ્ટાચારના, પ્રાસંગિક વ્યાખ્યાનો જો 'બે બોલ'ની મર્યાદામાં હશે તો ચાલશે. દરેક સ્થળે વિદ્વત્તાની કસોટી આપવી જ પડે એવી જરૂર નથી. લાંબાં પ્રવચનોથી પ્રજા ઉપર ઋણ વધે છે, એના અર્થ તારવવાની મૂંઝવણ લાગે છે, ને જ્યારે પરિણામ નથી જણાતું ત્યારે નાસીપાસી આવે છે કે આટ-



આટલો ભગીરથ પુરુષાર્થ આમ છેક એળે ગયો!

જેની પાછળ નિશ્ચય નથી, પોતાનું વ્યક્તિત્વ કેન્દ્રિત કર્યું નથી, જેની 'લગન' લાગી નથી એવી બાબતો ઉપર શોભાનું ભાષણ ઠોકવાની ટેવ પડી ગઈ છે. તેના ઉપર અંકુશ કેમ ના આવે? જો કેટલુંક 'તૂત' ચલાવી લેવું પડતું હોય તો ભજનના રાગોટા, કથાઓનાં ઉદાહરણો, યજ્ઞોની આહુતિઓ, બ્રાહ્મણોના મંત્ર-બડબડાટ એવા કેટલાય પ્રલાપોને કેમ ખોટા માનવા?

ને નિ:સ્વાર્થ સેવાને આપણે સમાજજીવનમાંથી વિદાય દઈ રહ્યા છીએ એ કેવી કરુણ ઘટના છે!

નવી જિલ્લા પરિષદ, તાલુકા પરિષદ ને આમ પંચાયતની સ્થાપના વડે શાસનનું તત્ત્વ મજબૂત બન્યું છે, સેવાનું ઘટયું છે. જે કોઈ સેવા કરનારા હતા તેમને એ સેવા મૂલવવાની—એનાં નાણાં કરી લેવાની કે કાયદાનું રૂપ આપી અમલી બનાવવાની તક મળી છે. લોકશિક્ષણના દિવસો જાણે પૂરા થયા. લોકોએ અનુસરવાનું રહ્યું. એમને વશ કરવા પ્રેમ કે સમજદારી, ત્યાગ કે પ્રભાવની હવે જરૂર ના રહી. હવે તો નિયમો છપાય કે એની પાછળ દંડ આવીને ઊભો રહેવાનો.

જિલ્લા પરિષદોને મળેલી કર નાખવાની સત્તાથી જિલ્લે જિલ્લે જુદાં શાસન દેખાશે. પ્રાંતો(રાજ્યો)ના વાદ દેખાવા શરૂ થયા તેની સાથે જિલ્લાના વાદ પણ આગળ કરી મૂકયા. પ્રજા ઉપરનો બોજો વધી ગયો ને એકતા ઘસાઈ. આમ ઘણાં ઘર્ષણોનું બીજ નંખાયું, કેમકે આવી લાગવગવાળી જગ્યાએ પગાર, મકાન ને વાહન, સજા કરવાની સત્તા, માન ને મરતબો, બગાડ કરવાની છૂટ એ પદે પહોંચવા કોણ ઝપટ નહિ મારે!

આગેવાની મેળવવાની આ રીત ખતરનાક છે. જ્યાં ઓછી ચર્ચા ને વધારે કામનો નિકાલ જોઈએ ત્યાં ઊંધો તખતો ગોઠવાયો છે. કામ રખડી જવાનાં ને એનો દેખાવ વધવાનો. એક મોટા દૂષણને કોંગ્રેસે પોતાના પક્ષના સમર્થન કાજે છેક તળિયા સુધી ઉતાર્યું છે. ઈશ્વર એમાંથી બચાવે તો જ ઉગરી શકાશે. સહકારી પદ્ધતિનો સારો નિયમ એળે ગયો એમ પંચાયતોનું શુભ પણ ખોવાઈ જવાનું.

**ગુજરાતની એકતા કોણ તોડે છે?**

ગુજરાત પ્રાંતિક સમિતિ અને બીજા કોંગ્રેસી લાગતાવળગતાઓ વડોદરા મુકામે મળ્યા. એ સભામાં મહાસમિતિ તરફથી સાદીકઅલીએ કરેલી તપાસની ચર્ચા થવાની હતી. એ તપાસ ઉપરાંત માજી પ્રમુખ ઢેબરભાઈએ કોંગ્રેસ વિષે જાહેરમાં આપેલી ચેતવણીઓ વિષે વિચાર કરવાનો હતો. પણ એ કામ મોરારજીનાં રોકાણોને લીધે મુલતવી રહ્યું. લાગે છે કે મોરારજીને ગુજરાત કોંગ્રેસ ગૌણ દેખાઈ છે. જે સંસ્થામાં પોતાનો પ્રભાવ ઓસરતો જણાય તેના તરફ ભક્તિ ક્યાંથી રહે!

જે કોંગ્રેસીને ચૂંટણીમાં જીત ના મળે તે પોતાની સંસ્થા ઉપર પ્રહાર કરવા નીકળી પડે છે. પહેલાં પણ આમ જ બન્યું છે. અને જે આવા પ્રહાર કરે તેને મૂગો રાખવા કોઈ 'સ્થાને' બેસાડી એને પગાર કે ઘાલમેલ કરવાની સત્તાથી મોંએ ડૂચા મારવામાં આવે છે.—'બોલતા' બંધ કરવા! આ પ્રાંતિક સમિતિની નાલેશી છે, ને એ વધતી જાય છે. જ્યાં બેસીને ગુજરાતના અનેક યુવાન કાર્યકરો પ્રેરણા મેળવતા હતા, ત્યાગ ને શિસ્ત શીખતા હતા, સેવાની ધગશ કેળવતા હતા, અને પોતાના જીવનદ્વારા પ્રજાજીવનને ઊંચે લઈ જતા હતા ત્યાં આજે વિપરીત સ્થિતિ આવી છે. એમાંથી 'સર્વોચ્ચ' શક્તિનું માપ નીકળી આવ્યું છે.

પણ, એમ ને એમ ક્યાં સુધી! ગુજરાતની પીઢ જાહેર સેવાની સંસ્થાના આ હાલ માટે કોણ જવાબદાર છે? કોણે રાજદ્વારી સોદાઓ કરી કરી સત્તાની લગામનો મોહ આગળ વધાર્યો છે? કોણ સેવક ને સંતનું મહોરું પહેરી પ્રજાને ભરમાવે છે? કોણે ગેરરીતિઓની ખોટી પ્રણાલી ચાલુ કરી જાહેર જીવનને અભડાવ્યું છે? 'જી હા' મેળવવા જોહુકમી ચલાવી કોંગ્રેસની મારફતે નીપજેલું ત્રીસ વર્ષનું લોકતપ પંદર વર્ષ સુધી વટાવી



ખાધું છે—એવું કોણે થવા દીધું !

એ દુઃખદ સ્થિતિ મીટાવવા પ્રાંતિક સમિતિએ રવિશંકર મહારાજને પૂછવું જોઈએ, ડાક્ટર ચંદુલાલને પૂછવું જોઈએ, કલ્યાણજીને પૂછવું જોઈએ, રાસ–બારડોલીના આગેવાનોને પૂછવું જોઈએ. જેણે કષ્ટ વેઠીને કોંગ્રેસના તપમાં વૃદ્ધિ કરી હતી તેમને બોલાવીને પૂછવું જોઈએ. બીજા પ્રાંતોમાં આવું જ ચાલે છે એમ કહેવાથી પ્રાંતિક સમિતિ ઊગરી જતી નથી. બીજા પ્રાંતોને ઉદાહરણ મળે—પ્રેરણા મળે એવું એનું બિરુદ હતું. એવી એની ગુંજાશ પણ છે. તો પછી દર વર્ષે ભીનું સંકેલી લેવાની મતલબ શી !

ગુજરાતના કોન્ગ્રેસીઓ (હવે એમને 'કાર્યકરો' શી રીતે કહેવા ?) ઘરની સાફસૂફી કરી લે ત્યારે વળી પાછો કુલડીમાં ગોળ ભાંગવાની રીત ના રાખે. જાહેર પ્રશ્નોમાં ઉચ્ચ આદર્શોની સહાય નહિ લેવાય—અને તે પણ ગુજરાતમાં—તો પછી એ આદર્શો તરફ કોની પ્રીતિ થવાની હતી ? સત્યનાં પારખાં એ ચાર દિવસ નહિ પણ હરિશ્ચંદ્રની માફક સહકુટુંબની તિતિક્ષા વડે થઈ શકશે. આખું ગુજરાત મુગ્ધ થઈ જાય એવો ત્યાગ કોણ કરી શકે એમ છે ! એવું હશે તો સમિતિ જીવશે. ને નહિ તો બાપનો વારસો ખાવા અંદરોઅંદર જે લડાલડી થશે તેમાં પહેલાં શબ્દો હશે પણ પછી તો લોહી રેડાવાનું.

આ કડવાશનું પહેલું ચરણ વેપારી મંડળે ભર્યું છે. જીવરાજ મહેતાનું પ્રધાનમંડળ ખસેડવાની આ તરકીબ સારી નથી. એમનું રાજીનામું લેવા જૂની ઘટમાળ શરૂ થઈ છે એ દુઃખદ છે. બળવંતરાય પેટા ચૂંટણીમાં ઊભા રહે તો ભલે, પણ એ જીતે તે પહેલાં 'વરિષ્ટ' મંડળના આશીર્વાદ જાહેર થાય ત્યારે એમ સમજવું જોઈએ કે જીવરાજની પાછળ પડેલી લાકડી હજુ એ જ 'કામ' કરી રહી છે—પક્ષમાં તડ વધારવાનું ને એમ કરીને ગુજરાતને કમજોર બનાવવાનું !

### ભગવાનને ભૂલો પાડનારા

દવાની ભેળસેળમાં ઉહાપોહ થયો ને શમી પણ ગયો. દવાઓ ઉપર સરકારે કન્ટ્રોલરો રાખ્યા છે. એમનો જવાબ લેવાશે કે નહિ તે ભાગ્યે જ જણાશે. એમણે કર્યું શું, શેની ઓફિસો ચલાવી ને શી બાબતના પગાર ખાધા ! દવા બનાવનારાં 'કારખાનાં'માં અમુક ડીગ્રીધારીને રોકવાની કાયદાથી જોગવાઈ કરી છે. એ ડીગ્રીધારીએ આવી ભેળસેળ કેમ થવા દીધી, કેમ પરવશ બન્યા, કેમ સામનો ના કર્યો ? ને હજારો માણસોની જિંદગી સાથે જે મેલી રમત ચાલી ગઈ એની જવાબદારી સ્વીકારી બે ચાર આરોગ્ય પ્રધાનો પણ કેમ રાજીનામું આપી છૂટા ન થાય ! ડૉ. સુશીલા નાયરે કેટલા ઉપવાસ કરી લીધા હશે ? એમને ગાંધીજીએ ડાયરી લખવાનું વારંવાર શીખવ્યું હતું. તો આ પ્રસંગો ઉપર એમણે ડાયરીમાં શો પશ્ચાત્તાપ કર્યો હશે ?

જેમણે દવાઓમાં ભેળસેળ કરી એ તો રાક્ષસ કોટિના થઈ જ ચૂક્યા. એમનો તો વિનાશ જ હોઈ શકે, એથી એવું કે જ નહિ પણ જે કોઈ એવી જવાબદારી સાચવવામાં નિષ્ફળ ગયા તેમના ફોટા, નામ, ઉપાધિઓ, ને ગુનાનો પ્રકાર જણાવી દરેક રેલ્વે સ્ટેશને જાહેરમાં મૂકવાં જોઈએ. જેથી જનતા જાણે કે કલંકિત કોણ છે. એમની સામે એક ઘૃણા ઉત્પન્ન કરવી જોઈએ જેથી બીજે અનિષ્ટોની આળ પંપાળમાં જે રોકાયેલા હોય તે ધ્રૂજે. આકરી સજા થાય તે કરતાં જાહેર નિંદા વહેલી ફળદાયી બને છે. આખો સમાજ ચેતી જાય છે. એમ જણાવવું જોઈએ કે કોઈ વિધવાનો એકનો એક દીકરો આવા માણસોનો આધાર રાખી મરણ પામ્યો. ભગવાનને પણ ભૂલો પાડનારા આ લોકો છે.

### ભરોસો રહેવો જોઈએ

સમૂહજીવનમાં એકમેકને ભરોસે ઘણીવાર રહેવું પડે છે. બસનો કે ટ્રેનનો ડ્રાઈવર પીધેલો નથી કે જાણકાર નથી એ તપાસવા બધા ઉતારુઓ ના જ જઈ શકે. શિક્ષક પોતે જ આળસુ ને અવિવેકી છે એવું વિદ્યાર્થીઓ કે વાલીઓ શી રીતે જાણે ને શી રીતે એનો

ઈલાજ કરી શકે? જાહેર કંપનીઓના હિસાબો તપાસનારા ચાર્ટર્ડ હિસાબનીશોને ઠરાવ્યા એ પછી પ્રજા ભરોસો મૂકે. દાક્તરો જો ખોટાં સર્ટિફિકેટો લખે ને બિનજરૂરી વાઢકાપ માટે ભરમાવે તો કોને કહેવું! એવું જ ચૂંટી કાઢેલા પ્રતિનિધિઓ ને એમાંથી નિયુક્ત થયેલા પ્રધાનો માટે કહી શકાય. તાર-ટપાલ બરોબર પહોંચશે એવો વિશ્વાસ ઊભો થઈ શક્યો હતો, પણ હવે એવી ખાતરી નથી. ન્યાય જેવી બાબતમાં શ્રીમંત કે શ્રીમંતનો ટેકો હોય એવો એ ગુનો કરશે તો અપરાધની સજા પામશે જ એમ હવે નથી કહી શકાતું. ને પ્રજાની ભીડ હશે ત્યાં કૉન્ગ્રેસની સંસ્થા આવી ઊભી રહેશે એમ પણ નથી માની શકાતું. જાહેર જીવનમા વ્યક્તિ કે સંસ્થા માટે ભરોસાની જે છાપ જરૂરી છે તે કહી તેથી વધારે ખંડિત થઈ ચૂકી છે. એની વિપરીત અસર એટલી ઝડપથી ફેલાતી જાય છે કે મિત્રો વચ્ચે કે ભાઈ-ભાઈ વચ્ચે પણ પહેલાં જે વિશ્વાસ હતો તે હવે રહ્યો નથી.

અને એવા માઠા સંજોગો વચ્ચે આપણે સમૂહજીવનના વધારે પ્રયોગો કરવા આતુર થયા છીએ. પણ એટલું ભૂલી જઈએ છીએ કે બેભાનપણે વધારે કડક શાસનને આપણે નિમંત્રી રહ્યા છીએ. કડક શાસન એ પ્રજાની રહીસહી આઝાદી જોતજોતામાં છીનવી લેશે.



'રસસ્રવા'

## નેહ-તરબોળ

મારે ઘેર એ આવે ત્યારે કે અમે બધાં ક્યાંક બહાર ફરવા ગયાં હોઈએ ત્યારે હંમેશ હું એની સામે તાકી જ રહેતી. બહાર ફરવા જઈએ ત્યારે અમે બધાં ટોળું વળીને બેસીએ ત્યારેય હું અચૂક એની સામે જોઈ શકું તે રીતે જ બેસતી, ધરાઈ ધરાઈ ને હું એને જોયા જ કરતી, ક્યારેય થાકતી જ નહિ. કેટલીય વાર મારી એ નિર્નિમેષ નજર સાથે એની આંખો ટકરાતી પણ હું મારી દૃષ્ટિને ક્યારેય ફેરવી ન લેતી. મારી આ ઘેલછાની કોઈને ખબર નહોતી એવું નથી. અને છતાં મને કોઈ રોકતું જ નહિ. મને આ ભરી ભરી દુનિયામાંથી એનું એકનું જ આટલું બધું ઘેલું કેમ લાગ્યું હતું એ ત્યારે કે આજેય સમજાતું જ નથી. મારે ઘેર એ આવે ત્યારે તો હું એવી એનામય થઈ જતી કે ન પૂછો વાત. મારી સામે એ બેઠો હોય – હું એની સામે જ બેસી જાઉં. એ બોલે, મારી સામે જોયા વિના વાતો કર્યે જ જાય ને હું એને જોયા જ કરું. જેમ એ વાતોથી થાકતો નહિ તેમ હું એને જોવાથી થાકતી નહિ. મારા કાન સરવા રાખતી, પણ મારી આંખોને તો એવી સજાવી રાખતી કે એક પળ માટેય એની સામેથી મારી દૃષ્ટિ ન જ હટતી. ઘણુંય વાર મને થતું કે મારી નજર તો એને નહિ લાગી જાય ને? મારાથી એ નજરાઈ તો નહિ જાય ને? પણ મારી એ શંકાને હું ક્યારેય મચક ન આપતી. નજરના એ નેહમાં નીતરતી હું તરબોળ બની જતી ત્યારે જ જંપતી. અને હું તરબોળ બની જાઉં ત્યારેય એ તો કોરો ધાકોર જ હોય! ઘણીવાર મને થતું કે અમે બેય સાથે આમ તરબોળ બની જતા હોઈએ તો? હું હંમેશ ઝંખતી કે મારા અંતરનો પડઘો એના અંતરમાં પડશે ખરો?







પ્રમેતુ

# નવો પાઠ !

માણસની મિલ્કત–સુખ ક્યારેય સંતોષાતી નથી એ આજની દુનિયામાં તો વધારે જગ જાહેર વાત છે. આપણી દ્રષ્ટાંતકથાઓ આવી કેટલીય વાતો રજૂ કરે છે. એવી જ અહીં રજૂ થતી આ સીધી સાદી દ્રષ્ટાંતકથા છે જે દરેકને માટે વિચારણીય બને અને પ્રેરણાદાયક બને...

એક જંગલમાં એક યક્ષ રહેતો હતો. એને દેવોએ એક કામ સોંપ્યું હતું. એનું કામ એક જ દરેક માણસનું માપ કાઢવાનું. એ એક વૃક્ષ ઉપર બેસે. સુંદર ગીત ગાય. રસ્તે જનારા ત્યાં આકર્ષાઈને આવે એટલે એમની સાથે વાતોમાં પડે વાત વાતમાં એ માણસ પાસેથી કઢાવી લ્યે કે એને શું દુઃખ છે અને પછી એ દુઃખનો તત્કાલ ઉપાય બતાવે. માણસો તો ખુશ થઈ જાય કે આ યક્ષ ખરો પરોપકારી છે. એ તરત આપણા દુખનો ઉપાય બતાવે છે.

પણ ઉપાય બતાવ્યા પછી યક્ષ કહે : 'જુઓ ભાઈ! આ તમને મેં રસ્તો બતાવ્યો તેથી તમારું ઉપરનું દુઃખ તો જશે—પણ અંદરનું દુઃખ તો રહેશે. એ તો ત્યારે જશે જ્યારે તમને આ મારી વાતમાંથી કાંઈપણ રસ્તો સૂઝશે. તમારો રસ્તો તમને સૂઝે ત્યારે તમારું દુઃખ જાય. તે પહેલાં તો તમે કેવળ થીંગડાં મારી શકો !'

પણ યક્ષની આ વાતને ભાગ્યે જ એનો કોઈ કાન દે, એ તો પોતાના દુઃખનો તાત્કાલિક ઇલાજ મેળવવા અધીરા થઈ જાય—અને યક્ષની ભેટ લઈને ઘેર દોડે !

હવે આ યક્ષ કોઈને પૈસા આપે. કારણ કે એને પૈસાનું દુઃખ હોય. કોઈને ઘર આપે કારણકે એને ઘરનું દુઃખ હોય. કોઈને સંતાન આપે, કોઈને સ્ત્રી આપે, કોઈને કેવળ વાતો જ આપે, એમ જેની જે મન આકાંક્ષા તેને તે મળે.

એક વખત એવું બન્યું એક રાજ અધિકારી ત્યાં નીકળ્યો, એને કોઈ વાતની ખામી ન હતી—જીવનમાં એને સંતાન હતાં. સ્ત્રી હતી. પૈસા હતા. ઘર હતું. અધિકાર હતો. ઘણું બધું બીજાને અપ્રાપ્ય એને મળી ગયું હતું.

એનું મન ઠેકાણે હોત તો આ મળેલી સમૃદ્ધિ એને માટે જીવનમાં સુખરૂપ બની શકે તેમ હતું.

પણ છેવટે તો માણસનું મન ગમે ત્યાંથી દુઃખ અસંતોષ શોધી કાઢે છે. ને એને દૂર કરવા એ દોડા કરે છે, એને એ જીવનનું પરાક્રમ માને છે. આ અધિકારીને પણ એક વાતનું દુઃખ લાગે. પોતે મોટો અધિકારી, રાજપાટમાં માન, સત્તા બધું ખરું, પણ એની સામે એક શેઠ રહે એનો વૈભવ જોઈને એને થાય કે સાળું આપણને આવું તો આ જિંદગીમાં નહિ મળે. આ.પણો તે કાંઈ અવતાર છે ?

એ રાજઅધિકારી આ રસ્તે ફરતો ફરતો આવ્યો. એના મનમાં પોતાની ઉણપના જ વિચાર ચાલી રહ્યા હતા. મારે ત્યાં આ નહિ, ને પેલું નહિ....વાત એના મનમાં આ ચાલી રહી હતી.

અને ત્યાં એણે વૃક્ષ ઉપરથી પેલા યક્ષને બોલતો સાંભળ્યો 'હે ભાઈ! તારે કાંઈક દુઃખ લાગે છે. તારી દુઃખની વાત મને કહે તો હું મારાથી

બને તે મદદ તને કરું !'

પેલા અધિકારીએ તરત જવાબ વાળ્યો: 'ભાઈ! મારે બધું સુખ છે. પણ કહેવતમાં કહ્યું છે ના કે વસુ વિના નર પશુ–એ વસુના વાંધા છે!'

'ઓ હો! વસુના વાંધા છે નાં? પણ તું વિચાર કરી જો. એ આવશે પછી તો તારે દુઃખ નહિ રહે નાં?'

'અરે! પૈસા આવે પછી કોઈને દુઃખ રહે છે તે મને રહેશે? ખાશું પીશું ને મજા કરીશું. થાય તે દાન કરીશું. વધશે તે છોકરાં વાપરશે. પછી દુઃખ કેવું?'

'પણ તું બરાબર વિચાર કરી જો—મેં કે'કને પૈસા આપ્યા છે, પણ પૈસા મળવાથી એમનું જે સુખ હતું એ પણ એમણે ગુમાવ્યું છે!'

'અરે હોય કાંઈ? પૈસા મળવાથી મેં તો કોઈને દુઃખી થતો જોયો નથી!'

'તો ત્યારે તું ઘેર પહોંચી જા. તારે ત્યાં મેં સોનાના છ ચરૂ મૂક્યા છે. પાંચ આખા છલકાય છે, છઠ્ઠો થોડો અધૂરો છે!'

'અરે! કાંઈ વાંધો નહિ. છ ચરૂ ધન કોને કહે? મારું દુઃખ અરધું પરધું તો આ સાંભળતાં જ ચાલ્યું ગયું છે!' યક્ષ મનમાં ને મનમાં હસી રહ્યો. ને આ ભાઈ તો દોડતા ઘેર પહોંચ્યા.

ઘેર જઈને જુએ છે તો છ ચરૂ સોનું ભરેલા એની દૃષ્ટિએ પડ્યા. એ તો આનંદમાં આવી ગયો. એને થયું પેલા વૃક્ષ પાસે એ યક્ષનું જ એક થાનક કરીશું. લોકો એની પૂજા કરશે. અને યક્ષને પણ સારું લાગશે.

પણ એટલામાં એને એક બીજો વિચાર આવ્યો, આ અધૂરો ચરૂ પહેલાં પૂરો કરી લઈએ. પછી બધું કરીશું.

અને એ અધૂરો ચરૂ પૂરો કરવા માટે હવે એ રાત દિવસ મહેનત કરવા મંડયો. કોઈનાં કામ કરે, કોઈની પાસે પડાવે. કોઈને ધમકાવીને કઢાવે, કોઈને ફોસલાવે. કોઈની પાસે માગે. અને એમ જે રકમ આવે એ બધાનું સોનું લઈને પેલા અધૂરા ચરૂમાં નાખે.

પણ કોણ જાણે શું થાય—એ ચરૂ જ્યારે જુએ ત્યારે એટલો ને એટલો અધૂરો દેખાય! પછી તો એણે રાજાને પણ મોંએ ચડીને કહ્યું: 'મારો પગાર વધવો જોઈએ. મારે ઘણાં કામ કરવાં પડે છે! ભાડું ભથ્થું તો હું ઓછામાં ઓછું લઉં છું એટલે પગાર વધવો જોઈએ!'

રાજાને એના કામથી સંતોષ હતો. એટલે એણે પગાર વધારી આપ્યો.

એ પગાર-વધારો પણ એણે ચરૂમાં પધરાવવા માંડ્યો!

પણ ચરૂ? એ તો અધૂરો ને અધૂરો! એમાં ન કાંઈ વધે ન કાંઈ ઘટે! પેલા અધિકારી ભાઈ તો હવે ચિંતામાં પડી ગયા. એણે એ ચરૂ પૂરો કરવો છે ને એ પૂરો થતો નથી. અને એટલે એમના બીજાં કેટલાંય કરવા ધારેલાં સારાં કામ પણ રખડ્યા કરે છે!

ઘડીભર તો એમ પણ થાય કે એ ચરૂ પડે ખાડમાં. આપણે એ પૂરો કરવો નથી.

પણ એ વિચાર આવે ન આવે ત્યાં એને થાય છે ના ના,





થોડાક સમય માટે એને અધૂરો રહેવા દેવો ? પછી તો માણસના પરાક્રમની કિમ્મત શી ? પણ એમ ને એમ દિવસો પસાર થતા રહ્યા. એને છેવટે લાગ્યું કે એ યક્ષ પાસે જ જવા દે. એનો ખુલાસો મેળવવા દે.

એટલે એ પાછો યક્ષ પાસે ગયો. પણ આ વખતે એણે યક્ષને જ જોયો નહિ. ઘણો પ્રયત્ન કર્યો પણ યક્ષ ક્યાંય દેખાણો નહિ.

છેવટે થાકીને એણે મોટેથી બૂમાબૂમ કરી ત્યારે એના કાનમાં અદૃશ્ય અવાજ માત્ર આવ્યો : 'હે ભાઈ! તું મફતનો આંહીં આવ્યો છે. તારો એ અધૂરો ચરુ ભરાશે નહિ ત્યાં સુધી તું સુખી થવાનો નથી !' 'પણ તો એ શી રીતે ભરાય ? હું તો એમા કાંઈ ને કાંઈ નાખતો રહું છું પણ એ તો ઉલટાનો વધારે ને વધારે ઉણો થતો જાય છે !'

'એને ભરવાનો ઉપાય તો તદ્દન સહેલો છે. કાંઈ નહિ નાખે તો એ ભરાઈ જશે !'

'આંય તામીલ !' રાજઅધિકારી ભાઈ તો આ સાંભળીને ચોંકી ઊઠ્યા.

એટલે એ તો ઘેર જઈને એ નિયમ પાળવા લાગ્યા. પણ ચરુ તો ભારે ચમત્કારી નીકળ્યો. એ તો હતો તેવો ને તેવો રહ્યો ! એટલે વળી એ થાકીને પેલા યક્ષ પાસે ગયો. યક્ષે કહ્યું : ભાઈ ! જો તું સમજ્યો હોત તો તો એ અધૂરો ચરુ ક્યારનો ભરાઈ ગયો હોત. તારી પંચેન્દ્રિયોને તું છલકાવી દે તો પણ તને સુખનો અનુભવ નહિ થાય—જ્યાં સુધી આ તારો છઠ્ઠો ચરુ—મન અધૂરું છે ત્યાં સુધી.

એટલે તું હવે ઘેર જા. અને આ છઠ્ઠા ચરુને છલકાવવાનો પ્રયત્ન છોડી દે. તું તારા મનને કાંઈ ન આપીને ઘણું કેમ આપી શકે— એ વિષે વિચાર કરતો થા. એટલે છઠ્ઠો ચરુ પણ છલકાઈ જશે !

અને એ બધા છલકાઈ જાય ત્યારે તું આવજે. સુખ તને તરત ત્યારે મળશે. તે પહેલાં નહિ !

જેણે જેણે છઠ્ઠો ચરુ ભરવાનો યત્ન કર્યો છે એ બધાં જ હેરાન હેરાન થઈ ગયા છે.

એ ન ભરવાથી ભરાય છે. આ વાત છે, મનને આપવાથી નહિ, ન આપવાથી એ તૃપ્તિ પામે છે. એની આ ખુબી છે.......!

રાજ અધિકારી તો આ વાત સાંભળીને મનમાં ઘા ખાઈ ગયો. એ ઘેર તો ગયો પણ હવે મનને કાંઈ ન આપવું એ નવો પાઠ એને ભણવાનો હતો—એ વિષે એ વિચારમાં પડી ગયો.

એના પોતાના પાડોશી શેઠ સાથેની સ્પર્ધા તો ઊડી ગઈ, પણ એને નવાઈ તો એ લાગી કે અત્યાર સુધી એણે જે જે કર્યું હતું—એમાંનું કાંઈ જ આ નવા પાઠને માટે ઉપયોગી ન હતું !

એણે એ મનને કાંઈ ન આપવાનો નવો પાઠ શીખવો રહ્યો.



ઈશ્વર પેટલીકર

# દંતકથામાંથી પ્રેરણા

નાનું એવું કામ કરનારને પણ આજે તો પોતાના નામની વાહવાહની પડી છે. આવા કીર્તિભૂખ્યા માનવીઓ કામ પણ ક્યાંથી કરી શકે? ત્યાગીઓ કહેવડાવનાર પણ કીર્તિનું રગળ કર્યે જ જાય છે—આ બધાને આ લેખ ચીમકી રૂપ બને તેવો પ્રેરક છે...

બાળપણમાં ડાકોરના મંદિર વિષે એક દંતકથા મેં સાંભળી હતી. આજે પણ એ દંતકથા ચાલુ હશે તેમ માનું છું. ડાકોરમાં રણછોડજીનું મંદિર બંધાતું હતું ત્યારે જે મજૂરો દિવસ દરમિયાન કામ કરતા નજરે પડતા તેમની ગણતરી થતી અને સાંજે એ મજૂરોની રીતસરની હાજરી પુરાતી ત્યારે એકની સંખ્યા ઓછી થતી. આવું એક દહાડો નહોતું બનતું, દરરોજ બનતું અને વગર હાજરી પુરાવ્યે વધારાનો મજૂર કોણ કામ કરે છે તે પકડી શકાતું ન હતું. ખુદ રણછોડરાય એ મંદિરના બાંધકામમાં શ્રમ કરવા છૂપી રીતે આવતા હતા તેમ આ દંતકથાનું મહાત્મ્ય છે.

આવા ચમત્કારમાં મને શ્રદ્ધા નથી રહી એટલે ખુદ રણછોડરાય એ રૂપે આવે તેમ હું માનતો નથી. વળી જે વિશ્વકર્તા છે—પ્રભુ છે તે આવાં રૂપ ધારણ કરી જન્મ લે છે તેવી શ્રદ્ધા પણ હું ધરાવતો નથી. છતાં જો એ મંદિર બાંધતી વખતે દંતકથામાં કહેવાય છે તેમ એક શ્રમ કરનાર છૂપો રહેતો હતો, તો એ સત્યકર્મ રણછોડરાયના કોઈ નમ્ર ભક્તનું હશે તેમ હું કલ્પના કરું છું. મને એ કલ્પના વધુ સ્પર્શી જાય છે તેથી હું તેને વધુ વાસ્તવિક માનવા પ્રેરાયો છું. ભક્ત બોડાણાને લીધે રણછોડરાય દ્વારકામાંથી ડાકોર આવવા તૈયાર થયા એવી કથા છે. બોડાણાની ભક્તિ કેવી શ્રદ્ધાભરી ઉત્કટ હતી તે જ એનો ભાવાર્થ છે. હું કલ્પના કરું છું કે એવો જ કોઈ અનામી ભક્ત રણછોડરાય તરફથી ઊંડી ભક્તિને વશ થઈ એ મંદિરમાં પોતાનો યત્કિંચિત ફાળો આપવા આવતો હતો. અને એ ફાળો જાહેર ન થાય તેવી ભક્તિભાવનાને વશ થઈ ગુપ્ત રાખવા એ સાંજની હાજરી આપવાના સમયે હાજર રહેતો ન હતો. એને મજૂરી નહોતી લેવી એ જ કારણ નહોતું. પરંતુ એને પોતાની ભક્તિનું પ્રદર્શન થાય તે પણ પસંદ ન હતું. અને તે કારણે એણે એ ગુપ્તતા એટલી જાળવી કે તે કોણ છે તેની ઠેઠ સુધી ખબર ન પડી અને તેનો જશ છેવટ રણછોડજીને ફાળે ગયો.

મારી શ્રદ્ધાનો જે પ્રભુ છે તેને જન્મ લેવા પણ ન હોય તેમ હું માનુ છું છતાં માનવા ખાતર માની લઈએ તો પણ એક અજ્ઞાત મજૂર તરીકે કામ કરવામાં કંઈ પ્રભુનું વિશેષપણું નથી. પ્રભુ પોતાની જાતને અજ્ઞાત રાખે તેમાં કંઈ એના દેવત્વમાં વધારો થતો નથી. આમ ઈશ્વરને મનુષ્યરૂપે જન્મ લેતાં જે માને છે તેને પણ આમાંથી કંઈ પ્રેરણા મળતી નથી. જ્યારે માનવીમાં આપણે જે શ્રદ્ધા ધરાવીએ છીએ તે જોતાં પોતાના અહમને અને જશને ગાળી નાખી કેવળ પ્રભુ પ્રીત્યર્થે અજ્ઞાત રહીને મંદિરની ઈંટો વહેવા કોઈ ભક્ત જાય તો એ માનવીની શ્રદ્ધામાં વધારો કરનારી બિના છે. એ અજ્ઞાત ભક્તનું નામ આજે પણ કોઈ જાણતું નથી અને તેને બોડાણા જેવી કીર્તિ પણ મળી નથી છતાં પ્રભુ સમક્ષ તો એ બંને ભક્તોનું સ્થાન સરખું છે. એ અજ્ઞાત ભક્તને એના ભક્તિભાવથી જે આત્મસુખ મળ્યું હશે તે અલૌકિક છે અને તે કારણે લૌકિક જશનો અજંપો એને ક્યારેય રહ્યો નહિ હોય.

જિંદગીનો ઉત્તમ કાળ કયો એમ જો આપણને પૂછવામાં આવે તો સ્વાભાવિક રીતે આપણે જે ક્ષેત્રે સફળતા પ્રાપ્ત કરી હોય અને પ્રતિષ્ઠા સંપાદન કરી હોય તેને ઉત્તમ કાળ તરીકે ગણાવી શકીએ પરંતુ અંગ્રેજ કવિ વડ્ઝવર્થ પેલા રણછોડરાયના મંદિર વખતે અજ્ઞાત રીતે મજૂર તરીકે કામ કરનાર ભક્તના

એ કાળને ઉત્તમ કહે છે. આવાં કામ એવાં નાનાં હોય કે જે પછી યાદ પણ ન રહે. આવાં નાનાં અને અપ્રગટ સત્કર્મો લાગણી સાથે અને બદલાની આશા વિના કરવામાં જે ગાળો—કાળ વીત્યો હોય તેને જીવનનો ઉત્તમ કાળ કહે છે.

આ ઉત્તમ કાળની વિશિષ્ટતા એ છે કે એ નાના મોટા દરેક માનવીને તે પ્રાપ્ત થઈ શકે છે. માનવીને અમુક અમુક ક્ષેત્રે ઊંચે પહોંચવા વિશિષ્ટ શક્તિ અને તક જોઈએ છે, જે દરેકને માટે સુલભ નથી. છતાં જેમ માણસમાં શરીરની સમાનતા છે, મોટા માણસમાં અને સામાન્ય માણસમાં એનો તફાવત હોતો નથી, કુદરતે આ સમાનતા જેમ બક્ષી છે, તેમ ઉત્તમ કામની સમાનતા પણ સરખી બક્ષી છે. નાનાં સત્કામો ધારે તો દરેક માણસ અજ્ઞાત રીતે છૂપા રહીને કરી શકે છે.

એક અનાથાશ્રમમાં દર બુધવારે બપોર પછી એક આગંતુક બે એક કલાક આવતો હતો. એ સમય દરમિયાન એ ત્યાંના કિશોરોને ગંજીફાના પાનાંની જુદી જુદી ટ્રીકો બતાવી આનંદ કરાવતો હતો. વાર્તાઓ કહેતો હતો. વાર્તાઓનો વિષય તો એવો લાંબો પહોળો છે કે આખી જિંદગી ખૂટે નહિ. દુનિયાની કંઈ અવનવી અજાયબીઓ એ વાંચી લાવતો અને તે એની રસિક બાનીમાં કહી સંભળાવતો હતો. આથી એ આવતો તે સાથે કિશોરો હર્ષના પોકારો કરી ઊઠતા. મેટ્રન અને સ્ટાફના બીજા સભ્યો પણ બે કલાકની પોતાને છૂટી મળી તેથી આનંદ પામતાં અને તેના આગમનને વધાવી લેતાં હતાં. એ પણ વિદાય થતો ત્યારે આનંદ લૂંટયાની મોં ઉપર ઝલક લઈને જતો હતો. આવી વ્યક્તિનો પરિચય મેળવવાનું કોને મન ન થાય? છતાં એ સવાલને એ કાયમ ઊડાવી દેતો: 'હું કોણ છું અને કોણ નથી, એ કંઈ મહત્ત્વનું નથી!'

આ સુભગ ચિત્રની સામે આપણે આપણું પોતાનું જીવન–ચિત્ર મૂકીએ તો શું જોવા મળે તેમ છે? કોઈ સંસ્થામાં આપણે જો માનદ કામ કરવા જઈએ તો આપણો ઉપકાર તેમને વસવો જોઈએ. અને એવો ઉપકાર જો આપણો માનવામાં ન આવે અને જો આપણને વસી જાય કે આપણી કદર તો ક્યાં રહી પણ ઉપેક્ષા થાય છે, તો પછી આપણું વલણ કેવું રહેશે? આપણે એ સેવા આપવાનું તો બંધ જ કરી દેવાના, પણ એથી આપણને શાંતિ થતી નથી. એ સંસ્થામાં બધાં સત્તાશોખીનો, અભિમાની અને સ્વાર્થસાધુઓ ભેગા થાય છે તેમ આપણે માની લેવાના અને તેમને એ જગાએથી દૂર કરીને જ સાચી સેવા થઈ શકે તેમ આપણે પ્રયત્ન કરવા લાગી જવાના. પરિણામે આપણે જેટલો સમય એ સંસ્થાની સેવામાં નહિ ગાળ્યો હોય તેથી વિશેષ સમય બીજાઓ સમક્ષ આપણી સેવાની વાતો કરવામાં, સંસ્થાના હોદ્દેદારોને ઉતારી પાડવામાં અને એની આગળ વધી આપણે એટલા બધા સ્વમોહાંધ બની જવાના કે જે સેવાઓ આપણે નથી કરી તે પોતાને નામે ચડાવતાં પાછા પડતા નથી!

આ સ્વમોહાંધપણુ આપણે કેવળ સંસ્થાની બાબતમાં જ અનુભવીએ છીએ એવું નથી, પણ આપણે જેમને અંગત મિત્રો માનતા હોઈએ છીએ, સ્વજનો માનતા હોઈએ છીએ તેમની બાબતમાં પણ આપણે એમનાં જે કામો કર્યાં હોતાં નથી અને કર્યાં હોય છે તો પણ એમાં આપણો અલ્પ ફાળો હોય છે, છતાં જાણે આપણે જ એ સર્વ ભાર ઉપાડ્યો હોય તેમ ગાણું ગાઈએ છીએ. કેવળ એ કામ જેમનું કર્યું હોય છે તેમની સમક્ષ ગાઈએ છીએ તેવું પણ નથી, પરંતુ જે જે આપણને અને એને ઓળખે છે તેની સૌની સમક્ષ એકાદ વખત નહિ પણ ઘસાઈ ગયેલી રેકર્ડની માફક આપણે તે વારેવારે વખાણ કરીએ છીએ. પરિણામે, આપણે જેનું કામ કર્યું હોય છે તેને જે ઉપકાર વસ્યો હોય છે તેય ચાલ્યો જાય છે, અને તેને આપણે અકારા થઈ પડીએ છીએ. એનો પડઘો પાડતાં એ કહે છે આના કરતાં એણે કામ ન કર્યું હોત તો સારું! આમ જો

આપણે આપણા મિત્રો સ્નેહીઓનું કરેલું કામ—જે આપણી ફરજ છે અને તે સાવ અજાણ્યાનું કર્યું હોય તે કક્ષાનું સતકર્મ ન ગણી શકાય, જો ન કરીએ તો ફરજ ચૂકયા ગણાઈએ, તેને—પણ જો અંતરમાં સમાવી શકતા નથી. તો સમાજમાં જેમનું કૃત્ય છૂપાવવા જેવું મનાયું છે અને તે કારણે સ્વજનોએ તેમને તરછોડયા છે, તેવા હીજરાયેલાંનાં આંસુ તો આપણે છૂપાં શું લૂછી શકીએ ?

ન્યુ સાઉથ વેલ્સ ચર્ચના પ્રસૂતિગૃહમાં એક વીંગ એવી છે કે જેમાં કુંવારી માતાઓ અજ્ઞાત રહીને બાળકને જન્મ આપી શકે છે. આમ તો બાળકનો જન્મ માતા અને કુટુંબ માટે હર્ષનો છે. પરંતુ આ કમનસીબ માતાઓ તરછોડાયેલી છે એટલે એને એ જન્મ છૂપાવવા પડે છે અને કુદરતી માતૃત્વને વશ થઈ બાળકના જન્મનો એને આનંદ હોય તો પણ એમાં કોઈ સ્વજન ભાગીદાર થવા તો તૈયાર હોતું નથી. તે વખતે, આવા દરેક બાળજન્મ વખતે એક અજ્ઞાત બાઈ ફૂલગુચ્છા સાથે એને વધાવવા આવે છે. વરસો દરમિયાન સેંકડો આવી માતાઓ જે એકલતાને લીધે હતાશ થઈ હોય છે તેને આ અજાણી બાઈનું હાર્દિક સ્વાગત નવું જીવન બક્ષે છે. જિંદગી જીવવા જેવી લાગે છે. અને ઘામાંથી બેઠા થવા ટેકો મળી રહે છે. આ દરેક વખત એ માતાને ફૂલોથી સ્વાગત કરતાં કહે છે—'હું તમારી સ્થિતિ સમજી શકું છું!' આ બાઈએ આટલાં વર્ષો દરમિયાન આવી હૂંફ આપવા છતાં એ કોણ હતી તે કહ્યું ન હતું!

આપણી મુશ્કેલી એ છે કે આપણે સ્વાર્થ વિનાનાં અને કોઈ જાતના બદલાની આશા વિનાનાં કામ કરી શકતા નથી. અને કરી શકીએ તો એ છૂપાં રાખી જે આત્મસુખ આપણને લાધવું જોઈએ તેની આદત નથી. આપણને તો એ બીજાને કહેવામાં—અતિશયોક્તિપૂર્વક કહેવામાં જ આનંદ પ્રાપ્ત થાય છે. પરંતુ આમ વ્યક્ત કરી બાહ્ય આનંદ મેળવવાની મનોવૃત્તિ મૃગજળી જેવી છે. તાત્કાલિક એમાં વધુ આનંદ લાગે છે. અને સાથે સાથે એ આનંદ દૂર ને દૂર જતો હોય છે. અને તેથી કયારેય તૃપ્તિ થતી નથી. પરિણામ એ આવે છે કે સમય જતાં આવાં સતકર્મો કરવાની આપણી વૃત્તિ વધતી નથી પણ ઘટે છે. લોકો નગુણા છે, કરીએ તો ય કંઈ પાડ નથી અને એમને માટે કંઈ કરવા જેવું નથી તેમ અંતે ઝરણું સુકાઈ જાય છે.

ભક્તિ એ બીજું કંઈ નથી પણ નમ્ર બની અહમ્‌થી દૂર રહી સતકર્મ કરવાની હૃદયેચ્છા છે જે રણછોડજીના મંદિર વખતે અજ્ઞાત ભક્ત મજૂરમાં જોવા મળી છે. એવો જ બાળભક્ત પેલો અનાથાશ્રમમાં કિશોરોને આનંદ આપવા જતો અજ્ઞાત માનવી છે. એવી જ કુંવારી માતાઓના બાળજન્મને આવકારવા જનાર બાઈ માતૃભક્ત છે. જો એમાં ચમત્કારને આરોપવામાં આવે તો પુનર્જન્મશ્રદ્ધાળુ કહી શકે કે ખુદ મેરી માતા એ બાઈ રૂપે પ્રસૂતિગૃહમાં જતી હતી! પરંતુ સાચો ચમત્કાર એ છે કે આ માનવીઓએ પોતાનો અહમ્ ઓગાળી દઈ કેવળ ભક્તની નમ્રતા—વિલોપનપણું સાધ્ય કર્યું છે. એમાંથી કંઈ શીખવા જેવું હોય તો આ સાધના—ભક્તિ છે.

માનવી સતકર્મ જાહેર કર્યા વિના ન રહી શકે તે કુદરતી વૃત્તિ છે. એ દ્વારા માણસનું અહમ્ પોષાય છે. આપણે જાણીએ છીએ કે કામિની કંચન અને કીર્તિ આ ત્રણેનો મોહ છોડવો અતિ વિકટ છે. અને છતાં પ્રથમ બેનો ત્યાગ કરનાર સંન્યાસીઓ પણ કીર્તિનો ત્યાગ કરી શકયા હોય છે, તેવું દરેક વખત બનતું નથી. સારા કામની જશ લેવાની વૃત્તિ, બીજાના ઉપર ઉપકાર ચડવાની મનોવૃત્તિ એ નાના રૂપે કીર્તિનો ત્યાગ કરવા જેવી અઘરી વસ્તુ છે. પોતાના આત્મસુખ ખાતર અને સતકર્મોની વૃદ્ધિ માટે દરેક મનુષ્યે સતકર્મોની ગુપ્તતા કેળવવી એ સંસ્કાર છે. આ અઘરું હોવા છતાં ઓછું સુખદ



ત્રિભુવન વીરજીભાઈ હેમાણી

# વા. મો. શાહનો જીવનસંદેશ*

આજથી તેંતાળીસ વરસ પહેલાં જાણીતા વિચારક શ્રી. વા. મો. શાહે લખેલો આ લેખ તેમનાં લખાણોનાં અધિકારી સંપાદકે સંપાદિત કરીને ઊર્મિનાં વાચકો માટે અહીં રજૂ કર્યો છે...

કહે છે કે દરેક પ્રાણીને કોઈ કોઈ વખત એક જાતની 'ચળ' થઈ આવે છે અને તે વખતે તે આડું ને અવળું વલુર્યાં જ કરે છે. અંતે તે લોહીલુહાણ થાય છે એ ખરું, પણ તે ક્રિયા દરમિયાન તો તેને એક પ્રકારની 'મજાહ' પડે છે. હગારી કુદરત આવી 'ચળ' મોકલવામાં બહુ પ્રવીણ છે, કોઈ વખતે આખી દુનિયા પર એક પ્રકારની 'ચળ' મોકલે છે, કોઈ વખત કોઈ જાતિ ઉપર અમુક જાતની 'ચળ'ની મોસમ મોકલે છે અને કોઈ વખત કોઈ વ્યક્તિ ઉપર 'ચળ' મોકલે છે. દુનિયા જાતિ અને વ્યક્તિ આ 'ચળ'ને અંતે લોહીલુહાણ થાય છે, પણ વલુરવાની ક્રિયા ચાલે છે ત્યાં સુધી તો 'આનંદ' જ માને છે અને તે 'ચળ'ને એક 'નીતિ' કે 'ભલાઈ' કે 'ફરજ'નું રૂડું નામ આપી- સારી પેઠે તેનું જતન કરે છે. મહાન કવિઓ અને વિચારકો, યોદ્ધાઓ અને યોગીઓ પણ આવી 'ચળ'થી બચ્યા નથી: તેઓ કવે છે, વિચારે છે, ખૂન કરે છે અને સમાધિ કરે છે; અને કવવું, વિચારવું, ખૂન કરવું તથા સમાધિ કરવી એ સર્વ ક્રિયાઓ કે જે 'મરજિયાત' નહિ પણ 'ફરજિયાત' હતી તેમનો તેઓ 'પરોપકાર' કે 'કલ્યાણ'ના નામથી બચાવ કરે છે, પ્રશંસા કરે છે અને પછી લોકો એ ક્રિયાઓની મૂર્તિ પૂજે છે. અને—અને અમુક ઇચ્છિત પરિણામ ઉપજાવ્યા પછી હગારી નિષ્ઠુર કુદરત પેલા કવિને, વિચારકને, યોદ્ધાને અને યોગીને 'ચળ'ના પ્રત્યુત્તરમાં તેઓએ કરેલી ક્રિયાને અંતે લોહીલુહાણ કરી મૂકે છે—ક્વચિત નાશ પણ કરે છે. ગરીબ બિચારા 'પરગજુ' પ્રાણીઓ ! કુદરત તેમને કેવા નચાવે છે, ફસાવે છે અને ફસાવવામાં જ 'મતલ' કે 'ધર્મ' કે 'ન્યાય' કે 'નીતિ' મનાવે છે !

* આ લેખના શીર્ષકને માટે એટલો ખુલાસો કરી લેવાની જરૂર રહે છે કે વા. મો. શાહે પ્રસ્તુત લખાણ માટે નીચે જણાવેલાં જુદાં જુદાં ત્રણ શીર્ષકોની યોજના કરી હતી:—

૧ ભલાઈનાં સત્યનું અસલ સ્વરૂપ

૨. એક માનસિક શસ્ત્રવૈધના તરંગો

૩. મૂર્છાંગત સ્થિતિમાં જોયેલાં દૃશ્યોનો ચિતાર.

સદરહુ શીર્ષકો લેખકના માનસનું હાર્દ તપાસવા માટે સારું સરખું સૂચન આપી રહે છે.

---

નથી. જાહેર કરી દેવાની અધમ વૃત્તિ છીછરી અને મૂડી વેડફી દેનારી લાગે છે. બહાર જાહેર કરી જે વખાણ દ્વારા સુખ પ્રાપ્ત કરવાની વૃત્તિ સેવે છે તેને એ સુખથી ક્યારેય તૃપ્તિ થતી નથી. એને ગમે તેટલાં વખાણ—કીર્તિ મળે તો પણ એ ઓછાં પડે. જ્યારે ડાકોરના અજ્ઞાત ભક્ત જેવી આંતરિક વૃત્તિનાં સંસ્કાર ઘડાય છે ત્યારે આત્મસુખ આત્મસંતોષ અમૃત જેવી તૃપ્તિ આપે છે. એ તૃપ્તિને લીધે એ એવાં સતકર્મો તરફ વિશેષ પ્રવૃત્ત રહે છે. એનો જશ બીજાને મળે તો પણ એને દુઃખ થતું નથી. એટલે તે તે કાર્યો કરવા તરફ એને નિરાશા પણ વ્યાપતી નથી.

આથી જ આવાં કાર્યોમાં ગાળેલો કાળ—જીવનનો ઉત્તમ કાળ કવિ વર્ડ્ઝવર્થે કહ્યો છે. કવિ સુધી દૂર પશ્ચિમમાં ન જવું હોય તો ડાકોરના મંદિરની દંતકથામાંથી પણ એ પ્રેરણા આપણને મળી રહે છે. આપણને સતકર્મો તરફ, આત્મસુખ તરફ અને સાચી ભક્તિ તરફ વાળનારી આ દંતકથાને આપણે આ પ્રકારની શ્રદ્ધાથી જોઈએ તો રણછોડજી પ્રત્યેની આપણી સાચી શ્રદ્ધા વધુ દૃઢ બને છે.





જાતિમાં અમુક ચીજની ખામી પડે એટલે કુદરત એકાદ વ્યક્તિને 'દયા'ની ચળ ઉપજાવે, કે કોઈમાં 'યશ'ની ચળ ઉપજાવે કે કોઈમાં 'ફરજ'ની ચળ ઉપજાવે; પછી તે ચળવાળી વ્યક્તિ તે ખામી પૂરવાની ક્રિયા કરે અને અંતે ઘવાઈ લોહીલુહાણ થાય. ગમે તેમ પણ, કુદરતે પોતાનું ધાર્યું કરી લીધું ! બિચારા નીતિવાદીઓ—ખાસ કરીને ભલા આદમીઓ—આવી રીતે અજાણતાં એ અંબિકાનું છપ્પર પોતાનાં લોહીથી ભર્યા જ કરે છે અને અંબિકાની દુનિયાના પેટના ખાડા તેથી પુરાયા જ કરે છે !

અંબિકાના—કુદરતના—આ પ્રપંચ કે જે દુનિયાને માટે બહુ હિતાવહ છે પણ ખાસ વ્યક્તિને માટે ત્રાસરૂપ છે—તે પ્રપંચને કોઈ કોઈ તત્ત્વજ્ઞાની કે યોગી સમજી જાય છે ખરો અને તે કોઈ વખત તે માટે વેર લેવા તત્પર થાય છે,—એટલે સુધી કે કુદરતને નાગી કરી દુનિયા સમક્ષ ખડી કરવા અને **ભલી** મનાયલી તે ચંડિકાનું **ભયાનક** સ્વરૂપ લોકોમાં ખુલ્લું કરવા કલમની તરવાર પકડે છે. સત્યનું એકાદ નગ્ન સ્વરૂપ તે કાગળ પર આલેખે છે અને ક્ષણભર ખુશી થાય છે કે તે ફાવ્યો છે ! પરન્તુ એને બિચારાં રમકડાંને ક્યાં ખબર છે કે વાઙમય જગતથી **પર** એવી એ **સત્યસુંદરીને** જ્યારે તે વાઙમય જગતમાં ખેંચી લાવવાને જોર કરી રહ્યો હતો તે જ વખતે તે ચતુર સ્ત્રી પોતાની જગ્યાએ આભાસસુંદરીને ગોઠવી દઈ પોતે તો હસતી કૂદતી છટકી જ ગઈ હતી અને 'વિચારક'ની જાળમાં જળને બદલે ઝાંઝવાં જ આવ્યાં હતાં !

*

મને પણ એક દિવસ એવી 'ચળ' થઈ આવી. અમારી જાતિના બિમારોની સારવાર માટે સેંકડો શ્રીમંતો અને હજારો ગરીબોનાં નાણાં એકઠાં કરીને એક ઔષધાલય સ્થાપવામાં આવ્યું હતું. થોડા દિવસોમાં જ નાણાં પૂરાં થયાં અને ઔષધાલયને તાળું દેવાને કાર્યવાહકો એકઠા થયા. તેઓ સઘળા શ્રીમંતો હતા પણ થોડા સો રૂપિયા આપી કે ઉઘરાવી ઔષધાલયને ઉગારવાની એમને ઈચ્છા નહોતી. હું એ વખતે એમને લોભી, જડવાદી અને પથ્થર કહી મનમાં જ ધિક્કારતો; કારણ કે હું એકાંત પરગજુવાદી હતો ! તણાઈ ખેંચાઈ, નિર્ધન કુટુંબના ભોગે, મેં એક સારી રકમ અર્પણ કરવા અને ઔષધાલયને ચાલુ રાખવા ઈચ્છા જણાવી. પણ શ્રીમંતોને 'ઈર્ષા' થઈ ! તેઓએ ગંભીર વદને મને ધન્યવાદ આપ્યો પણ મારી સખાવત સ્વીકારવા ના કહી અને સંસ્થાને તાળું મારવાનો ઠરાવ કર્યો. મેં પણ નવી ખાનગી સંસ્થા ખોલવાનો અને મારા સઘળાં સાધનોને ભોગે બને ત્યાં સુધી તે ચલાવવાનો નિશ્ચય કર્યો. ચંડિકાએ મને બરાબર હાથમાં લીધો. સખત 'ચળ' મારામાં ઉત્પન્ન કરી અને મેં ખૂબ વલુર્યું. કેમ, પછી લોહી કેટલું વહ્યું તે જાણવા તમે ઈંતેજાર હશો ? અને કેમ ન હો ? પારકાં દુઃખો સાંભળવાં અને તે દુઃખો પર હસવા અને બહુ તો 'બિચારો દયાપાત્ર !' કહી તેની લાગણીના ટુકડે ટુકડા કરવા કોણ ઈંતેજાર નથી હોતું ? તમારી એ મૂગી ભીખમાં નિર્દયતા વાસો કરે છે તે હું હવે જોઈ શકું છું. ભિખારી આવ્યો કે તુરત ગજવામાં હાથ નાખી એક આની કે પાવલીનો સિક્કો ગુપચુપ તેના હાથમાં મૂકવાની મારી મૂર્ખતા **હવે—**આટલા **અનુભવો પછી—**રહી શકે નહિ ! પારકાં દુઃખો સાંભળવાના લોલૂપી કાનો ગમે તેટલા કાલાવાલા કરે તેથી પીગળી જઈ ઝટપટ આપવીતી કહી દેવા કૂદી પડું એટલો 'ભલો'—એટલો 'ઉદાર'—એટલો 'પરગજુ' કે 'દયાળુ' **હવે** હું રહ્યો નથી. હું તમને ટટળાવીશ—આડાઅવળો માનસિક સૃષ્ટિમાં ખેંચી જઈશ—થકવીશ અને **તે પછી**, તે પછી જો તમારા કાનને હજીયે સાંભળવાની જિજ્ઞાસા રહી હશે **તો** આપવીતી સંભળાવીશ. વગર મુશ્કેલીએ મળતી ચીજ, આપનારને લેનારની દૃષ્ટિએ મૂર્ખ બનાવે છે એ હું હવે સમજ્યો છું. હા, હું મૂર્ખ અવશ્ય છું. દુનિયાનો દરેક મનુષ્ય થોડો કે ઘણો, એક યા બીજી બાબતમાં,





મૂર્ખ અવશ્ય છે. વૈદકશાસ્ત્ર એમ કહે છે એટલું જ નહિ, પણ આધ્યાત્મશાસ્ત્ર તો વળી ભાર દઈને કહે છે. પણ તે છતાં, મને મૂર્ખ કહેવાનો હક હું 'રિઝર્વ્ડ' રાખવા માગું છું: મારાથી મોટા મૂર્ખાઓ મને બનાવીને 'મૂર્ખ' કહી જાય એ હું **હવે**—આટલા અનુભવ પછી—સહન કરી શકું નહિ. અને મોટા મૂર્ખાઓ મારી આપવીતી સાંભળી મારી 'દયા' ખાય એ તો મારે મન મૃત્યુ સમાન જ થઈ પડે. માટે જ કહું છું કે તમને હરયા સિવાય મારી આપવીતી સાંભળવાની તમારી ભીખને હું દાદ આપીશ નહિ જ. શરત મંજૂર હોય તો ચાલો મારી સાથે સ્થૂલ અને સૂક્ષ્મ સૃષ્ટિઓની ભૂલભુલામણી અને ખીણોમાં ભટકવા.

*

પેલુ સામે શું જુઓ છો ? કન્યા પરણીને પતિગૃહે સીધાવે છે, તેની સખીઓ તેને અવનવાં સુખો માણવા જતી જોઈ મનમાં એની ઈર્ષા કરે છે, તેનાં સગાંસંબંધીઓ આ પ્રસંગને ખુશાલીનો પ્રસંગ માની વાજાં-ગાજાં અને ગીતોની ગર્જના કરી રહ્યાં છે. પણ-પણ તે કન્યા **પોતે** શું કરે છે તે જુઓ છો ? તે તો રડે છે, અશ્રુ વહેવડાવે છે, ડૂસકાં ખાય છે. તમે કદાચ કહેશો કે તે તો માતા-પિતા-ભાઈ-બહેન વગેરેના વિયોગને લીધે રડે છે અથવા શરમાળપણાને લીધે એમ કરે છે. તમારો દોષ નથી; તેણીને પોતાને તેણીનાં Sub-conscious mindને જ—માલૂમ નથી કે તે શા માટે રડે છે. માલૂમ છે માત્ર તેણીનાં Sub-conscious mindને; કારણ કે **તે જ ખરું જાણે** છે. તે જાણે છે કે તેણીના સુબદ્ધ શરીર-બંધારણ, નિશ્ચિંત મન અને સ્વતંત્ર આત્માનો **ભોગ** આપવાને તેણી ડગલાં ભરી રહી છે, અને એ પરિણામોની **આગાહી** એ જ આ **અશ્રુ** છે. લગ્નક્રિયા યોજનારા પૂર્વના 'કલા'બાજ ઋષિઓ જાણતા હતા કે જેમણે લગ્નક્રિયા માટે **યજ્ઞકુંડ** યોજ્યો હતો.

*

અને આ તરફ નજર કરો. પેલું હૃષ્ટપુષ્ટ ઘેટું ક્યાં જાય છે ? 'પવિત્ર' બ્રાહ્મણના હાથે ભદ્રકાળીનો 'ભોગ' બનવા ! અઠવાડિયાંઓ થયાં તેને સારી રીતે રાખવામાં આવ્યું હતું, ખૂબ ખવરાવવામાં આવ્યું હતું, દેવ તરીકે તેની આરાધના થઈ હતી, જો કે તેને બિચારાને ખબર નહોતી કે તે આરાધના, તે ભક્તિ, માત્ર તેની ગરદન કાપવા માટે જ હતી. અને ગરદન કપાય તે પણ 'ધર્મ'ના પવિત્ર નામથી જ, નહિ કે માંસાહાર નિમિત્તે ! **તે પણ** જેવાતેવાની તલવારથી નહિ પણ પવિત્ર 'બ્રાહ્મણ'ની જ તલવારથી !

**....સઘળી 'નગ્ન' વ્યક્તિઓ 'પવિત્રતાના' ઓજારથી જ હણાય છે...** અતિ નમ્ર મહાત્મા ગાંધી જ્યારે દેશના સ્વાભાવિક ગુસ્સાનાં પરિણામોને પણ અટકાવવા મથી રહ્યા હતા ત્યારે એ મથનને—એ શાંત સત્યાગ્રહને—એ શાન્ત હડતાલોને-'ગુનો' ઠરાવી મહાત્માને પકડવામાં આવ્યા; એમની પાછળ લોકબળ પુષ્કળ ન હોત તો વાત એટલેથી જ ન અટકતાં કંઈ જુદો જ 'પ્રોગ્રેસ' થયો હોત. અને આજે ઇંગ્લાંડમાં સંખ્યાબંધ હડતાલો પડે છે, લોકો તોફાન પણ કરે છે તેને કાંઈ થઈ શકતું નથી; ઊલટું નમતું પાસું મૂકવું પડે છે. 'પ્રજાને હડતાલ પાડવાનો જન્મસિદ્ધ હક છે' એ ત્યાં સ્વીકારવામાં આવ્યું છે. એ જ હક 'નમ્ર' ગાંધી રજૂ કરે અને 'વફાદાર' લોકો તેને અનુસરે તો દંડાય,—અને તે પણ 'લોકોની શાંતિને તમે હરકત કરો છો' એવાં બહાનાંથી—એવા હથિયારથી દંડાય ! નીતિવાદના આ ઢોંગી જમાનામાં ખરાબમાં ખરાબ અત્યાચાર પવિત્રતા, નીતિ, ભલાઈનાં નામથી જ થાય છે. લોકોની 'દયા' ખાતર **લોકોની** હડતાલને **પરદેશી** સરકાર ગુનો ઠરાવે એ કેવી મશ્કરી ? પણ એમાં 'નોકરશાહી'નો કાંઈ દોષ નથી. એ તો સ્વભાવિક જ બને છે: હીરો હીરાથી જ કપાય, ઝેર ઝેરથી જ દફા થાય, નમ્રતા નમ્ર સિદ્ધાન્તોથી જ પરાજય પામે. આ બધું તમને નીતિવાદીઓને સાંભળવું પણ



ગમતું નહિ હોય, હળાહળ ઝેર જેવું લાગતું હશે; પણ એમાં એ તમારો દોષ નથી. બનાવટી નીતિવાદ એ તમારી પ્રકૃતિ બની ગઈ છે. કુદરતની ભયંકરતા તમે સહન કરી શકતા નથી. **તેથી** એવી ભયંકરતા કુદરતમાં **હોવાનો** સ્વીકાર કરવા પણ તમારું હૃદય ના કહે છે. અને તેથી તમે ભયંકર સત્યને અજાણતાં (Unconsciously) અસત્ય જ કહેવાના. એમાં મને કાંઈ આશ્ચર્ય લાગતું નથી. લગ્ન, રાજ્યારોહણ ઇત્યાદિને તમે 'પવિત્ર' **ઠરાવ્યાં** છે, જો કે તે 'ભયંકર અનિવાર્યતાઓ' છે. લગ્ન એ શું લૂંટ નથી? રાજ્યારોહણ એ શું ઈશ્વરનો હક કે ઈશ્વરી (પક્ષપાતી) કૃપાનાં બહાને લાખો મનુષ્યોને બેડીમાં નાખવાની તજવીજ નથી? પણ તમે તો એ બધાંને 'પવિત્ર' માન્યાં છે—હવે એની ચર્ચા પણ ન થઈ શકે! ભલે પવિત્રતા પુજાઓ! ભલે 'પવિત્ર'તાની સફાઈભરી તલવારથી 'નમ્ર' ઘેટાંઓ ભદ્રકાલી માતાના ખોળામાં સિધારો! દુનિયામાં સદાકાળ એમ બનતું આવ્યું છે અને બનતું રહેશે. થોડા 'જાણનારા' મૂછમાં હસતા હશે, જો કે તેઓને પણ બીજા અસંખ્ય પાડોશીઓનું 'નમ્ર' વાતાવરણ મૂગી અસર કરતું હોવાથી 'નમ્ર' બની 'પવિત્ર'તાની તલવાર મારફત કાળી માતાના ખોળામાં જવું તો અવશ્ય પડે છે.

*

હવે પેલી ભડભડ બળતી ચિતા તરફ નજર કરો. ઓહ, શું લોકોની જબ્બર મેદની મળી છે ને? શું આકાશ ફાડનારા અવાજ થાય છે ને? આ બધું શું છે, ભાઈ? એ ચિતામાં કોણ સુંદરી છે? શા માટે? પૂછો પૂછો હજારો મસ્ત બનેલા લોકો પૈકીના કોઈને, શું કહે છે? 'અરે, એ તો 'સતી' થાય છે —સતી! પરલોકમાં તેના પ્યારા પતિને મળવા જાય છે—મોટામાં મોટું **પવિત્ર** કાર્ય કરે છે,—ધન્ય છે તેણીના અવતારને! ધન્ય ધન્ય તેના માતા–પિતાને! આ તો જગદંબા! એની રાખ માથે ચોળવા યોગ્ય છે!'—અને ખરેખર સતીઓ ,અને સતાઓ—જગદંબાઓ અને પુરુષોત્તમોને જ આ પ્રમાણે જીવતા બાળવામાં 'લોકો'નો 'પવિત્રતા' સમાયલી છે! એક સ્ત્રી એક માણસથી ભોગવાઈ તે હવે બીજાથી ભોગવાય એ વ્યક્તિથી સહન થયું નહિ એટલે મનુષ્યને સ્વાભાવિક એવી ઈર્ષાબુદ્ધિએ પુનર્લગ્નને 'પાપ'—'અપવિત્ર' મનાવ્યું. પણ પુનર્લગ્ન ન કરવા દેતાંયે ચેન તો ન પડ્યું! એ વિધવા જો કોઈથી છૂપો વ્યવહાર કરે તો તેણીના પતિ અને પિતાના કુળને 'કલંક' લાગે. આ પ્રમાણે તેણીની હયાતી જ પતિ તેમજ પિતાના કુળ માટે ચિંતાનો વિષય થઈ પડી. ઉપરાંત વળી એનું ભરણપોષણ કરવાની પીડા ઊભી થઈ, એના નિસાસા સાંભળવાની ચિંતા ઊભી થઈ! આમાંથી કેમ બચાય?...સ્વરક્ષાની પ્રકૃતિએ સૂચવ્યું કે વિધવા જો બળી મરે તો 'સ્વર્ગ'માં જાય અને પતિને પાછો મેળવે! પણ એમ તો કયું બુદ્ધિ પામેલું મનુષ્ય જીવતાં બળી મરવા તૈયાર થાય? એટલે પછી મરજીથી બળી મરવાની ક્રિયાને 'સતી' થવાનું પવિત્ર નામ આપવામાં આવ્યું અને એને ધાર્મિક સ્વરૂપ આપવામાં આવ્યું. આ ધાર્મિક સ્વરૂપ એ બીજું કાંઈ નહિ પણ જુલમોમાં જુલમી કામનું 'નમ્ર' હથિયાર છે, 'ભયંકર આવશ્યકતા'નું 'સ્યુગરકોટેડ' સ્વરૂપ છે. એટલી હદ સુધી 'પવિત્રતા'ની માત્રા એ ક્રિયામાં ભરવામાં આવી કે બિચારી વિધવા બીજા સ્વાર્થીઓએ તેણીમાં **પ્રેરેલી** ઇચ્છા કે જેને હમણાં 'સ્વેચ્છા' કહેવામાં આવે છે તે દ્વારા બળી મરવા સારુ ચિતામાં ઝંપલાવ્યા પછી આગની વેદનાનો અનુભવ શરૂ થતાં ચિચિયારી કરી મૂકે છે. તેવી ચિચિયારી રખેને કોઈનાં દિલમાં દયા ઉત્પન્ન કરવામાં ફાવી જાય એ ડરથી લોકો એ ચિચિયારીને ડુબાવી દે એવી 'જય અંબે! જય અંબે!'ની પવિત્ર ગર્જનાઓ અને 'પવિત્ર' જયવાદ્યના ઘોંઘાટ કરી મૂકે છે...આહ, પવિત્રતાની કાતિલ તલવાર! ...આહ, આહ નીતિનાં ત્રાસદાયક સ્વરૂપો!...નમ્ર નામોથી નમ્ર બકરાંઓનો શિકાર કરી એ રીતે સ્વરક્ષા કરવાની પ્રકૃતિના અદ્ભુત માર્ગ!



ચાલો ત્યારે હું પણ કહીશ કે ધન્ય છે 'સતી' ને! ધન્ય છે સતાને! ધન્ય છે દાતાને! ધન્ય ધન્ય છે તે સાધુ પુરુષને! ધન્ય ધન્ય ધન્ય છે આંખો મીંચીને— દરેક દરેક આથડતા ભૂતને બચાવવા—સહાય કરવામાં પોતાની સઘળી શક્તિઓને—ખૂબ મર્યાદિત આત્મશક્તિને પણ લૂંટાવી દેનાર પરગજુ પુરુષને!...પણ, આ ધન્યવાદ હું તમો 'લોકો'થી ડરી જઈને તમારા લોકાચારને ન અનુસરું તો મને 'અસાધારણ' વ્યક્તિ માની તમે મારું જ ખૂન કરવા માટે વળી કોઈ વધુ પવિત્ર હથિયાર તૈયાર કરો એ ડરથી આપું છું. બાકી મારું મન તો એ ધન્યવાદ પામતા સતાઓ અને સતીઓનાં માથાં ઉપર છૂપી રીતે ઝઝુમતી ચિતા અને ફાંસી અને તલવાર જોઈ રડે છે અને એનાથી બોલી જવાય છે 'ગરીબ બિચારા યજ્ઞનાં ઈંધન! અરે, એમની ખરી દયા જાણનાર કોણ મળશે?'

*

અને હજીયે શું મારે આપવીતી કહેવી બાકી રહે છે? આ દશ્યોથી પણ તમે મારી આપવીતી નથી સમજી શકયા? તો સાહેબજી, સલામ! તમારી સાથે માથાં ફોડવામાં મને કાંઈ 'રસ' પડશે નહિ. તમને પોતાનાં દુઃખનાં રોદણાં સંભળાવી તમારી નિર્દય 'સહાનુભૂતિ' મેળવવા જે માણસ ઇચ્છતો હોય—સુખ અને સમૃદ્ધિ ગુમાવી તેને બદલે શઠોની 'સહાનુભૂતિ' (!) પ્રાપ્ત કરવા જે માણસ ઇચ્છી શકતો હોય- **તેની** પાસે જ પધારો. તમે સાહેબ બહુ ડાહ્યા છો, દયાળુ છો, કોઈનાં દુઃખ સાંભળવાને કાન ખુલ્લા મૂકો એટલા પરગજુ છો, અને હું—હા હા હા! ઊંઘ વેચી ઉજાગરો લેનારા મૂર્ખાઓમાંનો એક છું, કોઈને ઉપયોગી થવા છતાં 'ભલાઈ' કે 'ઉપકાર' ખાતર નહિ પણ 'શોખ' ખાતર એમ કરવાનું કહેનારા જડવાદીઓમાંનો એક છું. (જો કે હવે મને જણાય છે કે એ 'શોખ' પણ નહોતો—માત્ર કુદરતે મોકલેલી 'ચળ' હતી!) ત્યારે તમારે ને મારે કેવી રીતે બને! અમને તો એકલા જ મરવા દો, બહુ દયા આવે તો અમને જલદી મરવામાં (કે જેથી બહુ રીબાઈએ નહિ) મદદગાર થજો અને પાછળથી— તમારામાં હંમેશ થતું આવ્યું છે તેમ—એકાદ પાળીઓ ઊભો કરજો: કોઈ સ્મરણ ફંડ કરજો, કે કેનવાસ પર છબી ચીતરાવજો કે 'બિચારો બહુ ભલો હતો—એવો કોમળ હતો કે એનાં આંખો ને આંખો ખાઈ જઈએ તો હાડકાં પણ નડે તેવાં કઠણ નહોતાં!' એમ કહી થોડાં આંસુ ખેરવવા એકાદ સભા બોલાવજો.

અને અમે? અમે વલુળી વલુળીને લોહીલુહાણ થયા પછી 'ચળ'ને ગાળો દઈશું—'ચળ'નું મૂળ સ્થાન શોધી કાઢવા આકાશ-પાતાળમાં આથડીશું—'ચળ' ફેંકતાં ચંડિકાના છૂપા હાથને પકડી પાડીશું. અને તેણીને ખેંચીને આંહી લાવી તેનું 'મ્યુઝિયમ'— તમને જોઈએ તો 'દેવાલય'—બાંધવા મથીશું અને કદાચ એ દેવાલયના એક પથ્થર તરીકે જ કોઈ અમને ચણી નાખશે! કેમ એ વાત નથી મનાતી? પૂર્વના સર્વ ઉસ્તાદ કારીગરોને તેઓ જ્યારે પ્રચંડ કિલ્લો ચણી લેતા ત્યારે કિલ્લાના એક અધૂરા રાખેલા ભાગમાં જીવતા જ ચણી લેવામાં આવતા એ ખરી બિનાથી પણ તમે શું અજ્ઞાત છો? ક્રાઈસ્ટનો વધ કર્યા પછી એનાં લોહીમાંસ દરરોજ ફરી ફરીને પીવામાં આવે છે અને તેથી 'પવિત્ર' થવાની ઇચ્છા રખાય છે એ શું તમને માલૂમ નથી? ત્યારે તમારી સાથે વિચારોની આપલે કરવા માટે મારી પાસે કોઈ ભાષા નથી. પધારો, સાહેબજી! આપ જેની ભાષા સમજી શકતા હો તેવી કોઈ સહધર્મી વ્યક્તિ પાસે પધારો!

★

બાળકો તો પ્રભુના પયગંબર છે, આનંદ અને ચૈતન્યની મૂર્તિ, સુંદર ખીલી શકનારી કળીઓ. ભગવાનને સૌથી વધુ પ્રિય હોય તો બાળકો જ. ભગવાનને ઘેર જવું હોય તો બાળક બનીને જવું પડે છે. આ દ્વેષ અને મત્સરથી ભરેલી દુનિયામાં જો ક્યાંય પણ અમૃતનો અંશ હોય તો તે બાળકો જ છે. બાળકો પાસે રહેવાની, હસવા-રમવાની, બોલવા-ચાલવાની તક મળે એ સુવર્ણસંધિ કહેવાય.

—સાને ગુરુજી [નવા પુસ્તક 'શ્યામ'માં]

દેવશંકર મહેતા

# ભાભી

કુંવારી ધરતીની મહેક જેવી જેમની કલમમાંથી લોકબાની ઝરે છે એ ગ્રામ્ય-લેખકની એવી જ ગ્રામ્ય ધરતીની આ તેમની આગવી જબાનમાં ચીતરાયેલી વાર્તા છે. ઊર્મિનાં વાચકો પાસે પહેલી જ વાર રજૂ થતા આ લેખક તેમનાં અનેક પુસ્તકોથી જાણીતા છે જ એટલે તેમનો વિશેષ પરિચય આ વાર્તા જ કરાવશે...

જોગાનુજોગ એવો થયો 'તો કે, પરણીને પોંખાયેલી મારી ભાભીએ ઘરમાં પગ મૂક્યો ને એ જ ઘડીએ મારો જન્મ થયો.

એટલે ભાભીને નીરખવા આવતી સ્ત્રીઓ કે'તી કે 'વહુ છે પનોતાં પગલાંની. વહુનાં રૂડાં પગલાંથી વીસ વરસે બીજો દીકરો અવતર્યો. રામ-લખમણની જોડ થઈ.'

પરણીને આવેલી ભાભી હતી તો પંદર વરસની, પણ એની પડછંદ કાયા જોઈ કોઈ એને વીસ વરસની કહેતું ને કોઈ તો વળી 'વહુ પૂરા પચીસ વરસની છે!' એમેય બોલતું.

ભાભી પનોતાં પગલાંની છે કે નહિ એ તો વિધાત્રી જાણે, પણ હું 'સારાં પગલાં'નો તો જરૂર છું.

છઠ્ઠીના દા'ડે મારા લલાટમાં લેખ લખવા કાજે વિધાત્રીને જોઈતાં લેખણ, કાગળ ને કંકુ પાટલા પર મૂક્યાં હતાં.

વિધાત્રી મારા લેખ લખતી હતી ત્યારે જ મારા પિતાના મિત્રને ઘરે લક્ષ્મીનો અવતાર થયો— દીકરી જન્મી.

પણ મારા બાપના ભાઈબંધને ઘરે જન્મેલી દીકરી જરૂર ભારે પગલાંની હતી. એ ધાવણી હતી ત્યાં જ એની જનેતા ગુજરી ગઈ.

અને હું ત્રણ વરસનો થયો કે, ઘરના વહેવારનો બધો બોજો મારી ભોળી ભાભી માથે નાખી મારી મા પણ સ્વર્ગે સંચરી.

*

મારા બાપના બાળપણના ભાઈબંધનું મન, વિધુર થતાં દુનિયાદારીમાંથી ઊઠી ગયું. ને પોતાની ત્રણ વરસની દીકરીને મારા બાપના ખોળામાં મૂકીને કાશીનો મારગ લેતાં એમણે પિસ્તાળીસ વરસની ભાઈબંધીનું મૂલ માગ્યું.

'ભાઈબંધ, આપણે જીવતર આખું એક ઓશરિયે આવેલા બે ઓરડામાં રહીને ગાળ્યું. આપણે લંગોટિયા ભાઈબંધ. ઘરવરને સંભાળનારી મારી ઘરવાળી ગઈ. હવે મારું દલ સંસારમાં નથી ..પણ આ ત્રણ વરસની દીકરીના બંધને હું બંધાઈ ગયો છું. એનો ભાર તું તારા માથે લઈ લે તો હું મારું મોત સુધારું. કાશીવિશ્વનાથની છાયામાં ને મા-ગંગાના પવિતર પાણીમાં મારાં હાડકાં ઝબોળું.'

'ભાઈ!' મારા બાપનો કંઠ રૂંધાયો. જિંદગી આખીના જીગરજાન દોસ્તને વિદાય આપતાં, સહજ તીખા સ્વભાવના મારા પિતા પણ ગળગળા બન્યા: 'એ દીકરી આજથી મારી દીકરી છે. પરણવાજોગ થયે, હું એને સારો બામણ ગોતીને પરણાવી દઈશ. તારી ખોટ સાલવા નહિ દઉં.'

'ના, એમ નહિ!' મારા બાપના ભાઈબંધ બોલ્યા: 'વચન આપ.'

ભાઈબંધના હાથમાં કોલ આપતાં મારા પિતા બોલ્યા: 'જા, આલ્યું વેણ...તારાથી મારો જીવેય મને વા'લો નથી.'

'તો ભાઈબંધ, મારી દીકરીને તું તારા ઘરની લખમી માની લે. તારા કરતાં બીજો કુળવાન બામણ છે કોણ? તારા ઘરમાં જ મુરતિયો છે. તો મારે કે તારે બીજો બામણ ગોતવો જ શીદ પડે? આ મારું વેણ તારે પૂરું કરવાનું છે.' આમ કે'તાં મારા બાપના ભાઈબંધે એની ત્રણ વરસની છોકરીનો હાથ મારા હાથમાં મૂક્યો.

વિધાત્રીએ છઠ્ઠીના લેખમાં, મારા લલાટમાં આ છોકરી લખી જ રાખી હશે તે મારા બાપે વેણ આપ્યું ને અમને ત્રણ ત્રણ વરસનાંને વરવહુ બનાવી દીધાં!

ને મારા બાપના લંગોટિયા ભાઈબંધે કાશીનો





મારગ પકડ્યો.

હવે મારા ઘરમાં, ઘડપણથી આંધળા બનેલા મારા બાપ, મારાથી વીસ વરસે મોટો મારો ભાઈ, પંદર વરસે મોટી મારી ભાભી ને મારાથી છ જ દા'ડે નાની, 'પારકી જણી' ને હું...એમ પાંચ જીવ જીવી રહ્યા હતા.

પણ વખત વસમો આવવા મંડ્યો હતો. બેહુ-વરણના રૂદામાં દાન-ધરમ ને પુણ્ય માટે શ્રદ્ધા રહી ન હતી. વરસ પણ નબળાં આવવા માંડ્યાં હતાં.

અમે હતા તો ગામના ગામોટી, પણ હવે તો દીકરી કે વહુને તેડવા-મૂકવા જતા-આવતા ત્યારે જ દાન-દક્ષિણા મળતી હતી. અમે હતા તો કુળગોર, પણ હવે તો ટાંપિયાગોર બની બેઠા હતા. જજમાનનું કંઈક ટાંપું (કામ) કરતા ત્યારે બશેર દાણા દેખતા. કંગાલિયતથી કંટાળી ગયેલા મારા જુવાન ભાઈના દિલમાં દરિયાપારનો દેશ ખેડવાની તમન્ના જાગી. ને મારા બાપના ઓળખીતા એક ઠક્કર કુટુંબનો મહેતો બનીને મારો ભાઈ અંધારખંડ આફ્રિકા જવા તૈયાર થયો.

પણ મારા બાપને કુબુદ્ધિ સૂઝી કે મારો ભાઈ આફ્રિકાનું પરયાણ કરે એ પહેલાં મને અને પેલી 'પારકી જણી' ને પરણાવી દીધાં !

અમને પરણાવતી વેળા, અમે ત્રણ ત્રણ વરસનાં વરવહુ તો ઊંઘતાં હતાં ! મને ખોળામાં લઈને મારો ભાઈ પરણાવવા બેઠો ને પેલી છોકરીને ખોળામાં લઈને મારી ભાભી બેઠી.

મારો ભાઈ દરિયાપાર ગયો. અમારા ભરણપોષણ માટે મારા ભાઈએ પરદેશ ખેડ્યો. ઘરમાં હવે અમે ચાર જીવ જીવતા હતા: આંધળા પિતા, ભાભી ને અમે ત્રણ ત્રણ વરસનાં વર-વહુ !

મારા ભાઈને પરદેશ ગયા પૂરાં પાંચ વરસ વીતી ગયાં. અમે બેય આઠ આઠ વરસનાં થયાં.

પૂરાં પાંચ વરસ...સાઠ મહિના...પડછંદ દેહવાળી ને મોટા દલેવાળી ભાભીના રૂદામાં ધણી-વિજોગે આંટા માર્યા હતા. પૂરાં પાંચ વરસનો વિજોગ હવે પંદર દીમાં જ ભાંગવાનો હતો. આજ ફાગણ સુદ એકમ હતી. ધૂળેટીએ મારો ભાઈ ઘરે પૂગવાનો હતો.

ભાભીએ દિવાળી પર ગાર-ખડી કરીને ઘર ધોળ્યું હતું તો ય બીજી વાર એણે ઘરને ધોળવા માંડ્યું હતું. ભવિંગિયાં ભરચાં જેવાં તીખા સ્વભાવના ધણીનું ભાણું સાચવવા કાંસાની તાંસળીને ઊટકીને ઝગામગાં કરે એવું જ ઝળહળતું ઘર ભાભીએ બનાવી દીધું.

ભાઈને આવવાને હવે આઠ જ દિવસની વાર હતી. ભાભી તો બપૈયા મે'ની રાહ જુવે એમ ભાઈની વાટ જોતી હતી.

આંધળા બાપા પણ આંગળીના વેઢા ગણતા હતા. એના રૂદામાં પણ દીકરાને જીવતા મળી લેવાની ઝંખના જાગી હતી. આંખ્યું ગઈ એનો અફસોસ આ ટાંણે મારા બાપે કર્યો: 'દીકરી, મારા મોટાને એક વાર નીરખી લીધા પછી જો મારી આંખ્યું ગઈ હોત ને તો મને જરાય દખ ના થાત.'

એમ કહેતાં મારા બાપની આંખનાં કોડિયાંમાં આંસુ ચમક્યાં ને મારી ભાભીની આંખ્યું પણ ભીની થઈ.

સૂરજ ધરતીને ચૂમવા અધીરો બન્યો 'તો. ધરતીનો સૂરજ જીભ્યો કે ધરતી લજામણી પેઠે લજવાઈને એનું રૂડું મોં લાલ-ગુલાબી બન્યું. સંધ્યાની સોનેરી ઝાંય ઢળી. જાણે નવોઢાના રૂડા ગાલે રમતું કાનમાં પહેરેલાં સોનાનાં કોળિયાં પર પડેલા દીવાના પ્રકાશનું પ્રતિબિંબ !

રાંધણાંની હાંડલીને ચૂલા પરથી આગવણી રાખમાં મૂકતી ભાભી ધીરું મીઠું ગાણું ગાતી હતી:

> વિજોગી કોયલ ધીરું મીઠું ટહુક રે,
> સંજોગી સાંપર્યો રે મારા જગરો !

ભાભીએ ઘીનો દીવો પેટાવીને દેવના ગોખલામાં મૂક્યો અને પછી બાપુ પાસે આવીને પૂછ્યું, બાપા અગિયારશ આડા કેટલા દી છે ?'

'આજ આઠમ વીતી, નોમ ને અગિયારશ.' ઘડીક મૂગા રહ્યા. ને મીઠું મલકતા બાપા બોલ્યા. 'પછી

બારસ–તેરસ–ચૌદશ ને પૂનેમ ! મારા મોટાએ પૂનેમે આવવાનું લખ્યું છે, કાં દીકરી !'

શરમાઈ ગયેલી ભાભીએ બાપાની વાતનો જવાબ જ ન વાળ્યો : 'મારે અગિયારશનો ઉપવાસ કરવો છે ને એટલે મેં પૂછ્યું.'

સાચી વાત તો પૂનેમ આડા કેટલા દી રહ્યા એ સસરાને વહુથી પુછાય નહિ એટલે ભાભીએ અગિયારશનું બહાનું કાઢ્યું હતું !

મારા ભાઈ હેમખેમ ઘેર પાછા આવે એ માટે ભાભીએ સત્યનારાયણની કથા માનેલી. પૂનેમને દી ભાઈ આવવાના હતા તે અગિયારશને દી ભાભીએ કથા વંચાવી.

સત્યનારાયણની કથા સાંભળવામાં અમને રસ ન હતો. પણ સત્યનારાયણના પ્રસાદમાં મળતો શીરો ખાવા જ અમે વર–વહુ જાગ્યાં હતાં. કથા પૂરી થઈ. પ્રસાદ વહેંચાયો. અમે મસ્તી કરતાં કરતાં પ્રસાદ આરોગ્યો.

*

પૂનેમ આવી પૂગી. મોટા પરોઢિયે ઊઠેલી ભાભીએ દી ઊગ્યો ન હતો ત્યાં તો ઘરનું બધું કામકાજ કરી નાખ્યું હતું. ખાટી છાશથી ઊટકેલી પિત્તળની ઝળાંમળા હેલ્ય માથે મેલી, મોતીની ઈંઢોણિયે પાણી ભરીને ભાભી ઘરે આવી ત્યારે એનું હસું હસું થાતું મોં નીરખીને મને થયું કે, ભાભી આજ રંગમાં છે રંગમાં !

અમને વરવહુને નવાં લૂગડાં પહેરાવી ભાભીએ પોતે પણ પરણીને આવી હતી તે દી પહેર્યાં હતાં એ કડકડતાં લૂગડાં પહેર્યાં. જે થોડાં ઘરાણાં હતાં ઈ ઘરાણાંય ભાભીએ ઠાંસ્યાં. લીંબુની ફાડય જેવી એની આંખ્યુંમાં આંજણેય આંજ્યું, કપાળમાં કંકુનો પૈસા જેવડો ચાંદલોય કર્યો...સદાય લઘરવઘર રહેતા વાળ ઓળીને ભાભીએ અંબોડલો ગૂંથ્યો. મને તો થયું કે આજ ભાઈ આવવાના છે તે ભાભી ફરી પરણવાની તૈયારી કરે છે કે શું ?

ભાભી આજ હોળી-ભૂખી હતી. મને અત્યારે સમજાય છે કે એ તો એક બહાનું હતું. સાચી વાત એ હતી કે ભાઈ સાંજે આવવાના હતા એટલે ભાઈ જમ્યા પછી જ ભાભીને લાપશી જમવી હતી. એમ ન હોય તો પાંચ વરસમાં આણ જ ભાભી હોળીભૂખી શીદ રે' ? હોળીનાં દર્શન કર્યા પછી જમાય એવું વ્રત મારી ભૂખાળવી ભાભીએ આજ પહેલાં કોઈ દી નહોતું કર્યું.

અમને પરણતી વખતે જમણ જમવા મળ્યું હતું ને જેટલો આનંદ થયો હતો એટલો આજ હુતાશણી હતી તે લાપશી મળી હતી એટલે થયો હતો. બાકી ભાઈ ઘરે આવવાના હતા એનો ઉછરંગ અમને વરવહુને ખાસ ન હતો...પણ ભાભીનું તો અંગેઅંગ આજ ઉલ્લાસમાં હતું. એનું રૂંવેરૂંવું હસતું હતું.

*

બપોર વેળાએ ઘરના ઉંબરા બહાર ઓશરીમાં વહુનું માથું ઓળતી ભાભીને બાપાએ કહ્યું : 'દીકરી, આજ પાંચ પાંચ વરસે મારો મોટો ઘરે આવે છે. એ પાંચ વરસ પરદેશમાં વસ્યો છે. એને કોઈ વાતની ઊણપ ન આવે હો, બેટા !'

ભાભી નીચું જોઈ હસી રહી. હું ભાભીએ કાનમાં પહેરેલાં ઠોળિયાંના થતા રૂડા હલનચલનને નીરખી રહ્યો.

'વહુ દીકરા, મારા મોટાનો પાટીવાળો ઢોલિયો તડકે નાખીને ખંખેર્યો છે ને ? ઢોલિયામાં જો માંકડ હશે તો મોટાને કરડશે.'

'તડકે નાખ્યો છે.' ભાભી વધુ નો બોલી.

'ગાદલું ને ઓશીંગાં પટારામાંથી કાઢ્યાં ?'

'કાઢીશ.'

'મોટાને લાપશી નથી ભાવતી તે શુકન જેટલી એક કોળિયો જ એને પીરસજે. બાકી લાડુ કરવા છે ને ?'

'છૂટું રાખીશ, બાપા.'

ઘડીક વીતી કે મારા બાપા વળી બોલ્યા : 'વહુ દીકરી ઘણા દીથી મારા દલમાં એક વાત ઘોળાયા કરે છે. મને થયું કે આજ તો મારા મનની વાત તુંને કહી જ દઉં.'

'બાપા, હું તો તમારી દીકરી છું. મનની વાતું





મનમાં રાખ્યે મન મૂંઝાય. જે વાત કહેવી હોય એ કહો ને.'

'એ તો બધું ઠીક, પણ આ વરવહુને તેં માથે ચડાવી મેલ્યાં છે. એ અણસમજુ છે, પણ તું તો સમજુ છે. બહુ લાડ નહિ સારાં. બધું માપમાં રૂડું લાગે. વરવહુને તેં માપ બા'રાં લાડ લડાવ્યાં છે. પણ એ લાડ તુંને મોંઘાં પડવાનાં છે.' મારા બાપુએ વાતની શરૂઆત કરી.

'મેં તો કંઈયે લાડ નથી લડાવ્યાં ! મારું દલ ઠરે એવું લૂગડું હું વરવહુને નથી પહેરાવી શકી. ઘરાણાંની તો...' ભાભીએ વાતને બીજી તરફ વાળી: 'ને બાપા, હું ઈ વરવહુને લાડ નહિ લડાવું તો કોણ લડાવશે ? વરવહુ તો મારા શ્વાસ ને પ્રાણ છે.'

'પણ વહુ, તેં બેય છોકરાંને હેળવી બહુ દીધાં છે.'

'હવે તો વરવહુ મારી છાતીયે બાંધ્યાં છે. એના વગર મને ચેન ન પડે બાપા.' કહેતી ભાભી ઊઠી.

*

સાંજ પડી.

હોળી પ્રગટી.

ફાગણના ફાગ ફૂટ્યા.

રાત ઢળી. કોળાંણું, રબારણું ને ભરવાડણું હજુય ફટાણાં ફંગોળતી હતી. મારા બાપાએ કાન આડાં પૂમડાં ભરાવ્યાં હતાં. ભાભી રાંધતી હતી ને અમે વરવહુ ફળીમાં ઊભાં ઊભાં ભાઈ કેવા હશે ? ભાઈ શું લાવશે ? એની કલ્પનાઓ કરતાં હતાં !

'વહુ–દીકરા' ઘરમાંથી બહાર આવીને ઓશરીમાં બાંધેલી ખાટ પર બેઠેલા બાપા બોલ્યા : બીજું બધું તો ઠીક, પણ મોટો આ છોકરાંવને ઓળખી શકશે નહિ. એ ગયો ત્યારે આ બેય ત્રણ ત્રણ વરસનાં હતાં તે એમને ઓળખશે ?'

હુતાશણીના પરબની લાપશી લેવા આવેલી ધની ધાંયજણ બોલી : 'ગોરબાપા, તમારો મોટો આ વરવહુને તો શું ઓળખે—પણ પોતાની વહુનેય નહિ ઓળખે ! પાંચ વરસમાં વહુએ ગજું કર્યું છ કાંઈ ! વહુ જેવી ગજાદાર બાયડી આપણા ગામમાં બીજી એકેય નથી. ગે'રબાપા, મોટાનાં છોકરાં થાશે એ પણ થાશે કાઠાદાર.'

ધાંયજણને લાપશી આપતી ભાભી બોલી : 'હાથ જોડું ભાભીજી ! તમારો જીભડો મોંમાં રાખો.'

*

ભાભી અમને જમાડીને સૂવા લઈ ગઈ. અમે રોજ જે ઢોલિયામાં સૂતાં 'તાં ઈ ઢોલિયા ઉપર હું ચડવા ગયો કે ભાભી બોલી : 'એ ઢોલિયામાં આજ નથી સૂવાતું. પડખે ઢાળ્યો છે એ ખાટલામાં સૂવાતું છે.'

'શું કામ ? હું તો રોજ એ ઢોલિયામાં સૂઉં છું તેમાં આજેય સૂવાનો.'

'ઈ ઢોલિયો તારા ભાઈ કાજે ઢાળ્યો છે.'

'ને મારા કાજે ?'

'તારા કાજે આ ખાટલો ઢાળ્યો છે. સૂઈ જાવ વરવહુ છાનાંમાનાં. બાઝશો નહિ એકબીજાં. બાપા વઢશે.'

'ને ભાભી, તું ક્યાં સૂવાની ?'

'તમારા ભેળી. રોજ સૂઉં છું ને ભૂલી ગયો તું ?' ભાભી હસીને બોલી.

'તો હાલ્ય રાજારાણીની વાત કહે.'

'મારે તો હજુ ખાવું છે. ઢાંકોઢૂબો કરવો છે. સૂઈ જાવ તમે.'

ખાટલા પરથી હેઠા ઊતરીને મેં કીધું : 'તારા વન્યા મને ઊંઘ નથી આવતી, ભાભી !'

'તારો ભાઈ આવવાનો છે. એને ખાવા દેવું જોઈ ને ? તમતમારે સૂઈ જાવ.'

અમે વર–વહુએ માથે ગોદડું ઓઢી લીધું.

ભાભી ભાઈના ખાટલે બેઠી હતી. ગાડાનાં કડાં ખખડ્યાં કે ભાભી હડફ દઈને ઊભી થઈ ગઈ. ભાભીના મોં પર શરમ, હેત અને ઉછરંગના રંગ લીંપાયા.

મારા ભાઈએ ઘરમાં પગ મૂક્યો, ત્યારે અમારી આંખ્યુંમાં થોડી થોડી નીંદર અંજાવા મંડી 'તી.

ગળા લગી ગોદડું ઓઢીને અમે સૂતાં હતાં.
પાંચ પાંચ વરસથી તરસ્યા રહેલા ભાઈના દેહ–મન–પ્રાણ ભાભીને નીરખવા ઝંખી રહ્યાં હતાં. મળવા આવેલા ગામલોકોને ઝટ વળોટાવી, બાપા સાથે થોડી આડીઅવળી વાતું કરી ભાઈ ભાભીના ઓરડામાં આવ્યો.
ભાઈ–ભાભીની ચાર આંખ્યું મળી. એ વિજોગની આંખ્યુંમાં હેતના સમંદર હિલોળાયા. ધીરે, અતિ ધીરે ભાભી ભાઈ પાસે સરકી. થોડી વેળા પછી ભાઈથી અળગી થતી ભાભી બોલી: 'વરવહુ બંને મોટાં થઈ ગયાં છે, આ...સૂતાં!'
ભાઈ અમે સૂતાં હતાં ત્યાં આવ્યો અને માથું નીચે નમાવ્યું. ત્યાં વહુએ ચીસ પાડી, 'ભાભી, બાવો આવ્યો! મને ઉપાડી જાશે!'
પરદેશ વસેલા ભાઈએ પંચકેશ રાખેલા હતા. પાંચ વરસથી હજામત નહોતી કરાવેલી. પાંચ વરસનાં દાઢી-મૂછ ને માથાના વાળથી જોગી જેવા લાગતા મારા ભાઈને ભાળીને અમે તો છળી પડયાં.
હસતાં હસતાં ભાભી બોલી: 'એ તો તારા મોટા ભાઈ છે.'
'ના, બાવો છે!' મેં કહ્યું.
'વહુ, બીશ માં. એ બાવો નથી. તારો જેઠ છે.'

'મારો જેઠ...બાવા જેવો મારો જેઠ!'
ખાટલે બેઠેલા ભાઈને ભાભીએ કીધું: 'તમે ઘડીક ઘરબા'રા જાવ. આ છોકરાં તમારા મોંથી બી ગયાં લાગે છે.'
ભાઈને આ ન ગમ્યું. કટાણું મોં કરીને ભાઈ ઓશરીમાં ખાટ પર જઈ બેઠો.
થોડીક વાર પછી અમારો ધ્રુજાટ થોડોક શમ્યો. બીક ઓછી થઈ.

*

ભાઈને લાપશી પીરસતી ભાભી બોલી: 'સાંભળ્યું? તમે રહેતા 'તા ત્યાં ઘાંયજા નહોતા તે આવો જોગી જેવો વેશ કર્યો છે?'
'ઘાંયજા તો ઘણાય હતા. પણ પંચકેશ વધાર્યા છે. ભોળાનાથની બાધા રાખી છે કે આપણે બધાં હેમ-ખેમ ભેળાં થઈએ તો...અગિયાર અભિષેક કરાવ્યા પછી વાળ ઉતારવા.' ભાઈ બોલ્યો.
'એમ વાત છે! પણ પારવતીને પરણવા કાજે શંકરે કદી તપ નો'તું કર્યું!'
'પણ મારી પારવતીએ પાંચ વરસ તપ કર્યાં છે ને?'
ભાઈની જીભ આજે રેશમ જેવી સુંવાળી અને કેસૂડાં જેવી રંગીલી બની હતી.
ભાઈ–ભાભીની લાપશીના જમણ કરતાંય ગળી વાતું સાંભળતાં અમે વરવહુ ભાઈ ભાભી જુવે નહિ એ રીતે રસોડાના ખૂણાની આડશે અંધારામાં ઊભાં હતાં.
ભાભીનો ડાબો હાથ ઝાલીને ભાઈએ ભાભીના મોંમાં લાપસીનો મોટો કોળિયો મૂકયો ને ભાભીએ હેતથી સામો ભાઈના મોંમાં કોળિયો આપ્યો.
ભાઈ–ભાભી જમી પરવાર્યાં કે અમે વરવહુ અમારા ખાટલામાં આંખો બંધ કરીને સૂઈ ગયાં—જાણે ઊઠયાં જ નથી!
જમી પરવારી ભાઈ બાપા પાસે ગયો અને ભાભી ઓરડામાં આવી. અમને ઊંઘતાં ભાળી નિરાંત અનુ-ભવતી ભાભી પડખે ઢાળેલા ઢોલિયામાં સૂતી. ભાભીનો ચહેરો આનંદથી મલકમલક થઈ રહ્યો હતો.
ઓઢાડેલું ગોદડું ઉલાળી નાખતાં અમે ઊઠયાં ને ભાભીના પડખામાં ભરાયાં. અમને જાગતાં જાણીને ભાભી ચમકી! ભાભીને બથ ભરતી વહુ બોલી: 'ભાભી, બાવો ગ્યો!'
ભાભી હસી પડી અને વહુને છાતી સાથે દાબતાં બોલી: 'ગાંડી, ઈ બાવો નથી. ઈ તો તારો જેઠ છે જેઠ?'
'ભાભી, તું રોજ અમારા ભેળી સૂવે છે. આજ તું એકલી કેમ સૂતી? અમને એકલાં ઊંઘ જ નહિ આવે.'

'તમે વરવહુ ઊંઘમાં પાટાં મારો છો. એટલે હું એકલી સૂવાની છું.'




'ના, ના, ભાભી. અમે હવે પાટાં નહિ મારીએ. તું અમારાથી જુદી ન સૂતી.' કહેતાં અમે બંને ભાભીને બાઝી પડ્યાં.

અમારી હઠ જોઈ ભાભીના મોં પર થોડી મૂંઝવણ દેખાઈ.

સૂતેલી કૂતરીની બે બાજુ બે ગલૂડિયાં ઊંઘે એમ અમે વરવહુ ભાભીના બે પડખે સૂતાં હતાં—જાગતાં પડ્યાં હતાં.

ભાઈ ઉતાવળે પગલે અમે સૂતાં હતાં એ ઓરડામાં આવ્યો. પોતાના ઢોલિયામાં ભાભી સાથે અમને સૂતેલાં જોઈને, કમાડની અંદરની સાંકળ વાસતો ભાઈ બબડ્યો: 'વરવહુને મારા ખાટલામાં શીદ સુવાર્યાં છે?'

'બંનેને સુવાર્યાં હતાં તો પેલી પથારીમાં પણ ત્યાંથી ઊઠીને મારા પડખામાં ભરાઈ ગયાં. તમે થોડી વાર ત્યાં સૂતો. આ બેય હમણાં સૂઈ જશે.' ભાભી બોલી. આ સાંભળી ભાઈનો ચહેરો ફરી ગયો. પડખે પાથરેલા ખાટલામાં ભાઈ આડે પડખે પડ્યો. 'તેં છોકરાંને બગાડી નાખ્યાં છે. આવાં તે હેત હોય?' ભાઈ સૂતાં સૂતાં બોલ્યો.

'પાંચ વરસથી મારા ભેગાં જ ઊંઘે છે. એટલે એ બિચારાંનો શો વાંક!'

'વાંક મારો! હું પાંચ વરસે ઘરે આવ્યો ત્યારે મારી...'

'એમ ન બોલો, હમણાં ઊંઘી જશે.' ભાભીએ ભાઈને બોલતો અટકાવી દીધો.

ઘડીક થઈ ને મને થયું કે ભાભી ઊંઘી ગઈ છે. હું પણ આંખો મીંચીને સૂતો.

થોડી વાર થઈ ને મને સહેજ અવાજ આવ્યો. મેં આંખો ઉઘાડીને જોયું તો ભાભીની આંખો ઉઘાડી હતી. દીવાના પ્રકાશમાં ભાભીનું મોં ખીલતું લાગતું હતું. ભાભીનો મારા તરફનો હાથ પડખેના ખાટલામાં સૂતેલા ભાઈના હાથમાં હતો.

મને આ ન ગમ્યું. મારી ભાભીનો હાથ બાવા જેવા ભાઈના હાથમાં! એટલે હું જાગું છું એવું બતાવવા બોલ્યો, 'ભાભી!'

ને હસતી ભાભીનો હાથ પાછો ખેંચાઈ ગયો.

'આ પારકી પળોજણ સુખ લેવા દેશે નહિ.' ભાઈના મોં ઉપર ગુસ્સો દેખાયો.

'પારકી પળોજણ! એમ કેમ બોલો છો? તમે...'

'હવે તારું ડહાપણ તારી પાસે રાખ.' કહેતો ભાઈ ઊભો થઈ બારણું ઉઘાડી ઓરડાની બહાર નીકળી ગયો ને ફળિયામાં ઊભો કરેલો ખાટલો નાખીને સૂતો. ભાભીનું મોં લેવાઈ ગયું. એ બેઠી થઈ ગઈ. હું પણ એના પડખામાં ભરાઈને બેઠો.

'તારા ભાઈ ખાટલામાં પાથર્યા વગરના સૂઈ ગયા છે એટલે હું એને ગોદડું અને ઓશીકું આપી આવું. તું બેસજે.' કહેતી ભાભી ઊભી થઈ અને ભાઈને પાથરણું અને ઓઢવાનું આપવા ગઈ.

પણ ભાઈએ તેના હાથ ઉપર લાત મારીને બધું નીચે ફેંકી દીધું. ભાભી મૂંગી મૂંગી એના ખાટલા પાસે ઊભી રહી. થોડીવારે મને ખાટલામાં બેઠેલો જોઈ એ અમારી પાસે આવીને સૂતી.

*

સવારમાં ભાઈનું મોં ચડેલું હતું. ચોરેલા ગોંએ જ ચા-પાણી પીધાં.

'એમ મોં ચડાવી રાખશો તો કેમ ચાલશે?' ચા પીતાં ભાઈને ભાભીએ કહ્યું. પણ ભાઈએ કંઈ જવાબ ન આપ્યો. બપોરના જમતી વખતે બાપાએ પૂછ્યું ત્યારે ભાઈએ 'મુસાફરીનો થાક છે' એમ કહીને વાત બદલી નાખી.

'તમારે આવું મોં રાખીને ફરવું હતું તો અહીં આવ્યા શું કામ?' ભાભીએ કહ્યું.

'જખ મારવા. મને ખબર નહોતી કે તને મારી દરકાર જ નહિ હોય'

'દરકાર નથી? આવું બોલો છો?'

'ત્યારે બીજું શું?

'પારકાની ફિકર રાખે છે. હું પાંચ વરસે ઘેર આવું

છું તોય તને મારા માટે ફુરસદ નથી મળતી !'

'પોતાના નાના ભાઈને પારકો ગણો છો ?'

'જહાન્નમમાં જાય એ બધાં.'

'હં...હં...એવું ન બોલો. એ તો મારાં દીકરા–દીકરી જેવાં છે.' ભાભીએ ભાઈને મોંએ હાથ દઈ દીધો.

'મને આવી ખબર હોત તો હું અહીં આવત જ નહિ.' કહેતો ભાઈ ઘરની બહાર ચાલ્યો ગયો.

ભાભીની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં. અમે વર-વહુ પણ ઢીલાં થઈ ગયાં. ભાઈ–ભાભીનો ઝઘડો અમારા લીધે છે એમ અમને લાગતું હતું.

*

ભાઈ બહારથી આવ્યા અને પાણી માગ્યું. ભાભીએ રડતી આંખે પાણી આપ્યું. અને અમને ફળિયામાં રમવા કહ્યું.

પાછળ જોતાં જોતાં દયામણે મોંએ અમે બહાર આવ્યાં ને ઓટલાની કોરે બેઠાં. અમારી નજર તો અંદર જ હતી. ભાભીની આંખમાં આંસુ જોઈ અમે બાઘા જેવાં થઈ ગયાં હતાં.

'રોઈને મને અકારો શું કામ કરે છે ?' ભાઈ બોલ્યા.

'હું ક્યાં તમને કંઈ કહું છું.' ભાભીએ જવાબ દીધો.

'ત્યારે રોવું શેનું આવે છે ?'

'મને એમ થાય છે કે નાનામોટામાં કંઈ ફેર તો ખરો કે નહિ ? તમેય બાળક જેવા થઈ આમ કરો એ મારાથી કેમ સહન થાય ? ગયા ત્યારથી હું રોજ દિવસો ગણતી હતી. પણ તમે તો...'

'એમાં મારો શું વાંક છે ? આ નાનાં દેર–દેરાણીને આટલાં મોંએ ન ચડાવ્યાં હોત તો ?'

'એ બંને હતાં તો મારા દિવસો ગયા. તમને તમારો ભાઈ દુશ્મન જેવો લાગે છે. એનું કારણ હું સમજું છું. પણ એ તો નાનો છે અને તમે તો સમજુ છો. તમે જ જો આમ કરશો તો આપણું ભાવી...' કહેતાં ભાભી મોટેથી રડી પડી. અમે વરવહુ દોડીને ભાભીની સોડમાં ભરાઈ ગયાં. મારી આંખો ભાઈની સામે ઘૂરકવા મંડી.

'જો, તારો લાડકો દે'ર તો જો ! એના ડોળા કેવડા મોટા થઈ ગયાં છે ?' ભાઈએ મારા તરફ જોઈને ભાભીને કહ્યું.

'મોટા ભાઈને એવું ન કરાય હો.' ભાભીએ મારા ગાલ ઉપર ટપલી મારતાં અને પોતાની આંખો લૂછતાં મને કહ્યું.

રાત પડી. ભાભીની રાહ જોતાં અમે બંને વરવહુ પથારીમાં બેઠાં હતાં. ઢાંકોઢૂંબો કરી અને ગાયને ખડ નાખી ભાભી અમારા ખાટલામાં આવીને સૂતી. ભાઈ બાજુના ખાટલામાં બેઠો હતો.

ગઈ રાતના ઉજાગરાને લીધે મારી આંખ સહેજ મળી ગઈ. ત્યાં ભાભીના હસવાનો અવાજ મારે કાને પડ્યો. મેં આંખો ખોલીને જોયું...તો ભાભી સૂતી 'તી તો મારી પાસે જ, પણ એનો હાથ ભાઈના માથા ઉપર ફરતો હતો. મેં ખોટે ખોટે આંખો મીંચી દીધી. ત્યાં કાને ભાભીનો અવાજ સંભળાયો :

'તમારી વાત સાચી છે. પણ સમજુ કોણ ?'

'એ તો તારે નક્કી કરવાનું છે ને ?'

'એમ કેમ ?'

'હુંય તારી પાસે બાળક જેવો જ છું ને ?'

'રાખો રાખો' કહેતાં ભાભી જરા હસી પડી, હું પણ ભાભીની સોડમાં ભરાયો.

'જરાય વચ્ચે જગ્યા ન રહેવા દેતો હો !' ભાઈએ મારા વાંસામાં હેતથી ટપલી મારતાં કહ્યું અને બંને હસી પડ્યાં.

મને નિરાંત થઈ. ભાભીની ધીંગી અમૃતકુંભ જેવી છાતીમાં માથું ભરાવી હું ઊંઘી ગયો.

✯

માણસ વ્યક્તિગત કે સમૂહગત શાંતિમાં જીવવાનું ઇચ્છે છે. એ વસ્તુ ધર્મથી મળશે માની માણસ એ તરફ દોડે છે, કેળવણીથી મળશે તેમ માની એ તરફ દોડે છે, આર્થિક સદ્ધરતાથી મળશે માની તે માર્ગે દોડે છે, પ્રેમલગ્નથી મળશે માની તે તરફ ખેંચાય છે, લોકશાહીથી પ્રાપ્ત થશે માની એ અપનાવે છે, એથી થાકેલા સામ્યવાદથી સાધ્ય થશે તેમ માની એનો ઉત્સાહ બતાવે છે. —ઈશ્વર પેટલીકર [ નવા પુસ્તક 'સંસ્કારની સુવાસ'માં ]





અધુ જન-કંચનરાય દેસાઈ

# આપણાં રંગદાર પંખીઓ

આપણાં પક્ષીઓ અને પ્રાણીઓમાં રસ લેવાનું અને તેમના વિષે સંપૂર્ણ જ્ઞાન મેળવવાનું ગુજરાતના જાણીતા પક્ષી-વિશારદ ઊર્મિનાં વાચકોને શીખવે છે એ હવે તો હકીકત બની બેઠી છે...

### થડરંગો

આપણી ઘરની ચકલી કરતાં સહેજ મોટા કદનો આ થડરંગો સુતાર પંખી જેવો હોય પણ રંગમાં તે છાપાને મળતો આવે છે. તેનો સામાન્ય રંગ રાખોડી કથ્થાઈ અને તેમાં કાળી અને કથ્થાઈ ભાતનું ચિત્રામણ નજરે ચડે છે. તેની પીઠ ઉપર કાળી લીટીઓ આવે છે. અને માથા ઉપર રતાશપડતો રાખોડી રંગ હોય છે. પેટાળનો રંગ જરા ઓછો રહે છે પણ તેના ધોળા રંગમાં ઘેરા લીટા અને તીર જેવા આકારની ભાત રહે છે. તેની ચાંચ અને પગ બહુ ટૂંકા અને સીધાન તથા રંગમાં કથ્થાઈ હોય છે. તેની ખાસિયત સુતાર પંખીને મળતી આવે છે એટલે તેનો વસવાટ વૃક્ષમાં હોય એ સ્વાભાવિક છે. સુતારની માફક જ તે થડ ઉપર ફરે છે અને ક્યારેક પાછળ પણ હટે છે. તેની આવી ખાસિયત છે એટલે જ્યાં મોટાં વૃક્ષ હોય એવાં વનો આંબાવાડી અને કાંટા બાગબગીચા અને મોટી વાડોમાં તેનો વસવાટ છે. તેનો રંગ વૃક્ષની છાલ સાથે એવો આબાદ એક થઈ જાય છે એટલે તે નજર બહાર જાય જ. ચોખ્ખો યાયાવર અને એકાકી રહેવાવાળો છે પણ આ થડરંગને જોવો ઘણો કઠણ છે કારણ કે બહુ શરમાળ રહે છે અને રંગમાં તે થડ સાથે ભળી જતો હોવાથી દેખાતો નથી.

અવાજ વગરના થડરંગના નર–માદા એક સરખા રંગનાં રહે છે. વળી આ પંખીની એક ખાસ વિશિષ્ટતા એ છે કે તે પોતાનું માથું આમથી તેમ ફેરવે છે. આથી તેને હિંદીમાં ગરદન આયન્ગ્થા પણ કહે છે. તેની જીભ પણ ઘણી લાંબી હોય છે.

આ થડરંગ આપણે ત્યાં ઠંડીની ઋતુ પસાર કરવા યુરોપ અને તુર્કસ્તાનમાંથી ઉત્તર આફ્રિકા અને ભારતના ઘણા ભાગોમાં આવે છે. તેમાં ગુજરાત રાજ્ય આવી જાય છે અને માર્ચ માસમાં વિદાય થઈ જાય છે.

તેનો આહાર તો કીડી મકોડી અને બીજી જીવાતનો છે જે તે ભોંય ઉપર કે થડ ઉપરથી મેળવી લે છે.

આ પંખી જ્યારે મારા જોવામાં પહેલવહેલું આવ્યું ત્યારે મને ખૂબ વિચાર થઈ આવ્યો કે આ પંખી હશે શું? તે જ્યારે ભોંય ખોદતું ત્યારે ઘડી ભર તે મને ચંડુલ કુટુંબનું જણાયેલું પણ જ્યારે તે વૃક્ષના થડ ઉપર બેસી શક્યું ત્યારે તો મને થઈ ગયું કે ચંડુલ કુટુંબમાં કોઈ એવું પંખી નથી કે થડ ઉપર બેસે. પછી તો ઘણે વખતે પુસ્તકો જોતાં તેને મેં ગરદન આયન્ગ્થા તરીકે ઓળખ્યું હતું.

થડરંગાને અંગ્રેજીમાં The Wryneck કહેવાય છે અને વૈજ્ઞાનિક રીતે ઓળખવા માટે Fynx Torquilla (Linn)

### નવરંગ

નવરંગનું કદ કાબર જેવડું પણ પૂંછડીએ સાવ ટૂંકો. વળી એને મળતું કોઈ પંખી ગુજરાત રાજ્યમાં છે કે કેમ તે એક સવાલ છે. નવરંગ તેના નામને બરાબર સાર્થક કરે છે તેના દેહ ઉપર બરાબર નવ રંગો છે. જો કે એક વાત છે કે તેને મુક્ત ફરતો જોઈએ ત્યારે તે નવે રંગો ગણી શકાય નહીં. માથે આ પંખી મોટા છે અને તેને ત્રણ કાળા લીટા રહે છે. તેમાં બંને બાજુ આંખ પાસે આવે છે અને ત્રીજો તાલકાની બરાબર વચમાં આવે છે અને બાકીનો માથેનો રંગ સહેજ રતાશપડતો પીળો હોય છે અને છેડો કાળા રંગનો રહે છે. દાઢી ધોળા રંગની, પેટાળ ઉપર અને છાતીએ રતાશપડતો પીળો રહે છે. પીઠ ઘેરા લીલા રંગની પણ અંદર રતાશની ઝાંય

જણાય છે અને ચળકતો ભૂરો લીલો પટ્ટો ખભા ઉપર અને કડ ઉપર હોય છે. તેની ટૂંકી પૂંછડી ભૂરાશ પડતી અને અંદર કાળી પટ્ટી દેખાય છે અને પાંખમાં સંતાઈ ગયેલા ધોળા રંગના ડાઘા તો તે જ્યારે ઊડે છે ત્યારે જોવામાં આવે છે; પેટાળ અને પૂંછડીના મૂળ આગળ સીંદુરીયો રંગ હોય છે. તેના લાંબા પગ ગુલાબી રંગના રહે છે. અને મોટી આંખો ઘેરી કથ્થાઈ રંગની હોય છે. સ્વભાવે શરમાળ હોવાથી તેનું નિરીક્ષણ કરવા દેવામાં આનાકાની કરે છે. જ્યાં આગળ સંતાવાની જગ્યા હોય તેવા બાગ-બગીચા, વાડી-વજીફા કાંટા અને વનોમાં વસે છે. જ્યાં તે કૂદતો ફરતો જોવામાં આવે છે અને ઘણે ભાગે તો ભૂતલવાસી જેવો જણાય છે. થોડા કૂદકા મારી ચાલી પાછો ઊભો રહે છે અને પોતાની ઝીણકી પૂંછડીને ઉપર નીચે કરે છે. તેની સીટી પી વીવી-વી ઘણી વખત વારે વારે સાંભળવામાં આવે છે. સ્વભાવે તે બીજા નવરંગને પોતાની હદમાં ન આવવા દેવાવાળો છે અને આવે તો દંગલ કરતાં પાછો પડતો નથી અને પ્રજનન ઋતુમાં નરમાદા સાથે સહવાસ કરતાં જોવામાં આવે છે.

મારા મકાનનાં પગથિયાં ઉપર એક વખત આ નવરંગ ઘેનમાં આવીને બેઠો હતો અને તેને હાથથી જ પકડી લેવામાં આવ્યો હતો અને ઘણાં વરસ જીવ્યો હતો. બાકી તો વહેમ પડતાં તરત જ ગીચ ઘાટી વનરાજીમાં ઊડીને સંતાઈ જાય છે. વર્ષામાં આ પંખી નજીક જવા દે છે. પણ આમ તો સ્વભાવે બહુ ચેતક છે. જ્યારે એપ્રિલથી ઓગસ્ટ સુધીમાં તેની પ્રજનન ઋતુ આવે છે ત્યારે નવરંગ વારે વારે પોતાની સીટી દીધા કરે છે અને એ સીટી સાંભળીને માદા જ્યારે સામી સીટીઓ દેવા લાગે એટલે તે બંને લગ્નગ્રંથિથી જોડાય છે. આમાં માદાને જુદી તારવવી ખૂબ જ મુશ્કેલ છે. આમ એક વખત જોડી બંધાઈ ગયા પછી નર નવરંગ બીજા નવરંગને પોતાની બાંધેલી હદમાં પેસવા દેતો નથી અને પોતે આ જગ્યાનો કબજો કર્યો છે તે જાહેર કરવા વધારે જોરથી સીટી આપવા લાગે છે. તેને કરમદીનાં જાળાં બહુ પસંદ છે. જો કે એવી બીજી જાળાખાણમાં નથી વસતો એવું નથી. બાકી તો નાળા નહેરાંની જાળખાણ તેની પસંદગીની જગ્યા છે. ગીરમાં પણ આવી જ જગ્યા ઉપર જોવામાં આવે છે. મેં ભાવનગર નજીક આવેલાં ફુલસર ગામની વાડીમાં આવેલા કરમદીના મોટા જાળામાં તેની જોડી ઉનાળામાં જોઈ હતી. જોકે તેણે તે સમયે બચ્ચાં આપ્યાં કે નહીં તેનું ધ્યાન રહ્યું ન હતું.

સ્વભાવે તે સ્થાનિક યાયાવર ગણાય. ગીરમાં તેના માળા જોવામાં આવે છે. એટલે ભારતના ઘણા ખરા ભાગમાં તે વસે છે. એમ કેટલેક ઠેકાણે તે સ્થાનિક પંખી તરીકે બારે માસ જોવામાં આવે છે. અને એમ જ્યાં વસતા હોય ત્યાં તે કુટુંબઉછેર કરતાં જ હોય છે. તેની બચ્ચાં ઉછેરવાની મોસમ મે માસથી સપ્ટેમ્બર માસ સુધી હોય છે પણ વર્ષાના મહિના વધારે ચોક્કસ મોસમ છે. તેનો માળો તીરખાં અને અને પાંદડાં અને ઘાસનો લગભગ પંદર સત્તર ફૂટ ઊંચે કોઈ વૃક્ષનો બેલાખામાં મોટા ગોળ દડા જેવો અને ઉપરના ભાગમાં તેમાં જવાનું કાણું રાખે છે. આ મોટા દડા જેવા માળા કેટલીક વખત ભોંયથી બહુ ઊંચી જગ્યા સિવાય પણ બનાવેલા જોવામાં આવે છે જેમાં ચારથી છ ગોળ આકારના ધોળા રંગની ભોંય ઉપર કાળા તલકાવાળાં ઇંડાં મૂકે છે. તેનાં બચ્ચાંનો રંગ એટલો બધો ઘેરો નથી રહેતો અને વારેવારે લાંબી સીટી દીધા કરે છે.

પાંદડાં અને ઘાસનો કચરો પડયો હોય ત્યાંથી તેને ઉથલાવીને તેમાં રહેતી જીવાત અને ફળફળાદિ ઉપર નભે છે.

અંગ્રેજીમાં નવરંગને The Indian Pitta કહે છે અને કેટલેક ઠેકાણે તેને હરીઓ પણ કહે છે. જ્યારે વૈજ્ઞાનિક રીતે ઓળખવા માટે Pitta Brachnra ( Linn ) એમ કહેવું જોઈએ.

### અગન

ચકલીના કદનો અગન રંગે પણ ચકલી જેવો જ હોય છે. હવે આ કુટુંબનાં પંખીઓ આપણે જોવાના છીએ. જેઓ ભૂતલવાસી છે તેના પગ અને નહોર વૃક્ષની ડાળી પકડવામાં બહુ કામ આવે એવા હોતા નથી. તેમાં તેનો પાછળનો નહોર મોટો અને લગભગ સીધો હોય છે. વળી નરમાદા પણ એક સરખાં રંગના હોય. અને નરને ગળામાં સંગીતની પ્રકૃતિએ બક્ષિસ કરી છે. અને આ સંગીત તે ગગનમાં ગેડા મારતાં કે પથરા કે નાના થળા ઉપર બેસીને છેડે છે. અલબત તે કુટુંબમાં સંગીત વગરના પંખી નથી એમ તો ન જ કહેવાય. અગન અને હવે પછી આવતું અગીયા અગન બંને પંખીઓમાં ભૂલ થવા પૂરો સંભવ છે. પણ અગીયા અગનની પાંખો રાતા કથ્થાઈ રંગની હોય છે જ્યારે અગનની પૂંછડીના બહાર આવતાં પીંછાં ધોળાં હોય છે. વળી માથે ડૉલરના ફૂલ જેવી ચોટી રહે છે. પાળનાર શોખીન આવા અગનને 'ફુલસરો' કહે છે જ્યારે કેટલાક કપાળ આગળનાં પીંછાં જ ઊભાં કરે છે તેને 'મસ્તન' કહે છે અને જે સાવ પીંછાં જ ઊભાં કરતાં જ નથી તેને 'બોગીઆ' અગન કહે છે. અલબત્ત આ નિશાનીઓ વૈજ્ઞાનિક રીતે જોવાથી મળતી નથી પણ મારા જોવામાં આ ત્રણે જાતો આવેલી છે. અગનનો વસવાટ બીડ, કાંટા અને ખેતરોમાં છે.

મેં પોતે આ અગનનું સંગીત પાળીને પણ સાંભળ્યું છે અને વર્ષાઋતુમાં સીમમાં પણ તેનો ખૂબ સ્વાદ લીધો છે. અગન પલ્લાબંધ બોલનાર પંખી છે. એની જેવા પલ્લા બોલનાર પંખી બીજું છે કે નહીં એ સવાલ છે. તેનો પલ્લો શરૂ થાય છે ત્યારે પહેલી સીટ આવે પછી જે નકલ અથવા ઘર આવે એ ઉપરથી તેને ઓળખાય છે. એ ઘર દરેક અગનમાં એંશી ટકા તો જુદું જ હોય છે. ત્યાર પછી દરજીડાના ઘર આવે. વચ્ચે બુલબુલનો ચડાવો આવે પછી એક બે ઘર આવે અને છેલ્લે ચાર પાંચ પીદ્દાના ઘર આવે અને ફરી પાછી સીટ આવે એટલે એક પલ્લો પૂરો થયો ગણાય. આ પંખીના પાળનાર તેના પલ્લાની ગણતરી કરી હારજીત નક્કી કરે છે. અગનનું બોલવું એટલે તેની સુરાવટના પડછંદા પડે અને ઉનાળે અને ચોમાસા ત્રણ માસ તો તે રાત દિવસ પોતાનું સંગીત રેલાવે છે.

જ્યારે તે ગગનમાં ગેડા મારી બોલતો હોય ત્યારે ચક્કર બાંધી પોતાની પાંખો સ્ફુર્તિથી વીંઝતાં બોલે છે અને પોતાની હદમાં બીજા અગનને આવવા દેતો નથી પણ આમ આઝાદીમાં તે માત્ર ચાર માસ પૂરો બોલતો નથી. મારા સાંભળવામાં એક વખત તે એક વાડીમાં ફેબ્રુઆરી માસમાં આવ્યો હતો.

વર્ષાની અધવચમાં એટલે ઓગસ્ટ સપ્ટેમ્બરમાં તેના માળા હોય છે જે કાં તો કોઈ કાંટાવાળા જાળા નીચે કે ઘાસમાં એટલે શેઢામાં હોય છે. આ માળા ભોંય ઉપર કાં તો વાટકા જેવા અથવા તો ઉપર માળેલા હોય છે. તેમાં તે આછી પીળી ભોંય ઉપર કથ્થાઈ ડાઘાવાળાં ત્રણ ચાર ઈંડાં મૂકે છે અને જ્યારે બચ્ચાં કે માળો હોય ત્યારે નર તેની આસપાસ ઊડતો ફરતો હોય છે જે વખતે ખાસ કરીને ચડાવો દીધા કરતો હોય છે. તે પોતાનાં બચ્ચાંને જીવાત ઉપર મોટાં કરે છે પણ પછી તો આ કુટુંબ જીવાત અને કણ બંનેનો સારી રીતે ઉપયોગ કરે છે.

ઉત્તર અને મધ્ય ભારતમાં અને ગુજરાત રાજ્યમાં તે હોય છે. સૌરાષ્ટ્રમાં તો મેં ઘણે ભાગે તેને ચોમાસામાં બોલતા સાંભળ્યા છે.

અંગ્રેજીમાં અગનને The Singing Bush Lark કહેવામાં આવે છે જ્યારે વૈજ્ઞાનિક રીતે ઓળખવા માટે Mirafra Javanica (Horsefield) કહેવું જોઈએ.

### કાઠિયાવાડી અગીઆ અગન

અગનના કદને મળતું આ પંખી કેટલીક વાર તેનાં બચ્ચાં અગનના બચ્ચાં તરીકે લઈ આવ્યાના દાખલા છે એટલે એક બીજા સાથે ઘણા જ મળતા આવે છે.

પણ તેની પાંખનો રંગ રતાશપડતો રાખોડી હોય છે અને પેટાળ મેલું ધોળું છાતીમાં થોડા લીટા દેખાય છે. અને તે અગન માફક ગગનમાં ચડી બોલતું નથી પણ કોઈ થોર કે જાળા ઉપરથી ટી...ટી...ટી ...ટી કરતું ઊડે અને પાછું એ જ રીતે નીચે આવીને પોતા અડ્ડા ઉપર બેસી જાય છે અને જ્યારે નીચે આવે છે ત્યારે ગોળ ફરતું પાંખોને પહોળી રાખી ઊતરે છે.

અગીઆ અગનનો વસવાટ ખાર, કાંટ સામાન્ય વન્ય વનરાજીવાળા ભાગ અને બનતાં સુધી કોરો પ્રદેશ છે. વહેમી પ્રકૃતિ હોઈ જોવા જતાં સંતાઈ જાય છે છતાં સાવ જોઈ ન શકાય એવું નથી. ડુંગરમાં ઘાસવાળી જગ્યામાં વસવાટ કરે છે. અને ડુંગરની તળેટીમાં તેની ખાસ જગ્યા છે.

ગુજરાત રાજ્યમાં તમામ જગ્યાએ તે થાય છે અને હમેશાં જ્યાં વસતા હોય ત્યાં જોવામાં આવે છે.

અગીઆઅગન બે વખત વરસમાં કુટુંબ ઉછેરે છે. ગરમીની શરૂઆતમાં અને વર્ષામાં. લાંપડા ઘાસમાં તેનો માળો હોય છે જે શોધવો ઘણો મુશ્કેલ પડે છે. કારણ કે તેના માળા ઉપર જ્યારે આપણો પગ પડશે એમ લાગે ત્યારે તે ઊડે છે. માળો ખૂબ સરસ ઘાસનો વાટકો અને માળેલો હોય છે. તેમાં ચાર પાંચ ઈંડાં જેનો રંગ ધોળી ભોંય ઉપર આછા રતાશ પડતા અને પીળાશ પડતા ડ.ઘા હોય છે.

આ અગીઆઅગન સંગીતકાર પંખી નથી અને જીવાત તથા દાણાને ચણે છે.

અંગ્રેજીમાં થોરીયું અથવા અગીઆઅગનને The Red-winged Bush Lark કહે છે અને તેનું વૈજ્ઞાનિક નામ Mirafra Erythroptera (Blyth) કહેવું જોઈએ.

### ભોંચકલી

ચકલી કરતાં કદમાં નાની આ ભોંચકલીના નરનો રંગ પીઠ ઉપર રાખોડી કથ્થાઈ. ઝાંખો રખોડી ડાઘો તેના કપાળ ઉપર હોય છે જે ઘણી વખત સાફ વરતાતો નથી. ગાલ ઉપર સફેદ ડાઘો આવે છે પણ આંખ પાસે અને આડો કાળો ડાઘ રહે છે. છાતી દાઢી અને પેટાળ કાળા રંગનું હોય છે. તેની ચાંચ ચકલીની ચાંચને મળતી હોય છે. તેના પગ બેઠી હોય ત્યારે તો ભાગ્યે જ જોવામાં આવે છે. માદાનો રંગ ચકલી જેવો જ રહે છે. તેના વસવાટની જગ્યામાં તે એટલાં બધાં મળી જાય તેવા રંગના છે કે આપણે ત્યાં બેઠા હોઈએ તો પછી તે જગ્યામાં સળવળાટ દેખાય છે. પથરાળ, ઘાસ વગરની ભોંય, ભાલ પ્રદેશ કાંટો અને ખેતરાઉ જગ્યા તેની વસવાટની છે. ગામના ઝાંપે તે દેખાય છે અને ખાતર પડ્યું હોય તો ત્યાં ચણવા આવે છે. શિયાળામાં તે સમૂહમાં જોવામાં આવે છે અને બીજે સમયે તેની જોડીઓ આંટા મારતી હોય છે.

તેની ઊડાન ઊંચા નીચી થતી હોય છે અને નરો પોતાની ગદેચી જેવી સમજવામાં આવતી રીટી પણ ઊંચા નીચા ઊડીને બોલે છે. કોઈ વખત તારના થાંભલા ઉપર બેસતા જણાઈ આવે છે. આમ થોડો વખત બોલીને તે એકદમ ભોંય ઉપર ઊતરી આવે છે.

ગુજરાત રાજ્યમાં તમામ જગ્યાએ તેની વસ્તી છે અને સામાન્ય છે તેની સાથે હંમેશ વસવાટ કરવાવાળી છે.

વરસમાં બે વખત કુટુંબ ઉછેરે છે અને તે પણ અગીઆ અગન પ્રમાણે જ. ભોંય ઉપર સરસ મજાનો ઘાસ અને વાળનો વાટકા જેવો માળો બનાવી તેમાં બે કે ત્રણ ઇંડાં મૂકી નર માદા બંને તેને સાચવવાની ફરજ બજાવે છે અને નાનાં બચ્ચાં ઉપર પીળા રંગની પુમ હોય છે.

ભોંચકલીને ચંડુલ કુટુંબમાં લેતા પહેલાં તેને ચકલી કહેવી પડે છે એટલે તેનું કુટુંબ થોડું જુદું પડે છે. બાકી તો આહાર તો ચંડુલ જેવો જ હોય છે.

અંગ્રેજીમાં ભોંચકલીને The Ashy-crowned Finch Lark કહેવાય છે અને Eremopterix Grisea (Scopli) એ એનું વૈજ્ઞાનિક નામ છે





પ્રા૦ નવીન જે૦ શાહ

# મહાન હવાઈ-વીરો [૨]

ગયા અંકમાં અધૂરો રહેલો આ અભ્યાસુ અને સર્વભોગ્ય લેખ આ અંકે પૂરો થાય છે. આપણાં કિશોર અને વિદ્યાર્થીઓને તો આ વિમાનની શોધનો કડીબદ્ધ ઇતિહાસ રજૂ કરતો લેખ ખૂબ ઉપયોગી થાય તેવો વિગતપ્રચૂર છે...

હવામાં ઊડવા માણસે પક્ષીના જેવી પાંખો હોય તો સારું એમ વિચાર કર્યો ઈ.શે. જેમ્સ ચોથાના વખતમાં તો ખરેખર એક પાદરીએ ગરૂડના જેવી મજબૂત પાંખ બનાવી અને પોતાના હાથે બાંધી. પછી તો તેણે જેમ્સને વાત કરી અને ઊંચા મિનારા ઉપરથી એવી આશામાં ઝંપલાવ્યું કે નીચે પડતાંની સાથોસાથ તે પાંખો તેના શરીરનો બોજ ઊપાડી લેશે અને તે પક્ષીની માફક ધીરે ધીરે જમીન ઉપર ક્ષેમ-કુશળ ઊતરી આવશે. પરંતુ તેની બનાવટી પાંખોએ તેની જરા પણ દરકાર ન કરી અને ધાર્યા મુજબ તે બિચારો એટલા જોરથી નીચે પટકાયો કે તેના હાથ પગ ભાંગી ગયાં ! હવે પાંખો ફફડાવવા માટે માણસોના સ્નાયુઓ નિર્બળ છે પણ મોટર એન્જીન વાપરી કાંઈક થઈ શકે ખરું ! હવામાં આ રીતે પક્ષી જેવી પાંખો ફેરવવા પેટ્રોલ એન્જીન કે તેવું કોઈ એન્જીન છાતીએ લટકાવવું જોઈએ. તે વિચાર સર જ્યોર્જે ઇંગ્લાંડમાંથી વહેતો મૂક્યો હતો.

જે દિવસો દરમ્યાન બલૂનના પ્રયોગ અવારનવાર થતા ત્યારે કેટલીક બુદ્ધિશાળી વ્યક્તિઓનું ધ્યાન આકાશમાં દોરથી ઊડતાં પતંગો પ્રત્યે ગયું. પછી તો બે પતંગના આઠ ખૂણા વચ્ચે થોડી જગ્યા રાખી તેના ગબારા બનાવ્યા અને એમ અનેક ગબારાની હારમાળા તૈયાર કરી નીચે દોરડા સાથે કમરેથી લટકાતો માનવી આકાશમાં અદ્ધર ચડતો. આ પ્રસંગ ઈ. સ. ૧૮૬૦નો છે. ત્યાર પછી તેના પર આધારિત 'ગ્લાઈડરો'નું નિર્માણ થયું. લાંબા-પહોળાં બે પાંખના માળખાંને

---

**ખેતરીઓ**

ચકલીથી થોડા મોટા કદના ખેતરીઓ રંગે બેઠેલા ખેતરની માટીના રંગને મળતો ચાકલેટ કથ્થાઈ છે. પેટાળ ઉપર આ રંગ વધારે રતાશપડતો કથ્થાઈ રહે છે. વળી તેની કડ ઉપર રહેતો રતાશપડતો ડાઘ તેને તરત જ ઓળખાવી આપે છે. ચાંચ પ્રમાણમાં ટૂંકી અને પાંખે પ્રમાણમાં લાંબી તથા સહેજ ફાટતી સામાન્ય લંબાઈવાળી પૂંછડી હોય છે. ખેતરીઓ તદ્દન ખુલ્લા પ્રદેશનો રહેવાસી છે. અને સામાન્ય રીતે દરેક જગ્યાએ દેખાય છે. તેનું રેટું રેટું રેટું જેવું સંગીત કહીએ કે અવાજ કહીએ તે કાનને મીઠો લાગે છે અને તે ઊડતાં ઊડતાં બોલે છે. ઊડાનમાં તે ઊંચો નીચો થાય છે. અને ભોંય ઊતરવાની ખાસિયત એક-દમ છે, તેની બેઠક કોઈ પથ્થર કે ઢેફાં ઉપર દબાઈને બેસવાની છે. તેના કુદરતી રહેઠાણ ખેતરમાં કે બીજેથી તેને શોધવો જરા મુશ્કેલ છે. બનતાં સુધી જોડીમાં જોવામાં આવે છે. અને ગુજ-રાત રાજ્યમાં તમામ જગ્યાએ તેનો વાસ છે. અને રહેવાસી પંખી છે.

માર્ચથી મે માસ તેનો ઇંડાં મૂકવાનો સમય છે. તેનો માળો શોધવો ખૂબ કઠણ છે. એક તો ખેતરીઆનો રંગ તેના રહેઠાણને મળતો છે અને માળો પણ એવી જ જગ્યાએ ઘાસ, વાળ, ઊન વગેરે વસ્તુનો વાટકા જેવો ગોળ બનાવે છે અને તેની જગ્યા કોઈ ઢેફાં કે પથરા નીચે હોય છે. આ માળામાં બેથી ત્રણ પીળાશપડતી જમીન ઉપર રતાશ પડતા ડાઘા-વાળાં ઇંડાં મૂકે છે. આહારમાં તે દાણા તથા જીવાત લે છે.

અંગ્રેજીમાં ખેતરીઆ અથવા ખાપરાને The Rufus tailed finch lark અને Ammomanes phoenicurus phoenicurus (Franklin) એ એનું વૈજ્ઞાનિક નામ છે.



પોતાના હાથની બંને બાંયોમાં પહેરી વચ્ચેના કાણામાં પોતાની ડોક ( ખભા ) સ્કંધ સુધી ભરાવી ઉડ્ડયન-ગામી કોઈ ઊંચે ટેકરીના ઢોળાવ પર દોડી નીચે જમીન ઉપર પડતું મૂકતો. બંને પાંખો પર હવાનો ધક્કો પહોંચતા અને નીચેથી હવાનું દબાણ વધારે થતાં તે ગ્લાઈડર લાંબા સમય સુધી હવામાં તરતો-તરતો ધોરેથી જમીન ઉપર ઉતરાણ કરતો. આ પ્રયોગથી લોકોમાં અનન્ય રસ જાગૃત થયો. દેશ-વિદેશોમાં ' ગ્લાઈડિંગ કલબો ' સ્થપાઈ અને અનેક હિંમતબાજોએ આ જીવ-સટોસટના ખેલ પાછળ હિસ્સો લીધો.

ઈ. સ. ૧૮૯૦માં એક જર્મન એન્જીનિયર **ઓટો લિલિયેન્થેલે** ખૂબ સમજી-વિચારીને પોતાને માટે એક મોટર વગરની સરકતી પાંખો બનાવી એક પક્ષી-માનવી ( ગ્લાઈડર ) જેવું યંત્ર તૈયાર કર્યું. આ વડે માણસ પાંખો હાથમાં ભેરવી પર્વત ઉપરથી પવનની દિશામાં દોડે; પછી પર્વતની ટોચ ઉપરથી હવાના દરિયામાં ઝંપલાવે જેથી પાંખો ઉપર રહી શકાય. સમતોલપણું ટકાવવા હાથપગ હલાવ્યા કરવા જોઈએ. આ આધુનિક મોનોપ્લેન એકપાંખી વિમાન જેવું થયું. પણ પછી તો લિલિયેન્થેલે એકપાંખીને બદલે દ્વિપાંખી ( Bi-plane ) વિમાન જેવું માણસે પહેરવાનું યંત્ર બનાવ્યું. ચાર-પાંચ વર્ષના ટૂંક અર-સામાં જ તેણે ૨,૦૦૦ જેટલાં સફળ ઉડ્ડયન પોતાના ગ્લાઈડર વડે પૂરાં કરેલ. પરંતુ તેના છેલ્લા ઉડ્ડયન વખતે જમીનથી માત્ર ૮૦ વાર જેટલી ઊંચાઈએ તેના ગ્લાઈડરનાં સાધનો તૂટી જતાં તે બિચારો જમીન પર પટકાયો અને તેની ડોક ભાંગી ગઈ. કહેવાની જરૂર નથી કે સાથોસાથ તેનું પ્રાણ-પંખેરું પણ ઊડી ગયું.

લિલિયેન્થેલનું જોઈ બ્રિટનમાં એક બીજો અંગ્રેજ નવયુવક **પર્સી પિલ્ચર** નામનો માનવ-પક્ષી જગત સમક્ષ ખડો થયો. તેણે લિલિયેન્થેલના પ્રયોગોનો અભ્યાસ-વિચાર કરી પોતાની બુદ્ધિપૂર્વક એક ગ્લાઈ-ડર તૈયાર કર્યું કે જેની નીચે પૈડાં પણ જોડેલાં હતાં. પિલ્ચરને પોતાના ગ્લાઈડરમાં પેટ્રોલ-એન્જીન ગોઠવ-વાનો વિચાર પણ સૂઝેલો પરંતુ એક દિવસ આકા-શમાં અધવચ્ચે તેનું ગ્લાઈડર અકસ્માત રીતે તૂટી ગયું અને સાથોસાથ ભંગારના ઢગલા સહિત તે પણ જમીનદોસ્ત થઈ ગયો. આ રીતે હવામાં સ્વચ્છંદે વિહરવાની તેની જીજિવિષાનો કરુણ અંજામ આવ્યો. છતાં પણ આધુનિક એરોપ્લેનના નિર્માણના વિકાસ-ક્રમમાં ગ્લાઈડર અંગેના પ્રયોગો વિશિષ્ટ સ્થાન ધરાવે છે. આ પ્રમાણે બલૂન-હવાઈ જહાજ અને માનવ-પક્ષીનો યુગ આથમી ગયો. તેવા પ્રયોગોને તિલાંજલી દેવામાં આવી. વૈજ્ઞાનિકો બીજી જ દિશામાં પ્રયત્નો કરવા લાગ્યા. અમેરિકામાં આ વખતે બે ત્રણ માનવ-પક્ષી હતા.

હવે વીસમી સદીની શરૂઆતમાં અમેરિકાના ઓહિયો પ્રાંતના ડેયટન ખાતે બે ભાઈઓ **ઓરવીલ** અને **વિલ્બર રાઈટ** હવામાં ઊડવાના પ્રયત્ન કરતા હતા. તે વિષે અખબારોમાં પ્રકાશન થતું હતું. લિલિયેન્થેલના અનિયંત્રિત ગ્લાઈડરના કરુણ અકસ્માતથી બંનેના મન ઉપર અસરકારક છાપ પડી કારણ કે શૈશવ-કાળથી જ તેઓ પતંગ ઉડાડતા ત્યારથી આકાશમાં સ્વયં ઊડવાનું સ્વપ્ન સેવતા હતા. તેમણે તો પતંગો ઉપર પ્રયોગો કરવા માંડ્યા. પતંગો ઉપર જે જે બળોની કેવી અનુકૂળ-વિપરિત અસરો વગેરે થાય છે તેનો અભ્યાસ ચીવટથી કરી તેમણે કાર્ય આરંભ્યું. તેમનામાં વિકસિત વૈજ્ઞાનિક કેળવણીનો અભાવ હતો પરંતુ બીજા પ્રયોગકર્તાઓનાં તારતમ્ય પ્રસિદ્ધ થતાં તે તરત જ સમજી ગ્રહણ કરી લેતા. આવી નવી મહત્ત્વપૂર્ણ માહિતીઓથી વાકેફ થઈ પોતાના ગ્લાઈડરમાં ક્રાન્તિકારી સુધારા કરવાનો લાભ ઊઠાવ્યો. ગ્લાઈડરમાં સૂકાન ( Elevator ) ગોઠવાની સર્વ પ્રથમ શોધનો યશ આ રાઈટ બંધુઓને જ ફાળે જાય છે. તે એલીવેટર રચનાની મદદથી રાઈટ ભાઈઓ પોતાના ગ્લાઈડરને ઉપર કે નીચે ઇચ્છા પ્રમાણે લઈ જઈ શકતા.

બંને ભાઈઓ ફાવે તેમ પ્રયોગો ન કરતા પણ

ડગલે-ડગલે ખંત અને ઉત્સાહથી આગળ વધવાનું શરૂ કરેલું. તેઓએ કરેલ અભ્યાસમાં અન્ય પ્રયોગ-કર્તાના પરિણામનો નીચે મુજબ સમાવેશ થાય છે. તેમાં બ્રિટનનો હિરેમ મેક્સીમ કે જેણે જબરજસ્ત વરાળબળથી સંચાલિત એરોપ્લેન બનાવેલ અને જે ઈ. સ. ૧૮૯૪માં જમીન ઉપર જ બગડયું. ઉપરાંત અન્યના અભ્યાસમાં અમેરિકામાં રહેતો ફ્રેન્ચ ગ્લાઈડર-સ્પેશ્યાલીસ્ટ **ઓક્ટેવ ચેન્યૂટ** અને અમેરિકન વૈજ્ઞાનિક **સેમ્યુઅલ લેંગ્લે** કે જે રાઈટ ભાઈઓની પહેલાં એરોપ્લેન બનાવી ઉડાડવામાં થોડો ઘણો સફળ થયેલો.

આ રાઈટ ભાઈઓ સાયકલનો વેપાર કરતા. તેમની દુકાનમાં તેઓએ એક નાની સરખી Wind-tunnel ( વાયુ-સુરંગ ) બનાવી અને તેમાં ૧૦૦થી પણ વધારે નાજુક આકારની પાંખોનો (test) ચકાસણી કરતા. તેમણે નિરીક્ષણ કરેલું કે ઉડ્ડયનમાં સમતોલપણું જાળવવા માટે પક્ષીઓને તેમની પાંખના છેડા મરડવા પડે છે. નિષ્કર્ષરૂપે તેમણે તેમના પ્રાયોગિક ગ્લાઈડરોને સમતોલન માટે જરૂર મુજબ પાંખની સપાટી નમાવી શકાય તેવા ' એલીરાન ' (Ailerons) સાધન જોડી તૈયાર કર્યાં.

બંને ભાઈઓએ પહેલું સાદું એરોપ્લેન બનાવ્યું. તેમાં બે આડા લાંબા કંતાનનાં પાટીયાં હતાં. અને તેને જોડતી સામે બે નાની ઊભી પાંખો પણ હતી જેને તાર વડે ઉપર-નીચે નમાવવાથી વિમાન ઉપર યા નીચે જતું. નીચેના પાટીયા ઉપર પાયલોટ બેસતો અને તેની જ પાસે એક Elevator પણ હોય. પૂંછ પાસેનું સુકાન ( Radar ) સાયકલની જેમ ફેરવવાનું. જેમકે ડાબી બાજુ એરોપ્લેન વાળવું હોય તો ડાબો પગ આગળ લાવવાનો અને જમણી બાજુ વાળવું હોય તો જમણો પગ. તેઓએ હલકી ચાર સીલીન્ડરવાળી ૧૨-H. P. ની એક જલદી સળગી શકે તેવા ખનીજ તેલથી ( Gasoline ) ચાલતી મોટર બનાવી જેનો સીધો સબંધ આગળના એ પંખા જોડે હતો.

બંને જણાએ સાત-સાત વર્ષો સુધી ગ્લાઈડર અંગે ખંતથી પ્રયોગો કર્યા તે જલદી તેઓ જાહેર ન કરતા. પણ પહેલા બે-ત્રણ વર્ષ તો પ્રેકટીસ કરતા. આ લાંબા સમયના સંશોધન અંગે દુકાનની બચતની એકે એક પાઈનો ગ્લાઈડર અને એરોપ્લેન બનાવવાની નાની-મોટી ચીજવસ્તુઓ ખરીદવા પાછળ વ્યય કર્યો. આ બિચારા પાસે લગ્ન કરવા જેટલા પૈસા પણ ન ભેગા થઈ શકયા. ઊલટું એરોપ્લેન અંગે સંશોધન સંપૂર્ણ કરવા પાછળ તેમને પોતાની બહેન પાસેથી હજારો રૂપિયા કરજમાં લેવા પડેલ.

ઇ. સ. ૧૯૦૨માં તેમણે કરેલી સુકાનની (Radar) શોધ પછી તેમની પ્રગતિ દોઢેક વર્ષ પર્યંત અટકી ગઈ. કેમકે કોઈ આંતરદાહક યંત્ર જેવું કે પેટ્રોલ-એન્જીન હલકું હોય તેવું શોધાયું ન હતું.

મોટર એન્જીનની શોધ પહેલી કરનાર **ડેઈમ્લર** હતો., બાદ ફ્રેન્ચ **લેવેસરે** મોડેલ બનાવ્યું તેવી મોટરો ૧૮૮૮-૧૮૯૦ના અરસામાં પેરીસમાં ફરવા માંડી હતી. બ્રિટિશરોમાં **એલિસે** પહેલ કરી. મોટર ઉદ્યોગમાં આગળ રોલ્સ રોય હતો જે બિચારો ૧૯૧૦માં મરી ગયો. તે બધે રસ્તામાં રખડતો અને માણસોની ગાંડી કલ્પના-મૂર્ખાઈ ઉપર હસતો કે આવી ખડખડીયા મોટરોનો ભાર આવા ખાડા-ટેકરાવાળા રસ્તા ન ઝીલી શકે. હવે ખડખડીયા મોટરોમાં કોમળ સ્ત્રીઓ તો ન બેસી શકે? માટે રબરનાં ટાયરો, ટયૂબો અને બેસવા માટે સરસ મઝાની ગાદીઓ પણ બનાવવામાં આવી.

રાઈટ ભાઈઓ મોટર-એન્જીનના ઉપયોગથી તેમના એરોપ્લેનમાં ૧૭, ડિસેમ્બર, ૧૯૦૩માં પહેલાં ઊડ્યા. પહેલું ઉડ્ડયન ૧૨ સેકન્ડ થયું. અને લગભગ ૧૨૧ ફૂટ જેટલું અંતર કાપ્યું. આ જ દિવસે હવાથી પણ ભારે તે યંત્ર ત્રણ વખત ઊડ્યું. આ ઉડ્ડયનો રાઈટ ભાઈઓએ અમેરિકાના કિટીહોક નામના એકાન્ત ઠંડા રેતાળ મેદાનમાં ઉત્તર કેરોલીનાના કિનારે પોતાના

વિમાનમાં બેસી આકાશમાં ઉડ્ડયન કરી માનવીનું હજારો વર્ષ પહેલાં ઉદ્ભવેલ ઊડવાનું સ્વપ્ન સાર્થક કર્યું, ત્યારે માત્ર અગિયાર જ માનવીઓ આ હવાઈ સિદ્ધિનું દૃશ્ય જોવા હાજર હતા. સદ્ભાગ્યે એક ખબરપત્રીએ આ ઘટનાનો ફોટો ઝડપી લીધેલ. પરંતુ યુરોપમાં આ ખબર બનાવટી સમજી અખબારી અધિકારીઓએ તેનું પ્રકાશન જ થોડા સમય સુધી બહાર ન પાડ્યું. તે દિવસે સૌથી છેલ્લા અને ચોથા ઉડ્ડયનમાં વિલ્બરે ૫૯ સેકન્ડમાં ૮૫૦ ફૂટનું અંતર ઊડીને કાપ્યું. આ પહેલાં એકલી પોતાની શક્તિ ઉપર જ નિર્ભર અને હવાથી ભારે એવું કોઈ મશીન આકાશમાં ઊડ્યું ન હતું. છેલ્લાં ઉડ્ડયન બાદ નીચે ઊતરતાં જરા મશીનને નુકશાન થયું. ફરી રાઈટ ભાઈઓએ બીજાં સારાં મશીનો બનાવ્યાં. આ વખતે ૧૯૦૮માં ઓર્વિલ ૧૫ મિનિટ હવામાં રહ્યો. આ રીતે ૧૫મી શતાબ્દિમાં '**લિયાનાર્ડો-દા-વિંચી**'એ એક મોડેલ બનાવી હવા ઉપર વિજય પ્રાપ્ત કરવાની મનુષ્યની સંભાવના જાહેર કરેલી તેને સાચી પુરવાર કરી વ્યવહારિક રીતે ઉપયોગમાં લાવનાર રાઈટ ભાઈઓ જ છે. પરિણામતઃ આ બંધુઓ અદ્યતન વિમાનના પ્રેરક એવં જન્મદાતા ગણાય છે. લંડનના સાયન્સ મ્યૂઝિયમમાં રાઈટ ભાઈઓએ બનાવેલ સર્વ પ્રથમ વિમાન પણ પ્રદર્શનમાં પોતાનું સ્થાન ધરાવે છે.

ઇ. સ. ૧૯૦૬માં જ્યારે દુનિયાએ જાણ્યું કે માણસો હવામાં હવા કરતાં ભારે હવાઈ-યંત્રોમાં ઊડવા માંડ્યા છે ત્યારે તે જાણી દુનિયા આશ્ચર્યચકિત થઈ ગઈ. યુરોપમાં ઊડવામાં પહેલ કરનાર બ્રાઝીલનો પૈસાદાર માણસ **આલ્બર્ટો સેન્ટોસ ડુમોન્ટ** હતો. પછી તો ઇનામો જાહેર થયાં અને હરીફાઈઓ શરૂ થઈ. સેન્ટો ડુમોન્ટ તે માટે એક વખત શરતમાં ચોક્કસ મુદ્દત કરતાં મોડો પડ્યો. એક વખત ઊડ્યો પણ એરોપ્લેન ભાંગી પડ્યું. તે તેની નીચે લટકાઈ કોઈ મકાનના મથાળે પડ્યો. છતાં તે કંઈ નિરાશ નહોતો થયો. પ્રયત્ન ઉપર પ્રયત્નો જારી રાખવામાં આવ્યા. એક વખત તો વળી ડુમોન્ટ ફક્ત ૪૦ સેકન્ડ જ મોડો પડ્યો, તેથી 'એરો ક્લબ' ઇનામ આપવાનો ઇન્કાર કરતી હતી. પછી તો ખૂબ જ ઉહાપોહ થયો. છેવટે ઇનામ તેને એનાયત થયું. તેણે તો તે પૈસા ગરીબોમાં વહેંચી દીધા.

જો દ્વિપાંખી વિમાનોના પિતા તરીકે રાઈટ ભાઈઓને આપણે ઓળખીએ તો ફ્રેન્ચ વિમાની **લ્યુઇ બ્લેરીયોટને** (Louis Bleriot) આપણે એકપાંખી વિમાનના પિતા ગણવા જોઈએ.

બ્લેરીયોટે ઇ. સ. ૧૯૦૯માં બરાબર પક્ષી જેવું જ એકપાંખી વિમાન બનાવી સૌ પ્રથમ ઇંગ્લીશ ખાડી ઓળંગી. જો કે તેમાં તેનો પગ ધડાકાથી દાઝી ગયો. આમ ઇંગ્લેંડના 'ડેઈલી મેઈલે' વિમાનદ્વારા ઇંગ્લીશ ખાડી ઓળંગવા માટે જે એક હજાર પૌંડનું ઇનામ જાહેર કર્યું હતું તે તેણે પ્રાપ્ત કર્યું.

એક નિષ્ફળ પ્રયત્ન ફ્રેન્ચ વ્યક્તિ **હુબર્ટ લેન્થમે** પણ કરેલ. તેના વિમાનમાં ૫૫ અશ્વબળ ધરાવતું એન્જીન ગોઠવેલું હતું. તેનું પ્રોપેલર દર મિનિટે ૧,૧૦૦ વખત ચક્કર લગાવતું. પરંતુ શંકા હતી તે મુજબ હજી ૭ માઈલ ફ્રેન્ચ કિનારેથી તે દૂર ગયો નહિ હોય ત્યાં તો યંત્ર નિષ્ફળ ગયું. પણ ભાગ્યજોગે તે દરિયા ઉપર પડી તરવા માંડ્યું. પણ પછી આપણાં લેન્થમ મહાશયનું શું થયું? અકસ્માત વખતે જ્યારે સહાય કરવા મોટર-બોટ નીચે દરિયામાં તરતી રાખેલી તે ત્યાં જઈ પહોંચી ત્યારે આ ભાઈસાહેબ ભાંગેલ-તૂટેલ વિમાનની પાંખ ઉપર મુંઝાયા વગર ટેસથી સીગારેટ ફૂંકતા હતા. ગજબ હતી તેમની હિંમત અને એટલો જ અદમ્ય હતો તેમનો ઉત્સાહ!

પછી તો હરીફાઈમાં ઘણાંય ઇનામો નીકળ્યાં. વિમાનની સુધારણામાં ઝડપભેર પ્રગતિ થવા માંડી.

હવાઈ ઉડ્ડયનના ઇતિહાસમાં યશસ્વી હવાઈ-વીર તરીકે પહેલ કરનાર એક (Kodi) કોડી નામના ગોવાળની રોમાંચભરી હકીકત છે. તે ખૂબ રમૂજી માણસ અને બધાંને પ્રિય એવો શૂરવીર હતો. તે બંદૂકની ગોળીથી



કોઈ અંગ્રેજ લેડી સીગરેટ પીતી હોય તે આસાનીથી ઉડાડી દેતો!

કોડી યંત્રસુધારણા પાછળ ખૂબ પૈસા ખર્ચતો. તેને સૌ કોઈ બનાવતું. તેના એક પ્લેનને લોકો 'કોડી-બસ' કહી વ્યંગમાં હાંસી ઉડાવતાં; કેમકે તે મોટી બસ જેવડું ભારેખમ હતું. છતાં પણ ઇ સ. ૧૯૧૨માં બ્રિટિશ સરકારે ૫,૦૦૦ પૌંડનું ઇનામ બહાર પાડ્યું તે ૭૦ માઈલની ઝડપ મેળવી તે બાયપ્લેનની મદદથી જીતી ગયો. આ જીતાડનાર બાયપ્લેનનું વજન ૨,૬૦૦ રતલ હતું.

પ્રારંભિક અવસ્થાની જેમ હાલ વિમાનમાં 'સુકાન', 'એલીવેટર', અને 'એલીરાન' વગેરેને મોટરના સ્ટીયરીંગ વ્હીલની જેમ પાયલોટે હર વખત ધ્યાન રાખી પકડી બેસી રહેવું પડતું નથી પરંતુ હવે સ્વયં યંત્ર-લીવર રચના વડે 'જાઈરોસ્કોપ'ની મદદથી એક વાર યોગ્ય દિશામાં ચાલુ કરેલું વિમાન આપમેળે તે જ દિશામાં હરકત વગર ઊડતું રહે છે. વળી એવાં વિમાનો પણ શોધાયાં છે કે જે પાણી તેમજ જમીન બંને ઉપર ઊતરી શકે. આવા પ્રકારના Sea-planes લાંબા પાંખવાળાં અને વજનદાર હોઈને ઝડપી ગતિવાળાં હોતાં નથી. આવાં વિમાનને 'એમ્ફીબિયન' કહેવાય છે અને આકાર હોડી સરખો હોય છે.

અદ્યતન વિધ-વિધ પ્રકારની સુવિધાવાળા વિમાનમાં ઘણાં એન્જીનો જોડેલાં હોય છે કેમકે કદાચ એકાદ એન્જીન બગડવાથી બીજાં તેને જમીન પર પટકાતાં બચાવી શકે. વળી હવે દરેક વિમાનમાં વાયરલેસ-સેટ પણ ગોઠવેલો હોય છે. આ સહાય વડે તેને વેધશાળા મારફત-ઋતુમાનના સમાચાર દરેક પળે મળતા રહે છે. ઉડ્ડયન સમયે વળી વાયરલેસ-ટ્રાન્સમીટરથી અવાર નવાર સંદેશા મોકલી વિમાની નીચે પૃથ્વી સાથે પોતાનો સંબંધ જોડેલો રાખી શકે છે. વળી ઉડ્ડયન પહેલાં વિમાનને લાંબા અંતર સુધી જમીન પર દોડવા ખુલ્લા મેદાનની જરૂર રહે છે. તેથી જરૂર પ્રસંગે તે તકલીફ દૂર કરવા 'ઓટોજાઈરો' અથવા 'હેલીકોપ્ટર' વિમાનોની રચના થઈ છે, જે બહુ જુજ દોડીને લગભગ એકદમ સીધું ઉપર-આકાશમાં ચડી જાય છે અને પ્રસંગોચિત એકદમ સીધે નીચે મકાનની અગાશી ઉપર પણ ઊતરી શકે છે. લડાયક વિમાનોમાં 'જેટ' પ્લેન ખૂબ ઉપયોગી માલૂમ પડ્યું છે કારણ કે તેની ઝડપ ખૂબ તેજ હોય છે અને ઘણે ઊંચે ઊડી શકે છે.

યુદ્ધ સમય સિવાય અત્યારે વિમાનોનો ઉપયોગ પેસેન્જરો, ટપાલ, પાર્સલ વગેરે લાવવા લઈ જવામાં છૂટથી થાય છે. આજે દુનિયામાં TWA, B. O. A. C, 'Air India International', 'QANTAS', વગેરે મોટી મોટી કંપનીઓ મુસાફરોને ઝડપી સેવા આપી રહી છે. અને નાની નાની કંપનીઓ મોટી કોર્પોરેશનો બની ગઈ છે. હાલ અમેરિકા, રશિયા વગેરે મોટા દેશોમાં ખેતરોમાં બી વાવવાનું કામ પણ વિમાનો ઉપરથી ઊડીને કરે છે. તેમજ ખોરાકને નુકશાન પહોંચાડતાં જીવ-જંતુ ઉપર જંતુનાશક દવાનો છંટકાવ પણ વિમાન દ્વારા થઈ રહ્યો છે. કૃત્રિમ વરસાદ વરસાવવા પણ વિમાનમાંથી બરફના ઠંડા કણો ઉડાડાય છે. હિંદમાં પણ નદીનાં પૂર આવતાં ગામડાંનાં ગામડાં તણાઈ જાય છે અને લોકો બે-ઘર બને છે તેમને ખોરાક પહોંચાડવાનું કામ પણ ઉપર વિમાનમાંથી પડીકાં ફેંકીને કરવામાં આવે છે. વળી લોકોને મુશ્કેલીમાંથી ઉગારવા હેલીકોપ્ટરોનો પણ ઉપયોગ હિંદમાં થઈ રહ્યો છે. આ રીતે વિમાનોની પ્રગતિ હજુ ટૂંક સમયમાં થઈ છે ત્યાં તો તેનો વપરાશ વિવિધ સેવા માટે થઈ રહ્યો છે.

હવે અમેરિકામાં અસાધારણ ભારવાહન શક્તિ ધરાવતાં નવાં ટર્બો-પ્રોપ માલવાહક વિમાનો બનાવવાની યોજના ઘડાઈ રહી છે.

એરોપ્લેન બનાવીને ઉડાડતાં પહેલાં કારખાનામાં એક Wind-tunnel વાયુસુરંગમાં તેની સામે લગભગ

કલાકના ૧૦૦ માઈલની ઝડપનો કૃત્રિમ હવા-પ્રવાહ ઉત્પન્ન કરી તે વિમાનની સહનશક્તિનો test કરવામાં આવે છે. અત્યારે નાનાં ૭ સીટવાળાં અને મોટાં ડાકોટા પેસેન્જર વિમાન ૨૧ તથા ૫૧ સીટવાળાં હોય છે. તેમની ઝડપ કલાકના સો માઈલ આસપાસ હોય છે. આથી પણ વધારે સંખ્યાની સીટવાળાં બેથી ચાર એન્જીનયુક્ત મોટાં જંગી એરોપ્લેનો પણ લાંબા યાત્રા-પ્રવાસ માટે ઉપયોગમાં મુકાયાં છે. વધારેમાં વધારે ઝડપ કલાકના ૫૦૦-૬૦૦ માઈલની હોઈ શકે છે.

બ્રિટીશરો મહાયુદ્ધ પછી હવાઈયુદ્ધના સંબંધમાં જાગ્યા. તેમને જગાડનાર 'ડેઈલી મેઈલ' પત્ર હતું એમ કહી શકાય. તેણે ઘણાં ઘણાં ઈનામો જાહેર કરી ઉડ્ડયનની હરીફાઈ માટે પ્રજાને ચેતન આપ્યું. પછી તો ઉત્તર ધ્રુવ અને દક્ષિણ ધ્રુવ બન્ને તરફ ઉડ્ડયનો થયાં. છેલ્લે દુનિયાનું છાપરું માઉન્ટ એવરેસ્ટ ઉપર થઈને કેટલાક પ્રયત્નો થયા. બે હિંમતબાજો મેલોરી અને ઈર્વીન પગે ચાલીને ઠેઠ પહોંચવા સુધી આવ્યા પણ પછી દેખાયા જ નહિ. અત્યાર સુધી લોકોનો વહેમ હતો કે હિમાલય ઉપર ઈશ્વર રહે છે અને તેથી ત્યાં કોઈ માણસો આવે તે તેમને ગમતું નથી. ત્યાં ૭૦° સેન્ટીગ્રેડ જેટલી ઠંડી હોય છે. પર્વતની ટોચ પાસે બરફ, ધુમ્મસ, પવનોના ઝપાટા, કાતિલ ઠંડી આ સર્વે મુશ્કેલીઓમાં પણ એરોપ્લેનનું એન્જીન ટકી શકે તેવું હોવું જોઈએ. ત્યાં ઊતરાય તો નહિ જ! જરા ઊતરવા પ્રયાસ કર્યો કે એન્જીન બગડ્યું તો ખતમ! સ્વર્ગધામ! વળી વિજ્ઞાનનાં સાધનો ચોક્કસાઈથી કામ કરી શકે માટે ઈલેક્ટ્રીકલ ગરમી આપવામાં આવે છે. લગભગ-૧૦°C-સેન્ટીગ્રેડ ઉષ્ણતામાને ફોટોગ્રાફીક ફિલ્મ એટલી બરડ થઈ જાય છે કે અડતાં જ તૂટી પડે. એટલે કેમેરાને વીજળીથી ગરમી પૂરી પાડવી જોઈએ. જેથી ઉષ્ણતામાન બરોબર જળવાઈ રહે. હવા પાતળી હોવાથી ઓક્સીજન લેવાની જરૂર પડે છે અને **લોર્ડ ક્લીડસ્ડેલે** ઈ. સ ૧૯૩૩માં એક્ષપીડીશન ઉપાડ્યું. તેની સાથે **કર્નલ બ્લેકર** ફોટોગ્રાફર હતો. ૬,૦૦૦ ફૂટ તેઓ ઊડ્યા ત્યાં તો તેણે જોયું કે ડાયનેમોમાં કાંઈક ગરબડ હતી. હવે? કેમેરા અને તેમને પોતાને ગરમી આપનાર વીજળી જ હતી તે એકદમ એક્યુમ્યુલેટર પાસે ગયો. તેણે સ્ક્રુ ઉઘાડ્યા અને જોડાણ બરાબર કર્યું તો વોલ્ટમીટરના કાંટાએ પૂરો ચાર્જ બતાવ્યો. હવે તેના જીવને શાંતિ વળી અને હાશનો શ્વાસ ખેંચ્યો. ઇલેક્ટ્રીક-હીટીંગ કેમેરા, કપડાં અને ચશ્માંની આરપાર બરાબર જારી રખાયું હતું. ચશ્માંના કાચ પણ ઠંડીથી બગડી જ જાય!

તેઓ **૧૯૦૦૦** ફૂટ ઊડ્યા, પછી વધુ ઊંચે ચઢવા ઉપર મશીન દબાવ્યું પણ અરે, ઊંચાઈનો કાંટા તો પાછો નીચે ઊતરવા લાગ્યો હતો. પવન તેમને નીચે નાખતો હતો. ઉપરથી નીચે ઊંડે જોયું તો બધે ખીણો અને પર્વતનાં શિખરો. હવે જો ત્યાં જ એન્જીન બંધ થાય તો ખેલ ખલાસ! પણ ભાગ્યજોગે એન્જીન બંધ ન થયું. પાઈલોટની ચાલાકીથી ફરી તેઓ પાછા અદ્ધર ચઢવા લાગ્યા. કંચનજંઘા પહોંચ્યા. છેવટે ૩૩,૦૦૦ ફૂટ સુધી ઊંચે ઊડ્યા. ઊંચે પર્વત ઉપર ૨૦,૦૦૦ ફૂટની ઊંચાઈએ O°C-શૂન્ય ડીગ્રી સેન્ટીગ્રેડ ઉષ્ણતામાન હોય છે.

હાલ તો એરોપ્લેનને એવરેસ્ટથી વધુ ઊંચાઈએ ચડી ઉડ્ડયન કરવું તે બહુ આસાન વાત બની ગઈ છે. એક અમેરિકી પાયલોટ **મેજર રોબર્ટ વ્હાઈટે** જૂન, ૧૯૬૨માં રોકેટ-સંચાલિત x-૧૫ (ક્ષ-૧૫) વિમાન ૪૭.૩ માઈલની રેકોર્ડ ઊંચાઈએ ઊડાડીને નવો વિશ્વવિક્રમ સ્થાપ્યો છે.

મેજર વ્હાઈટે તેમના આ ૧૪મા ઉડ્ડયનમાં ૧,૨૪,૦૦૦ ફૂટ ઊંચાઈએ કલાકની ૩,૬૮૨ માઈલની ટોચ ઝડપ પ્રાપ્ત કરી હતી.







ફૂલ્ટન ઓર્સલર

# હુશિયાર ઓરમાન બાપ

વાંચોમાંથી બોધ મળે અને સચોટ અસર કરે તેવી આ વાર્તાને ગુજરાતીમાં **શ્રી છોટાલાલ માનસિંગ કામદારે** ઊર્મિનાં વાચકો માટે ઉતારી છે. દરેક સમાજના પ્રતિબિંબ દરેક સમાજમાં પડે છે તેમ આપણા સમાજમાંય આવું બને છે જ...

થોડા દિવસો પહેલાં વીસ વર્ષ સુધી સભ્ય તરીકે રહ્યા પછી વર્જિનિયાના એક પ્રસિદ્ધ ક્લબમાંથી એક વેપારીએ રાજીનામું આપ્યું.

તેણે મને કડવાશથી કહ્યું, સભ્યપદના મારા સઘળા સમય દરમિયાન મારી કોઈ ને જરૂર ન હોય તેમ મને લાગતું હતું. આખી જગ્યામાં મારો કોઈ ખરેખરો મિત્ર હોય તો તે દારૂ પીરસનાર હતો. દરેક જણ પ્રત્યે સૌજન્ય બતાવવાનું તેને કહેવામાં આવ્યું હતું. જે ઓરડામાં સગડી પર શેકેલ પદાર્થો મળે છે તે ઓરડામાં હું જાઉં કે તરત ત્યાં બેઠેલા માણસો ત્યાંથી ચાલ્યા જતા. મારે કોઈની સાથે વાત કરવી હોય તો તેનો ચોક્કસ રસ્તો મહેમાનને સાથે લઈ જવાનો હતો. પણ તેમાં પણ મૂંઝવણ હતી. કેમ કે બહુ જ ઓછા સભ્યો મને આવકાર આપતા. કોઈ મને મારા પહેલા નામથી બોલાવતું નહિ. એક સદીના પાંચમા ભાગ સુધી મેં ક્લબની ફી ભરી, પણ હું તે ક્લબનો સાચા અર્થમાં સભ્ય નહોતો.

આમાં દોષ ક્યાં હતો? અલબત્ત આ માણસ તો ક્લબના બીજા સભ્યોનો દોષ કાઢતો હતો, પોતાનો નહિ. કદાચ આ એકલવાયાપણું સ્વસંવેદનશીલ હતું અને તેથી લોકો ચમકીને દૂર ભાગતા હતા. પણ તે કંઈ યોગ્ય બહાનું નથી. મારા એક મિત્ર નિવૃત્ત માનસશાસ્ત્રી છે. તે કહે છે કે શરમાળપણું એક પ્રકારનો પક્ષપાત છે અને તે પોતાની અગત્યની અતિશયોક્તિભરી માન્યતાને અંગે ઉદ્ભવ પામે છે.

તે પૂછતા: 'તમે શા માટે શરમાવ છો? તમારા અહંભાવને અંગે તમને ભય છે કે તમારું સ્વાગત કરવામાં નહિ આવે, તમારી જાણી જોઈને અવજ્ઞા કરવામાં આવશે, તમે તમારી પોતાની વાતચીત આગળ ચલાવી શકશો નહિ, તમે ધારેલ અસર ઉપજાવી શકશો નહિ. તમારા શિવાય, આ બધાની કોને પડી છે? તમારા સંબંધી કોઈ પણ વિચાર પણ કરતું નથી. શરમાળપણું સેવાનું અળખામણું સ્વરૂપ છે.

મારા માનસશાસ્ત્રી મિત્રે એમ પણ કહ્યું કે, જો માણસ કીમત આપવા તૈયાર હોય તો ગમે તે વ્યક્તિને મિત્ર મળી રહે છે. આ કીમત શરૂઆતમાં ભારે છે પણ તે બાકીના જીવનમાં વ્યાજ આપ્યા કરે છે. તેનો અર્થ એ કે બીજાઓમાં ખરેખરો—દંભી નહિ—રસ ધરાવવો.

દાંતના એક ડૉક્ટરને હું ઓળખું છું તેની માફક. તે એક સુંદર પુત્રીવાળી વિધવાને પરણ્યો હતો. યુવાન પુત્રીને બ્રોડવેના નાટકમાં ઠીક સફળતા મળી હતી. તેને પોતાની માતાના નવા પતિ પ્રત્યે પહેલેથી જ અણગમો થયો. જમતી વખતે તે ફક્ત તેની માતા તરફ જ દૃષ્ટિપાત કરતી. રંગભૂમિની વાત કરતાં તે તેના સાવકા પિતાને કંટાળાર કરી દેતી હતી. જો તે દંતવૈદ્ય આ અભિમાની પુત્રીને પોતાની ન કરી લે તો લગ્ન નિષ્ફળ જાય તેમ હતું.

તેણે મને જણાવ્યું કે 'મારે કંઈક અસરકારક, ક્રમબદ્ધ જ કરવું જોઈએ' પહેલાં તો તેણે એક જૂના રંગભૂમિના ઓળખીતા સ્વ. એમ. એચ. હેરિસને બોલાવ્યા અને તેની મદદ માગી. તે પ્રખ્યાત નાટ્યકારની સલાહ મુજબ તે ફરીથી નિશાળે ગયો અને નાટક સંબંધી રાત્રે અપાતાં ભાષણો માટે કોલંબિયા વિશ્વ વિદ્યાલયમાં પોતાનું નામ નોંધાવ્યું. પછી તેણે નાટકના સાપ્તાહિક 'વેરાયટી'નું લવાજમ ભરી દીધું અને દૈનિક 'હોલીવૂડ રિપોર્ટર' સાથે પોતાની ઓફિસે તેમણે તેમ ગોઠવણ કરી. આ માણસ માત્ર સખત અભ્યાસ કરતો નહોતો પરંતુ નાટકની પૂરી



સમજણ માટે, રંગભૂમિના ઇતિહાસ માટે, ચાલુ રંગભૂમિની વ્યક્તિવિશેષ માટે, સિનાર્યોના ખબર તથા ગપગોળા માટે—અરે તેની નજીવી વસ્તુ માટે પણ પ્રયત્ન કરી આગળ ધપતો હતો. આ જ્ઞાન વડે તેણે તેના યુવાન દુશ્મનને સહાયભૂત થવાનો નિશ્ચય કર્યો હતો.

છેવટ એક દિવસ સાંજે જમતી વખતે પુત્રીએ સામાન્ય વાતચીતમાં જણાવ્યું કે પોતાને ખોટી ખબર આપવામાં આવી હતી.

સાવકા પિતાએ વચ્ચેજ કહ્યું: 'બેટા, મને ભય છે કે કીટકોર્નેલ રંગભૂમિ પર ઊતરવાની છે, નહિ કે કેટી હેપ્બર્ન. 'વેરાયટી' તો એટલી ખબર આપે છે કે કીટ લખાણને ક્યારની પસંદગી આપી દીધી છે.'

'નાટક સંબંધી તેને શું ખબર પડે?'

પિતાએ પુત્રીને કહ્યું કે 'આ ધંધામાં મારા ઘણા દર્દીઓ છે. મને કોર્નેલના કુનરિયા દાંત જેટલો જ પરિચય હેપ્બર્નના અણીવાળા દાંત સાથે છે.' (જે સાચું હતું. તે એકેયથી પરિચિત નહોતો)

પુત્રીને ખરેખર તો એ લાગ્યું કે આ તિરસ્કૃત, જગતની જંજાળમાં રચ્યાપચ્યા રહેતા પિતા તેના કામમાં સમજણપૂર્વકનો રસ બતાવતા હતા. એનો અર્થ એ કે તે સહાનુભૂતિ, પ્રોત્સાહન અને ખરા જ્ઞાનથી ભરપૂર હતા.

દાંતના ડૉક્ટરે પોતાની પત્નીનો હાથ પકડીને, એક રાત્રે અમે હોલીવૂડ જતી સ્ટીમરમાં સાથે જતા હતા ત્યારે આનું પરિણામ કહ્યું. હોલીવૂડમાં તેની પુત્રીએ તારિકાપદ પ્રાપ્ત કર્યું હતું. તેણે આ લોકોને તેડાવ્યા હતા કેમ કે પિતાના તજ્જ્ઞ તરીકેની સલાહ વિના તેને ચેન પડતું નહોતું.

મહેનત? હા. તમે બીજાને ગમે તેમ કરવા માટે તમારે મહેનત તો લેવી જ પડે. અને તેમ છતાં દરેક જણને તમે ગમો તેવું બનશે નહિ. પરંતુ તેથી શૂન્યમનસ્કપણાના શોકમાં પીછેહઠ કરવાનું કારણ નથી. પહેલાં તો શું કરવું તે આપણે નક્કી કરવું અને પછી તે કરવું! હોરેસે કહ્યું છે કે 'ડાહ્યા થવાની હિંમત કરો! શરૂઆત કરી દો. યોગ્ય રીતે જીવવાના સમયની શરૂઆત કરવી જે મુલતવી રાખે છે તે પોતે નદી ઓળંગે ત્યાર પહેલાં નદીનું પાણી વહી જાય તેની રાહ જોતા ગામડિયા જેવો છે, છતાં નદી પર માણસો ચાલ્યા જાય છે અને હમેશાં ચાલ્યા જશે.'

હોરેસની ઉક્તિમાં હું એક ટીકા વધારે ઉમેરવાની ધૃષ્ટતા કરું છું. જો મારા મોઢામાં ત્રણ શબ્દો, 'હું', 'મને', 'હું પોતે' વારંવાર આવતો હોય તો આ શબ્દો બીજા લોકોને ખૂંચશે. પણ જો હું આ લુચ્ચાઓનો અસ્વીકાર કરીને તેને બદલે 'તમે' 'તમે પોતે' એ શબ્દો મૂકું તો મારા મિત્રોનો આરોવારો રહેશે નહિ. આ પ્રાચીન અને ખૂબ જ અવગણનાપાત્ર થયેલ ઉપાય, મોઢા પર તમાચો મળવો અને પીઠ પર શાબાશીનો ધબ્બો મળવો એ બે વચ્ચે જેટલો તફાવત છે તેટલો તફાવત બતાવે છે.



મહાન વૈજ્ઞાનિક અને ચિંતક આઇન્સ્ટાઈન ઘરમાં પોતાના વિચારોમાં સદા લીન રહેતા. ન ક્યારેય ઘરની બાબતમાં માથું મારે કે ન ક્યારેય રોષે ભરાય. તદ્દન નિસ્પૃહ થઈને રહે. ઘર સાથે કે ઘરના માણસો સાથે પોતાને કાંઈ જ લાગતું વળગતું નથી એમ નિર્લેપ રહે, ઘરમા રહેલા છતાં પણ એમનું જીવન તદ્દન એકાકી હતું. બધા સાથે જમવા બેસે ત્યારે પણ ઘણી વાર જમતા જમતા વિચારે ચડી જાય. જમવાનું જમવાની જગ્યાએ રહે...પણ ઘરનું કોઈ માણસ એમના ચિંતનમા ખલેલ ન કરે...એમની આ શાંત ઉદાસીનતા પોતાના અંગત નિકટનાં સગાં સબંધીઓ પ્રત્યે પણ રહેતી. જ્યારે પત્નીનું અવસાન થયું ત્યારે પણ આ મહાન ચિંતક મરણશૈયા આગળ આવીને—'એને દફનાવી દો.' એટલા જ શબ્દો ધીમેથી કહીને પોતાના વિચારોમાં ને વિચારોમાં ચાલતા થયા.





'સેવકરામ'

# પંચાયતરાજ સફળ થશે?

સત્તાનું વિકેન્દ્રિકરણ થાય એ માટે પંચાયતરાજનો અમલ શરૂ થવાની હવે તો બધી તૈયારીઓ થઈ ચૂકી છે એવે વખતે ગામડાંઓમાં તે વિષે કેવી પરિસ્થિતિ છે તેનો ખ્યાલ અહીં મળે છે...

પંચાયતરાજ આવી રહ્યું છે. સત્તાનું વિકેન્દ્રિકરણ થઈ રહ્યું છે. ગાંધીજી ઇચ્છતા હતા એ દિશામાં આ પગરણ છે. જેમાં ગામડું લોકશાહીનું એકમ બને છે. ગામડું ધારે તો સ્વાયત્ત બની પોતાનો વિકાસ પોતે જ કરી શકે એવી સવલત પંચાયતરાજના કાયદામાં આપવામાં આવી છે. પંચાયતરાજમાં ગામડાંની પંચાયતને ગામડાંના વિકાસનાં કાર્યો કરવાની અને ગામડાંનો સર્વાંગી વિકાસ થાય તે માટે આયોજન કરવાની પૂરી સત્તા આપવામાં આવી છે. ગામડાંને જમીન મહેસુલ ઉઘરાવવાની તેમ તેનો ઉપયોગ કરવાની, તેમ આવશ્યક કરવેરા નાખવાની પણ સત્તા આપવામાં આવી છે. એટલે હવે વિકાસનાં કાર્યો ગામે જ કરવાનાં રહેશે.

ભારતને આઝાદી મળી, દેશ સ્વતંત્ર થયો. પણ તેમાં તો ગોરાને બદલે આપણા ભાઈઓ રાજ્ય કરવા લાગ્યા એ સ્થિતિ થઈ. વહીવટી તંત્ર એનું એ રહ્યું. અમલદારી તંત્ર એનું એ રહ્યું. પરિણામે લોકોની વહીવટી તંત્રની ખામીઓ ઓછી ન થઈ. પંચાયતરાજ એ રીતે ક્રાંતિકારી પલટો આણે છે. એ સત્તાનું પણ વિકેન્દ્રિકરણ કરે છે. ગામડાં, તાલુકા અને જિલ્લા પોતાનાં કાર્યો પોતે જ કરે, પોતાના પ્રશ્નો પોતે ઉકેલે એવી સત્તાઓ પંચાયતોને આપવામાં આવી છે. જો લોકો તેનો સાચા અર્થમાં લાભ લે અને સારા માણસોને કાર્યક્ષમ જગ્યાએ મૂકે તો પંચાયતરાજ જરૂર સફળ થાય અને લોકોને નવજીવન બક્ષે.

પંચાયતરાજમાં સરપંચે, પંચાયતના સભ્યે શું જવાબદારી અદા કરવાની છે? તાલુકા પંચાયત અને જિલ્લા પંચાયતને કેવી કામગીરી સુપ્રત થઈ છે? પંચાયતરાજનું વહીવટી માળખું કેવું છે? આ બધાનો ખ્યાલ આપવા માટે પંચાયતરાજ લોકશિક્ષણ પર સંવાદો જિલ્લા કક્ષાએ, તાલુકા કક્ષાએ અને ગામડાના જુથ કક્ષાએ યોજવામાં આવી રહ્યા છે. લોકોને પંચાયતરાજનો ખ્યાલ આપવાનું કાર્ય, લોકશિક્ષણની દૃષ્ટિએ કરવાની વાત મૂળ બીલમાં જ સ્વીકારવામાં આવી છે. અને તે જરૂરી પણ છે. એવા એક પરિસંવાદમાં મારે જવાનું થયું.

એક સાંજના વિકાસ ઘટક અધિકારી સાહેબ જીપ લઈને આવ્યા.

'સેવકરામ! તમને અમારું નિમંત્રણ તો મળ્યું હશે?'

'શાનું નિમંત્રણ?'

'તાલુકા પંચાયતરાજ શિબિરનું!'

'હા, મળ્યું છે'

'તમારે એમાં આવવાનું છે. આવી લોકોને પંચાયતરાજમા તેમને કરવાનાં કર્મોનો જવાબદારીનો ખ્યાલ આપો તો સારું.'

ને તેમણે મને શિબિરનો બીજો દિવસ આપ્યો. હું ગયો, પણ શિબિર ક્યાં હતો?

આ ત્રણ દિવસના શિબિરનું ઉદ્ઘાટન આગલે દિવસે બપોરે નાયબ પ્રધાનશ્રીના હસ્તે થઈ ગયું હતું. મેં સાંભળ્યું કે ત્યારે હોલમાં સમાય નહિ એટલી બધી હાજરી હતી. તેમાં સરપંચો, પંચાયતના સભ્યો, સહકારી મંડળીના પ્રમુખો, બી. ડી. સી. ના સભ્યો અને તાલુકાના બીજા સભ્યોએ સારા પ્રમાણમાં હાજરી આપી હતી. પણ બીજા દિવસે તો શિબિરમાં ઇન મીન તીન હતા. વિકાસ ઘટક અધિકારીએ ગ્રામ સેવકને પંચાયતના સભ્યોને બોલાવવા ગામમાં મોકલ્યા હતા. થોડીવાર થઈ એટલે પંદરેક જણ એકઠા થયા. તેમાં પાંચ કે છ જણા બાજુના ગામના હતા...હતો તાલુકા શિબિર પણ તાલુકાની હાજરી નહોતી. હાજર રહે તેને ભથ્થુ મળે એવી સુવિધા કરવામાં આવી હતી. રાજ્ય આ લોકશિક્ષણ પાછળ મોટું ખર્ચ

કરે છે. જિલ્લા પંચાયત શિબિરમાં હાજર રહે તેને રોજના પોણાપાંચ રૂપિયા આપવાનો પ્રબંધ કર્યો છે. છતાં ત્યાંયે ત્રીસ ચાલીસ ટકા જેટલી જ હાજરી રહે છે. કેટલાક તો બજારના કામે આવ્યા હોય તે હાજરી નોંધાવી ભથ્થુ ચડાવી કામે ચાલ્યા જાય છે. જાણે કોઈને પંચાયતરાજ વિષે જાણવાની પડી નથી. એ જોઈ ભારે ખેદ થયો.

ગામડાં વચ્ચે રહું છું એટલે જાણું છું કે લોકો ગ્રામ પંચાયતમાં ચૂંટાવા માટે કેવી પડાપડી કરે છે? અને સરપંચ થવા માટે તો કેટલાકે છેક હાયકોર્ટ સુધી અપીલો કરી છે. એ પદ પ્રાપ્ત કરવા તે મોટું ખર્ચ કરે છે. ભારે ઉધામા કરે છે. એ વ્યક્તિ કદી વિચારે છે કે ખરી કે તેને હવે પંચાયતરાજમાં કેવી જવાબદારી અદા કરવાની છે? સૌ સત્તા અને હક્ક માટે તો મરી ફીટે છે; પણ એ સત્તાસ્થાને બેઠા પછી કેવી ફરજ બજાવવાની છે એ વિષે કોઈ કંઈ વિચારતું નથી.

અગાઉ સરપંચોની શિબિર વિકાસ ઘટક તરફથી યોજાતી ત્યારે પણ હાજરી તો આવી કંગાલ રહેતી. ઉદ્ઘાટન વખતે જો કોઈ નામી વ્યક્તિ આવવાની હોય તો સૌ હાજર રહે. મુખ્ય મહેમાન જાય એટલે સૌ ચાલવા માંડે. આ મનોદશા ગામડાંને ક્યાં લઈ જશે? અને સરપંચ શિબિરમાં અને પંચાયત શિબિરમાં મોટો ફરક છે. અહીં તો તેમણે પંચાયતરાજ વિષે જાણવાનું છે. શંકાઓ થાય ત્યાં પ્રશ્નો પૂછી સ્પષ્ટીકરણ કરવાનું છે. પંચાયતરાજ આવતાં ગ્રામ પંચાયતને, ન્યાય પંચાયતને, સમાધાન પંચને કેવી કાર્યવાહી ચલાવવાની રહેશે એ વિષે જાણવાનું છે. પણ કોને પડી છે! સરકાર શુભ નિષ્ઠાથી સત્તાનું વિકેન્દ્રિકરણ કરી રહી છે અને લોકો આગળ આવી શું સત્તાઓ મળવાની છે અને શું કામગીરી બજાવવાની છે એ સાંભળવાયે ઉત્સુક નથી.

આવી ઉદાસીનતા જોઈ ગામડાના એક કાર્યકરભાઈએ મને સવાલ કર્યો:

'સેવકરામ! તમને પંચાયતરાજનું ભાવિ કેવું લાગે છે?'

'આ દેખાય છે તેવું.' મેં જરા હસીને કહ્યું.

'કંઈ સમજાયું નહિ...'

'પંચાયતરાજની સફળતાનો આધાર લોકોની જાગૃતિ પર અવલંબે છે. તમે કેવા લોકોને કામ કરવા પસંદ કરો છો તે પર સફળતાનો આધાર છે. અત્યારે ગામડાંમાં જે દેખાય છે એ જોતાં તો હું સચિંત બની ગયો છું.'

'મને પણ એમ જ લાગે છે.' એ ભાઈએ હૈયું ખોલ્યું: 'તમે ગમે તે તાલુકાના સરપંચોની યાદી જુઓ. તેમાં દસ વીસ ટકા તો અંગૂઠાછાપ હશે. કેટલાક ગામના માથાભારે માણસો છે. કેટલાક એ પક્ષો વટાવી ખાનારા છે. ને થોડાક ભણેલા, સમજુ અને ગામનું કામ કરનારા છે. આવા લોકોને સત્તા મળે. પછી ગામડાંની નાની પછાત કોમની શું વલે થાય!

'ને આવા લોકો પાછા ન્યાય પંચાયતમાં બેસવાના છે. ન્યાય પંચાયતના ચુકાદા સામે અપીલ કરવાની પણ જોગવાઈ નથી. આમાં ન્યાય તોળે એવા માણસો કેટલાક? કાયદામાં સાફ જણાવ્યું છે કે લખી વાંચી શકે એવા માણસોને જ ન્યાય પંચાયતમાં લેવા. છતાં કેટલાંક ગામોએ અભણ જેવાનેયે પસંદ કર્યા છે. મને તો લાગે છે કે લાયકાત વગરના લોકોને સત્તા અપાય છે. એટલે સત્તાનો દુરૂપયોગ થવાનો પૂરો ભય છે.'

'તમારો ભય અસ્થાને છે એમ નહિ કહેવાય. પણ લોકોએ એમાંથી પણ સમજપૂર્વક માર્ગ કાઢવો જોઈએ કે નહિ? પુખ્તવયના દરેક માણસને મતદાન મળ્યું છે. તો શા માટે લોકો સારા, સેવાભાવી લોકોને પંચાયતમાં મોકલતા નથી?'

'સેવકરામ! તમે તો ગામડાંનું માનસ ક્યાં નથી જાણતા? હજુ લોકો નાત, ધર્મ અને કોમના નામે મત આપે છે. નાતમાંયે એ કયા તડનો છે એ જોવાય છે. આમાં માણસની લાયકાત ક્યાં રહી? અત્યારે તો જેનું જુથ મોટું એનો સરપંચ આવે, ભલેને તે ભણેલો ન હોય!'

'આવી સ્થિતિનું મેં પ્રત્યક્ષ દર્શન કર્યું છે. એટલે ઇન્કાર પણ કેમ કરું? પણ આ વિષચક્રમાંથી બહાર નીકળવાનો કંઈ માર્ગ ખરો કે નહિ?'

'એ તો ભાઈ, લોકો લપડાકો ખાઈ ખાઈને ડાહ્યા થશે. એક બે ચૂંટણીમાં નાતજાતને આડે લાવશે. પણ જોશે કે એમ કરવામાં તો ગામનું કામ થતું નથી એટલે સારા માણસને શોધીને મૂકશે.' ને એ ભાઈની શ્રદ્ધાની જ્યોતને સ્થિર કરવા કહ્યું:

'આ તો પેલા જેવું છે. તળાવમાં પડ્યા શિવાય કેવી રીતે તરતાં આવડે! તરતાં શીખનાર ડૂબે છે, પાણી પી જાય છે, ગુંગળાય પણ છે.. ને એમ કરતાં કરતાં તરતાં શીખી પણ જાય છે. એ રીતે પંચાયત-રાજ આવતાં શરૂમાં લોકો સત્તા માટે ઝઘડશે, મારા મારી કરશે...ક્યાંક સત્તાનો દુરુપયોગ થશે પણ એ અનુભવમાથી જ શાણપણ આવશે. આ શિવાય બીજો માર્ગ પણ ક્યો છે?'

'પણ તમને નથી લાગતું કે રાજકીય પક્ષો ખોટી ખેંચતાણમાં ગામડાંમાં ઝેર રેડશે અને ભલું કરવાને બદલે દુર્દશા વહોરશે!'

સર્વોદયવાદીઓ આ જ કહે છે ને! કદાચ ગાંધીજી જીવતા હોત તો વિનોબાજી કે જયપ્રકાશજી કહે છે તે ભાષામાં જ વાત કરત કે રાજકીય પક્ષો જો પંચાયતરાજમાં પડશે તો તેની ભાવનાને જ છિન્નભિન્ન કરી દેશે. પણ સત્તા પાછળ આંધળા બનેલા રાજકીય પક્ષો ક્યાં કોઈનું માને એમ છે? હવે તો ગામમાં કયા પક્ષનો સરપંચ આવે છે તેની તકેદારી રાજકીય પક્ષો રાખશે. રાખશે અને ખેંચતાણ પણ કરશે. જેમાં રાજકારણ ન જોઈએ એ સહકારી મંડળીએ માં પણ રાજકારણ ઘૂસશે. પક્ષના રાજકારણમાં હમેશાં સારો જ ઉમેદવાર પસંદ થાય એવું પણ નથી. કારણ કે આ પદ્ધતિમાં નેતા ઉમેદવારને પસંદ કરે છે. તેમાં એ પોતાના જુથનો, પોતાના ગમાઅણગમાનો વધારે વિચાર કરે છે. એવો ઉમેદવાર લોકોને ગમતો જ હોય એવું બનતું નથી. લોકશાહીની આ મોટી મર્યાદા છે કે ઉમેદવાર લોકો નહિ, નેતા પસંદ કરે છે.

એટલે જ તો પંચાયતરાજમાં લોકોએ જાગૃતિ બતા-વવાની જરૂર છે. પક્ષો ભલે ને તેમની ગંદી રમતો રમે, પણ જો લોકો પોતાના ભલાનો ખ્યાલ કરી શકતા હશે તો તેઓ સરપંચની જગ્યા માટે, તાલુ-કાના અધ્યક્ષ સ્થાન માટે સેવાભાવી અને કાર્યકરો માણસની પસંદગી કરશે. પંચાયતરાજની સફળતાનો આધાર તમે કોના હાથમા વહીવટ મૂકો છો તેના પર અવલંબે છે. પણ ગામના અગ્રણીઓ જ બહાર આવી પંચાયતરાજ વિષે જાણવા ઉત્સુક નથી તો બહુજનસમાજનું તો પૂછવું જ શું? પંચાયતરાજ પંચાતીઆઓનું રાજ ન બને તો સારું!



હંસાબહેન ગાંધી

# બાની ડાયરી

જૂની પેઢીને, જૂની પ્રથાને, જૂની ભાવનાને આપણે હાલતાં ને ચાલતાં વગોવીએ છીએ—જાણે એ ફેશન જ છે. પણ અહીં એ બધા વાતોને રદિયો આપતાં જાણીતાં એકાંકી-કાર એક સરસ મજાની વાત કહી જાય છે. સાસુ અને વહુને તો સ્પર્શશે જ, સમગ્ર કુટુંબને પણ એટલી જ સારી અને સાચી રીતે સ્પર્શી જશે...

હવે તો બહોત ગઈ ને થોડી રહી. એ થોડી જિંદગીમાં આ બધું શા માટે? જતે જન્મારે મારે વળી ડાયરી લખવાની શા સારુ? ને લખતાંયે કેટલી મુશ્કેલી? નાનપણમાં થોડું ભણી હતી તેય હવે તો લગભગ ભૂલી જવા જેવું થઈ ગયું છે. વાંચવાની ટેવ તો રહી છે કારણ કે રામાયણ ભાગવત વાંચુ છું પણ લખવાની ટેવ તો નથી જ રહી. કોઈવાર પહેલાં જરૂર પડતાં કાગળ લખતી પણ જ્યારથી છોકરાંઓ મોટાં થયાં ત્યારથી તો જ્યાં લખવું હોય ત્યાં એ જ લખી દે છે. એટલે આ ડાયરીમાં લખવાનુંયે મને તો ફાવતું નથી. પણ દીકરી! તારી જીદ જ છે કે ના મા! તારા મનમાં જે ભાવ આવે એ ટાંકજે જ, એટલે આ ટાંકુ છું. જો કે મારું મન તો હજીયે આ બધું લખવામાંથી પાછું જ હટે છે. નકામું બોલ્યું બહાર પડે ને રાંધ્યું વરે...લખ્યું વંચાય ને નકામી હાથે કરીને ઘરની એબ ખુલ્લી કરવા જેવું થાય... ઘરની વાતો ઘરમાં જ સારી.. ડાયરીએ ચડાવવામાં મજા જ નહિ...કહે છે ને કે બાંધી મૂઠી લાખની ને ઉઘાડી વા ખાય.. સૌના મનમાં ઘરનો મોભો છે એ નકામો તૂટી જાય ..

હું આ ઘરમાં આવી ત્યારે સાવ સાધારણ સ્થિતિ આ ઘરની હતી ને ઘરનું બધું જ કામકાજ અમારે હાથે જ કરવું પડતું, પણ યાદ નથી કોઈ દા'ડો આ તારી નવયુગની નવી ભાભી જેમ ડાયરીના રવાડે ચડ્યા હોય એવું. ખરું પૂછ તો તરંગો ઊડાવવાની નવરાશ જ કોને હતી? આ તો બધા નવા જમાનાના ઉધામા છે. એણે તો આવીને માંડ્યું લખવા ..ને લખાયું એ વંચાયું...ને કુદરતી એણે જે લખ્યું તે એની જ દૃષ્ટિએ લખે ને? એટલે અમને એણે કાળા રંગમાં...કાળા નહિ તો શ્યામ રંગમાં તો ચીતર્યાં જ છે ને તેથી જ ઉશ્કેરાઈને તેં મને કહ્યું કે . બા! હવે તું તારી દૃષ્ટિથી લખ...તો જ સૌને છે તેવું ચિત્ર મળે. ને તારી વાત મારે ગળે પણ ઊતરી તેથી જ આ ઉંમરે...આ ચીતરવા માંડ્યું છે.

હું પરણીને આવી ત્યારે તો ઘર ભર્યુંભાદર્યું હતું. ભાઈઓ વહુઓ એમનાં દીકરા-દીકરીઓ ઉપરાંત દાદા-દાદી ને ફોઈબા વગેરેનું મોટું કુટુંબ હતું. એક રસોડે ૩૩ થી ૩૫ માણસ જમતાં...આજે પણ જો કે આપણું ઘર ભર્યું ભાદર્યું છે પરંતુ તે સમયના પ્રમાણમાં કંઈ જ નથી. ઉપરાંત એ વખતની અને આજની સ્થિતિમાં પણ ઘણો ફેર છે. આજે આપણે સુખી છીએ—નોકર-ચાકર પૂરતા છે.. ને ત્રણ ત્રણ દીકરા, ત્રણ ત્રણ વહુઓ ને એક તું દીકરીનો ભર્યો ભાદર્યો સંસાર જોઈ ને અમે બંને સુખ-શાન્તિ અને તૃપ્તિ અનુભવીએ છીએ.

નશીબજોગે ત્રણેય દીકરા કમાઉ છે ને ડાહ્યા પણ છે ને વહુઓ પણ કુળવાન ખાનદાન મા-બાપની દીકરીઓ છે, એટલે ઘરમાં કલ્લોલ લાગે છે. આવા સુખી ઘરમાં શા માટે ડાયરીયું લખીને હાથે કરીને મન દુ:ખી કરવાં એ જ મારાથી તો સમજાતું નથી.

નાની વહુ મંજરી ભણેલી છે અને એમ તો દામિની ક્યાં ભણેલી નથી? પણ આ નાની જરાક જુદી જ ભાતની છે. એનામાં થોડીક સ્વચ્છંદતા છે એમ કહું તોયે ખોટું નથી...મારી રીતે કહું તો હજી એ અલ્લડ ટટ્ટુ છે. પળોટાશે એટલે એની મેળે ઠેકાણે આવી જશે.

આટલું ભણી છે તોયે કહે છે કે હજી આગળ ભણવું છે...ને એ ભણવામાં હું વિઘ્ન નાખું છું એમ એણે એની ડાયરીમાં લખ્યું પણ છે. ખરું છે. પરંતુ વિઘ્ન નાખવા ખાતર નથી નાખતી. સમજીને કહું છું. સમજાવીને કહું છું. આખરે ભણીને કરવાનું

શું છે ? નોકરી તો કરવી નથી. ઉપરાંત એ જે કુળની કુળવધૂ બનીને આવી છે એ કુળમાં ભણતર કરતાં ગણતરની, દોઢડહાપણ કરતાં ખાનદાનીની, બુદ્ધિ કરતાં હૃદયની કિંમત વધારે છે એ હજી એની સમજમાં ઊતરતું નથી. તને કદાચ લાગશે કે ભણવું હોય તો ભણવા દેવી જોઈએ...તારી વાત પણ ખરી છે પરંતુ દીકરી ! એ શું ભણતરના શોખ માટે આગળ ભણવાની વાત કરે છે ? ના-રે-ના. એ બહાને બહાર નીકળવા મળે તેથી જ...એને ઘર જ ગમતું નથી... ઘરમાં રહેવા કરતાં બહાર ભટકવાનો જરા વધુ શોખ છે ને તે શોખ પૂરો કરવા. ભણતર એ તો બહાનું છે. ને આ હું જાણી શકી છું માટે જ મેં વિરોધ કર્યો છે. હવે તો તને મારી દૃષ્ટિ મળી ને ? મારી વાત માનીને એ ભણવા નહિ જાય એમ મેં ધાર્યું હતું પરંતુ મારી ધારણા ખોટી પડી...આ યુગની વીરાંગના એમ કંઈ દબાઈ જાય ? બળવો કર્યા વિના એને ચેન પડે ! એણે બળવો કર્યો ને ધાર્યું કર્યું ને હું મનમાં સમસમીને બેસી રહી. ને માન્યું કે ચાલો હવે શાન્તિ થશે. પણ ના-રે-ના. શાન્તિ કેવી ને વાત કેવી ? ભણવાનો ફતવો પૂરો થયો ત્યાં એણે બીજો ફતવો કાઢ્યો. નવરાશના વખતે સેવા કરવાની એને ધગશ થઈ આવી...ખરી વાત છે, સેવા જેવું એકેય પુણ્ય નથી...ને કહે છે ને કે કરશે સેવા તો પામશે મેવા. ને મેં એની સેવાની ધૂનની વાતો સાંભળીને હોંશથી કહ્યું કે વહુ-દીકરા, મને નહોતી ખબર કે તમે આટલાં સેવાભાવી છો... જાણીને આનંદ થયો બાપુ. સમતાકાકી બહુ જ માંદાં છે ને એના દીકરાની વહુને બાબો આવ્યો છે, ઘરમાં કોઈ કરનારું નથી. તો થોડા દા'ડા ત્યાં રહો તો...પણ હું વાક્ય પૂરું કરું તે પહેલાં જ તાડૂકી ઊઠી કે...એવા પારકાના લફરા શું રોજ રોજ લઈને આવો છો. મને એવો કોઈનો ઢસરડો કરવાની ફુરસદ નથી...હું તો એના મોં સામે જ જોઈ રહી. થયું કે ફૂંચે સંભળાવી દઉં કે...ત્યારે વહુમા, સેવાની વાતનો ઢંઢેરો શીદને પીટો છો. એમ કહોને કે એ બહાને—બહાર જ ફરવું છે. ભણતરનાં શોખ માટે ભણતરની વાત નથી ને સેવાની લગની છે માટે સેવાની વાત નથી. એ તો બધાં બહાનાં છે. મૂળમાં એક જ વાત છે. ઘરમાં રહેવું નથી, ઘરનું કામ કરવું નથી...ને પકેરી ઓઢીને...ટાપટીપ કરીને... બહાર ફરવું છે ..ઘરની બહાર રહેવા માટેની આ બધી યુક્તિ પ્રયુક્તિઓ છે. ઉધામા છે. ને આ વાત સાસુ સમજી ગયાં છે તે એ પણ સમજી ગઈ છે તેથી રોષમાં આવીને ડાયરીમાં ચીતરી માર્યું છે કે સાસુએ તા. ૧૫-૨-૬૨ના દિન સેવાની પણ ના સંભળાવી દીધી. સાસુનો જુલ્મ છે વગેરે વગેરે...

એ માને છે કે આવડત તો બધી જાણે ફક્ત એનામાં જ છે...પણ એટલું સમજતી નથી કે એણે કૉલેજની પરીક્ષાઓ પસાર કરી હશે તો અમે સંસારની અનેક પરીક્ષાઓમાંથી પાર ઊતરીને આ ઉમ્મરે પહોંચ્યાં છીએ. એની પાસે કદાચ જ્ઞાન વધારે હશે. તો અમારી પાસે અનુભવતું ભાથું પણ ઓછું તો નથી જ. ઉપરાંત એનાં મા-બાપે કોઈ એકલ-દોકલ જોયો હોત ને આવા ફતવા કાઢત તો કદાચ પોસાત. પણ મા-બાપે તો નાખી છે એક ભર્યાભાદર્યા ઘરમાં. એમ માનીને કે દીકરી એકલી ન પડી જાય—ને એને પણ આ ભર્યુંભાદર્યું ઘર નથી ગમતું એમ નો નથી જ. પરંતુ સ્વાર્થમાં અંધ બનીને...એ ભર્યાભાદર્યા ઘરનો લાભ જ ઊઠાવે છે, હટી જવા પ્રયત્ન કરે છે. પણ તે લાભ ઉઠાવતા થોડો ભોગ આપવો પડે છે તો તુરત ફૂંફાડો મારે છે. ભણેલી છે તોયે એટલું સમજતી નથી કે એ તો લકુંબો ને ધકુંબો બેય સાથે જ હોય. લાભ પણ હોય ને ગેરલાભ પણ હોય... ભણવાનો, અને સેવાનો ફતવો હજી માંડ શમ્યો ત્યાં વળી ઘરમાં કુકર લાવવાનો ફતવો જાહેર કર્યો...ને મેં કુકરની ના કહી તો ડાયરીમાં લખી માર્યું : સાસુજી કશું જ સમજતાં નથી, સમયનો બચાવ થાય છે તે જોવાની પણ એમનામાં શક્તિ નથી...સહેજે આગળ

વધતાં નથી ને હતાં ત્યાંનાં ત્યાં જ છે વગેરે વગેરે.

પણ તું જ કહે દીકરી! આટલા વસ્તારીના ઘરમાં કુકર તે શે ચાલે? હુતો ને હુતી હોય એની વાત જુદી છે. આ ઘરમાં આટલા માણસો...છોકરાંછૈયાં, નોકર–ચાકર ને મેમાન તો ચાલ્યા જ કરે. ત્યાં પેલા ડબા તે કેમ ચાલે? ને રસોઇ શું એક જાતની થાય છે? માણસ એટલા જુદા સ્વાદ છે. કોઈને એક શાક ભાવે તો કેઈને બીજું. કોઈને મરચું જોઈએ તો કોઈને બિલકુલ નહિ! કોઈ જમે દશ વાગ્યે તો કોઈ એક વાગ્યે...આમાં કુકર કેમ ચાલે! જરાક વિચાર કરે તો આ વાત એને પણ સમજાય પરંતુ વિચાર કરે તો ને? ફતવા કાઢવા આડે વિચાર કરવાની નવરાશ જ કયાં છે એને? ને એની વાત ન માની તો લખી દીધું ડાયરીમાં—તા. ૨૦–૩–૬૨ના દિન કુકરની વાત પર સાસુજી રૂઠ્યાં...તદ્દન જુનવાણી છે...ને નવા જમાનાને તો જાણી શકતાં જ નથી.. ચાલો દઈ દીધું વહુએ સાસુજીને સર્ટીફીકેટ... પણ એ એટલુંયે નથી સમજતી કે સાસુ એના જમાનાથી કેટલી આગળ આવી છે, આ જમાનાને અનુકૂળ થવા કેટલો પ્રયત્ન કરી રહી છે. પરંતુ પોતે શું કર્યું? થોડી પાછળ આવી છે! આમ તો ભણેલાઓ તમે વાતો મોટી મોટી કરો છો કે બંને પક્ષે થોડું જતું કરવું જોઈએ. પરંતુ વ્યવહારમાં તો તમે છો ત્યાં જ અડગ ઊભાં રહો છો. આગળ વધવાનું ફક્ત સાસુને જ માથે રાખો છો. આમાં કયાંય તમને ન્યાય દેખાય છે ખરો?

અમે એક એવા જમાનામાં હતાં કે જ્યારે અમારે દળણાં વાસીદાં કરવા પડતાં. ને એક જ ઇંઢોણીએ સાત સાત બેડાં પાણી લાવતાં. ને ઘરકામમાંથી ઘડીની નવરાશ મળતી નહિ...કયાં એ જમાનો ને કયાં આજનો...પરંતુ એ જમાનાની હું આજનો જમાનો પણ ઓળખું છું...ને સમજું છું કે ભગવાને રૂડો વખત દીધો છે તે ભોગવો, આનંદ કરો, કલ્લોલ કરો...તમને પહેરી ઓઢીને ફરતાં જોઈને તો મારી આંતરડી ઠરે છે, તમારા ભણતર જોઈને મનને આનંદ થાય છે, ખરું કહું તો આવી ભણેલીયું વહુઓ જોઈને કોઈ વાર ફુલાઈ પણ જાઉં છું.

તમે તમારે ભણો ગણો, વાંચો. પરન્તુ બધું જરાક વખત જોઈને તો કરો. ચૂલે શાક બળી જતું હોય, કે છોકરાં રડતાં હોય, કે નિશાળે જવાની ધમાલ કરતાં હોય ત્યારે ચોપડી લઈને બેસે તો કહેવાઈ જ જાય ને કે ભલી થઈને તરું વાંચવાનું છોડ બાકી નવરાશને વખતે વાંચે તો હું ના શા માટે પાડું? ગામગપાટા મારવા ને કુથલી કરવી તે કરતાં સારું વાંચન કરવું શું ખોટું? પણ ખરું કહું તો આ વાંચન પણ શું આગળ વધવા કે કઈ નવું જાણવાના ઉદ્દેશથી થોડું જ વંચાય છે? ના–રે–ના, જરાયે નહિ. ને ન માનતી હો તો જોઈ લેજે એ વાંચે છે એ પુસ્તકો. નરી પ્રેમલા–પ્રેમલીની વાર્તાઓ જ. કાં કોણ ખૂન કર્યું અને કોણે પકડ્યું! આવું વાંચન નહિ વાંચે તો કઈ એમની પ્રગતિ અટકી જવાની છે? પણ જો જરાક કહું તો કહેશે કે તમે શું સમજો વાંચન તો જોઈએ જ. હા–ભાઈ હા, હું શું સમજું? કારણ કે હું રહી અભણ અને અણસમજુ ને એમાંય પાછી સાસુ...સાસુ કદી વહુની દૃષ્ટિએ સમજણી લાગે છે ખરી?

જવા દે...નકામી ઘરની વાત ઉઘાડી પાડીને શો ફાયદો? એ નાની છે. છોકરું છે. સમજશે, માથે પડશે એટલે આપોઆપ સમજશે ને ઠરશે. એમ માનીને જીભને રોકી લેવામાં જ મજા છે. બાકી કોઈ વાર તો મને પણ થઈ જાય છે કે કહી દઉં કે ડાયલી વહુમા, ડહાપણનો ઈજારો તમે એકલાંએ જ નથી રાખ્યો...ને ચાલાકી તમને જ નથી આવડતી. ન માનતાં કે અમે તમને સમજતાં નથી! દૂધમાં ને દહીંમાં તમારે તો પગ રાખવો છે, ભેગા રહીને મહાલવું છે ને ધાર્યું પણ કરવું છે. તો વહુમા, એમ બે ઘોડે ન ચડાય બાપુ ...ચડવા જઈએ તો હાડકાં જ રંગાઈ જાય ..હાં.





મારે તો એ મોટી વહુઓનોયે વિચાર કરવો જોઈએ કે નહિ? એ બિચારીયું બોલ નહિ એટલે શું એમની પાસે ઢસરડો કરાવવો? ને આ માથું ઊંચું કરે એટલે...એને શીંગડા મારવા દેવા? કંઈ ન્યાય બ્યાય ખરો કે નહિ? બાકી નાના જાણીને કોઈએ એના પર વધુ બોજો નાખ્યો નથી. હાં...કદાચ મોટીનાં છોકરાં રડતાં હોય ને એકાદ કામ કોઈ દિવસ વધુ કરવું પડ્યું હોય પણ બદલામાં એ બે જણાં જ્યારે ને ત્યારે નાટક ચેટક ગરબા અને ગરબીમાં ઊપડી જાય છે...ને આવીને ગરમાગરમ તાજી રસોઈ ઉપર બેસી જાય છે એનું શું? અને એનો બાબો ક્યાં મોટો થાય છે એ પણ એને ખબર પડે છે? છે જરાયે ચિંતા એને? અમારા પર મૂકીને ઊપડી જાય છે વર સાથે ફરવા...એકલી હોત તો શું કરત એ હું જોવત! પણ જેને સારાં તત્ત્વો જોવાં જ નથી, એ તરફ આંખ જ બંધ રાખવી છે તેને શું કહેવું?

થોડા થોડા દિવસે એને કંઈક અટકચાળું કર્યા વિના ચેન જ પડતું લાગતું નથી. ભણતર સેવા ને કુકરનો ફતવો શમ્યો ત્યાં બીજો ફતવો કાઢ્યો. મારા સંપથી ચાલતા સુખી સંસારમાં આણે કામના ભાગ પાડવાનો ફતવો કાઢ્યો. કામ કરીને શું મન જુદાં કરાવવાં છે? કામ ઘરનું છે, આપણા ઘરનું છે, સૌનું છે ને સૌએ કરવાનું છે એમ આ નવા યુગની ભણેલી વહુને ફાવ્યું નહિ. એ કહે છે કામને વહેંચી નાખો ને પછી મનનેય વહેંચી નાખશે? ઘરનું કામ છે ને ઘરની વહુ સારું છે એમાં વળી જુદારો શો? કોણ શું કરે એની વાડાબંધી ઘરમાં કેવી? જેના હાથમાં જે આવ્યું તે કરે. મોટી બધીનાં છોકરાંને નવરાવે તો નાની ચૂલા પાસે કરે, નાનીને પિયેર જવાનું આવે તો બધું મોટી ને વચલી પતાવે. એમાં વળી મારું તારું શું? આવા વિચારો જ માગ મનથી ખોટા છે એટલે એના ફતવાને તોડવા પડે છે. મારી આ કલ્લોલ કરતી લીલી વાડી. લીલી કુંજર જેવી છે એમાં કંડાસનાં બીજ રોપીને મારે એને સૂકવી દેવી નથી, આવી ફૂલેલી ફાલેલી વાડી મૂકીને જ આંખ મીંચું એ મારી પ્રભુ પાસે પ્રાર્થના છે.

મારી વાડીનાં ફૂલો રૂપી મારાં છોકરાં, વહુઓ પૌત્રો પૌત્રીઓ ખૂબ ખીલે, ખોટા દબાણથી કરમાય નહિ. ...સૌ સ્વતંત્ર રહે છતાંયે સૌ પ્રેમના એક જ તાંતણે બંધાયેલાં રહે તો જ કુટુંબની મજા રહે એમ હું માનું છું. આજકાલ તમે દેશની એકતાની વાત કરો છો, દુનિયા એક છે એવી વાતો કરો છો. વિશ્વબંધુત્વની વાતો કરો છો ત્યારે પૂછવાનું મન થઈ જાય છે કે ભાઈ, સમાજનો પાયો તો કુટુંબ છે. પહેલાં ત્યાં તો એકતા રાખો, થોડી ત્યાગવૃત્તિ રાખો, થોડો ભોગ આપો, થોડી ફરજ સમજો ને થોડું બીજા માટે કરી જતાં શીખો કુટુંબ એ જ તમારી પ્રયોગશાળા છે. પહેલાં એને તો આદર્શરૂપ બનાવો. પછી લાંબી દેશવિદેશમાં ફલાંગ ભરજો. પરંતુ એ વાત ગળે ઊતરે તો ને?

મને આશા છે કે મારી મંજરી ઠરશે તો ખરી જ ને એને સારું જ્ઞાન જરૂર લાધશે. ને જ્યારે સાચું સમજાશે ત્યારે મારું કુટુંબ મારું ઘર એ ભાવ જરૂર આવશે જ. ને એ ભાવ આવતાં આપોઆપ બીજી ગૂંચો સહેજે ઉકેલાઈ જશે. ને આજે જે એને વધુ વાંકું દેખાય છે તે સમજણ આવતાં સીધું દેખાશે.

આ લખવાનો અર્થ એવો નથી કે બધો એનો જ દોષ છે. બે હાથ વિના તાળી થોડી જ પડે છે! અમારો દોષ પણ હોય છે જ...ને એ એની દૃષ્ટિએ એણે એની ડાયરીમાં વર્ણવ્યા છે ને તેં વાંચ્યા છે હું એમ પણ માનું છું કે જેમ એની અમારા પ્રતિ ફરજ છે એમ અમારી વડીલોની પણ નાના પ્રતિ ફરજ છે જ. પારકા ઘરની દીકરી, એનાં મા–બાપ, ભાઈ–બહેન, કુટુંબ કબીલો બધાને મૂકીને અજાણ્યા ઘરમાં અજાણી ધરતીમાં આવે એટલે એને જલદી ન ગમે, જલદી એમાં મારાપણું ન જ લાગે એ

અમારે સમજવું જોઈએ. એને ગમે, એના મનને ગોઠી જાય, એને અમે પોતાના લાગીએ...એ જાતનું પ્રેમાળ વાતાવરણ અમારે પણ સર્જવું જોઈએ જ, ને એ પ્રમાણે કરવા અમે પ્રયત્ન કરીએ તો છીએ જ. ને આશા રાખીએ છીએ કે મંજરીનાં હૃદયમાં આ પ્રેમનો પડઘો પડશે જ.

જો ને કાલની જ વાત કહું...મોટા ભાઈ એક મઝાની ભારે સાડી લઈ આવ્યા ને વાત થઈ કે કોના માટે લાવ્યા? તો કહે ઘર માટે—ગમે તે પહેરે. ને આજે જ મંજરીના પિયરમાં લગ્નમાં જેઠાણીઓએ હોંશથી એ જ સાડી દેરાણીને પહેરાવીને પિયર મોકલી. સાડી તો ઠીક...એમના પિયરના દાગીના પણ દેરાણીને પહેરાવ્યા છે ને કહ્યું છે કે નિરાંતે જમી રમીને મોડાં આવજો. બાબાની લેશ પણ ફીકર કરતાં નહિ ..આટલો ભાવ, સ્નેહ ને લાગણી શું મારાપણું નહિ જગાડે? આવા કુળની એ કુળવધૂ છે. ફક્ત વરવહુ જ નથાં એ શું એ નહિ સમજે? જરૂર સમજશે. ને સમજશે ત્યારે મારા મહેશને કેટલી શાન્તિ થશે! અત્યારે તો એની દશા ઘણી વાર સૂડી વચ્ચે સોપારી જેવી થાય છે. નથી કહી શકતો કંઈ માને કે નથી કહી શકતો પત્નીને. એ પત્ની તરફની ફરજ પણ સમજે છે, મા તરફની ભક્તિ પણ સમજે છે. ને દુઃખ તો સમજણાને જ છે ને? અણસમજુ કે અજ્ઞાન હોય તે સારું, કે સમજે નહિ ને સોસાય નહિ. પરંતુ સમજણું તો સોસાયા જ કરે. ને મહેશને સોસાતો જોઈને મને ખૂબ જ દુઃખ થાય છે પણ શું થાય?

અમારા શાન્ત સરોવર સમા સંસારમાં મંજરી એક જબ્બર ધોધ બનીને આવી છે, તેથી એણે પાણીમાં તોફાન પેદા કરી દીધું છે...ને આશરા નીરને ડોળી નાખ્યાં છે...પણ એ ધોધ જરૂર શાન્ત થવાનો જ ને નીર પાછાં આશરવાનાં જ એની મને ખાત્રી છે. ને ખાત્રી છે એમ કહી શકું છું કારણ કે હું જાણું છું કે મંજરી ખરાબ નથી જ. ફક્ત એ તરંગી છે, ધૂની છે, સહેજ અલ્લડ છે, એના તરંગોમાં નાચે છે, જાતજાતનાં સ્વપ્નાં સેવે છે, હવાઈ કિલ્લા બાંધે છે, પણ જાણતી નથી કે હવાઈ કિલ્લામાં કે સ્વપ્નાના મહેલમાં તે કંઈ રહી શકાય છે? રહેવા માટે તો માટી–ચૂનાનું ઘર જ જોઈએ ને?

હવે તો કશું આગળ લખવાનુ મન થતું નથી. ઝાઝી વાતે ગાડાં ભરાય...ને નકામી વા વાત લઈ જાય ને ઘરની બાંધી મૂઠી ઉઘાડી પડી જાય. આખરે એ મારી દીકરી છે. ને હું મા છું. એક બીજા સામે આમ ડાયરીના સ્વાડે ચડી જઈ ને કાદવ ઉડાડીએ એમાં કોની શોભા છે? એ તો છોકરું થઈ ને છૂટી જશે પણ મારું શું? કોઈની નજરે આ લખાણ ચડે તો કહેશે કે ડોશીની સાઠે બુદ્ધિ નાઠી લાગે છે. એને વળી આવું લખવાનું કયાંથી સૂઝ્યું! તમારા બધાના આગ્રહને વશ થઈને આવું લખી તો નાખ્યું પણ હવે થાય છે કે શા સારું હાથે કરીને ઘરની વાત ઉઘાડી કરું છું? એ તો ઘર છે તે ચાલ્યા જ કરે...કોઈ વાર અડચણ પણ થાય. બે વાસણ ખખડે પણ ખરાં. તેથી શું છાપરે ચડીને ગાવાનું હોય?

તા. ક. આ વાંચીને તુરત જ ફાડી નાખજે. મારે મારા ઘરની વાત બહાર કરીને મારા ઘરને ધજાગરે બાંધવું નથી ને મારી નાની લાડલી વહુ મંજરીને ...મારી એ રમતિયાળ, રમકડા જેવી વહુને વગોવવી પણ નથી. છોરું કછોરું કદાચ થાય પણ માવતરથી કમાવતર થવાય ખરું?



બર્મિંગહામના દવાખાનાના તબીબોએ માત્ર પા. ૧ (રૂ. ૮૦)માં મળી શકે તેવું 'બર્મિંગહામ મિનિ-કોઈલ' તરીકે ઓળખાતું સેલોફેનની નળીઓનું બનેલું કૃત્રિમ મુત્રાશય તૈયાર કર્યું છે. મુત્રાશયને હાનિ પહોંચી હોય તેમ તેવા રોગીઓ માટે તે પરમ આશીર્વાદરૂપ પુરવાર થશે.

આ મુત્રાશયમાંથી રોગીનું લોહી પસાર થતું રહેશે તેમજ મુત્રાશયના રોગોને સારા કરવાની દવાઓ પણ પસાર થતા ઝેર વગેરે અશુદ્ધિઓ લોહીમાંથી બહાર ફેંકાઈ જશે.





એડમન્ડ હીલેરી

# એવરેસ્ટની ટોચ પર

નવેક વરસ પહેલાં વિશ્વના સૌથી ઊંચા શિખર ઉપર ન્યૂઝીલેન્ડના હીલેરી અને ભારતના શેરપા તેનસિંગે પગ મૂક્યો તે સાહસગાથાને શ્રી બળવંત નાયક અને શ્રી ભાનુશંકર એ. વ્યાસે ગુજરાતીમાં ઉતારીને અહીં રજૂ કરી છે...

આખરી મજલ હવે શરૂ થઈ. ૨૮૦૦ ફૂટ નીચે આવેલી ચાર નંબરની છાવણીમાંથી નીકળી સવા ત્રણ કલાકની મજલ કાપી તેનસિંગ શેરપા સાથે હું ૨૪૦૦૦ ફૂટની ઊંચાઇએ આવેલી સાત નંબરની છાવણીમાં આવી પહોંચ્યો. અહીં બીજા ત્રણ શેરપા સાથે અમારી મદદનીશ પાર્ટીને આરામ કરતી જોઈ. એ પાર્ટીમાં જ્યોર્જ લોવે, આલફ્રેડ ગ્રેગરી અને શેરપા એંગ નીમા, એંગ ટેમ્બાર અને પામ્બરનો સમાવેશ થતો હતો. આ ત્રણ શેરપા પગી અમારી સામગ્રી ઊંચકી લઈ જવામાં અમને મદદગાર બનશે એવી આશા અમે સેવતા હતા. ઉપરાંત અમારી સાથે બીજા પાંચ શેરપા હતા અને તેઓ સાઉથ કોલ સુધી સાધનસામગ્રી ઉપાડી પાછા નીચે ઊતરી આવવાના હતા.

ઑક્સીજનની મદદથી અમે ચારેય જણ ઊંઘી ગયા અને રાત આખી આરામથી પસાર કરી અને સવારે ઊઠીને અમે સાઉથ કોલ તરફ આગળ વધ્યા. સાડા નવના સુમારે અમે લ્હોત્સેના ઝરા પાસે પહોંચ્યા હોઈશું ત્યાં દક્ષિણ તરફની પટ્ટી તરફ આગળ વધી રહેલી ત્રણ ઝાંખી આકૃતિ દેખાઈ. એ વ્યક્તિઓ બીજી કોઈ નહિ પણ અમારી ટુકડીના નેતા કર્નલ હંટ તેમ જ ઇવાન્સ અને બોરડીલોન હતા. એમની સાથે શેરપા પગી નામાગ્યાલ પણ હતો. આગળ જતાં અમને ઉપયોગી થાય તેવી છાવણી તૈયાર કરવા એ પાર્ટી આગળ વધી રહી હતી. એ અમારી આગળ ને આગળ વધી રહ્યા હતા અને એની પાછળ પાછળ જતા અમે એને સમગ્ર પ્રવાસ દરમિયાન જોઈ શક્યા હતા.

બપોરે એક વાગ્યે ઇવાન્સ અને બોરડીલોનને અચાનક અદૃશ્ય થતા અમે જોઈ રહ્યા. નીચે આવતાં વાદળો સાથે એ ખેંચાઈ ગયા હતા. કર્નલ હંટ અને શેરપા નામાગ્યાલ પણ એ જ રીતે સાઉથ કોલ છાવણીથી ઉતાવળા નીચે ઊતરતા દેખાયા. કોઈ મુસીબતમાં એ લોક સપડાઈ ગયા હતા એટલે અમે તેમને મદદ કરવા ઉપર દોડયા. એ બન્ને ખૂબ જ થાકી ગયા હતા. કર્નલ હંટે સમગ્ર પ્રવાસ દરમિયાન ભવ્ય કામગીરી બજાવી હતી અને સ્વીઝ છાવણીથી ૧૫૦ ફૂટ ઊંચે ૨૭૩૫૦ ફૂટ ઊંચાઈએ અમારી સાધન-સામગ્રી ઊંચકી લઈ જઈને અપૂર્વ સાહસ દર્શાવ્યું હતું. ત્રણ વાગ્યે ઇવાન્સ અને બોરડીલોન ધુમ્મસમાંથી બહાર નીકળતા દેખાયા અને સાઉથ કોલ તરફ ખૂબ જ ધીમી ગતિએ આગળ વધવા લાગ્યા. ગાઢ ધુમ્મસ-માંથી માર્ગ કરવા એમને ગજબનો પુરુષાર્થ કરવો પડયો એટલે એ થાકીને લોથપોથ બની ગયા હતા. એમને માટે ગરમ પીણાં લઈ અમે ઉપર દોડયા અને એમને છાવણીમાં લઈ જવામાં આવ્યા. દક્ષિણ તરફ શિખર સુધી (૨૮૭૨૦ ફૂટ) તેઓ સફળતાથી આગળ વધી શક્યા હતા એમ તેમણે જણાવ્યું. કોઈ માનવી આ રીતે હજી ત્યાં સુધી પહોંચ્યો ન હતો પણ ત્યાં પહોંચવાનું કામ ભારે મુશ્કેલીભર્યું હતું એવો એમનો અનુભવ હતો.

સાઉથ કોલનું વિરામસ્થાન જરા નીરસ છે. તેમાં મેની ૨૬મીની રાત તો અમારી પાર્ટી માટે ખાસ કરીને ભારે મુશીબત આવી હતી. ખૂબ જ ઠંડો પવન ફૂંકાઈ રહ્યો હતો અને અમારામાંથી બહુ ઓછા ઊંઘી શકતા હતા. સવારે પવનનું તોફાન શાંત થવાનાં કોઈ ચિહ્ન દેખાયાં નહિ એટલે દક્ષિણ તરફ આગળ વધવાનું અશક્ય બની ગયું હતું. અમે ગરમ કપડાંમાં સજ્જ હતા છતાં અમારી બન્ને છાવણી વચ્ચે હરવા ફરવાનું પણ ભારે મુશ્કેલ હતું. પવન હજી જોરથી ફૂંકાઈ રહ્યો હતો પણ સવારે એનું જોર સહેજ

ઓછું હતું. આગલા દિવસના વિકટ અનુભવ બાદ હંટ, ઈવાન્સ અને બોરડીલોન ખૂબ જ નિર્બળ બની ગયા હતા છતાં સાત નંબરની છાવણી તરફ નીચે ઊતરવા તૈયાર થયા. શેરપા ટેમ્બાર માંદો પડી ગયો હતો અને સામાન સાથે આગળ વધવા અશક્તિમાન હતો એટલે એને પણ નીચે મોકલી આપવાનું અમે નક્કી કર્યું. છાવણી તરફ એમને જતા અમે ઉપરથી જોઈ રહ્યા.

આખો દિવસ પવન જોરથી ફૂંકાયો. જાણે કોઈના પર વેર લેતો હોય એવો એનો સપાટો હતો. એટલે છાવણી પર સામાન લઈ જવાનું કામ એક દિવસ મુલતવી રાખવું પડ્યું, રાત આ રીતે અમારે ઊંઘ વિના પસાર કરવી પડી. પણ સવાર થતાં જ પવનનું જોર ઓછું થતું લાગ્યું અને આગળ વધવાની શક્યતા જણાવા લાગી. આ એક આફતમાંથી ઊગર્યા એમ લાગ્યું ત્યાં તો ખબર પડી કે અમારા શેરપા પગી પામ્બરને રાતે ખૂબ તાવ આવ્યો હતો અને આગળ વધવા તદ્દન અશક્તિમાન હતો. અમારા ત્રણ પગીમાંથી એક નીમા જ બાકી રહ્યો હતો. આવી સ્થિતિમાં અમારે માટે એક જ માર્ગ હતો. ક્યાં તો સામાન અમે પોતે જ ઊંચકીને આગળ વધીએ અને નહિ તો પ્રવાસ ત્યાંથી જ અટકાવી દેવાનો હતો. પણ પ્રવાસ અટકાવવાનો તો વિચાર સુદ્ધાં કરી શકાય નહીં. એટલે અમે જેની ખાસ જરૂર ન હોય એવો સામાન કાઢી નાખી ફરી સામગ્રી તૈયાર કરી. પ્રાણવાયુના જથ્થામાં પણ સારો એવો કાપ મૂકવાની ફરજ પડી. ૮-૪૫ કલાકે લોવે, ગ્રેગરી અને નીમા દરેક જણ ૪૦ પાઉન્ડનો ભાર લઈ આગળ વધ્યા. દર મિનિટે ચાર લીટર પ્રાણવાયુ તેઓ લેતા હતા.

અમે ૧૦ વાગ્યે (હું અને તેનસિંગ) પચાસ પચાસ પાઉન્ડનું વજન લઈ નીકળ્યા. તે પહેલાં અમે અમારાં પહેરવાનાં કપડાં, સૂવા માટેની કોથળી અને બીજા થોડાક ખોરાકની સામગ્રી અમે તૈયાર કરી. એટ કોઉલીટના માર્ગે માર્ગે અમે ધીમી છતાં એકધારી ગતિએ ચઢાણ ચઢ્યા અને ત્યારબાદ લોવેના પગલે પગલે અમે આગળ વધ્યા. બપોરે અમે એ ચઢાણ ચઢી ગયા અને સ્વીઝ સાહસિકોના તંબુના અવશેષ આગળ આરામ કરતી ટુકડીના સભ્યોને અમે મળ્યા અહીંથી જરા નજર દોડાવીએ ત્યાં તો ભવ્ય દૃશ્ય ઊભું થતું હતું એવું રમ્ય એ સ્થળ હતું એટલે અમે ફોટો લેવા માંડ્યા. ફરીથી અમે સામાન ખભે ચઢાવ્યો અને એ દિવસ પર જ હંટે અમારાં વિશ્રામ માટે જે જગ્યા ખોદી સાફ કરી રાખી હતી ત્યાં પહોંચતાં ૧૫૦ ફૂટનાં સીધાં ચઢાણ ચઢ્યા.

હવે અમે ૨૭૩૫૦ ફૂટની ઊંચાઈએ હતા પણ શિખર પર પહોંચવા માટે અમારી આ ગતિ પ્રમાણમાં બહુ ઓછી હતી. રસ્તે અમારામાંથી કોઈને કશી તકલીફ પડી નહોતી અને પ્રવાસ સારી રીતે આગળ વધી રહ્યો હતો એટલે અમે જે સામગ્રી ઉપાડી આગળ વધ્યા હતા તેમાં થોડોક ઉમેરો કરવાનો અમને વિચાર આવ્યો. ગ્રેગરીએ થોડો વધુ પ્રાણવાયુ ભર્યો. લોવેએ 'બળતણ' અને ખોરાકનો થોડો વધુ જથ્થો સાથે લીધો અને મેં તંબુ લીધો. હવે ફક્ત નીમા જે ૪૦ પાઉન્ડનો બોજા ઉપાડી રહ્યો હતો તે સિવાય અમે દરેક ૫૦ થી ૬૦ પાઉન્ડ ઉપાડી રહ્યા હતા. હવે અમે જરા ધીમી ગતિએ આગળ વધવા લાગ્યા. અહીં એકદમ સીધું ચઢાણ હતું પણ ખડકનો સારો સહારો મળતો હતો એટલે પગ મૂકવા માટે નાની નાની 'પગથી' કાપી કાઢવામાં આવતી હતી. બે વાગ્યા અને પેલો બોજો હવે અમને ભારે લાગવા માંડ્યો. આસપાસમાં ક્યાંય છાવણી માટે જગ્યા શોધવા લાગ્યા. પણ ચઢાણ એવું હતું કે આશ્રયસ્થાન માટે કોઈ સ્થળ ન હતું એટલે અમે થાક્યા પાક્યા પણ આગળ વધવા લાગ્યા. પણ હવે તો આગળ વધવાનું શક્ય ન હતું અને અમે થોડા હતાશ પણ બનવા લાગ્યા. ત્યાં તેનસિંગ પોતે ગઈ સાલ જે માર્ગે આગળ વધ્યો હતો તે માર્ગે તેણે અમને દોર્યા. થોડેક દૂર પહોં[illegible] ત્યાં છાવણી નાખી શકાય એવો સપાટ પ્રદે[illegible]





અમે જોયો.

૧૨-૩૦ વાગ્યે અમે અહીં છાવણી નાખી આરામ કરવાનું નક્કી કર્યું. અમારા અંદાજ પ્રમાણે હવે અમે ૨ ૯૦૦ ફૂટ ઊંચે હતા. અમારા ત્રણે 'પગી' –લોવે, ગ્રેગરી અને નીમાએ ગજબની રાહત અનુભવવા સામાન નીચે ફેંક્યો. આ ત્રણે પણ ખૂબ થાકી ગયા હતા પરંતુ જેટલું અંતર સહીસલામત કપાયું હતું તેનાથી તેમને ભારે સંતોષ થયો હતો. બીજે દિવસે પણ એ જ રીતે સફળતાપૂર્વક ચઢાણ ચઢી ગયા હતા તેને માટેનો તમામ યશ પણ એમને જ ફાળે જતો હતો. બીજે દિવસે સમય ગુમાવ્યા વિના તેઓ સાઉથ કોલ તરફ પાછા નીકળી ગયા હતા. તેનસિંગ સાથે અમે ત્યાં જ રહ્યા અને બરફવાળી અમારી કુહાડીથી એ ભાગ પરનો બરફ સાફ કરવા લાગ્યા. ત્યાં તો સાચે જ ખડક દેખાયો. અમે વધુ બરફ કાઢી એ ભાગ સાફ કર્યો. અહીં અમે અમારી છાવણી ઊભી કરી.

તેનસિંગ હવે સુપ તૈયાર કરવા ગયો અને મેં પ્રાણવાયુની તપાસ કરી તો મને માલૂમ પડ્યું કે ધારવા કરતાં પ્રાણવાયુ ઓછો હતો. દેખીતી રીતે જ મિનિટે ચાર લીટર પ્રાણવાયુનો વપરાશ કરવાનું અશક્ય હતું. એટલે અગાઉની એ ગણતરીમાં ફેરફાર કરવાનું વિચાર્યું. મિનિટે ત્રણ લીટર જેટલો પ્રાણવાયુ વપરાય તો આખરી મંઝિલ સુધી પહોંચતાં મુશ્કેલી ન આવે એવું મને લાગ્યું. વળી ઈવાન્સ અને બોરડીલોન અમારી છાવણીથી સોએક ફૂટ ઉપર પ્રાણવાયુની બે બાટલી મૂકી ગયા હતા એટલે અમને એનાથી પણ ભારે રાહત થઈ.

દશેક મિનિટના અંતરે પવન ફૂંકાતો હતો તે સિવાય પવનનું જોર એકદમ ધીમું પડી ગયું હતું. અમે ખૂબ જ સંતોષથી પિવાય તેટલું પીધું, ખવાય તેટલું ખાધું. અમે અસાધારણ ઊંચાઈ પર હતા છતાં શ્વાસ લેવાની અમારી ગતિમાં કોઈ ખાસ ફેરફાર જણાયો નહિ.

અને તે રાતે અમે ચાર કલાક નિરાંતે ઊંઘ્યા. કારણ કે ચાર કલાક માટે વાપરી શકાય તેટલો વધારાનો પ્રાણવાયુ અમારી પાસે હતો. અમે આ પ્રાણવાયુનો મિનિટે લીટરના હિસાબે ૯થી ૧૧ અને ૧થી ૩ના ગાળામાં ઉપયોગ કર્યો. પ્રાણવાયુની ભૂંગળી મોં પર પહેરી રાખી હતી. પણ એ પ્રાણવાયુ જેવો પૂરો થવા આવ્યો કે તરત જ અમને ખૂબ ઠંડી લાગવા માંડી અને અમે દયાજનક સ્થિતિમાં મુકાઈ ગયા. રાતે તો થરમોમિટર પર ઉષ્ણતામાનનો પારો શૂન્ય કરતાં પણ ૧૬૦ નીચે હતો પણ સદ્‌ભાગ્યે પવનનું જોર નહિ જેવું જ હતું.

મળસકે ચાર વાગ્યે હું ઊઠી ગયો. તંબુના બારણામાંથી મેં બહાર નજર દોડાવી. નીચે કાળી ભેંકાર ઊંડી ખીણ હતી અને ઉપર હિમાચ્છાદિત શિખરો વહેલી સવારનાં ઝાંખાં કિરણોમાં દેદીપ્યમાન લાગતાં હતાં; એ દૃશ્ય જોવામાં હું તલ્લીન હતો ત્યાં અમારી છાવણીથી ૧૬૦૦૦ ફૂટ નીચે આવેલ એક મઠ તરફ તેનસિંગે મારું ધ્યાન ખેંચ્યું. હું એ દૃશ્ય પણ જોઈ રહ્યો. પણ ત્યાં જ ચક્કર આવતાં હોય એવી લાગણીનો અમે અનુભવ કરવા લાગ્યા એટલે લીંબુનો રસ અમે પીધો અને સહેજ નિરાંત અનુભવી. એની જ સાથે બિસ્કિટના છેલ્લા 'જથ્થા' પર અમે હાથ ચલાવ્યો અને ઘડીકમાં જ એ ડબ્બો પૂરો કરી નાખ્યો.

પ્રાણવાયુનાં સાધનો પરથી બરફ સાફ કરી હવે એમાંના પ્રાણવાયુની મેં ફરીથી તપાસ કરી. અમારાં કપડાં પર 'પવનરક્ષક' કપડાં પહેરી લીધાં: હાથ પર રેશમી, ગરમ અને 'પવનરક્ષક' એવાં ત્રણ 'ગ્લવ' ચઢાવ્યાં. બરાબર સાડા છ વાગ્યે અમે અમારા તંબુમાંથી બહાર નીકળ્યા. ૩૦ પાઉન્ડના વજનવાળી પ્રાણવાયુવાળી 'ટાંકી' પીઠ પર ચઢાવી. અને પ્રાણવાયુ લેવાનું શરૂ કર્યું. બે ત્રણ વખત ઊંડો શ્વાસ લીધો અને આગળ વધવા અમે તૈયાર થઈ ગયા. તેનસિંગ સાથે આગળ ને આગળ વધવા લાગ્યા. તેનસિંગ મારી આગળ હતો અને હું એની પાછળ પાછળ

જતો હતો. એના એકેએક પગલામાં મક્કમતા વર્તાતી હતી અને કોઈ નિશ્ચિત ધ્યેય તરફ આગળ વધતા 'યોદ્ધા' જેવો લાગ્યો. અમે એ ચઢાણ ચઢી ગયા. હવે અમે ૨૮૦૦૦ ફૂટની ઊંચાઈએ હતા.

હવે અમારો માર્ગ વિકટ બનતો જતો હતો. અને અમારે જાણે ચપ્પુની ધારે ધારે ચાલી ટોચે પહોંચવાનું હતું. આ વખતે હું આગળ રહ્યો અને તેનસિંગ મારી પાછળ પાછળ આવ્યો. ડાબી બાજુના ઢોળાવ તરફ જ્યાં પવનથી બરફના ઢગ જામી ગયા હતા તે બાજુએ થઈ અમે આગળ વધવા લાગ્યા. આવા ઢગ અમારું વજન ઝીલી શકતા હતા પણ એ માર્ગે આગળ વધવામાં જીવનું જોખમ હતું અને ક્યારેક તો સહેજ ધક્કો લાગતાં અમે અમારી સમતુલા પણ જાળવી શકતા ન હતા. આવા વિકટ પંથે સેંકડોએક ફૂટ આગળ વધ્યા હોઈશું ત્યાં ઈવાન્સ અને બોરડીલોને માર્ગમાં ફેંકી દીધેલ પ્રાણવાયુવાળી બાટલી મારા જોવામાં આવી. એ બાટલી પરથી બરફ ખંખેરી કાઢી જોયું તો હજી એમાં પ્રાણવાયુ હતો. અને અમે જો ગણતરી કરી એનો ઉપયોગ કરીએ તો સાઉથ કોલ સુધી એ અમને ઉપયોગી થશે એમ લાગ્યું.

દક્ષિણ તરફના શિખરે પહોંચતાં વચ્ચે ૪૦૦ ફૂટનો દુર્ગમ માર્ગ હવે પસાર કરવાનો હતો. મેં એ માર્ગે આગળ ને આગળ વધવા માંડ્યું. આ માર્ગે બરફ પરથી પસાર થવામાં ભારોભાર જોખમ હતું પણ બીજો કોઈ માર્ગ ન હોઈ અમે એ માર્ગે જ આગળ વધવાનો આગ્રહ રાખ્યો અને બીજે દિવસે ૯ વાગ્યે અમે જ્યારે ત્યાં પહોંચ્યા ત્યારે અમે ખરે જ રાહતની ભારે લાગણી અનુભવી.

ત્યાં અમે અમારી સામે ઊભેલ ચઢાણ જેના પર હજી કોઈએ ચઢવાનો પ્રયાસ કર્યો ન હતો તેના તરફ જોયું. જાણે ઉન્નત મસ્તકે એ અમારી સામે ઊભું હતું, પહેલી નજરે તો એની ભવ્યતાથી અમે અંજાઈ ગયા, પણ પછી તરત જ એના રૌદ્ર સ્વરૂપનો ખ્યાલ આવતાં જરા ધ્રુજારી પણ અનુભવી. પણ આ ચઢાણ પરનો બરફ પથ્થર જેવો મજબૂત હતો એટલે એ બરફ ઉપર પગથિયાં બનાવી ઉપર ચઢવાની યોજના અમે તૈયાર કરી.

અમારો પ્રાણવાયુનો પહેલો જથ્થો ખલાસ થઈ ગયો હતો એટલે પહેલી બાટલી ફેંકી દીધી એટલે બીજી બાટલી જેમાં ૮૦૦ લીટર જેટલો પ્રાણવાયુ હતો તેનો ઉપયોગ કરવાનું નક્કી કર્યું. મિનિટે ત્રણ લીટર પ્રાણવાયુ લેતા અમે સાડાચાર માઈલ સુધી તો કશી અડચણ વિના પ્રવાસ કરી શકવાના હતા. વળી અમારી પીઠ પરનો ભાર પણ હવે હળવો થયો હતો—ફક્ત ૧૯ પાઉન્ડ એટલે હું જ્યારે બરફની સપાટીમાંથી પગથિયાં કોરવા લાગ્યો ત્યારે મને એ ભાર કેટલો હળવો થઈ ગયો હતો તેનું સ્પષ્ટપણે ભાન થયું. બરફના ટુકડા પર કુહાડીનો મેં પહેલો જ ઘા કરતાં મારી ધારણા ખરી પડતી લાગી. બરફ મજબૂત હતો અને તૂટી જતાં અણિયાળા કટકા બની જતા હતા. પગથિયાં તૈયાર થવા લાગ્યાં. અડધું અંતર પેટે ચાલીને અને અડધું આ પગથિયાં પર જઈને અમે કાપ્યું. ક્યારેક તેનસિંગ મારી આગળ હોય અને માર્ગ બતાવતો આગળ વધે તો ક્યારેક હું એની આગળ હતો. ગમે તેમ અમે વિકટ પંથ પણ વટાવી ગયા.

આ સમય દરમિયાન એક વખત તેનસિંગને મહામુસીબતે શ્વાસ લેતો જોયો એટલે જરા અટકી એણે પ્રાણવાયુની પોતાની બાટલી તપાસી જોઈ. અમને ખબર પડી કે શ્વાસ લેવા માટેની બે ઈંચના પરિઘવાળી નળીમાં બરફ ભરાઈ ગયો હતો. એટલે મેં તરત જ એ નળી સાફ કરી એને આપી. આ રીતે એને ખૂબ રાહત મળી હતી. મારી નળીની બાબતમાં પણ એવું જ બનતું લાગ્યું. અને ત્યારથી નળીના આ 'તોફાન' પર અમે ચાંપતી નજર રાખવા લાગ્યા.

એવરેસ્ટની ટોચ પર પહોંચવા માટે હવે હવામાન પણ ખૂબ જ અનુકૂળ લાગ્યું. પણ તેથી પરિસ્થિતિ એકદમ સુધરી જ ગઈ હતી એમ કહેવાય નહિ. આમ છતાં અમે જે રીતે સજ્જ થયા હતા તે ઉપરથી





અમને કોઈ ખાસ મુસીબત પડી નહિ અને ઠંડી અગર પવનથી અમે અમારો સારી રીતે બચાવ કરી શક્યા હતા. એક વખત અમારી સામેના માર્ગનું નિરીક્ષણ કરવા મેં આંખ પરથી ચશ્માં કાઢી જોવા પ્રયત્ન કર્યો તો ખરો પણ સુસવાતા પવન સાથે બરફનો અનુભવ થયો અને આંખે જાણે કંઈ દેખાતું ન હોય એવું લાગ્યું. મેં તરત જ ચશ્માં પાછાં પહેરી લીધાં.

કઠણ બરફવાળા 'પ્રદેશમાં'થી પગથિયાં બનાવતાં બનાવતાં એક કલાક આગળ વધ્યા પછી ૪૦ ફૂટનાં સીધાં ચઢાણ ચઢવાનાં આવ્યાં. દૂરબીનમાંથી અમે આ સીધી ભેખડ જોઈ હતી અને એને અમારી પ્રત્યક્ષ જોતાં સફળતા અથવા તો નિષ્ફળતા એ એનો વચ્ચે કોઈ તફાવત હોય એમ લાગ્યું નહિ. ખડક તદ્દન લીસો હતો અને એના પર ચઢવા માટે કોઈ પકડ હતી નહિ. અમારી રહીસહી શક્તિનો ઉપયોગ કરવાનો હતો પણ સફળતા માટે અમે બહુ આશાવાદી બન્યા નહિ.

પણ ફરી એક વાર પ્રયાસ કરી જોવાની પેલી વૃત્તિ જોર કરતી લાગી એટલે એ સીધી ભેખડની બાજુમાં આવેલ નાના નાના ખડક પરથી દોરડાંની મદદે હું આગળ વધવા લાગ્યો. મારા શરીરના એકેએક અવયવનો એકી સાથે ઉપયોગ કરવો પડતો હતો. તેનસિંગ મારી પાછળ હતો અને હું જેમ જેમ ઉપર જતો હતો તેમ તેમ દોરડું છોડતો હતો. આ રીતે અમે આગળ વધવા લાગ્યા. અમારી ગતિ તદ્દન ધીમી છતાં એક સરખી હતી. થોડેક ઉપર પહોંચ્યા બાદ દોરડાંની મદદથી મેં બરફની ભેખડને અઢેલી સહેજ આરામ કરી લીધો. શ્વાસ લેવા જ હું અહીં થોભ્યો હતો. આખરે જેમતેમ કરી એ ચઢાણ પણ ચઢી હું ઉપર આવી ગયો. હવે મારામાં નવો વિશ્વાસ અને નવો ઉત્સાહ દેખાવા લાગ્યો. અમારી 'કૂચ' હવે કદી રોકાય નહિ એવો દૃઢ વિશ્વાસ પણ મારો સાથી બની ગયો.

હું ઉપર આવી ગયો. બાદમાં મેં તેનસિંગને ઉપર આવવામાં મદદ કરી. દોરડાંની મદદથી એ ઉપર ચઢી રહ્યો હતો. એને એ રીતે ચઢવાનું વધુ ફાવતું હોય એમ લાગ્યું. છતાં એ જ્યારે ઉપર આવ્યો ત્યારે ખૂબ થાકી ગયો હતો. અમારી પાસે રહ્યોસહ્યો પ્રાણવાયુ હતો તેની મેં ફરીથી તપાસ કરી તો જણાયું કે વાંધો આવે એમ નથી. તેનસિંગ જરા ધીમી ગતિએ ચઢતો હતો પણ એનો પ્રયાસ ખૂબ જ સહીસલામત હતો. હવે એને કેમ છે એવું પૂછતાં એણે ફક્ત સ્મિત જ વેર્યું અને હજી અમારે જે ચઢાણ ચઢવાનાં હતાં તેના તરફ આંગળી બતાવી.

આ ચઢાણ ચઢતાં અમે ફરીથી બરફનાં પેલાં પગથિયાં કોતરવા લાગ્યા અને એના પરથી આગળ વધવા લાગ્યા. પણ ત્યાં તો જમણી બાજુએ એ ચઢાણનો વળાંક દેખાયો અને અમે એ વળાંક પરથી આગળ વધ્યા. શિખર હજી કેટલે દૂર હતું તેની અમને જાણ ન હતી. વળી એક ચઢાણ પાર કરી રહીએ ત્યાં બીજી ટોચ નીકળી આવતી હતી. સમય પાણીની જેમ વહી જતો હતો પણ આ ચઢાણોનો કોઈ અંત નજરે આવતો ન હતો.

વખત બચાવવા માટે હવે પેલાં પગથિયાં કોતરવાનું છોડી દેવાનો વિચાર મારા મનમાં આવ્યો. પણ અમે જે ઊંચાઈએ હતા અને જે ચઢાણ ચઢી રહ્યા હતા તે જોતાં કોઈ પણ જાતની પકડ વિના ઉપર ચઢવામાં ભારોભાર સાહસ અને જોખમ હતાં એટલે એ વિચાર પડતો મૂક્યો. એક વળાંક પછી બીજો વળાંક આવતો જ હતો અને હું જેમ જેમ પગથિયાં બનાવતો જતો હતો તેમ તેમ મારા મનમાં એક અદૃશ્ય વિચાર આવી ગયો : 'આવું ક્યાં સુધી ચાલશે ?' ત્યાં જ મેં સામે જોયું તો એ ચઢાણ હવે સીધું જ ઉપર વધવાને બદલે નીચે પડતું હતું અને પૂર્વ તરફનો રોંગળાક ઝરો હું જોઈ શક્યો. હવે મને ટોચ પર જતો સાંકડો માર્ગ દેખાયો. કુહાડી વડે હવે થોડા જ ઘા કરવાના હતા. થોડાં જ પગથિયાં બનાવવાનાં હતાં અને અમે એ અજય ટોચ પર પહોંચી

જવાના હતા.

સૌ પ્રથમ મેં રાહતની લાગણી અનુભવી. હવે અમારે કોઈ ચઢાણ ચઢવાનાં ન હતાં. પગથિયાં બનાવવાનાં ન હતાં. હવે વધુ સમય કોઈ મુસીબત કે આફતનો સામનો કરવાનો ન હતો. વિજય હવે નિશ્ચિત હતો. અને તેનસિંગનું આખું શરીર બરફથી છવાઈ ગયેલું હતું. છતાં એણે મારી સાથે એ ટોચ પર જ્યારે પગ મૂકયો અને ટોચ ઉપરથી આસપાસ જોયું ત્યારે એના મોં-ભાવ હું વાંચી શકયો નહિ. કોઈ અદ્દભુત લાગણીઓ અમે અનુભવી રહ્યા હતા.

અમે બન્નેએ હસ્તધૂનન કર્યું. અમારી વચ્ચેના તમામ ભેદભાવને તિલાંજલી આપી. તેનસિંગ મને ભેટી પડયો અને અમે બન્નેએ એકબીજાની પીઠ થાબડી. મેં મારા કાંડાઘડિયાળ તરફ જોયું. સવારના સાડા અગિયાર વાગ્યા હતા. આ આખરી ચઢાણ ચઢતાં અમને અઢી કલાક લાગ્યા હતા પણ વાસ્તવમાં અમને જાણે પાંચ કલાક લાગ્યા હોય એવું લાગતું હતું. મેં ફરીથી પ્રાણવાયુના બાટલા તપાસ્યા. અમે જે કાપ મૂકયો હતો તે બરાબર ચાલુ હતો. પણ હવે અમારી પાસે એ કલાક ટકી શકાય એટલો જ જથ્થો હતો અને મિનિટે ત્રણ લીટરનું પ્રમાણ જો અમારે જાળવી રાખવું હોય તો નીચે ઊતરતાં અમારે ઘડી પણ ગુમાવવી જોઈએ નહિ. આટલા સમયમાં અમારે એ ચઢાણ પરથી એવી જ મુસીબતોનો સામનો કરતાં નીચે ઊતરવાનું હતું.

એટલે મેં પ્રાણવાયુની મારી બાટલી કાઢી લીધી. મોં પરની નળી ખેસવી લીધી અને આસપાસ જે કંઈ દેખાય તેના ફોટા ખેંચવા મેં મારા કૅમેરાનો ઉપયોગ કર્યો. નેપાળ, બ્રિટન, ભારત અને 'યુનો'ના ધ્વજ સાથે તેનસિંગનો સૌથી પહેલો ફોટો મેં ખેંચ્યો. ત્યારબાદ એવરેસ્ટની નીચે આવેલાં તમામ ચઢાણનો ફોટો લેવા મેં પ્રયાસ કર્યો. પણ ગ્લવવાળા મારા હાથમાં કૅમેરા બરાબર પકડી શકાતો ન હતો એટલે 'સારાં પરિણામ' માટે મને બહુ આશા ન હતી. આમ છતાં 'રેકર્ડ' તરીકે તો એ ફોટા રાખી શકાશે એમ ધારી મેં એ પ્રયાસ ચાલુ રાખ્યો. દશેક મિનિટમાં જ મારામાંથી કોઈ ચેતન હણાઈ જતું હોય એવો અનુભવ હું કરવા લાગ્યો એટલે પ્રાણવાયુની મારી બાટલીનો મેં ફરીથી ઉપયોગ કર્યો. પ્રાણવાયુ મળતાં તરત જ મારામાં ચેતન આવતું લાગ્યું.

હું આ રીતે જ્યારે ફોટા ખેંચી રહ્યો હતો ત્યારે તેનસિંગ એવરેસ્ટની ટોચ પર નાનકડો ખાડો ખોદી રહ્યો હતો. એ ખાડામાં એણે કેટલીક ચૉકલેટ, બિસ્કિટનું એક પાકીટ અને બીજી કેટલીક ચીજવસ્તુ રાખી. હિંદુઓ અને બૌદ્ધોની માન્યતા પ્રમાણે આ શિખર કૈલાસપતિનું સ્થાન હતું એટલે પેલું નૈવેદ્ય ચઢાવવામાં આવ્યું હતું.

આ વિધિ પત્યા બાદ પંદર જ મિનિટની અંદર અમે નીચે ઊતરવા પાછા તૈયાર થઈ ગયા. આખું વિશ્વ જાણે અમારી આસપાસ એક વિશાળ નકશાની જેમ પડયું હતું અને અગાઉ જે જગ્યાએથી—જે દેશમાંથી અમે અમારું સાહસ શરૂ કર્યું હતું તે દેશ તરફ પણ મેં અહેસાનભરી નજરે જોયું. લાગણીનો પેલો જવાબ હવે ટાઢો થતો હતો; કારણ કે હવે અમારે નીચે ઊતરવું જ જોઈએ. વિજય પ્રાપ્ત થતાં જ પેલી અદમ્ય ઇચ્છાનું મૃત્યુ થતુ લાગ્યું અને હવે અમારા અવયવમાં પેલું ચેતન વર્તાતું બંધ થયું. અમે અશક્તિમાન લાગ્યા. શિખર ઉપરથી હું નીચે ઊતરવા લાગ્યો. પ્રાણવાયુનો જે જથ્થો અમારી પાસે હતો તેનો વિચાર આવતાં અમે જે માર્ગે ઉપર આવ્યા હતા તે જ માર્ગે નીચા ઊતરવા લાગ્યા.

રસ્તો અગાઉનો પરિચિત હતો એટલે નીચે ઊતરતાં અમને ખાસ તકલીફ પડી નહિ અને ખૂબ જ આસાનીથી અમે ધારવા કરતાં જલદી નીચે ઊતરવા લાગ્યા. અમને થાક લાગ્યો હતો ખરો પણ સાવધ રહેવાની કોઈ જરૂર ન હતી. એક કલાકની અંદર તો અમે એવરેસ્ટના શિખર પરથી દક્ષિણના પેલા શિખર પર નીચે આવી લાગ્યા.

નીચે પડતું એકેએક પગલું હવે સલામત છે એવું લાગતાં અમારામાંથી ડરની પેલી લાગણી અદૃશ્ય થઈ ગઈ હતી. એટલે મેં નીચેથી તેનસિંગ તરફ ઉપર જોયું ત્યારે એણે એના ખભા હલાવ્યા.

અમે જો કે થાકી ગયા હતા છતાં કોઈ અકળ શક્તિની મદદથી આપમેળે જ જાણે અમે નીચે ઊતરી રહ્યા હતા. અમારી છાવણી હવે બહુ દૂર ન હતી. અને બપોરના બે વાગ્યે અમે અમારી છાવણીએ પહોંચ્યા.

અમને ખૂબ તરસ લાગી હતી અને હજી તો અમારે સાઉથ કોલ તરફ નીચે વધવાનું હતું. તેનસિંગે લીંબુનું મીઠું શરબત બનાવ્યું. મેં પ્રાણવાયુનો જથ્થો તપાસ્યો અને મિનિટે બે લીટરનું પ્રમાણ રાખ્યું. નીચે સાઉથ કોલની છાવણી આગળ નાની આકૃતિ દેખાઈ. અમને થયું લોવે અમારી આતુરતાપૂર્વક રાહ જોઈ રહ્યો હોવો જોઈએ.

અમારો તમામ સામાન અમે ધીમેથી પૅક કરી લીધો અને ત્યારબાદ એ છાવણી તરફ આખરી દૃષ્ટિ ફેંકી અમે નીચે ઊતરવા લાગ્યા. સમય અમારી સાથે જ વહી જતો લાગ્યો, આખરે અમે સ્વીઝ સાહસિકોની પેલી છાવણી પાસે આવી લાગ્યા અને ત્યાંથી અમે ગ્રેટ કોઉલીયર તરફ આગળ વધી ગયા.

અમે જે પગથિયાં બનાવ્યાં હતાં તે પવનના સુસવાટામાં અદૃશ્ય થઈ ગયાં હતાં અને એ ભાગ સપાટ થઈ ગયો હતો. એટલે ફરી પાછાં પગથિયાં કોતરવા વિના છૂટકો ન હતો. ૨૦૦ ફૂટ સુધી નીચે મારે આ પગથિયાં પાછાં કોતરવાં પડ્યાં. પેલો પવન તો હજુ જોરથી ફૂંકાતો જ હતો. તેનસિંગ મારી મદદે આવ્યો. ૧૦૦ ફૂટ સુધી એણે એ કામ કર્યું.

ત્યાં તો નીચેની છાવણીથી ૧૦૦ ફૂટ ઉપર બે આકૃતિ અમારા તરફ આવતી દેખાઈ. લોવે અને નોઈસ પ્રાણવાયુ અને ગરમ સુપ સાથે અમારા તરફ આવી રહ્યા હતા એટલે એમણે અમને આપેલાં અભિનંદન 'ઝીલવા' પણ અમે શક્તિમાન ન હતા. અમે ઉતાવળા ઉતાવળા છાવણી તરફ આગળ વધ્યા અને ત્યાં અમે પથારીમાં ફસડાઈ પડ્યા, ઘસઘસાટ ઊંઘી ગયા.

સાઉથ કોલનું આ વિશ્રામસ્થાન દુનિયામાં ખરાબમાં ખરાબ સ્થળ ભલે હોય પણ અમને એની ગોદમાં રાખનાર એ સ્થળ તો અમારે મન અમારું ઘર બની ગયું હતું.



## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**ચિત્રાંગદા :** બાલચન્દ્ર પરીખ. પાનાં ૭૨. રૂ. ૨/—. **મહાન સ્ત્રી–વૈજ્ઞાનિકો :** ડૉ. કાન્તિલાલ છ પંડ્યા. પાનાં ૪૪. ન. પૈ.–/૭૫. **રક્તદાન :** કેતન મુનશી. પાનાં ૧૮૭. રૂ. ૪/૨૫ **પૌરાણિક નાટકો** (આવૃત્તિ ૫) : કનૈયાલાલ મુનશી. પાનાં ૨૬૦. રૂ. ૩/૫૦. **લોપામુદ્રા ખંડ ૧** (આવૃત્તિ ૩) : કનૈયાલાલ મુનશી. પાનાં ૨૧૨. રૂ.૨/—. **દ્વિરેફની વાતો (ભાગ–૨)** : રામનારાયણ વિ૦ પાઠક. પાનાં ૨૨૪. રૂ. ૩/—. **જવ હરના જીવનના પ્રેરક પ્રસંગો :** અંબેલાલ નારણજી જોશી. પાનાં ૧૧૫. રૂ. ૪/—. સાતેયના પ્રકા૦ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ–૧. **સ્વપ્ન કે સત્ય ? :** રંભાબહેન ગાંધી. પાનાં ૨૨૬. રૂ. ૪/૭૫. **રાત અંધારી :** શિવકુમાર જોષી. પાનાં ૨૧૦. રૂ. ૪/૫૦. **ત્રિવેણી સંગમ :** મનસુખલાલ ઝવેરી. પાનાં ૨૨૨. રૂ. ૪/૫૦. —ત્રણેના પ્રકા૦ સ્વાતિ પ્રકાશન, મુંબઈ–૩. **મોટી ભાભી :** શયદા. પાનાં ૩૭૮. રૂ. ૭/—. **મુમતાઝ :** શયદા. પાનાં ૪૦૦. રૂ. ૬/૫૦. —બન્નેના પ્રકા૦ શયદા પ્રકાશન, ૧૦–૧૨, બેકહાઉસ લેન, મુંબઈ–૧. **શરીરનો સંચો :** મહીપતરામ હી૦જોષી. પાનાં ૪૦. ન. પૈ. —/૫૦. અનડા બૂક ડીપો, ગાંધી-માર્ગ, અમદાવાદ. **સ્વરાજ કયા હૈ : ?** હિંદી અનુ૦ નિર્મલા પરળીકર. પાનાં ૬૩. ન. પૈ. –/૬૦. ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ–૧૪. **મહેરામણ :** ચંન્દ્રકાન્ત ટોપીવાળા, પાનાં ૧૦૪. રૂ. ૨/— એન. એમ. ત્રિપાઠી પ્રા૦ લિ૦, મુંબઈ–૨.



રસ્તે ચાલતાં કે ફરવાનાં સ્થળોએ, બાગ-બગીચામાં કે કોઈ એકાન્ત સ્થળોએ આજે છેલબટાઉ યુવકો, સાવ હલકી કોટિની ઠઠ્ઠા મશ્કરી કરતા મવાલીઓ કે ગુંડાગીરીને પણ લાંછન લગાવે તેવા નામર્દ રખડુઓ સ્ત્રીઓની-યુવતીઓની છેડતીઓ કરતા નજરે ચડે છે. બોલીને કે વર્તીને આવી છેડતીઓ કરવામાં આવે છે. ગમે તેવી હિંમતવાળી કે આવી રીતથી ન ટેવાયેલી સ્ત્રી કે યુવતી સામનો કરી શકતી નથી કે આવા લેભાગુઓને પાઠ પઢાવી શકતી નથી.

વ્યક્તિ-સ્વાતંત્ર્યના આ જમાનામાં, સ્ત્રી-પુરુષના સમાનતાના આ જમાનામાં પણ સ્ત્રીને એક રમકડું, એક ભોગવવાની વસ્તુ જ સમજવામાં આવે છે એ કોઈપણ સમાજની સાચી રીત ન હોઈ શકે. આપણે પ્રગતિની મોટી મોટી બાંગો પોકારીએ છીએ. સુધારાનાં મોટાં મોટાં બણગાં ફૂંકીએ છીએ. પણ આપણા રોજિંદા જીવનમાં આ બધું એટલી સહજતાથી બને છે કે આપણે તેને અટકાવી શકતાં નથી. આપણી નજર સામે બનતું હોય તો ય એ માટે કોઈ મદદ કરવા ન તૈયાર થાય એટલે આપણે જતું કરવું પડે છે. આવા પુરુષોનું કયા પ્રકારનું માનસ કામ કરતું હશે એ જ સમજાતું નથી. રસ્તે ચાલતાં ભીડમાં સ્ત્રીની સાથે ઘસાઈને ચાલવાની તક તો જાણે કોઈ 'સતો' પુરુષ પણ જતી કરતો નથી. એમાંથી એને શું મળે છે, કયો સંતોષ પામે છે એ તો એ જાણે. પણ કોઈ એકલદોકલ સ્ત્રીને નિર્જન રસ્તે કે બાગમાં જોઈને તેની જે ઉઘાડે છોગ નિર્લજ્જ મશ્કરી થતી હોય છે, સાવ બીભત્સ ચેનચાળા કરી એને જે રીતે શરમીંદી બનાવવામાં આવે છે તે સાંભળીને કે જાણીને તો આપણી બર્બરતા ઉપર ખરેખર આપણને તિરસ્કાર જ છૂટે. આમાં એકલા ગુંડા કે મવાલીઓ જ નહિ પણ શ્રીમંત ઘરના નબીરાઓ, કૉલેજમાં કેળવણીના પાઠ ભણતા કૉલેજિયનો, અને સમાજના ઠેકેદારો પણ એટલા જ સંડોવાયેલા હોય છે.

પુરુષોની-યુવાનોની આ વૃત્તિ કઈ જાતનો સંતોષ મેળવતી હશે તે સમજાતું નથી. એમને એ પણ કેમ સમજાતું નહિ હોય કે એમની જ બહેન કે દીકરી, મા કે પત્ની પણ આવી જ ઠેકડીનો ભોગ બનતી હોય છે. એ લોકો એમની બહેનોને, માતાઓને પત્નીઓને કે દીકરીઓને કયારેય પૂછે છે ખરા કે તમારું રસ્તામાં કોઈ નામ લે છે?—તો જરૂર તેમની આંખ ઊઘડે જ.





## ચમત્કારથી નમસ્કાર !

રંભા હતી તો રબારણની છોકરી. પણ એના રૂપને ને રબારણને મેળ ખાય તેમ નહોતું. રંભાનું એ રૂપ જ એનો દુશ્મન બની બેઠું. રંભા નાની હતી ત્યારથી અમારે ઘેર ઘરકામ માટે રહી હતી. તેમાંથી એ ધીરે ધીરે જુવાનીને ઉંબરે આવી. રબારી કોમના રિવાજ પ્રમાણે રંભાનું લગ્ન તો બાળપણમાં થઈ ચૂકેલું. પણ પિયરમાં જ રહીને એ મોટી થવા લાગી. પિયરમાં રહીને એ કમાતી હતી. ભાઈને ઘેર રહીને એ ભાઈના ઘરમાં ઠીક ઠીક ઉમેરો કરતી હતી.

અમારું ઘર અને એનું ઘર ઠીક ઠીક અંતરે હતું. રૂપ-રૂપના અંબાર જેવી રંભા રોજ સાંજ પડે ને ઘેર જવાનું મોડું થાય એટલે ખચકાઈ ને ઊભી રહે. એનું હૈયું ફફડાટ અનુભવે પણ એ બોલતાં હમેશાં અચકાય. એક દિવસ તો મારાથી રહેવાયું જ નહિ. મેં તેને ખૂબ સમજાવીને પૂછ્યું. ત્યારે તેણે કહ્યું એ સાંભળીને હું તો છક્ક થઈ ગઈ. સારા ઘરના નબીરાઓ તેને ઘેર જતી વખતે સતાવતા. કંઈ ચેનચાળા કરતા. એમાંના કેટલાક તો અમારી સાથે સંબંધ ધરાવતા એટલે રંભા એ કારણેય એમના તરફ નફ્ફ-ટાઈથી વર્તી નહોતી શકતી.

ગરીબાઈ અને રૂપ, ચારિત્ર્યની સાચવણ અને આવા સફેદ શયતાનો વચ્ચેથી માર્ગ કાઢવો પડે ત્યારે જે નૈતિક બળ જોઈએ તે ન હોય તો ભલભલાં પણ પડી જાય. રંભા ગરીબ હતી અને એ જ એનો અપરાધ હોઈ શકે ? રૂપ હતું એ શું એને શાપ મળ્યો ગણાય ? પણ એ બધાં કરતાં નૈતિક તાકાત તેનામાં ભરી પડી હતી. અને એટલે જ ક્યારેય એ ઘેર એકલી જતાં કહેતી નહિ કે આજે મને મૂકવા માટે મારી સાથે કોઈને મોકલો.

રંભાએ આ વાત કરી ત્યારથી રોજ અંધારું થાય તે પહેલાં જ એને ઘર તરફ રવાના કરી દેવાનું અમે ઘરનાંએ બધાંએ નક્કી કર્યું. પણ એક દિવસ રંભા કામ પર ન આવી ત્યારે હું તેને ઘેર ખબર કાઢવા ગઈ. તો રંભા ખાટલામાં પડી પડી કણસતી હતી. મેં તેની પાસે જઈને પૂછ્યું ત્યારે જ તેની વાતની જાણ થઈ.

બનેલું એવું કે કાલે સાંજે અમારે ઘેરથી નીકળીને એના એક કાકાને ઘેર ગયેલી. ત્યાં ઘણે દિવસે ગઈ એટલે સહેજે કાકીએ વાળુ કર્યા વગર જવા ન દેવા આગ્રહ કર્યો. મારગનો પેલો ફફડાટ તો હતો જ. પણ રબારણ એમ નામરદની વાણી ઉચ્ચારે ખરી ?

મોડું થઈ ગયું અને એનો ફફડાટ સાચો ઠર્યો. મારગમાં પેલા એક પછી એક એનો રસ્તો આંતરીને ઊભેલા જ. અને છેડતીમાં પાવરધા આવા ધનપતિના નબીરાઓએ એક પછી એક યુક્તિ અજમાવી. બે ત્રણથી એ છૂટીને આગળ વધી ત્યાં તો પૈસા આપીને રોકેલા ભાડૂતી ગુંડાઓએ રંભાને પકડી. અને ત્યાં જ પેલો એ ગુંડાઓને રોકનાર શ્રીમંત નબીરો આવી ઊભો. શિકાર હાથમાં છે એમ સમજીને ગુંડાઓ તો રંભાને એના હાથમાં સોંપીને જતા હતા ત્યાં રંભાએ

ગુંડાઓના હાથનીં જ લાકડી ખૂંચવી લીધી. એક એવી તો ફટકારી કે પેલો ધનપતિ તો ત્યાં ઊભો જ ન રહ્યો. પણ આ ભાડૂતી મવાલીઓ સ્ત્રીના હાથનો માર ખાઈને બેસે —અને તે પણ એને ભાડે રાખનાર શ્રીમંતના દેખતાં—એ તો કેમ બને? એટલે બીજા ગુંડાએ રંભાને પાછળથી પકડી અને પેલો પડેલો પણ ઊભો થઈને જેમ ફાવે તેમ રંભાને મારવા લાગ્યો. બે જમ જેવા ગુંડાઓ સામે આ યુવતી કેટલીક ટક્કર ઝીલી શકે? છતાંય બંને સામે ઠીક સમય સુધી ઝૂઝીને અંતે બંને નાસી ગયા ત્યારે મરણતોલ હાલતમાં રંભા ઘેર આવી. ઘેર આવીને એના ભાઈને બધી વાતની ખબર આપી. એ તો રબારીઓનું આખું જૂથ લઈને ઊપડયો પેલા ધનપતિને ઘેર. અંતે વચ્ચે બે ચાર મોટા મોવડી શેઠિયાઓએ પડીને, પૈસાથી ખીસા ભરીને સમજાવીને રબારીઓને વિદાય કર્યા અને વચન આપ્યું કે હવે કોઈ છોકરો તમારી વહુ-દીકરીનું નામ પણ નહિ લે ત્યારે જ એ રબારીઓ બધા ઘેર આવેલા.

રંભા પથારીમાં મૂઢમારથી રીબાતી હતી એટલે મેં તેને દવાખાને લઈ જઈને પાટા-પીંડી કરાવી. પણ એ રંભાનો ચમત્કાર એવો તો બધાને નમસ્કાર કરાવી ગયો કે ત્યારથી કોઈ યુવતી કે સ્ત્રી સામે કોઈ ઊંચી આંખ કરી શકતું નથી.

## નિષ્પાપ પમરાટ

જિતુ યુવાન હતો, દેખાવડો હતો, પરણેલોય હતો અને તેની આવક પણ સારી હતી. એની પત્ની પણ દેખાવડી હતી, બાળક હતાં, સુખી ઘરનો નબીરો હતો. એની પત્નીની બહેનપણી ચંદન સાથે જિતુને સારું ફાવતું. પણ એ વિષે શંકા તો કોઈનેય નહોતી ગઈ. ખૂદ જિતુની પત્નીનેય નહિ! ઈર્ષાવૃત્તિ જાગે છે સ્ત્રીમાંથી પણ એવી ઈર્ષા જાગે એવું ક્યારેય કોઈને લાગ્યું નહોતું.

ચંદન પણ પરણેલી હતી. તેના પતિ તરફથી મળવી જોઈતી માનસિક શાંતિ ન મળતી. ચંદનને કોઈ બહેનપણી હોય તો એક જિતુની પત્ની: એની પાસે એ દિલ ખોલતી. કાંઈ ફરિયાદ હોય તો ય કરતી. અને એમ ને એમ ધીમે ધીમે જિતુ તરફ પણ ચંદન ઢળતી ગઈ. જિતુનો કોઈ બદઈરાદો નહોતો. એમ તો ચંદનેય કહેતી કે મારોય એવો કોઈ આશય નહોતો. બંને વચ્ચે એવો આડો સંબંધ નહોતો એવી આજે પણ મને ખાતરી છે. પણ ચંદન મારી પાસે આવીને જિતુના વખાણ કરતાં ધરાતી જ નહિ. મેં એને કેટલીયવાર આડકતરી રીતે પૂછી લીધું કે એ જિતુના પ્રેમમાં તો નથી પડી ને! દર વખતે એ એવી વાતને હસી કાઢતી. જિતુ સાથે તો પોતાના સગા ભાઈ જેવો તેનો ભાવ છે એમ રોજ કહેતી.

પણ એક દિવસ જિતુની પત્ની જ મારી પાસે આવી. અને ચંદન વિષે ફરિયાદ કરી. કંઈ મુશ્કેલી હોય તો એની પાસે દોડી જતી ચંદન હવે બિલકુલ આવતી બંધ થયેલી એટલે એને શંકા ગયેલી. એકવાર અચાનક એ કામ માટે જિતુની ઓફિસે





જઈ ચડી તો જિતુ પાસે બેસીને ચંદન વાતો કરતી હતી. કેટલાય વખતથી ચંદન મળતી નહોતી એટલે સહેજે શંકા ગઈ. અને જિતુએ જ્યારે કહી દીધું કે ચંદન તો અવારનવાર ઑફિસે મને મળી જાય છે એટલે જ ઘેર નથી આવતી ત્યારે તો એ ગમ જ ખાઈ ગઈ.

મેં આ બધું સાંભળ્યું એટલે ચંદન સાથે સંપર્ક સાધ્યો. ચંદને બધી માંડીને વાત કરી. એને પતિ તરફથી કોઈ જાતનું માનસિક શાંત્વન નથી મળતું. શારીરિક ઉપભોગ માટે જ એ ચંદનનો ઉપયોગ સમજે છે. શાંતિથી બેસીને કોઈવાર બે વાત પણ તેની આગળ નથી કરતો. એટલે ચંદન હમેશાં જિતુ પાસેથી એવો સંતોષ મેળવવા તલસે છે. જિતુ સાથે હરવા-ફરવા અને જિતુને એકલાને પોતાને ઘેર બોલાવતાં પણ એ અચકાતી નથી. જિતુ જેવા પવિત્ર માણસને એની જ પત્ની આમ બદનામ કરવા માગતી હોય તો જરૂર પોતે એ સંબંધ છોડી શકશે એમ જ્યારે મને ચંદને કહ્યું ત્યારે મેં જિતુની પત્નીને સમજાવી જોઈ. પણ એ તો એકની બે ન જ થઈ. પોતાની હાજરીમાં કેમ ચંદન જિતુને મળી ન શકે? પોતાથી ખાનગી એવી જિતુ સાથે શી વાતો કરવાની હોય?

ચંદનને મેં આ રીતે પણ સમજાવી જોઈ. પણ જિતુ સાથે એકાંતમાં જેવી નિખાલસતાથી પોતાની માનસિક શાંતિ મેળવી શકે છે એવી કોઈની હાજરીમાં તે નથી જ મેળવી શકતી એમ ચંદને મને જરાય સંકોચ વિના કહ્યું ત્યારે મનેય થયું કે આવા સંબંધમાં ઈર્ષા, શંકા અને સંકુચિતતા શા માટે પ્રવેશવા જ દેવાં?

છેલ્લાં દશેક વર્ષથી જિતુને મળવાનું ચંદને બંધ કર્યું છે. પણ એના મોં પર અસંતોષની એક પણ રેખા નથી. ચંદન જિતુને સુખી જોઈને રાચે છે. એના કુટુંબમાં પોતનાથી ક્લેશ પ્રવેશે એ તે જોઈ શકે તેમ નહોતી. અને ધીમે ધીમે ચંદન પણ માનસિક રીતે આનંદ મેળવવા એવી તો કાર્યરત રહેવા લાગી કે પોતાના પતિ તરફથી પોતે ન મેળવી શકતી શાંતિ એના સ્વીકારેલા કામમાંથી મેળવવા લાગી.

ત્રણ જીવનનો પમરાટ આજેય હું જોઈ શકું છું ત્યારે મને થાય છે કે એકાદમાં પણ અપવિત્રતા પેઠી હોત તો કેવાં એ ત્રણેય જીવ રગદોળાઈ ગયા હોત!

## ગંભીરતાની જરૂર

ઉમા સૌ ભાઈ-બહેનોમાં નાની હતી એટલે પૂરા લાડકોડમાં ઉછરી હતી. ભણવામાં પણ સારી હતી એટલે એકેય વરસ બગાડ્યા વિના એ બી. એ. સુધી પહોંચી ગઈ. દેખાવડી હતી, તંદુરસ્તી પણ સારી ધરાવતી. પણ તેને યોગ્ય છોકરો મળતો નહોતો એટલે બી. એ. થયા પછી પાંચેક વરસ તો એમ ને એમ ચાલ્યાં ગયાં.

એનાથી મોટાં ભાઈ-બહેનો પરણી ગયેલાં. પણ ઉમા કંઈક વિચારો અને આચારોમાંય એક જાતના એવા ચોકઠામાં જકડાઈ ગયેલી કે એ જલદી લગ્ન માટે તૈયાર થઈ ન શકી.





# ગ્રંથોના રાહે

ડૉ. જેમ્સ કઝિન્સ :
[ લે રવિશંકર રાવળ, પ્રકા૦ ગુજરાત પુસ્તકાલય સ૦ સ૦ મંડળ લિ., વડોદરા. રૂ. ૨/૦]

ભારતની રાજકીય અને સાંસ્કૃતિક મુક્તિ અને પુનર્વિધાનમાં અનેક પરદેશીઓએ પ્રેમભાવે રસ લીધો છે. જેમ્સ કઝિન્સ એમાંના એક છે. એ કલાપ્રેમી કવિનો જન્મ આયર્લેંડમાં થયેલો. શ્રીમતી એસંટનાં વ્યાખ્યાનોથી પ્રભાવિત થઈ એ હિન્દી સંસ્કૃતિ પ્રત્યે આકર્ષાયા ને થિયેસોફિસ્ટ બન્યા. ૧૯૫૬માં હિંદમાં જ મૃત્યુ પામ્યા. ચાલીસ વર્ષના આ ગાળામાં ભારતની કલાસંસ્કૃતિનો વારસો સજીવન કરવામાં, શિક્ષણના નવાનવા ખંતીલા પ્રયોગો કરવામાં ને નવાં કલા સંગ્રહસ્થાનો ઊભાં કરવામાં એમણે ભજવેલો ભાગ અદ્વિતીય છે.

'સંસ્કૃતિ તો પશ્ચિમની જ' એવી ભ્રામક માન્યતા દૂર કરી ભારતના સમૃદ્ધ કલા–વારસાનો પરિચય યુરોપ, અમેરિકા, જાપાન વગેરેને કરાવવા માટે એમણે કરેલો પુરુષાર્થ ખૂબ અભિનંદનીય હતો. ખુદ ભારતીય નાગરિકો પોતાની સંસ્કૃતિનો ઉપહાસ કરતા હતા ને પશ્ચિમની આંધળી ભક્તિ કરતા હતા એ વખતે એક પરદેશી ભારતની સંસ્કૃતિને પુનઃજીવન આપવા યત્ન કરતો હતો એ કેવું નવાઈભર્યું !

---

બી. એ. થયા પછી બીજી કોઈ પ્રવૃત્તિ પણ નહોતી. જેને હોય તેને કહ્યા કરતી કે મારે કાંઈક કરવું છે. પણ શું કરવું છે એ પોતે જ નક્કી નહોતી કરી શકતી.

ઉચ્ચ વિચારો ધરાવતી ઉમા ઠીક ઠીક વાંચન કરતી. પણ આમ નવરાં તે ક્યાં સુધી ગમે ? એકવાર એની બહેનપણી પાસે વાતમાંથી વાત કાઢીને કંટાળેલી ઉમા કહેવા લાગી કે આવી રીતે નિષ્ક્રિય પડ્યા રહેવું એના કરતાં મારા લગ્ન થઈ જાય તો ય ઠીક. પેલી બહેનપણીએ ધીરે રહીને ઉમાને કહી દીધું પણ ખરું, ' હવે તો તું સમજણવાળી અને પુખ્ત થઈ છે. તારે જોઈએ તેવો સાથી તું જ શોધી લે ને ! '

' પણ એવો મળે ત્યારે ને ? '

' તારે કેવો જોઈએ છે ? '

' મારા પર ખૂબ લાગણી રાખે તેવો, મારો જ થઈને રહે તેવો શ્રીમંત અને દેખાવડો. '

ઉમાની વાતને અટકાવીને એની બહેનપણી કહેવા લાગી કે એ બધું તો પરણ્યા પછી પુરુષમાં સ્ત્રી જ લાવી શકે. પહેલાં તું છોકરો પસંદ કરીને પરણી જા. અને ન પરણવું હોય તો કોઈ કામમાં પરોવાઈ જા. આમ નવરી રહીશ તો તું શારીરિક અને માનસિક બન્ને રીતે રીબાયા જ કરીશ.

ઉમા ત્યારથી પોતાને વિષે ગંભીર બનીને વિચારવા લાગી છે એટલે હવે જરૂર કંઈક રસ્તો શોધી કાઢશે. ફક્ત વિચારો અને વાતો કરવાથી કંઈ ન વળે. આચારમાં મૂકવા પણ પ્રયત્નો કરવા જ જોઈએ ને ?



શ્રીમતી માર્ગરેટ કઝિન્સે પણ પતિની પ્રવૃત્તિઓમાં ઓતપ્રોત થઈ હિંદને પોતાનું ઘર બનાવ્યું. અખિલ હિંદ મહિલા પરિષદની સ્થાપના દ્વારા નારી સ્વાતંત્ર્ય માટેની ઝુંબેશ જગાવી અને અનેક લોકોપયોગી પ્રવૃત્તિઓ દ્વારા લોકચાહના મેળવી.

શ્રી અને શ્રીમતી કઝિન્સે સંયુક્ત રીતે અંગ્રેજીમાં ૭૭૦ પાનાંની દળદાર આત્મકથા ( We Two Together )નો સાર ગુજરાતીના પીઢ કલાકાર શ્રી રવિશંકર રાવળે સરળ અને રોચક શૈલીમાં માત્ર ૧૭૦ પાનાંમાં રજૂ કરી ગુજરાતને એક અત્યંત પ્રેરક એવું જીવન-ચરિત્ર આપ્યું છે. આ જીવનકથાની કચાશ હોય તો એટલી જ કે એ આત્મકથાનાં અવતરણોથી ખૂબ પ્રચુર હોવાથી લેખકનું લખાણ ક્યાં અટકે છે ને કઝિન્સ પોતે ક્યાંથી બોલવા માંડે છે એનો ખ્યાલ વાચક ચૂકી જાય છે.

પ્રયોજકે વાપરેલા કોઈ કોઈ ગુજરાતી પર્યાયો કઢંગા લાગે છે. દા. ત. Materialism માટે પદાર્થવાદ (પા. ૧૨૫) કરતાં ભૌતિકવાદ શબ્દ વધુ સારો લાગત. પા. ૧૪૮ ઉપર 'નેત્રપ્રિય' શબ્દને બદલે 'આંખ ઠરે એવું'—એ શબ્દપ્રયોગ વધુ સરળ લાગત.

રાજકારણ અને શિક્ષણ બંનેના મિશ્રણે અભ્યાસ પ્રત્યેની ધગશ ઉપર કેવી ઘાતક અસર કરી એની સચોટ નોંધ કઝિન્સે કરી છે. એ રાજકારણથી અલિપ્ત રહ્યા, કલાપ્રેમી વિદ્યાર્થી છીછરા રાજકારણમાં જાતને સંડોવી કલાકર્તવ્ય ચૂકે એ પણ એમને ન ગમ્યું; પરંતુ આઝાદી માટેના આંદોલનમાં મૂલ્યાંકનો બદલાયાં હતાં. એ મૂલ્યાંકનો સાથે કઝિન્સ મેળ ન બેસાડી શક્યા; આથી જીવનનાં છેલ્લાં વર્ષો એમણે કલાનું શિક્ષણ આપવામાં ગાળવાને બદલે કલાના સંગ્રહસ્થાનો ગોઠવવામાં ગાળ્યાં. આઝાદી પછી સંકુચિતતાને કારણે કે બીજા કોઈ કારણે પણ કઝિન્સ પ્રત્યે નવી સરકારે ઠીક ઠીક ઉપેક્ષા બતાવી. કઝિન્સને એથી આઘાત તો થયો જ હશે; પરંતુ એ એમણે વ્યક્ત નથી કર્યો.

કલા પ્રત્યેની ભક્તિ અને એના પ્રસાર માટેનો પુરુષાર્થ કેવો પ્રચંડ હોઈ શકે એનો ખ્યાલ શ્રી કઝિન્સનું જીવન પૂરો પાડે છે. કલાને ખાતર જીવવાની ઇચ્છા ધરાવતા ગુજરાતી કલાકારોને આ જીવનકથા પ્રેરક અને પથપ્રદર્શક નીવડશે.

**મોતીનો દાણો :**

[ લે૦ : મોહિનીચંદ્ર, પ્રકા૦, સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ. ન. પૈ. -/૨૫ ]

ગુજરાત સરકારના ઈ ૧૯૬૦-૬૧નાં બાલકાવ્ય સાહિત્યના શ્રેષ્ઠ પુસ્તક તરીકે પ્રથમ પારિતોષિક પ્રાપ્ત કરનાર આ બાલકાવ્યોનો સંગ્રહ બાળમિત્રોની બાળગીતો માટેની માગ જરૂર પૂરશે. જોડકણાં જેવાં, પ્રાસાનુપ્રાસથી ભરપૂર ને સરળ શૈલીમાં લખાયેલાં આ કાવ્યો બાળકોમાં પ્રકૃતિપ્રેમ, કૌટુંબિક પ્રેમ અને વિનયપ્રેમ જરૂર ઉત્પન્ન કરશે. 'વચન' 'ગુણ અવગુણ' 'ચરખો' 'પાગલ 'વાદળી' 'જાય' અને 'અજવાળે' જેવાં કાવ્યો બાળકોને જીવન વિષેની સમજનો ખ્યાલ આપશે; સરળ અને કપટરહિત જીવન જીવીને સમાજને ઉપયોગી થવાથી જરૂર પ્રેરણા પાશે. ગુજરાત સરકારે આવા ઉત્તમ સંગ્રહની હસ્તપ્રતને ૧૦૦૦ રૂ.નું પ્રથમ પારિતોષિક આપીને નવાજી તે માટે તેને તથા તેના રચયિતાને હાર્દિક અભિનંદન.

**શરીરની સાચવણ :**

[લે૦ : ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી, પ્રકા૦ ગુજરાત પુસ્તકાલય સ૦ સ૦ મંડળ લિ., વડોદરા. રૂ. ૩/૫૦ ]

'ગુજરાત સમાચાર'માં અગાઉ પ્રગટ થઈ ગયેલા અને ખૂબ જ લોકપ્રિય નીવડેલા સરળ ગુજરાતી ભાષામાં દાક્તરી વિષયને સમજાવતા આ લેખો ગ્રંથસ્થ થયા એ આપણી ખુશનસીબી ગણાય. સામાન્ય માનવીને સહેજ મુશ્કેલી ઊભી થતાં વારંવાર દાક્તર પાસે જવું પડે અને દાક્તર જે કાંઈ ઇલાજ સૂચવે (કોઈવાર સહૃદયતાપૂર્વક અને કોઈવાર માત્ર પૈસા કમાવાના આશયની) એ એને મનેકમને માન્ય રાખવો જ પડે એવી સ્થિતિ ઉત્પન્ન થાય તે પહેલાં આવું કોઈ પુસ્તક એના હાથમાં મૂક્યું હોય તો રોગનાં



કારણો, લક્ષણો, એની ગંભીરતા અને એના ઉપચાર-નો આછો ખ્યાલ એને હોય એ ઇષ્ટ છે. એ દૃષ્ટિએ ઉપરોક્ત પુસ્તકને ચકાસીએ ત્યારે ખબર પડે છે કે એ બધી જરૂરિયાતને સંતોષે છે. ઉપરાંત લેખક આપણા સમાજમાં પ્રચલિત અજ્ઞાનતા, વહેમ, અસ્વ-ચ્છતા, કુરિવાજો અને તે કારણે ફેલાતા રોગો વિષે પણ લાલબત્તી ધરે છે.

'પહેલું સુખ તે જાતે નર્યા.' એ કહેવત અનુસાર સાચા આરોગ્યથી પુસ્તકની શરૂઆત થાય છે અને બાળકનું આરોગ્ય, પ્રજોત્પત્તિ, માનસિક કારણથી થતા રોગો, થાક, આંખોનું આરોગ્ય, દાંતની સંભાળ, જિંદગીનો બોજ, પ્રાણીઓથી ફેલાતા રોગો અને આરોગ્યભર્યું ઘડપણ જેવાં આરોગ્યના વિધવિધ પાસાંને આ પુસ્તકના લેખો સ્પર્શે છે, ચર્ચા કરે છે ને એટલું જ નહીં પણ યોગ્ય માર્ગદર્શન પણ આપે છે.

આપણા જેવા પછાત અને ગરીબ દેશમાં જ્યાં દાક્તરી સંભાળ દરેક જગ્યાએ ઉપલબ્ધ નથી અને જ્યાં પ્રાપ્ય છે ત્યાં પુષ્કળ મોંઘી બનતી જાય છે ત્યારે આ પુસ્તક જનસમાજના રોજબરોજના આરોગ્યના પ્રશ્નો વિષે કાંઇક ઉકેલ આપવા સફળ નીવડશે જ.

પુસ્તકને અંતે લેખકે વિષયસૂચિ આપી છે જેથી આપણી મૂંઝવણ દૂર કરવાનો ઉપાય ઝટ જડી શકે. તદુપરાંત માત્ર શારીરિક રોગો વિષે જ નહીં પણ માનસિક રોગો પરના વિવેચનથી વધારાનું માર્ગદર્શન મળી રહે છે. આપણે શરીરની સાચવણીની બાબતમાં બીજી પ્રજાઓની સરખામણીમાં થોડાક પછાત પણ છીએ અને નવા નવા પ્રયોગો કરી શકીએ એવા પ્રયોગવીર પણ નથી અને આરોગ્ય વિષે એટલાં સભાન નથી ત્યારે આ પુસ્તક એ દિશામાં આપણને વિચાર કરતાં જરૂર બનાવશે. લેખકને અભિનંદન.

**જન્મભૂમિ પંચાંગ–સં. ૨૦૧૯ :**

[ સંપા૦ પંડિત કૃષ્ણાજી વિઠ્ઠલ સોમણ, અમૃતલાલ લ૦ શાહ, લક્ષ્મીપ્રસાદ મો૦ બારોટ પ્રકા૦ જન્મભૂમિ પ્રકાશન મંદિર, ઘોઘા સ્ટ્રીટ, મુંબઈ, ૧. રૂ. ૧/૭૫. ]

છેલ્લાં અઢાર વરસથી ખગોળસિદ્ધ સૂક્ષ્મ નિરયન ભારતીય પંચાંગ તરીકે જન્મભૂમિ સંસ્થા સુંદર પંચાંગનું પ્રકાશન કરે છે તે મુજબ આ વરસે પણ એવું જ અભ્યાસુ પંચાંગ સં. ૨૦૧૯ અને શાકે ૧૮૮૫નું—એટલે સં. ૨૦૨૦ના ફાગણ સુધીનું દોઢ વર્ષનું પંચાંગ પ્રગટ થયું છે.

આ સર્વાંગ સંપૂર્ણ પંચાંગમાં ત્રણ વિભાગ ત્રણ વિદ્વાન સંપાદકોએ સંભાળ્યા છે. ખગોળ–શાસ્ત્રાર્થ વેદશાસ્ત્રસંપન્ન અને જ્યોતિષરત્ન શ્રી પંડિત કૃષ્ણાજી વિઠ્ઠલ સોમણે સંપાદિત કરેલ છે. ગણિત–પંચાંગ બોમ્બે એસ્ટ્રોલોજીકલ સોસાયટીના મંત્રી અને ગણિતાલંકાર તરીકે જાણીતા શ્રી અમૃતલાલ લક્ષ્મીચંદ શાહે સંપાદિત કરેલ છે. જ્યારે સંશોધન અને ફળાદેશના વિભાગ શ્રી લક્ષ્મીપ્રસાદ મો૦ બારોટે સંપાદિત કરેલ છે. જૂની પ્રણાલિ મુજબના પંચાંગનાં પાંચ અંગો તિથિ, નક્ષત્ર, યોગ વગેરે તેના સૂક્ષ્મ સ્વરૂપે આપવા ઉપરાંત એ પાંચ અંગોનું ક્ષેત્ર પણ ચોતરફ વિસ્તૃત કરીને પંચાંગ ગણિત વિભાગને તેના સંપૂર્ણ સમૃદ્ધ સ્વરૂપે આપેલ છે. જ્યોતિષશાસ્ત્રના નિષ્ણાતોને નવું સંશોધન કરવા પ્રેરે, અભ્યાસીઓને પથપ્રદર્શક બની રહે અને રસિકો તથા જિજ્ઞાસુઓને સાચી માહિતી આપે તેવા કુંડળી ગણિતના કોષ્ટકો આપવામાં આવેલ છે.

નિષ્ણાતો આ પંચાંગને તો અપનાવશે જ, પરંતુ સામાન્ય જનતાને પણ આ પંચાંગ બધી રીતે ઉપયોગી નીવડે તેવું સમૃદ્ધ બનાવવામાં ત્રણેય વિદ્વાન સંપાદકોએ બધી રીતે લક્ષ આપેલ છે.

સંશોધન વિભાગના લેખો પણ સર્વોપયોગી નીવડે તેવા છે. શાસ્ત્રીય માર્ગદર્શન ઉપરાંત આચારવ્યવસ્થા અને ધર્મમાં નિર્ણાયક બને છે.

આમ વિવિધ પ્રકારના બહુમૂલ્ય ગ્રંથોની ખોટ વિવિધ વિષયોદ્વારા પૂરી પાડતા આ પંચાંગની બહુમૂલ્યતા અનેકગણી વધુ છે. આપણા જીવનમાં દરેક

પ્રસંગે ઉપયોગ થઈ પડે. તેવું આ સમૃદ્ધ પંચાંગ ગુજરાતી ભાષા જાણનાર દરેકને ઉપયોગી થઈ પડશે જ એ નિઃશંક છે.

**જીવન-શિક્ષણ :**

[ લે૦ મુકુલભાઈ કલાર્થી. પ્રકા૦ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, ૧૪. ન. પૈ. -/૪૦ ]

સમાજ શિક્ષણને ઉપયોગી થઈ પડે એવા એકવીસ પ્રસંગોને સરળ ભાષામાં ગૂંથી લઈને જીવન શિક્ષણનું મહત્વ આ પુસ્તિકામાં સમજાવવામાં આવ્યું છે. શ્રી મુકુલભાઈ કલાર્થીની સીધી-સાદી ભાષામાં એ લખાયેલું છે એટલે એ પ્રસંગોનું મહત્ત્વ પણ વિશેષતાવાળું બને છે.

મોટાં બીબાંમાં છપાયેલી આ ચોપડી પ્રૌઢ શિક્ષણ માટે ખપમાં આવે તેવી અને મહાન પુરુષોના જીવનમાંથી વીણેલા આ પ્રસંગ મહત્ત્વના હોવા ઉપરાંત ઊગતી પેઢીમાં સંસ્કારનાં સુંદર બીજ પણ રોપશે એમાં શંકા નથી. ગાંધીજીચીંધ્યું પ્રૌઢશિક્ષણ આ અડતાળીસ પાનાની ચોપડી સાર્થક કરે છે એટલે દરેકને ઉપયોગી થઈ પડશે જ. ખાસ કરીને ઉચ્ચ ચારિત્ર્ય અને સંસ્કારનું સીંચન આપણા વિદ્યાર્થી વર્ગમાં કરવાની જરૂર છે એવે ટાંકણે આ ચોપડી વધુ ઉપયોગી થઈ પડશે.

**પ્રસંગકથાઓ ૧-૨ :**

[ લે૦ ધૂમકેતુ. પ્રકા૦ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. રૂ. ૨/૫૦. ]

સામાન્ય જનસમૂહને દૃષ્ટિ સમક્ષ રાખીને તૈયાર કરાતાં પુસ્તકો પૈકીનાં નવાં બહાર પડેલાં આ બન્ને પુસ્તકો એવી પ્રસંગકથાઓથી સમૃદ્ધ થયેલાં છે કે જનતાને એ બધી રીતે ઉપયોગી થઈ પડે. શ્રી ધૂમકેતુ આપણા પીઢ સાહિત્યકાર છે, જનતાની નાડી પારખી શકે તેવા પારખુ છે અને લોકશિક્ષણમાં તેમનો સમૃદ્ધ ફાળો છે. તેમનું વિપુલ સર્જન એટલે જ સૌથી વિશેષ વંચાય છે જેની આવૃત્તિઓ ઉપર આવૃત્તિઓ પ્રગટ થયે જ જાય છે. આવા આમસાહિત્યની જ તેમની આજ-સુધીમાં ચાળીસેક ચોપડીઓ પ્રગટ થઈ ચૂકી છે તેમાં આ બે ભાગમાં પ્રગટ થયેલી પ્રસંગકથાઓ એક સમૃદ્ધ ઉમેરો કરે છે.

થોડું ભણેલાંઓ માટે રજૂ થતા આમાંના પ્રસંગો અને અનુભવો રસપ્રદ વાચન પૂરું પાડે છે.

મોટાં બીબાંમાં છપાયેલા આ બંને ભાગમાં નાના-મોટા મળીને ત્રીસ પ્રસંગો-અનુભવો આપવામાં આવ્યા છે. સરળ ભાષા ઉપરાંત બીજા ભાગના પ્રસંગોને તો સચિત્ર પણ કરવામાં આવ્યા છે. ઇતિહાસ અને ધર્મને અનુલક્ષીને લખાયેલા આ પ્રસંગોમાં સ્વાનુભવ અને વાચનમાંથી પણ મેળવેલા પ્રસંગો છે.

થોડું લખતાં શીખેલા પ્રૌઢો અને કિશોરો ઉપરાંત વાંચી જાણનાર દરેકને ઉપયોગી થઈ પડે તેવું રસપ્રદ અને પ્રેરક વાચન આ બન્ને પુસ્તકો પૂરું પાડે છે.

**આપણું વિશ્વ :**

[ લે૦ છોટુભાઈ સુથાર. પ્રકા૦ પ્રાચ્ય વિદ્યામન્દિર, મ૦ સ૦ વિશ્વવિદ્યાલય, વડોદરા. રૂ. ૬/૮૦. ]

ખગોળ અંગેના આપણા ખૂબ જ અધૂરા સાહિત્યમાં શ્રી છોટુભાઈ સુથારનું આ સમૃદ્ધ પુસ્તક મહત્ત્વનું સ્થાન ધરાવશે એમાં શંકા નથી. લગભગ ૩૩૦ પાનાં અને અનેક છબીઓ-આલેખો વડે સુંદર કાગળમાં સફાઈદાર છપાયેલું આ પુસ્તક ખગોળનું જ્ઞાન ધરાવતા, ખગોળ વિષે જાણવા માગતા અને વિદ્યાર્થીઓને બધી રીતે માર્ગદર્શક થઈ પડે તેવું મહત્ત્વવાળું બન્યું છે.

સૂર્ય અને સૂર્યમંડળ, આકાશગંગા અને નિહારિકા, ઋતુ ઋતુના તારા, વેધશાળા અને યંત્રો, ખગોળ પરિભાષા અને પરિશિષ્ટો એવા છ ખંડમાં વહેંચાયેલું આ મહત્ત્વનું પુસ્તક ખરેખર નામ પ્રમાણે જ તેની સામગ્રીથી પણ ઉપયોગી બન્યું છે. ગુજરાતી ભાષામાં ખગોળ વિષેના આપણા ગણ્યા ગાંઠ્યા લેખકોમાં શ્રી છોટુભાઈ સુથારનું સ્થાન છે એ તો વરસોથી જાણીતું છે. થોડાંક વરસો સુધી તેમણે ફક્ત ખગોળ

વિષેનું જ સામાયિક ચલાવેલું. પણ એ વિષેનો આપણો રસ જોઈએ તેવો નથી એટલે એ સામાયિક વધુ વખત ન ચાલી શક્યું. આજેય પણ સામયિકોમાં કોઈ કોઈ વાર ખગોળ વિષે શ્રી છોટુભાઈ સુથાર લખે છે ત્યારે એ લેખોનું આગવું મહત્ત્વ અને વિશેષતા નો હોય જ છે.

ખૂબ જ જહેમતપૂર્વક તૈયાર કરવામાં આવેલું આ પુસ્તક એટલે જ અભ્યાસુઓ અને જિજ્ઞાસુઓને સ.ચી સામગ્રી અને અનેક પ્રકારનું માર્ગદર્શન પૂરું પાડે છે અને સાચા સંદર્ભગ્રંથની ગરજ સારે તેવું વિશિષ્ટ બનેલ છે.

**દીપમાળા :**

[ લે. મુકુન્દરાય વિ. પારાશર્ય. પ્રકા. જ્યોતિબાળા પારાશર્ય, ૧૧૯૪, વસંતકુંજ, કૃષ્ણનગર, ભાવનગર. રૂ. ૧/૨૫. ]

'સંસૃતિ' એ કાવ્યસંગ્રહથી જેમની કવિતા ગુજરાતને આસ્વાદ્ય બની છે અને 'પારાશર્ય' નામથી જાણીતા કવિશ્રી મુકુન્દરાય વિજયશંકર પારાશર્યનાં એકસો ને આઠ મુક્તકોનો આ સંગ્રહ તેમની કવિતા–યશકીર્તિમાં ઉમેરો કરે છે.

શ્રી પારાશર્ય સંસ્કૃત સાહિત્યના અનન્ય ઉપાસક છે. તેમનાં કાવ્યોમાં એટલે જ વધુ સંસ્કૃત સાહિત્યની અસર હોય છે, સંસ્કૃત શબ્દો પણ વધારે પ્રમાણમાં હોય છે. સંસ્કૃત કાવ્ય સાહિત્યમાં મુક્તકોનો વિશાળ ભંડાર છે. અગાઉ સામયિકોમાં આ સંગ્રહમાંનાં ઘણાંખરાં મુક્તકો પ્રગટ થઈ ચૂક્યાં છે એ પણ આ સંગ્રહની મૂલ્યવત્તા વધારે છે. આ નાનકડા સંગ્રહને શ્રી રામપ્રસાદ પ્રે. બક્ષી જેવા વિદ્વદ્વર્યે પ્રરોચના લખીને જે મહામૂલો બનાવ્યો છે તે પણ આ સંગ્રહની એક વિશિષ્ટતા ગણાય. સંસ્કૃત ભાષા અને શૈલીના અનુરાગી કવિ શ્રી પારાશર્ય હોવા છતાં તેમનાં કાવ્યો–મુક્તકોમાં જે પ્રવાહબદ્ધતા, એકતાનતા, લયવાહિતા અને અર્થસરળતા હોય છે એ તેમને કુદરતી મળેલી બક્ષિસ ગણાવી જોઈએ.

શ્રી રામપ્રસાદ બક્ષી આ કૃતિ વિષે સાચું જ લખે છે કે: 'ઉત્તમ સંસ્કૃત સુભાષિતોની પંક્તિમાં બેસવાનાં અધિકારી, એ પંક્તિને પણ પાવન કરે એવાં પંક્તિપાવન, આ સુભાષિતો ગુજરાતી સાહિત્યને અપૂર્વ મુક્તકસમૃદ્ધિનું પ્રદાન કરે છે. આજના નવયુગમાં આ પુરાતન પ્રણાલીનો સમાદર કદાચ કોઈકને અનુચિત લાગે. પણ કાવ્યનું સનાતન તત્ત્વ જૂનાનવાની ભેદરેખામાં બંધાતું નથી. જેમાં મધુર ભાવ છે, ઉદાર–વિશાલ હૃદય છે, સુવર્ણમય સત્ત્વ છે, એવી કવિતાવનિતા કાલવ્યયે અને વયઃપરિણામે જૂની થતી નથી, સહૃદય પ્રણયીને નિત્યનવીન અને આહ્લાદમયી બની રહે છે.'

આ નાનકડો મુક્તક–સંગ્રહ કવિતાના સાચા આસ્વાદકને એટલો જ સંતોષી શકશે.











# તંદુરસ્તી

તંત્રીઓ :
ડૉ૦ ભૂપતરાય મો૦ દવે
ડૉ૦ શંકરલાલ મો૦ દવે

ઓક્ટોબર માસનો અંક દળદાર દિવાળી અંક તરીકે ૨૦મી ઓક્ટોબરે પ્રગટ થશે. સપ્ટેંબરથી નવા ગ્રાહક થનારને પણ આ ખાસ અંક ભેટ મળશે.

લવાજમ : રૂ. ૫/૫૦
વિદેશમાં શિ. ૧૨

લવાજમ મોકલવાનું
સરનામું :—
તંદુરસ્તી
કાર્યાલય

ભારતી
સાહિત્ય સંઘ લિ૦
૩૪, કોન્ટીઝ બ્રિજ
ગાંધીરોડ
અમદાવાદ ૧

મૂદ્રક • દીપક પ્રિન્ટરી • અમદાવાદ








તંત્રી: ઈશ્વરલાલ ચી. દવે
સંપાદક: જયન્ત પરમાર

દિવાળી • ૧૯૯૨




તાકીદની પરિસ્થિતિમાંજ જોખમની સાંકળ ખેંચો.



ડબ્બામાં ચઢતા પહેલાં પ્રવાસીઓને ઉતરવા દો.





ભીખારીઓ અને ફેરિયાઓને ગાડીમાં ઉત્તેજન ન આપો.



થુંકદાનીમાંજ થૂંકો.




ભારે સરસામાન બ્રેકવાનમાં ચઢાવો.



# દીવાળીનાં શુભ-અભિનંદન

આગામી વર્ષમાં આપને સુખ અને સમૃધ્ધી ઈચ્છવા ઉપરાંત આપ જ્યાં જ્યાં પ્રવાસ કરો ત્યાં ત્યાં આપને રાહત અને સગવડ ભરી મુસાફરી પણ ઇચ્છીએ છીએ. એમ કરવામાં આપને કેટલાંક કરવાના અને ન કરવાના કાર્યની અમે યાદ આપીએ છીએ, જે ધ્યાનમાં રાખવાથી આપ અને બીજા સહપ્રવાસી માટે રેલ્વેની મુસાફરીનો અનુભવ આનંદદાયી અને સુખદ બની રહેશે.



GUJARATI

# પુસ્તકાલયોમાં વસાવવા લાયક સુંદર નવાં પુસ્તકો

માતૃપદ તરફ આશાભરી મીટ માંડી રહેલી

માતૃપદ પામેલી

અને

બાળઉછેરના કાર્યમાં રસ લેતી

બહેનો માટેનો મહામૂલો ગ્રંથ

# મંગલ માતૃત્વ

લેખક :

ડૉ૦ રઘુનાથ ગંગારામ કદમ

મૂલ્ય : રૂ. ૫/-

આ પુસ્તકમાંની વિગતો તેમના મૂળમાં શાસ્ત્રીય હોવા છતાં આપણા લોકોની રહેણી-કરણી અને આર્થિક પરિસ્થિતિને નજર આગળ રાખી સાદા અને વ્યવહારુ રૂપમાં રજૂ થયેલ છે. ઘણાં દંપતીને—ખાસ કરીને સાધારણ વાંચી જાણનારી અને ઘરકામમાંથી જુજ નવરાશ મેળવનારી આપણા સમાજની ગૃહિણીઓને તેમના ચાલુ જીવનમાં આ ગ્રંથ સાચો ઉપયોગી નીવડે તેવો મહત્ત્વનો છે.

બાળઉછેરની શાસ્ત્રીય મીમાંસા કરતા અનેક દેશી-વિદેશી ગ્રંથો અને લેખોના આધાર લઈને આ મહત્ત્વનું પુસ્તક અધિકારી ડાક્તરે તૈયાર કરેલું છે જે દરેક ઘરનું ભૂષણ બનશે.

ગુલામોનો મુક્તિદાતા
(પ્રમુખ એબ્રાહમ લિંકનની સચિત્ર જીવનકથા)
પ્રા૦ રમણલાલ સી. શાહ ૩-૫૦

સાંધ્યદીપિકા (ચતુરંકી નાટક)
શિવકુમાર જોષી ૧-૫૦

સૂરમંગલ (નૃત્ય-નાટિકાઓ)
પ્રા૦ હસિત બૂચ ૧-૫૦

રૂપમતી (ત્રિઅંકી નાટક)
નાટ્યકાર : શશિકાન્ત નાણાવટી ૧-૫૦

ગોરજ (ગ્રામ્ય જીવનની વાર્તાઓ)
ચુનીલાલ મડિયા ૨-૦૦

ત્રિશૂળ (સામાજિક નિબંધિકા)
શિવકુમાર જોષી ૨-૦૦

હૂકે હૂપેટે (હાસ્યરસિક નિબંધિકાઓ)
ભગવત રામચંદ્ર ભટ્ટ ૩-૦૦

કીડી અને ધાગા (વાર્તા-સંગ્રહ)
ભગવત રામચંદ્ર ભટ્ટ ૨-૦૦

ઓથાર (સામાજિક વાર્તાઓ)
નિર્મળચંદ દેસાઈ ૨-૦૦

વીજળીના દીવા
હર્ષદરાય ભટ્ટ ૧-૫૦

નળદમયંતી રાસ (સમયસુંદરકૃત)
સંપા૦ પ્રા૦ રમણલાલ સી. શાહ ૫-૦૦

નૂતન શાળોપયોગી નાટકો (ભાગ ૧)
રાજેન્દ્ર ૨-૦૦

નૂતન શાળોપયોગી નાટકો (ભાગ ૨)
રાજેન્દ્ર ૧-૫૦

મૂળજીમામા (ભાગ ૧-૨)
ગોકુળદાસ રાયચુરા ૨-૦૦

આપની નકલ માટે લખો :—

## શિવ પુસ્તકાલય : બુકસેલર, કલામંદિર ટોકીઝ પાસે, વડોદરા

## નવાં 'સ્વાતિ પ્રકાશનો'

| | | |
|---|---|---|
| ● એક સાંજની મુલાકાત | નવલિકા-સંગ્રહ—ચંદ્રકાન્ત બક્ષી | રૂ. ૪-૫૦ |
| ● શ્રાવણી | નવલકથા—શિવકુમાર જોષી | રૂ. ૭-૫૦ |
| ● મનોરમા | નવલકથા—મોહમ્મદ માંકડ | રૂ. ૪-૫૦ |
| ● એકલતાના કિનારા | નવલકથા—ચંદ્રકાન્ત બક્ષી | રૂ. ૪-૫૦ |
| ● કાળુભારને કાંઠે | નવલકથા—મનસુખલાલ ઝવેરી | રૂ. ૪-૫૦ |
| ● મનના મરોડ | નવલિકા-સંગ્રહ—મોહમ્મદ માંકડ | રૂ. ૪-૫૦ |
| ● મધુવન | ગુજરાતની ગઝલોનો પ્રતિનિધિ સંગ્રહ સંપાદક : હરીન્દ્ર દવે | રૂ. ૪-૫૦ |
| ● આસવ | ગઝલ સંગ્રહ—હરિન્દ્ર દવે | રૂ. ૧-૫૦ |
| ● ઈટ્ટા કિટ્ટા | બાળકાવ્યો—સુરેશ દલાલ | :. ૧-૦૦ |

## અમારાં બીજાં પ્રકાશનો

**શિવકુમાર જોષી**

- ● કંચુકીબંધ — નવલકથા — રૂ. ૮-૦૦
- ● અનંગરાગ — નવલકથા — રૂ. ૯-૫૦
- ● રહસ્યનગરી — નવલિકાસંગ્રહ — રૂ. ૪-૦૦
- ● ઘટા ઘીરી ઘીરી આઈ — નાટક — રૂ. ૨-૫૦
- ● દેવદાસ — નાટક — રૂ. ૨-૫૦
- ● સુવર્ણરેખા — નાટક — રૂ. ૨-૫૦
- ● એકને ટકોરે — નાટક — રૂ. ૨-૦૦
- ● નીલા — નવલકથા — રૂ. ૨-૨૫

**ચન્દ્રકાન્ત બક્ષી**

- ● પડઘા ડૂબી ગયા..... — નવલકથા — રૂ. ૪-૦૦
- ● રોમા — નવલકથા — રૂ. ૩-૭૫
- ● પ્યાર — નવલિકાસંગ્રહ — રૂ. ૪-૨૫

**બરકત વીરાણી 'બેફામ'**

- ● માનસર — ગઝલ સંગ્રહ — રૂ. ૬-૦૦

**જયંતી પટેલ**

- ● નેતા અભિનેતા — નાટક : રૂ. ૨-૫૦

**મોહમ્મદ માંકડ**

- ● એંઠું ધાન અને બીજી વાતો — નવલિકાસંગ્રહ — રૂ. ૨-૦૦

 **સ્વાતિ પ્રકાશન** 

૨૨૬, સેમ્યુઅલ સ્ટ્રીટ
મુંબઈ, ૩

## નૂતન વર્ષાભિનંદન

અમારે ત્યાં સંસ્કૃત—હિન્દી—અંગ્રેજી—ગુજરાતી

છાપકામ કરી આપવામાં આવે છે.

જૈન ધર્મના પ્રાચીન ગ્રંથો અમારે ત્યાં છપાય છે.



# નયન પ્રિન્ટીંગ પ્રેસ

ઢીંકવાની વાડી, ફર્નાન્ડીઝ પુલ પાસે, ગાંધીરોડ,

અમદાવાદ, ૧.

૦ ત્રિરંગી, એકરંગી કલાત્મક છાપકામ



૦ પુસ્તકોનાં જેકેટો અને સામયિકોનાં ટાઈટલોના મુદ્રક

૦ લગ્નપત્રિકા અને કલાત્મક અભિનંદન પત્રિકાના મુદ્રક

## દીપક પ્રિન્ટરી

૨૭૭૬/૧, રાયપુર દરવાજા પાસે, અમદાવાદ, ૧

# સાલ મુબારક

વર્ષો જૂની અમારી આ પેઢીમાં
પુસ્તકોનું બાઈન્ડીંગ કામ સુંદર
ને મજબૂત રીતે કરી
આપવામાં આવે છે.



## જેઠાભાઈ એન્ડ સન્સ

પીરમશાહ રોડને નાકે, રીલીફરોડ,

**અમદાવાદ.**

## દિવાળી

અને

## નૂતન વર્ષનાં અભિનંદન

અમારે ત્યાં અંગ્રેજી, ગુજરાતી, હિંદી, સંસ્કૃત વગેરેનું
જોબકામ તથા પુસ્તકોનું અને સામયિકોનું છાપકામ થાય છે.
જૈન ધર્મના પ્રાચીન ગ્રંથો અમારે ત્યાં છપાય છે.



# મંગલ મુદ્રણાલય

(પ્રિન્ટિંગ પ્રેસ)

રતનપોળ, ફત્તેહભાઈની હવેલી,

**અમદાવાદ.**

## નૂતન વર્ષાભિનંદન

ગુજરાતી–હિન્દી–અંગ્રેજી–છાપકામના અગ્રગણ્ય મુદ્રક

પુસ્તકો--સામયિકો અને

બીજા તમામ પ્રકારનું

છાપકામ સુંદર રીતે અને

ઝડપથી કરી આપવામાં આવે છે.



# સર્વોદય મુદ્રણાલય

સાદરા. (રે. સ્ટે. ડભોડા–જિ. અમદાવાદ)

સમાજમાં સંસ્કાર અને સાહિત્ય પ્રેરતું સામયિક






# ઊર્મિ નવરચના

ઊર્મિ : વર્ષ ૩૩ – નવરચના : વર્ષ ૨૭ : : અંક ૮. સળંગ અંક ૬૯૨

દિવાળી : નવેમ્બર ૧૯૬૨

## અનુક્રમ



## ચિત્ર-સામગ્રી

પૂંઠા પરનું ત્રિરંગી ચિત્ર

ચિત્રકાર : **એચ. એસ. શુકલ**

*

ત્રિરંગી મુખ ચિત્ર : 'રાધાનું રુસણું'

ચિત્રકાર : **કનુભાઈ દેસાઈ**

*

આ ખાસ અંકની છૂટક કિંમત

**રૂ. ૧/૨૫ : વિદેશમાં રૂ. ૧/૫૦**

## —: સૂચનાઓ :—

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા. વિદેશમાં દશ રૂપિયા ( શિ. ૧૫ ).
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી.થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* ગ્રાહકોએ દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો બીડવી જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબર માટેનું, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :–

**' ઊર્મિ–નવરચના '**

ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.,
ગાંધીરોડ : ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ
**અમદાવાદ, ૧**


પ્રકાશક: ઈશ્વરલાલ મો૦ દવેએ અને મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલે માલિક: ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિમિટેડ વતી ગાંધીરોડ, ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદથી પ્રસિદ્ધ કર્યું અને મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદમાં છાપ્યું.
તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે અને સંપાદક : જયન્ત પરમાર.

## 'સૌરભ'ની યશસ્વી ભવ્ય ઇનામી આગેકૂચ

| | એક વર્ષ | બે વર્ષ | ત્રણ વર્ષ |
|---|---|---|---|
| સોવિયેત દેશ | ૪–૦૦ | ૭–૦૦ | ૧૦–૦૦ |
| સોવિયેત લેન્ડ | ૫–૦૦ | ૯–૦૦ | ૧૩–૦૦ |
| સોવિયેત સંઘ | ૬–૭૫ | ૧૦–૦૦ | |
| સોવિયેત નારી | ૪–૨૫ | ૬–૦૦ | |
| મોસ્કો ન્યૂઝ | ૫–૦૦ | ૭–૫૦ | |
| ન્યૂ ટાઇમ્સ | ૬–૦૦ | ૯–૦૦ | |
| સોવિયેત ફિલ્મ | ૬–૭૫ | ૧૦–૦૦ | |
| કલ્ચર એન્ડ લાઇફ | ૬–૦૦ | ૯–૦૦ | |
| સોવિયેત લીટરેચર | ૬–૦૦ | ૯–૦૦ | |
| ઇન્ટરનેશનલ એફેર્સ | ૬–૭૫ | ૧૦–૦૦ | |

બાજુનાં



મેગેઝીનમાંથી કોઇપણ ૧નું લવાજમ ભરો અને આપને

(૧) સને ૧૯૬૩ની આકર્ષક સૌરભ ડાયરી
(૨) સને ૧૯૬૩નું વિવિધરંગી સુંદર કેલેન્ડર

**મફત** મળશે

(૩) સૌરભ તરફથી યાદગાર ભેટ મફત અપાશે.
(૪) બહારગામના ગ્રાહકોએ મનીઓર્ડર ખર્ચ કાપીને રકમ મોકલવી.
(૫) કાર્યાલયે લવાજમ ભરનાર અમદાવાદના ગ્રાહકોને બસભાડું સંસ્થા તરફથી અપાશે.
(૬) ત્રણ ગ્રાહકોનું લવાજમ મેળવી મોકલી આપનારને પોતાનું લવાજમ ફ્રી—મફત ભરી આપવામાં આવશે.

સૌરભ કાર્યાલયમાં સીધું લવાજમ ભરો અને ભવ્ય વિવિધ ઇનામો મેળવો.

યાદ રાખો **સૌરભની સચ્ચાઈ** ગુજરાતભરમાં સૌથી મોખરે છે.

## સૌરભ પુસ્તક ભંડાર

પાદશાહની પોળ સામે, મેડા ઉપર
૬૧૫, રિલીફ રોડ, અમદાવાદ.

સંચાલક : જયકાન્ત કામદાર

| | |
|---|---|
| શાખા : (૧) અભયકુંજ, હરિહર નિવાસની બાજુમાં<br>રાજકોટ સદર | (૨) ૪૦૮૧, નયા બજાર<br>દિલ્હી–૬ |

સોવિયેત રશિયાના મફત મુસાફરીની વિગત માટે પૂછો.

## મક્કમ દૃષ્ટિ

આશા અને ઉલ્લાસ, ઉત્સાહ અને તરવરાટ, ધીરજ અને હિંમત આપણે જ્યારે આપણામાં ન જ આવવા દઈએ ત્યારે ઘણું: ખરું આપણે હેરાન જ થતા હોઈએ છીએ. પણ એ બધું આપણામાં એકી સાથે આવેય શી રીતે? કેટલાય સળગતા પ્રશ્નો વચ્ચે આપણે અટવાતા હોઈએ, એક સાંધતાં તેર તૂટે એવી વિમાસણમાં રહેંસાતા હોઈએ, ઉત્સવો પૂરતોય દેખાવ કરવાની તાકાત ન રહી હોય ત્યારે?—અને આપણી પ્રજાનો મોટો ભાગ આ કે આવી જ જાતના પ્રશ્નોમાં અટવાયેલો છે જ. વિચાર કરવાની ગમે તેવી ત્રેવડ હોય, પણ આચરણ માટે જરાય અનુકૂળતા નથી કરતા. અને આચરણ વગરના વિચાર ટકેય કેટલા? એટલે જ આપણે આપણી નબળાઈ ઢાંકવા માટે ઉત્સવો કે સંગો વખતે ફૂલફટાક થઈને ફરતા થયા. એ દમામને મન ઉપર સ્વાર થતો હમેશાં રોકવો, ન રોકાય તો ય એને આગળ વધતાં તો જરૂર અટકાવવો. હેરાનગતિમાંથી કેટલીક ધીમી પણ મક્કમ દષ્ટિ તો મળવાની જ છે.

*

તંત્રીઃ ઇશ્વરલાલ મો. દવે •• સંપાદકઃ જયન્ત પરમાર

# સંપાદકીય

આશાવાદી માનવીને કારમી ભીંસનો અનુભવ કરાવતાં છેલ્લાં થોડાંક વરસોમાં વળી એક આ વર્ષ પણ ઉમેરાય છે. ચાર દિવસ પછી આ વર્ષ પણ પૂરું થશે. અનેક રીતે સામાન્ય માનવીને યાદ રહી જાય તેવું આ વિક્રમ સંવંત ૨૦૧૮નું વર્ષ નીવડ્યું છે. જીવનધોરણ ઊચું આવવાની સાથે સાથે એની આવકનું પાસું એટલું જ રહ્યું છે. કર-ભારણ અને સ્વતંત્ર રાષ્ટ્રને ચૂકવવી પડતી વ્યક્તિગત છતાં અદશ્ય એવી કેટલીય આંટીઘૂંટીઓમાંથી આજે એ પસાર થઈ રહ્યો છે.

સામાન્ય માનવીની આ વાત છે. અને આપણા દેશમાં સામાન્ય માનવીનો કંઈ તોટો નથી.

એટલે જ આશાવાદી માનવી નવા વર્ષને આવકારે છે, નિમંત્રે છે, અંતરથી વધાવે છે. ઉજ્જ્વળ ભાવિ સામે માનવી હમેશ મીટ માંડી જ રહે છે. અને ભાવિની એ ઉજ્જ્વળતાનો અનુભવ એ કરે છે એટલે જ ભીંસમાં એ દબાઈ મરતો નથી; પણ એ ભીંસ-માંથી એનું જીવનઘડતર થાય છે. એ ટટ્ટાર ઊભો રહેતા શીખે છે.

પાંચ દિવસ પછી શરૂ થતું વિક્રમ સવંતનું ૨૦૧૯નું વર્ષ આશા, પ્રેરણા અને ઉલ્લાસ આપવા આવી રહ્યું છે એને વધાવવા તત્પર બનીએ.

'ઊર્મિ–નવરચના'ના વિશાળ ગ્રાહક સમુદાયનો, તેથીય વિશાળ ક્ષેત્રમાં આવરાયેલા વાચક–સમુદાયનો, અભ્યાસુ અને આત્મીય એવા લેખક–સમુદાયનો, અનેક રીતે સલાહ–સૂચનો આપીને માર્ગદર્શક બનતાં શુભેચ્છકોનો, કુશળ કળાકારોનો, મુદ્રણાલયોના કારીગરો–સંચાલકોનો અને જાહેરખબર આપીને ઉપકૃત કરનારાઓનો આભાર માનીએ છીએ.






૨૪, ઑક્ટોબર '૬૨



'ઊર્મિ-નવરચના' નાં ગ્રાહકો, લેખકો, વાચકો, ચાહકો, સલાહકો, શુભેચ્છકો, અને જાહેરખબર આપનારાઓ

તેમજ

સંસ્થાના શુભેચ્છકો અને પ્રકાશક-બંધુઓને

દિવાળી

અને

નવા વર્ષનાં અભિનંદનો



સુન્દરમ્

# તું મળનાર?



અધિક શક્તિ તારી, પ્રભો!
ખરે મળવું આપણે – પ્રબળ તો ગતિ તાહરી,
હું તો અબળ પાય, વેગ તુજ પાય ઝાઝો રહ્યો;
રહું નિરખી રાહ રમ્ય ચરણોની તારા અહીં.

અહીં–ત્યહીં–ક્યહીં ક્યહીં તું મળનાર ક્યારે, પ્રભો?
મિલાવી અમ સંગ હસ્ત, અમ સોડમાં આસન,
અમારી દૃગ માંહિ તારી દૃગ, એથીયે ભીતરે
સરી અમ નસે નસે ... પ્રતિ ચિત્તતંતુ વિષે—

છમી તુજ જડી – જડી સઘન સ્પર્શ તારો, પિતા!
સમર્થ તુજ દિવ્ય કૌશલ તણો તું પરચો દિયો.
યુગો યુગની વાત મૂકી 'હમણાં જ'નું પ્રાર્થન
કરંત બસ થાવ આત્મ અમ – આટલી શક્તિ તું

દિયો: હૃદય–છોળ ના વિસરજો ક્ષણે ઝંખવું,
મટો વિરહ–અગ્નિ કેરું ક્ષણ વાર ના ડંખવું.

★



'રાજહંસ'



# સમયના આર-પાર

## યથા પ્રજા તથા રાજા

દિવાળીમાં શુભેચ્છાઓની ઘણી આપ-લે થાય છે. સુખ સમૃદ્ધિ યશ લાભ જે આપણે ઇચ્છીએ છીએ તે બીજાને ઇચ્છાથી આપીએ છીએ. આપણી સફળતાની ગણતરી મોટર, બંગલો, દાગીના કે બેન્કની શિલકથી કરીએ છીએ. ઐહિક સુખ વડે પણ પુરુષાર્થ ઓળખાય છે, પાંચ માણસોમાં પૂછ-પરછ થાય છે અને મંડળેશ્વરો પણ એવી સાક્ષી વડે પંકાય છે. ભલે આપણે કથામાં બેસીએ કે કીર્તનમાં, આપણી માગણી તો લક્ષ્મીની, ઐશ્વર્યની, સત્તાની છે.

આપણે જન્મની તારીખો અને કલાક મિનિટ નોંધી રાખતાં ચોકસાઈ રાખીએ છીએ, છઠ્ઠીના લેખ ઉત્તમ લખાય, લગ્નના મેળ સારા મળે ને અનેક મુહૂર્તોની ખાતરી કરાવીએ છીએ. કેમકે જે સુખ મળવાનું છે તે અગાઉથી જાણવું છે, નક્કી કરવું છે, વધારવું છે, મંત્ર તાવીજ દોરા બાધા અનુષ્ઠાન રૂદ્રિ કે યજ્ઞ દ્વારા એ સિદ્ધ કરી લેવું છે. સીરડી, આબુ, વડતાલ, ડાકોર એમ જ્યાં જ્યાં જઈ ને મેળવી શકાતું હોય ત્યાં પહોંચી જવું છે. એ માટે હિંદુઓ ખ્રિસ્તી દેવળમાં ને ખ્રિસ્તીઓ પીરની દરગાહે જાય છે. એટલું જ નહિ, એ બીજાને પણ સમજાવીને ખેંચી જાય છે. આપણી ઉપાસનાનું મધ્યબિંદુ સર્વમાન્ય ઐહિક સુખ-સાહ્યબી ને જાહોજલાલી છે.

એ વાતને આપણી સરકારે બરોબર પકડી લીધી છે. ને જે ઉપાસ્ય દેવને પ્રજાએ અંતરમાં રાખ્યો છે તેનો એમણે પણ સ્વીકાર કર્યો છે. પ્રજામાંથી નવા રાજાઓ આવ્યા છે, પ્રજાની બહોળી સંખ્યા-માંથી એ આવ્યા છે, પ્રજાના ઉત્તમ ભાગમાંથી ગુણ-વાળા નાના વિભાગમાંથી એ આવ્યા નથી. ને રાજા બનીને જે આવ્યા છે એમના ઉદ્દેશ બદલાઈ જાય એમ માનવું કે મનાવવું એ છોકરમત જેવું છે. જે આવ્યા છે એમની અભિલાષાઓ 'સ્થાન' ઉપરથી બહેકી ઊઠે છે, કોઈ લગામ રહેતી નથી ને કોઈ હદ પૂરતી જણાતી નથી.

રાજા બનીને એ પ્રજાને એમની ઇચ્છા મુજબનું આપે છે, એ પ્રમાણેનો વ્યવહાર ગોઠવે છે, ને એ મુજ-બનું ઘડતર કરે છે. એમાં એમને તો લાભ જ છે. જેમ પ્રજાની સુખભોગની ઇચ્છા વધારે તેમ એમને વધારે ફાવે. એ વૃત્તિ લાંબા ગાળા સુધી ટકે, પોષાય, ઊછરે, પ્રજાના જીવન ઉપર છાઈ રહે તો પોતાનું મૂલ્ય પણ સારું અંકાય. રાજવર્ગની સોબત અને બળ પણ ત્યાં જ રહે—લક્ષ્મીની આસપાસ. કોંગ્રેસ લોકમતની બહુમતીથી રાજસત્તા પર ભલે હોય, એ ભ્રમ છે. એ સત્તા પર છે કેમકે એમનું પીઠબળ લક્ષ્મીવંતોનું છે. એ બળ વિના એક પણ ચૂંટણી લડી શકે એવા હાલ રહ્યા નથી.

નવું વર્ષ સુખદાયી નીવડો! લક્ષ્મી વધે, લક્ષ્મીનો પ્રભાવ વધે, લક્ષ્મીની વૃત્તિ વધે, એના ભોગ વધે, એની નામના વધે એ માટે પ્રજા ને રાજા બંને સહમત છે!

## આપણી અછતો ઓળખીએ

આ દેશ પાસે ધ્યેય નથી.

એમ તો અહીં આદર્શોનો સુમાર નથી, ઢગલે ઢગલા પડ્યા છે. પણ એ બધા વાસી છે, ઉકરડે નાખેલા છે. એનાં ફાવે એટલાં પારાયણ કરીએ પણ એમાંથી





નીપજવાનું નથી. એ નરી ગોખણપટ્ટી છે, કાગળનાં ફૂલ જેવી એની તકલાદી શોભા છે. આપણી કમજોરીઓને ઢાંકી કાઢવા માટેની જાણે પોકદાનીઓ છે. હમણાં તો એવું કોઈ ધ્યેય નથી કે જેને સિદ્ધ કરવા માટે પ્રજાને ભાવ હોય.

આ પ્રજામાં જુસ્સો નથી.

પરધર્મ સામે ને પરદેશી અમલ સામે જે જુસ્સો હતો કે જગાડ્યો હતો, તે ટકી શક્યો નથી. પ્રજામાં તાકાત હોવી જોઈએ એ જાણે ભુલાઈ ગયેલી વાત છે. ક્યાંથી બળ આવે, એ કેમ કેળવાય, એ કેમ વધે, એ કેમ વપરાય એના તરફ બધા ઉદાસીન છે. જાણે એવી જરૂર રહી નથી. કે પછી એને ભૂલી જવામા જ ભલીવાર દેખાય છે.

આ પ્રજામાં ગુણ નથી.

પ્રજા નગુણ—અકૃતજ્ઞ થઈ છે એટલું જ નહિ, ગુણરહિત બની છે. જે ગુણો હજી ક્યાંક દેખાય છે (?) તે કસોટીની પહેલી થડકે બળીને ભસ્મ થઈ જાય છે. કોઈ આચરે છે તો મૂઢ રીતે, ડરી ડરીને, જે લાભ માન સ્થિતિ સંજોગ મળ્યાં છે તે વછૂટી ના જાય એવી સલામતી જાળવવા ખાતર. ગુણથી ફાયદો ના હોય તો એનો બદલો કરી લેતાં—વટાવતાં કોઈ અચકાતું નથી. સચ્ચાઈની વાત તો દૂર રહી, વિવેક પણ સાટા માટે કરે એવી આ પ્રજા છે.

અહીં અસ્મિતા નથી.

જે પ્રવાસીઓ અહીંથી પરદેશ ગયા તે બધા તૂંહિ તૂંહિ કરનારા દેખાયા. એમણે પ્રવાસોમાં જે જ્ઞાન મેળવ્યું તેથી અહીંની ભારે નિંદા કરવાનું સૂઝ્યું. પરદેશીઓના ગુણની વાતોથી ચકિત થવા જેટલો જ ગુણ રહ્યો છે. એમની રીતરસમો, રમતો, ટહુકા, વૈભવ, ઝઘડા એવું કૈંક નર્યાં વખાણને પાત્ર ઠેરવી એની નકલો કરી છે. પોતાનું કૈં જડે, ઓળખાય, ગમે, મળે તોયે એને અપનાવવું નથી, બીજા સામે ધરી રાખી સંતોષ લેવો છે.

આ લોકોમાં લગન નથી.

કોઈ શોખ નથી, ઉમંગ નથી, કોઈ આગવી પસંદ નથી. જાણવાની જિજ્ઞાસા નથી. ઊંડા ઊતરવું નથી. પોતાનું કરવું નથી. સલામતીની અતિ માવજતમાં અને બીજાની નજરમાં સુખી દેખાવાની પંપાળમાં આયખાં પૂરાં થાય છે. જે શોખનેય સંભાળી ના શકે તે જ્ઞાન પાછળ, સાહસ પાછળ, સંશોધન પાછળ, સર્જન પાછળ જીવનને ક્યાંથી રોકવાના હતા ? ખોવાની ખુમારી કેમ મેળવવાના હતા !

આ દેશને કોઈ મહેચ્છા નથી.

નવા પ્રદેશ મેળવવાની તક હતી તે જતી રહી, ફરી આવવાની નથી. જે પ્રદેશ છે તે જાળવવાની મુશ્કેલી આવે ત્યારે સામે ઝઝૂમવા જેવી, સ્વાતંત્ર્ય જાળવવા જેવી, બલિદાનો દેવા જેવી મહેચ્છા નથી. નાગરિક સ્વાતંત્ર્યને ધોવાણમાંથી ઉગારી એની સીમાઓ વધારવાની મહેચ્છા નથી, ભલે કોતરો પડ્યાં કરે. સગવડ પંથોને છોડી નવા જગન્માન્ય શિરસ્તાઓ સ્થાપવાની મહેચ્છા નથી, ભલે જે માળખું મોજુદ છે તે ડોલ્યા કરે.

આ દેશનો કોઈ ધણી નથી.

નથી રાજકીયક્ષેત્રે, નથી સંસ્કારક્ષેત્રે. અબ્રાહામ લિંકન જેવી દૃઢતાવાળો આગેવાન નથી, કે શંકરાચાર્ય જેવો દેશને ધર્મસૂત્ર બંધનાર કોઈ સમર્થ પ્રવર્તક નથી. પોતાનો ચોકો મોટો કરવાની ફીકરમાં સહુ પડ્યા છે. આવતી કાલનો ઘડનારો કોઈ નથી.

### ઝાંખો પણ દીવાનો પ્રકાશ

ને જે છે એ ઓછું નથી, ઘણું છે.

આ દેશનું નાવ તરી રહ્યું છે એટલું જ નહિ, એ પ્રવાસ પણ કરી રહ્યું છે. વડની વડવાઈઓ ધરતીમાં ઊતરતી જાય અને એનાં થડ થવા લાગે એમ ભારતીય પરંપરાની અનેક વડવાઈઓ થડ થઈને બેઠી છે, વૃક્ષને ટકાવી રહી છે. એમાં વ્યક્તિઓ આવે કે જાય, ભૂલો થાય, સંજોગો બદલાય, પણ વૃક્ષ જળવાય છે ને વધતું રહે છે.

અગર આ દેશનું કોઈ ભાવિ છે તો તે તેની યોજ-



નાઓ ઉપર જ આધાર રાખીને એવું નથી. રાજકીય સ્વતંત્રતાના વધતા ઓછા અંશ ઉપર પણ એનું અવલંબન નથી. પરદેશીની સહાય ઉપર એનો મદાર ના હોઈ શકે. નિષ્ણાતોના સમૂહમાંથી જરા જેટલું સંશોધન પામીએ તેના ઉપર તો શી મહેલાત રચવી! એવી છત અછત ભલે ચાલ્યા કરે, એની અવગણના નહિ કરીએ. પણ એ જ દેશને તારે એવી શ્રદ્ધા ક્યારેય ઘવાની નથી.

પ્રત્યેક દેશનું અમુક માનસ છે. પ્રારબ્ધની જેમ એ ઘડાતું આવે છે. એ જેટલું ઓળખાય તે કરતાં વધારે ગૂઢ રહે છે. બચાવીને સાચવેલા ધનની માફક ક્યારેક વપરાશમાં ખૂટી પડે ત્યારે એ સહાય પૂરે છે. આજે જે ઝાંખું જણાય તે કાલે ચમકી ઊઠવાનું છે.

કેમકે આ દેશનું સંચિત ખરચતાં ખૂટે નહિ એવું છે. એની ચિંતનસમૃદ્ધિ છે, અધ્યાત્મમાં આજીવન કરેલાં સંશોધનો-સાધનાઓ છે. દેશને એક છેડેથી બીજા છેડા સુધી ધર્મનો પ્રાણવાન તંતુ વહેતો રહ્યો છે અને જે કોઈ એમાંથી શક્તિ મેળવી જાણે છે તેને અખૂટ શક્તિ પ્રાપ્ત થતી રહે છે, એ પોતે તો અમર થઈ જાય છે.

આ દેશનું એ સનાતન સત્ય છે. હમણાં ભલે ઝાંખો જણાય, એ દીપકનો પ્રકાશ છે.

### વિશ્વાસ કોનો કરીશું?

એ પ્રવાહને ગૌણપદે મૂકવાથી દેશનું અહિત થવાનું છે. કોંગ્રેસની પાસે જે અપેક્ષાઓ રાખી તે સ્વરાજ મળ્યા પછી ફળી નથી. દેશનું ઘડતર જુદી રીતે થવા લાગ્યું છે. એમાં તપ કે તિતિક્ષા નથી. સત્ય કે શીલ નથી. સરળતા નથી.

એથી એ વાણીમાં વજન નથી કે વિશ્વાસ નથી, એ સત્ય થઈને ઊગતી નથી. અને એમાંથી જે શિથિલતા વ્યાપી છે તેણે દેશનાં ખમીરને મોળું પાડ્યું છે. એમાંથી ધ્યેયશૂન્યતા આવી છે. પ્રજાને જાણે કૈં કરવાપણું રહ્યું નથી—સિવાય કે કરવેરા ભરો. લોકો દાન આપે છે તે પણ કરવેરાના ભાગરૂપે જ આપે છે—દોરવણીને વશ થઈને આપે છે.

લોકોમાં કોઈ પ્રગતિનું આંદોલન નથી, પરિસ્થિતિનો સામનો કરવાની તાકાત જાણે ખૂટતી જાય છે. આંતરિક મુશ્કેલીઓ કે બહારની મૂઝવણો સામે લોકોનો રોષ રોગીનો નિર્બળ ને ક્રોધી જેવો છે, ચેતવણી આપતા ફૂંફાડા જેવો નથી. એમાં પડકારનો લલકાર નથી.

ને હજી આવું ને આવું ચાલશે એ વધારે દુઃખદ છે. એ સ્થિતિમાં પલટો તો આવશે જ પણ એમ થતાં દશ વર્ષ વીતશે કે વીશ તે કોણ કહી શકે! વળી પાછી વિવેકાનંદની, શ્રી અરવિંદની કે ગાંધીજીની નૂતન ભારત કાજે સ્થપાયેલી ભારતીય પરંપરા તરફ નિષ્ઠા વધશે, ને ત્યારે જ ચારિત્ર્યશિથિલતા દૂર થઈ ધર્મનું બળ પ્રકટ થશે. જ્યાં વિશ્વાસ મૂકવા જેવું લાગે ત્યાં જ મૂકીશું એમ આપણે ક્યારે કહી શકીશું!

### ચીની આક્રમણનાં લાભહાનિ

ચીનને રાજી કરવા આપણે તિબેટની પ્રજાના હક ડૂબાવ્યા, તિબેટનું અસ્તિત્વ ભૂંસનારાઓને થાબડ્યા. અને અન્યાયનો પક્ષ કરવા જતાં લાગલી જ થપાટ વાગી. વાયવ્યમાં લડાખ પ્રાંતમાં ચીને પગદંડો જમાવ્યો ને ઈશાનમાં આસામ ભૂતાનની સરહદો પર આવી પહોંચ્યા. એમને પાછા ધકેલવાની એક સમસ્યા ઊભી થઈ છે.

સંરક્ષણના પ્રધાન મેનન વિષે લોકોને શંકા હતી કે એ સામ્યવાદીઓની તરફદારી કરનાર છે. એમના ગજા પ્રમાણે સરહદની બાબત નાની છે, પણ એની દુરસ્તી કરી લેતાં વિલંબ થશે. એ વિલંબ થતો ગયો ને લશ્કરને એમાં નાલેશી લાગી, રાજીનામાંની હવા ફેલાઈ, રજા ઉપર ઊતરી જવાના કિસ્સા બન્યા. છેવટે નેહરુ ઉપર દબાણ આવ્યું ને એ વચ્ચે પડ્યા. ત્યારે ચીનાઓના આક્રમણ સામેનો સામનો શરૂ થયો.

પણ લોહી ચાખી ગયેલા વાઘ પાછા આવવાના. ચીનાઓ પાછા ધકેલાશે તો પણ એ શલ્ય લાંબા





સમયતું થયું. સંભવ છે કે ચીનનાં પગલાં આપણને રશિયાની વધારે પંપાળ કરવા ધકેલશે. રશિયા તરફ આપણે વારંવાર જોતા થઈશું, એને નહિ દુભવવાની ફરજ થઈ પડશે. જો કે ચીન સામે કડક પગલાં લેવાથી તાત્કાલિક લાભ એ થયો છે કે એશિયા આફ્રિકાના દેશોને મોટા દેશો સામે સંરક્ષણ કરવાની પ્રેરણા મળી છે. અને દેશમાં સામાન્ય સંકટ સામે ઝીલવાની એકતા ને જુસ્સો જણાયાં છે. પરન્તુ ટૂંકા ગાળાનો આ લાભ ક્યારે ખોવાઈ ગયો તે જાણીશું પણ નહિ.

### સામ્યવાદને રોકી શકાતો નથી

રશિયા એના વિશ્વવ્યાપી દાવ ખેલે છે. ક્યુબામાં લશ્કરી સત્તાએ કબજો મેળવ્યો એની પાછળ રશિયાનાં શસ્ત્રો પેસવા લાગ્યાં. અને અમેરિકાની આસપાસના પ્રદેશો પર એનું જ પ્રભુત્વ રહે એ સ્થિતિ લય પામી. ભેદ અને દંડવાળી રાજનીતિના દિવસો જાણે પૂરા થયા. પરંતુ રશિયા માટે તો એવી કોઈ અડચણ જણાતી નથી !

ક્યુબાથીયે યમનનું રાજ્ય નાનું, ત્યાં રાજવંશી પ્રણાલીનું જોર વધુ, અને કોઈ પાડોશના મોટા રાજ્યનો ભય પણ નહિ. છતાં લશ્કરના બળવા પછી ત્યાં રશિયાની કુમક તૈયાર. કોઈ એને રોકી ના શકે, ને બોલી પણ ના શકે.

પૂર્વ યુરપના દેશો હંગેરી, અગ્નિ એશિયાના દેશો, વગેરેમાં જ્યાં રશિયા પહોંચી ગયું ત્યાંથી કોઈની મજાલ નથી કે એને હકાલી શકે. એણે શાહીવાદી દેશોને સત્તા ત્યાગ કરવાની ફરજ પાડી. પણ પોતાની સત્તા જમાવી અને સાથે સામ્યવાદ પણ વધાર્યો. એનું જોઈને ચીને પ્રદેશો ગળવા માંડ્યા. સત્તાભૂખ જોડે વાદવિજય ફેલાવ્યો. જગતને આશ્વાસન લેવા જેવો કોઈ નવો સિદ્ધાંત મળ્યો નહિ. લોકસ્વતંત્રતા લશ્કરની એડી તળે છૂંદાઈ ગઈ ને એનાં પ્રેત જગતને જોવાનાં રહ્યાં.

### મુકાબલાની સમી સાંજે

વિ. સં. ના ૨૦૧૯મા વર્ષમાં પ્રવેશ કરતી વેળા આપણે ઘણા દીવા પ્રગટાવીશું. પણ જગતમાં સ્વાતંત્ર્યના ઘણા દીવા હોલવાતા જાય છે એ વાત ભૂલવા જેવી નથી. કેટલાય દેશો નવી સ્વતંત્રતા મેળવે છે, પણ ગુમાવનારાયે ઘણા છે. કોઈ ધાકથી, કોઈ લોભથી, કોઈ દૈન્યથી, કોઈ ઉપેક્ષાથી રશિયાનું શરણું સ્વીકારતા થયા છે. એમ દુર્યોધનની છાવણી મોટી થતા માંડી છે. જ્યારે આપણે ગુલામ અવસ્થામાં હતા ત્યારે આપણાં સૈન્યો વિષે ભાડુતીની છાપ હતી. અત્યારે ચીન રશિયા પાસે ગુલામ પ્રજાઓની મેળવેલી મોટી ભાડુતી સેનાઓ તો છે જ. ઉપરાંતમાં એમના વાદ જે જે અસત્યો ફેલાવી શકે તેનું ઝનૂન પણ છે.

એવા વિશ્વવ્યાપી ભય આગળ અણુશસ્ત્રોના ભયની વિસાત નથી. અગર સ્વાતંત્ર્ય ગુમાવીને, લશ્કરી સત્તા નીચે, અસત્યવાદોના જુલમ નીચે જીવવાનું હોય તો બહેતર છે કે એ પહેલાં મુકાબલો થઈ જાય. બક રાક્ષસને એક પછી એક બલિ ચઢાવવા પડે એ સ્થિતિ જરાયે સારી નથી.

નેહરુ શાંતિ ઝંખે છે. પણ મુકાબલા વખતે શું એ તટસ્થ રહી શકશે ? એવી તટસ્થતા હોય તો યે શું ! ને વિનોબા સમૂહ માલિકીની તરફદારી કરી રશિયાના વાદને અજાણપણે વધારી રહ્યા છે. મુકાબલાનો પ્રસંગ આવે તો એમની શાંતિસેના ક્યાં ઊભી હશે ? ઉભય સૈન્યોની વચ્ચે એ પોતાનો રથ હાંકી શકશે ? રાજાજી વિષ્ટિકર્મ માટે નીકળ્યા છે. પણ પહેલ કરવા જેવું તો એમનેય અમેરિકા લાગ્યું. બીજી છાવણીનો એમને અનુભવ શો હશે ! 'હે રામ' કે બીજું કાંઈ !



બ્રિટનમાં વિલ્સફર્ડ શેફ્ટ તરીકે ઓળખાતા પ્રાગૈતિહાસિક સ્થળે પ્રાચીન અવશેષોના ખોદકામ માટે ટેલીવિઝનની સહાય લેવામાં આવે છે. આ ઊંડી ખાઈને તળીએ ટેલીવિઝન કેમેરા અને મથાળે ટેલીવિઝન રીસીવર સેટ ગોઠવવામાં આવ્યા હોઈ ઉપર તથા નીચેના કાર્યકરો વચ્ચે સતત સમ્પર્ક જળવાઈ રહે છે. વળી જમીનમાં દટાએલા પડેલા અવશેષોની છબી લઇને તેને સહીસલામતીપૂર્વક ખોદી કાઢવાની વિગતપૂર્ણ યોજનાઓ પણ નિરાંતે તૈયાર કરી શકાય છે.

ધૂમકેતુ

# ભીંત ઉપરનો ચહેરો!

વાર્તાનો રસ, ઉત્સુકતા, પ્રવાહિતા એટલાં બધાં ઉત્કંઠિત કરી મૂકે ત્યારે એ વાર્તાનો અંત જાણવા તલપાપડ થઇ જવાય. પણ એ અંત જાણીને જુદો જ અનુભવ થાય ત્યારે? એવી એક રહસ્ય–વાર્તા આપણા જાણીતા વાર્તાકારે અહીં રજૂ કરી છે જે છેવટ સુધી રહસ્ય જાળવે છે...

'ભીંત ઉપર? એટલે શું ઘરની દિવાલ ઉપર?'

'હા,હા. દિવાલ ઉપર—અને તે પણ એવો તો સ્પષ્ટ ચહેરો દેખાય કે જાણે કોઈ માણસની મુખમુદ્રાને જ આપણે નિહાળી રહ્યા છીએ. એવી સ્પષ્ટ રેખાઓ—ત્યાં ભીંત ઉપર નજરે પડે!'

શિયાળાની ઠંડી, સગડીની હુંફ ભરેલી માદક હવા, અને ચાર પાંચ સરખે સરખા માણસની વાતગોષ્ઠિ—આ ત્રણનો મેળ મળે ત્યારે લાગે કે જાણે દુનિયામાં સૌથી મોટામાં મોટી મોજ વાતો કરવામાં છે.

અમે ચારપાંચ મિત્રો આવી આનંદહવામાં પડી ગયા હતા. શિયાળાની શરીરને સ્ફુર્તિ આપતી સુંદર ઠંડીની ચમકારી હવામાં હતી. પાસે સગડીમાંથી તાપ આવી રહ્યો હતો. પડખે ઊના ઊની કૉફીના પ્યાલાઓ પડ્યા હતા. અને અમે ચારપાંચ મિત્રો, પોતપોતાની અનુભવેલી નવાઈભરેલી અદ્ભુત વાર્તાઓ એક પછી એક કહી રહ્યા હતા.

વાર્તાઓ ખરેખર અદ્ભુત હતી. અને ઘડીભર તો અમે સૌ સાંભળીને રસમાં તરબોળ થઈ જતા હતા. એક કરતાં બીજી ચડે એવી વાતો થઈ રહી હતી. વાર્તા કહેવાનો મારો વારો આવ્યો અને વિદ્યાસાગરે મને પૂછ્યું: 'નિખિલભાઈ! હવે તમે તમારા અનુભવની કોઈ અદ્ભુત વાત કહો!'

નિખિલ થોડીવાર તો વિચારમાં પડી ગયો. પણ પછી એણે તરત વાત શરૂ કરી:

એ અનુભવ જ્યારે જ્યારે હું સંભારૂં છું, આજ પણ સંભારૂં છું ત્યારે મને નવાઈ લાગે છે. ભીંત ઉપર કોઈ અદ્રશ્ય આદમીની હોય એવી આબેહૂબ રેખાકૃતિ શી રીતે ત્યાં પડી હશે? એ વખતે હું એક મોટા શહેરમાં એક ભાડાના મકાનમાં રહેતો હતો. એ મકાનનો માલિક તો બીજા પાસેના શહેરમાં ધંધાર્થે રહેતો. પણ તે પહેલાં એ આંહીં વસી ગયો હતો, ઘણો વખત રહી ગયો હતો. હવે એ મકાન ભાડે અપાતું હતું. હું એનો પહેલો ભાડુત હતો.

મારી પથારીમાં હું લાંબો થઈને એક વખત આરામ માટે પડ્યો હતો. અચાનક મારી દૃષ્ટિ સામેની દિવાલ ઉપર ગઈ.

દિવાલ ઉપર કોઈ માણસની આબેહૂબ જાણે કોઈએ દોરી હોય તેવી રેખાકૃતિ દેખાતી હતી.

હું નવાઈ પામી ગયો. આ રેખાકૃતિ કોની? આકૃતિ ખરેખર છે કે આંખનો ભ્રમ એ મને બતાવે છે? મેં ઊભા થઈને છેક ભીંત પાસે જઈને એ આકૃતિ જોવાનો પ્રયત્ન કર્યો. બહુ પાસે જતાં તો કાંઈ દેખાતું ન હતું–

મને લાગ્યું કે આંખનો ભ્રમ છે !

પણ જ્યાં પાછો પથારીમાં આવીને પડ્યો કે તરત ભીંત ઉપર પેલી અદ્રશ્ય રેખાઓએ કોણ જાણે કેમ એક માનવચહેરો—આબેહૂબ માનવચહેરો બતાવ્યો !

માનવનો જ હોય તેવો એ ચહેરો તરત ત્યાં દિવાલ ઉપર પ્રગટ્યો. મને આશ્ચર્ય થયું. પાસે જાઉં તો કાંઈ દેખાય નહિ. દૂર પથારીમાં પડીને ત્યાં નજર કરું કે આબેહૂબ માનવચહેરો—કોઈએ સુંદર સ્પષ્ટ તેજ-છાયાની રેખાઓ વડે જાણે કોતર્યો હોય તેવો, તરત નજરે પડે !

ભીંત ઉપર તેજ–છાયા, પ્રકાશ–અંધકાર, ભીંત ઉપરની સીમેંટ ચૂનાની ગાર, ભીંત ઉપરથી ઘસાઈ ગયેલી ગાર—એ બધાના અરસપરસના મેળમાંથી હોય તેમ કોણ જાણે કેમ આ માનવ-ચહેરો ત્યાં દેખાય ને દેખાય.

આકાશમાં જેમ આપણે નજર કરીએ ને વાદળીઓની રમતમાંથી હાથી ઘોડા માનવ—એમની આકૃતિઓ અકસ્માત ઊભી થતી ઘણી વખત જેમ નજરે પડે છે તેમ આ આકૃતિ પણ ઊભી થતી હોય તેમ મને લાગ્યું. પણ વધારે નવાઈ તો ત્યારે લાગી જ્યારે એ આકૃતિમાં મકાન–માલિકની પોતાની અસલ મુખમુદ્રા જાણે છુપાઈ હતી—એવી પ્રતીતિ મને થઈ ગઈ ત્યારે એ જ મકાન-માલિક ત્યાં હતો–ત્યાં જાણે રાતદિવસ હવામાં બેઠો હતો !

વધુ ખાત્રી કરવા માટે એક વખત હું પાસેના શહેરમાં પણ જઈ આવ્યો. એને મળી આવ્યો. એની સાથે વાતચીત કરી આવ્યો. એક વાત એની વાતમાંથી પકડાઈ—એ એ મકાનમાં ઘણો વખત રહ્યો હશે. એ મકાન ઉપર એને અનહદ પ્રીતિ હતી. એ મકાન એને દિવસમાં દસ વખત યાદ આવ્યું. એ જડ મકાન—એ જાણે કે એનું બીજું જીવન ત્યાં જીવી રહ્યું હતું !

એટલે તો હવે મને ખાત્રી જ થઈ ગઈ કે ભલે ભીંત ઉપરની આ આકસ્મિક રચાઈ ગયેલી આકૃતિ ભીંતનો તેજ-છાયા, સીમેંટગારનો ઘસારો, પડખેનો ઉઠાવ, ભીંત ઉપર રચાઈ ગયેલી ઘસારા ઉઠાવની ગૂંથણી—એ બધાંને લીધે હોય પણ છતાં એ છે આ માનવના મનમાં રહેલ, ઊંડી ઊંડી કોઈ આકર્ષણ અને પ્રીત. આ શક્તિની જ હવામૂર્તિ ! એ આકૃતિ ત્યાં છે—એ આવી હવાને જ લીધે !

એ ગમે તેમ હો–પણ થોડા વખત પછી એ આકૃતિને મેં જરા જરા ઝાંખી પડતી જોઈ અને હું નવાઈ પામી ગયો.

કોઈ દેખીતા કારણ વિના જાણે કે એ ઝાંખી પડી રહી હતી. ભીંતનાં તેજ–છાયા એનાં એ હતાં. પ્રકાશ અંધકાર એનાં એ હતાં. ભીંતમાં અકસ્માત થઈ ગયેલો ઘસારો અને ઉઠાવ એ બધું એનું એ હતું. અને છતાં પેલી આકૃતિ જાણે ઝાંખી પડતી જતી હતી.

પહેલાં તો મને સમજાયું નહિ કે આમ શાથી થાય છે ?

પણ એટલામાં મને ખબર મળ્યા આ મકાનનો માલિક કોણ જાણે કેમ કાંઈક શરીર ઘસારો સહન કરી રહ્યો હતો. આ પ્રમાણે ભીંત ઉપર ઝાંખા પડતા જતા રેખાંકનને અને પેલા માણસની તબિયતને જાણે કે સંબંધ હોય—એ વળી વધારે આશ્ચર્યની એક નવી વાત આમાંથી નીકળી. અને એનાથી તો મને ઘણી જ નવાઈ લાગી. એક દિવસ હું થાકી ગયો હતો. એટલે સવારમાં પથારીમાંથી ઊઠી જવાને બદલે થોડી વાર આળસમાં ને આળસમાં અર્ધો જાગતો અર્ધો સૂતો એમ પડ્યો રહ્યો હતો. પણ જ્યારે મોડેથી હું જાગ્યો ત્યારે તો સૂરજનાં કિરણો ખંડમાં આવી ગયાં હતાં ને બધે અજવાળું થઈ ગયું હતું.

અચાનક હંમેશની ટેવ પ્રમાણે મેં પેલી ભીંત ઉપરના ચહેરાને જોવા માટે એ તરફ સહજ જ દૃષ્ટિ કરી. મેં મારી આંખોને વધુ સ્પષ્ટ જોવા માટે જરાક હાથથી પંપાળી પણ ખરી. પેલો ચહેરો તદ્દન લુપ્ત થઈ જવાની તૈયારીમાં હોય એટલો બધો ઝાંખો પડી ગયો હતો. ગઈ રાત્રે જેવો દેખાતો હતો તેવો પણ દેખાતો ન હતો.

જાણે કે એ ચહેરો લુપ્ત થઈ જવાની તૈયારીમાં હોય એવો અત્યારે જણાયો. લગભગ લુપ્ત થઈ જ ગયો હતો. જે થોડીક ઝાંખી છાયા દેખાતી હતી તે અદ્રશ્ય થઈ જવાની હોય એમ લાગતું હતું.

મેં મારી આંખો ચોળી વધારે બારીકીથી એ તરફ જોવા માંડ્યું. વધારે ખાત્રી કરવા માટે એ ભીંત તરફ ચાલ્યો.

પણ ત્યાં તો જે જરાક ઝાંખી થતી હતી તે પણ જાણે ઊડવા મંડી. ભીંત ઉપર કાંઈ હતું નહિ એવું થવા માંડયું.

કાંઈક નિરાશ અને દિલગીર થઈને હું તરત ઘરની બહાર નીકળ્યો અને છાપાની નકલ લેવા માટે ઉતાવળો ચાલ્યો.

પણ ત્યાં તો સામેથી છાપાવાળો છોકરો જ મોટેથી બૂમ પાડતો આવી રહ્યો હતો: '...માં લખપતિ....નું મોટર અકસ્માતથી મરણ!' હું તો આ સાંભળીને સ્તબ્ધ જ થઈ ગયો. તરત મારા પોતાના ખંડમાં જવા માટે પાછો વળ્યો. અને ત્યાં તો ભીંત ઉપર હું જોઈ રહ્યો હતો, એટલામાં જ દેખાતું હતું તે તદ્દન બંધ થઈ ગયું. જાણે કે કોઈ દિવસ ત્યાં કાંઈ હતું જ નહિ!

પાછળથી મને ખબર પડી કે ભીંત ઉપર જ્યારે પેલો એનો ચહેરો તદ્દન વિલુપ્ત થઈ ગયો તે સમયે જ એ પોતાને થયેલી ઈજાને લીધે મૃત્યુના મોંમાં ધકેલાઈ ગયો હતો.

નિખિલે વાત પૂરી કરી. અને તે તદ્દન શાંત થઈ ગયો.

વાત એવી સુંદર હતી અને અદ્ભુત અનુભવની હતી કે ઘડીભર તો સાંભળનારમાંથી કોઈ કાંઈ બોલી જ શક્યું નહિ. સૌ જમીન ઉપર—જાણે આ અદ્ભુત બનાવના રહસ્યને જોતા હોય તેમ જોઈ જ રહ્યા.

છેવટે સૌ એકી સાથે બોલી





ઊઠ્યા : 'ખરેખર આ પ્રસંગ બધાને ટપી જાય તેવો આશ્ચર્યજનક છે, અદ્‌ભુત!' નિખિલ જાણે છેવટે ઉપસંહાર કરતો હોય તેમ બોલ્યો : 'આમાં ત્રણ અદ્‌ભુત વાત છે. પહેલી અદ્‌ભુત વાત એ હતી કે ગમે તે ગૂઢ નિયમોને લીધે પેલા માણસના ચહેરાની આકૃતિ ત્યાં ભીંત ઉપર એના પોતાના નિવાસઘરમાં અંકિત થઈ ગઈ હોય. બીજી અદ્‌ભુત વાત એ હતી કે માનસિક ભ્રમણા પણ એ માટે જવાબદાર હોય, ગમે તેમ વિજ્ઞાન માટે કોયડારૂપ બને એવી આ વાત હતી. કેમ ખરું કે નહિ?

આજે આ સગડી પાસે શિયાળાની ઠંડીમાં અમે બધાએ આવા અદૃશ્ય સૃષ્ટિના જ અનુભવો આપ્યા હતા. એટલે નિખિલના આ ઉપસંહારમાં વધારે ઉત્સાહમાં આવીને બધા અદૃશ્ય સૃષ્ટિની વાતોના તાનમાં પાછા આવવા મંડ્યા.

પણ ત્યાં નિખિલ કાંઈક ગૂઢ સ્મિત કરતો ઊભો થયો—અને વખત ઘણો થયો હતો એટલે અમે સૌ પણ એની સાથે જ ઊભા થયા.

બારણા પાસે પહોંચ્યા ત્યારે અમને યાદ આવ્યું કે એણે આમાં ત્રણ અદ્‌ભુત અનુભવો હોઈ શકે—એમ કહ્યું હતું, પણ એમાંથી એણે માત્ર બે જ આપ્યા હતા.

તો ત્રીજો શું હશે? સૌના મનમાં સહેજે જ પ્રશ્ન આવી ગયો. અને એ વિદાય થઈ જાય તે પહેલાં એને એ સવાલ પૂછવા અમે થોભ્યા : 'પણ તમે આ ત્રણ અદ્‌ભુત અનુભવો હોવાની વાત કરી અને બે જ અનુભવો આપ્યા. એક, ગમે તે ગૂઢ કારણે એ ચહેરો ત્યાં દેખાયો હોય. બીજો, ત્યાં વસનારની મનભ્રમણાએ એ ઊભો કર્યો હોય ને પછી તો એ ભ્રમણા પોતે જ એ સર્જન કરતી હોય....પણ ત્રીજો—ત્રીજો અનુભવ કે ત્રીજું કારણ શું હોઈ શકે તે તમે હજુ કહ્યું નથી—તો એ કહેતા જાઓ....'

'ઓહ!' નિખિલ જરાક પોતે જ સમજે તેવું હાસ્ય હસ્યો અને પછી બોલ્યો : 'હા, એ કહેવાનું રહી જતું હતું. ત્રીજું કારણ.... ત્રીજું કારણ ...' તે ધીમેથી પણ જાણે એક જ ઘાએ બધી ઈમારત જમીનદોસ્ત કરવી હોય એવા તદ્દન ઠંડા વ્યવહારૂ અવાજે બોલ્યો : 'ત્રીજું કારણ એ હોઈ શકે—એ હતું કે—આ અદ્‌ભુત વાર્તા તમે સૌ વાતો કરતા હતા ત્યારે હમણાં જ મેં મનમાંથી ઊભી કરી હતી. જોડી કાઢી હતી. ચાલો ત્યારે ....ત્રીજું કારણ પણ આવી ગયું....સલામ....!'

એ તરત ચાલી નીકળ્યો પણ એણે અમારી મનોહર સ્વપ્નસૃષ્ટિની આખી ઈમારત ભોંભેગી કરી નાખી હતી.

અમે તો અમારી એ સ્વપ્નહવામાંથી જાગતાં ઘડીભર તો જાણે સ્તબ્ધ જ થઈ ગયા!

(સુકાસ ઉપરથી)

☆



ઈશ્વર પેટલીકર

# માનવતાનો માર્ગ

સંયુક્ત કુટુંબો વહતાં જાય છે. તેમાં કેટલીક વાર સમજણ વિનાનું પગલુંય ભરાય છે. પણ એ કારણે એ પ્રથા વખોડી ન કઢાય. એક યુવકના લાંબા પત્રને ટૂંકાવીને આ લેખની શરૂમાં મૂક્યો છે તેના જવાબમાં જાણીતા નવલકાર અને સામાજિક કાર્યકર સાચું માર્ગદર્શન આપે છે...

[ મારે એક ભાઈ છે, જે ડબલ ગ્રેજ્યુએટ છે. તેમની પત્ની મેટ્રિક સુધી ભણેલી છે. હું કોલેજમાં ભણું છું. ભાઈને શહેરમાં નોકરી મળતાં, તેની રાજીખુશીથી મેં તેમની સાથે રહેવા માંડયું. પરંતુ બે મહિના પણ પૂરા નહિ થયા હોય ત્યાં તો મારી ભાભીએ તકરાર, ઝઘડા અને કજીઆ કરવા શરૂ કર્યા. મને દરેક બાબતમાં હેરાનગતી કરવા માંડી અને બીજો કોઈ રસ્તો રહ્યો નહિ તેથી 'તારું વર્તન સારું નથી' એમ કહી એક દિવસ મને જુદો કર્યો. સારે નસીબે મને એક મિત્રની રૂમ મળી ગઈ. નહિ તો મારું ગ્રેજ્યુએટનું છેલ્લું વર્ષ બગડી ગયું હોત. તબિયત બગડતાં ભાઈ અને ભાભીએ શહેર છોડયું. ભાઈ પોતાનાં માબાપને ત્યાં નહિ જતાં પોતાના સસરાને ત્યાં ગયા. આજે એ વાતને લગભગ સાત મહિના થઈ ગયા છે, ભાઈની તબિયત સારી છે, નોકરી ધંધો કાંઈ નથી, અને માબાપ તેમજ ભાઈભાંડુઓ સાથેના સંબંધો તોડી નાખ્યા છે. માબાપ એક બે વાર મળવા ગયેલાં પણ તેમની સાથે તોછડાઈથી અને અવિવેકથી વર્તે છે. ભાઈ નીચેનાં કારણોથી માબાપને ઘેર નહિ જતા હોય તેમ માની શકાય : (૧) તેમની પરિસ્થિતિ Hen-pecked Husband જેવી છે તેથી. (૨) તે જાતે જીદ્દી સ્વભાવના ( Stubborn-minded ) છે તેથી, (૩) સગા ભાઈને કારણ વિના કાઢી મૂક્યો. હવે માબાપને શું મોઢું બતાવે? શું જવાબ આપે? દષ્ટિએ બહુ જ ક્રૂર, નિષ્ઠુર અને કઠોર છે. તેનો દેહ પાણીથી પોષાયો છે, અને જે માબાપે સુખદુઃખમાં ઉછેરી, ભણાવી-ગણાવી, પરણાવી, નોકરી અપાવી, ઘર માંડી આપી સર્વ ફરજો અદા કરી છે, તેમના પ્રત્યે આવું વર્તન દાખવે તે કઈ દષ્ટિએ વાજબી છે? સમાજ આ બધું જાણે છે, પણ તેની પાસે કોઈ ઉકેલ નથી. સમાજમાં આવા થોડા દાખલા બન્યા છે અને ભવિષ્યમાં પણ આવા દાખલા બનતા રહે તો નવાઈ નહિ, કારણ કે જે યુવક માબાપને છોડી દે છે તેને તાત્કાલિક તો કશું જ ગુમાવવું પડતું નથી.

આવા યુવકોનું પોતાનું ભાવિ જીવન સુધરે, સમાજનું નૈતિક જીવનધોરણ ઊંચું આવે અને ફરીથી આવા દાખલા ન બને તે માટે કોઈ રામબાણ ઇલાજ તેમજ રસ્તો જરૂર સૂચવશો. ]

આ પત્રલેખક ભાઈ ગ્રેજ્યુએટ છે તેમ એમણે ઉલ્લેખ કર્યો છે અને વિદ્યાર્થી તરીકે પોતાને ઓળખાવે છે એટલે આગળ અભ્યાસ કરતા હશે તેમ માની લઉં છું. લગ્ન પછી દીકરો જ્યારે માબાપે રાખેલી આશાઓ સંતોષી શકતો નથી. ત્યારે એમને દુઃખ થાય છે, અને તેમાંય એ વહુથી દબાઈ જઈને માબાપને અવગણે છે ત્યારે એ દુઃખ વિશેષ થાય છે. અને તે વખતે એના તરફ જે ઘૃણાની નજરે જોવામાં આવે છે, તેનું પ્રતિબિંબ આ પત્રમાં સ્વાભાવિક રીતે પડયું છે.

સમાજમાં આ ચિત્ર નવું નથી. અને તેને ભણેલા છોકરા સાથે કે ભણેલી વહુ સાથે જોડી દેવાની પણ કંઈ જરૂર નથી. ગામડાંઓમાં જ્યાં આજના ભણતરનો પવન અડયો નથી તેના યુવકો પણ આ રીતે વહુથી દબાઈ ગયેલા અને માબાપની આશાઓના ચૂરા કરતા જોવા મળે છે. કોઈ કોઈ તો બાપ સામે લાકડી લઈને પણ સામા થતા હોય છે. મતલબ કે, આ પત્રલેખકે છેલ્લે જે આશા રાખી છે—ફરીથી આવા દાખલા ન બને તે માટે કોઈ રામબાણ ઇલાજ સૂચવવા અરજ કરું છું તે વિચારસરણી બરાબર નથી. સંસારમાં આ બનતું આવ્યું છે અને બનતું રહેવાનું છે એ સ્વીકારી લઈને જ આવા કિસ્સામાં

[ અનુસંધાન ૧૧૦મે પાને ચાલુ ]





પ્રફુલ્લ ત્રિપાઠી

# બસની બારીમાંથી....

ઊર્મિના દિવાળી અંક માટે ખાસ લખાયેલા આ લેખમાં આપણા જાણીતા નિર્ભિકાકાર મૂછમાંય હસાવે છે અને મુક્ત હાસ્યમાં પણ તરબોળ બનાવે છે. અને એ જ આ લેખના લેખકની સિદ્ધિ ગણાય. આ લેખ એટલે જ મહત્ત્વનો બને છે...

વાંચવાનો શોખ જ ખોટો. કારણ એક વાર એ શોખ લાગ્યો એટલે પછી ચોપડી ન હોય અને વખત હોય ત્યારે દુઃખી દુઃખી થઈ જવાય છે. દા. ત. ટ્રેનની કે બસની મુસાફરીમાં મેગેઝીન–છાપાં કોઈનાં ઉઠાવી લો, કે કદાચ ખરીદો' તો તો ઠીક, પણ નહીં તો ! પણ આ બેમાંય એટલું કહેવું પડે કે ટ્રેન કરતાં બસમાં વધારે મઝા આવે છે. ટ્રેનમાં તો માત્ર 'અગિયાર માણસ બેસે' 'ચેતવણી—ખાસ કારણ વિના સાંકળ ખેંચનારનો પચાસ રૂપિયા દંડ થશે' અને બહુ બહુ તો પંખાની સ્વીચ નીચે લખેલો શબ્દ 'ફેન'–આટલું જ વાંચવા મળે છે. જ્યારે બસની કે ટ્રામની મુસાફરીમાં ઘણું બધું મળી રહે છે. 'બીડી પીવાની મનાઈ છે' એ વાંચવા મળે છે, 'આ સીટ સ્ત્રીઓ માટે ખાલી કરવી' એ પણ વાંચવાનું મળે છે. અને બીજું પણ ઘણું ઘણું વાંચવાનું મળે છે. (વચ્ચે જરા બીજી વાત કરી લઉં ? 'આ સીટ સ્ત્રીઓ માટે ખાલી કરવી આ વાક્ય મને ખોટું લાગે છે. ધારો કે સ્ત્રીઓ જ એ સીટ પર બેઠેલી હોય અને બીજી સ્ત્રીઓ બસમાં આવે તો પહેલી બેઠેલી સ્ત્રીઓએ પછી આવેલી સ્ત્રીઓ માટે એ સીટો ખાલી કરવી પડે ખરી ! નહીં ને ! તો પછી, 'આ સીટ સ્ત્રીઓ માટે ખાલી કરવી' એમ ન લખવું જોઈએ, પણ આ સીટ પુરુષોએ જ સ્ત્રીઓ માટે ખાલી કરવી જોઈએ, એમ લખવું જોઈએ, ખરું ને ? ભારત આઝાદ થયાનો બીજો દસકો થોડા વખતમાં પૂરો થશે. હવે આ વાક્ય સુધારવાનો સમય પાકી ગયો છે). પણ હું શું કહેતો હતો ? હા બસમાં મુસાફરી કરતાં ચોપડી પાસે ન હોય ત્યારે વાંચવા મળતી વસ્તુઓની યાદી આપતો હતો. તો આવી વસ્તુઓમાં સૂચનાના પાટિયાં કરતાંય વાંચવા જેવી રસમય એક વસ્તુ છે, અને તે દુકાનોનાં પાટિયાં ! બસ કરતાંય મુંબાઈની ટ્રામમાં મુસાફરી કરતાં કરતાં પાટિયાં વાંચવાની પ્રવૃત્તિ ખૂબ આનંદદાયક થઈ પડે છે. મને યાદ છે કે નાનપણમાં માત્ર એક આનામાં સવારના આઠથી તે છેક સાડા અગિયાર વાગ્યા સુધી પૂરા સાડાત્રણ કલાક પાટિયાં વાંચવાનો આનંદ મેળવ્યો હતો.

દુકાનોનાં પાટિયાં પણ વાંચવા જેવી વસ્તુઓ છે. આ વિશાળ જગતમાં જેમ માણસોને પણ પોતાનું નિરનિરાળું વ્યક્તિત્ત્વ હોય છે તેમ પાટિયાંને પણ હોય છે, કોઈ પાટિયાં ખદીની ટોપી ટૂંકી પોતડી અને ગ્રામોદ્યોગ ગાંધી હાટના ચંપલ પહેરી હાથમાં ઝોળી લઈને ઊભેલા ગાંધીવાદી ગ્રામસેવક જેવાં સાદાં હોય છે તો કોઈ વળી રાજસ્થાની રજવાડાંના ઠકરાણાંનેય ભૂલાવે એવા ઠઠેરાવાળાં હોય છે. આ બીજા પ્રકારનાં પાટિયાં પર માલિકનું નામ જ નહીં, એનો ધંધો, ઠેકાણું (ગુજરાતીમાં તેમ જ અંગ્રેજીમાં) 'અમારે ત્યાંથી ખાસ શું મળશે' તે, 'કઈ બાબતમાં સ્પેશિયાલિસ્ટ છીએ' તે, 'અમે મરચાં, હીંગ, મરી, સૂંઠ (વગેરે વગેરે–પંદર જાતનાં !) મસાલા, ઉપરાંત ગોળ, આમલી, નારિયેળ, સાબુ (વગેરે પચ્ચીસેક ચીજો) તથા (ધ્યાન રાખજો, તથા નહીં પણ તથા) અબીલ, ગુલાલ, કંકુ, નાડાછડી, જનોઈ વગેરે વગેરે સંખ્યાબંધ ચીજો રાખીએ છીએ' એ અને 'દરેક વસ્તુ તાજી અને કિફાયત ભાવે મળશે તથા જે વસ્તુ સ્ટૉકમાં હશે તે જ મળશે'—આ અને આવી તો બીજી કંઈક કંઈક વિગતોથી દુકાનનો આગલો ભાગ શણગારાયેલો હોય છે.

મુંબઈમાં ભૂલેશ્વરમાંથી પસાર થતાં તમને આવી સંખ્યાબંધ દુકાનો મળશે. એ બધાં પાટિયાંનું નિરી-

ક્ષણ કરતાં ખરેખર આનંદ આવે છે. આડા, ઊભા, ગોઠવેલાં, લટકાવેલાં, માત્ર લખેલાં, ચિત્રો ચીતરેલાં, નવાં, જૂનાં, ધોવાઈ ગયેલાં એ પાટિયાંની દુનિયા પણ રસમય છે.

એમાંના કેટલાંક તો 'ખાસ સ્પેશિયાલિસ્ટોના હોય છે. મેં મુંબાઈમાં એક દરજી સ્પેશિયાલિસ્ટ જોયેલા જે ઝભ્ભા, કોટ, પેન્ટ, શર્ટ, લેંઘા, ફ્રોક, બ્લાઉઝ, ચણિયા તથા, બાળકોનાં કપડાંના સ્પેશિયાલિસ્ટ હતા! એવી જ રીતે 'અમારી ખાસ બનાવટો પેંડા, બરફી, ઘેબર, સુતરફેણી, મેસુબ, જલેબી, ઘારી, મોહનથાળ, ગુલાબજાંબુ, રસગુલ્લાં, બદામપુરી, દૂધીનો હલવો, કોપરાપાક તથા આઈસ્ક્રીમ હલવો છે'—એવી જાહેરાતો પણ હોય છે! ઈશ્વરની કૃપા છે કે હજી 'આંખ કાન, ગળુ, ફેફસાં, પેટનાં દર્દો, ચામડીનાં દર્દો વગેરે વગેરે દર્દોના ખાસ સ્પેશિયાલિસ્ટ' એવા ડૉક્ટરોનાં પાટિયાં દેખાવા માંડ્યાં નથી!

ડૉક્ટરોની વાત કરતા મને દાંતના ડૉક્ટરો યાદ આવે છે. કોણ જાણે કેમ પણ બધાં જ શહેરોમાં દાંતનાં ચાઈનીઝ ડૉક્ટરોના પાટિયાં સરખાં જ હોય છે. વચ્ચે દાંતનું ચોકઠું ચીતર્યું હોય છે અને 'આઉ માઉ ચૂ' કે 'અમૂ માઉ ચાઉ' જેવું કંઈક નામ લખ્યું હોય છે. બધે જ આ પાટિયાં સરખાં હોય છે. વકીલોના કાળા પાટિયા પર ધોળા અક્ષરે લખાયેલા કે ધોળા પાટિયા પર કાળા અક્ષરે લખાયેલા (ટૂંકમાં 'કાળા ધોળા' અક્ષરે લખાયેલાં) નાનકડાં પાટિયાં પણ બધે એકસરખાં જ હોય છે. વકીલોનાં પાટિયાંની એક વિશિષ્ટતા હોય છે. એ ઘણુંખરું જૂનાં જ હોય છે. એક વકીલ મિત્ર કહેતા હતા કે નવા વકીલો પણ નવું ચીતરેલું પાટિયું રાખે તો એ નવો વકીલ છે એ જણાઈ જાય એ બીકે ખાસ નવાં ચીતરાવેલા પાટિયાંને પણ એ ગંદા મેલાં ઝાંખા કરીને જ લટકાવે છે! ખરું ખોટું તો કોણ જાણે!

હોટેલોનાં પાટિયાંની વિશિષ્ટતા એમાં સમાયેલા ધાર્મિક તત્ત્વમાં રહેલી છે. સવારના પહોરમાં ચા પીવા જનારને દેવોના સ્મરણ દ્વારા પુણ્ય મળે એ આશયથી કે કોણ જાણે કેમ પણ હોટેલોના પાટિયાં ઘણું ખરું લક્ષ્મીવિજય, શંકરવિજય, કૃષ્ણવિજય કે હનુમાન વિજય' વગેરે એટલે કે કોઈ ને કોઈ દેવનું નામ ગૂંથી લેતાં જ હોય છે. જો કે એમાં આ ચાર દેવ-દેવીઓ જબરાં લોકપ્રિય છે. એ લોકોનો વિજય અથવા વિલાસ (બજરંગ સિવાયનાનો) એ હોટલવાળાઓને મન બહુ અગત્યની વસ્તુ લાગે છે.

દેવો જેટલાં જ લોકપ્રિય આ બાબતમાં નેતાઓ છે. આમાં સુભાષ અને જવાહર જ કોણ જાણે કેમ હોટલો અને હેરકટિંગ સલૂનો માટે સર્વસ્વીકૃત બન્યા છે. એ બાબત નોંધ્યા વિના નથી ચાલતું કે સુભાષ હેરકટિંગ સલૂનો કે જવાહર હેરકટિંગ સલૂનો હોય છે પણ ગાંધી હેરકટિંગ કદી જોવા નથી મળતું. વાતેય ખરી છે ને? ગાંધીજીના હેરમાં કટિંગ કરવા જેવું હતુંય શું? અને વલ્લભભાઈનું નામ હેરકટિંગ સલૂન જોડે જોડવાની તો કયા નાયીપુત્રમાં તાકાત હતી કે હિંમત કરે?

મને લાગે છે આપણા સિવાય બીજા કોઈ દેશમાં દેવો અને નેતાઓને આવી સુંદર અંજલિઓ નહીં અપાતી હોય!

કાપડિયાઓ આ રીતે દેવો કે નેતાઓને મહત્ત્વ નથી આપતા. 'શા' કે 'શાહ' 'અંબાલાલ કેશવલાલ કઠલાલવાળા' એવું જ કંઈ લખીને એ લોકો સંતોષ માને છે. પણ એ પાટિયાંનાં ચીતરનારા વળી બીજી જ રીતે રમૂજ ઉત્પન્ન કરે છે. નામના અક્ષરો શબ્દો એવાં તો છુટ્ટા પાડીને લખે છે કે વાંચનારને રમૂજ મળ્યા વિના ન રહે 'કેશ વલાલ માણે કલાલ'નું પાટિયું તો ઠીક પણ એક સ્થળે તો 'રામ શામ લૂક ચંદ'ની દુકાન પણ છે! આ 'રામ શામ લૂક ચંદ' એટલે શું એ મને ઘણા વખત સુધી સમજાયું નહોતું. પછીથી સમજાયું કે તેઓ તો હતા 'રામશા મલૂકચંદ'!

પાટિયાં પર નીતિ (કે નીતી? કે નિતી! કે નિતિ!





કહો જોઈએ ?' )—એવાં સૂત્રો લખવાનું હવે ઓછું થઈ ગયું છે. 'સત્યનો જય' 'પ્રમાણિકતા અમારો મુદ્રાલેખ છે.' 'ગ્રાહકોમાં સંતોષ એ જ અમારું સાચું ધન છે' વગેરે તો હજી દેખાય છે, પણ 'ધર્મે જય પાપે ક્ષય—ઈશ્વર સૌનું કલ્યાણ કરો—અમારે ત્યાંથી કિફાયત ભાવે ચા મળશે' આવાં પાટિયાં કે 'શ્રી માતાજી સૌની રક્ષા કરો—નારિયેળના વેપારી,' કે 'વિદ્યાધન સાચું બાકી બધું કાચું—જૂના અને જાણીતા બૂકસેલર' અથવા એ પ્રકારનાં પાટિયાં હવે અદશ્ય થવા માંડ્યાં છે.

હરીફાઈ કરવા પાટિયાનાં દાખલા પણ હવે બહુ મળતા નથી. બાકી મને એક મીઠાઈવાળો રામલાલ અને એનો હરીફ મગનલાલ યાદ છે. મગનલાલે રામલાલની દુકાનની જોડે દુકાન કાઢીને પાટિયું મારેલું—'સ્વાદિષ્ટ મીઠાઈ માટે અમારે ત્યાં જ આવો—જેને રામ રાખે એને કોણ ચાખે ?' અને આને પરિણામે રામલાલ મીઠાઈવાળાને અને પેલા નવા મગનલાલ મીઠાઈવાળાને બરાબરની તકરાર થયેલી !

પોતાની શ્રેષ્ઠતાની જાહેરાત કરવામાં તો દુકાનોનાં પાટિયાં ઘણીવાર ચૂંટણીના ઉમેદવારની યાદ અપાવે છે ! પણ પેલી વાત સાંભળી છે ! એક ગલીમાં ત્રણ એક જ જાતના માલની—મેવાની—દુકાનો હતી.

પહેલા દુકાનદારે એક દિવસ નવું પાટિયું માર્યું—'હિન્દુસ્તાનમાં શ્રેષ્ઠ મેવો અહીં મળશે !'

તરત બીજાએ બીજે દિવસે પોતાની દુકાને પાટિયું લગાવ્યું : 'જગતમાં શ્રેષ્ઠ મેવો અહીં મળે છે !'

ત્રીજો જરા મુંઝાયો 'બ્રહ્માંડમાં શ્રેષ્ઠ મેવો અહીં મળે છે' એવું પાટિયું એણે લગાવવું જોઈતું હતું. પણ એને બદલે એણે માત્ર એટલું જ લખ્યું—

'આ ગલીમાં શ્રેષ્ઠ મેવો અહીં જ મળે છે'

અને પેલા બન્ને દુકાનદારોએ પોતાનાં પાટિયાં ઉતારી લીધાં !



'સરોદ'

## ઘડતર

હૈયે હથોડા પડે
હો સંતો ભાઈ,
ઘાટ નવીન કોઈ ઘડે.
આકુળ જીવડો વ્યાકુળ બનતો
ઘાવવ્યથાએ તરફડે;
આંખડી શું, એનું આયખું આખું
ચોધાર આંસુએ રડે.
હો સંતો ભાઈ,
ઘાટ નવીન કોઈ ઘડે.
મોહક મૂરતિ મનની માની
ઘાવ ઝીંકે ભોંય ખડે;
અંતર જાણે ચૂર બને,
એક ઘડનારો કડે ઘડે.
હો સંતો ભાઈ,
ઘાટ નવીન કોઈ ઘડે.
નમણાં કોઈનાં નેણ ઊઘડતાં
હૈયે હથોડા વડે;
દાસ સરોદને સાચ સબૂરી
ઘાવ પડે ને સાંપડે.
હો સંતો ભાઈ,
ઘાટ નવીન કોઈ ઘડે.



રાસુ પંડિત

# ભારતીયતા ક્યાં?

કોઈ પણ દેશની સંસ્કૃતિ એ તેની મહામૂલી મુડી ગણાય. એ મુડીને સાચવી રાખવા અને સંસ્કારીને તેને બીજા રાષ્ટ્રો પાસે રજૂ કરવાની ધગશ પણ એવી જ હોવી જોઈએ. જ્યારે આપણી સંસ્કૃતિ આપણે પરદેશમાં તો ઠીક પણ અહીં આવતા પરદેશીઓ પાસે ય નથી રજૂ કરતા...

મુંબઈના કોટ વિસ્તારના આધુનિક રેસ્ટોરાંમાં પેસીએ તો આજુબાજુ બધાં સુસજ્જ માનવો જ બેઠાં હોય. સામાન્ય વર્ગના માનવીનું ગજું જ ત્યાં પેસવાનું ક્યાંથી? દૂર એક ખૂણામાં વાગતું સંગીત અને ગવાતાં ગીતોને આ દેશ, એનાં માનવો કે એની સંસ્કૃતિ સાથે કશો જ મેળ ન હોય અને છતાં એ સંગીત સાથેની તન્મયતાંના ઢોંગનું એવું તો સુંદર ચિત્ર જોવા મળે!

પરદેશથી આવેલા એક વિદ્વાન મિત્રને 'અમે પણ કાંઈ કમ નથી' એવા આત્મવિશ્વાસથી છલકતે હૈયે હું એક સરસ રેસ્ટોરાંમાં લઈ ગયો. મારા જેવા ઉત્સાહી મિત્રો એમને અનેક મળેલા એટલે અહીંનું એકેય સારું રેસ્ટોરાં એમના વડે પાવન થયા વિનાનું નહોતું રહ્યું. અમે ખાવાપીવાનું પતાવ્યા પછી વાતો વાગોળતા હતા પરંતુ પાછળ 'રોક એન્ડ રોલ' પ્રકારના સંગીતનો એટલો ઘોંઘાટિયો અવાજ આવતો હતો કે એકબીજાને માંડ સાંભળી શકતા.

અમે થાકીને બહાર નીકળ્યા. પેલા ભાઈને કાંઈક શાંતિ વળી. 'મને સ્વપ્નેય ખ્યાલ નહીં કે મારા દેશનું કર્કશ સંગીત મારે અહીં પણ આટલું બધું સાંભળવું પડશે. હું મુંબાઈમાં જ્યાં જ્યાં રેસ્ટોરાંમાં જાઉં છું ત્યાં ત્યાં આ નકલી સંગીત જ મારે કાને અથડાય છે. સ્પેઈનમાં હું જ્યાં જ્યાં રેસ્ટેરાંમાં જમવા જતો ત્યાં સ્પેનીશ સંગીત સાંભળવા મળતું, ઇટાલીમાં ઇટાલિયન અને ડેન્માર્કમાં ડેનીશ. એ બધા દેશોનાં લોકગીતો સાંભળવાં ને લોકનૃત્યો જોવાં એ લહાવો હતો. પણ અહીં આવનારને તો જાણે એમ જ લાગે કે સંગીત કે કલાના ક્ષેત્રમાં આ દેશ પાસે કોઈને કાંઈ ધરવા જેવું જ નથી. કેટલા બધા પરદેશી પ્રવાસીઓ અહીંના રેસ્ટોરાંમાં સ્વાદિષ્ટ ભોજન જમે છે? પરંતુ હિંદી સંસ્કૃતિ સાથે એમને પરિચય કરવાની કાંઈ તક તમે લોકો આપો છો ખરા? તમારો સાંસ્કૃતિક વારસો ખૂટી પડ્યો કે શું? તમારી પાસે લોકગીતો નથી, વાજીંત્રો નથી, નૃત્યકારો નથી? અમે અમારા દેશમાં બેઠાં તમારા સંગીતકારો ને નૃત્યકારોની પ્રશસ્તિ કરીએ છીએ ને અહીં આવીને અમારે તો અમારી સંસ્કૃતિનું જ કઢંગું અનુકરણ જોવાનું?'

એ મિત્ર ઉપદેશ નહોતા આપતા, હિંદી સંસ્કૃતિ પ્રત્યે સન્માનની ભાવનાને કારણે એ કાંઈક વ્યગ્ર અને ઉગ્ર બન્યા હતા. પરદેશી સંસ્કૃતિનું સંગીત આપણે અપનાવીએ ને પરદેશી પ્રવાસીઓની ગૃહસ્મૃતિ (Home Sickness) દૂર કરવા એ અવારનવાર વગાડી એમનું દિલ બહેલાવીએ એ એમને પ્રશસ્ય લાગતું હતું. વાંધો માત્ર એટલો જ કે શા માટે આ વિશાળ દેશના મહામૂલા સંગીત-વારસામાંથી કશું જ એવું નથી પીરસાતું કે જે પરદેશી પોતાની હોટેલના વાયુઅનુકૂલિત ઓરડાના બાથટબમાં પડ્યાં પડ્યાં થાક ઉતારતી વખતે ગણગણ્યા કરી શકે?

વાંક દૃષ્ટાનો છે, દૃષ્ટિનો છે કે દૃશ્યનો છે? જો દૃશ્યનો હોય તો એને માટે જવાબદાર કોણ? આપણાં અલંકારો, ચિત્રો, સુશોભનો, વસ્ત્રો (સ્ત્રીઓનાં) વગેરેમાં ભારતીયના પુનર્જન્મ પામી રહી છે તો પછી સંગીતમાંથી કેમ અલોપ થઈ રહી છે?



હસમુખ સચદેવ

## સાથ અને હાથ

સુમનને જોયું ખારના સાથમાં,
જીવનને ખોયું પ્યારના હાથમાં.







પન્નાલાલ પટેલ

# આશાઢી ઉલ્કાપાત

ઊર્મિના દિવાળી અંક માટે ખાસ લખેલી આ વાર્તામાં આપણા જાણીતા વાર્તા–નવેશ એક એવા વસ્તુને ગૂંથી લાવ્યા છે કે સમાજના ઊંચા થરના કહેવાય એવા બધાયને ઓફ્રી સાથે એઆવરી લે છે. વાચકો તો ગજબની પક્કડ આ વાર્તાથી અનુભવશે જ...

આશાઢની સાંજ હતી. આભની છતે ચોંટેલી વાદળી, સંધ્યા ખીલતાં આછો ગુલાબી ચંદરવો ચોઢ્યો હોય એવી સુંદર લાગતી હતી. એ સૌંદર્યની ઝાંય પૃથ્વી ઉપર ઊતરી આવી ને વૃક્ષો અને મકાનો પણ જાણે મરક મરક હસવા લાગ્યાં.

ફરવા નીકળેલાં શહેરનાં સહેલાણીઓ પણ સંધ્યાના આ ફૂલગુલાબી રંગમાં જાણે રંગાયાં હોય એ રીતે પ્રફુલ્લવદન લાગતાં હતાં.

સાચે જ આજની સંધ્યા માણવા જેવી લાગતી હતી. એટલે જ તો પેલા ક્લબના મકાનની લાંબી-પહોળી ઓસરીમાં ઢાળેલાં ટેબલો નોકરો મારફત ચપોચપ કરતાં ક્લબના એ વિશાળ પ્રાંગણમાં ઢળાઈ ગયાં ને !

એક ટેબલના મિત્રમંડળે તો રમી રમવી પડતી મૂકી ખુશનુમાં આ હવામાનને માણવું ધારી વાતો પણ એવી જ ખુશનુમા આદરી દીધી :

વાતાવરણ પર નજર નાખતાં એક પ્રોફેસર–મિત્રે કહ્યું : 'કવિને કાવ્ય સ્ફુરે એવી આજની સંધ્યા છે.'

બીજા ભાઈ જે વકીલ હતા એમણે અહીં દલીલ કરી : 'પણ જે માણસ કવિ ન હોય એને આ સંધ્યા-માંથી શું સ્ફુરે એ વાત કરો ને ?'

'તમને જે સ્ફુરે એ.' કહી ત્રીજા મિત્રે રમુજ ફેલાવી.

હાસ્યનું મોજું શાંત પડતા વકીલ મિત્રે કહ્યું : 'મને તો ભાઈ—જો સાચું જ કહેવડાવો તો નથી કવિતા સ્ફુરતી કે નથી મન થતું ગાવાનું.'

'પણ કંઈક તો થતું હશે ને ?' ચોથા મિત્રે સવાલ કર્યો.

'હા, થાય તો છે પણ '—અને શું થાય છે એ સમજવા મથતા હોય તેમ ક્ષણેક થંભી વકીલે કહ્યું :

'જાણે મોટરમાં બેસીને દૂર દૂર ક્યાંક નીકળી પડું.'

'બસ, તો એ જ કવિતા.' પ્રોફેસરે કહ્યું. લાગલું જ ઉમેર્યું : 'કવિની કવિતા વાણીમાં વ્યક્ત થાય છે. તમારી કવિતા મૌન ધારણ કરી એકલતામાં વિહરે છે.'

'એ તો હવે તમે જાણો, બાકી '—ને પોતાની જોડે બેઠેલા ઑફિસર–મિત્રને સવાલ કર્યો : 'હવે તમારી વાત કરો માધુભાઈ. આવે વખતે તમને શો ભાવ થાય છે ?'

'મને તો બસ મોજ મારવાનું મન થાય છે.'

'કેવી મોજ પણ, વકીલની માફક પ્રકાર કહો ને ?' વેપારી–ભાઈએ ચોખવટ માગી.

'સમજી જાઓ ને. આવે વખતે શું ગમે ?' માધુ-ભાઈએ એમનાં ધાટાં ભવાં ઉલાળતાં કહ્યું.

પ્રોફેસર ખુશ થતા બોલી ઊઠ્યા : 'એ પણ કવિતા.'

વેપારી–ભાઈ ખુશ થઈ ડોક હલાવતાં કહેવા લાગ્યા : 'સમજી ગયા.'

પણ વકીલે આ વાત માન્ય ન રાખી. કહ્યું : 'એમ નહિ, વિગત કહો. નામ પાડો કે શું ગમે ?'

બાજુના ટેબલ ઉપર ચાલતી રાજકારણી વાતો કરતાં આ વાતોમાં લિજ્જત લાગતાં એક ભાઈ ખુરસી ખેંચી લાવી લાગલા જ અહીંની વાતમાં જોડાઈ ગયા, ઑફિસરને કહેવા લાગ્યા : 'પેલી કવિતા છે ને માધુભાઈ : "સુખમાં સાંભરે સુંદરી ને દુ:ખમાં સાંભરે રામ" એ રીતે તમને અત્યારે શું સાંભરી રહ્યું છે એ કહો ને ભલા માણસ.'

'સાંભરી તો ઘણુંય રહ્યું છે પણ–'

પ્રોફેસર વચ્ચે બોલી પૂછવા લાગ્યા : 'હું કહું શું સાંભરી રહ્યું છે એ માધુભાઈ ?' ને પેલો દોહો કહેનાર તરફ જોઈ ઉમેર્યું : 'ઠીક યાદ કર્યું, હોં

દાસભાઈ.'

'શું યાદ કર્યું, કો' જોઉ?' વકીલે કહ્યું.

'એમને સાંભરે છે.' આમ કહી પ્રોફેસરે ધીમા છતાંય મીઠા, બનેક દર્દભર્યા સૂરમાં ગાવા માંડ્યું:

'કે સુખમાં સાંભરે સુંદરી...
ને દુઃખમાં સાંભરે રા...મ;
આશાઢે સાંભરે સહચરી
જેમ વર્ષામાં વિશ્રામ!'

અને એ તો પ્રોફેસરના સુરીલા કંઠને લીધે કે પછી શબ્દોમાં રહેલા ભાવને લીધે સાંભળનાર સહુના અંતરમાં—ભલે વત્તા ઓછા પ્રમાણમાં—એક પ્રકારનો વિજોગભાવ ઊમટી આવ્યો.

એક બે જણાએ તો કહ્યું પણ ખરું: 'ફરીથી, ફરીથી પ્રોફેસર.'

પ્રોફેસરનો જીવેય જાણે ગાવા માગતો હતો. પણ આવા ભિનટેવાયેલા ગાયકોનું દુઃખ હોય છે કે વિના આગ્રહ એ ગાઈ શકતા નથી. આ હિસાબે પ્રોફેસરે કહ્યું: 'એકનું એક શું ગાય!'

'તો બીજું ગાઓ!' દાસભાઈએ આગ્રહ કર્યો. ઉમેર્યું: 'તમે તો કવિ પણ છો ને કેમ?'

ઓછું હોય તેમ બાજુનાં એક-બે ટેબલની ખુરસીઓ પણ આ તરફ ખેંચાઈ આવી, આવી જ માગણી સાથે, 'ગાઓ ગાઓ પ્રોફેસર. થવા દો.'

પ્રોફેસરને આ પ્રેક્ષકવર્ગ માટે કંઈક અંદેશો થયો હશે. કહેવા લાગ્યા: 'હા પણ આમાં તો સંગીતરસ કરતાં કાવ્યરસ વધારે છે એટલે'—

'અરે કાવ્યરસ તો કાવ્યરસ!' પેલા વેપારી-ભાઈ બોલી ઊઠ્યા: 'અહીં શું આપણે બજારની રૂખ જોઈને ધંધો કરવાનો છે.' વકીલ સામે જોઈ વળી ઉમેર્યું: 'કે નથી જોવાની જ્યૂરીની રૂખ. ગાઓ તમ તમારે કાવ્યરસનું.'

આ બધામાં પ્રોફેસરને જો કોઈ ભાવુક લાગતા હોય તો દાસભાઈ. ઑફિસર પણ અધિકારી ખરા. બલકે અત્યારે તો એ ઑફિસરમાંથી જ આ બધું ઊભું થયું હતું એટલે એ જ પોતે મધ્યબિંદુ જેવા હતા.

પ્રોફેસરે એમની સામે જોતાં કહ્યું: 'આ આશાઢ જોઈને ગયા અઠવાડિયે જ થોડાક દોહા રચ્યા છે—તમને થાય છે એવા જ ભાવ ઉપર.'

'એમ કહેવા કરતાં એમ કો' ને કે તમને પોતાને જ થયેલા ભાવ ઉપરથી તમે આ દોહા કર્યા છે.' વકીલે કહ્યું.

દાસભાઈને આ આડી ફાટવા કરતી વાત ન ગમી. વકીલ સામે જોઈને કહ્યું: 'એમ ભાઈ.' ને પ્રોફેસરને ઉદ્દેશ્યા: 'ચાલો થવા દો પ્રોફેસર.'

પ્રોફેસરે દાસભાઈ સામે જોઈ એ જ એઠા સાદે ગાવા માંડ્યું:

'વાદળ ઊમટ્યાં આભમાં
સખી, તું વીણ ઠાલાં ઉર,
વરસે મનભર મેહુલો
મારે હૈયે ઊડે ધૂળ!'

'ધૂળ ભાઈ ધૂળ!' માધુભાઈ બોલી ઊઠ્યા: 'ખરી વાત છે હો ત્યારે.'

પરંતુ પેલા રાજકારણી ટેબલ આગળ એકલા પડતાં હમણાં જ આ તરફ ફરેલા એક ભાઈને આ લોક થોડાક વેવલા લાગ્યા. માધુભાઈ સામે હસવાનો પ્રયત્ન કરતાં પૂછ્યું: 'શું ખરી વાત કો' જોઉં?'

'શું તે આકાશ વાદળોથી ભર્યું ભર્યું છે પણ કવિને તો એની સખી વિના હૈયામાં ખાલી ખાલી લાગે છે. વળી વરસાદને વરસતો જોઈ એ વિજોગી માણસ નિશ્વાસ નાખે છે.' કહી માધુભાઈએ પ્રોફેસર સામે જોઈ પૂછ્યું: 'કેમ પ્રોફેસર, બરાબર?'

'બિલકુલ બરાબર.'

રાજકારણી ભાઈ હસવા લાગ્યા. કે' છે: 'આ કવિઓ પણ ગજબના લોકો છે.... હૈયામાં વળી ધૂળ ને તેય પાછી ઊડતી ધૂળ!'—

'એવું છે ત્યારે!' કહી દાસભાઈએ મૂળ વાત પાછી મોખરે કરી: 'હાં પ્રોફેસર થવા દો.'

પ્રોફેસરે આગળ ચલાવ્યું:

'હાલક ડુલક આભલાં
જોઈ આશાઢી એમ થાય:





લોલ વિલોલ તુજ નેણલાં
એમાં ચઢતું કોણ ગણાય ?'

'વાહ વાહ !' કહેતાં દાસભાઈએ પેલા ભાઈ સામે જોઈ વ્યંગ ન પરખાય એવી રીતે કહ્યું : 'કવિ પણ પણ મારો વા'લો—જુઓ તે બકોરભાઈ! ક્યાં પેલાં અનંત આભ ને ક્યાં આ આવડી અમથી સ્ત્રીની કીકીઓ ! ને ઉપરથી પાછો પૂછે છે કે એ બેમાં ચઢતું કોણ ?'

બકોરભાઈ મશ્કરી સમજી જવાથી કે પછી કવિની ધૃષ્ટતા ઓર આગળ સાંભળવાની ઇચ્છાથી—ગમે તેમ પણ એ દિવેલ પીધા સરખા મોંને હાસ્ય વાટે જાણે અજાણેય છૂપાવતા પ્રોફેસર સામે જોઈ કહ્યું : 'હાં પછી ?'

ને પ્રોફેસરે બકોરભાઈને જ ગાઈને જાણે સવાલ કર્યો :

'એક ધરતી ઊજળે
દૂજે ઊજળે ઉર,
કોણ સજનને પૂછવું.
(કે) કોનું કેટલું મૂલ ?'

આ વખતે તો વેપારી-ભાઈ પણ ખુશ થઈ ઊઠ્યા. જ્યારે માધુભાઈ અને દાસભાઈ તો લગભગ એકી સાથે બોલી ઊઠ્યા : 'પૂછો આપણા બકોરભાઈને !'

ને પ્રોફેસરે બકોરભાઈને સવાલ કર્યો : 'આપો જવાબ.

'શું જવાબ આપું ?' બકોરભાઈની હસતી સુરત ઉપર સાચેસાચ મૂઝવણ હતી.

'શું તે—'આમ કહી પ્રોફેસરની વચ્ચે બોલતાં માધુ-ભાઈએ બકોરભાઈને સમજાવવા માંડ્યું : 'કવિ કહે છે કે વરસાદી આભને લીધે ધરતી શોભાયમાન બને છે. ને'—

પ્રોફેસરે વચ્ચે બોલી સુધારો કર્યો : 'અહીં ધન્ય બને છે એવો અર્થ પણ લઈ શકાય.'

માધુભાઈએ આગળ ચલાવ્યું : 'ને ધરતી પેઠે બીજાં પેલાં માણસનાં હૈયાં, પ્રેમથી ને એવા એવા ભાવોથી ભરેલી સખીની આંખો જોઈને ધન્ય બને છે.... હવે કહો, તમને જ સજ્જન ગણીને કવિ પૂછે છે—ને અમે બધાય—કે કોનાં મૂલ્ય વધારે ? વરસાદનાં કે પ્રિયતમાની આંખોના પેલા ભાવોનાં ?'

પણ બકોરભાઈ પાસે તો જાણે ક્યારનોય જવાબ તૈયાર હતો. હાસ્યના ઠમકા સાથે માથા ઉપરથી ખાદીની ટોપી લેતાં બોલી ઊઠ્યા : 'તમે પણ ભલા માણસ—જાણે સ્ત્રીનાં નખરાંથી પેટ ભરાવાનું હોય તેમ !'

પ્રોફેસરે કહ્યું : 'એ તો એક જાણીતી દલીલ છે બકોરભાઈ, ને વિવાદેય હજુ ઊભો છે કે માણસને, બલકે પ્રાણી માત્રને માટે પેટ અને પ્રણયમાં કઈ વસ્તુ વધારે મહત્ત્વની છે. પણ ખેર, આપણે અહીં આ છેલ્લા દોહામાં તો એ જ વસ્તુના સંવાદમાં રહેલા જીવનની વાત કરી છે. એટલે હું નથી ધારતો તમને એમાં પણ કશો વાંધો હોય !' ને પછી દાસભાઈ તથા માધુભાઈ સામે જોઈ પ્રોફેસરે ગાવા માંડ્યું :

'પણ ધરતી ઝૂક્યાં આભલાં
ને સખી સથવારે હીંડોલ,—,

અહીં થોડીક ચોખવટ કરવાની પ્રોફેસરને જરૂર લાગી. કહ્યું : 'એટલે કે આજની આ આશાઢી વેળા જેવું ધરતી ઉપર ઝળૂંબેલું વાદળભર્યું આભ હોય, સખીનો સાથ હોય ને હીંચકો ચાલતો હોય એવે વખતે કવિ કલ્પના કરે છે કે'—ગાવા લાગ્યા :

'ટહૂકી ઊઠે મોરલો
સખી ઉરમાં છાકમછોળ !...'

ને વળી પાછો બકોરભાઈને પ્રોફેસરે પ્રશ્ન કર્યો : 'બોલો, છે કંઈ આમાં તમને વાંધો ?'

પણ બકોરભાઈનું મોં તો એ જ ડોળિયું પીધા સરખું લાગતું હતું. બોલ્યા તે પણ (કેમ જાણે મનમાં ન હોય : આવા લોકોને શું કહેવું !)—એ રીતે : 'ઠીક મારા ભાઈ ! પેટમાં છાકમછોળ હોય તો હૈયામાંય હોય. બાકી તો '—

માધુભાઈ ખાટા થઈ ઊઠ્યા. કહેવાય જતા હતા : 'તમે પણ ભલા માણસ—લાખો બનાવીને બેસી ગયા છો તોય જાણે તમારા પેટમાં ખાડો હોય

તેમ '—પણ શું કરે! બકોરભાઈના ખોળામાંની પેલી સફેદ ટોપી તરફ જોઈ છાના રહી ગયા. હાસ્તો, પોતે પાછા સરકારી નોકર હતા—સહુ કોઈના સેવક હતા!

પણ દાસભાઈ કહ્યા વગર ન રહી શકયા : ' તમે આમ જ્યાં હોય ત્યાં તમારું આ સ્લોગન (સૂત્ર) આગળ ન ધર્યા કરતા હો તો! તમારાં ક્યાં '—

પણ એમણેય જબાનને આગળ બોલતી પકડી લીધી. મોં ઉપર હસવું પાથરતાં કહ્યું : ' માણસનો ઉદ્દેશ માત્ર પેટ ભરવાનો જ હોત તો કૂતરાં–બિલાડાંથી આગળ વધીને મનનો વિકાસ જ ન થયો હોત. '

' અરે પણ અહીં તો એ વાત જ અપ્રસ્તુત છે. ' પ્રોફેસરે કહ્યું. અને બકોરભાઈને સમજ પાડતા હોય એ રીતે ઉમેર્યું : ' અહીં તો આશાઢની ને માણસમાં રહેલા કુમળા ભાવોની—કહોને જીવનની બલકે યૌવનની વાત છે બકોરભાઈ! '

' પણ આમાં શું સારી વાત છે કે '—

દાસભાઈએ લાગલો જ પ્રશ્ન કર્યો : ' તો ખોટીય શું છે કહેશો મને? '

' ખોટી? અરે અમારી જ્ઞાતિમાં આવાડિયા ઉપર બનેલો પ્રસંગ જ કહું તો તમને પણ એમ જ થાય કે આ આશાઢની ને યૌવનની તો કવિતા કરવી કે એના મરસિયા ગાવા? '

પ્રોફેસરની જીભે આવ્યું : ' મરસિયા એ પણ કવિતાનો એક પ્રકાર જ છે બકોરભાઈ. ' પણ એના બદલે મૂળ વાતમાં જ રસ દેખાડચો. કહ્યું : ' તમે એક વાર એ પ્રસંગ તો કહો પછી અમે કહીશું કે '—

પણ બકોરભાઈ તો વાત કહેવાને બદલે મોં બગાડીને વચ્ચે જ બબડી પડચા : ' શું કહે કપ્પાળ! ' કેમ જાણે આ વાત કહેવામાં પણ પાપ લાગવાનું ન હોય! દાસભાઈએ આગ્રહ કર્યો : ' પણ તમે વાત તો કહો. જે વાત તમારે હિસાબે ' કપાળ ' હોય એ આ કવિ–પ્રોફેસરને મન કવિતા પણ હોઈ શકે. '

' આવા આવા કવિઓએ જ તો—કાલિદાસને તમારા જેવા લોકોએ કવિ કવિ કરીને ચઢાવી માર્યો પણ કાલિદાસે માનવજાત માટે દાળિયા શા પકવ્યા એ તમે મને કહેશો? '

વળી પ્રોફેસરની જીભે આવ્યું : ' અમારા સુધી તો ઠીક છે પણ જેની જીભ પર સરસ્વતી હતી એવા કાલિદાસ સુધી પહોંચીને તો તમે તમારી જીભ માટે અમારા મગજમાં વહેમ ઊભો કરી દીધો : આ તો જીભ છે કે સાવરણી છે! ' પણ પોતાની જીભ ઉપર કાબૂ રાખીને એમણેય આમ જ કહ્યું : ' કાલિદાસે દાળિયા ભલે ન પકવ્યા હોય પણ ગાંગડુ માણસોનાં પથ્થર–હૃદય પણ એ ઘડી પીગળી રહે એવું તો એ કરી જ ગયા છે. ' ને લાગલો જ એમણે સવાલ કર્યો : ' વાંચ્યા છે કદી કાલિદાસ, બકોરભાઈ? '

' કાલિદાસ વાંચ્યું એના કરતાં કોઈ ગાંધી–પુસ્તક ન વાંચ્યું કે '—

દાસભાઈ જે પોતે પણ કટ્ટર ગાંધીવાદી હતા એ વચ્ચે જ બોલી ઊઠયા : ' માફ કરો બકોરભાઈ, પણ આ બાબતમાં બાપુજીનું નામ તમે ન જોડો તો ઘણું સારું. '

બકોરભાઈને થયું હશે આ વળી મારા કરતાં મોટો ગાંધીવાદી! એટલે જ તો આંખમાંના રંગપલટા સાથે દાસભાઈને એમણે કરડા અવાજે પ્રશ્ન કર્યો ને? —' કેમ? '

' કેમ તે—હું તમને ખુદ બાપુજીના કાલિદાસ વિષેના વિચારો વંચાવીશ. પછી તમે કહેજો જે કહેવું હોય તે. ' કહી લાગલું જ દાસભાઈએ હળવા સૂરમાં ઉમેર્યું : ' બાકી હમણાં તો તમે પેલી તમારી જ્ઞાતિની જ વાત કરો ને. કે દાખલા સાથે તમારા વિરોધનું કારણ પણ બધાના જાણવામાં આવે. '

બકોરભાઈ ઢીલા પડચા કે વધારે કડક બન્યા એ સમજવું મુશ્કેલ હતું. કે' છે : ' કાલિદાસનું નામ મેં કંઈ નિંદા કરવા ખાતર નથી લીધું પણ એ મહાન ગણાતા કવિની કવિતાના સંસ્કારો લોકો ઉપર કેવા પડે છે એનો આ એક નજર સામે બનેલો સદ્દર પુરાવો છે. ' ને પછી દાસભાઈ સામે જોઈ કહેવા લાગ્યા :

' તમે પેલા દેસાઈભાઈને ઓળખતા તો હશો...નહિ,





જેલમાં આપણી સાથે હતા ?...માથા ઉપર તાલ હતી ને...અત્યારે જે કોન્ટ્રાક્ટરનો ધંધો '—
'અરે એમ કો' ને ત્યારે 'દેસાઈ એન્ડ ફ્રેન્ડ્ઝ'વાળા. શાહીબાગમાં મહેલ જેવો બંગલો બાંધ્યો છે એ.'

'બસ એ જ. એમની દીકરી અઠવાડિયા પર ભાગી ગઈ ને મુંબઈ જઈ એક મહારાષ્ટ્રિયન કારકૂનને પરણી ગઈ.' કહી બકોરભાઈ ચૂપ થઈ ગયા. કેમ જાણે શ્રોતાઓને લાગેલા આઘાતની ચોટ શમવાની રાહ ન જોતા હોય !

પણ પેલો ગાંગડુ સરખો પ્રોફેસર તો ચોટ-બોટ કંઈ નહિ ને લાગલો જ બોલી ઊઠ્યો : 'આમાં બિચારો કાલિદાસ ક્યાં આવ્યો ?'

આ પ્રશ્નથી પણ બકોરભાઈ ખુશ થયા. બોલ્યા : 'એ જ તો હું તમને કહું છું. થયું એવું કે આ છોકરી દ્વિભાષી વખતે મુંબઈ હતી ત્યારથી એક જ કોલેજમાં ભણતા પેલા મહારાષ્ટ્રિયન છોકરાનો એને વળગાડ હતો. પછી તો દેસાઈભાઈ ને ધંધો લઈ ને અહીં ગુજરાતમાં આવવાનું થયું. જો કે એમણે તો—માણસ પોતે બુદ્ધિશાળી એટલે વિભાજન પહેલાં જ ધંધો અહીં ખસેડવા માંડ્યો હતો. પણ અમદાવાદ આવવાનું આ છોકરી પણ એક કારણ ખરું. એટલે જ તો એમણે પહેલું કામ છોકરો શોધવાનું કર્યું ને ? છોકરો પણ સારા ઘરનો મળ્યો ને છોકરીએ પણ પાસ કર્યો હતો. આ દિવાળી પછી તો લગ્ન પણ લેવાવાનાં હતાં. પણ'—આમ કહેતાં પ્રોફેસર સામે જોયું : 'તમારા આ આશાઢે ને કાલિદાસે આ વરસે જ એમ. એ. ભણી ઊતરેલી આ છોકરીના મનમાં એવો ઉલ્કાપાત મચાવ્યો કે—ઘરનાંથી છાની મુંબઈ જઈને પેલા કારકૂન જોડે પરણી ગઈ.' લાગલું જ ઉમેર્યું : 'બોલો હવે, ક્યાં આ પ્રધાન કક્ષાના માણસનું કુટુમ્બ ને ક્યાં પેલો કારકૂન !'

પ્રોફેસરે ખચકાતાં ખચકાતાં વળી કહ્યું : 'પણ તમારી વાતમાં—તમે વિરોધ કરો છો એવો કાલિદાસ તો ખાસ કંઈ ન આવ્યો બકોરભાઈ !'

બકોરભાઈ બોલ્યા : 'સાંભળો હવે કાલિદાસ ક્યાં આવ્યો એની વાત કરું. આ છોકરીએ, ભાગી ગઈ એ દિવસે એની બહેનપણીને પત્ર લખીને પોસ્ટ કર્યો હતો. એમાં એણે લખ્યું હતું કે આશાઢ બેઠો હતો ત્યારથી જ મારા મનમાં કાલિદાસનું મેઘદૂત રમવા માંડ્યું હતું. ને દિવસે દિવસે મારું મન એવું ચકડોળે ચઢ્યું છે કે મને લાગે છે કે હું હવે આ વિરહવેદના ઝાઝો સમય નહિ જીરવી શકું. એટલે આજે હું માંજરેકર સાથે મારું જીવન જોડવાનો અફર નિર્ણય કરીને મુંબઈ ઊપડી જાઉં છું.' ને પછી પ્રોફેસર તરફ નજર માંડતાં મોં બગાડીને તિરસ્કાર સાથે પૂછવા લાગ્યા : 'બોલો હવે. આ કાચી બુદ્ધિની છોકરીનું મન તમારા એ કાલિદાસે જ બગાડી માર્યું છે ને !'—

પ્રોફેસર—અરે દાસભાઈ સાથે માધુભાઈ પણ આ માણસ તરફ, બલકે એ વિચિત્ર પ્રકારના દૃષ્ટિબિંદુ ઉપર એવા તો અવાક્ બની ગયા કે બે-પાંચ પળ તો વિચારમાં જ જાણે પડી ગયા : 'જે માણસે આશાઢ માણ્યો નથી ને યૌવન જાણ્યું નથી એની આગળ કવિતાની, પ્રેમની કે આશાઢી ઉલ્કાપાતની વાત પણ કેવી રીતે કરવી ?! ને કયા મોઢા આગળ દલીલ કરવી કે, કાલિદાસના મેઘદૂતમાંથી બળ મેળવી જે છોકરી, પોતાનો પ્રેમી એક ગરીબ કારકૂન હોવા છતાંય આત્માના અવાજને અનુસરી શકી એને તમે'—

એટલે જ તો પ્રોફેસરે ઊભા થતાં આ સભાનું પણ આડકતરી રીતે વિસર્જન કરી દીધું ને કહ્યું પણ ખરું : ' 'એમ જ રાખીએ, આપણે હમણાં ચર્ચા કરી એ આશાઢ, યૌવન, સૌંદર્ય, પ્રેમ ને કવિતા વગેરે બકોરભાઈનો બગાડો ને આપણામાં જે માણે એનો જીવન-લા'વો !'

ને પગ ઉપાડતાં—કોણ જાણે કયા અર્થમાં—પ્રોફેસર, સ્વગતની જેમ એક કવિમિત્રની પંક્તિ બબડી પડ્યા :

'થર થર પથ્થર ધ્રૂજે !'



હરભાઈ ત્રિવેદી

# પંચાયત રાજ્યમાં કેળવણી

આપણા વયોવૃદ્ધ કેળવણીકાર અને મૌલિક વિચારકે ઊર્મિના દિવાળી અંક માટે ખાસ લખેલા આ લેખમાં આવી રહેલા પંચાયતી રાજ્ય માટે કેળવણી વિષે સાચી દૃષ્ટિ આપી છે જે દરેકને માટે વાચનીય બનશે...

ભારતવર્ષના થોડાંએક રાજ્યોમાં લોકશાહી વિકેન્દ્રીકરણની ઢબે પંચાયત રાજ્યની સ્થાપના થઈ ગઈ છે. જ્યારે ગુજરાત રાજ્યમાં ગણતરીના દિવસોમાં તેવી સ્થાપના થઈ જવાની છે. પંચાયત રાજ્યના આગમનથી લોકશાહી વધારે સમૃદ્ધ બનશે તેમાં કોઈ શંકા નથી. પરંતુ સમૃદ્ધ બનવાની ક્રિયા પ્રક્રિયામાં કેળવણી સૌથી મોટો અને મહત્ત્વનો ભાગ ભજવવાની છે તે આપણે ભૂલવાનું નથી. લોકશાહી ઢબે જીવન જીવવું હોય અને વિકેન્દ્રીકરણનાં તત્ત્વોના સ્વીકાર માટે સમાજના મનને તૈયાર કરવું હોય તો તે કામ માત્ર કેળવણી જ કરી શકે તેમ છે. કેળવણી દ્વારા વિકેન્દ્રીકરણની સાચી સમજ ઊભી કરવી પડે અને એવી સમજ ઉપર જ લોકશાહી જીવનનો પાયો રચી શકાય. આટલા માટે જ કેળવણીનું અને તે પણ વ્યાપક કેળવણીનું કાર્ય આજથી જ ઉપાડી લેવાનું રહે છે. એ કાર્યનો આરંભ કરીએ તે પહેલાં લોકશાહી પ્રથામાં કેળવણીએ કયા કયા પ્રશ્નો ખાસ કરીને વિચારવા પડે અને તેવા પ્રશ્નોની સાચી સમજ પેદા કરવી પડે તે જ વિચારી લેવાનું આવશ્યક બને છે.

લોકશાહી પ્રણાલિકામાં વિકેન્દ્રીકરણનું મહત્ત્વ ભલે સૌથી વિશેષ હોય પરંતુ કેળવણીના ક્ષેત્રે સામાન્ય શિક્ષકો અને વૈજ્ઞાનિક ઢબે વિચાર કરતા કેળવણીકારે પોતાની જાતને વિલીન કરવાનું સૌથી મહત્ત્વનું ગણવું પડશે. શિક્ષક માટે વિકેન્દ્રીકરણના કરતાં વિલીનીકરણ સૌથી મહત્ત્વનો જીવનસિદ્ધાંત બની રહે છે. શિક્ષક પાસે સત્તા કે અધિકાર હોય તો પણ તેને છોડી દેવા પડે. અને તેણે બાળકોમાં ભળી જઈને સમાજમાં ખોવાઈ જવું પડે. શિક્ષક જો પોતાના અધિકારોને આગળ ધર્યા કરતો રહે અને પોતાની ફરજોને અધિકાર સાથે વિનિમયની સપાટી ઉપર રાખ્યા કરે તો કેળવણી દ્વારા જે કંઈ હાંસલ કરવાનું છે તે કામ અત્યંત મુશ્કેલ બને. શિક્ષકે તો જીવનના મૂળભૂત સિદ્ધાંતો તરફ વફાદાર રહીને પોતાની જાતને પશ્ચાદ્‌ભૂમિકામાં નાખી દેવી પડશે. કેળવણીનો એક મહત્ત્વનો સિદ્ધાંત છે કે કેળવણી લેનાર મુક્ત ન હોય તો તે કશું પ્રાપ્ત કરી શકતો નથી. મુક્ત વાતાવરણ રચવું હોય અને કેળવણીને સ્વયંસ્ફૂર્તિના અને સ્વાનુભવનાં તત્ત્વો ઉપર નિર્ભર રાખવી હોય તો શિક્ષકે પોતાની જાતને પરદા પાછળ રાખવી જ પડશે. કેળવણીનું આવું કાર્ય કરનાર શિક્ષકે ચાર મહત્ત્વની બાબતોનો વિચાર અને અભ્યાસ કરવો પડે અને એવા અભ્યાસ ઉપર જ પોતાની યોજનાઓ રચવી પડે.

પહેલી વાત છે તે કેળવણી શા માટે? શિક્ષક કેળવણી આપવાનું કાર્ય કરે છે તે શા માટે કરે છે તે હકીકતની પૂરી સ્પષ્ટતા તેની પાસે હોવી જોઈએ. વિદ્યાર્થી કેળવણી શા માટે લે છે તેની પણ સ્પષ્ટ સમજણ શિક્ષક પાસે હોવી જોઈશે. આનો અર્થ એ થયો કે દરેક શિક્ષક પાસે કેળવણીના હેતુઓ સ્પષ્ટ સ્વરૂપમાં હોવા જોઈએ. આજે તો કેળવણીના હેતુઓની બાબતમાં ભારે અંધાધુંધી જોવા મળે છે. કેળવણી શા માટે આપવી તેનો સ્પષ્ટ ખ્યાલ શિક્ષક પાસે નથી અને કેળવણી શા માટે લેવી તેની સ્પષ્ટ સમજણ વિદ્યાર્થી પાસે કે તેના વાલી પાસે નથી. આજે તો ગતાનુગતિક ઢબે શિક્ષણનું કાર્ય ચાલી રહ્યું દેખાય છે. કોઈ ખાસ-હેતુ કેળવણીના કાર્ય પાછળ દેખાતો હોય તો તે પરીક્ષાઓ પાસ કરવાનો અને પાસ કર્યા પછી આજીવિકા માટે ફાંફાં મારવાનો દેખાય છે. નવી વિચારસરણી ઉપર ચાલતી નવી ઢબની શાળાઓ પણ આ આરોપમાંથી મુક્ત

થઈ શકતી નથી. લક્ષબિંદુ તરીકે પરીક્ષા હોવાથી શિક્ષણનું કાર્ય પણ બુદ્ધિની આસપાસ ફરતું રહે છે. બુદ્ધિને કેળવવાનું કામ એટલી ઝડપે ચાલી રહ્યું છે કે તે કામ માટે શરીરનો ઊર્મિઓનો કે ખૂદ આત્માનો ભોગ આપતા પણ આંચકો અનુભવાતો નથી. આવી પરિસ્થિતિમાં કેળવણીના હેતુઓની સ્પષ્ટતા શિક્ષક અને સમાજ પાસે હોવી જરૂરી છે. આજે તો આપણા દેશમાં કેળવણીના હેતુઓ સંબંધે પણ ઘણા મતભેદો પ્રવર્તે છે. આવા મતભેદો વચ્ચે એક હકીકત સ્પષ્ટ રીતે તરી આવે છે કે ભારતવર્ષના બાળકને દેશની સંસ્કૃતિને અનુરૂપ તેવી ઉપયોગી કેળવણી મળવી જોઈએ અને તેવી કેળવણી દ્વારા શ્રેષ્ઠ નાગરિક પેદા થવો જોઈએ. આ હકીકતને લક્ષમાં રાખીને કેળવણીના હેતુઓ નક્કી કરી શકાય અને તે હેતુઓ અનુસાર જુદા જુદા તબક્કાએ કેળવણીનું આયોજન કરી શકાય.

બીજી વાત છે કેળવણીમાં શું આપવું તે સંબંધેનું. પંચાયત રાજ્યમાં પ્રજા પાસે ઘણી મોટી સત્તા હશે અને સારા પ્રમાણમાં નાણાંની જોગવાઈ પણ હશે. સત્તા અને નાણાંનો ઉપયોગ બાળકને સાચી કેળવણી મળે તે માટે જ કરવો ઘટે. આવી સાચી કેળવણીના સાધન તરીકે આપણી પાસે અભ્યાસક્રમો હોય છે, પાઠ્યપુસ્તકો હોય છે, શિક્ષક હોય છે, અને અભ્યાસક્રમ દ્વારા જે સાધી ન શકાય તે સાધવા માટે ઇતર પ્રવૃત્તિઓ હોય છે. કેળવણી દ્વારા શું આપવું છે તેનો નિર્ણય આ બધાં સાધનો કરતાં હોય છે. આજે તો આપણે લાચારીથી સ્વીકારવું જ પડશે કે આપણાં આજનાં આ સાધનો અપૂર્ણ છે, લૂલાં છે, અને ઘણી વખત તો ખોટાં પણ છે. આજના અભ્યાસક્રમો તરફ નજર કરતાં આ વાતની પ્રતીતિ થઈ શકે તેમ છે. અભ્યાસક્રમ બાળક માટે હોવો જોઈએ તેને બદલે આજે તો બાળક જાણે કે અભ્યાસક્રમ માટે હોય તેવી પરિસ્થિતિ પ્રવર્તે છે. પાઠ્યપુસ્તકોનો વિચાર કરીએ તો આપણને વિશેષ અંધાધુંધી જોવા મળે છે. પાઠ્યપુસ્તકો લખનારાઓની અશક્તિને કારણે કે અણઆવડતને કારણે આજનાં પાઠ્યપુસ્તકો ભણનાર બાળક માટે મોટેભાગે ભાર સમાન દેખાય છે. આજના શિક્ષકનો વિચાર કરીએ છીએ ત્યારે મનમાં નિરાશા આવ્યા વિના રહેતી નથી. એ અલ્પજ્ઞાની છે કારણ કે તેની આર્થિક સ્થિતિએ જ્ઞાન મેળવવા માટેનો એનો માર્ગ બંધ કર્યો હોય છે. શિક્ષણના ધંધા માટે જે પ્રકારની તાલિમની અપેક્ષા રહે તેવી તાલિમ પણ અલ્પસંખ્યાના શિક્ષકોને મળતી હોય છે. શિક્ષણ સાથે સંકળાયેલી ઈતર પ્રવૃત્તિઓ તો જાણે કે નવરાશના વખતમાં કંઈક જોડી દેવાની ઇચ્છાથી ઊભી કરવામાં આવી હોય તેવું જોવા મળે છે. શિક્ષણ માટેના મર્યાદિત સમયમાં શાળાની ચાર દિવાલો વચ્ચે બાળકના વિકાસ માટે જે કંઈ આપવું જોઈએ તે આપી શકવાની શક્યતા નહીં હોવાથી શાળા બહાર વિવિધ પ્રવૃત્તિઓની જોગવાઈ કરવાનું અનિવાર્ય બને. આ પ્રવૃત્તિઓ પણ કેળવણીનું જ એક અંગ છે તેવો ખ્યાલ હજી સુધી સ્વીકારાયો નથી. પંચાયત રાજ્યે વ્યવસ્થામાં સમાજના હિતચિંતકોએ આનો વિચાર કરવાનું પણ અનિવાર્ય બનશે.

શિક્ષણકાર્ય એ કેળવણીનું એક મહત્ત્વનું અંગ છે. એવું શિક્ષણકાર્ય વૈજ્ઞાનિક ઢબે ચાલવું જોઈએ અને તેના વ્યવહારોમાં મનોવિજ્ઞાનની દષ્ટિ અવશ્ય રહેવી જોઈએ. આપણે જે બીજા બાળકનો વિચાર કરવાનો રહે છે તે કેળવણી કેવી રીતે આપવી તે સંબંધનો છે. આજે તો આ બાબતમાં સ્પષ્ટ આયોજન નથી અને સ્પષ્ટ પદ્ધતિ પણ નથી. શિક્ષણને પોતાનું વિજ્ઞાન છે. શિક્ષણ લેનાર બાળકને પોતાનું ચંચળ મન છે. તેનાં માનસિક વલણો સમજાયાં ન હોય તો શિક્ષણકાર્યમાં સફળતા મેળવી શકાય નહીં. શિક્ષણક્ષેત્રે આયોજન ન કરીએ તો આપણી ઘણી શક્તિઓ વેડફાઈ જાય. શિક્ષણક્ષેત્રે મનોવિજ્ઞાનનું મહત્ત્વ છે. દિનપ્રતિદિન વધતું જાય છે. પદ્ધતિ, આયોજન, અને મનોવિજ્ઞાન એ ત્રણેય




બાબતો જ કેળવણીનું કાર્ય કેવી રીતે ચાલવું જોઈએ તેની સાચી દિશા બતાવી શકે.

ચોથી મહત્ત્વની વાત તે કેળવણીના કાર્યનું સાચું મૂલ્યાંકન કરવાનું છે. કેળવણીના કાર્ય પાછળ આપણે હવે લખલૂંટ ખર્ચ કરવા લાગ્યા છીએ. લાખોની સંખ્યામાં શિક્ષકો આ કાર્યમાં લાગી ગયા છે. કરોડો બાળકો કેળવણી મેળવવા લાગ્યાં છે. આ બધું આપણાં માટે આનંદ ઉપજાવનારું ગણાય. પરંતુ આપણે જો આંખો મીંચીને કામ કર્યા જ કરીએ અને તેનાં પરિણામો તરફ નજર પણ ન નાખીએ તો જતે દિવસે આપણે પસ્તાવું પડે. આપણા કાર્યનું મૂલ્ય આંકવા સારુ આજે આપણી પાસે તો એક જ સાધન છે અને તે જાહેર પરીક્ષાનું. પરંતુ આપણે સૌ જાણીએ છીએ તે પ્રમાણે મૂલ્યાંકનના આ સાધનથી આપણે સૌ અસંતુષ્ટ છીએ. પરીક્ષાપદ્ધતિએ અનેક અનિષ્ટો સર્જ્યાં છે. બાળકને જૂઠું બોલતા અને ચોરી કરતા પણ શીખવ્યું છે. આમ છતાંયે પરીક્ષાપદ્ધતિ દ્વારા બાળકની સાચી પ્રગતિનો સાચો આંક આપણે મેળવી શકતા નથી. આજકાલ આ દિશામાં સુધારાવધારા કરવાના પ્રયત્નો શરૂ થઈ ગયા છે ખરા. પરંતુ એ તો કેવળ થીગડથાગડ જેવા દેખાય છે. કેળવણીના કાર્યના મૂલ્યાંકન માટે પરીક્ષાપદ્ધતિની આવી ઘરેડમાંથી બહાર આવ્યા વિના છૂટકો નથી. લોકોના હાથમાં તંત્ર આવે છે ત્યારે આ દિશામાં પણ અગાઉથી વિચાર કરવાનું કામ અનિવાર્ય બને છે.

દેશમાં આવી રહેલું પંચાયત રાજ્ય સમસ્ત વિશ્વની દૃષ્ટિએ એક અનોખો પ્રયોગ બની રહેશે. એ રાજ્યના પુરસ્કર્તાઓએ સમસ્ત પ્રજાનો અને એકેએક વ્યક્તિનો સર્વાંગી વિકાસ સધાય તેની કાળજી રાખવી પડશે. આર્થિક ક્ષેત્રે કે જીવનના કોઈ અન્ય ક્ષેત્રે એકલા અટૂલા ચાલવાથી આપણે સાચી સિદ્ધિ પ્રાપ્ત કરી શકવાના નથી. જીવનનાં તમામ ક્ષેત્રોને કેળવણી ક્ષેત્ર સાથે સાંકળી દેવું પડશે અને તમામ ક્ષેત્રોમાં સાચી સફળતા મળે તે સારુ બાળકની કેળવણી વૈજ્ઞાનિક ઢબે રચવી પડશે. આવી રહેલા પંચાયતી રાજ્યની સફળતા માટે મારી દૃષ્ટિએ સૌથી મહત્ત્વનો વિચાર તે ભારતવર્ષના બાળકની કેળવણીનો છે.



મુકુન્દરાય વિ. પારાશર્ય

## ભિક્ષા

'भिक्षान्देहि:' અપેક્ષુ યાચક બની ઊભો તવ દ્વારમાં.
શું દેવું, કર ના કશી ફિકર રે, દે હોય જે પાસમાં.
ના કૈં કાંચન, ભૂમિ, યૌવનસુધા કે સ્થાનની યાચના.
યાચું જે તુજ પાસ હોય પ્રિય ! તે, દે જે ગણે સ્વાત્મનાં.

હો એ ક્રંદન અશ્રુ દર્દ અથવા છાની વ્યથા યાતના.
સ્વીકારું સહુ આપજે ઉમળકે, સંકોચ રાખીશ ના.
આપે તું લઈ તે બધું નિજ કરી મારે થવું તન્મય.
દે દે મુક્તમને, બનું સફલ, છો જીવ્યો સદા મૃણ્મય.







રવિશંકર મ૦ રાવળ

# કલાચિંતન

ગુજરાતના કળાગુરુ તેમના જીવનની સપ્તતિ વેળાએ પણ એટલા જ અભ્યાસ-રત રહે છે તે તો તેમણે ઊર્મિના દિવાળી અંક માટે લખેલાં આ કળા વિષેનાં મંતવ્યોથી જ સાબિત થાય છે. કળાના સાચા અભ્યાસુ અને પીઢ કળાગુરુ પાસેથી મળેલા આ વિચારો દરેક કળાપ્રેમીને માર્ગદર્શક બનશે...

'કલાનો આસ્વાદ પામવાને દરેક માણસે કલાકારનો કસબ શીખવાની જરૂર નથી પરંતુ તેની પોતાની કલાદૃષ્ટિ વિકસાવવાનો પ્રયત્ન તેણે અવશ્ય કરવો જોઈએ. એણે સરુચિ સંપાદન કરવી જોઈએ તેમજ સૌંદર્યભાવના પ્રાપ્ત કરવી જોઈએ. જે પ્રજાના જીવનમાં અને વ્યવહારમાં રમણીય, ઉદાત્ત, સુમધુર અને સુમેળનાં તત્ત્વો વ્યાપ્ત હશે તે પ્રજા રોજ જે કંઈ જોતી વિચારતી રહેશે તેમાં તે તત્ત્વોથી પૂર્ણ એવું સ્વરૂપ ધારણ કરશે અને વિસ્તાર પામતા આધ્યાત્મિક ભાવજગતની પૂર્ણતા તે પ્રજા પ્રાપ્ત કરશે.'

—શ્રી અરવિંદ ઘોષ

'ધર્મભાવના નામે પરિચયમાં આવતી માનવઊર્મિઓ ઘણી વાર કલાના પ્રદેશમાં આવી જાય છે. સર્જક કલાકાર ઉપર તેની અસર પડે છે એટલું જ નહિ પણ એવી અસરો આવકારી લેવાના અધિકારી બનેલા જનોને પણ તેનો આસ્વાદ મળે છે.

કવિતામાં, ચિત્રમાં કે પછી શિલ્પમાં કે સંગીતમાં સંપૂર્ણ કલાવસ્તુ પ્રગટ થઈ હોય તો તે આપણને પરમતત્ત્વનું સાન્નિધ્ય કરાવી શકે.'

—સર સી. વી. રામસ્વામી

'જીવન સમસ્તમાં તમને સહાય કરી શકે એવું તત્ત્વજ્ઞાન તમારે શોધવાની જરૂર નથી. જીવન પોતે જ તમને તે આપી શકશે. તેમાં તમને જે કંઈએ ખપમાં લાગે એવું હોય તો તે સૌંદર્યભાન છે.

—ઈ. ટેમ્પલ બર્ટન

'કલાવિહીન ધર્મવૃત્તિ અંધ અને બહેરી હોય છે અને રાષ્ટ્રીય કે સ્વજાતીય સભાનતા વિનાની કળા સ્મશાન-ધામે પહોંચાડવા જેવી હોય છે. એટલે જ પ્રજાજીવન અંગે જ્યારે વિચાર કરીએ ત્યારે જોવું જોઈએ કે પ્રજાનું ઘડતર કરવા માટે જે કલાઓને આવકારીએ છીએ તે ખરેખર પ્રજાકીય છે કે નહિ. એટલે કે તે પ્રજાની સર્વ પરિસ્થિતિ વ્યક્ત કરી શકે, પ્રજાનો મિજાજ અને પ્રજાની ભવિતવ્યતા બતાવી શકે તેમ છે કે નહિ.'

—જે. એચ. કઝીન્સ

'આપણી કળામાં રાષ્ટ્રીયતાનું કોઈ સ્વરૂપ હોવું જોઈએ એવું સ્વીકારીએ તો તે રાજપક્ષી રાષ્ટ્રીયતા ન હોય પણ આપણા સંજોગો અને પરિસ્થિતિના પલોટવાળું હોવું જોઈએ × × × સાહિત્ય અને કળાનાં મૂળ થોડેક વત્તે અંશે ભૂમિ કે સમાજ સંસ્થામાં પડેલાં હશે. બાર ગાઉએ બોલી બદલાય એ રીતે દરેક બોલી એક બીજાથી નવું રૂપ લેતી આવે છે. પણ દૃશ્યગત કલ્પના તો પ્રૌઢ વય પહેલાં જ તીવ્રપણે તેનું કામ કરવા લાગી જાય છે. જે રંગો અને અસરો આપણી બાલવયે ભૂમિદૃશ્યોમાં આપણે જોઈએ છીએ તેની છાપ આપણી રીતભાતમાં હમેશાં પ્રકટ થવાની. જગતના દરેક દેશનાં ભાખ્ય સાહિત્યમાં અને કલા-સ્વરૂપોમાં પોતપોતાની લાક્ષણિક છટા અને મજા હોય છે તેને દેખાવની વિશ્વસમાનતાના નામે છૂંદી નાખવાં ન જોઈએ તથા દરેક સ્થાનનાં પ્રજાનાં શ્રેષ્ઠ ઠરેલા સચોટ નમૂના કરેલાં હોય તેવાં સંસ્કૃતિ સ્મારકોમાંથી દેશનાં વિદ્યાર્થીઓની કલ્પનાશક્તિને સંપોષણ આપવું જોઈએ. લોકવાણીમાં ભૂમિજાત કહાણીઓ, દંતકથાઓ, લોકવાર્તાઓ, લોકગીતો અને લોકનૃત્યો બાળકને તેની વ્યવહારની માતૃભાષામાં પ્રાપ્ત થાય એવું કરવું જોઈએ.'

—મુલ્કરાજ આનંદ

આ મહાવિસ્તારવંત મુલકમાં અનેક ભાષાઓ પ્રચલિત છે તેમાં આપણે એક સર્વસામાન્ય ભાષાની પ્રતિષ્ઠા કરવાનો પ્રયાસ કરી રહ્યા છીએ. હમણાં નહિ તો

કોક વાર એવો સમય આવશે જ્યારે સમસ્ત માનવજાતને એકતા આવવાને સર્વમાન્ય ભાષાની જરૂર પડશે. ડૉ. બેસાંટ કે કહેતાં : ' જ્યાં મનુષ્યના હોઠ બીડાયેલા રહે છે ત્યાં કલા આંતરદેશીય ભાષાનું કામ કરે છે. તેમાંથી મનોમન વાત થઈ શકે છે. હૃદયથી હૃદયનું મિલન થાય છે. ચિત્ર શિલ્પસ્થાપત્ય સંગીતને અનુવાદની જરૂર પડતી નથી. તેમનો સંદેશ દરેક દેશ ઝીલી શકે છે. દરેક ભાષાના લોકો સમજી શકે છે. નવા યુગની સભ્યતામાં કલા સમસ્ત વાતાવરણ ભરી દેશે એવાં એંધાણ મળી રહ્યાં છે.'

★

'સુધાંશુ'

## એકલ આંબલો

ફૂણું રે તમસથી નભ ભર્યાં ભર્યાં
અને મારો આંબલો અટૂલો જી;
આકાશ અડાબીડ ધ્વાંતે ધમધમે
એમાં રાણી ! આષાઢ ધડૂક્યો અમૂલો જી;
આંબલો એકલ,
માથે તારાં મોતી ઝમે !

ખ્વાબની આંખે રે અંતરિખ ઝંખુંઝંખું
બિંદુબિંદુ જલ ઘનથી નિંઝોરે જી;
જહાં રે જોઉં ત્યાં વીજજલ ઝંકારઝંકાર,
મારે આંબે મોર માયલો ઝીંગોરે જી;
આંબલો એકલ,
માથે તારાં મોતી ઝમે !

દ્રવીને સ્રવીને શૃંગારને શતમુખ—
કરો રાણી !
આંબલો અણસોરો જી;
અંધાર ઓપાવ્યા,
ઉરે કંઈ ગોપાવ્યાં જે
ફાંટ છોડો, આંબલે લઈ પોરો જી;
આંબલો એકલ,
માથે તારાં મોતી ઝમે !

★

પ્રો. ગોવિન્દભાઈ પટેલ

## પલકી જાશું ભાઈ

પલકી જાશું ભાઈ,
વિષ દેશો તો તેય ઘોળીને મલકી જાશું ભાઈ.
આપશો જે કૈં સોહ્યલું તેને
બેવડું કરી દેશું,
દોહ્યલું કંઈ આપશો તેને
સોહ્યલું કરી લે'શું,
કૈં જ દેશો ના તોય અમે તો છલકી જાશું ભાઈ.

કેડીએ કેડીએ ચાલશું ખાંતે
કાંકરા કાંટા ઠેલી,
ભયભીતિનાં ગૂંચળાં દેશું,
અભયથી જ ઉકેલી,
ધૂળ નાખે કોઈ આંખમાં તોયે ઝબકી જાશું ભાઈ.

હારની હોળી ઠારવાને કૈં
વિહાર રેલી રે'શું,
રસાળતાને સીંચશું, હેરી
સાલને શોષી લેશું,
થાય ધરા આ હળવી એવા હલકી થાશું ભાઈ,
પલકી જાશું ભાઈ.

★

ચુનીલાલ વર્ધમાન શાહ

# તાનાશાહ

ઐતિહાસિક નવલકથાઓ અને વાર્તાઓના લેખક તરીકે જાણીતા થયેલા આપણા પીઢ નવલનવેશની ઐતિહાસિક સાતત્ય ધરાવતી આ એક મહત્ત્વની વ્યક્તિવિશેષનો પરિચય કરાવતી ઇતિહાસકથા છે—આપણા દેશની, આપણી સંસ્કૃતિની. એટલે વાચકોને આ કથા સાથે તાદાત્મ્ય સાધવાનું મળશે....

ગોવળકોંડાની ખાણમાં હીરા પાકે છે. વિખ્યાત કોહીનૂરનો હીરો ગોવળકોંડાની ખાણમાંથી નીકળેલો તેવો જ સુવિખ્યાત ગોવળકોંડાનો એક રાજા થઈ ગયો, તેનું નામ તાનાશાહ. માણસ તરીકે તે હીરા જેવો ચમકદાર રાજા હતો, પણ હીરાને કાંકરો બનાવનારા પણ દુનિયામાં હોય છે. તાનાશાહને બાદશાહ ઔરંગઝેબે કાંકરો બનાવી દીધેલો !

તેનું ખરું નામ અબૂલહસન. દક્ષિણમાં રાજ્ય કરી ગયેલા કુતુબશાહી વંશનો એ છેલ્લો રાજા હતો. ને તાનાશાહ તરીકે ઓળખાતો. તે દિલનો ભલો અને સ્વભાવનો લહેરી હતો. સરસ ભોજન–પાન, ભભકાદાર કપડાં–લત્તા, ચિત્ર–શિલ્પના સુંદર નમૂના, ઊંચી ઓલાદના ઘોડા, મોજીલા મિત્રો, મનહર મહેલ–બગીચા, અને ગાન–તાન–ગુલતાન એ તેને બહુ જ પસંદ. કોઈ પણ વસ્તુ હલકી કોટિની તેને ગમે નહિ. એ કારણે તેનું એવું નામ પડેલું. આજે તેના મૃત્યુ પછી ૨૬૦ વર્ષે કોઈ લહેરી આદમીને 'તાનાશાહ' તરીકે ઓળખવામાં આવે છે, તેટલો એ રાજા સુવિખ્યાત બની ગયો છે એમાં શંકા નથી.

તાનાશાહ અકબરની પેઠે જ હિંદુ-મુસ્લિમ એકતામાં શ્રદ્ધા ધરાવતો હતો. તેણે પંડિત મદન નામના એક એક સુવિખ્યાત બ્રાહ્મણને પોતાનો મહામંત્રી બનાવ્યો હતો : પંડિત રામદાસ નામનો બીજો બ્રાહ્મણ તેની નોકરીમાં હતો તે ધાર્મિક અને દેવીભક્ત હતો. તે તાનાશાહના રાજ્યનું મહેસૂલ ઉઘરાવવાનું કામ કરતો હતો. એકવાર તેણે લોકોની માગણીથી રાજ્યની મહેસૂલમાંથી મોટી રકમ દેવીનું મંદિર બંધાવવામાં દાન કરી દીધી. તાનાશાહે એ વાત જાણી એટલે તેને તુરંગમાં પૂર્યો. અગિયાર દિવસ સુધી તે તુરંગમાં રહ્યો. લોકકથા એવી છે કે બારમે દિવસ દેવીએ તાનાશાહને સ્વપ્ન આપ્યું અને રામદાસને તુરંગમાંથી મુક્ત કર્યો હતો.

તાનાશાહ સ્વભાવે ધાર્મિક વૃત્તિનો રાજા હતો. ગુલબર્ગાનો રાજુશાહ તેનો ગુરુ હતો, જેના ઉપદેશની તાનાશાહ ઉપર ખૂબ અસર હતી. રાજુશાહ પર હિંદુઓ અને મુસલમાનો શ્રદ્ધા–ભક્તિ ધરાવતા હતા. એ રાજુશાહે જ મુસલમાનોને સંસ્કૃતનો અભ્યાસ કરવાની પ્રેરણા કરી હતી. એક કુતુબશાહી સુલતાન અબ્દુલ્લા પણ એ રાજુશાહનો ભક્ત હતો. તેણે રાજુશાહની સૂચનાથી તાનાશાહને પોતાની પુત્રી પરણાવી હતી.

તાનાશાહ પોતે સંસ્કૃત તથા અરબીનો અભ્યાસી કવિ હતો, અને સુફી મતનો મુસલમાન હતો. રાજુશાહનો મકબરો તાનાશાહે બંધાવેલો તે હૈદ્રાબાદના ફતેહ દરવાજાની નજદીક આવેલો છે. સુફી મત એક અધ્યાત્મિક મત છે. તેમાં દુનિયાની સ્થૂળ વસ્તુઓનું મહત્ત્વ મનાતું નથી. સુફી હોઈને તાનાશાહે મૃત્યુ પછી પોતાને દફનાવવા માટે અગાઉથી મકબરો બંધાવી રાખ્યો ન હતો, જ્યારે એ વંશના બીજા છએ રાજાઓના મકબરા આજે જોવામાં આવે છે. એક અધૂરો રહેલો મકબરો તાનાશાહે બંધાવેલો એમ કહેવામાં આવે છે. પરંતુ તેમાં તેના સાઢુ નિઝામુદ્દીનને દફનાવવામાં આવ્યો હતો.

પ્રેમમતી નામની એક રૂપવતી નર્તિકા ઉપર તાનાશાહનો અસાધારણ પ્રેમ હતો. ગોવળકોંડાના કિલ્લાથી વાયવ્ય કોણમા એકાદ માઈલ દૂર એક ટેકરી પર તેને માટે તાનાશાહે બંધાવેલા મહેલમાં તે રહેતી હતી. આજે પણ એ મહેલ જોવામાં આવે છે. તાનાશાહનો મહેલ પણ ૪૦૦ ફૂટ ઊંચો હતો. લોકકથા એવી છે



કે પ્રેમમતી પોતાના મહેલ પરથી તાનાશાહના મહેલ સુધી બાંધેલા દોરડા પર નાચતી નાચતી તાનાશાહ પાસે જતી–આવતી ! કિલ્લામાંના એક કુંડ( કટોરા )માં પ્રેમમતીને ચાંદનીરાતે સોનાની નાવમાં બેસાડીને તાનાશાહ સહેલગાહે નીકળતો. પ્રેમમતી ઉપર તેનો એટલો પ્રેમ હતો કે તે નર્તિકાના શબ ઉપર તાનાશાહે રોજો બંધાવેલો અને તે કબર પર એવો લેખ કોતરાયેલો છે કે 'દુનિયા હસ્તીમાં આવી ત્યાર પછી બહેસ્તનું એ એક જ સુંદર પુષ્પ હયાતી ધરાવતું હતું.'

તાનાશાહ ઊંચી જાતના મદ્યનો પણ શોખીન હતો. તેનું નામ કોતરાયેલો એક મદ્ય પીવાનો પ્યાલો હૈદ્રાબાદ સંગ્રહસ્થાનમાં જાળવી રાખવામાં આવ્યો છે. તાનાશાહ ઉપર મોગલ બાદશાહ ઔરંગઝેબનો કોપ ઊતર્યો હતો તેનું મુખ્ય કારણ એ હતું કે તાનાશાહ સુફી મતનો હતો અને હિંદુઓ તથા મુસલમાનોને સરખા માની હિંદુઓને પણ પોતાના રાજ્યમાં મોટા અધિકારો આપતો હતો. તાનાશાહ દિલ્હી બાદશાહનો તાબેદાર રાજા હતો અને બાદશાહને નિયમિત ખંડણી મોકલતો હતો. તે ઉપરાંત બીજી જવાબદારીઓ અદા કરતો હતો. તે અર્ધું નાણું પોતાના નામનું અને અર્ધું નાણું મોગલ બાદશાહના નામનું પડાવતો, તો પણ તેટલાથી ઔરંગઝેબને સંતોષ થતો નહિ.

ઔરંગઝેબ જ્યારે ગાદીએ બેઠો ન હતો અને શાહજહાનો દક્ષિણનો સુબેદાર હતો ત્યારે તે કુતુબશાહી વંશના બીજા રાજાઓને પણ સતાવતો અને તેમની પાસેથી નાણાંની ને હીરાની થેલીઓ ભરી જતો. હૈદ્રાબાદના કુતુબશાહી રાજા અબ્દુલ્લાને તેણે કાંઈ કાંઈ બહાનાં કાઢીને સતાવેલો અને હૈદરાબાદમાં લૂંટ ચલાવેલી. ઔરંગઝેબ બાદશાહ થયા પછી તો તેણે તાનાશાહનો ખરેખર પીછો જ પકડ્યો હતો. હિંદુ–મુસલમાનો પ્રત્યે સમાન લાગણી ધરાવવા માટે તેની જે લોકપ્રિયતા જામી હતી તે ઔરંગઝેબના અંતરમાં બહુ ખૂંચતી હતી. બીજાપુર ઉપર ઔરંગઝેબે ચડાઈ કરી તે પહેલાં તેણે બીજાપુરને મદદ કરવાને બહાને તાનાશાહની સતામણી કરવા માંડી હતી. પછી બીજાપુરને ઔરંગઝેબે જીતી લીધું ત્યાર બાદ તાનાશાહે બાદશાહને દંડ આપી ફરી સુલેહ કરી, પરંતુ તેથી તો ઔરંગઝેબની ધનલોભની દાઢ વધારે સળવળવા લાગી.

ઔરંગઝેબને કુતુબશાહીનો ધ્વંસ કરવો હતો, એટલે તેણે તાનાશાહની સુલેહની બધી દરખાસ્તોને ફગાવી દીધી. તાનાશાહ પંડિતોને અને સૈયદને સરખા ગણે એ ઔરંગઝેબને બિલકુલ પસંદ નહોતું. તેણે છેવટે ગોવલકોંડાને ઘેરો ઘાલ્યો. ઘેરો મહિનાઓ સુધી લંબાયો. કિલ્લામાં દાખલ થવાના ઔરંગઝેબના યત્નો એક પછી એક નાકામિયાબ નીવડવા લાગ્યા. બાદશાહે કિલ્લો તોડવાને કિલ્લાની દિવાલના પાયામાં સુરંગ ખોદવા અને અંદર દારૂ પૂરવા માંડ્યો. તાનાશાહના પહેરગીરોએ તેની બાતમી મેળવી અને સુરંગને નિષ્ફળ બનાવીને રેતીથી પૂરી દીધી.

પછી બાદશાહે રેતીના થેલાની દિવાલ બનાવી તે દ્વારા કિલ્લામાં દાખલ થવાનો માર્ગ શોધ્યો. રાતને વખતે એમ એ દિવાલ દ્વારા તેના સૈનિકો કિલ્લા પર ચડી ગયા. તાનાશાહના પહેરગીરો ઊંઘતા હતા, પણ એક કૂતરાએ શત્રુઓને કિલ્લા પર ચડી આવતા જોઈ જોસથી ભસવા માંડ્યું, પહેરગીર જાગી ગયા, તેમણે સામનો કર્યો અને કિલ્લા પર ચડેલા મોગલ સૈનિકોને પાછા પછાડ્યા ! કહેવાય છે કે આ બનાવની વાત તાનાશાહે જાણી ત્યારે તેણે એ કૂતરાને ગળે સોનાનો પટ્ટો પહેરાવીને તેની કદર કરી હતી.

એવી લોકકથા છે કે એક શુક્રવારે સવારની નમાજ કિલ્લાની નજદીક પઢવાનો બાદશાહે હુકમ કર્યો. નમાજ પઢાવવા મુલ્લા ચોતરા પર ચડ્યો, તે જ ક્ષણે કિલ્લા પરથી તાનાશાહના સિપાઈએ તીર ફેંક્યું તેથી મુલ્લા વીંધાઈને નીચે પડ્યો. બાદશાહે બીજા મુલ્લાને નમાજ માટે બોલાવ્યો, તો તેને પણ તીરથી વીંધી નાખવામાં આવ્યો : ત્રીજી વાર બાદશાહ પોતે ચોતરા પર ચડ્યો એટલે તાનાશાહે પોતાના સિપાઈને તીર ફેંકતાં અટકાવી દીધો.





૧૬૮૭નો સપ્ટેમ્બર માસ ચાલતો હતો. ગોવલ-કોંડાના ઘેરાને આઠ માસ થઈ ગયા હતા, પણ ઔરંગઝેબ તેમાં પેસી શકતો નહોતો. એ માસમાં છેવટે ઔરંગઝેબની દગાબાજી ફાવી, તાનાશાહનો એક વિશ્વાસુ સરદાર અબ્દુલ્લાખાન ફૂટયો! તેણે કિલ્લાનો ખડકી દરવાજો ઉઘાડી શાહજાદા આઝમને તેના લશ્કર સાથે દાખલ થવા દીધો. તાનાશાહના સૈનિકો ગભરાટમાં પડી ગયા. તેઓ સામનો કરવાની હિંમત બતાવી શક્યા નહિ. શાહજાદો આઝમ સીધો તાના-શાહને મહેલે પહોંચી ગયો. (૨૨ સપ્ટેમ્બર ૧૬૮૭)

તાનાશાહ તે વખતે ભોજન કરવા બેઠો હતો. આઝ-મને બારણે આવી ઊભેલો જોતાં તાનાશાહ ગભરાયો નહિ. તેણે તેને કહ્યું: 'પધારો શાહજાદા! ભોજન કરવા બેસો!' શાહજાદાએ ભોજન સ્વીકાર્યું નહિ, પણ તાનાશાહે નિરાંતે ભોજન કરી લીધું. પછી તે પોતાના જનાનખાનામાં ગયો, બેગમોને ધીરજ આપી અને પોતે બહાર નીકળ્યો.

તાનાશાહને બાદશાહ પાસે લઈ જવામાં આવ્યો ત્યારે તેણે સભ્યતાથી અને કુશળતાથી વાતો કરી. તેણે કહ્યું: 'આપ આપની ઇચ્છામાં આવે તેવી સજા ભલે મને કરો, પરંતુ મહેરબાની કરી કિલ્લાના માણસોને કે વસ્તીને રંજાડશો નહિ, કે લૂંટશો નહિ.' પણ ઔરંગઝેબ એ લંબાયેલા ઘેરાથી ખૂબ ચિડાયો હતો, એટલે તેણે તાનાશાહની અરજ સ્વીકારી નહિ. તેણે ગોવલકોંડા લૂંટયું અને તાનાશાહને તથા તેની બેગમને ગોવલકોંડાથી દૌલતાબાદના કિલ્લામાં લઈ જઈ ત્યાં કેદ કર્યાં.

દૌલતાબાદના કિલ્લામાં તાનાશાહ ચૌદ વર્ષ સુધી જીવ્યો અને છેવટ સુધી નજરકેદ રહ્યો. ૧૭૦૪માં તે મૃત્યુ પામ્યો. એ કાળમાં તેની બેગમને એક પુત્ર અવતરેલો હતો તેનું નામ બંદી સુલતાન. પાછળથી તેને દિલ્હીમાં બાદશાહની નોકરીમાં રાખવામાં આવેલો. તાનાશાહને મૃત્યુ વખતે ખૂબ દર્દ થતું હતું, પણ મૃત્યુ આવતું નહોતું. એક વખત તેણે કહ્યું: 'મારે મરવું છે, પણ મારા જીવનો આ શરીર પરનો મોહ છૂટતો નથી. તેને આસપાસની આ મનહરતા અને મધુરતામાં રહેવાની જ ઇચ્છા છે. મારા શરીરમાંથી તે ત્યારે જશે, જ્યારે વાતાવરણ પલટાઈને દુર્ગંધ તથા કુરૂપતાથી ભરપૂર બની જશે.' કહેવાય છે કે આ રહસ્ય જાણીને તેના માણસોએ એક કુબડી અને શરીરે ગંધાતી સ્ત્રીને તેની નજર સામે આણી, તેને જોવાથી તાનાશાહ કંટાળાથી એટલો ઉશ્કેરાઈ ગયો કે તેનો પ્રાણ તે જ વખતે ચાલ્યો ગયો. ગોવલકોંડાનો એ હીરા જેવો માનવી એમ ઔરંગઝેબને હાથે કાંક-રાની મિસાલે જીવન પૂરું કરી ગયો.

ઔરંગઝેબે કુતુબશાહી રાજ્યોનો દક્ષિણ ભારતમાં અંત લાવીને એ પ્રદેશનો કારભાર કામબક્ષને સોંપ્યો હતો. ઔરંગઝેબના મૃત્યુ પછી ગાદી માટે પોતાના ભાઈઓ સાથે લડીને એ મૃત્યુ પામ્યો હતો, તે પછી ગોવલકોંડા અને હૈદરાબાદ સને ૧૭૮૪માં પહેલા નિઝામને હાથ આવ્યાં હતાં.

આપણે જે વ્યક્તિને 'બાંકેલાલ' કે 'ફાંકડેરાવ' કહીએ છીએ તે અર્થમાં 'તાનાશાહ' શબ્દ બહુધા મુસ્લિમો અને પારસીઓ વાપરે છે.



ડૉ. લીના ત્રિવેદી

## સમભાવ

ભલે તમારી કને પૈસા ન હોય એટલા
જેથી દઈ શકો એ તમે ગરીબોને દાનમાં.
પણ હૈયું તો એટલું જ કૂમળું રાખો
એમનાં આંસુ તમારું હાસ્ય ન બનો.





તાના

દિલખુશ બ. દીવાનજી

# સ્વરાજનું ઘડતર પણ કયે રસ્તે?

ગાંધી-વિચારને જીવનમાં ઊતારનાર જે થોડાક મહાનુ-ભાવો આજે પણ અસ્તીત્વ ધરાવે છે તેમાંના આ લેખક એક છે. એવી અધિકારી કલમે ઊર્મિના દિવાળીઅંક માટે ખાસ લખાયેલો આ લેખ પ્રેરક પણ છે જ...

૧૯૪૫ના ઓક્ટોબરને। સમય હતો. ગાંધીજી વિચારતા હતા કે સ્વરાજ આવી જતાં પંડિતજી કઇ રીતે પ્રજા-કલ્યાણની યોજનાઓ ઘડશે. શરૂથી જ બંને વચ્ચે હિંદ કેવું થશે તે વિષે પાયાના વિચારભેદો હતા.

બાપુએ જવાહરલાલને પત્ર લખ્યો :

'આપણી વચ્ચેના પાયાના મતભેદો વિષે મારે તમને લખવું છે. જો એ વિચારભેદ પાયાનો હોય તો પ્રજાએ તે જાણી લેવો જોઈએ. જો પ્રજા એ વિષે અંધારામાં રહે તો આપણા સ્વરાજ્યના કામને તે હાનિકારક છે.

'હું હવે વૃદ્ધ થતો જાઉં છું એટલે જ મેં તમને મારા વારસ તરીકે ઓળખ્યા છે પરંતુ મારે મારા વારસને સમજી લેવા જોઈએ. મારા વારસે મને સમજી લેવો જોઈએ તો જ મને સંતોષ થાય.

'હિંદને જો સાચી સ્વતંત્રતા મળવાની હશે અને હિંદ દ્વારા આખું વિશ્વ એની પ્રસાદી મેળવવાનું હોય તો એ હકીકત સ્વીકારવી જ રહી કે ભારતની પ્રજા શહેર નહિ પણ ગામડાંમાં જ રહેશે, મહેલોમાં નહિ પણ ઝૂંપડામાં રહેશે. શહેરો અને મહેલોમાં રહીને કરોડો લોકો એક બીજાની સાથે શાંતિથી નહિ રહી શકે. તેમાં તો એમને હિંસા અને અસત્યનો જ આશ્રય લેવો પડશે. હું દૃઢતાપૂર્વક માનું છું કે સત્ય અને અહિંસા નહિ હોય તો માનવતાને માટે વિનાશ જ નિર્માયો છે. સત્ય અને અહિંસાનો સાક્ષાત્કાર ગ્રામ-જીવનની સાદાઈમાં જ થઈ શકે. આ સાદાઈ રેંટિયા અને તેમાં રહેલી શક્તિમાંથી જ કેળવી શકાય. આજે દુનિયા ખોટે માર્ગે જઈ રહી છે તેથી કંઈ મારે ગભ-રાવાની જરૂર નથી. સંભવ છે કે ભારત પણ એ જ ખોટા માર્ગે ચાલ્યું જશે. અને પતંગિયાની માફક દીવા પાછળ દોડતા તે બળી મરશે.'

'પરંતુ મારો અનિવાર્ય ધર્મ છે કે આ આફતમાંથી હિંદને અને તેની મારફત આખા વિશ્વને બચાવી લેવું. મારા છેલ્લા શ્વાસ સુધી આ માટે મારે મથતા રહેવું જોઈએ.'

'મારું કહેવાનું તાત્પર્ય એટલું જ કે મનુષ્યે એની સાચી જરૂરિયાત મેળવીને જ સંતોષ માનવો જોઈએ. એ માટે એણે સ્વાવલંબી થવું જોઈએ. આટલી મર્યાદા નહિ સચવાય તો એ બચી નહિ શકે. જેમ મહાસાગર બિન્દુઓનો સમૂહ માત્ર છે તેમ સમાજ વ્યક્તિઓનો સમૂહ છે. આ તો બહુ જાણીતું સત્ય છે.

'આજના વિજ્ઞાનને હું સમજું છું પરંતુ વિજ્ઞાનમાં જે સાચું છે તે દૃષ્ટિએ જે જૂનું છે તે આપણે મઠારવું પડશે. તેનું નવસંસ્કરણ કરવું પડશે. તમારે એવી ભૂલ તો કરવી જ નહિ કે આજના ગ્રામ જીવનને જ એવું ને એવું હું ટકાવી રાખવા માગુ છું. મારા સ્વપ્નનું ગામડું તો હજી મારા મનમાં જ રમ્યા કરે છે. આખરે તો દરેક પોતાની સ્વપ્નની દુનિયામાં જીવે છે. મારા આદર્શ ગામમાં તો સમજવાળા ગ્રામવા-સીઓ હશે. તેઓ પશુની માફક જડ, અસ્વચ્છ અને અંધારી જગામાં નહિ રહેતા હોય. સ્ત્રી પુરુષો સ્વતંત્ર હશે અને જગતમાં કોઈની સામે ટકી રહેવાની તાકાત ધરાવતા હશે. પ્લેગ કૉલેરા કે શીતળાના રોગો ત્યાં નહિ હોય. કોઈ આળસુ નહિ રહે તેમજ કોઈ વૈભ-વમાં આળોટશે નહિ. પ્રત્યેકને જાત પરિશ્રમનો પોતાનો ફાળો આપવાનો રહેશે. રેલ્વે તાર ટપાલ ભલે હોઈ શકે.'

બાપુએ સ્વરાજ કેવું હોય તે વિશે પોતાના વિચારો સ્પષ્ટ કર્યા અને પંડિતજી પાસે માગણી કરી કે એઓ પણ એ જ રીતે એમના વિચારો સ્પષ્ટ કરે.

પંડિતજીએ બાપુને મોટો પત્ર લખ્યો. બાપુના વિચારો





સાથે એમને મૂળભૂત મતભેદ છે તે એમાં જણાય છે :—

'આપણી આગળ કંઈ સત્ય અસત્ય કે અહિંસા હિંસાનો પ્રશ્ન નથી. એ સમજી શકાય છે કે સાચા સહકાર અને શાંતિમય ઉપાયોની દિશામાં જ આપણે આગળ વધવું રહ્યું. આવા વાતાવરણ પ્રતિ લઈ જનારા સમાજની જ આપણે રચના કરવી છે પરંતુ મુખ્ય પ્રશ્ન જ એ છે કે આવો સમાજ કઈ રીતે રચવો? એ સમાજ કેવો હશે? હું સમજી શકતો નથી કે સત્ય અને અહિંસાનું વાતાવરણ ગામડામાં જ ખીલી શકે. સામાન્ય રીતે ગામડું બુદ્ધિ અને સંસ્કારમાં પછાત જ હોય છે. પછાત પ્રદેશમાં કંઈ પ્રગતિ ન જ થઈ શકે. સંકુચિત મનવાળા લોકો અસત્ય અને હિંસા પ્રતિ વધુ ઢળેલા હોય છે.'

પંડિતજીના આ લાંબા પત્રમાં એમણે યંત્ર ઉદ્યોગો, વિજ્ઞાન, શહેરની સંસ્કૃતિ વગેરેનો આગ્રહ રાખ્યો. પરંતુ એમણે એટલું તો કબૂલ કર્યું છે કે 'આજની દુનિયા અથવા તેનો મોટો ભાગ આત્મહત્યા પ્રતિ ધસી રહ્યો છે. આજની સંસ્કૃતિમાં પડેલા ખરાબ તત્ત્વના અનિવાર્ય વિકાસનું આ પરિણામ છે. હવે હું માનું છું કે આ હકીકત જ છે. એટલે એ અનિષ્ટ દૂર કરતાં તેનાં સાચાં તત્ત્વો કેમ સાચવી રાખવાં એ જ આજનો મોટો પ્રશ્ન છે. આજની સંસ્કૃતિમાં સારાં તત્ત્વ પણ છે જ.'

જૂનાં અને નવાંનો સમન્વય થવો જોઈએ એ વિષે તો પંડિતજી અને ગાંધીજી સહમત હતા પરંતુ મુશ્કેલી તો એ સમન્વય કેવો અને કઈ રીતે થાય તેની જ છે. ગ્રામ જીવન અને ગ્રામ ઉદ્યોગની સંસ્કૃતિમાં રહેલાં સાદાઈ, પડોશ પ્રેમ અને સંતોષી જીવનનાં તત્ત્વોની જાળવણીમાં જ સત્ય અને અહિંસા પર રચાયેલું સમાજનું ભાવિ અવલંબે છે એમ બાપુ માનતા. પંડિતજીને આ પસંદ નથી. એમને એમાં પછાતપણું અને એકલવાયાપણું જણાય છે.

સ્વરાજ શરૂ થતાં સ્વરાજના ઘડતર વિષે બાપુ અને પંડિતજી વચ્ચેની આ મહત્ત્વની ચર્ચા અને વિચારોની સ્પષ્ટતા અધૂરાં જ રહી ગયાં. બાપુ તો ચાલ્યા ગયા. પંડિતજીને વારસો પણ સોંપતા ગયા. પરંતુ બાપુના વિચારો હવે તો ભુલાતા જ જાય છે. આંતરરાષ્ટ્રીય કલેશ કલહોમાં તો બાપુની અહિંસાની પકડ પંડિતજીના હાથમાં બરાબર આવી ગઈ છે. પરંતુ હજી તેના વ્યવહારો સાચવવા જતાં પંડિતજી પણ મૂંઝાઈ જાય છે. જગતનું વાતાવરણ અને રાષ્ટ્રના વિકાસ પાછળ યંત્રવાદનું હિંસાબળ અને તેમાંથી જાગતાં પરસ્પર ઈર્ષા અને અવિશ્વાસનાં પરિબળો હજી હઠીલાં જ નીવડે છે. સહઅસ્તિત્વ કે નિ:શસ્ત્રીકરણની વાતો વાતો જ રહી જાય છે. અણુયુદ્ધની ભયાનક તૈયારીઓના જ્વાળામુખીઓ તો સળગતા જ રહે છે. એને ઠારવા માટે પંડિતજી અને એમને મદદ કરનારા વિશ્વના શાંતિહિતેચ્છુઓ ફાંફાં તો ખૂબ મારે છે પરંતુ ઉકેલ કંઈ આવતો નથી. પંડિતજીનો પારદર્શક નિર્મળ વિશ્વપ્રેમ અને એમની શાંતિ પ્રતિની અનન્ય નિષ્ઠાનો નૈતિક પ્રભાવ તો આજે જગતના માંધાતાઓ પર પડતો જ રહ્યો છે. પરંતુ હજી જ્વાળામુખીઓ શાંત થતા નથી. હિંસામય વિષચક્રમાં સપડાયેલું જગત પ્રકાશ માટે ફાંફાં મારે છે છતાં હજી અંધકારમાં જ અથડાયા કરે છે.

આનું કારણ શું? જગતના શાંતિપ્રિય સજ્જનો માટે તેમજ પંડિતજી માટે એ જ મૂઝવનારો પ્રશ્ન છે. યંત્રોદ્યોગો તરફનો પંડિતજીનો મોહ હજી ઓસરતો નથી. પરંતુ ચિંતનશીલ પંડિતજી વચમાં વચમાં વિચાર કરતા થઈ જાય છે કે આ વિજ્ઞાનની કારીગરી કુશળતાની શોધમાં અને યંત્રોની ધમાલમાં આપણા જીવનનાં અને સમાજનાં નૈતિક મૂલ્યો સાવ ખોવાઈ તો નહિ જાય? સમાજના અને જીવનના આધ્યાત્મિક પાયા સડી તો નથી જતા? આવો વિચાર કરતાં પંડિતજી કબૂલ પણ કરે છે કે નગરો અને શહેરોની સંસ્કૃતિમાં બધું જ કંઈ સારું નથી. તેઓ જણાવે છે કે :—



'આજે શહેરોનો વધુ પડતો વિકાસ થઈ પડયો છે. એમાંથી કેટલાંક એવાં અનિષ્ઠો ઉપજ્યાં છે કે જે વખોડી જ કાઢવાં જોઈએ. આ અતિરેક અટકાવવો જ પડશે. ગામડાંના વિકાસને શહેરની સંસ્કૃતિ નજીક લઈ જવો પડશે.' આમ પંડિતજીના વિચારોમાં સ્પષ્ટતા નથી જણાતી એટલે જ એમને હજી નવા જૂનાનો સમન્વય જડતો નથી. બાપુને તો બધું સ્પષ્ટ દેખાતું હતું. એમના અંતરમાં રહેલી સત્યની અનન્ય ઉપાસના અને અહિંસાની અવિરત ખોજ એમને માટે આ બધા પ્રશ્નો પર પાર વિનાનું અજવાળું પાડી દેતાં. પંડિતજીને બાપુએ લખેલું :–

'તમે સાચું જ લખો છો કે વિશ્વ અથવા વિશ્વનો મોટો ભાગ આત્મઘાતમાં માર્ગે ધસી રહ્યો છે. આધુનિક સંસ્કૃતિમાં જે અનિષ્ઠ છે તેનો જ આ અનિવાર્ય પ્રત્યાઘાત જણાય છે. હું પણ એમ જ માનું છું. આ દેષનું નિવારણ કેમ કરવું અને વર્તમાનમાં રહેલાં સારાં તત્ત્વો કેમ સાચવી રાખવાં એ જ પ્રશ્ન છે.'

પંડિતજીને જે નથી સૂઝયું તે બાપુને તો સૂઝેલું. એમણે તો સ્પષ્ટ સમજી લીધું હતું કે આધુનિક સંસ્કૃતિમાં પેલી ભૌતિક વિકાસની ધમાલ એ જ એનું આત્મઘાતી ભયાનક તત્ત્વ છે. સંસ્કૃતિના અતિરેકને પરિણામે આ બધું થઈ રહ્યું છે. એટલે જ બાપુજી ગ્રામ સંસ્કૃતિની ખુબીઓને સમજી ગયા. માનવતાનું આત્યંતિક કલ્યાણ ગામડાંની સંસ્કૃતિને જાળવી રાખવામાં જ રહેલું છે. એમ બાપુએ માન્યું એટલે જ ગ્રામ સ્વરાજની તેમની કલ્પના રામરાજ્યમાં પરિણમી. પંડિતજી તો થાકયા છે. હિંસાના વેર ઝેરમાંથી કશો માર્ગ દેખાતો નથી. એ વેર ઝેર યંત્ર–સંસ્કૃતિમાંથી પરિણમે છે તે હજી પંડિતજી કેમ નહિ સમજતા હોય? યંત્ર ઉદ્યોગો, લશ્કરી સરંજામો, શહેરોનાં મલિન વાતાવરણો એ બધું સત્ય કે અહિંસા પર રચાયેલાં નથી. બાપુજીએ તો વારંવાર જણાવ્યું છે કે રેંટિયો અને ગ્રામ ઉદ્યોગોના વિકાસમાં જ સર્વોદય છે. એમણે ગામડાંનો અર્થ કંઈ આજના અસ્વચ્છ ભાંગેલાં ગામડાંનો નથી કર્યો. બાપુ તો ઝંખતા હતા કે ગામડાંઓ સ્વચ્છ સ્વયંપોષક, સ્વાવલંબી, અને સ્વયંરક્ષિત થવાં જોઈએ. શહેરો તો એમને કદી જોઈતાં જ ન હતાં. પંડિતજીને ગ્રામ પ્રજા ગમે છે પણ ગામડાં નથી ગમતાં. ગામડાંમાં સારાં તત્ત્વો જ નથી એવો પંડિતજીનો ભ્રમ છે. બાપુ તો ગામડાંની આજની દુર્દશાની ભીતરમાં રહેલી ગ્રામ સંસ્કૃતિની તેજસ્વિતા જોઈ શકયા હતા.

ઘણા સમય પહેલાં પોલેંડથી આવેલા એક ઈજનેર મોરીસ ફ્રીડમેને બાપુને આ અંગે એક પ્રશ્ન પૂછયો હતો કે 'અહીંના ગામડાં નિષ્ક્રિય નિસ્તેજ અને નિરુત્સાહી દેખાય છે. જ્યાં પડયાં છે ત્યાંથી આગળ વધતાં જ નથી એવું દેખાય છે.' ગાંધીજીએ જવાબ આપ્યો તે બહુ સમજવા જેવો છે. એમણે જણાવ્યું :—

'ઉપરચટી નજરે જુઓ તો એવું જ દેખાય પરંતુ જે ક્ષણે તમે એ લોકોની જોડે વાત કરો અને તેઓ બોલવા માંડે તે ક્ષણે તમે જોશો કે એમની જીભમાંથી જ્ઞાન ઝરે છે. બહારનો અણઘડપણાનો દેખાવ છે તેની પાછળ આધ્યાત્મિક વૃત્તિનો ઊંડો ઝરો પડેલો છે. એને હું સંસ્કારિતા કહું છું. એવી વસ્તુ તમને પશ્ચિમમાં નહિ જોવા મળે. યુરોપના કોઈ ખેડૂત સાથે તમે વાત કરી જુઓ તો તમને દેખાશે કે એને ઈશ્વર કે આત્માની વાતમાં કશો રસ નહિ હોય. હિંદી ગામડીઆમાં તો અણઘડપણાના પોપડા નીચે જુગજૂની સંસ્કારિતા છૂપાયેલી છે. તે પોપડો ઉખેડી નાખો, ગ્રામવાસીની દરિદ્રતા અને તેનું અજ્ઞાન દૂર કરો તો શિષ્ટ સંસ્કારી નાગરિક કેવો હોવો જોઈએ એનો સુંદરમાં સુંદર નમૂનો તમને જોવા મળશે.'

ભારતની ભલી ભોળી દેખીતી રીતે અજ્ઞાન અને અસ્વચ્છ ગ્રામ પ્રજામાં બાપુને કેટલી બધી શ્રદ્ધા હતી? પંડિતજીને પ્રજામાં પડેલી એ શક્તિનો ખ્યાલ કેમ નહિ આવતો હોય? વિનોબાજીની ભૂદાન યાત્રામાં પણ ગ્રામ પ્રજામાં રહેલી આ ભક્તિપરાયણ સંસ્કૃતિના ઠેર ઠેર દર્શન આપણને થતાં રહ્યાં છે. અને છતાં પંડિતજી એ પ્રજા કાયમ માટે પછાત જ રહેશે એવી ચિંતા કેમ કરે છે?

પંડિતજીની ગામડાં પ્રતિની આ અશ્રદ્ધાનું કારણ શું? પંડિતજી ગામડાંઓમાં તો ખૂબ ફર્યા છે પરંતુ એમના ગ્રામપ્રવાસો સ્વરાજ પહેલાં સત્યાગ્રહની લડતો માટે હતા અને હવે ચૂંટણીપ્રચાર માટેના છે. ગામડાંનાં ટોળેટોળાં એમનાં દર્શન માટે આવતાં. પંડિતજી પણ એમનાં દર્શન કરીને જ ચાલ્યા જતા. ગામડાંમાં સ્થિર રહેવાનું થયું જ નહિ. એમને કંઈ ગામડાંની રચનાત્મક પ્રવૃત્તિની જવાબદારી સંભાળી નહિ. પ્રજાની દુર્દશા જોઈ પરંતુ નિકટ ન આવ્યા એટલે એનો ઉકેલ શોધવા શહેરમાં જ પહોંચી ગયા. બાપુ જુદી રીતે ગામડાંઓમાં ફરતા હતા. કોઈકવાર રેંટિયાનો સંદેશ લઈને ગામડાંમાં પહોંચી જતા તો કોઈક વાર હિંદુ ધર્મમાં રહેલા અસ્પૃશ્યતાના મેલને ધોવા માટે પહોંચી જતા. ગ્રામ પ્રવાસોમાં એમને ગ્રામપ્રજાનો તેમજ તેમાં કામ કરી રહેલા નાના મોટા કાર્યકર્તાઓનો નિકટ પરિચય થતો એટલે એ સમજી ગયેલા કે ભારતનું ભાવિ ગામડાંની સંસ્કૃતિના પુનર્જીવનમાં રહેલું છે. નહિ કે યંત્રપ્રધાન નગરસંસ્કૃતિના માર્ગે ગામડાંઓને લઈ જવામાં! આજે બાપુ અને પંડિતજીના વિચારોની વચમાં આપણું સ્વરાજનું ઘડતર ઝોલાં ખાય છે. એમાં સ્વરાજ પણ દેખાતું નથી તો પછી એનું ઘડતર થશે જ એવી શ્રદ્ધા પણ જાગતી નથી. પ્રજા સમજતી નથી. પંડિતજી જેવા અત્યંત પ્રતિભાશાળી અને દેશનો ઉદય કરવાની અત્યંત તમન્નાથી ભરેલા આપણા એ નેતાની વિચારસરણી સામે થવાની કોઈને હિંમત નથી થતી. પ્રજાને પંડિતજી ગમે છે પણ એમના કાર્યક્રમોમાંથી પ્રજાને સ્વરાજ જડતું નથી... આપણા દેશનું આ દુર્દૈવ છે.

બાપુજી તો ચાલ્યા ગયા પણ યુગો સુધી એમની ગેરહાજરી આપણને બધાને સાલ્યા જ કરવાની.



'મીનપિયાસી'

## આંસુ

કોણ લૂછે રે! આંસુ!
ક્યાં જૂનું ક્યા નવું જીવન આ,
બદલ્યું બીજું પાસું—કોણ૦

કોઈ મળે વતની ને બોલું,
હું ગળગળતા સાદે,
નૈનનમાંથી નીર છલકતાં,
સ્વજન સગાંની યાદે,
જે લેખે તે પણ ના સમજે,
કોઈ ન પૂછે 'આ શું?'—કોણ૦

ઉરમાં ભંડારી એકલતા,
બહાર રહું છું હસતો,
ધૂળ મહીં ધરબાયો તોયે,
આકાશે નિત વસતો,
કોણ કહે કે આજ અહીં તો,
કલ હજી ક્યાં જાશું?—કોણ૦

હું જ હસું મુજને તો સાથે,
હસે ગામના લોક
અંતર ઊંડે ઝૂરે ઝંખના,
જાણે મરમી કોક,
કોણ કહે કે 'ચાલ પિયાસી—
અમરત ઉરનાં પાશું'—કોણ૦



હર્ષિદા પંડિત

# બાળકમાં ઊર્મિનો વિકાસ

ઊર્મિનાં વાચકોને જાણીતાં લેખિકા-બહેન ફરી પાછી 'સ્વભાવદર્શન' જેવી જ ઉપયોગી લેખમાળા શરૂ કરે છે. બાળમાનસ વિષે માનસશાસ્ત્રીય છણાવટ કરતી એ લેખમાળાનો આ એક મણકો છે...

બાળકના શારીરિક વિકાસમાં જેમ એનું શારીરિક સ્વાસ્થ્ય મોટો ભાગ ભજવે છે તેમ એના માનસિક વિકાસમાં અને વ્યક્તિત્વના ઘડતરમાં એની ઊર્મિઓ (Emotions) પણ અગત્યનો ભાગ ભજવે છે જો કે શારીરિક તંદુરસ્તી પર એની માનસિક પ્રક્રિયાઓ, માનસિક વલણો અને શારીરિક કારણો એના માનસિક ઘડતર પર અંદર અંદર અસર પહોંચાડયાં જ કરતાં હોય છે. આમ શારીરિક વિકાસ ને માનસિક વિકાસ એક બીજા પર નિર્ધારિત છે જ. ઉપરાંત બાળક વારસામાં માત્ર એનું શરીર, સ્નાયુઓ, ગ્રંથિઓ અને જ્ઞાનતંતુ-પદ્ધતિ લઈને જ નથી જન્મતું, એ પોતાના આ શારીરિક બંધારણની સાથે સાથે કંઈક માનસિક બંધારણ—એની શકયાશકયતાઓ સાથેનું—લઈને પણ આવે છે જેમાં એની ઊર્મિઓનો પણ સમાવેશ કરવામાં આવે છે.

આથી જ આપણે આપણી આજુબાજુની સૃષ્ટિમાં જોઈએ છીએ કે એમનાં વિશિષ્ટ માનસિક બંધારણને લીધે એક જ જાતના વાતાવરણમાં ઉછરેલાં બે બાળકોનું વર્તન સરખું નથી હોતું. આ અજોડ માનસિક બંધારણને લીધે ઉત્તેજના (Stimulus) એકસરખી હોય છતાં એક જ કુટુંબમાં ઉછરેલાં બે બાળકોનો પ્રતિયોગ (Response) સરખો નથી હોતો. જેવી રીતે બાળકની શારીરિક તંદુરસ્તી અને સ્વસ્થ વારસા પરથી એમ નક્કી કહી શકાય કે આ બાળક રોગોના હુમલા સામે સારી રીતે ટકી શકશે. તેવી જ રીતે એના સુગઠિત માનસિક બંધારણની રૂએ એમ આગાહી કરી શકાય કે જીવનના બોજ (Stress) અને માનસિક સંઘર્ષોમાં એનું વ્યક્તિત્વ ભાગી પડશે નહીં. જેમ દરેક બાળકના ભૌતિક વાતાવરણમાં તફાવત હોય છે તેમ દરેક બાળકના માનસિક વાતાવરણમાં પણ જુદાપણું હોય એ સ્વાભાવિક છે. કેટલાંક કુટુંબોમાં સંપત્તિની છાકમછોળ હોવા છતાં અને સારો ખોરાક આરામ ને બધી સગવડો પ્રાપ્ય હોવા છતાં પણ ઊર્મિના વિકાસને યોગ્ય વાતાવરણનો અભાવ હોય છે. આર્થિક રીતે સુખી કહી શકાય એવાં ઘણાં ઘરોમાં વ્યક્તિત્વનો તેજોવધ, અતિમહત્ત્વાકાંક્ષીપણું અને માબાપોની વધારેપડતી આળપંપાળ બાળકના ઊર્મિના વિકાસમાં અવરોધ આણે છે. જ્યારે પ્રેમભર્યું વાતાવરણ, સંતોષમય સુખી કુટુંબ અને જીવનનાં મૂલ્યોના ઘડતરમાં જાગૃત માબાપ ભલે બાળકની બધી જ ભૌતિક જરૂરિયાતો કે સગવડો ન સંતોષી શકતાં હોય છતાં બાળકના માનસિક ઘડતરમાં અગત્યનો ફાળો આપે છે.

આપણે આગળ જોઈ ગયાં કે બાળકના સ્વસ્થ વ્યક્તિત્વ ઘડતર માટે શારીરિક અને માનસિક પ્રવાહોની આંતરિક પ્રક્રિયા મોટે ભાગે જવાબદાર છે. હવે પ્રશ્ન એ થાય છે કે ઊર્મિઓની બાળકના શરીર પર કેવી રીતે અસર પડે છે? બાળકની ઊર્મિલ માનસિક અવસ્થા જેટલી સ્વસ્થ એટલું જ બાળક શરીરે તંદુરસ્ત અને એટલી જ એની આ વિચિત્ર દુનિયા સાથે ગોઠવાવાની શક્તિ ને સફળતાની શકયતા વધારે એમ ટૂંકાણમાં કહી શકાય. બાળકના મનનાં કાંઈક ખળભળાટ થયો હોય ત્યારે એની મુખમુદ્રા તંગ બની જાય છે, હૃદયના ધબકારા વધી જાય છે, નાડીની ઝડપ વધે છે, એની ભૂખ ઓછી થઈ જાય છે અને એની વિચારવાની શક્તિ મંદ પડે છે. સજ્જડ બીક, ગુસ્સો, પ્રેમ, ઉશ્કેરાટ ફેલાવે તેવી વાતો કે ચિત્રો અને નાહિંમત બનાવે તેવા પ્રસંગો શરીરમાં અમુક ફેરફારો આણે છે. શરીરશાસ્ત્રીઓ કહે છે કે એડ્રીનલીન નામનો રસ ઝરવાથી આવાં પરિવર્તનો થાય છે ને એની અસર આપણી પાચનક્રિયા, રૂધિરાભિસરણની ક્રિયા અને શ્વાસોચ્છ્વાસની પ્રક્રિયા પર થાય છે.

હવે સમજાશે કે જ્યારે આપણે ચિંતાતુર હોઈએ છીએ ત્યારે ભૂખ કેમ લાગતી નથી ને સ્પષ્ટ રીતે કાંઈ જ વિચારી શકતા નથી. બાળક વધુ સંવેદનશીલ છે અને ઘર કે નિશાળ બંનેમાંથી ક્યાંક પણ ઘર્ષણનો અનુભવ થતાં જ એના શરીર મન પર ગાઢ અસર પહોંચે છે. ઘણીવાર બાળક પહેલી વાર ઘર છોડીને બાળમંદિરમાં દાખલ થાય ત્યારે એનું ઊર્મિતંત્ર ખળભળે છે અને એને શરૂઆતમાં થોડા દિવસ ભૂખ ઓછી લાગે છે, ઊંઘમાં પણ ખલેલ પહોંચે છે અને વજન પણ ઓછું થવા માંડે છે. આપણા ઘરડાંઓ 'એને ભણવાની ચિંતા વળગી આથી આવું બને છે' એમ કહે છે પણ વસ્તુતઃ પરિસ્થિતિ એવી છે કે એને પોતાના ઘર કરતાં જુદા વાતાવરણમાં ગોઠવાવાનું છે, અનુકૂળ બનવાનું છે. (બાળમંદિરના વાતાવરણને ઘર જેવું બનાવવામાં આવે તો અમુક જાતના પ્રશ્નો ઉપસ્થિત કદાચ ન પણ થાય.) આમ છતાં ધીમે ધીમે બાળક બાળમંદિરના વાતાવરણને અનુરૂપ બની જાય છે ને કુટુંબ જેવા જ વાતાવરણની અપેક્ષા રાખતું નથી. હવે એની મમ્મી કે ઘરનું એકાદ માણસ બાળમંદિરમાં એની પાસે ન રહે તોયે વાંધો નથી આવતો.

આમ ઊર્મિનું ક્ષેત્ર એક રીતે જોઈએ તો ખૂબ નાનું ને બીજી રીતે જોઈએ તો ખૂબ વિસ્તૃત છે. બાળકનું નાનું શું મન ઘણી બધી ઊર્મિઓને સંઘરી રાખે છે. ઊર્મિ એટલે શું? એ પ્રશ્ન આપણા મનમાં ઉપરનું લખાણ વાંચ્યા પછી ઊઠ્યા વગર ન જ રહે. ઊર્મિ—Emotion શબ્દ—લેટિન ભાષાના 'Emovere' શબ્દ પરથી ઊતરી આવ્યો છે જેનો અર્થ હૃદયને હલાવી નાખવું એવો થાય છે. અમુક પ્રકારની ઊર્મિ આપણને ગમે પણ ખરી કે ન પણ ગમે પણ હૃદયમાં એક પ્રકારનું આંદોલન ખળભળાટ જરૂર જગાવે. તીવ્ર બાહ્ય ઉત્તેજનાના પરિણામરૂપ ઊર્મિ આપણી પાસે અમુક જાતનું વર્તન કરાવે છે? કે ઊર્મિ ગતિશીલ હેતુ છે? કે આપણી જરૂરિયાતો ન સંતોષાતાં—ઉપજેલી નિરાશાનું જ એ કારણ છે? ઊર્મિ આપણા વ્યક્તિત્વના અનુકૂલનમાં પૂરક છે કે પછી એનાથી આપણાં ઘર્ષણો વધે છે? આ ને આવા અનેક પ્રશ્નો ઊર્મિ વિષે વિચારતાં મનમાં ઉત્પન્ન થાય છે. આપણે જોઈએ છીએ કે પ્રેમ, ભય કે ગુસ્સાના પ્રતિયોગરૂપે આપણે જે વર્તાવ કરીએ છીએ એનાં કારણો માત્ર આંતરિક વલણો નથી પણ હોતાં અને એનો આધાર ઘણીવાર માત્ર બાહ્યઉત્તેજના પણ હોય છે જ. દા. ત. એક માણસ હવામાં આમતેમ હાથ ઉછાળતો હોય, મુક્કીઓ બનાવતો હોય ને ગમેતેમ ગાળાગાળી કરતો હોય તો એના આવા વર્તનનું એક માત્ર કારણ એ ગુસ્સે થયો છે માટે એમ કરે છે એમ ન પણ કહેવાય. ગુસ્સો વ્યક્ત થાય છે પણ એની માનસિક પ્રક્રિયા ન પણ હોય. એના પ્રતિકૂળ સંજોગોને લીધે એને સખત નિરાશા સાંપડી હોય તો પણ એનું વર્તન એવું હોઈ શકે. આમ આ જાતના વર્તનને સમજાવવા માટે મનોવિજ્ઞાનના ક્ષેત્રમાં જુદા જુદા મત સંભવે છે. ઊર્મિની અભિવ્યક્તિ માત્ર બાહ્ય ઉત્તેજનાને લીધે થાય છે એવો એક મત છે અને બીજો મત આંતરિક વલણોને લીધે ઊર્મિ શારીરિક આવિર્ભાવોમાં પરિણમે છે એ છે તો વળી ત્રીજો મત શરીરની ક્રિયા થાય છે માટે જ એવી વૃત્તિ થાય છે એમ સૂચવે છે. દા. ત. જેમ્સ ને લેંગ નામના મનોવિજ્ઞાનિકો એમ કહે છે કે આપણે દોડીએ છીએ માટે ડર લાગે છે, વાઘને જોઈને ડર લાગ્યો માટે દોડ્યા એમ નહીં. આપણે વિવિધ મતમતાંતરોની ચર્ચામાં ઊતર્યા વગર એમ કહી શકીએ કે શારીરિક ભાવો વડે ઊર્મિ આકાર પામે છે પણ એના મૂળમાં બાહ્ય કે આંતરિક ગમે તે ઉત્તેજના હોઈ શકે.

હવે આપણે બાળકના વર્તનમાં ઊર્મિનું પ્રકટીકરણ કેવી રીતે થાય છે તે જોઈએ. બાળકના જન્મ પછી થોડાં અઠવાડિયાં સુધી એને માત્ર પ્રાથમિક જરૂરિયાતોનું જ ભાન થતું હોય છે. એને ભૂખ લાગે છે, ઉત્સર્ગની ક્રિયા ને ઠંડી–ગરમીનું પણ ભાન થાય છે.



આ જ એની પ્રાથમિક શારીરિક જરૂરિયાતો છે. આથી જ્યારે ભૂખ લાગે છે ત્યારે જઠરમાં થતાં શારીરિક આંતરિક પરિવર્તનો એને રડવા પ્રેરે છે, જે વડે એનાં ધર્ષણોને માર્ગ નથી મળતો પણ કોઈક એની મદદે દોડી આવે છે અને એનો પ્રશ્ન ઉકલી જાય છે. એવું જ એની બીજી શારીરિક અગવડો વિષે. માનવબાળ પોતાના શરીરની દરકાર લેવા જેવું પગભર થતાં સમય લે છે આથી જ તેને માતા કે અન્ય કોઈની મદદ પર આધાર રાખવો પડે છે. બાળક દસેક અઠવાડિયાંનું થાય ત્યાં સુધી આ જ સ્થિતિ રહે છે અને પછી જેમ જેમ એનું જ્ઞાનતંત્ર વિકસતું જાય છે તેમ તેમ એ ઊર્મિના પ્રકટીકરણમાં પાવરધું બને છે. એની ભૂખ સંતોષાય એટલે આછેરું સ્મિત, એને જરાક અગવડ પડે એવી રીતે તમે ઉછાળ્યું એટલે અણગમો અને એનામાં કાંઈક અણચિંતવ્યા મોટા અવાજને લીધે ઉપજેલો ભય એ ધીમે ધીમે વ્યક્ત કરી શકે છે. પ્રેમપ્રાપ્તિ પછીનું આનંદી મુખડું અને ભયાવસ્થામાં માતાને વળગીને એ એના હાવભાવ વ્યક્ત કરતું પણ બને છે. જેમ એ ઉંમરમાં વધતું જાય છે તેમ એ ઊર્મિનું નિયંત્રણ કરતાં પણ શીખે છે. ભય-ગુસ્સાની લાગણી એ કયારેક વ્યક્ત નથી પણ કરતું. જોન્સ નામના મનોવિજ્ઞાનિક દંપતીએ બાળકોમાં ભયના પ્રાકટ્ય વિષે કેટલાક પ્રયોગો કરેલા. એમને જણાયેલું કે બે વર્ષનાં બાળકો એમની આજુબાજુ ફરતા સાપથી જરાય ડરતાં નહોતાં અને સાડાત્રણ વર્ષનાં બાળકો સાપની પાસે જતાં ડરતાં હતાં. ચાર વર્ષનાં બાળકો તો સાપ હોય એ દિશામાં જવાનુંય ટાળતાં હતાં. ખૂબ નાનાં બાળકોને સાપ એ ભયજનક પ્રાણી છે એવો ખ્યાલ ન હોવાને કારણે ને આગથી બળી જવાય એવા કાર્યકારણના સંબંધનું ભાન ન હોવાને કારણે ડર ન લાગે પણ બાળક જેમ જેમ વિકસતું જાય તેમ એનું આજુબાજુની સૃષ્ટિનું દર્શન સ્પષ્ટ બનતું જાય ને એનામાં ભયની લાગણી જન્મે.

આ દંપતીનું એવું માનવું છે કે બાળકની ઊર્મિના વિકાસમાં એમને થતા અનુભવો અને તે દ્વારા થતું જ્ઞાન પણ કારણભૂત હોઈ શકે. તેઓ લખે છે: 'બાળક જેમ વિકસે છે તેમ એની બુદ્ધિ પણ વિકસે છે અને અનુભવને લીધે એનું દર્શન (Perception) સ્પષ્ટ થાય છે. એના વેધક દર્શનને લીધે નવી વસ્તુઓથી એ ચમકે છે'... જર્સીલ્ડ અને હોમ્સ નામના બાળમનોવિજ્ઞાનીએ એ પ્રયોગશાળામાં નિયંત્રિત વાતાવરણ સર્જીને ૧૦૫ બાળકોના ભયોનું દર્શન કરાવવાનો પ્રયત્ન કર્યો છે. એમના તારણ મુજબ પ્રાણીઓ, અંધારા ઓરડા, ઊંચી જગ્યા, અજાણી વ્યક્તિ ક્રમાનુસાર ભયપ્રેરક નીવડયાં છે. પણ બાળકમાં ઉંમર વધવા સાથે ભયના ક્રમમાં પણ પરિવર્તન આવ્યું છે. બે કે ત્રણ વર્ષના બાળકમાં કૂતરાની ખાસ બીક નથી દેખાતી પણ ચાર વર્ષનું બાળક કૂતરાથી બીએ છે. બે કે ત્રણ વર્ષના બાળકને એકલું અંધારા ઓરડામાં રાખવામાં આવે તો એ ડરે છે પણ ચાર કે પાંચ વર્ષનું થયા પછી એ ખાસ ડરતું નથી. આ બંને માનસશાસ્ત્રીઓ એવું પણ જણાવે છે કે ખૂબ નાનપણના ભયો મોટે ભાગે દૂર થાય છે. માત્ર શારીરિક હાની કે પ્રાણીઓના ભયો પાંચ વર્ષ સુધી બાળક અનુભવે છે. પાંચમા વર્ષ પછી નવા સંજોગો એનામાં ભયની લાગણી પ્રેરે છે. ૭ વર્ષના બાળકને ખાસ કરીને કાલ્પનિક ભયો—જેવાં કે બાળહરણ કરનારાઓ, સ્વપ્નાં, કાલ્પનિક પ્રાણીઓ, અજાણ્યા માણસો અને માબાપ એને છોડી જશે—ડરાવે છે. વાસ્તવિક અને મૂર્ત વસ્તુઓના ભયમાંથી હવે બાળક કલ્પિત અને અમૂર્ત ભાવોથી ડરે છે. બાળકોના ભયના અભ્યાસમાં વૉટસન નામના વર્તનવાદી માનસશાસ્ત્રીના પ્રયોગો પણ જાણીતા છે. એ એમ માને છે કે ભય એ જન્મથી મળેલી ઊર્મિ નથી પણ એનો બાહ્ય વાતાવરણ દ્વારા બાળકમાં સંચાર કરવામાં આવે છે. બાળક સસલાં કે ઉંદર સાથે નિર્ભય રીતે ગેલ કરતું હોય ને કંઈક મોટો અવાજ થાય ને સસલું કે ઊંદર કૂદે



તો બાળકમાં બીક પેસી જાય. આ બીક આ રીતે અકુદરતી વાતાવરણ સર્જીને દાખલ પણ કરી શકાય અને સહકારી વાતાવરણ સર્જીને દૂર પણ કરી શકાય. બાળકોની ઊર્મિના પ્રાયોગિક અધ્યયનમાં ઘણી મુશ્કેલીઓ રહેલી છે કારણ કે ધાવણાં બાળકો કે શિશુ પોતાને થયેલ અનુભવોનું વર્ણન કરી શકતાં નથી. એટલા માટે જ બાળકોના ઊર્મિના વિકાસ અંગેના પ્રયોગોમાં પરોક્ષ પદ્ધતિનો ઉપયોગ કરવામાં આવ્યો છે. બાળકો કેવી રીતે લાગણીનો અનુભવ કરે છે એ શોધી કાઢવા માટે મનોવિજ્ઞાનિકોએ અનેક કસોટીઓનું નિર્માણ કર્યું છે. બાળકોએ દોરેલાં ચિત્રો શાહીનાં ધાબાં અને બીજી હસ્તકળાઓના અભ્યાસ દ્વારા બાળકોના મનના ઊંડાણમાં પડેલાં ભય, ઉદ્વેગો, ઘર્ષણો અને આશા–નિરાશાનો અભ્યાસ કરવા માટે વિજ્ઞાનિકો મથે છે.

આમછતાં એક વસ્તુ સ્પષ્ટ છે કે થોડાઘણા અંશે બાળકોમાં ભયવૃત્તિ હોય એ ઇચ્છનીય પણ છે જ. તેને લીધે બાળકો મુશ્કેલીમાં સપડાતાં નથી. જો બાળકમાં સામાન્ય રીતે ઝડપથી પસાર થતી આગગાડી, જંગલી છતાં પાળ્યા હોય એવાં પ્રાણીઓ, પૂર ઝડપે વહેતાં ઝરણાં ને ઊંચી જગ્યાએથી પડવાની બીક ન હોય તો એ મુશ્કેલીમાં મુકાઈ જાય ને જો બીક હોય તો એવી પરિસ્થતિમાં કદી સપડાય નહિ. એટલે બાળકની સલામતી માટે પણ થોડી બીકની જરૂર ખરી.

ભયની વૃત્તિની જેમ બાળમનને મૂંઝવનારી બીજી વૃત્તિઓમાં ચિંતા ને ઉદ્વેગનો સમાવેશ થાય છે. આ બંનેના મૂળમાં બિનસલામતીની ભાવના રહેલી છે. તિરસ્કાર ને ગુસ્સાની ઊર્મિ બાળકમાં જ્યારે એનું સ્વત્વ ઘવાય ત્યારે જન્મે છે અને કોઈ વાર એના માનસિક સ્વાસ્થ્યને જોખમમાં મૂકે છે. ઉપર વર્ણવેલી નિષેધાત્મક વૃત્તિઓ કરતાં આનંદ અને પ્રેમ એ અનુકૂળ વૃત્તિઓના વર્ગમાં આવે છે, જેના વડે બાળકનું ચારિત્ર્ય ઘડાય છે. જે બાળકને પૌષ્ટિક ખોરાક, પૂરતી ઊંઘ, સારાં કપડાં, શૈક્ષણિક તથા ગમત પૂરી પાડે એવાં રમકડાં અને પ્રેમ ને સલામતીની ખાત્રી થાય એવું વાતાવરણ મળે તો તેને ભાવનાત્મક ઉદ્વેગના ભોગ થવું પડતું નથી, તેને લઘુતાની લાગણી પીડતી નથી અને ભય એને ડરાવતો નથી. જે ઘરમાં બાળકને સંતોષ થાય એટલો પ્રેમ ( અતિરેક પણ નુકશાન પહોંચાડે છે ) મળી શકે અને એના વ્યક્તિત્વનો સ્વીકાર થાય એવા બાળકનું જીવન પ્રત્યેનું દૃષ્ટિબિંદુ પણ સ્થિર રહે. એની મુખ્ય જરૂરિયાતો સંતોષી શકાય એવી અભિવ્યક્તિની તકો એને મળતી રહે તો જીવનમાં ક્યારેય નિરાશા એને ઘેરી નહીં વળે. ઉપરાંત એ જેમ જેમ મોટું થતું જાય તેમ તેમ અન્ય બાળકો સાથે રમવાની ને સમાજમાં હળવા–મળવાની છૂટ અપાય તો એનામાં આપણે ઊર્મિની સ્થિરતાનાં દર્શન કરી શકીએ. આમ ન બને તો બાળકનું માનસિક સ્વાસ્થ્ય જોખમાય, વર્તનના અનેક કોયડા ઊભા થાય, સમાજ પ્રત્યે વૈરવૃત્તિ જન્મે ને વ્યક્તિત્વનું ઘડતર બરાબર ન થતાં એમનામાં રહેલી સર્જનાત્મક વૃત્તિ નાશ પામે ને એ સંહારાત્મક વલણ અખત્યાર કરવા પ્રેરાય. માબાપ અને શિક્ષકો મનોવિજ્ઞાનિકોની સલાહસૂચના અનુસાર બાળવર્તાવના કોયડા ઉકેલીને બાળકને યોગ્ય દિશામાં જરૂર દોરી શકે. પ્રશ્ન માત્ર એ છે કે આખા પ્રશ્નને જોવાની આપણી દૃષ્ટિ ક્યારે બદલાશે ?*

---





'મસ્ત'

## તરંગ અને કવિતા

ન કંકર સરવર મહીં : ન ઉદ્ભવે તરંગો કદી.
ન સંઘર્ષો જિંદગી મહીં : નહીં નહીં કવિતા દશી



રમણલાલ એન્જિનિયર

# અર્વાચીન દિનચર્યા

ગુજરાતના જાણીતા અભ્યાસુ નિસર્ગોપચારક અને મૌલિક વિચારકે ઊર્મિના દિવાળી અંક માટે ખાસ લખેલા આ લેખમાં આપણે આપણા રોજિંદા જીવનમાં વ્યવસ્થિત રીતે અને શરીરશાસ્ત્રીય રીતે કેટલું કરી શકીએ છીએ તેની ખબર આ ઉપયોગી લેખ વાંચતાં પડશે...

આ નવજીવનને સર્વ રીતે સમૃદ્ધ કરવા ઇચ્છતા આપણા પ્રાચીન ઋષિ-મુનિઓએ માનવી રોગમાત્રથી મુક્ત રહી આદિ સાધન આરોગ્ય મેળવી માનવજીવનના ચતુર્વિધ પુરુષાર્થો યોગ્ય રીતે સિદ્ધ કરી શકે એટલા માટે દિનચર્યા, રાત્રિચર્યા, ઋતુચર્યા એમ વિવિધ હિત અને મિત ચારુચર્યાઓ યોજી હતી. પણ કાળક્રમે આર્યસંસ્કૃતિની અધોગતિ સાથે આયુર્વેદની પણ અધોગતિ થઈ, એટલે આ પરમ લોકોપકારક જ્ઞાન કાળપ્રવાહ સાથે ન વહેવાને કારણે બંધીયાર, બેહૂદું અને નિરર્થક થઈ ગયું.

આ પ્રાચીન જ્ઞાનની શુદ્ધિ કરી એમાં ગ્રીસ-રોમના ડહાપણને ઉમેરી યુરોપ-અમેરિકાના નિસર્ગોપચારકોએ પોતાના અતિસમૃદ્ધ શાસ્ત્રોથી કસી એને લોકભોગ્ય બનાવ્યું. આ વિષયને લગતાં બહાર પડેલાં સર્વ પુસ્તકોમાં સ્વાસ્થ્યસંત યુસ્ટેસ માઈલ્સનું 'Daily Health of Through the day' નામનું સ્વારોગ્યની સ્વાસ્થ્યચર્યાને લગતું અપ્રાપ્ય પણ અમૂલ્ય પુસ્તક સર્વશ્રેષ્ઠ છે.

સ્વાતંત્ર્યની પેઠે સ્વારોગ્યના યોગક્ષેમની એક જ કિંમત છે, અને તે સતત જાગ્રતિ અને એને માટે છેક બાલ્યાવસ્થાથી પાડવામાં આવતી નીરોગી ટેવો એ એક જ રાજમાર્ગ છે.

(૧) **બ્રાહ્મમુહૂર્તમાં ઉત્થાન**: આપણા ભક્તકવિ નરસિંહ મહેતાએ ગાયું છે કે: 'રાત રહે જ્યાહરે, પાછલી ખટ ઘડી, સાધુ પુરુષને સૂઈ ન રહેવું.' ખટ ઘડી એટલે આશરે અઢી કલાક. સૂર્યોદય પહેલાં આટલા વહેલા ઊઠવાનું દરેક વ્યક્તિને અને ખાસ કરીને નગરવાસીઓને અનુકૂળ ના આવે એ સમજી શકાય એવું છે. પણ બ્રાહ્મમુહૂર્તમાં એટલે કે સૂર્યોદય પહેલાં ૪૮ મિનિટે દરેક વ્યક્તિએ અવશ્ય ઊઠવું જોઈએ. જુદી જુદી વ્યક્તિઓએ પોતાનાં ઉમ્મર, ધંધો, ઋતુ, સ્થાન, અને જીવનશક્તિનો વિચાર કરી સવારના ૪ થી ૬ સુધીના સમયમાં ઉપર્યુંધનો સમય નક્કી કરી એ સમયને વફાદારીથી વળગી રહેવું.

(૨) **ઊંડા શ્વાસોચ્છ્વાસ**: પથારીમાંથી ઊઠ્યા પછી શરીર શિથિલ કરી પ્રભુનું સ્મરણ કરી ઊંડા, પૂર્ણ અને તાલબદ્ધ શ્વાસોચ્છ્વાસ લેશ પણ અતિશ્રમ વિના લેવા, અને ત્યારબાદ સાનુકૂળતાએ આખા દિવસ દરમ્યાન અનિયમિત રીતે શ્વાસોચ્છ્વાસ, જ્યાં સુધી એ સહજસાધ્ય થઈ એની કાયમી ટેવ ના પડે ત્યાં સુધી લીધા કરવા. શ્વાસોચ્છ્વાસ લેવાના ઉત્તમ સમયો સવારમાં ઊઠ્યા પછી, રાત્રે સૂતા પહેલાં, ભોજન પહેલાં, અનિદ્રા વખતે અને દિવસે જ્યારે જ્યારે ફુરસદ મળે ત્યારે ત્યારે છે.

શ્વાસોચ્છ્વાસના અનેક તાલ છે શીખાઉ માણસો માટે ૨ : ૧ : ૨ : ૧ નો તાલ સારો છે. મનમાં ધીમે ધીમે એક, બે શ્વાસ લો. ત્રણ રોકો. ચાર, પાંચ કાઢો. છ પેટને ખાલી રાખો. શ્વાસ લેતી વખતે પેટ ફૂલવું જોઈએ. શ્વાસ કાઢતી વખતે પેટ સંકોચાવું જોઈએ એક પ્રકારની તાલબદ્ધતા ઉપર પૂર્ણ-પ્રભુત્વ મેળવ્યા પછી બીજી અનેક શાસ્ત્રીય તાલબદ્ધતાઓ ઉપર ક્રમશઃ પ્રભુત્વ મેળવવું. ત્યારબાદ આ રીતે સંચિત થયેલી કર્મકૌશલ્યની સમૃદ્ધિનો શ્વસનકાર્યમાં વૈવિધ્ય લાવવા માટે ઉપયોગ કરવો.

શ્વસનક્રિયા સુખપૂર્વક પત્યા પછી સ્વધર્મ મુજબ કર્મના મર્મને જાણી આખા દિવસનો કાર્યક્રમ ત્વરાથી ઘડી નાખવો.

(૩) **મલોત્સર્ગ**: શૈયાત્યાગ પછી મલોત્સર્ગ માટે શૌચાલયમાં જવું. મલોત્સર્ગની આખીયે ક્રિયા વધુમાં વધુ પાંચ મિનિટમાં પતી જવી જોઈએ. મહર્ષિ



કુહનેના મત મુજબ મલોત્સર્ગ વખતે મળદ્વાર દૂષિત થવું ના જોઈએ.

(૪) **મુખશુદ્ધિ :** મુખશુદ્ધિ માટે દાતણનો રિવાજ આપણા દેશમાં અનાદિકાળથી ચાલ્યો આવે છે. દાતણ કાયમ એક જાતનું ન કરતાં વિવિધ જાતનાં સાનુકૂળતા મુજબ કરતા રહેવું. બાવળ ઉપરાંત લીમડો, વડ, કરંજ, આંબો, ખેર, ઝીપટો (વજ્રદંતી), બોરસલી, પીપળી, બોરડી, ગુલર, અઘેડો, ચંપો, જાઈ, તગર, શિરીષ અને પારિજાતકનાં વૃક્ષોનાં દાતણો સાનુકૂળતાએ કરવાનું, આપણા આયુર્વેદના આચાર્યોનું વિધાન છે એક વેંત જેટલું દાતણ લઈ એના અગ્રભાગને હથોડીથી છૂંદી નાખી ચાવી ચાવી દંતમંજનની સહાયથી ઘસીને દાંત સાફ કરવા. દંતમંજનોમાં વારંવાર મીઠાના પાણીમાં બોળીને સૂકવેલા ગાયના અડયા છાણા બાળીને કરેલી રાખને કપડછાન કરવાથી તૈયાર થયેલી રાખ એ સસ્તામાં સસ્તું દંતમંજન છે. જેમને કંઈક વિશેષ પૈસા ખરચવાની શક્તિ હોય તેમને માટે બેંગાલ કેમિકલનું 'ડેન્ટોનીક' સારું છે. ટુથપેસ્ટો એ તો કેવળ પૈસા બગાડવાનું વિલાસનું સાધન છે. દાતણ કરી રહ્યા પછી ચાંદી, નિષ્કલંક પોલાદ (અં. સ્ટેઇનલેસ સ્ટીલ) કે ત્રાંબાના ઉલીઆથી જીભ સ્વચ્છ કરી, પાણીના કોગળા કરી આંગળીથી પેઢાંને માલીસ કરવી. અને ત્યાર પછી મોં ધોઈ નાખવું. આ આખી ક્રિયા દશ મિનિટમાં પતી જવી જોઈએ.

બ્રશ ઊંચી જાતનું 'સોફ્ટ' કે 'મિડિયમ' વાપરવું જોઈએ. બ્રશ અઠવાડિયામાં એકથી બે વખત વાપરવું. ઉપરના દાંત સાફ કરવા પેઢાંથી દાંત તરફની નીચી ગતિ અને નીચેના દાંત સાફ કરવા નીચેથી ઊંચી ગતિ રાખવાથી પેઢાં છોલાશે નહિ. બ્રશ સાથે દંતમંજન અવશ્ય વાપરવું. બ્રશ વપરાઈ રહ્યા પછી ધોઈ, સૂકવી ડબ્બીમાં મૂકી દેવું.

(૫) **ઉષ:પાન :** દાતણ કરી રહ્યા પછી એક ગ્લાસ (૨૦ તોલા) સ્વચ્છ પાણી પી જવું. ટેવ ના હોય તો પાંચ તોલાથી શરૂઆત કરવી. પાણી પીવાની ટેવ પડયા પછી નેતી શરૂ કરવી. નેતી માટે શરૂઆતમાં નવશેકું જરૂરી મીઠાવાળું પાણી વાપરવું, અને ગરદન પાછળ નાખી દઈ ફીડીંગ કપ કે લોટીથી નાકમાં ધીમે ધીમે જવા દેવું. શરૂઆતમાં નાકનું પાણી મોઢેથી કાઢી નાખવું. પછી ટેવ પડયા પછી મીઠા વગરનું સાદું પીવાનું પાણી ગ્લાસમાંથી ખેંચવું અને પીવું. છેવટે હથેળીમાંથી પાણી સૂંઘવાની ટેવ પાડવી. અનેક લોકોને નેતી માફક નથી આવતી, એમણે એ ક્રિયા બંધ કરી કોઈ નિષ્ણાતની સલાહ લેવી. સામાન્ય માણસ માટે વસ્ત્રનેતી તદ્દન બિનજરૂરી છે. ઉગ્ર શરદીમાં ઠંડા પાણીની નેતી કરવાનો ડૉ. બર્નેટનો નિષેધ છે.

પાણી પીવાના સારામાં સારા સમયો સવારે ઊઠયા પછી, રાત્રે સૂતા પહેલાં, ભોજન પહેલા એક કલાકે અને ભોજનની વચમાં એ છે. પાણી કદી ઝપાટાબંધ ગટગટાવી જવું ના જોઈએ. પણ ધીમે ધીમે ચૂસી ચૂસીને પીવું જોઈએ. અમેરિકાના સુવિખ્યાત નિસર્ગોપચારક ડૉ. આર. એલ. એલ્સેકર, એમ. ડી.ના મત મુજબ માણસનું શરીર જેટલા રતલનું હોય તેટલા તોલા પાણી તેણે ચોવીસ કલાકમાં પીવું જોઈએ. પણ આ નિયમ અમેરિકા જેવા ઠંડા દેશને માટે છે. આપણા જેવા ગરમ દેશમાં એ પ્રમાણ બમણું કરવું જોઈએ. એ રીતે ૧૨૦ રતલ વજન ધરાવનાર વ્યક્તિએ ૬ રતલ પાણી ચોવીસ કલાકમાં થઈને પીવું જોઈએ. પાણી સ્વચ્છ, મીઠું અને મૃદુ હોવું જોઈએ. ગૃહસ્થ લોકોએ એક ફીલ્ટર વસાવી લેવો જોઈએ.

(૬) **કસરત :** નવજાત શિશુથી માંડીને મરણોન્મુખ વૃદ્ધો સુધી દરેકને કોઈ ને કોઈ રૂપમાં કસરતની જરૂર છે જ. સામાન્ય સ્થિતિના સામાન્ય માણસો માટે આસનો અને સૂર્યનમસ્કાર એ પ્રશસ્ય કસરતો છે. એને લગતું વિશાળ સાહિત્ય આ દેશમાં પ્રગટ થયું છે. ગુજરાતીમાં હરજીસનદાસ ગાંધી, સાતવળેકર અને

દામુભાઈ શુક્લનાં પુસ્તકો સામાન્ય વાચકને સારું માર્ગદર્શન આપે છે. જેઓ આ વિષયમાં ઊંડા ઊતરવા માગતા હોય એમને માટે ઘણું વિશાળ સાહિત્ય યુરોપ અમેરિકામાં અસ્તિત્વ ધરાવે છે. એમાંથી બરનાર મેકફેડન અને મુલરનાં પુસ્તકો સુપ્રાપ્ય છે. કસરતબાજ માણસોને અને રમતગમતના હરીફોને શરીર સમતોલ અને સ્વસ્થ રાખવા માટે હેન્ડબૉલ—હાથદડાની રમત એક સર્વોત્તમ રમત છે. સાંજના કલાક બે કલાક ફરવા માટે ફાજલ સમય જે લોકો મેળવી શકે એમ હોય તેમને મારી નાનકડી પુસ્તિકા 'લાંબુ ચાલો અને લાંબુ જીવો'ની ભલામણ કરી શકાય.

કસરત પાછળ દરેક માણસે પોતાના સમયપત્રક મુજબ ૨ થી ૩૦ મિનિટ ગાળવી. ઓછામાં ઓછા સમયવાળાએ પાદહસ્તાસન અને અર્ધ ચક્રાસન એ બે આસનો બે મિનિટમાં પતાવવાં. વધુ સમયવાળાએ શરીરના વિવિધ ભાગોના ખેંચાણની કસરતો, સ્નાયુશિથિલતા, ઊંડા શ્વાસોચ્છ્વાસ અને ઘર્ષણસ્નાન કરી હાસ્યોપચારથી પોતાનો કાર્યક્રમ પૂરો કરવો.

(૭) તુષારચંક્રમણ : (અં. ડ્યુ વૉકિંગ) જેમને મુસ્કેલી ના હોય એમણે સવારમાં ઝાકળ ભરેલી હરીયાળી (અં. લૅન) ઉપર ખુલ્લે પગે ચાલવું. તાજા પડેલા બરફ ઉપર, નદીની ચોખ્ખી રેતીમાં કે નદીના છીછરાં પાણીમાં અને જ્યાં કશી સગવડ ના હોય ત્યાં મોટા ટબમાં ઠંડુ પાણી નાખી એમાં ચાલવું. ચાલતી વખતે જમીન મળમૂત્ર, ગંદકી કે કાંટાકચરાવાળી ના હોય એ ખાસ જોવું. આ રીતે ચાલવાથી પગ અને શરીર મજબૂત થાય છે, આંખોનું તેજ સચવાય છે અને મગજ ઠંડું રહેવા ઉપરાંત રોગક્ષમતા વધે છે. આ અમૂલ્ય આરોગ્યવિધિને યુરોપ-અમેરિકામાં લોકપ્રિય કરનાર મહર્ષિ કનાઈપના નામ ઉપરથી એને 'કનાઈપિઝમ'—કનાઈપ ચિકિત્સાના નામે સર્વત્ર ઓળખવામાં આવે છે.

(૮) સ્નાન : બારે માસ શીતલ જલનું પ્રાતઃસ્નાન બલપ્રદાયક હોવા ઉપરાંત સ્વાસ્થ્યપ્રદાયક છે. પણ એ ૨ થી ૫ મિનિટમાં પતાવી દેવાથી જ એનો પૂરેપૂરો લાભ મળી શકે છે. નળની જલધારા કે ફુવારાની જલવર્ષા હેઠળ બે હાથથી બલપૂર્વક શરીરનાં અંગોપાંગોનું ઘર્ષણ કરવું અને શરીર ધોવાઈને નિર્મળ થતાં જ મધપૂડાની ભાતવાળા ખાદીના બરછટ ટુવાલથી શરીર ગુલાબી થાય ત્યાં સુધી ઘસવું.

શરીરની સર્વાંગી શુદ્ધિ માટે અઠવાડિયામાં બે વાર ઉષ્ણોદકથી સ્નાન કરવું. સ્નાન વખતે ચામડી ઉપર ઘસવા માટે સમભાગે મેળવેલો ચણા અને બાજરીનો લોટ અથવા તો પીળી માટી વાપરવાં. એના ઉપયોગ પછી વધુ શુદ્ધિ માટે 'બાટા'નું સસ્તું રબરનું ત્વચાઘર્ષક (અં. स्कीन ब्रश) વાપરવું. પગના તળીયાં પાટણ અને દિલ્હીમાં મળતાં માટીનાં પાદઘર્ષકોથી શુદ્ધ અને સચેત કરવાં. જેમને એ ના મળે એમણે સુક્કા ગલકાની જાળીથી શરીર સાફ કરવું, અને નળીયાના ટુકડાથી પગ ચોખ્ખા કરવા.

સાબુ વાપરવો જ હોય તો અઠવાડિયામાં માત્ર એક કે બે વાર ઊંચામાં ઊંચી જાતનો વાપરવો. ગોદરેજ નં. ૧, મ્હૈસુરનો સુખડનો સાબુ, પીયર્સ, કયુટીકયુરા કે ડૉ. ટીરેલનો વાનસ્પત્ય સાબુ વાપરવા. આર્થિક પરિસ્થિતિ નબળી હોય તો પણ સનલાઈટ કે હમામથી ઊતરતો સાબુ કદી ના વાપરવો. મધ્યમ વર્ગ માટે આ બે ઉત્તમ સાબુઓ છે.

શોખીન જીવડાઓ આયુર્વેદિક ફાર્મસીઓમાંથી નિર્વિષ વનસ્પતિઓની બનેલ સ્નાનરજ, જે વિલાયતી પફ પાવડર કરતાં અનેક રીતે ચઢીયાતી હોય છે તે વાપરી શકે.

આ યુગમાં સ્નાન કરતાંય ક્ષૌરનું મહત્વ વધી ગયું છે. અને એને અંગે પશ્ચિમમાંથી સ્વયંક્ષૌરની (अं. सेल्फ शेविंग) આરોગ્યરક્ષક પ્રથા આ દેશમાં આવી છે. મહિનામાં એકવાર કેશકર્તન થાય ત્યારે સાથેસાથે સ્વયંક્ષૌરથી પંચકેશનું (માથું, દાઢી, મૂછ, બગલો અને જનનાંગો) વિસર્જન કરી નાખવું.

**(૯) સૂર્યસ્નાન :** જે દેશના આરોગ્યાચાર્યો લખી ગયા છે કે: 'आरोग्यं भास्कराद्दिच्छेत' તે દેશના આર્યોમાં આજે કાલબળે એટલી અનાર્યતા વ્યાપી છે કે પ્રાતઃકાળમાં ભગવાન સવિતાનારાયણની ઉપાસના કરી એનો રશ્મિપ્રસાદ ગ્રહણ કરવા માટે ચડ્ડી–લંગોટ પહેરી સૂર્યસ્નાન કરનાર પુરુષને લોકો 'ધૂની' 'ધનચક્કર' અને 'વેદીયો' એવા વિશેષણોથી વધાવે છે! સ્ત્રીઓને ઘુંઘટ અને બુરખાની બેડીમાંથી મુક્ત કરવા માટે ભારતમાં જે સમાજ-સુધારણાની ચળવળ ચાલી એનાથી અનેક ગણી મોટી નવી આરોગ્યસુધારાની ચળવળ ચાલશે, ત્યારે જ આપણી ભાવી પેઢીની માતાઓ ચડ્ડી અને કમખાચોળી પહેરીને સર્વત્ર સૂર્યસ્નાન લેવાની સ્વતંત્રતા મેળવી શકશે.

ઈંગ્લેંડનો શાહી સર્જન અને નિસર્ગોપચારક સર વિલિયમ આર્બુથનોટ લેન લખી ગયો છે કે ભવિષ્યમાં એવો વખત અવશ્ય આવશે કે જ્યારે દરેક ઘરમાં સ્નાનગૃહની પેઠે સૂર્યસ્નાનગૃહ હશે. પણ હજી ઈંગ્લેંડમાં એ શુભ દિન ઊગ્યો નથી. ભારતમાં ભદ્ર લોકો જે મકાનો બંધાવે છે તેમાં સ્વતંત્ર શૌચાલય, સ્નાનાલય, અને માર્જનકુંડીઓ (અં. वोश बझीन) હોય છે તો તેમાં બહુ થોડા ખર્ચે એક સૂર્યસ્નાન અને વર્ણોપચારની કોટડી પોતાની અગાસી ઉપર કરાવી શકે અને તેનાથી આખું કુટુંબ વરસમાં દસ મહિના મફત આરોગ્ય લાભ મેળવી શકે નવાં નગરો રચાતી વખતે તેમજ જૂનાં નગરોના જાહેર બગીચાઓમાં ઓછી આવકવાળા લોકો માટે જાહેર શૌચાલયો, સ્નાનગૃહો અને આકાશસ્નાનગૃહો (પવન, પ્રકાશ વર્ષા, સૂર્ય, અને હવામાન) ઊભાં કરવાની ફરજ સુધરાઈઓ અને સરકારની છે.

ગામડામાં વસતા લોકો સૂર્યસ્નાન માટે જરૂર એકાંત મેળવી શકે, જ્યારે મુંબઈ કલકત્તા જેવી મહાનગરીઓમાં વસતા લોકો અઠવાડિયામાં એકવાર પીકનીક વખતે સૂર્યસ્નાન લઈ શકે. સૂર્યસ્નાન માટે વિગતવાર સૂચનાઓ જેમને જોઈતી હોય તે ડૉ૦ શિવપ્રસાદ ત્રિવેદીના પુસ્તક 'પહેલું સુખ તે જાતે નર્યા' માં જોઈ લે.

**(૧૦) પ્રાર્થના**–ભગવાને ગીતામાં માનવદેહને નવ દ્વારવાળી (બે નેત્ર, બે કર્ણ, બે નાસિકાદ્વાર, મુખ, શીશ્નયોની અને ગુદા) નગરી તરીકે ઓળખાવ્યો છે. આશ્ચર્યની વાત તો એ છે કે વર્તમાન વૈદકશાસ્ત્ર કહે છે કે માનવીના જીવન, આરોગ્ય અને વિસર્જન મુખ્યત્વે આ નવ દ્વારોથી થાય છે. આ મૂળભૂત વૈજ્ઞાનિક સત્ય ઉપર પશ્ચિમના નિસર્ગોપચારકોએ છિદ્રચિકિત્સા (અં. ओरिफिशियल थेरापी) નામની સમૃદ્ધ ચિકિત્સા સર્જી છે. નવ છિદ્રો, ત્વચા રક્ત અને મન એ દ્વાદશ દેહતત્ત્વોની શુદ્ધિથી સુવર્ણમય બનેલી દેહ દ્વારિકામાં પ્રભુની પધરામણી થાય એ જ યથાયોગ્ય છે. એમ થાય તો જ બાહ્યશુદ્ધિથી શરૂ થયેલી પ્રાતઃચર્યાનો અંત આંતરિક શુદ્ધિથી આવે.

પ્રાર્થનાનો વિધિ અવશ્ય મહત્ત્વનો છે. પણ દરેક કલ્યાણકાર્યની પેઠે પ્રાર્થનામાં પણ તંત્ર કરતાં મંત્રનું મહત્ત્વ વિશેષ છે. દરેક વ્યક્તિ પોતાના ઉછેર અને રૂચિ મુજબ સંધ્યા કે ધ્યાન, મૂર્તિપૂજા કે પ્રકૃતિપૂજા, નમસ્કાર કે નમાજની પસંદગી કરી શકે. પણ પ્રાર્થનાનો ગમે તે પ્રકાર વાપરતી વખતે નીચેના મુદ્દાઓ ખાસ ધ્યાનાર્હ છે.

(૧) પ્રાર્થના કોઈપણ વ્યક્તિ કે વર્ગની વિરૂદ્ધ ન હોવી જોઈએ.

(૨) પ્રાર્થનામાં ભક્ત ભગવાનની પાસે યાચના અવશ્ય કરી શકે, પણ દરરોજના જીવનના અસંખ્ય આશીર્વાદો માટે ઈશ્વરનો ઉપકાર માનવાનું ભૂલવું ના જોઈએ.

(૩) પ્રાર્થનાની પાછળ પાછળ જ પુરુષાર્થ ચાલવો જોઈએ. કારણ કે ઉપનિષદોમાં કહ્યું છે કે શ્રદ્ધા તપની પુત્રી છે.

(૪) પ્રાર્થનાનો એક ઉદ્દેશ પ્રારબ્ધની શુદ્ધિ એ છે પણ એનાથી નવાં પાપકર્મોનો પરવાનો મળતો નથી.



(૫) જીવનનાં દુઃખોમાંથી પ્રભુ પાસે મુક્તિ માગવા કરતાં એ દુઃખો પ્રત્યે સાચી દૃષ્ટિ અને એ સહન કરવાના સામર્થ્યની ભગવાન પાસે માગણી કરવી વધુ શ્રેયકર છે.

(૬) નિરીશ્વરવાદીઓ બુદ્ધ કે અર્હંતનું ધ્યાન ધરે. સામ્યવાદીઓ માર્ક્સ–લેનીનાદિ ઋષિઓનાં સત્કર્મો સ્મરી મજૂરમાત્રનું કલ્યાણ વાંચ્છી શકે. ટૂંકમાં પ્રાર્થનાનો ઉદ્દેશ અહમના આવરણથી સુરક્ષિત માનવીનાં સાન્ત ચૈતન્યનો ભગવાનના અનન્ત ચૈતન્ય સાથે યોગ કરવાનો છે.

રાષ્ટ્રિય દૃષ્ટિએ ગીતા જેવા ધર્મગ્રંથોમાં સુધારણાને અવકાશ નથી. જ્યારે કુરાન જેવા ધર્મગ્રંથોમાં સુધારણાને ઘણો અવકાશ છે.

(૧૧) **ભોજન**—ખોરાક વિષે અત્યાર સુધીમાં ઘણું લખાયું છે. અને ઘણું નવું લખાયે જાય છે. પણ આ વિષય પરત્વે નિસર્ગોપચારને પોતાનું આગવું અને મૌલિક દૃષ્ટિબિંદુ છે. વૈજ્ઞાનિક નિસર્ગોપચારનું આ દૃષ્ટિબિંદુ આજથી પા સદી પૂર્વે મેં ગુજરાત સમક્ષ નીચેના શબ્દોમાં પહેલ વહેલું રજૂ કર્યું હતું: 'પોષણ, શુદ્ધિ અને સુરુચિ' આ ત્રણ શબ્દોમાં આહારશાસ્ત્રનાં અસંખ્ય પુસ્તકોનો સાર આવી જાય છે, ખોરાકની પસંદગીમાં ખાસ કરીને નીચેના મુદ્દા યાદ રાખવા જોઈએ.

આપણે જે વનસ્પતિજન્ય ખોરાક ખાઈએ અથવા તો આપણા પાળેલા પ્રાણીઓને જે ખોરાક ખવડાવીએ તે પૂરેપૂરો પોષક હોવો જોઈએ. એટલે કે જે ધરતીમાંથી આપણો ખોરાક પેદા થાય, તે માનવી અને પશુપક્ષીઓનાં મળમૂત્ર અને કોમ્પોસ્ટથી પૂરેપૂરી ફળદ્રુપ બનાવેલી હોવી જોઈએ. રસાયનિક ખાતરો કાં તો બિલકુલ ન વાપરવાં અથવા તો જો જરૂરી જણાય તો ધરતીની ન્યૂનતાઓનું વૈજ્ઞાનિક પૃથક્કરણ કર્યા પછી જ માત્ર ખપ જેટલાં જ વાપરવાં. સામાન્ય જરૂરીઆત ઓછામાં ઓછી હશે. આવી રીતે સંતુષ્ટ થયેલી ધરતી આપણને સાચો સુપોષક ખોરાક આપી શકશે.

હવે આ ખોરાકમાંથી જો આપણે પૂરેપૂરું પોષણ મેળવવા માગતા હોઈએ તો આપણી સૌથી પહેલી ફરજ એ છે કે એ ખોરાક શક્ય એટલા કુદરતી રૂપમાં લેવો અને એના ઉપર ઓછામાં ઓછા અગ્નિ–સંસ્કાર કરવા. રાંધ્યા સિવાયના ખોરાકમાંથી જો પૂરેપૂરું પોષણ મેળવી શકાય તો સૌથી સારૂં, પણ કમનસીબે મોટા ભાગનાં સ્ત્રી–પુરુષોનાં શરીરબંધારણ એવાં નથી હોતાં કે જેથી એ શક્ય બની શકે એટલે વ્યવહારમાં તો બાંધછોડ કરવી પડે છે. પણ એ બાંધછોડ જેમ ઓછી હોય તેમ સારી. ધારોષ્ણ દૂધ, ફળ, કોચલીયાં, લગભગ અડધા ઉપરાંતનાં શાકભાજી અને બીજી કેટલીક પરચુરણ ચીજો એ બધાં કાચાં ખાઈને પચાવી શકાય એમ છે. તો સૌએ પોતાની અભિરુચિ અને પાચનશક્તિ લક્ષમાં રાખીને બની શકે એટલો વધુમાં વધુ કાચી વસ્તુઓનો ઉપયોગ કરવો. નીચેના થોડાક સાદા નિયમો તમને ખોરાની પસંદગીમાં માર્ગદર્શક થઈ પડશે.

૧. ખોરાક હમેશાં તાજો ખાવ. શાકભાજી કે ફળફળાદિ શક્ય હોય તેટલાં તાજાં ખાવાં. જો પોતાની આગવી રસોડાવાડી હોય તો રસોઈ કરવાની હોય ત્યારે જ શાકભાજી ચૂંટી લાવવાં. અને કાકડી ટમાટા પપૈયું વગેરે જમતી વખતે જ કાપવાં. નહિ તો એમાંનાં ઘણા ખાદ્યપ્રાણો હવાના સંસર્ગથી નાશ પામે છે.

૨. રસોઈ હમેશાં નિર્જળ પાચકયંત્રમાં કરવી. એનાથી રંધાયેલા ખોરાકનો વધુમાં વધુ કસ જળવાઈ રહે છે. અને એ ખોરાક પણ હમેશાં હુંફાળો ખાવો. રાંધેલો ખોરાક ન તો વાસી હોવો જોઈએ કે ન તો અન્નનળીને ઈજા કરે એવો ગરમાગરમ. લોહીની ગરમી જેટલો હુંફાળો ખોરાક જ સર્વ શ્રેષ્ઠ છે.

૩. વાનીઓ ઓછી જમો. એક ભોજનમાં એકી સાથે ઓછામાં ઓછી એક અને વધુમાં વધુ પાંચ વાનગી હોવી જોઈએ. આહાર રસાયનશાસ્ત્રનું આપણું જ્ઞાન અતિ અલ્પ છે. એટલે વધુ વાનીઓ ખાવામાં મોટો ભય છે કે અનેક પરસ્પર ગુણધર્મવાળા ખોરાકો પેટમાં ભેગા થઈ અનેક જાતનાં નવાં અને અણધાર્યાં ઝેરો





સર્જે અને પાચનશક્તિને તેમ જ આરોગ્યને પાયમાલ કરે. આહારના યોગ્ય સંમિશ્રણ માટે આપણા આયુર્વેદે કેટલાક નિયમો આપ્યા છે. પણ નિસર્ગોપચારકોમાં પણ અંદર અંદર મતભેદ છે. આવા સંજોગોમાં સૌથી સહિસલામત રીત ઓછામાં ઓછી વાનીઓ લેવાની છે. જેથી કોઈ પ્રકારની વિપરીત પ્રતિક્રિયા થાય તો ગુનેગાર ખોરાક અથવા ગુનેગાર મિશ્રણો તત્કાળ પકડાય પણ અનુભવને વ્યક્તિગત ગણવો અને એના ઉપરથી સાર્વજનિક નિયમ તારવવાની ભૂલ ના કરવી.

૪. સાચી કકડીને ભૂખ લાગે તો જ ખાજો. તીવ્ર ભૂખ એ સર્વશ્રેષ્ઠ મસાલો છે. એકાદ ટંક છોડી દેવાથી કોઈને કશું જ નુકશાન થતું નથી. કાયમી મંદાગ્નિ પદ્ધતિસરની સારવાર માગી લે છે.

૫. બુદ્ધિજીવી એકાકુ વર્ગ માટે દિવસનાં એકથી બે સમતોલ આહારનાં ભોજન પૂરતાં છે.

૬. જમતી વખતે પાણી ના પીવું. ભોજન પછી એક કલાકે માત્ર તરસ છીપવવા જેટલું પાણી પીવું.

૭. ભોજન રાજાની પેઠે લો. ભગવાને તમારા ભાગ્યમાં જે ભોજન આપ્યું હોય તેનો સ્વીકાર પ્રભુપ્રાર્થના પછી પ્રસન્નચિત્તે કરો. ભોજનની જગ્યાનું વાતાવરણ શક્ય તેટલું સુંદર બનાવો. એ સુંદરતામાં ઉમેરો કરવા અગરબત્તી કે આછો ધૂપ રાખી શકાય તો વિશેષ સારું. જમતી વખતે ક્રોધ, ધમાલ, મૂંઝવણ, ઈર્ષ્યા, ચિંતા વગેરે મનને દૂષિત કરનારા ભાવોને દૂર કરો. જમ્યા પછી ઓછામાં ઓછો અડધો કલાક આરામ લો.

૮. ઘણી વખત માણસને કામની ધમાલમાં ભોજન માટે સમય નથી હોતો, તો તેવે વખતે દૂધ, સેપરેટ દૂધનો પાવડર, દહીં, છાશ, ફળરસો, રાબ, સાથવો, લીલા નાળિયેળનું પાણી, મોલ્ટયુક્ત દૂધ, પનીર, કે મગના પાણીથી ચલાવી લેવું.

૯. તમારો આહાર રંક હોય કે સમૃદ્ધ હોય, ગમે તે હોય તો પણ ચર્વણ, અમીમિશ્રણ અને કદર એ ત્રણ સિદ્ધાંતોને કદી ભૂલશો નહિ. બાજરીનો રોટલો પણ આપણે જો કાળજીપૂર્વક ચાવીએ તો એમાંથી સાકરની મીઠાશ ઝરે છે. દરેક કોળિયો પચ્ચીસ, ત્રીસ વખત અવશ્ય ચાવો.

૧૦. જમ્યા પહેલાં તુરત જ અને જમ્યા પછી તુરત જ કસરત, સ્નાન, વાંચન, લેખન, તાપણું કે કોઈપણ પ્રકારનો શારીરિક માનસિક પરિશ્રમ ના કરવો જોઈએ. એમ કરવાથી લોહી હોજરીને બદલે અન્ય સ્થળે ચાલી જઈ પાચનક્રિયાને બગાડે છે.

બપોરના ભોજનમાં પાઉં, રોટલો કે રોટલી, માખણ પનીર કે ઘાણીનું તેલ, શાક અને કચુંબર હોય તેવો પૂરતો પોષક ખોરાક થઈ જાય. રોટલો, રોટલી વગેરે બનાવતાં એમાં દૂધનો પાવડર નાખવો. લોટ દૂધથી બાંધવો અને લોટ બાંધ્યા બાદ બે કલાકે રોટલો કે રોટલી કરવાં. દૂધનો પાવડર વાપરવાની જેમની ત્રેવડ ના હોય તે એની અવેજીમાં M. P. F. (મલ્ટી પરપઝ ફુડ જે મ્હૈસુરની સરકારી આહાર સંસ્થા બનાવે છે) વાપરી શકે છે. બપોરે રાંધેલો ખોરાક ન લેવો હોય તો ખજૂર, મગફળી અને કેળાં કે ટમાટાં થોડાંક સેપરેટ દૂધના પાવડર સાથે લઈ શકાય.

(૧૨) **આસન અને આવિર્ભાવ**—મનુષ્ય એ જ એક એવું પ્રાણી છે કે જે ટટ્ટાર ચાલે છે. આ ક્રિયામાં એનો જો કોઈ મોટામાં મોટો ભૌતિક શત્રુ હોય તો તે ગુરુત્વાકર્ષણ છે. આ શત્રુની સામે ટકવા માટે માનવીને સતત ૨૪ કલાકમાંથી ૧૬ કલાક યુદ્ધ કરવું પડે છે. ઉત્ક્રાન્તિની આ કિંમત છે. એમાં માનવી જેટલો ગાફેલ રહે છે તેટલો તે પશુકક્ષાએ પહોંચે છે. દરરોજ સભાન રીતે બેસવામાં, ઊઠવામાં, ઊભા રહેવામાં, ચાલવામાં શરીરનું ટટ્ટારપણું જાળવો. એમાં જેટલા ગાફેલ રહેશો તેટલો તમારા આરોગ્યનો ક્ષય થશે. કરોડને દઢ કરવા માટે ટટ્ટાર બેસવા ઊઠવાની ટેવ ઉપરાંત કેટલીક વિશિષ્ટ કસરતો અને શીર્ષાસન જેવાં આસનો સહાયભૂત થઈ શકે.

આસન જેટલું જ મહત્ત્વ આવિર્ભાવનું છે. સંસાર-

સાગરનાં અનેક પરસ્પર વિરોધી, મોજાંઓ વચ્ચે અથડાતો માનવી ક્ષણે ક્ષણે શરીર અને મનની સમતુલા ગુમાવી બેસે છે. કોઈ પણ મોટા શહેરમાં શાંતિથી ફરવા નીકળો તો તમને ભાગ્યે જ સ્વસ્થ પ્રસન્ન ચહેરો જોવાનો મળશે. કોઈના ચહેરા પર ધાંધાપણું હશે તો કોઈ કામના બોજાથી બહાવરો થઈ ગયો હશે. કોઈનું મોઢું ઊઘાડું હશે, તો કોઈનો ચહેરો ચિંતાથી પડી ગયેલો હશે.

આ રીતે મનની વિષમ સ્થિતિ ચહેરાને વિરૂપ કરે છે. અને સામેથી ચહેરાની વિરૂપતા મનને વધુ અસ્વસ્થ કરે છે. એટલું જ નહિ પણ એનો ચેપ તે તે વ્યક્તિઓના સંસર્ગમાં આવતી બીજી અનેક વ્યક્તિઓને લાગે છે. એટલે તમારી આંતરિક મુશ્કેલી ગમે તે હોય તો પણ તમે કામધંધા ઉપર જતાં પહેલાં હજામત કરવાનું જેમ ચૂકતા નથી; તે જ પ્રમાણે ચહેરાને પ્રસન્ન કરવાનું અને રાખવાનું ભૂલશો નહિ. જે માણસ પોતાની અંદરની મુશ્કેલીઓથી પોતાના બાહ્ય જીવનને અસ્પર્શ્ય રાખે છે તેણે જીવનની એક મહત્ત્વની કળા હાથ કરી છે.

(૧૩) **માનસિક સ્વસ્થતા**—ચારેબાજુ મુશ્કેલીઓથી ઘેરાયેલો માણસ એમ માને છે કે આખી દુનિયામાં દુઃખીમાં દુઃખી માણસ હું છું. પણ તટસ્થ રીતે જોતાં હકીકત બિલકુલ સાચી નથી. સરવાળે જોવા જઈએ તો દરેક માણસના સુખદુઃખનાં પલ્લાં સમાન હોય છે. પછી તે વ્યક્તિ જવાહરલાલ નેહરુ હોય કે જનમટીપની સજા ભોગવતો કોઈ કેદી હોય. મોટાંને મોટાં દુઃખ હોય છે. નાનાંને નાનાં. એટલું જ નહિ પણ ભગવાન માનવીને સુખ અને દુઃખ સહન કરવાની શક્તિ એ બંને સાથે સાથે જ આપે છે.

વર્તમાન યુગના માનસશાસ્ત્રીઓ કહે છે કે: તમારી ઉપર કઈ વિપત્તિ આવી પડે છે એ હકીકત મહત્ત્વની નથી. પણ એ વિપત્તિને તમે કઈ નજરે જુઓ છો અને એનો સામનો કઈ રીતે કરો છો તેની ઉપર જ એ વિપત્તિના મૂલ્યનો આધાર છે. આશાવાદી માનવીને દરેક વિપત્તિમાં સંપત્તિ દેખાય છે. તો નિરાશાવાદી માનવીને દરેક પ્રકારની સંપત્તિમાં વિપત્તિ દેખાય છે. મનના સારા ખોટા વલણનો કે કાળી ધોળી દૃષ્ટિનો આધાર શરીરના આરોગ્ય ઉપર છે.

કાયમ તમારી આજુબાજુની મુશ્કેલીઓનું માપ કાઢતા રહો અને તમારી જાતને કહેતા રહો કે આ મુશ્કેલીઓ ભગવાને જાણી જોઈને મારા માર્ગમાં મારી સુષુપ્ત શક્તિઓને જાગ્રત કરવા માટે મૂકી છે. વારંવાર આ રીતે વિચાર કરવાથી આ જાતની વિચારસરણી એક માનસિક ટેવ બની જશે.

તમારા સંકલ્પોને દૃઢ કરવાનો એક સુંદર માર્ગ આત્મસૂચન એ છે. ધારો કે તમારી ઇચ્છાશક્તિ બહુ નબળી છે. તો નિયમિત પુનરાવર્તનથી એક સારી ટેવને સુદૃઢ કરો. અને સાથે સાથે કહેતા જાવ કે મારી ઇચ્છાશક્તિ બળવાન છે. વારંવાર આમ કહેવાથી બીજી નવી ટેવો પાડવાનો માર્ગ સરળ થશે.

આત્મસૂચનમાં મહાન શક્તિ રહેલી છે. પણ આત્મનિરીક્ષણ અને આત્મસંયમ વિનાનું આત્મસૂચન એ આત્મવંચના બની શકે છે તે કદી ભૂલતા નહિ.

**તમારી ફુરસદે**—આ જમાનામાં જો કોઈને પોતાના આરોગ્ય તરફ ધ્યાન આપવાનું કહેવામાં આવે તો તે તુર્ત જ બૂમ પાડી ઊઠે છે કે 'અરે ભાઈ! એને માટે અમને ફુરસદ ક્યાં છે?' આ પ્રકારની હાસ્યાસ્પદ દલીલ કરનારા ભૂલી જાય છે કે જેમને સારી રીતે જીવવા માટે ફુરસદ મળતી નથી તેમને કમોતે કવેળાએ માંદા પડવાની કે મરવાની ફુરસદ મળી રહે છે. મહાત્મા ગાંધીજી, જવાહરલાલ નેહરુ, ચર્ચીલ, આઈઝનહોવર અને મુસોલીની જેવા અત્યંત ઉદ્યમી પુરુષોને જો પોતાના શરીરની કાળજી લેવાનો સમય મળી રહે છે તો આપણા જેવા સામાન્ય માનવીઓ એમ કહે કે અમને ફુરસદ નથી તે કેટલું બેહુદું છે? ખરી હકીકત તો એ છે કે ઉત્પાદનની અનર્ગળ વૃદ્ધિને લઈને આ જમાનામાં માણસને જેટલી ફુરસદ મળે છે તેટલી પહેલાના કોઈ જમાનામાં





મળતી નહોતી. આપણને જો ફુરસદ ન મળતી હોય તો તેનું કારણ એ છે કે ફુરસદના સમયનો કેમ સદુપયોગ કરવો તે આપણને આવડતું નથી.

સવારમાં પથારીમાંથી ઊઠ્યા પછી તુરત, રાત્રે સૂતાં પહેલાનો થોડો સમય, ઓફિસ કે કારખાનામાં બે કામનો વચલો સમય, ભોજન માટે વાર હોય તો તેની પાંચ દસ મિનિટ, ટ્રામ બસ કે લોકલટ્રેન માટે થોભવાનો સમય, ટોળટપ્પા અને નિંદા કુથલીમાં વેડફાતો સમય, આવા આવા તો અસંખ્ય નાના મોટા સમય-ટુકડાઓ આપણે લેશમાત્ર વિચાર વિના સરોડિયાની લાપરવાહીથી વેડફી નાખતા હોઈએ છીએ. જો આ જ સમય-ટુકડાઓનું યોગ્ય વાવેતર થાય તો એક નહિ પણ અનેક રીતે આપણું જીવન સમૃદ્ધ થઈ જાય. હવે આ સમય દરમ્યાન આપણે શું શું કરી શકીએ તે વિચારીએ.

(ક) **કસરત**--આપણે ગમે તે પોશાકમાં હોઈએ તો પણ નાના સ્નાયુઓને કેળવવાની કસરતો કરી શકીએ એમ છીએ. દા. ત. મૂઠી વાળી હાથને કાંડામાંથી અવળાસવળી ગોળાકાર ઘુમાવવો. એ જ રીતે પગને ઘુંટીમાંથી ગોળ ગોળ ફેરવી શકાય. ગરદનને આગળ પાછળ બે બાજુ અને ગોળાકારે ઘુમાવી શકાય. ગમે ત્યાં બેઠા હોઈએ તો પણ પેટને અંદર ખેંચવું અને બહાર કાઢવું એ કસરત કોઈનું પણ ધ્યાન ખેંચ્યા સિવાય કરી શકાય. એ ઉપરાંત તાડાસન એ પણ ફુરસદે કરવા જેવી કસરત છે. ડાબા હાથે લખવાની કસરત એ પણ એક જરૂરી કસરત છે.

(ખ) **આરામ**—આપણે આપણા સ્નાયુઓ ઘણા વધુ પડતા તંગ રાખતા હોઈએ છીએ. અને એને કારણે ઓછું કામ કરવા છતાં વિશેષ થાક અનુભવતા હોઈએ છીએ. દિવસમાં અવારનવાર પથારીમાં ખુરસીમાં અને આરામખુરસીમાં શરીરને તદ્દન ઢીલું પાડી નાખવાનો અભ્યાસ પાડો. જ્યારે જે અવયવથી કામ કરતા હો તે અવયવ પાસે જ કામ લો. બીજા બધા અવયવોને શિથિલ પડવા દો. દા. ત. જમણા હાથે લખતા હો તો ડાબા હાથને બિલકુલ ઢીલો રાખો. ફુરસદના સમયે હસ્તાવરણ કરવાથી આંખો ઉપરાંત આખા શરીરના સ્નાયુઓને રાહત મળે છે.

(ગ) **આસન અને આવિર્ભાવ**—જેને વિશે ઉપર હકીકતો આવી ગઈ છે.

(ઘ) **જલપાન**—ફુરસદને વખતે પાણી ધીમે ધીમે ચૂસવું. એકી સાથે ૨૦ તોલાથી વિશેષ પાણી ના લેવું.

(ચ) **શ્વાસોચ્છ્વાસ**—દિવસમાં જ્યારે જ્યારે બે પાંચ મિનિટની ફુરસદ મળે ત્યારે ત્યારે ઊંડા તાલબદ્ધ અને મૃદુ શ્વાસોચ્છ્વાસ જુદી જુદી તાલબદ્ધ ગતિઓથી લેવા.

(છ) **વાંચન અને ચિંતન**-આપણા જમાનામાં અને એમાંય ખાસ કરીને બીજા વિશ્વયુદ્ધ પછી યુરોપ અમેરિકાની ઘણી ભાષાઓમાં તેમજ હિંદીમાં ઉત્તમોત્તમ લેખકોનાં ઉત્તમોત્તમ પુસ્તકોની ખિસ્સા આવૃત્તિઓ તદ્દન સસ્તી કિંમતે નીકળી છે. એમાંથી પોતાને પસંદ હોય તે વિષયની એકાદ ચોપડી અને નવા વિચારો ટપકાવવા માટે એકાદ ડાયરી કાયમ ખિસ્સામાં રાખવાં. અને ફુરસદના વખતે એમાંથી વાંચવાનું અને લખવાનું રાખવું.

(જ) **ઓફિસમાં**-સામાન્ય રીતે ભોજન પછી લોકો શાળા, કૉલેજ, કારખાનાં, ઑફિસ કે પેઢીમાં જાય છે. આ રીતે જવા માટે જો કામ કરવાની જગ્યા પાસે હોય તો ચાલીને અથવા સાયકલ ઉપર ત્યાં જાય છે. પણ જો દૂર હોય તો ટ્રામ બસ ટેક્સી રીક્ષા કે લોકલ ટ્રેનનો આશરો લેવામાં આવે છે. આમાં સમયસર પહોંચવામાં જો કંઈ આઘુંપાછું થયું અથવા તો ઝાઝી ભીડ હોય તો રાહ જોવામાં અને હરોળમાં ઊભા રહેવામાં ઘણો સમયમ વેડફાય છે, જેનો અવશ્ય સદુપયોગ થઈ શકે.

આ સમય દરમ્યાન શ્વાસોચ્છ્વાસની કસરતો, નાના સ્નાયુઓની કસરતો, આંખના પલકારા મારવા [illegible]

આંખની બીજી કેટલીક કસરતો કરવી. ટટાર બેસી રહેવું. આત્મસૂચન કરવું. દિવસના બાકીના ભાગનું નિયોજન કરવું. સુવિચારોનું પુસ્તક વાંચવું કે બીજી અનેક ક્રિયાઓ થઈ શકે. આવે વખતે સરકારને, મ્યુનિસિપાલિટીને, કે શેઠને મનમાં ને મનમાં ગાળો દેવાને બદલે, ચિંતા ભય અને ક્રોધનું સેવન કરવાને બદલે મુખ ઉપર પ્રસન્નતા લાવો અને ગીતાના બીજા અધ્યાયનો ૬૫મો શ્લોક 'प्रसादे सर्वदुःखानां' કે બીજાં સુવાક્યોનું મનમાં રટણ કરો.

**જીવન નિર્વાહ**–આ સંસારમાં સૌ કોઈને પોતાના યોગક્ષેમ માટે ધમપછાડા કરવા પડે છે. એમાં શ્રમજીવી કે બુદ્ધિજીવી વર્ગને દરરોજના આઠ કલાક કે એથી વિશેષ સમય ખેતર, કારખાના કે ઑફિસમાં કાઢવો પડે છે. બીજા વિશ્વયુદ્ધ પછી સર્વત્ર ઓછામાં ઓછું કામ કરી વધુમાં વધુ પૈસા મેળવવાની વૃત્તિ વ્યાપક થતી ચાલી છે. 'હું ગમે તેટલી મજૂરી કરું તોય નફો તો શેઠના ચોપડામાં જમે થવાનો છે.' 'સરકારી નોકરીમાં સાચા અને પ્રમાણિક માણસની કોઈ કદર જ નથી. સરકારને ત્યાં ઘોડા અને ગધેડાની સરખી કિંમત છે.' આ જાતની મનોવૃત્તિ મજૂરોમાં, માલિકોમાં, ખેડૂતોમાં, સરકારી નોકરોમાં અને અર્ધ-સરકારી વ્યક્તિઓમાં વિકાસ પામી રહી છે.

સૌને પોતાની મહેનતનો વાજબી બદલો મેળવવાનો હક છે. પણ આ પ્રકારની મનોવૃત્તિથી સૌથી વિશેષ જો કોઈને નુકશાન થતું હોય તો આવી મનોવૃત્તિ ધરાવનાર વ્યક્તિને જ થાય છે. રાષ્ટ્રને તો લાંબે ગાળે ઘણું ભયંકર નુકશાન થાય છે, એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય. તમારું કાર્યક્ષેત્ર ખેતી, વેપાર, ધંધો, નોકરી, સેવા, ઉદ્યોગ, કે બીજું કોઈપણ હોય તો તેમાં પૈસો એ અવશ્ય મહત્ત્વનું મૂલ્ય છે. પણ એ અંતિમ મૂલ્ય નથી. કોઈપણ પ્રકારનું કાર્ય એ તો આખરે માનવીના વ્યક્તિત્વના વિકાસ માટે છે. તમે જે કાંઈ કામ કરતા હો તેને તમારું પોતાનું જ કામ માનો. અને તેમાં તમારો આત્મા રેડો. તમે જે કામ કરી રહ્યા છો તે વિશેષ સારું શી રીતે થાય તેને માટે રાતદિવસ મનન અને મહેનત કરતાં રહો. આવી રીતે પોતાની લાયકાત વધારવાનો સતત પ્રયત્ન કર્યા છતાં જો તમને સફળતા ન મળે તો કાં તો તમે ખોટા ધંધામાં પડ્યા છો અથવા તો તમને ખોટા શેઠ મળ્યા છે. (સ્વતંત્ર ધંધો કરતા હો તો તમારો શેઠ ગ્રાહક એ છે.) એટલે એનો ઉપાય કાં તો ધંધો બદલવામાં કે, એ જ ધંધામાં શેઠ બદલવામાં રહેલો છે. કામચોરી એ સાચો ઉપાય નથી. જ્યારે તમે કામ ઉપર હો ત્યારે યોગ્ય સમયે પાણી પીવાનું, ઊંડા શ્વાસોચ્છ્વાસ લેવાનું, કામમાં બિનજરૂરી સ્નાયુઓને શિથિલ બનાવવાનું અને આસત તથા આવિર્ભાવ સુધારવાનું ભૂલશો નહિ.

**ઘર ભણી**—કામ ઉપરથી છૂટયા પછી ઘરભણી મોટા ભાગના લોકો પ્રયાણ કરે છે. ઘેર આવ્યા પછી રાત્રિ–ભોજન લેવું. રાત્રિ–ભોજન સત્વર પણ સુપાચ્ય હોવું જોઈએ. ભોજન અને નિદ્રા વચ્ચે ઓછામાં ઓછું ત્રણ કલાકનું અંતર હોવું જોઈએ. એ દૃષ્ટિએ જોતાં જૈનોનો સૂર્યાસ્ત પહેલાં જમી લેવાનો નિયમ જરૂરી ફેરફાર સાથે સ્વીકારવા જેવો છે. રાત્રીનો સમય આખા કુટુંબે એક સ્થળે ભેગા થવાનો સોનેરી સમય હોય છે. તે વખતે સમૂહ–પ્રાર્થના, ભજન, કોઈ સારા પુસ્તકનું વાચન અને રમુજી વાર્તાલાપ કે હાસ્યચિત્રોની પોથીનું અવલોકન જેવા કાર્યક્રમો એકી સાથે અથવા વારાફરતી યોજી શકાય.

**નિદ્રા** :–રાત્રે સૂતા પહેલાં મળમૂત્રના ઉત્સર્ગ જેવી જરૂરી ફરજો બજાવ્યા બાદ પગનાં તળિયાં ખૂબ સ્વચ્છ કરવાં, ઠંડા પાણીથી આંખો અને માથું ધોઈ નાખવાં. અને ઊંડા શ્વાસોચ્છ્વાસ સાથે પ્રાર્થના કરવી. ત્યારબાદ આખા દિવસનું કામકાજ ચલચિત્રની પેઠે આંખ આગળ લાવવું. દિવસનો પ્રગતિનું સરવૈયું કાઢવું. અને બીજા દિવસનો કાર્યક્રમ ગોઠવી નિદ્રાધીન થવું.







પીતાંબર પટેલ

# કીલીમોન્ઝારો

પૂર્વ આફ્રિકામાં ટાંગાનીકાના પ્રદેશમાં વિશ્વખ્યાત હિમાચ્છાદિત પર્વતરાજ કીલી-મોન્ઝારો આવેલ છે. એ નિસર્ગરમ્ય સ્થળની મુલાકાતથી આપણા જાણીતા વાર્તા-નવલકથાકારને જે વાર્તા મળી તે ઊર્મિના દિવાળી અંક માટે જ ખાસ લખાઈને અહીં રજૂ થાય છે. રંગભેદની નીતિ માનવજાતને ક્યાં પહોંચાડશે ?......

કીલીમોન્ઝારો, આ નામ તો ઘણી વાર સાંભળ્યું હતું. તેમાંયે હેમિંગ્વેએ 'કીલીમોન્ઝારો' નામની નવલકથા લખી એ પછી તો દુનિયાના પ્રવાસીઓનું એ આકર્ષણ બની ગયું છે.

અમે પૂર્વ આફ્રિકાના પ્રવાસે જવા નીકળ્યા ત્યારે પણ કેટલાક સૌન્દર્યપ્રેમી મિત્રોએ યાદ આપેલી :

'જાઓ છો તો કીલીમોન્ઝારો જોતા આવજો.'

ત્યારથી જ કીલીમોન્ઝારો જોવાની તો મનમાં ગાંઠ વાળી હતી.

કીલીમોન્ઝારો !

આ નામ પણ કેવું વિચક્ષણ છે ! હિમાચ્છાદિત પર્વતનું આવું નામ કોણે પાડ્યું હશે ! કદાચ અશ્ફ્રિકનો તેને બીજા નામે પણ ઓળખાવતા હોય !

નૈરોબી ગયા પછી જોવાનાં જે સ્થળોનો કાર્યક્રમ યોજાયો તેમાં અમે સૌએ પહેલી પસંદગી કીલીમોન્ઝારોને આપી. અમારા ઉત્સાહી યજમાન વિઠ્ઠલભાઈએ ફોન કરી કીલીમોન્ઝારો જ્યાં આવ્યો છે ત્યાં, મોશીમાં અમે આવીએ છીએ તેની જાણ પણ કરી દીધી.

આમે આ પ્રદેશ રળિયામણો છે જ. પણ નૈરોબીથી મોશી જવાનો રસ્તો પડતર ગૌચર જેવો છે. લાલ માટીના રસ્તા પરથી મર્શીડીસ ગાડી સાઠ સિત્તેર માઈલની ઝડપે દોડયે જતી હતી. આજુબાજુ ખાસ વનરાજી નહોતી. જમીન પથરાળ લાગી. ઢીંચણ જેટલું ઘાસ અને છૂટાં છવાયાં બાવળ આવળ જેવાં ઝાડ માર્ગે ઊભેલાં હતાં. દૂર, સીમાડે ડુંગરા જાણે ધુમ્મસનો ઢગલો પડ્યો હોય એવા દેખાતા હતા. બાકી તો એ સમતલ જમીન પર દૂર સુધી નજર વિસ્તરતી હતી.

મર્શીડીસ દોડયે જતી હતી; વિઠ્ઠલભાઈ એવું તો સુંદર ડ્રાઈવીંગ કરતા હતા કે પેટનું પાણીયે ન હાલે.

નૈરોબીના નેશનલ પાર્કની યાદ આવે એવાં વન્યપશુઓ દેખાવા લાગ્યાં. એ બાજુએ નજર કરીએ તો ઊંટની પેઠે ઊંચી ડોક કરી ઊભેલાં જીરાફનું ટોળું દેખાય, મોટર જોઈને ભડકે અને ડોકી હલાવતાં, ફૂદકા મારતાં દોડે. જીરાફની દોડ નવું જ દૃશ્ય ખડું કરે છે ! અમારા માટે આ ભૂમિ નવી હતી અને આવાં વન્યપશુઓનું દર્શન પણ નવું હતું.

દોડતાં જીરાફ પર આંખ મંડાઈ હોય ત્યાં કોઈ ઊગમણી દિશા પ્રત્યે આંગળી ચીંધે. જોઈએ તો અટાપટાવાળા જીબ્રા ચરતા દેખાય. જાણે ઉનાળાના દિવસોમાં છૂટાં મૂકેલાં ગધેડાં ખેતરમાં ચરી ન રહ્યાં હોય !

નેશનલ પાર્ક જેવી જ ધરતી પર કાળો ફણીધર સરી રહ્યો હોય તેમ મોટર આંચકા વગર દોડયે જતી હતી. ને નેશનલ પાર્કની વિસ્તૃત આવૃત્તિનું દર્શન થતું હોય એવાં શાહમૃગ દેખાયાં, જંગલી ગાયો દેખાઈ, હરણનાં ટોળાં દેખાયાં. વન્યપશુઓ નિજાનંદમાં ચરી રહ્યાં હતાં, ગેલ કરી રહ્યાં હતાં તો ક્યાંક દોડાદોડ કરતાં હતાં.

ને મનમાં થયું : ક્યાંકથી વનકેસરી નીકળી આવે તો !

આ બાજુ સિંહ ક્યારેક દેખાય છે. પણ અહીં તો મોટરો અને માલ વહન કરતા ખટારા દોડયે જતા હોય ત્યાં વનરાજ ક્યાંથી ફરકે ! પણ સિંહ મળે તો તેને પૂરો કરે એવા લાંબા, નાગણની જીભ જેવા તગતગતા લાંબા પાનાવાળા ભાલા લઈને ફરતા મશાઈ લોકો દેખાયા. ઘેરા ભગવા રંગનું કપડું ઓઢીને, હાથમાં ભાલો લઈને ઘૂમતા મશાઈને જોઈ ઘડીભર એમ થાય કે કોઈ સંન્યાસી હાથમાં લાકડી લઈ પદયાત્રા કરી રહ્યો છે !

મશાઈ સ્ત્રીઓના કાનમાં લટકતી બંગડીઓ, ગળાના

હાર અને તેમનો વિચિત્ર પહેરવેશ જોઈ એ લોકોની વાતે ચઢયા.

રસ્તો લાંબો હતો. વચ્ચે વસ્તી ન મળે. લાંબા અંતરે કોઈક ગામ આવે. બાકી વેરાન જંગલ વચ્ચે, લાલ માટીના રસ્તા પર મોટર દોડ્યે જાય.

કેન્યાની સરહદ પૂરી થઈ અને ટાંગાનિકાની હદ શરૂ થઈ. કીલીમોન્ઝારો ટાંગાનિકામાં આવેલો ઓગણીસ હજાર ફીટ ઊંચો પર્વત છે. કહે છે કે મૂળ તો આ જ્વાળામુખી હતો. પણ સમય જતાં ઠંડો પડી ગયો છે અને ઊંચાઈના કારણે તેનાં શિખરોએ બરફનો મુગટ ધારણ કર્યો છે. તેનાં હિમાચ્છાદિત શિખરો ચાંદનીમાં કે સૂર્યના પ્રકાશમાં એવાં તો ઝગમગી રહે છે કે જોનારની આંખ તેના પર સ્થિર થઈ રહે. એની રમણીયતા આફ્રિકામાં પગ મૂકનારને અહીં ખેંચી લાવે છે.

એમ તો ભારતવાસીઓ માટે પલાંઠી વાળીને ધ્યાનસ્થ સ્થિતિમાં ઋષિ જેવો હિમાદ્રિ ક્યાં નથી બેઠો! એની ભવ્યતા અને માઈલો સુધી વિસ્તરેલાં વિરાટ ઉત્તુંગ શિખરો કેવી તરેહવારની રમણીયતાનું દર્શન કરાવે છે! સદીઓથી આ ગિરિરાજ માનવજાતને નિમંત્રી રહ્યો છે! એ વિરાટકાય હિમાદ્રિની ગોદ સુધી પહોંચી, તેની પદરેણુ લઈ આવનારનેયે કીલીમોન્ઝારો તો કામણ કરતો ઊભો છે.

અંતરમાં ભડભડ લાવા રસ ભરેલો છે છતાં કેવો સ્થિતપ્રજ્ઞ બની, મોં પર પરમ-શાંતિ ધરી પરમ ધ્યાનાવસ્થામાં બેઠેલો છે! હૈયામાં વેદના ભરી હોય કે અંતરમાં આગ ભડભડ બળતી હોય ત્યારે આવી પરમ શાંતિનો અનુભવ કરવો અને તેની મુદિતા ચહેરા પર ધારણ કરવી એ તો ઘણું દોહ્યલું છે!

પણ આ કીલીમોન્ઝારો એવું તપ કરતો બેઠો છે! તેના મુખ પર વિલસી રહેલી નિરંતર શાંતિ પ્રસન્ન-મધુર ચંદ્રિકા જેવું સૌમ્ય રૂપ ધારણ કરે છે. આ રૂપ પ્રવાસીઓને કામણ કરે છે! ને અમે પણ એવો અભિરામ રૂપરાશિ જોવા અધીરા બન્યા હતા ને!

કહે છે કે હેમિંગ્વેને કીલીમોન્ઝારોનું ઘેલું લાગતું હતું. એ એનાં રૂપનાં અમી પીવામાં ધરાતા જ નહિ. એ મોશીની હોટલમાં અડ્ડો દારકા કરીને બેઠેલા. બારીમાં બેસી સામે ઊભેલા સ્થિતપ્રજ્ઞ કીલીમોન્ઝારોને જોયા કરે! જાણે એની ભીતરમાં ગોપાયેલાં જીવનનાં રહસ્યોને પામવા એ સર્જકે આ ભૂમિ પર દિવસોના દિવસો ગાળેલા.

નૈરોબીથી નીકળવામાં જ વિલંબ થયો હતો. ટાંગાનિકાની હદમાં પ્રવેશ કર્યો ત્યારે રાત પડી ગઈ હતી. ડામરના રસ્તા પર મોટરની ગતિ ઝડપી બન્યે જતી હતી. દૂરથી, જંગલમાં ફરતા મણિધર નાગના માથે ઝગમગતા મણિનો પ્રકાશ ઝળહળી ઊઠે તેમ હીરા જેવી સરકારી લાઈટની બત્તીઓ ઝગમગ દેખાઈ. એનો નિર્દેશ કરી વિઠ્ઠલભાઈએ કહ્યું:

'હવે અરૂશા આવ્યું. અરૂશા પછી મોશી આવશે.'

'મોશી કેટલા માઈલ થાય?'

'હવે બરાબર એકાવન માઈલ રહ્યા.'

'તો...તો એક કલાકનો રન કહેવાય નહિ?'

'હા............કલાક પહેલાં ત્યાં પહોંચી જવાશે.'

વિઠ્ઠલભાઈએ સામેના માઈલોમીટર સામે નજર કરીને કહ્યું.

માઈલોમીટર સામે જોયું તો કાંટો એંસી પર રમતો હતો.

મર્શીડીસ ગાડી એંસી માઈલની ઝડપે દોડતી હતી છતાં અમને, કાચ બંધ કરીને બેઠેલાઓને એની ગતિ કળાતી નહોતી.

'તો હવે તો કીલીમોન્ઝારો દેખાવો જોઈએ.' કૌતુકતાભરી આંખો બહાર ફેરવીને મેં સહજ સવાલ કર્યો.

'ખુલ્લું આકાશ હોય તો દિવસે અહીંથી પણ દેખાય, પણ અત્યારે રાતનાં વાદળાં વચ્ચે તો નહિ દેખાય.'

ને કીલીમોન્ઝારો પ્રવાસીઓ સાથે કેવા અટકચાળા કરે છે તેના એક બે અનુભવો વિઠ્ઠલભાઈએ કહી સંભળાવ્યા.





કીલીમોન્ઝારો માટે એમ કહેવાય છે કે કોઈ ઝંખના કરતો સૌન્દર્યપ્રેમી એને ભેટવા જાય તો એ વાદળનો અંચળો ચડાવી લે છે. કયારેક કોઈક નખરાં કરતી નવવધૂની પેઠે ધુમ્મસનો એવો તો ઘુંઘટ ખેંચી લે છે કે કેમે કરી તેનું મોં પણ જોવા ન દે. કયારેક તો બે ત્રણ દિવસ નીકળી જાય પણ કીલીમોન્ઝારો ઘુંઘટ ન ખોલે તે ન જ ખોલે.

'આપણી સાથે એવાં નખરાં ન કરે તો સારું.' અમારા હૈયામાંથી સાહજિક ઉદ્‌ગાર નીકળી ગયો.

'તમને લેખકોને તો એ દર્શન દેશે. એયે જાણે ને કે ગુજરાતથી લેખકો અહીં ખેંચાઈને આવ્યા છે.'

'એવું કહેશો નહિ...જો સાંભળી જશે તો નખરાળ સ્ત્રીની પેઠે લાજ કાઢી બેસી જશે.' પન્નાલાલે ટકોર કરી અને સૌ હસી પડ્યા.

પણ એવું જ બન્યું. કીલીમોન્ઝારો વાદળનો અંચળો ઓઢીને એવો તો લપાઈ ગયો કે શોધ્યો ન જડે!

હવે રાતના તો આકાશ જળભરી વાદળીઓથી છવાઈ ગયું હતું. મોડી રાતના વરસવાયે માંડ્યો. એમ હતું કે સવારે વાદળ વિખરાઈ જશે અને સૂર્યના પ્રકાશમાં કીલીમોન્ઝારોનાં શિખરો પરનો બરફ ચળકી ઊઠશે.

પણ વાદળ વિખરાય જ શાનાં! કોઈએ મંત્ર મારી આકાશ બાંધી દીધું હોય તેમ વાદળ જાણે સ્થિર થઈ ગયાં હતાં. જાણે ડૂમો ભરાઈ ગયો હોય તેમ વાદળીઓ ન તો વરસે, ન તો વિખરાય. આખું આકાશ જળભરી વાદળીઓથી ઝળુંબી રહ્યું હતું. આમાં કીલીમોન્ઝારો કયાંથી દેખાય! એટલે તો વિઠ્ઠલભાઈએ હસતાં હસતાં કહ્યું:

'આણે તો મોં ઢાંકી દીધું...હવે દર્શન નહિ આપે.'

અમે જેમને ત્યાં ઊતર્યાં હતા એ ડૉક્ટરે પણ એવો જ સૂર કાઢ્યો:

'હવે આ વાદળાં બે ત્રણ દિવસ સુધી નહિ વિખરાય, કીલીમોન્ઝારોનું એવું છે. તમે અહીંથી જશો એ પછી ઠીક કાઢીને ઊભો થશે. ગયે મહિને મારે ત્યાં મહેમાનો આવેલા. ત્રણ દિવસ રહ્યા પણ કીલીમોન્ઝારો ન દેખાયો તે ન જ દેખાયો.'

આ પણ આશ્ચર્ય જ કહેવાય ને! ગઈ કાલ સુધી ઝગમગી રહેલો એ કીલીમોન્ઝારો કેવો ઘેરા વિષાદમાં ડૂબી ગયો છે...દર્શને દેતો નથી.

'આવું તે હોય! ભાઈલા! તારા દર્શને આવીએ ને તું સંતાઈ જાય એ ઠીક કહેવાય!' પન્નાભાઈએ ટકોર કરી.

'તમે કંઈક ગીત ગાઓ તો વળી રીઝે અને ઘુંઘટ કાઢી નાખે.' પેટલીકરે ટકોર કરી.

'હા...હા...પેલું કબીરજીનું–ઘુંઘટકા પટ ખોલ રે, તુઝે પિયુ મિલેંગે ગાઓને...' મેં પણ એ વાતનું સમર્થન કર્યું.

'લ્યો ને ભાઈ જો એ ગીતથી રીઝતો હોય તો એક બે ગીત ગાઉં. જો કંઈ કરતાં દર્શન આપતો હોય તો...' પન્નાભાઈએ તેમના સૂરીલા કંઠે ગાયું પણ ખરું:

'ઘુંઘટકા પટ ખોલરી, તોહે પિયા મિલેંગે'

ને લટકામાં ભીમાવાળું લોકગીત સંભળાવ્યું.

આ લોકગીત સાંભળી કીલીમોન્ઝારો તો ન રીઝ્યો પણ જશભાઈ વકીલ આનંદથી ઝૂમી ઊઠ્યા.

'હવે આ ગીત પર થવા દો રગડધટ ચાનો એક કોપ—ઠીક રહી જશે.'

ગરમી આપે તેવાં બીજાં પીણાં તો ખપે તેમ નહોતાં એટલે જશભાઈની 'રગડધટ' ચા પીધી.

બહાર ઝરમર ઝરમર વરસાદ શરૂ થયો હતો. જવુંયે કયાં! છતાં ઈશ્વરલાલે સૂચન કર્યું:

'જશભાઈ! કીલીમોન્ઝારો તો નહિ દેખાય, પણ મોશીમાં ફરી તો આવીએ!'

'હા...હા...એ ઠીક છે.'

ને અમે સૌ જશભાઈની મોટરમાં ગોઠવાયા. મોશીની શાળા જોઈ, મંદિરો જોયાં, કોફી કો–ઓપરેટીવની ઑફિસ અને કૉલેજ જોઈ, બજાર જોયું...

પણ ફરી ફરીને અમારી આંખો તો ત્યાં, અમારી ચેષ્ટા કીલીમોન્ઝારો ઊભો હતો એ દિશા તરફ કરતી હતી. છાને છૂપેયેય જોતો નહોતો. કદાચ હેમિંગ્વેને પણ આવી જ પ્રતીક્ષા કરાવી હશે.
હેમિંગ્વે જ્યાં ઊતર્યા હતા એ, ટેકરી પરની હોટલ જોઈ. બાજુમાં થઈ નાનું ઝરણું ખળખળ કરતું વહે છે અને હોટલ પર વનરાજી ઝૂમી રહી છે. એની બારીમાંથી કીલીમોન્ઝારો દેખાય છે. બાઈનોક્યુલર-માંથી તો ખૂબ નજીક લાગે.
હવે તો અમારે કીલીમોન્ઝારોનો ફોટો જોઈને જ જોયાનો સંતોષ લેવાનો હતો. કદાચ કીલીમોન્ઝારોને એમ હશે કે મારા દાદા જેવા હિમાલયનાં દર્શન મૂકીને અહીં કેમ દોડ્યા આવ્યા છો...જાઓ, તમને નહિ મળું.'
કદાચ એ અમારી સૌંદર્યઝંખનાની કસોટીયે કરતો હોય !
પણ કીલીમોન્ઝારોનું બીજી રીતે દર્શન, એ ભૂમિ પર જ થયું.
ઠાકોર સાહેબે ભોજન સમારંભ યોજ્યો હતો. ખાણી-પાણી ચાલી રહી હતી. વાતમાં સૌ ખીલ્યા હતા. તરેહવારની વાતો થતી હતી. કાળીઆઓને આઝાદી મળે તો તેઓ ટકાવી શકશે કે નહિ ? આ ભૂમિ પર એશિયનોની કેવી સ્થિતિ રહેશે ! આપણું ભાવિ કેવું ? ને એ વાતોમાંથી એ ભૂમિની પ્રજાની ખાસિયત પર ઊતરી પડ્યા.
'અહીં લોકો આફ્રિકનોને કાળિયા અને યુરોપિયનોને ધોળિયા કહે છે.' કોઈકે કહ્યું.
'કાળિયા જેવી જાત શોધી નહિ જડે. એને આંખની શરમ જ નહિ.'
'અરે શરમ શાની ! એ તો ખાય એનુંયે કાટલું કાઢી નાખે.'
'તમારે ત્યાં વીસ વરસથી નોકરી કરતો હોય. પણ તમે એના પર ભરોસો ન મૂકી શકો. એ ક્યારે તમારું કાટલું કાઢી નાખે એ ન કહેવાય.'
'પણ આના કંઈ દાખલા છે કે પછી અનુમાનો કરી રહ્યા છો ?' અમારામાંથી એકે શંકા કરી.
'અનુમાન હોય... આ તો અનુભવની વાત છે.' ને દાખલાયે રજૂ થયા.
એક ગામમાં એક જણ દુકાન બંધ કરતો હતો. તોફાન થયું ત્યાં લોકો દુકાન લૂંટવા ધસી આવ્યા. લૂંટવામાં તેનો દસ વર્ષનો નોકર પણ હતો.
બીજો દાખલો રજૂ થયો :
ઘરમાં બૉય તરીકે એક કાળિયો કામ કરે. કામ બરાબર કરતો નહોતો. બાઈ એને વઢી હશે તે સામે થઈ ગયો : મને હાલ ને હાલ મારો પગાર આપી દો...ને મારવા દોડ્યો.
અરે એક કાળિયો પીને આવ્યો. કહે પૈસા આપી દો. ન આપ્યા તે વગાડીને ચાલતો થયો. એના છોકરાને ભણવા ફી આપતો હતો. એને ઘાયલ કરતાં એને વાર ન લાગી
'ના. ના...આ જાત આમ તો નિમકહરામ છે. ક્યારે બગડી બેસે એ કંઈ ન કહેવાય.'
'પણ એની ઊજળી બાજુ પણ હશે કે નહિ ?' અમારી કૌતુકભરી આંખો પૂછી રહી હતી.
'કાળિયાને વળી ઊજળી બાજુ કેવી ! એ લોકને તો માણસ મારવું અને કુકડો વધેરવો બંને સરખું છે. એને શું ! કપડાંયે પહેરતા તો હમણાં શીખ્યાં... હજી પાણીયે...'
'વફાદારી અને આંખની શરમ એ પરંપરા સંસ્કારથી આવે છે.' ડૉક્ટર ગંભીર બની કહેતા હતા. 'આ લોકને કોઈ સંસ્કૃતિ નહોતી. હતી તે જંગલ સંસ્કૃતિ. તેમને ચોરી કરવામાં નાનમ નથી. ઉછીનાં લઈ ન આપવામાં નાનમ નથી. કોઈને ઘા કરવામાં સંકોચ નથી. એવી પ્રજા પર તમે કેવી રીતે વિશ્વાસ મૂકી શકો.'
'પણ પ્રેમથી તો પશુયે વશ થાય છે. આપણે નથી જોતા કે અહીંની ભેંશો જંગલી છે. માણસને જીવતો મારી નાખે. પણ આપણે પ્રેમથી એને પાળતા નથી. હાથી જેવું બળવાન પ્રાણી પ્રેમથી વશ થતું નથી ! તો આ લોકોને પણ પ્રેમથી જરૂર જીતી શકાય.'

—લેખક-જીવો દલીલો કરતા હતા.

'એ તો તમને એમ લાગે. તમે અહીં છ બાર મહિના રહો તો આ કાળિયાઓનું મોંયે ન જુઓ. તમે એના પર ગમે તેટલા ઉપકાર કરો પણ એ તમારો ન થાય. કાલે ઊઠીને દુકાનમાં લૂંટ થાય તો એ પણ પેલા ભેગો ભળી જાય. એ આપણો ન થાય. એ લોકના લોહીમાં એ ગુણ જ નથી.'

ભોજન પછીનું ફ્રુટસેલાડ પણ પૂરું થયું. સીગારેટનો ધુમાડો કાઢતાં કાઢતાં વાતો ચાલ્યે જતી હતી.

કાળિયા કે ધોળિયા...કોઈ નોયે નિકટતમ પરિચય નહોતો ત્યાં વિશેષે શું કરવો ! એટલે મૂગા મોએ સાંભળ્યે જતા હતા.

'હવે તો આ લોક ગુંડાગીરીના રસ્તે વળ્યા છે.' એક ભાઈએ મોંમાંથી ધુમાડો કાઢતાં કાઢતાં કહ્યું: 'હું મારો જ અનુભવ કહું છું.'

અનુભવની વાત આવી એટલે અમે કાન સરવા કર્યા, પન્નાભાઈએ સાંભળવાનું મશીન ચાલુ કર્યું.

'હું મોશીથી નૈરોબી જઈ રહ્યો હતો. રસ્તામાં બે કાળિયા ઊભા હતા અને મોટર ઊભી રખાવવા હાથ હલાવતા હતા. હું એકલો હતો. મને થયું આ લોકોને કંઈક તકલીફ હશે. એટલે મેં મોટર ઊભી રાખી.

'મારો આભાર માનતા હોય તેમ બંને જણાએ હાથ મિલાવ્યા એક જણે બારણું ખોલ્યું અને અંદર આવ્યો. બીજો આમ તેમ જોવા લાગ્યો. માઈલો સુધી સામેથી કે પાછળથી કોઈ વાહન આવતું દેખાતું નહોતું. અને આવા જંગલમાં બીજું કોઈ હોય પણ કોણ!

'બહારવાળાએ ઇશારત કરી અને પેલાએ મારા બરડામાં ભાલાની અણી ટેકવી.

'ભાલાની અણીએ એમણે મારું પાકીટ, ઘડીઆળ અને સીગારેટ-કેસ લઈ લીધું.'

'એવું તો આપણા દેશમાં પણ ક્યાં નથી બનતું ? દરેક દેશમાં આવા ગુંડા તો હોવાના,' મેં સહજ ટકોર કરી.

'પણ એવું નથી.' બીજાએ વાત ઉપાડી લીધી. 'પે । ડૉક્ટરને પણ આવો જ અનુભવ થયો હતો ને ! તેમણે એક જણને લિફ્ટ આપી. તેણે, જંગલ આવ્યું અને એકાંત જોયું એટલે મોટર ઊભી રખાવી પૈસા કઢાવ્યા. ડૉક્ટરે એને ઓળખ્યો પણ ખરો કે તેમણે એની તો મફતમાં દવા કરી છે. એની યાદ પણ આપી. પણ આ જાત માને ..એમ કહો કે જીવતા જવા દીધા...નહિ તો ખલાસ કરી દે.'

'ખલાસ કરી નાખે' શબ્દો બોલાયા અને બારણે ટકોરા પડયા. કોઈક દરવાજો ખટખટાવી રહ્યું હતું.

'કોણ છે ?' ડૉક્ટર ઊભા થયા. તેમણે જઈને બાજુના દવાખાનાના ભાગનો દરવાજો ખોલ્યો.

'ડૉક્ટર તમારું કામ પડ્યું છે. એક સીરિયસ કેસ છે. એક એને મોકલો ને...મોટરમાંથી એને બહાર કાઢવો-પડશે.'

એક ભાઈ કહી રહ્યા હતા. કોઈ ઘાયલ થયું છે જાણી બધા ઊભા થયા.

મોટરમાંથી એક આફ્રિકન યુવાનને બહાર કાઢ્યો. એનું શરીર લોહીથી ખરડાયેલું હતું. એ બેભાન દશામાં હતો. તેના કપાળ પર પાટો બાંધ્યો હતો... પણ છાતી પરથી લોહી વહી રહ્યું હતું.

ડૉક્ટર સારવારમાં પડ્યા. પાર્ટીનું વાતાવરણ બદલાઈ ગયું.

ઇંજેક્શન આપ્યું. પાટો બાંધ્યો અને ભાનમાં લાવવા દવા પાઈ. એ 'કાળિયો' ભાનમાં આવ્યો એટલે ડૉક્ટરે કહ્યું :

'હવે ગભરાવાનું કારણ નથી. એ બચી જશે'

અમે સૌએ હાશ અનુભવી.

પણ આ યુવાન કેવા સંજોગોમાં ઘાયલ થયો હતો એ વાત સાંભળીને તો અમે એકલા જ નહિ, ઘડી પહેલાં કાળિયાઓની ટીકા કરતા હતા તેયે આશ્ચર્યચકિત થઈ ગયા.

આ ભાઈ શકારીમાં કરે છે. તેમનો પ્રોવીઝન સ્ટોર



નૈરોબીમાં ચાલે છે. એક ભાઈ દુકાન પર બેસે છે. આ ભાઈ શહેરોમાં ફરે છે. ગામડામાં કે નાનાં કેન્દ્રો પર દુકાન કરીને બેઠેલાંને માલ આપી આવે અને ઉઘરાણી લેતા આવે. વર્ષોથી આ ધંધો ચાલે છે. ક્યારેક તો લાખ જેટલી ઉઘરાણી લઈને એ આવે. ત્યારે તેમની સાથે આ યુવાન રહે. એ પણ ડ્રાઈવીંગ જાણે એટલે વારાફરતી મોટર ચલાવતા તેઓ બે ત્રણ દિવસે નૈરોબી પરત આવે.

તેઓ અરૂશાના બાજુના જંગલમાં માલ આપવા ગયા હતા. વળતાં રસ્તામાં લાકડું પડેલું જોયું. મોટર ઊભી રાખી. પેલો ડ્રાઈવર નીચે ઊતરી લાકડું ખસેડવા જાય છે ત્યાં ઝાડીમાંથી ત્રણેક જણા ભાલા લઈ આવી ચઢ્યા. આવતાં જ તેમણે શેઠ પર હુમલો કર્યો. પણ આ કાળિયો કંઈ જાય એવો નહોતો. તેમણે સ્વાહિલીમાં અને પેલા લોકોની બોલીમાં ચેતવ્યા, ધમકીયે આપી પણ લૂંટારા ન હટ્યા. આ યુવાને હાથમાં મોટરનું હેંડલ લીધું અને વીંઝવા માંડ્યો. એક જણને તો પાડ્યોયે ખરો. ત્યાં બીજાએ તેની છાતીમાં ભાલાનો ઘા કર્યો. તેનીયે પરવા કર્યા વગર આણે પેલા પડેલાનો ભાલો લઈ એક જણને તો ભાલો છૂટો મારી ઘાયલ કર્યો. કદાચ આ ઝપાઝપીમાં એક બેનાં મોત થઈ જાત. પણ સામેથી એક મોટર આવતી દેખાઈ અને એ લોકો નાસી ગયા.

એ નાસી ગયા અને આ યુવાન ધમ દઈને નીચે પડ્યો. તેની છાતીમાંથી ગરમાગરમ લોહીની ધાર વહી રહી હતી. ત્યાં કપડું ખોલ્યું. કપાળમાં વાગ્યું હતું ત્યાં પેટ્રોલથી ભીંજાવી રૂમાલ બાંધ્યો અને મોટરમાં નાખી એને અહીં લઈ આવ્યા.

અમે એ યુવાનને ખાટલામાં પડેલો જોયો. એ અમારી સામે સ્થિર આંખો કરીને તાકી રહ્યો હતો. ત્યારે તેના ચહેરા પર દર્દ કે વેદનાની કાલિમા નહિ પણ ફરજ અદા કર્યાના પરિતોષની સુરખી વિલસી રહી હતી.

ને મેં બહાર જઈને જોયું. હજુયે આકાશમાં વાદળ છવાયેલાં હતાં. કીલીમાન્જારો દેખાતો નહોતો.

પણ અહીં 'કાલિમા'ના અંતરને ઢાંકી રહેલા પૂર્વગ્રહની વાદળી વિખરાઈ ગઈ હતી. એની ભીતરમાં બેઠેલો 'કીલીમાન્જારો' અત્યારે ઝળહળી રહ્યો હતો, અને એ 'કાલિમા'ની આંખો હજુયે અમારી સામે તગતગી રહી હતી. જાણે અમને કહી રહી હતી:

'અમારો રંગ કાળો છે, અંતર કાળું નથી હોં.'



રતિલાલ 'અનિલ'

## સનાતન પ્રણય

હૃદયના હોય છે સંબંધ તે નશ્વર નથી હોતા;
મળ્યાં કેડે જુદાં થઈ જાય તે અંતર નથી હોતાં;
પ્રણય તો જિંદગી છે ને વળી તે પણ સનાતન છે:
પ્રણયની ક્ષણ નથી હોતી ને સંવત્સર નથી હોતા!





ડૉ૦ નરસિંહ મૂ૦ શાહ

# આવતા દશકાનું વિજ્ઞાન

ગુજરાતના જાણીતા વિજ્ઞાનવિદ્-લેખકે ઊર્મિના દિવાળી અંક માટે ખાસ લખેલા આ લેખમાં જે સુંદર વિચારસરણી રજૂ કરી છે એ ખરેખર વાચકોને જચી જશે. માનવી વિજ્ઞાનને બિરદાવ્યે જ જશે....

ગત વિશ્વયુદ્ધ બાદ વિજ્ઞાનના ક્ષેત્રમાં અદ્‌ભુત પ્રગતિ ચાલી રહી છે. વિજ્ઞાનની આ પ્રગતિના પરિણામે ટેકનોલૉજીના ક્ષેત્રમાં પણ અનેક સિદ્ધિઓ હાંસલ થઈ છે. છેલ્લા દશકામાં પરમાણુ-શક્તિ, રૉકેટ, અવકાશમાં ઉડ્ડયન એવી અદ્‌ભુત બાબતો—ન માની શકાય એવી અદ્‌ભુત—આજે સામાન્ય થઈ ગઈ છે અને થતી જાય છે. આવતા દશકામાં આ પ્રગતિ કેવી રીતે આગળ વધશે એ જરા જોઈએ. આ દશકો માનવીને માટે અતિ પ્રગતિનો દશકો થશે.

આવતા દશકામાં દુનિયાનો સંદેશાવ્યવહાર અજબ પરિવર્તન પામશે. અવકાશમાં બનાવટી ઉપગ્રહો ચડાવવાની ક્રિયામાં પણ આ સંદેશાવ્યવહાર, મહત્ત્વપૂર્ણ ભાગ ભજવશે.

અત્યારે તાર, ટેલિફોન, વાયરલેસ સંદેશાની પદ્ધતિથી દુનિયાના જુદા જુદા પ્રદેશો જોડાયેલા છે. પરંતુ અવકાશમાં ઉડ્ડયન સામાન્ય બનતા નવી પદ્ધતિઓની આવશ્યકતા ઊભી થાય છે અને એવી પદ્ધતિઓ અસ્તીત્વમાં આવતી જાય છે. સ્કોર, કુરિયર અને એકો જેવા બનાવટી ઉપગ્રહોએ પુરવાર કરી બતાવ્યું છે કે અવકાશમાં ફરી રહેલ ગ્રહો સાથે પૃથ્વી ઉપરથી સંદેશા વ્યવહાર કરી શકવાનું શક્ય છે એટલું જ નહીં પણ અત્યારે પ્રચલિત સંદેશાવ્યવહારપદ્ધતિઓ કરતાં વધારે ચડિયાતો પુરવાર થયો છે.

ઉપર ઉલ્લેખેલ પ્રાયોગિક ગ્રહોમાંથી પૃથ્વી પર જુદા જુદી જગ્યાઓએ રેડિયો, ટેલિવિઝન, ટેલિફોન અને ટેલિગ્રાફ સંકેતો સફળતાપૂર્વક મોકલી શકાયા છે. હવે ટેલ્સ્ટાર અને રિલે પદ્ધતિ વડે અમેરિકા અને યુરોપ વચ્ચે ટેલિવિઝન સંબંધો સધાયા છે. અને બ્રિટન વચ્ચે આ અંગે અખતરા ચાલે છે. ટેલ્સ્ટારનો ઉપયોગ ધંધાદારી ઉપયોગ માટે શરૂ થયો છે: વેપારના સોદા તેની મદદવડે થાય છે.

આવતાં પાંચ વર્ષમાં અવકાશમાં સંદેશાવ્યવહાર ગોઠવાશે—એક, ત્રણ હજાર માઈલની ઊંચાઈએ. તેમાં પચાસ બનાવટી ગ્રહો રાખવામાં આવશે, અને બીજો, વિષુવવૃત ઉપર ૨૨૩૦૦ માઈલ ઊંચે ત્રણ ગ્રહોનો સમાવેશ કરીને. એથી વધારે ઊંચાઈએ ગ્રહોને પૃથ્વી આસપાસ ફરતાં ૨૪ કલાક લાગે છે. આપણી પૃથ્વીના પરિભ્રમણની દિશામાં તેઓ ફરે છે, એટલે તેઓ પૃથ્વી ઉપર સ્થિર હોય એમ દેખાય છે. વિષુવવૃત્તની આસપાસ સરખા અંતરે તેઓ આવેલા હોય તો પણ ત્રણે ગ્રહો પૃથ્વી ઉપર ધ્રુવ પ્રદેશ સિવાય કોઈ પણ જગ્યાએ સંદેશા મોકલી શકે. આ સંદેશાપદ્ધતિના ફાયદા એ છે કે ચુંબકીય તોફાનોની અસરથી તેમને ખલેલ પહોંચી શકતી નથી; સંદેશા વિશેષ સ્પષ્ટ અને સારી રીતે મળે છે; અને વિશેષ પ્રમાણમાં સંદેશાવ્યવહાર કરી શકાય છે. અને વિશેષતા એ છે કે ટેલિવિઝન દ્વારા દુનિયાની સાંસ્કારિક પ્રવૃત્તિઓની આપલે થઈ શકશે.

ટ્રાન્ઝીટ ગ્રહોની શ્રેણી ગોઠવવાથી પૃથ્વી આસપાસ કોઈ પણ પ્રકારના હવામાનમાં વહાણ અને વિમાન માટે સલામત મુસાફરી શક્ય બની છે. આ પદ્ધતિથી દરિયાઈ મુસાફરી શક્ય બની છે. આ પદ્ધતિથી દરિયાઈ મુસાફરીમાં સૂર્ય અને તારાનો ઉપયોગ નીકળી જાય છે. આ પદ્ધતિની સરસાઈ એ છે કે આ અતિ ચોક્કસ છે. સૂર્ય અને તારાઓને ઢાંકી દેતાં વાદળાંઓ હોય છતાં પણ તેના સંદેશા "દૃશ્ય" બને છે.

નવાનવા પ્રકારના વૈજ્ઞાનિક હવાઈ-યાનોનો ઉપયોગ વિશ્વની ગૂઢતાઓના અભ્યાસ માટે વધતો જશે તેમ તેમ એ ગૂઢતાઓ વિશેષ સમજાતી જશે.

પૃથ્વીના વાતાવરણના આવરણથી અબાધિત રીતે તારાઓના ફોટા લેવા માટે એક જાતના બનાવટી ગ્રહમાં ૩૬-ઈંચ ટેલિસ્કોપ ગોઠવવાની વ્યવસ્થા થઈ રહી છે.

આ બધી પ્રગતિના પરિણામે આવતા દશકામાં માનવી ચંદ્ર ઉપર પહોંચવાનું અને ત્યાંથી પાછા ફરવાનું અતિપ્રેરક સાહસ કરી શકશે. એવી આગાહી થઈ છે કે ૧૯૬૩માં જેમિની જાતના હવાઈ-યાનો પાઈલોટ વિના ઉડાડવામાં આવશે. જેમિનીની રચના એવી છે કે એ અવકાશયાત્રાને કક્ષામાં અમુક જગ્યાએ લઈ જશે અને ત્યાંથી પૃથ્વીની કક્ષામાંથી જ હવાઈ-યાનોને જોડી તેમને ચંદ્ર ઉપર ઉડાડવામાં આવશે. જો આ સફળ થાય તો બે ત્રણ વર્ષમાં ચંદ્ર-મુસાફરી શકય બનશે. આ માટે જોઈતા રૉકેટ તૈયાર કરવાની ગોઠવણ થઈ રહી છે.

૧૯૬૭-૧૯૭૦ના ગાળામાં એપોલો જાતના હવાઈ-યાનો ત્રણ માણસોને ચંદ્ર ઉપર ઉતારશે અને પાછા લાવશે.

માનવીની બુદ્ધિએ જે અદ્વિતીય સાહસો ખેડ્યા છે તેનો કીર્તિકલશ આ ચંદ્ર ઉપરની મુસાફરી બનશે. વિજ્ઞાને જે બળો માનવીને આપ્યાં છે તેનો ઉપયોગ માનવ જાતના હિતાર્થે થાય એ જોવાનું રહેશે—એ એક આહ્‌વાહનરૂપ બનશે.

અવકાશયાત્રાના ક્ષેત્રમાં અત્યારે જે પ્રગતિ થઈ રહી છે તેણે વિજ્ઞાનની બીજી શાખાઓને પાર્શ્વભૂમિકામાં મૂકી દીધી છે. આજથી વીસ વર્ષ પૂર્વે પરમાણુભંજન વડે જે શક્તિ પ્રાપ્ય થાય છે તેનો ઉપયોગ કરી પરમાણુ બૉમ્બ બનાવાયો ત્યારે જે પરિસ્થિતિ આગળ આવી હતી તેના જેવી પરિસ્થિતિ આજે અવકાશ-યાત્રાના ક્ષેત્રમાં પ્રવર્તે છે. વિજ્ઞાનના અન્ય પ્રદેશોને તેણે ઢાંકી દીધા છે.

ભૌતિક વિજ્ઞાનમાં સિદ્ધિઓની આ વાત થઈ. હવે વિજ્ઞાન જિંદગીના પ્રશ્નો અંગે શું કરી રહ્યું છે તે જોઈએ. જીવનનું રહસ્ય સમજવા અત્યારે પુષ્કળ સંશોધન ચાલી રહ્યું છે.

જિંદગીનું એકમ એટલે કોષ. જીવન કોષમાંથી પેદા થાય છે. આ કોષ અંગે મૂળભૂત સંશોધન ચાલી રહ્યું છે. કોષના કેન્દ્રમાં આવેલ ન્યુકલીઅસમાં ક્રોમો-સોમ આવેલા છે. આ ક્રોમોસોમની સંખ્યા ૨૩ જોડકાંની છે. જોડકાંનો એક ભાગ પિતા તરફ અને એક ભાગ માતા તરફથી ઊતરી આવેલ છે. આ ક્રોમોસોમની રચનામાં જે પદાર્થો આવેલા છે તેને ડિ-ઓક્ષીરિબો-ન્યુકલીઈક એસિડ (ટૂંકામાં, ડી. એન. એ.) કહેવાય છે. ડી. એન. એ. અંગેની રસાયણિક રચના અંગે પુષ્કળ કાર્ય થઈ રહ્યું છે.

આધુનિક સંશોધનની મદદ વડે ડી. એન. એ.માં આવેલા ચાર મૂળભૂત પદાર્થો ઓળખી શકાયા છે, અને બાકીના ભાગો ઓળખવાની સંશોધન તૈયારી થઈ રહી છે. જિંદગીના રહસ્ય સમજવાનું કાર્ય આ રીતે માનવજાતને કેવી ઉપયોગી થઈ શકશે એ જરા જોઈએ.

પોલીઓ, અછબડા, મેની-જાઈટીસ જેવાં વાઇરસ દર્દોને ડી. એન. એ.ની સાથે સંબંધ છે -એટલે આ કાર્યને લીધે આ બધાં દર્દો પર કાબૂ આવશે એ મોટો ફાયદો છે. કૅન્સર જેવાં ભયંકર દર્દો કેવી રીતે થાય છે તે સમજી શકાશે. કૅન્સર એટલે કોષોની બિન-કાબૂ વૃદ્ધિ. કોષોમાં શું વિકૃતિ થવાથી કૅન્સર થાય છે એ સમજી શકાશે. સુસ્વાસ્થ્ય અંગે શું જરૂરી છે એ પણ નક્કી થતાં આપણા આહારમાં ફેરફાર કરી દીર્ઘાયુષ્ય માનવી ભોગવી શકશે. ડી. એન. એ.નું કાર્ય સમજાયા પછી વંશાનુગતિકતા પર પ્રકાશ પાડી શકાશે, જેથી સારો માનવી પેદા કરવા માટે સુસંતતિ-શાસ્ત્રીઓના પ્રયાસોને ઉત્તેજન મળશે. વનસ્પતિના કોષો અંગે આપણું જ્ઞાન વૃદ્ધિ પામવાથી સારો પાક ઉતારી શકાશે.

આમ વિજ્ઞાનની મદદવડે માનવી પોતાની જાતને સારી બનાવવા અને દર્દ સામે લડવામાં આગળ વધતો જાય છે. વિજ્ઞાનીઓ માનવીનું ભાવિ ઉજ્જ્વળ બના-વવા મથી રહ્યા છે. ટૂંકામાં, વિજ્ઞાનનું કાર્ય સામાજિક સુધારણા અર્થે થઈ રહ્યું છે એ આનંદની વાત છે. પણ વિજ્ઞાનનો દુરુપયોગ ન થાય એ માટે સાવચેત રહેવાની જરૂર છે.

નહીંતર......દુનિયાનું ભાવિ શું થશે?—એ આગાહી કરવી મુશ્કેલ છે.







'સિદ્ધાર્થ'

# નંદનવન !

લાગણીપ્રધાન માનસ ક્યારેક કેટલું બધું હેરાન-પરેશાન થઈ જાય છે તેની પ્રતીતિ કરાવતી આ મનોવિશ્લેષણાત્મક વાર્તા એક એવી લાગણીના પ્રવાહને રજૂ કરે છે કે જે વાચકોની લાગણીને પણ ઊંડી અસર કરી જાય, લાગણીના પ્રવાહમાં ખેંચી રાખે...

રાજેશ લખતો લખતો અટકી ગયો કે મને જોઈને તેણે ટેબલ પરની લેખનસામગ્રી સંકેલી લીધી એ મને સમજાયું નહિ પણ હું જઈને જેવો ટેબલની બાજુમાં જ પડેલી ઇઝીચેરમાં બેઠો તેવો જ રાજેશ મારી પાસે આવી પહોંચ્યો. બાજુની જ બીજી ઇઝીચેરમાં બેસતાં એ બોલી ઊઠ્યો : 'આજે એક સરસ પત્ર આવ્યો છે.'

'કોનો ?' પૂછવા જેટલીય મને તક આપ્યા વિના એ ઊઠીને ટેબલ પરથી એક પરબીડિયું લઈ આવ્યો. મને આપતાં બોલ્યો : 'વાંચીને મારે તારી કલ્પના જાણવી છે.'

પરબીડિયામાંથી મેં પત્ર કાઢ્યો. મેં વાંચ્યો. ફરી ફરી વાંચ્યો. એટલો બધો ટૂંકો એ પત્ર હતો કે ગમે તેટલી વાર વાંચીએ તો ય લાગે જ નહિ કે પત્ર વાંચ્યો છે.

'આમાં સરસ જેવું છે શું ?' મારા આવા સવાલની રાહ જોઈને બેઠો જ હોય તેમ રાજેશે જવાબ આપ્યો : 'એ જ શોધવાનું છે ને !'

'પત્ર લખનાર કોણ છે એ કહીશ જરા ?' રાજેશને મેં બીજો પ્રશ્ન પૂછ્યો.

'હા એ જરૂર કહું' કહેતો રાજેશ નોકરને બોલાવવા ઘંટડીનું બટન દબાવતાં મારી સામે એ જ ભાવવિહીન મુખે ફર્યો અને બોલ્યો : 'મારા જીવનમાં ગજબનો દિલાસો થઈ પડનાર મારી એક સ્ત્રી-મિત્રનો આ પત્ર છે.'

'પણ એને વિષે તો તેં કોઈવાર વાત સુદ્ધાં ઉચ્ચારી નથી. એ ક્યાં રહે છે, કોણ છે, તારા જીવન સાથે આટલી નિકટતમ વણાયેલ હોવા છતાં મને તેની ખબર સુદ્ધાં નહિ એ તો માની પણ શી રીતે શકાય !' કહેતો હું રાજેશ સામે આશ્ચર્ય અને પ્રશ્નભાવે નીરખી રહ્યો.

મારે અને રાજેશને વરસોનો પરિચય. દોસ્તી પણ એટલી જ નિકટની. રાજેશની એક પણ વાત મારાથી અજાણી ન હોય અને મારી વાતથી રાજેશ ક્યારેય અજાણ ન હોય. એટલે જ મને નવાઈ લાગી ને ! અને તેમાંય સ્ત્રી-મિત્ર પરણેલા રાજેશના જીવનમાં આટલી બધી મહત્ત્વભરી રીતે દબાઈ ગઈ હોય એની મને ખબર ન હોય એ તો નિલુ—રાજેશની પત્ની પણ ન માની શકે ને ! અને નિલુએ મને આજ સુધી આ વાત નથી કરી એટલે નિલુથી છૂપી આ મૈત્રી તો નહિ વિકસી હોય એવી શંકાએ પણ મારામાં પ્રવેશ કરી દીધો. નિલુ આજે નહોતી, પાંચેક દિવસથી એ એની ઓફિસના કામે બહારગામ ગઈ હતી. એટલે જ મેં પૂછી લીધું : 'આ પત્ર ક્યારે આવ્યો ?'

'આજે સવારે જ.'

'નિલુની ગેરહાજરીમાં જ પત્ર આવવો સકારણ પણ ખરો !' મારામાં પેઠેલી શંકા મેં વ્યક્ત કરી.

'એ તો અકસ્માત જ છે,' કહેતાં રાજેશે નોકરે લાવી મૂકેલ ટ્રેમાંથી કપ લઈને તેમાં કીટલીમાંથી ચા રેડતાં વધુ સ્પષ્ટતા કરી : 'નિલુ ઉપર તો એના અનેક પત્રો આવી ચૂક્યા છે. મારી પર આ પહેલો પત્ર છે. નિલુની એ ખાસ બહેનપણી છે એ જાણીને તને વધુ નવાઈ લાગશે.'

'તો તો હું ઓળખીશ જ. તેમાંય આ પત્રમાં લખનારનું નામ અધ્યાહાર છે એટલે વધુ જિજ્ઞાસા થઈ. નામ કહેશે ?'

'વિશુ.'

'કોણ પેલી વિશાખા ? એને હું ન ઓળખું ? એ તો ખૂબ સંસ્કારી છોકરી છે.' મેં રાજેશ સામે જોતાં ઉમેર્યું : 'તને એ આટલી બધી શિખામણો આપતી ક્યારથી થઈ ગઈ ?'



'કર્યો કોયડો કોડીનો જેવું તેં તો કરી દીધું.' કહેતો રાજેશ વધુ ગંભીર બનીને ચાનો ઘૂંટડો ભરતાં બોલ્યો : 'ઉંમરે અને દેખાવે નાની વિશુ અનુભવે અને આચરણે ખૂબ પીઢ છે. મેં તો એને મારી વડીલ તરીકે સ્થાપી છે એટલે મને શિખામણોય ક્યારેક ક્યારેક આપી બેસે છે પણ એની શિખામણોય હું ક્યારેક માની ન શકું એવી વાહિયાત પણ હોય છે !'

'આ પણ એમાંની એક હશે !' મેં આશ્ચર્યસહ તરત પરખાવી દીધું એ જાણે તેને ન ગમ્યું હોય તેમ મારી સામે જોયા વિના જ બારીમાંથી દેખાતા સંધ્યાના રંગ સામે ખૂબ દૂર દૂર સુધી પહોંચતી તેની નજરોના ઊંડાણમાંથી જ જાણે એની વાચા નીકળી : 'ઉપરથી તો એવી જ લાગે. પણ તેની ભીતરમાં ઊતરતાં આવડે એ જ એનું ઊંડાણ પારખી શકે.'

'પણ આ બે લીટીના પત્રમાંથી ઊંડાણનો તાગ મેળવવોય શી રીતે ? આ એક 'નંદનવન' શબ્દ કંઈક સૂચવી જાય એવી રીતે વપરાયો છે એ વાત સાચી.' મેં એ પત્રમાં વપરાયેલા એ શબ્દ વિષે ટકોર કરી અને ઉમેર્યું :

'તો પછી તું આવા ટચુકડા પત્રથી આટલો બધો મિમાસણમાં શા માટે પડી ગયો છે ? નિલુ આવે ત્યારે બંને મળીને જ વિશુને જવાબ વાળજો ને !'

રાજેશ મારી આ વાતને જાણે સાંભળતો જ ન હોય એમ ઊઠીને ટેબલ પરની તેણે સંકેલેલી માયામાંથી એક કાગળ લઈ આવ્યો. મને ધરતાં બોલ્યો : 'એનો જવાબ જ હું લખતો હતો. એ પૂરો થવા આવ્યો ત્યાં જ તું આવી પહોંચ્યો. લે આ વાંચ.'

ખાસ્સો મોટો કાગળ બન્ને બાજુ ભરેલો હતો એટલે મને વાંચવાનો કંટાળો આવશે એમ લાગવાથી રાજેશે જ એ મારા હાથમાંથી લઈને કહ્યું : 'લાવ હું જ વાંચું. એ બહાને મારે ફરીથી વાંચી પણ શકાશે અને રહી ગયેલી ભૂલ પણ સુધારાશે.' કહેતો એ મને સંભળાવતો વાંચવા લાગ્યો :

'વિશુ,

જીવનમાં પહેલી જ વાર તારો પત્ર મળ્યો. રૂબરૂમાં તો તું મને શિખામણો આપતી જ આવી છે. પણ શિખામણ આપવા માટે જ આજે તારે પત્ર લખવો પડ્યો એ મને જરાય ન ગમ્યું—હું તારાથી બે પાંચ વરસે ઉંમરમાં મોટો હોઈશ એટલા માટે નહિ, પણ તેં જે રીતે એ શિખામણ-વાક્ય લખ્યું છે એ રીત મને ન ગમી.

મેં તને મારા જીવનમાં એવું મહત્ત્વનું સ્થાન આપ્યું છે એ નિલુથી ભલે અજાણ હોય. પણ આપણી વાતો અને વિચારોની આપલે નિલુ હમેશ જાણે છે, તેમાં રસ પણ લે છે. અને એટલે જ તારી આ ટૂંકા પત્રમાં પણ વરતાતી ઈર્ષાએ મને વિચારતો કરી મૂક્યો છે.

નંદનવનમાં વિહરવાની ભલે કવિ-કલ્પના વરસો-જૂની હોય. પણ એવું નંદનવન આજે ક્યાંય શોધ્યું જડે એમ નથી. તારા જીવનમાં આજે આનંદ અને ઉત્સાહ રેલાય છે એટલે તને જરૂર નંદનવન સાંભરે. પણ આજે મારું ખૂબ જ ખરાબે ચડેલું જીવન-નાવ તારા નંદનવન શબ્દથી એવું તો ભાંગીને ભુક્કા થઈ ગયું છે કે એ વહાણને કોઈ તણખલાનો આધાર આપનાર પણ શોધ્યું જડે તેમ નથી. મારે અનેક મિત્રો છે. કેટલાક તો મારા અંતરના સ્વજન જેવા પણ છે. તને મેં એ બધાથી પર એવું સ્થાન આપ્યાની જાણે ભારે ભૂલ કરી હોય એવું તારા આ ટૂંકા પત્રે મને સાબિત કરી બતાવ્યું છે.

મારી કલ્પનાનું નંદનવન તો સરજાતાં સરજાશે. પણ એ નંદનવનમાં વિહરનાર નિલુ અને હું બે જ નહિ પણ મેં પાંચમાં પૂછવા જેવી માનેલી વિશુનો પણ એટલો જ હૃદયપૂર્વકનો સમાવેશ કરેલો છે એ આપણે અનેકવાર ચર્ચી ચૂક્યાં છીએ. આજે તું મને દૂર દૂર ધકેલીને મને જ એનું નિમિત્ત બનાવે છે, મેં જ તને દૂર ધકેલી દેનાર તરીકેનો મારો ઉલ્લેખ કરીને મને નંદનવનમાં વિહરતો જોઈને તું બળે છે એવો તારા ટૂંકા પત્રનો સૂર ખરેખર ભારે ખતરનાક છે.





મને એ ખતરામાંથી બચવાનો આજે તો રસ્તો પણ નથી દેખાતો.

વિશુ, તને થશે કે રાજેશ આવો તે કેવો નિરાશાવાદી ! નિરાશાઓની વચ્ચે જ હું તો ઊછર્યો છું. તારા જેવું હોઠનું હાસ્ય મારી પાસેથી ક્યારેય તું નહિ પામી શકે. મારું હૈયું હાસ્ય રેલાવે ત્યારે જ મેં હાસ્યનો અનુભવ કર્યો છે. અને એ હાસ્યના વર્ષાર વેળાએ જ મારું નંદનવન સરજાય. તારા કહેવાથી નહિ જ તું મને આમ નંદનવનમાં મહાલતો ગણીને હકીકતમાં નંદનવન સરજાતી નહી છે એ આજ સુધી ભલે હું નહોતો જોઈ શકતો. પણ મારો તારા પ્રત્યેનો એ જ આદરભાવ તને મહાલતી જોઈને સંતોષાય છે. એ સંતોષ કાંઈ જેવો તેવો છે ! પણ મારામાં એ જ ખામી હતી. ઈર્ષાની આગથી જળતો જગતો હું તારી પાસે ઠરવા માટે આવ્યો. તેં મને પ્રેમ અને હુંફ આપ્યાં. તારા દિલની એ હુંફાળી શીતળતામાં મને શાંત્વન મળ્યું. ને હું ઈર્ષામુક્ત બની ગયો. પણ એ ઈર્ષા આટલી સહજતાથી તું અંગીકારી લઈશ એવી તો મેં કલ્પનાય ક્યાંથી કરી હોય !

એટલે જ, તારા એકેએક બોલને ક્યારેય ન ઉથાપનાર હું તારો રહી શક્યો. દુનિયા સ્ત્રી-પુરુષના સંબંધને ક્યારેય સાચી નજરે નથી જોઈ શકતી. ખુદ તિલુ પણ તારી સાથેના વધેલા મારા સંબંધમાં શંકા આરોપતી આવી છે. અને એટલે જ એ શંકાને તેં આજે જૂઠની મહોર મારી દીધી છે.

તિલુને મારામાં વિશ્વાસ છે. એ વિશ્વાસનો ભંગ કર્યો છે એવું તિલુને લાગવાતું નથી. છતાં શંકાએ જ ઘર કર્યું છે એ તારા આ પત્રથી જરૂર દૂર થશે. તને આ જવાબ લખું છું એ પણ તેના આવ્યા પછી તેને વંચાવીને જ તને રવાના કરીશ

નંદનવનની કલ્પના આજથી સેંકડો વર્ષ પહેલાં કવિએ ઈન્દ્રની વિહાર-લીલા માટે કરી હશે ત્યારે એ કવિનેય ક્યાંથી ખ્યાલ હશે કે તેનું એ કાલ્પનિક નંદનવન આમ અનેકનાં દિલને પણ ટાઢક આપવાને બદલે ઉજ્જડ કરી મૂકશે ! એટલે જ તારા એ લીટીના જવાબમાં બસો શબ્દોથી ભરેલો આ પત્ર વધુ નહિ લંબાવતાં અહીં પૂરો કરતાં છેલ્લે એટલું જ લખું કે વિશુ, જીવનમાં ક્યાંય જો નંદનવન હોય, તારી કલ્પનાનું નંદનવન ક્યાંય હોય તો તે માણસના દિલમાં એને શોધવા માટે દૂર દૂર ઝાંવા મારવાં એ તો માણસનો ભ્રમ છે. એ ભ્રમમાંથી ઉગરવા માટે મારા દિલમાં નંદનવન સર્જવા માટે તિલુ સાથે તને બેસાડી છે. તારે ન બેસવું હોય તો મારી કોઈ બળજબરી નથી. પણ તારા અંતરને આમ છેદ કઈને તું છટકવા માગે એ બીજું કોઈ તો ઠીક, પણ હું શી રીતે સહી લઉં ?

—રાજેશ.

'એમ વાત છે !' રાજેશે પત્ર પૂરો કર્યો ને મારાથી બોલાઈ જવાયું. રાજેશનું લાગણી-સભર દિલ મેં પહેલી વાર પીછાન્યું છે એવું નથી. અનેક વાર મારે એની લાગણીને સંતોષવી પડી છે. કેટલીક વાર તો એ લાગણીઓ એટલી બધી બાળસુલભ હોય કે નાકે દમ આવી જતાં સુધી રાજેશ ન માને. પણ આવા લાગણી-પ્રધાન પુરુષોના જીવનમાં આવી લાગણી-પ્રધાન સ્ત્રીઓ પ્રવેશીને એમની લાગણીઓને જે ભયાનક સ્વરૂપે વહેવડાવે છે એ રીત મને ક્યારેય નથી રુચી. રાજેશ કેટલીય વાર મારી આ કઠોરતા સામે બંડ પોકારતો કહી ઊઠતો : 'તું પરણ્યો નથી કે કોઈ સ્ત્રીના પરિચયમાં નથી આવ્યો ત્યાં સુધી આવી વાતો કરે છે. એક વાર એ જાળમાં ફસાઈશ કે તરત તને સમજાશે કે લાગણી શું છે !'

'મેં સ્ત્રીને પુરુષની હરીફ, દુશ્મન કે તારક માની નથી એટલે એવો અભિપ્રાય ફેરવવાની મને જરૂર નહિ પડે.' રાજેશને ફરી પાછો મૂળ સ્થિતિમાં આવેલો જોઈને મેં ઉમેર્યું : 'રાજેશ, લાગણીની ભૂખ, લાગણીના સંતોષ અને લાગણીની નવાજેશ પણ વિચારોની જ નીપજ છે. વિચાર કરીએ તો નંદનવન વિશુ કે તિલુમાંથી નહિ, રાજેશમાંથી નહિ —એવું સર્જન વિચારોમાંથી જ થઈ જશે. વિશુએ ભલે નંદનવનમાં મહાલવાની તને ટકોર કરી હોય.



પણ એ જ વિશુ એ વનમાં આમ શિકારી થઈને વિહરતી રહેશે તો એક દિવસ તિલુને કે તને પણ એના શિકારનો ભોગ બનાવી દેશે. ત્યારે તારામાં તેનું સ્થપાયેલું ઉચ્ચ સ્થાન કે ઉચ્ચાસન ક્યારેય તેને નહિ દેખાય. શિકારી જેવું કોઈ ક્રૂર નથી.'

રાજેશે આવી ક્રૂરતા કોઈ વાર કલ્પી જ નહોતી એટલે એ માને એમ નહોતો. પણ વિશુ જેવી લાગણીભીની સ્ત્રીની આવી કઠોરતા પોતાના જેવા નિકટના ગણાતા સ્વજન ઉપર ઠલવાઈ તો એમાં અને શિકારીની ક્રૂરતામાં ફેર પણ શો એવું તેના અંતરે જ્યારે તારણ કાઢ્યું ત્યારે એ બોલી ઊઠ્યો: 'વિશુ ભલે શિકારી થઈ બેસે. મને એનો શિકાર થવામાંય મજા પડશે.'

વિશુ પ્રત્યેનાં આદર અને માનને લીધે રાજેશ આ બોલી રહ્યો છે એ તો મેં ધાર્યું જ હતું. પણ ચારેક દિવસ પછી તિલુ બહારગામથી આવી ત્યારે આ બધી વાતચીતનો જાણકાર હું છું એવી તેને પણ ખબર પડતાંની સાથે જ મને બોલાવ્યો. મેં તો જતાંવેંત તિલુને જ ઊધડી લીધી.

'આમ પોતાના પુરુષને પરાઈ સ્ત્રીના હાથમાં સોંપી દેતાં જરાય વિચાર નથી આવતો?' રાજેશ અને તિલુ બન્ને આ જાતના અચાનક થયેલા હુમલાથી જાણે ડઘાઈ જ ગયાં. તેમાંય રાજેશને બોલતો અટકાવતાં તિલુ જ બોલી: 'હું તો એવી ક્યારેય, રાજેશનો માર્ગ રોધનારી બની શકવાની નથી. પણ આ વિશુ મારા જેટલી જ રાજેશની હિતસ્વી છે એટલે તેનામાં આ જાતની ઈર્ષાએ ઘર કર્યું એ મારાથી તો ક્યારેય સહન નથી જ થવાનું. રાજેશના આ પત્ર સાથે મોકલવા મેં વિશુ ઉપર લખેલો આ પત્ર પણ વાંચો.' કહેતાં તિલુએ મને એક પત્ર આપ્યો. મેં એ વાંચ્યો:

વિશુ,

રાજેશના પત્રના અનુસંધાનમાં મારે એટલું જ કહેવાનું કે રાજેશનું હૈયું માખણના પીંડા કરતાંય કૂણું છે. એને તું કે કોઈ ઠોકરે ચડાવવાની હિંમત જ શી રીતે કરી શકો છો એ જ મને સમજાતું નથી. અને તેમાંય તું તો રાજેશને મારા જેટલો જ નખ-શિખ ઓળખે છે. તારા નંદનવનમાં તું મહાલતી થઈ છે એટલે મારા રાજેશનો આમ શિકાર કરતાં તું કેમ ન અચકાઈ? એ શિકારને મારવાને બદલે મારી પાસેથી ઝૂંટવીને કદાચ તું ચાલી જઈશ તો મને જરાય દુઃખ નહિ થાય. પણ એના કુમળા દિલ ઉપર આમ હુમલો કરવામાં તારું નંદનવન કેવુંક ખીલી ઊઠશે એની મને તો હજુય કલ્પના નથી આવતી! વિશુ, મારા રાજેશને તું નથી ઓળખી શકી એટલે તને એનો શિકાર કરવા હું નહિ દઉં. વહેલી તકે અહીં આવી જા તો વધુ સ્પષ્ટતા થઈ શકે. અહીં આવવામાં તારા નંદનવનના વિહારોમાં સહેજ પણ અડચણ આવે એટલી વધારે તને નહિ રોકું.

—તિલુ.

મારે આ પત્ર ઉપર જરાય ટીકા કરવાપણું નહોતું. પણ એ દિવસ પછી વિશુ આવી ત્યારેય પાછા એ ત્રણેયની હાજરીમાં મારે જવું પડ્યું એટલે હું વધુ ખુશ થઈ ગયો. પણ હું ત્યાં પહોંચ્યો ત્યારે વિશુની ઈર્ષા તો કોણ જાણે ક્યાંય ઊડી ગઈ હતી. તિલુની એ નિર્દોષ બહેનપણી એ જ નિખાલસતાથી વાતો કરી રહી હતી. તિલુનો ક્રોધ પણ જાણે વિશુ અને રાજેશના કિલ્લોલમાં ક્યાંય ઊંડે અટવાઈ ગયો હતો. અને રાજેશની લાગણીને પડેલો ઘા તો તિલુ અને વિશુની ખિલખિલાટ વાતોમાં એવો તો રુઝાઈ ગયો હતો કે મારે તો થોડાક જ શબ્દોથી એ ત્રણેયના સ્વાગતનો આભાર માનવા સિવાય કંઈ કરવાનું જ જાણે ન રહ્યું. એ ત્રણેયનાં નાચીને તરબોળ બનેલાં હૈયાંના સાક્ષી સમો હું તેમની સામે પહોંચતાં જ બોલી ઊઠ્યો:

'સેંકડો વરસો પછી ફરી પાછું કવિની એ ફળદ્રુપ કલ્પનાનું નંદનવન અહીં જોવાનો લહાવો મારા જેવા અ-કવિ કરતાં કોઈ કવિહૃદયને મળ્યો હોત તો બીજું ઇંદ્રપ્રસ્થ સહજતાથી રચાઈ ગયું હોત!'







ચન્દ્રભાઈ કા૦ ભટ્ટ

# તમારું અને સમાજનું જીવનચરિત્ર

ગુજરાતના જાણીતા તેજસ્વી કલમનવેશે ઊર્મિના દિવાળી અંક માટે ખાસ લખેલા આ લેખમાં જે વિગતો રજૂ કરી છે એ વિદ્યાર્થીઓ ઉપરાંત દરેકને ઉપયોગની છે.....

ધારો કે તમારું અથવા મારે મારું જીવનચરિત્ર લખવું છે. ધારો કે, તમે તમારું અને મેં મારું જીવનચરિત્ર લખવા, હાથમાં કલમ પકડીને કાગળ પર હસ્તાક્ષર પાડવાનો પ્રયત્ન કર્યો. પણ ત્યાં તો, સવાલ થાય છે કે એવું લેખન ક્યાંથી શરૂ કરવું! ક્યાંથી કેમ! હું મારા ઘરમાંથી અને તમે તમારા ઘરમાંથી શરૂ કરી દઈએ એવો સહેજે સાંપડતો જવાબ કોઈ ધારે તેટલો, સરળ કે સહેલો નથી હોતો. ઘર નામના મધ્યબિંદુ સાથે, ગમે ત્યાં અને ગમે ત્યારે સમયનું મધ્યબિંદુ પણ સંકળાયેલું હોય છે.

આ મધ્યબિંદુઓમાંથી ગમે તેના પર પગ ઠેરવીને આપણે એક ઘડીભર વિચાર કરીએ છીએ ત્યાં તો, અનેક મધ્યબિંદુઓવાળાં અનેક વર્તુળો, અનેક પરિઘો એકબીજામાં પરોવાઈને દોડયા કરતા દેખાય છે. આપણે ગમે તેટલું ઇચ્છીએ પણ આપણે કોઈ અંગત અને ખાનગી મધ્યબિંદુવાળી એકની એક જિંદગી નથી તે બાબત આપણી નજર સામે આબેહૂબ દેખાવા માંડે છે. એક અનેકો, એકમેકમાં અંતરંગ અને અભ્યંતર બની ગયેલાં માલમ પડે છે. આપણી અંગતતા કે ખાનગીપણું આટલા સીધા સાદા ભાન સાથે ઓગળી જતું દેખાય છે. આપણું મન મૂંઝાય છે. આપણી કલમ કંપે છે. આપણા શબ્દો, કાગળ પર અંકાતા પહેલાં, અનેક મધ્યબિંદુઓવાળાં અનેક વર્તુળોની ફૂદડીઓ ફરતા માલમ પડે છે. આપણે તો ભણેલા છીએ અને ગણેલા પણ છીએ, છતાં જીવનચરિત્રાલેખન કરવા માંડતાંની સાથે જ જાણે અનેક ચગડોળો આપણા દિમાકમાં ફરવા માંડતાં હોય તેવું ભાન આપણને થાય છે. આપણી સાથે ઓતપ્રોત બનેલી અનેક વ્યક્તિઓ, અનેક સંસ્થાઓ દેખાય છે. આપણો છેડો, આપણા જન્મ પહેલાંના માનવો સાથે અને સંસ્થાઓ સાથે, અનેક ગાંઠો વડે ગુંથાયેલો આપણને દેખાય છે.

આપણે બેઠા છીએ તે ઘર, આખી ઘર નામની માનવજાતની સંસ્થાક્રિયા સાથે સંકળાયેલું દેખાય છે. આપણો કાગળ, આપણને તાડપત્રો સાથેના વિખૂટા ન પાડી શકાય તેવા નક્કર સંબંધ વડે જોડાયલો દેખાય છે. આ સંબંધ તો ઠેઠ, ઇજીપ્તના પીરામીડોમાં પડેલા પેપીરસના પીંડાઓ આપણને દેખાડી દે છે. આપણું નાનામાં નાનું માનવકાર્ય પણ અનેક માનવોના અનેક કાર્યો સાથે સંકળાએલું માલમ પડે છે. આવાં કાર્યોના કરનારાંઓ, ઘણાં તો એટલાં બધાં અજાણ હોય છે કે આપણે તેમનું નામ કે નિશાન કશું જ જાણતાં નથી હોતાં.

આપણે જરા આસ્તે શાંત બનીને વિચારીએ છીએ કે આપણે તો જીવનચરિત્ર લખવા બેઠા, પરન્તુ જેમણે કંઈ જ લખ્યું નથી તેવાં, લાખલાખ માનવોનાં જીવનચરિત્રો, તેઓ જનમ્યાં ત્યારથી તેમણે જે કંઈ કર્યું, તેવાં લાખ લાખ માનવકાર્યો વડે આપણી માનવજિંદગીની, અનેક સંસ્થાઓ અથવા સંસ્થાક્રિયાઓમાં કોતરાઈ ગયાં છે. આપણને સમજાય છે કે આપણી જિંદગીમાં જે કંઈ છે, તે બધાંની પાછળ, આખો વિશ્વમાનવસમાજ ઊભો છે. અથવા આપણે જે કંઈ કરીએ છીએ તેને શક્ય બનાવનાર સાધનસાજ અને શિક્ષણસાજ કે સંસ્કારસાજને સરજનારો અનેક માનવોનો સમાજ છે.

**તો આપણી વચ્ચેનો તેમની સાથેનો, અથવા આપણા જીવનચરિત્ર સાથેનો, સૌ માનવચરિત્રોનો સંબંધ કેવો અને શો છે? બસ, સોબતની એકની એક એવી સર્વોત્તમ વાત આ સંબંધની અને તેની સમજણની વાત છે.**



**આ સંબંધના મધ્યબિંદુને પકડી રાખીને જ આપણે માનવસ્વભાવ, માનવક્રિયા, સમાજ, સંસ્થા, અને સામાજિક પ્રક્રિયાઓ વગેરે સમજી શકીએ.**

જ્યારે આમ થાય છે ત્યારે ઘડીભર તો આપણું અભિમાન અથવા હુંકાર ઓગળી જાય છે. જેને કર્તૃત્વ અથવા હું-કરનારો એવો હું-કાર કહેવાય છે તે, નમ્ર બનીને દેખી શકે છે, કે જે કાર્યને હું કેવળ મારા નામમાં જ જમા કરાવતો હતો તે માનવકાર્યનો કર્તા તો, જીવતાં અને જીવી ગયેલાં એવાં અનેક માનવો અથવા માનવ સમાજ છે, અને હું પણ તેમાંનું અનેકોમાંનું એક એવું પરમાણું જેવું નાનકડું એકમ છું.

આ બાબત સમજવા, એક દવાખાનાના ઓપરેશન-ખંડમાં આવો. દેખો આ ઓપરેશન-ખંડના ઓપરેશન-થીએટરની ઉપરના, ઓપરેશન-ટેબલ પર એક દરદી છે. આ દરદી ઉપર **ઓપરેશન નામનું** માનવકાર્ય કરવા સર્જનસાહેબ તૈયાર ઊભા છે. આ માનવકાર્ય અથવા ઓપરેશનના પાયામાં જે ટેબલ છે, તે ટેબલને જ સામાજિક રીતે સમજીએ તો એમ જરૂર કહી શકાય કે ઓપરેશન નામના માનવકાર્યનું કરનાર એ ટેબલ પણ છે. પરન્તુ ટેબલ છે, એટલે કોણ છે એવો સવાલ પુછાય તો તેના જવાબમાં, જે સાગ નામના લાકડાનું એ ટેબલ બન્યું છે તે ટેબલ એક વાર જ્યારે ડાંગના જંગલમાં સાગનું ઝાડ હતું ત્યારે તેને કાપનાર એક જંગલનો શ્રમમાનવ, ત્યાર પછી તેને ઉપાડીને રેલ્વેના ડબ્બામાં ગોઠવનાર બીજા શ્રમમાનવો, ત્યાર પછી તેના પર રંદો લગાવીને અનેક શસ્ત્રો વડે શસ્ત્રક્રિયાઓ કરનાર સુતાર, વગેરે વગેરે બધા માનવો, બૂમ પાડીને કહે છે કે, આ ટેબલ નામના માનવકાર્યના કરનાર અમે છીએ. આ બધા પણ પેલા ઓપરેશનના કર્તૃત્વમાં પોતાનો અહંકાર, અથવા હું-કર્તાપણું સાચી રીતે નોંધાવે છે. વાત એમની એમ આગળ વધતી પેલા સર્જનસાહેબને કંઈક કહેવા માટે બધા ઘણા ઊભા છે. એ સર્જને જ્યારે ડૉક્ટરના ધંધાના શપથ લીધા ત્યારે તેમની પાછળ ઊભા રહેલા, હીપોક્રેટસના આનંદનો પાર નહોતો, અને પછી જ્યારે દરદીને તપસતા નીચા વળીને, નાડીના ધબકારા ગણાય છે ત્યારે પેલા ચરકસુશ્રુત એ જ ગણતરીમાં ગરકાવ થઈને પેલા કાર્યની પાછળ ઊભા હોય છે. જ્યાં સ્ટેથોસ્કોપ નીકળે છે ત્યાં તો ડૉ. લીનેક દોડતો આવી પહોંચ્યો છે. જોત જોતામાં આ કાર્યની આસપાસ વૈજ્ઞાનિકોનું ટોળું જામે છે. આ ઓપરેશન કાર્યમાં હવે તમારી નજર સામે વિજ્ઞાનની વિદ્યાપીઠો દેખાય છે. પ્રયોગશાળાઓ નજરે ચઢે છે. પાડુઆની પેલી પ્રાચીન વિદ્યાપીઠના ખૂણામાં પડેલી પાટલી પર બેઠેલો હારવે અને પેરીસની મધરાતે, હાડપિંજરને ખભા પર ગોઠવીને ભરબજારે દોડી જતો, બેલજીઅન વેસાલીઅસ તથા ઈટાલીની પેલી ટેકરી પરથી સળગતો, સર્વેટસ, તમને વિજ્ઞાનના સંસ્કારની સુવાસથી ઊભરાતો સાદ કરે છે, 'રખે ભૂલતાં અમને!' આ બધા કર્તાઓ કહે છે કે કોઈ પણ નાનકડા વ્યવહાર એકમની પાછળ કોઈ એક જ વૈજ્ઞાનિક નથી પણ સંઘવૈજ્ઞાનિકે ઘડેલી વિજ્ઞાન સંસ્થા છે, અથવા આખી સંસ્થાક્રિયા અને સંગઠન છે.

બસ આટલી ચોખવટ સાથે હવે આપણે પાછા જીવનચરિત્ર લખવાના સવાલને પકડીએ. આપણા ઈતિહાસમાં અનેકોએ પોતાનાં અને બીજાઓનાં જીવનનાં ચરિત્રો પણ લખ્યાં છે.

ઇંગ્લેંડના લંડન નગરમાં એક વાર, કૉલેજમાં ભણતા એક વિદ્યાર્થીને એક મોટી કિતાબ જેવી એક રોજનીશી એકવાર જડી આવી. આ ડાયરીની નોંધ જેણે કરી હતી તેનું નામ સેમ્યુઅલ પેપિસ, આ શોધ પછી જાણીતું બન્યું. આ નોંધ કરનારો સેમ્યુઅલ પેપિસ, રોયલ નેવીનો પિતા હતો, રોયલ સોસાયટીનો પ્રમુખ હતો અને એક પાકો ધંધાદારી માણસ હતો.

પરંતુ એ બધા ઉપરાંત પેલી નોંધપોથીનો એ લેખક હતો. એણે એના ઈ. સ. ૧૬૬૩માં લંડનમાં થયેલા





જન્મને યાદ કરીને, પછી એ સમજણો થયો ત્યારથી, પોતે જે વિચારતો, જે કામકાજ કરતો અને અનુભવતો તે બધાની રોજબરોજની નોંધ કર્યા કરી હતી. એણે આવી જાતની નોંધ દશ વરસ સુધી જ કરી હતી પરંતુ આ દશ વરસોના જંગી એવા લેખન-કાર્ય વડે, લંડનની જીવનકથાને જ એણે તો આલેખી નાખી હતી. લંડનનાં આબેહૂબ એવાં વર્ણનો એમાં હતાં. લંડન પર ચાલેલી મરકી—જેમાં સિત્તેર હજાર માણસો મરી ગયાં તેનો આબેહૂબ ચિતાર એમાં હતો. એમાં એણે પોતાના અંગત જીવતરની બધી ખાનગી વાતો લખી નાખી હતી. દશ વરસના લંડન–માનવ-સંસારનું જ જાણે કથાનક કરીને આ લેખક ઈ. સ. ૧૭૦૩માં મરણ પામી ગયો હતો, પણ આ અંગ્રેજ જીવનચરિત્રનાં પોતાનાં દશ વરસની નોંધમાં લંડનની જિંદગીને લખી જઈને માનવસમાજની જિંદગીનું અથવા સમાજના જીવનચરિત્રનું આલેખન કરવાનું કહી ગયો હતો.

ત્યાર પછી ૧૯મા સૈકામાં, સેમ્યુઅલ પેપિસથી જરાક જુદી જાતનો માનવ, પોતાની જિંદગીને, યુરોપીય અને અમેરિકન જિંદગીની ઉથલપાથલમાં, પોતાના સામાજિક એવા વ્યક્તિત્વની ચિતા દઈ ગયો હતો એ માનવસમાજની જિંદગીના ઈ. સ. ના ૧૮મા સૈકાનો, સમાજશાસ્ત્રી હોય તેવો જન્મથી અંગ્રેજ એવો એક બીજો માનવ સમાજગત વ્યક્તિત્વને વિકસાવતો, વિશ્વમાનવસમો, પોતાના અંત સમય પહેલાં અમેરિકન ધરતી પર ઊતરીને જવાબ દેતો સંભળાયો :

'થોમસ પેઈન મારું નામ છે.'

'અહીં શું કામ આવ્યા છો?'

'મત આપવા.'

'માત્ર નાગરિકોને જ મત આપવાનો અધિકાર હોય છે.'

'હું સીટીઝન થોમસ પેઈન છું સાહેબ!'

બે અમલદારો એક બીજાની સામે જોઈને હસ્યા, અધિકારની એકે નિશાની વિનાનો કેવો આ માનવ હતો! ફાટેલાં કપડાંવાળું, લચી પડેલી ચામડીવાળું, નાકમાં છીંકણીની ગંધવાળું એનું કલેવર કંપી ઊઠ્યું. આઝાદ અમેરિકાની ચૂંટણીના સુપરવાઈઝરે એને શાંતિથી સમજાવ્યું, 'પરદેશીઓને અહીં મતાધિકાર નથી હોતો, અમેરિકન નાગરિકો જ મત આપી શકે... અને તો ય અમસ્તા જીદ કરો છો!' 'પણ હું યુરોપનો, જગતનો, સૌ માનવ સમાજનો, નાગરિક છું, અને જ્યારે કોંગ્રેસે સ્વાતંત્ર્યયુદ્ધના બધા સૈનિકોને નાગરિકપદ એનાયત કર્યું ત્યારે હું અહીંનો નાગરિક, હું સીટીઝન ટોમસ પેઈન છું. હું નાગરિક છું. હું મારો મત આપ્યા વિના નહીં જાઉં. મતાધિકાર મારો પણ છે.' અને એક ટોળાનું અટ્ટહાસ્ય એની કંપતી કાયાને હચમચાવી નાખતું અથડાયું પછી ટોમ પેઈન આખી દુનિયામાંથી હડસેલાઈ જતો હોય તેવો, અમેરિકન ધરતી પરના પોતાના એક ખેતરમાંના એકાંત ઘર તરફ ચાલ્યો. આખે રસ્તે એણે મરણ પામવાની તીવ્ર ઇચ્છા કરી.

ટોમ પેઈન હવે મરણ પામતો હતો. મેડમ બોનેવીલ એકલી આ મહાનુભાવની સેવા કરતી એના જીવનના હોલવાઈ જતા દીવા પર મમતા કરતી વિચારતી હતી: 'જેણે એક વાર બોનાપાર્ટ જેવાની પણ પરવા નહોતી કરી...'

'પછી શું નક્કી કર્યું?' વૃદ્ધે આંખો ખોલી.

'આપ કહો છો તે જ પ્રમાણે આપના ખેતરમાં જ આપને દફનાવવામાં આવશે.'

'ધરતી ભલી છે. અમેરિકન મા–ભોમ...પણ, પણ'— એણે પાછું ચિંતાથી કહ્યું, 'મને દફનાવ્યા પછી તું અને નીકોલસ અહીંથી જશો નહીં, હો! મારાં વારસદાર તમે છો...મને દફનાવ્યા પછી જો આ ખેતરને વીલું મૂક્યું છે તો સરકાર અહીં પણ આવી પહોંચશે અને ખેતરની...મારા ખેતરની હરરાજી બોલાવશે અને આ ખેતરમાં દફનાયેલાં મારાં હાડને પણ બહાર ખોદી કાઢીને તેઓ વેચી મારશે!' બોલનાં સીટીઝન ટોમ પેઈને ૧૮૦૯ના જૂન મહિનાના ૮મા

દિવસે આંખો મીંચી દીધી.

ટોમસ પેઇન, એક અદનો માનવ હતો. જન્મે અંગ્રેજ એવું આ, માનવીનું વ્યક્તિરૂપ, અમેરિકન સ્વાતંત્ર્યયુદ્ધમાં, સ્વાતંત્ર્યના પિતા તરીકે પિછાણાયું હતું. 'રાઈટ્સ ઓફ મેન' નામની એક પુસ્તિકા લખીને એણે, યુરોપીય જગતમાં માનવીના એકરૂપના અધિકારનામાને, ધર્મ જાતભેદ ઘટનાના પડકાર તરીકે, રજૂ કર્યું હતું. આ માનવરૂપ ત્યાર પછી પોતાની જાતને ફ્રેંચ માનવ કહેતું ફ્રેંચ ક્રાન્તિમય બનવા આવી પહોંચ્યું હતું. પછી આ વિશ્વમાનવરૂપનું અભેદ પંખેરૂ ઊડતું ઊડતું, પોતાની જન્મભોમને, માનવીના સમાન એવા સામાજિક સ્વરૂપના આવાહન વડે ખળભળાવી મૂકતું પાછું અમેરિકા પહોંચતું હતું, ત્યારે જર્માનને 'કોમોડીટી' બનાવનારું વાણિજ્યસ્વરૂપ, એને અમેરિકન નાગરિક ગણીને મતાધિકારની મના કરતું હતું. આ વ્યક્તિત્વની સામાજિક છાયા, ધરતીમાં શમી જતાં જતાં શાની ચિંતાને સેવતી હતી ! જેમાં એના અવશેષ હોય તે ધરતીનું લીલામ થઈ જાય તો !

આ વ્યક્તિનું વ્યક્તિત્વ, કેટલી બધી અને કેવી બધી, પલટાતી જતી સંસ્થાઓ, અને મંડળીઓના જીવનચરિત્રો પર પ્રકાશ ફેંકતું હતું ! ઉપર ટાંકેલાં એ જ વ્યક્તિરૂપોના જીવનચરિત્રને જ્યાં દેખીએ ત્યાં, કોઈ ને કોઈ સંસ્થા, અને મંડળ અથવા સામાજિક એવી સંસ્થાક્રિયાઓ અને માનવસંગઠન અથવા મંડળીની ક્રિયાઓ જ વ્યક્તિના જીવનચરિત્રની સાથે પોતાના જીવનચરિત્રરૂપે ઓતપ્રોત બની ગયેલી દેખાતી હતી ! નાની કે મોટી, નજીવી કે અગત્યની કોઈ પણ વ્યક્તિ કથા, સામાજિક સંસ્થા, અને સંગઠનના જીવનચરિત્રના તાણાવાણામાં કેવી, અતૂટ રીતે અને અનિવાર્ય એવી સંબંધ ( Integrated ) રીતે વણાઈ ગયેલી માલમ પડતી હોય છે !

પરન્તુ એવાં તો અનેક આલેખનો, જગતભરના સાહિત્યમાં, આલેખાયેલાં પડયાં છે ! અહીં એક બાબત વધારે સ્પષ્ટ રીતે **સમજવી અત્યંત જરૂરી છે. એ બાબત કોણ શું લખી ગયું છે, તેની પાછળ ઊભેલાં નક્કર એવાં માનવીની જિંદગીનાં વાસ્તવસ્વરૂપો છે. માનવીની જિંદગીનાં અનેકાનેક જીવનચરિત્રોમાં, ઓતપ્રોત બની ગયેલાં અમર તરીકે ચાલુ રહેલાં, માનવીની જિંદગીનાં જીવતાં જાગતાં નક્કર સ્વરૂપો છે. સામાજિક સંસ્થાઓ અને સંગઠનો જ માનવમાત્રની એકમય બનેલી, અથવા વિશ્વમાનવ સમાજની, ધર્મની નિરપેક્ષ એવી, આ પૃથ્વી પર શરૂ થયેલી અથવા જીવનચરિત્રની, કદી મરણ ન પામે તેવી, અને યુગે યુગે અને જમાનાએ જમાનાએ, વાસ્તવ અને નક્કર રૂપમાં જીવતી આવતી એવી માનવજિંદગી છે.** માનવવ્યક્તિત્વની બધી જિંદગીઓ, માનવસમાજની, સંસ્થાઓ, અથવા સંસ્થાક્રિયાઓ, અરે સંગઠનો, અથવા સંગઠનક્રિયાઓમાં આજે પણ જીવતી જાગતી પડી છે. આવા સંસ્થા–સંગઠન જીવનચરિત્રમાં કેટલાંક જીવનચરિત્રોનાં વ્યક્તિત્વની કોઈ, નામવાળી રેખાઓ, અનેક યુગો વહી ગયા પછી પણ પેલા સંસ્થા–સંગઠન નામના જીવનચરિત્રમાં વધારે સ્પષ્ટ માલમ પડતી હોય છે જ્યારે બીજાં અનેકાનેક વ્યક્તિત્વોની રેખાઓ, નરી આંખે ન દેખાય તેવી ઝાંખી હોય છે, એટલો જ, અને એવો માત્ર તફાવત છે.

**વિશ્વમાનવની જિંદગીના આરંભથી આરંભાયેલા આવા, અને સમાજ–સંગઠનમાં, અવિનાશી બનીને, જીવતા રહેલા** વિશ્વમાનવના, અથવા માનવોના સમાજના, માનવવ્યક્તિત્વના જીવન કથાનકના અથવા જીવનચરિત્રના આલેખનનો ચોપડો, વિશ્વઇતિહાસ નામનો છે. બધા વિશ્વઇતિહાસોએ, આ અદ્ભુત કથાનકમાં વિશ્વમાનવનું જીવનચરિત્ર આલેખ્યું છે.

પરન્તુ જેવું નક્કર, સચોટ, અને વાસ્તવિક આલેખન સંસ્થાઓએ અને સંગઠનોએ પોતાના કદી નાશ પામી શકશે નહીં તેવા જીવતા રૂપમાં ભર્યું છે, તેવું





નક્કર અને વાસ્તવ સ્વરૂપ, માનવીની કોઈ પણ ચોપડીનું લેખન ધારણ કરી શકે તેમ નથી. **એટલા જ માટે માનવજિંદગીના વાસ્તવિક એના સંગઠનના, જીવનચરિત્રને જ સમજવું અથવા, ચિત્તમાં ધારણ કરવું પડે છે.**[૧]

આ બાબત સમજવા, એક દાખલો લઈએ. શાહીવાદી યુદ્ધખોર સંગઠનોએ, યુદ્ધ નામની જે સંસ્થાનું જીવનચરિત્ર, વીસમા સૈકામાં દાખવી દીધું, તેની પૈશાચિકતા, ભયાનકતા, નૃશંસતા, ઘાતકતા, વગેરેની યથાર્થ રીતે સમજણ આપવાની તાકાત, આ પૃથ્વી પર દેખાઈ ગયેલા એના એક સમયના વાસ્તવદર્શન પરથી લખાયેલાં લખાણો પણ આપી શકે તેમ નથી. સાહિત્યનાં સ્વરૂપોની, નિબંધ, કવિતા, નાટક વગેરેની શૈલી–આવડતો પણ એનો, સોએ સો ટકા, આબેહૂબતાને તાજી કરી શકે તેમ નથી. યુદ્ધ નામાની સંસ્થાક્રિયાને અને, યુદ્ધખોર એવો, શાહીવાદી –સંગઠનઘટનાને કે મંડળીઓને સમજવા માટે, આજે આપણી પૃથ્વી પરના, વિશ્વમાનવ સમાજમાં, જીવતી આ સંસ્થાક્રિયા અને સંગઠનક્રિયાના, જીવનચરિત્રને જ સમજવું અનિવાર્ય બને છે. આવી સમજણમાં, બધાં આલેખનો પણ ખૂબ જ મદદગાર જરૂર નીવડતાં હોય છે.

૧ સંસ્થા. એટલે સંસ્થાક્રિયા (Institution) આવી સંસ્થાક્રિયાઓ તરીકે, કુટુંબ શિક્ષણ–વિજ્ઞાન, વગેરેને સંસ્થાક્રિયાઓ કહી શકાય, અને સંગઠન એટલે સંગઠનક્રિયા, કુટુંબની વ્યક્તિઓ, શિક્ષણ સંચાલન મંડળો, વિજ્ઞાન સંચાલક મંડળો સંગઠનો વગેરેને સંગઠન અથવા, ઓર્ગેનિઝેશન્સ કહી શકાય.

✩

'ઉશનસ્'

## રે ધૃતિ !

હજીય બસ એ જ વાત! રટ એની એ હે મન !
થયું સકલ નષ્ટભ્રષ્ટ, નવ આશ કોઈ રહી
છતાં રટણ એનું એ જ! ખુદ તારી સામે અહીં
તવ પ્રણય સ્વપ્નનું મધુર ચિત્ર ચારુ રચ્યું
સ્વયં નિજ કરેથી ફાડી, કરી ટૂકડે ટૂકડા
ઉડાડી મૂકી ફૂંક મારી પવને ગયાં નિષ્ઠુર,
છતાંય કંઈ આશ ધીરજથી વેરવિખેર એ
કરે તું ટૂકડા મિલાવી છવિ સાંધવાનો શ્રમ !

હજી અલસ લોચનો નીતરી રહે પથારી વિશે,
મથે ભીંજવવા પહાડ સમ વજ્રને! ટાંકણી
ભીની નજરની કશી મથતી વજ્ર કેરી ઝીણી
કણીકણી ખણી પહાડ વીંધી પ્હોંચવા !–રે ધૃતિ !
દૂઝેલ વ્રણ ખૂબ, લે, ઘડીક મીંચી દે લોચન,
તને હું પસવારું, લાવ જરી, જરી જંપી જા, હે મન!

★



કલાવતી વોરા

# જાનામિ ધર્મમ્

જાણીતાં લેખિકા ઊર્મિના દિવાળી અંક માટે ખાસ લખેલા આ લેખ દ્વારા ઊર્મિનાં વાચકો સમક્ષ પહેલી વાર રજૂ થાય છે. અહીં કહેલી વાત આપણા આજના સમાજને જાગૃત કરવામાં સારો એવો ભાગ ભજવશે જ એ વિશે શંકા નથી...

આજે સખત ગરમી છે. કામથી આકુળ-વ્યાકુળ થઈ હું મારા ટેબલ પરથી ઊઠીને બારીએ આવીને ઊભો રહું છું. મારી ઑફિસ છોકરીઓની કૉલેજની નજદીક છે. અત્યારે ચાર વાગ્યા છે. કૉલેજ હમણાં જ છૂટી છે તેથી રસ્તા પરથી છોકરીઓનાં ચાર ચાર પાંચ પાંચનાં વૃંદો પસાર થઈ રહ્યાં છે. રંગબેરંગી, વિવિધ સજાવટભરી તેમની જુદી જુદી રીતે શોભતી આકૃતિ મારી નજરને ખેંચે છે. તેમના ચહેરા પરનો યૌવન-સુલભ ઉલ્લાસ વાતો કરવાની તેમની છટામાં દેખાતી વાતાવરણ પ્રત્યેની બેદરકારી, હાથપગના હલનચલનમાં તરી રહેલી ખુમારી હું જોઈ રહું છું, પુલકિત થઈ જાઉં છુ.

મનમાં વિચાર આવે છે કેવી દુનિયા બદલાઈ ગઈ છે! હજુ તો પચ્ચીસ વર્ષ પહેલાં આ જ રસ્તા પરથી આ જ છોકરીઓની કૉલેજમાં ભણતી ગણીગાંઠી છોકરીઓ પસાર થતી જોવા મળતી. ચાર દિવાલમાંથી માંડ માંડ કળે બળે બહાર નીકળેલી એ છોકરીઓ અને આજનો આ મુક્ત હવા શ્વાસમાં લેતી છોકરીઓમાં કેટલો ફેર છે? પચીસ વર્ષથી હું આ ઑફિસમાં બેસું છું. એ પચીસ વર્ષમાં કેવી દુનિયા બદલાઈ ગઈ એ પ્રશ્નમાં હું અટવાઈ જાઉં છું.

વધુ ને વધુ છોકરીઓનાં ટોળાં પસાર થઈ રહ્યાં છે. હું તેમને જોતો પરિવર્તન પામેલી દુનિયાને બિરદાવતો સંતોષનો શ્વાસ લઉં છું. સારું થયું. કેટલો ઉલ્લાસ, કેટલી તાઝગી, કેટલી શક્તિ આ દુનિયા પર સંતાઈ ને છૂપાઈને પડી રહેતી ને પછી કરમાઈ જઈ વિલીન થઈ જતી. એ બધી ફોરમ, તાઝગી જાણે આજે વાતાવરણમાં મહેકી રહી હોય એવો અનુભવ કરતો હું પણ તાઝગી અનુભવું છું.

પણ એ સાથે જ મને ગઈ કાલનો આ જ સમય યાદ આવે છે બસ આ જ સમયે ગઈ કાલે ચાર વાગ્યે મારો યુવાન મિત્ર રાજેન્દ્ર મારી ઑફિસમાં આવ્યો હતો. બારીમાંથી દેખાતા દશ્યે તેને પણ આકર્ષ્યો હતો ને સારી એવી વાર સુધી એ ત્યાં ઊભો રહ્યો હતો. ને પછી ધબ દઈને મારી સામે ખુરશીમાં ગોઠવાતાં તે બોલ્યો હતો:

'સુમંતભાઈ, તમે લેખક છો, તમારા હાથમાં આવડું મોટું પ્રચારનું સાધન છે તો તમારે એનો આવે વખતે બરાબર ઉપયોગ કરવો જોઈએ.'

'શી રીતે?' મેં પૂછ્યું.

'જુઓ ને આજકાલ લોકો નૈતિક બાબતમાં બહુ શિથિલ થઈ ગયા છે અને એનું કારણ—આ છોકરીઓ જોઈ તમે?—તેઓ છે. એ બાબત તમારે પૂરેપૂરી સ્પષ્ટ કરી એમને એના આખી વર્તણુંક બદલ જાગૃત કરવી જોઈએ.'

'એટલે કે મારે મારા છાપાને પ્રચારક અને બોધક બનાવવું એમ જ ને! પણ એ તો ઠીક, પણ આ છોકરીઓ જે બિચારી હજુ હમણાંથી જ બહારની તાજી હવા શ્વાસમાં લઈ રહી છે એણે તારું એવું શું બગાડયું કે આવડો મોટો આરોપ તું એમના પર ઢોળી રહ્યો છે?'

'જોતાં નથી તમે, રોજ રોજ એમને અહીં બેઠા બેઠા? કેવા કેવા અર્ધા ઉઘાડા પોશાકો તેઓ પહેરે છે? કૉલેજની છોકરીઓ આવા પોશાક પહેરે પછી નીતિનું ધોરણ કેવી રીતે જળવાય?'

'ખરેખર, યુનિવર્સિટીએ, રાજ્યે આ છોકરીઓના પહેરવેશ ઉપર અમુક અંકુશ મૂકવો જોઈએ. મર્યાદિત પોશાકને માટે જરૂરી હોય તેવા કાયદા કરવા જોઈએ. આવું કેમ ચાલે?' તે આગળ બોલ્યો.

હું તેની વાત સાંભળી રહ્યો. ને તે આવી આવી અનેક વાતો કરી રહ્યો. પોશાકની મર્યાદા, તે



કારણે નીતિનું નીચું જતું ધોરણ, સ્ત્રીઓના આધુનિક પોશાકને કારણે વિજાતીય જાતિની ઉદ્દીપ્ત થતી વાસના, સરકારે કે લાગતી વળગતી સંસ્થાએ આ બાબત લેવા જોઈતાં પગલાં, એવી છોકરીઓનાં પતનની, સ્વતંત્રતાને નામે બહેકી ગયેલી છોકરીઓની હીન રહેણીકરણીની વગેરે વાતો તે કલાક સુધી કરતો જ રહ્યો અને એ સર્વ વાતોને મારા છાપામાં મારે યોગ્ય મહત્વ આપી ગોઠવવી એવી પણ ભારપૂર્વક સૂચના તે આપતો ગયો.

એ ગયો પણ હું તો એની વાતોની વિચારમાળામાં અટવાઈ જ ગયો. આજેયે એ જ વાત ફરી યાદ આવીને મારી હજુ આવી ન આવી ત્યાં એ તાઝગી ઉડાડી ગઈ.

વિચારો આવતા ગયા. શા માટે સ્ત્રીઓની નિર્લજ્જતાની વાતો શૈલેન્દ્ર કરી રહ્યો હતો? શું કાલે કશાયે કારણ વગર અર્ધો કલાક સુધી રસ્તે જતી સ્ત્રીઓને રસથી જોતો એ ઊભો નહોતો રહ્યો? પેલીઓ તો પોતાની દુનિયામાં મસ્ત હતી. શૈલેન્દ્ર જ એમની હાજરીમાં ખોવાઈ ગયો હતો.

અલબત્ત દુનિયા હું જોતો જ રહ્યો છું. અને મારે શૈલેન્દ્રની એ વાત કબૂલ્યા વગર છૂટકોયે નથી કે અતિ આધુનિક ગણાય તેવી સ્ત્રીઓના બહારથી ઠસ્સાદાર દેખાતા પહેરવેશ ઘણીવાર કંઈક પરદેશી અનુકરણથી હોય, કંઈક ચલચિત્રની હવાથી હોય પણ સંપૂર્ણ મર્યાદા જાળવનારા નથી રહેતા. એ પોશાક વિજાતીય વ્યક્તિની વાસનાના ઉદ્દીપક બની જાય, અને એમ થતાં સમાજની અનીતિ વધે યા વધવાની સંભાવના રહે એ સર્વ શૈલેન્દ્રની વાત મને પૂરેપૂરી કબૂલ હતી. હું એના સૂચવાયેલા ઉપાયોમાંયે મહદ્ અંશે સંમત હતો છતાં મને જે ખટકી રહ્યું હતું તે તો એ જ કે એ બધી વાત કહેવાનો કે છોકરીઓ ઉપર આવો આરોપ મૂકવાનો શૈલેન્દ્રને શો અધિકાર હતો?

કેટલાંયે વર્ષોથી હું શૈલેન્દ્રને ઓળખું છું. રસ્તે ચાલતાં જરીક રૂપાળી છોકરી નજરે પડે તો પોતે આજુબાજુનું ભાન ભૂલી જઈ તેને ટીકીટીકીને જોયા કરે. ઓળખાણ કરવાની તક મળી જાય તો તરત ગમે તે બહાને ઓળખાણ કરવા નીકળી પડે, એ છોકરીનો પહેરવેશ સંપૂર્ણ મર્યાદિત હોય તોયે. જરા એવો પરિચય હોય તો તે એની સાથે કંઈ ને કંઈ રસિક વાતો કરવા ઊલટી પડે. કેટલીયે વાર સામેની છોકરીના મનમાં ચીઢ પણ ભેગી થતી હોય; માત્ર તેનું અપમાન કરતાં અચકાતી હોય તેથી સહી લેતી હોય. ટેકો આપે ન આપે તોયે તેનું ચાલે ત્યાં સુધી એ પોતાની રસિકતા ચલાવે. કોઈ છોકરી તેને ઓળખતી ન હોય પણ પોતાને એના વિષેનો થોડો ખ્યાલ હોય તો તરત મોટર ઊભી રાખે, લિફ્ટ આપે, પરિચય પાકો કરવા મથે. વધારે ઓળખાણ થતાં જ જાત જાતની મશ્કરી કરવા નીકળે, તેને જ્યાં જવું હોય ત્યાં લળી લળીને લઈ જાય. ને હું જાણું છું—શક્ય હોય તો એ એવી ઓળખાણનો અજુગતો લાભ લેવાનું પણ છોડતો નહીં. પ્રયત્ન તો તેનો એવો હોય જ. ટૂંકમાં સ્ત્રીઓમાં અત્યંત હીન રસ ધરાવનાર શૈલેન્દ્રને સ્ત્રીઓ દ્વારા નીતિનું ધોરણ નીચું જઈ રહ્યું છે એવો આક્ષેપ કરવાનો શો હક હતો?

શૈલેન્દ્રને ને એની સ્ત્રી વિષેની નબળાઈને અમે સહુ પરિચિત જનો જાણીએ છીએ. એ પણ અમને ખબર છે કે તેને મળતી દરેક સ્ત્રીઓ અત્યંત આધુનિક પોશાક પહેરનારી નથી હોતી. તો પછી એ શી રીતે એ લોકોમાંથી પોતાનો બચાવ શોધતો હશે? ઊલટો એ પોતે જ પોતાના પૈસા અને દરજ્જાથી કેટલીક સ્ત્રીઓની પરિસ્થિતિનો, લાચારીનો, પ્રલોભનો ભૂખી લાભ લેતો હોય છે. ને છતાં આજે એ આવો આવો દંભ કેમ કરી ગયો? ને મારી આગળ—જેની રગેરગ હું જાણું છું ને એની તેને ખબર છે તેની આગળ?

મને લાગે છે કે એયે સંભવ છે કે શૈલેન્દ્રને પોતાની એ નબળાઈ ખટકતી હશે. તેનાથી દૂર થવા કદાચ તે મથી પણ રહ્યો હશે. પોતાના ધર્મ માટે તે સભાન



હશે પણ તેનાથી એ બધામાંથી છૂટાતું નહીં હોય અને એથી હારેલો થાકેલો એ કદાચ પોતાના અનિષ્ટ કૃત્ય પાછળનાં કારણો શોધતો શોધતો એ બધા દોષનો ટોપલો આ છોકરાંઓ અને તેમના પહેરવેશ પર ઓઢાડી રહ્યો હશે ને એ બહાને એ પોતાની જાતને ન્યાય કરવા કે પોતાની આગળ છતી થઈ જતી પોતાની હીનતાને નકારવાનો, પોતાના સ્વના દરજ્જાને નિશ્ચિત રાખવાનો તેનો આ પ્રયત્ન હશે. પોતાનો બચાવ એ આ રીતે શોધી રહ્યો હશે.

એ ગમે તે હોય, શૈલેન્દ્રની આ નિર્બળતા હોય પણ સમાજને સુધારવાનો આ ઉપાય તો નથી જ, ને દોષિત પાત્રને મોઢે થતી આ જાતની રજૂઆત પણ શોભતી નથી માણસે જાત ચિકિત્સક પહેલાં થવું જોઈએ. અને પ્રયત્નપૂર્વક પોતાની જાતને એવે રસ્તેથી વારતાં રહેવું જોઈએ. ભલે ધીરે ધીરે, પણ જ્યારે જાતને વારવાનું શકય થાય તો જ સમાજ પાસે આપણે કંઈક વિશેષ આશા રાખી શકીએ. નહીં તો પરોપદેશે પાંડિત્યમ બની મોટી મોટી વાતો કરવાનો શો અર્થ છે? સમાજ સામે જરૂરી એવું દૃષ્ટાંત પણ એથી પૂરું પડતું નથી. પોતાના દોષો બીજાને માથે ઓઢાડવાની આ માનસિક પ્રક્રિયા સ્વાભાવિક હોવા છતાં પણ સમાજની ઉન્નતિ માટે ઇચ્છનીય નથી કે સહાયક પણ નથી જ. આપણી પોતાની દૃષ્ટિ નિર્મળ હોય તો સામાના પ્રયત્નો અનિષ્ટ હશે તોયે એ પ્રયત્નોમાં એઓ પાછા પડવાના. એથી પોતાના દોષ બરાબર ઓળખી લઈ પછી જ સામાના દોષો વિચારવા.

સમાજમાં વધતી જતી અનીતિનું શૈલેન્દ્રે બતાવ્યું એ કારણ અનેકમાનું એક હશે તોયે બીજાં અનેક પરિબળો એ પાછળ પડેલાં છે તેયે વિચારી લેવું જોઈએ. આજની અર્થકેન્દ્રિત બનતી જતી સમાજવ્યવસ્થા કદાચ એમાં સૌથી મોટો ભાગ ભજવે છે. બાકીનાં બધાં કારણો મહદ્અંશે ગૌણ છે. એ પ્રધાન કારણને જો કોઈ રીતે નિર્મૂળ કરી શકીએ તો કંઈક સુધારાની આશા બંધાય. ભાવના ને સંસ્કારઘડતર તો પછી એમાં કામયાબ પણ નીવડે. પણ અહીં એ બધા ચર્ચા કરવા હું નથી માગતો. મારે અત્યારે તો એટલું જ કહેવાનું છે કે શૈલેન્દ્ર જેવાઓની આવી દંભી વાત અને એમનું અનિષ્ટ વર્તન અત્યારે તો સમાજને વધુ હાનિ પહોંચાડે છે. શૈલેન્દ્રને મેં એ વાતનો સ્પષ્ટ રીતે ઇશારો પણ કર્યો જ હતો. છતાં આજે ફરી એની એ જ વાત કેમ દિલ ચચરાવી જાય છે તે સમજાતું નથી.

★

જેઠાલાલ ત્રિવેદી

## મૃત્યુ–કયારે

'આપે ન કેમ કુસુમો ખુશબો ભરેલાં?
મોટાં ફળો મધુરસે છલકી રહેલાં?'
પૂછ્યું જદા તુરત ચંદન વૃક્ષ બોલે:
'સંચું સુગંધરસ અંતરને પટારે
જે પૂર્ણ થૈ પ્રગટશે મુજ મૃત્યુ–કયારે.'

★

પ્રફુલ્લા વીરાણી

## સહન

ગુલના કંટક સ્હેતો જાજે,
કાંટાના ફૂલને રહેવા દેજે;
ધૂપ બનીને જલતો જાજે,
ખાકને મૂંગી રહેવા દેજે.

★

છોટુભાઈ સુથાર

# બ્રહ્માંડનું સ્વરૂપ

આપણે માનીએ છીએ એની વિશાળતા કરતાં અનેકગણી વિશાળતા બ્રહ્માંડની છે એ ખગોળશાસ્ત્રીઓએ શોધી કાઢયું છે—ઊર્મિના દિવાળી અંક માટે ખાસ લખાયેલા આ લેખમાં ગુજરાતના જાણીતા ખગોળવિદ્-લેખક એ વિષે આપણને સાચો ખ્યાલ આપે છે...

આજનો જમાનો યોજના અને આયોજનોનો છે. કયાંક પાંચ વર્ષની તો કયાંક સાત વર્ષની વિવિધ યોજનાઓ આકાર લઈ રહી છે. ખગોળશાસ્ત્ર અવકાશના દર્શનનું શાસ્ત્ર છે. આકાશનું દર્શન દૂરબીનો અને બીજાં આનુસંગિક સાધનો દ્વારા થાય છે. દુનિયાનું મોટામાં મોટું દૂરબીન ૨૦૦ ઇંચ વાળું હેઈલ દૂરબીન છે. આ દૂરબીન પાલોમર પર્વત પર આવેલી વેધશાળાનું મુખ્ય દૂરબીન છે. આકાશી પદાર્થોની કૂટ સમસ્યા જેવા પ્રશ્નો હલ કરવા માટે એનો મુખ્યત્વે ઉપયોગ થાય છે. છેલ્લાં દસ વર્ષથી આ દૂરબીન કામ આપે છે. એ સમય દરમિયાન આકાશી જ્યોતિઓ અંગે ઘણી નવી વિગતો જાણવા મળી છે. આ પૈકીની કેટલીક બાબતો એવી છે કે જેમનો ખગોળશાસ્ત્ર ઉપરાંત બીજાં વિજ્ઞાનો સાથે પણ સંબંધ હોય. એવી એક જાણીતી બાબત સૂર્ય અને તારાઓની ઉંમર વિષેની છે. 'પૃથ્વીની ઉંમર કેટલી?' એ પ્રશ્ન ખગોળશાસ્ત્રનો તેમ જ ભૂગર્ભ વિજ્ઞાનનો પણ છે. ભૂસ્તરશાસ્ત્રીઓ એનો ઉકેલ પોતાની રીતે શોધતા હોય છે જ્યારે ખગોળશાસ્ત્રીઓ તેમની પોતાની અલગ રીતે. આમ છતાંય એમના જવાબ એક આવવા જોઈએ એ સહેજે સમજી શકાય એવું છે. પણ હજી એવું બનતું જણાતું નથી અને તેથી દરેક વિજ્ઞાનશાખાવાળા પોતપોતાની રીતે પોતાના સંશોધનરીતોને વધુ સૂક્ષ્મ કરી વધુ ચોક્કસ પ્રમાણો મેળવવાનો પ્રયત્ન કરે છે. અને એ દ્વારા મળતાં પરિણામોની બીજાં શાસ્ત્રો દ્વારા મેળવાતાં પરિણામો સાથે તુલના કરે છે. ૨૦૦ ઇંચવાળા દૂરબીન પહેલાં દુનિયાના સૌથી મોટા દૂરબીન તરીકે ૧૦૦ ઇંચવાળું માઉન્ટ વિલ્સન વેધશાળાનું દૂરબીન જાણીતું થયું હતું. ૧૦૦ ઇંચવાળા આ દૂરબીન વડે બ્રહ્માંડનું જેટલું નિરીક્ષણ કરી શકાયું છે તેથી ઘણું વધારે ૨૦૦ ઇંચવાળા દૂરબીન દ્વારા થઈ શકયું છે. એટલું જ નહીં પણ કેટલાંક જૂનાં નિરીક્ષણોના અંક પણ સુધારી શકાયા છે. પરમાણુ યુગના આજના જમાનામાં ખગોળશાસ્ત્રમાં પણ ઘણી શોધો થઈ છે. પરમાણુમાં શક્તિ છુપાઈને બેઠેલી છે એ વાત સૂર્ય અને તારાઓની ગરમી આપવાની વાતમાંથી જ સ્પષ્ટ થયેલી ને? બહારના ભાગે ઓછા ઉષ્ણતામાનવાળા તારા અનેક વર્ષ સુધી સતત પ્રકાશ આપ્યા કરે એ ઘટના પરમાણુભંજનને જ આભારી છે. આમ ખગોળશાસ્ત્રે ભૌતિકશાસ્ત્ર સાથે તાલ મિલાવીને કામ કર્યું છે. વળી એ રીતે બીજાં શાસ્ત્રોની પણ મદદ લીધી છે. પરિણામે વૈજ્ઞાનિક સંશોધનની શોધ–વણઝારની ગતિ વણથંભી ચાલ્યા જ કરી છે. એ ગતિને વધુ વેગવાન બનાવવા માઉન્ટ પાલોમરની વેધશાળાએ પણ એક પંચવર્ષીય યોજના ઘડી કાઢી છે. આ યોજનાનું લક્ષ્ય દશ્ય બ્રહ્માંડની સીમાઓ વિષે ખ્યાલ મેળવી એ બ્રહ્માંડમાં રહેલા કુલ દ્રવ્યના જથ્થાનો અંદાજ મેળવવાનું છે. સાથે સાથે એ બ્રહ્માંડ ફૂલે છે કે નહીં તેની અકાટ્ય સાબિતીઓ મેળવવાનું પણ છે. વૈજ્ઞાનિકોનો એક વર્ગ બ્રહ્માંડને વિકસતું માને છે જ્યારે બીજો વર્ગ વિશ્રાંત માને છે. બ્રહ્માંડ વિકસતું હોય તો અનેક યુગો પહેલાંની એની પ્રાથમિક દશા કેવી હશે એનું ચિત્ર સ્પષ્ટપણે રજૂ કરવાની જરૂર છે. આ બધું કામ ૨૦૦ ઇંચના દૂરબીન તેમ જ એનાં સહાયક યંત્રો વડે પાર પાડવાની માઉન્ટ પાલોમર વેધશાળાના ખગોળશાસ્ત્રીઓ આશા સેવે છે.

પાલોમર વેધશાળા આ કામ કઈ રીતે પાર પાડશે એ સમજવા બ્રહ્માંડ, તેની સીમા અને આકાશી પદાર્થોની ગતિઓ વિષે થોડું જાણી લેવું જરૂરી છે.



પ્રથમ બ્રહ્માંડની વાત લઈએ.

આપણે પૃથ્વી પર રહીએ છીએ. પૃથ્વી ૮૦૦૦ માઈલ વ્યાસનો એક મોટો 'આકાશી' ગોળો છે. આકાશી એ અર્થમાં કે કશા પણ આધાર વિના એ અવકાશમાં સરકતી રહે છે. આપણી આ પૃથ્વી સૂર્યની આજુબાજુ ફરનારો એક નાનો ગ્રહ છે. સૂર્યની આસપાસ નાના મોટા નવ ગ્રહો, કેટલાક મધ્ય ગ્રહો અને અસંખ્ય ધૂમકેતુ તેમ જ ઉલ્કા ફરે છે. આ બધાંનું એક મોટું મંડળ બને છે. એ મંડળને સૂર્યમંડળ યા સૌર જગત કહેવામાં આવે છે. આ જગતમાં સૂર્ય અધિષ્ઠાતા છે અને બીજા એની પરકમ્મા કરનારા આકાશી જ્યોતિઓ છે. સૂર્યની સરખામણીમાં આ બધા જ્યોતિઓ ખૂબ જ નાના છે. સૂર્યમંડળનો સૌથી મોટો ગ્રહ ગુરુ છે. એ પૃથ્વી કરતાં લગભગ ૧૩૦૦ ગણો મોટો છે. સૂર્ય ગુરુ કરતાં અનેકગણો મોટો છે. લગભગ હજાર ગુરુ ભેગા કરીએ ત્યારે એક સૂર્ય બને.

સૂર્યમંડળના સભ્યો—વિશેષે કરીને ગ્રહો—એકબીજાથી ઠીક ઠીક અંતરે આવેલા છે. સૂર્ય અને પૃથ્વી વચ્ચેનું અંતર સવા ૯ કરોડ માઈલનું છે. જ્યારે સૂર્ય અને અંતિમ ગ્રહ પ્લુટો વચ્ચેનું અંતર ૩ અબજ ૬૬ કરોડ માઈલનું છે. પૃથ્વી સૂર્યના અંતરના હિસાબે આ પાછળનું અંતર લગભગ ૪૦ ગણું છે.

અવકાશમાં સૂર્ય સિવાય બીજા તારા આવેલા છે. એ બધા નાના મોટા સૂર્યો છે. પણ તે આપણાથી ખૂબ ખૂબ દૂર હોવાને કારણે ચમકતાં પ્રકાશબિન્દુ જેવા દેખાય છે. દૂરબીન વડે જોવા છતાંય એ મોટા બનેલા દેખાતા નથી. પાસેમાં પાસેનો તારો સૂર્ય પૃથ્વીના અંતરના હિસાબે પણ ઘણો ઘણો દૂર છે. આપણી છેક પાસેનો તારો સમીપ નરાશ્વ છે. એનું અંતર ૨,૭૦,૦૦૦ આકાશી એકમ ( પૃથ્વી સૂર્યના અંતરને આકાશી એકમ કહે છે. ) જેટલું છે. બીજા તારા એથી પણ દૂર આવેલા છે.

આકાશમાં આવેલા બધા તારા ( નરી આંખે તેમજ દૂરબીન વડે દેખાતા ) મળી એક મોટું તારાવિશ્વ બને છે. આ તારા વિશ્વને આકાશગંગાવિશ્વ કહે છે. આકાશગંગાવિશ્વમાં આપણા સૂર્યના કદના ૨૦૦ અબજ તારા આવેલા છે. આ બધા તારા એકબીજાથી અબજો માઈલ દૂર છે તેથી એમની વચ્ચે ક્યાંય અથડા-અથડી થવા જેવું નથી. અનેક અબજ તારા સમાવવા ઉપરાંત આકાશગંગાવિશ્વમાં અબજો માઈલ પર્યંત ફેલાયેલાં કાળાં તેમજ ધોળાં વાયુનાં તેમજ ધૂળનાં વાદળો આવેલાં છે. કાળાં વાદળ તેમની પાછળ આવેલા તારાઓને ઢાંકી રાખે છે જ્યારે સફેદ વાદળ એમની બાજુમાં આવેલા તારાઓના તેજનું પરાવર્તન કરી ચમકે છે. તારા, વાયુ-વાદળો ઉપરાંત આકાશગંગાવિશ્વમાં તારકગુચ્છો અને તારા-વાદળો આવેલાં છે. આવા આ વિશાળ તારાવિશ્વનો વિસ્તાર પણ ખૂબ જ વિશાળ હશે એમ કલ્પી શકાય એવું છે. અવકાશી અંતરો માઈલોમાં આપવામાં આવતાં નથી. અવકાશી એકમ પણ ટૂંકો ગજ છે. આકાશી અંતરનો સામાન્ય ગજ પ્રકાશવર્ષનો છે. પ્રકાશ એક વર્ષમાં જેટલું અંતર કાપે તેને પ્રકાશવર્ષનું અંતર કહે છે. આ અંતરના હિસાબે સૂર્ય પૃથ્વીનું અંતર માત્ર સાડા આઠ પ્રકાશ-મિનિટનું જ્યારે સમીપનરાશ્વનું અંતર સવા ચાર પ્રકાશવર્ષનું છે. આપણા વિશ્વનો આપણાથી દૂરમાં દૂરનો તારો ૮૩,૦૦૦ પ્રકાશવર્ષ દૂર આવેલો છે. આકાશગંગાવિશ્વનો આકાર ફૂલેલી પુરી જેવો છે. સમૂચા વિશ્વની લંબાઈ એક લાખ પ્રકાશવર્ષની છે જ્યારે એની જાડાઈ ૧૫,૦૦૦ પ્રકાશવર્ષની છે.

પણ અવકાશમાં આપણું તારાવિશ્વ એકલું જ નથી. એના જેવાં ૨૦ કરોડ તારાવિશ્વ અવકાશના પોલાણમાં આવેલાં છે. આ પૈકીનાં કેટલાંક તારાવિશ્વ આપણા પોતાના તારાવિશ્વની પેઠે અનેક અબજ તારા, તારાવાદળ, વાયુવાદળ ધરાવનારાં મોટાં તારાવિશ્વો છે. તારાવિશ્વોની આવડી મોટી સંખ્યા અવકાશમાં આવેલી હોવા છતાંય તારાવિશ્વો વચ્ચે ખૂબ ખૂબ અંતર રહેલું છે. એ તારાવિશ્વો વચ્ચેનું સામાન્ય અંતર ૨૦ લાખ પ્રકાશવર્ષનું છે.





૨૦ કરોડ તારાવિશ્વ મળી બ્રહ્માંડ બને છે. આ બ્રહ્માંડનો વિસ્તાર ક્યાં સુધીનો છે તે હજી સ્પષ્ટપણે ગણી શકાયું નથી. દૂરબીનની મદદથી ૨ અબજ પ્રકાશવર્ષના અંતરે આવેલી અનંતના સીમાડા પર એટલી નિહારિકા( તારાવિશ્વ )નાં દર્શન કરી શકાયાં છે. વિજ્ઞાનીઓ માને છે કે બ્રહ્માંડનાં આ તારાવિશ્વો એકબીજાથી દૂર ને દૂર સરકતાં જાય છે. એમનો અંદાજ છે કે દર બે અબજ વર્ષે બ્રહ્માંડનો વ્યાસ બમણો થતો જાય છે. આજે બ્રહ્માંડની જે વર્તમાન સ્થિતિ છે એનાથી ઊલટી ગણતરી કરીએ તો બ્રહ્માંડના વિકાસનો સમય મેળવી શકાય. આ સમય હજી પૂર્ણપણે નિશ્ચિત કરી શકાયો નથી. એમ થવાનું કારણ બ્રહ્માંડના વિકાસ પામવા અંગેના સિદ્ધાંતો વિષે વૈજ્ઞાનિકો એકમત ન થઈ શક્યાનું છે.

તારાવિશ્વો અને બ્રહ્માંડ વિષેના સામાન્ય પરિચય બાદ અંતર અને તે માપવાની રીતની વાત લઈએ. તારાઓનાં અંતર માપવા માટે પ્રથમ સૂર્ય અને પૃથ્વી વચ્ચેનું અંતર નિશ્ચિત કરવામાં આવે છે અને એના આધારે પાસેના તારાઓનાં અંતર માપવામાં આવે છે. પાસેના તારાઓના અંતરને આધારે દૂરના તારાઓનાં અંતર માપવામાં આવે છે. કહેવા લખવા પૂરતી આ વાત સરળ લાગે છે પણ વાસ્તવિક અર્થમાં એ રીત એટલી સરળ નથી. મુખ્ય મુશ્કેલી ચોક્કસ માપની છે. સૂર્ય પૃથ્વીના અંતરમાં હજારેક માઈલની ભૂલ હોવાનો સંભવ સાવ સામાન્ય છે. એના હિસાબે દૂરના તારાઓનાં અંતરમાં કરોડો માઈલનો ફરક પડી જાય એ સમજી શકાય એવું છે. આનો અર્થ એ થયો કે આપણું પ્રાથમિક માપ બને તેટલું વધુ ચોક્કસ હોવું જોઈએ.

દૂર દૂરનાં તારાવિશ્વોનું અંતર શોધવા માટે નિયમિત રીતે સ્પંદિત થતા તારાઓનો ઉપયોગ કરવામાં આવે છે. આ પ્રકારના તારાઓને સૂપપર્વા પ્રકારના રૂપવિકારી તારા કહેવામાં આવે છે. જે તારાઓના તેજમાં સમયાંતરે વિકાર થતો રહે છે એમને રૂપવિકારી તારા કહેવામાં આવે છે. આ પ્રકારના તારા અમુક સમય સુધી એક સરખા તેજસ્વી રહ્યા બાદ તેજમાં ઘટતા જાય છે. થોડોક સમય આવો ઘટતો તેજવિકાર ભોગવી એ પાછા તેજમાં વધતા જઈ મૂળ જેટલા તેજસ્વી બની જાય છે. તારાઓનું આ તેજસ્પંદન રૂપવિકારી તારાઓને બીજા તારાઓથી અલગ પાડે છે. રૂપવિકારી તારાઓ દૂર દૂરનાં તારાવિશ્વોમાં પણ આવેલા છે અને તેથી તારાવિશ્વોનું અંતર માપવામાં એ ખૂબ મદદરૂપ નીવડ્યા છે.

સૂપપર્વા પ્રકારના તારાઓ વડે આકાશનું અંતર માપવાની રીત સામાન્ય અંતર માપવાની રીત કરતાં અલગ પ્રકારની છે. એને નીચેની રીતે સમજાવી શકાય.

સૂપપર્વા પ્રકારના તારાઓના તેજવિકારનો સમય એમની નિરપેક્ષ તેજસ્વિતાના પ્રમાણમાં છે. તારાઓને દસેક પ્રકાશવર્ષ છેટે રાખી જોતાં એમનો જે વર્ગ જણાય તેને તે તારાની નિરપેક્ષ તેજસ્વિતા કહે છે. આકાશમાં સૌથી ચળકતા તારા પ્રથમ વર્ગના અને નરી આંખે પરાણે દેખાતા તારા છઠ્ઠા વર્ગના છે. તારાના બે વર્ગ વચ્ચેનું પ્રમાણ અઢી ગણી તેજસ્વિતાનું છે. પ્રથમ વર્ગના તારાનું તેજમાપ ૧૦૦ લેખીએ તો છઠ્ઠા વર્ગના તારાનું તેજમાપ ૧ થશે. બધા સૂપપર્વા પ્રકારના તારા એક સરખા તેજસ્વી નથી. અને તેથી જે તારાઓનો રૂપવિકાર–સમય એક સરખો હોય તે બધા એક સરખી નિરપેક્ષ તેજસ્વિતાવાળા લેખાય જ્યારે વધતા ઓછા સમયવાળા રૂપવિકારી તારાઓ પૈકી વધારે સમયવાળા રૂપવિકારી વધુ તેજસ્વી ગણાય.

સૂપપર્વા પ્રકારના તારાઓના રૂપવિકારનો સમય ૭ કલાક ૧૨ મિનિટથી માંડીને ૧૦૦ દિવસ પર્યંતનો છે. જે તારાઓના રૂપવિકારનો સમય અર્ધા દિવસનો છે તે બધા સૂર્ય કરતાં ૧૦૦ ગણા તેજસ્વી છે. આપણો ધ્રુવતારો સૂપપર્વા પ્રકારનો જ એક રૂપવિકારી તારો છે. એના રૂપવિકારનો સમય ૪ દિવસનો છે



અને તે સૂર્ય કરતાં ૪૦૦ ગણો તેજસ્વી છે.

આમ કોઈપણ વૃષપર્વા પ્રકારના તારાના દૃશ્યવર્ગના આધારે એનું આપણાથી અંતર માપી શકાય એમ છે. એ માટેની જરૂરી બાબતો એનાં તારા નિરપેક્ષ તેજસ્વિતા અને રૂપવિકારનો સમય છે. અંતરના વધવા સાથે તેજસ્વિતા ઘટતી જાય છે. અંતર ચાર-ગણું થતાં તેજસ્વિતા અર્ધી થાય છે અને નવગણું થતાં એ ત્રીજા ભાગની થઈ જાય છે. કોઈ પણ બે વૃષપર્વા પ્રકારના તારાના રૂપવિકારના સમય એકસરખા હોય પણ એકની તેજસ્વિતા બીજાની તેજસ્વિતા કરતાં ચોથા ભાગની હોય તો આપણે સહેલાઈથી કહી શકીએ કે પહેલો તારો બીજા તારા ( ચળકતા તારા ) કરતાં બમણા અંતરે આવેલો છે.

અલ્પકાલિક વૃષપર્વા પ્રકારના તારાઓને આપણા તારાવિશ્વ ( આકાશગંગાવિશ્વ )માંનાં અંતરો માપવાના ઉપયોગમાં લેવાય છે. આ પ્રકારના તારા નાના અને ઓછા તેજસ્વી છે. મોટા વધુ તેજસ્વી વૃષપર્વા પ્રકારના ( દીર્ઘકાલિક ) તારાઓને દૂરનાં તારાવિશ્વોનાં અંતર માપવાના કામમાં લેવાય છે. આજથી ૩૦ વર્ષ પહેલાં આ રીત અખત્યાર કરીને ડૉ. હબલે અનેક તારાવિશ્વોનાં અંતર શોધી કાઢયાં હતાં. એ અંતરોના હિસાબોએ દર્શાવ્યું હતું કે દેવયાનીની નિહારિકા આપણાથી સાડાસાત લાખ પ્રકાશવર્ષ દૂર છે. આજે એ અંતર ૨૦ લાખ પ્રકાશવર્ષનું લેખાય છે. મૂળની ગણતરીઓમાં ભૂલ રહી જવાથી અંતરોમાં મોટો ફરક પડયો છે. થોડાં વર્ષ પહેલાંની અંતર ગણતરીઓને ફરીથી તપાસી જવામાં આવી છે અને બ્રહ્માંડનાં તારાવિશ્વોને પહેલાંના કરતાં ૨ થી ૩ ગણા અંતરે આવેલાં જાહેર કરવામાં આવ્યાં છે. અંતર બમણું થતાં કદ ૮ ગણું થાય છે જ્યારે અંતર ત્રણ ગણું થતાં કદ સત્તાવીસ ગણું થાય છે. આનો અર્થ એ થયો કે ૨૦૦ ઇંચવાળા દૂરબીનની મદદથી પહેલાંના હિસાબે શોધાયેલું વિશ્વકદ ૮ થી ૨૭ ગણું થઈ જાય છે ! અને એ કદ હજી અંતિમ નથી. હજીયે અવકાશમાં વધુ ઊંડે સુધી જોવાની ખગોળ-શાસ્ત્રીઓ આશા સેવે છે. ૨૦૦ ઇંચના દૂરબીન વડે ૨ અબજ પ્રકાશવર્ષ દૂરનું તારાવિશ્વ જોઈ શકાયું છે. આમ અત્યાર પૂરતી બસો ઇંચ દૂરબીનની દૃષ્ટિ મર્યાદાની હદ ૨ અબજ પ્રકાશવર્ષની ગણાય છે. એ મર્યાદા હજી દૂર ન ધકેલાઈ શકે ? બસો ઇંચવાળું દૂરબીન ૮ અબજ પ્રકાશવર્ષ છેટે સુધી ન જોઈ શકે ?

દૂરસ્થ નિહારિકાનું અંતર વર્ણપટના આધારે માપવામાં આવે છે. વર્ણપટનો એક છેડો નીલા રંગનો છે અને બીજો લાલ રંગનો. વર્ણપટમાં રંગના પટા ઉપરાંત ઊભી લીટીઓ પણ દેખાય છે. જે આકાશી પદાર્થો આપણી તરફની ગતિ કરતા હોય છે એમના વર્ણપટની રેખાઓ સામાન્ય વર્ણપટની રેખાઓના હિસાબે નીલા રંગ તરફ સરકતી જણાય છે. એથી ઊલટું જે આકાશી પદાર્થો આપણાથી દૂર સરકતા હોય છે એમના વર્ણપટની રેખાઓ લાલ રંગ તરફ સરકતી જણાય છે. દૂરનાં તારાવિશ્વના વર્ણપટની રેખાઓ લાલ રંગ તરફ સરકતી રહે છે. પણ એ માપવાનું કામ મુશ્કેલ છે. લાલ રંગની પાર વર્ણપટનો જે રંગપટો છે તે પારરક્ત છે. આ પાર લાલ પટાને ફોટોગ્રાફની પ્લેટ પર છાપી શકાતો નથી અને તેથી દૂરની નિહારિકાનાં અંતર ચોક્કસ રીતે માપી શકાતાં નથી. હમણાં જ એક ખગોળશાસ્ત્રીએ જાહેર કર્યું છે કે આજકાલ ( ઈ. સ. ૧૯૫૮–૫૯માં ) સૂર્ય પર સૂર્ય કલંકની પૂરી ભરતી છે : તેથી રાત્રિના આકાશમાં પ્રકાશ પથરાયેલો રહે છે અને તે દૂરનાં તારાવિશ્વોની વર્ણપટ છાપને સ્પષ્ટ કરવા દેતો નથી. સૂર્ય કલંકની સંખ્યા ઓછી થતાં, બે એક વર્ષ પછી ૨૦૦ ઇંચવાળું દૂરબીન ૨ અબજ પ્રકાશવર્ષ કરતાં પણ વધુ ઊંડે અવકાશમાં જોઈ શકશે.

તારા-વિશ્વોનાં અંતરો સાથે સંકળાયેલા વૃષપર્વા પ્રકારના રૂપવિકારી તારાઓ વિષે એક બીજી વાત હમણાં હમણાં જાણવા મળી છે. ડૉ. સન્ડેજ નામના ખગોળશાસ્ત્રીએ જાહેર કર્યું છે કે વૃષપર્વા પ્રકારના રૂપવિકારી તારાનો વર્ગ એના રૂપવિકારના સમય ઉપ-





રાંત એ તારાના રંગવિકાર પર પણ આધાર રાખે છે. કેટલાક મોટા (તેજસ્વી) રૂપવિકારી તારાઓમાં રૂપવિકાર સમયે થોડી માત્રામાં રંગવિકાર થતો પણ જોવામાં આવ્યો છે. આપણે આશા રાખીએ કે આ નગણ્ય રંગવિકાર બ્રહ્માંડનાં કદ તેમ જ ઉંમરનો અંદાજ આપવામાં સહાયભૂત નીવડે. પહેલાં બ્રહ્માંડની ઉંમર ૪ થી ૫ અબજ વર્ષની માનવામાં આવતી હતી આજે એ અંદાજ ૭ થી ૧૨ અબજ વર્ષ સુધીનો ગણવામાં આવે છે.

હવે આવે છે બ્રહ્માંડના વિકસવાની વાત.

બ્રહ્માંડ ખરેખર વિકસે છે કે કેમ એ અંગે વિજ્ઞાનીઓમાં બે અલગ મત છે. એક મતવાળા બ્રહ્માંડને સ્થિર રૂપનું માને છે જ્યારે બીજા એને વિકસતું જતું માને છે. આપણે આ બીજા મતની સમીક્ષા કરીએ.

બ્રહ્માંડ વિકસતું જતું હોય તો એક દિવસ એવો આવે કે જ્યારે એના સીમાડા પર આવેલાં તારાવિશ્વ પ્રકાશના વેગથી આપણાથી દૂર ગતિ કરતાં થશે. અને ત્યારે એ આપણને દેખાશે પણ નહીં. આ ગતિ સાચી જ માનીએ તો એમ કહી શકાય ખરું કે સુદૂર ભવિષ્યમાં આખું બ્રહ્માંડ ખાલી થઈ જાય! પણ બ્રહ્માંડના ખાલી થવાનો અર્થ શો?

બ્રહ્માંડનો વિકાસ સમજાવવા બે જુદી જુદી વિચારસરણીઓ રજૂ કરાઈ છે. એક વિચારસરણીના સર્જક ડૉ. ફ્રેડ હોઈલ છે. એ માને છે કે જેમ જેમ તારાવિશ્વો લુપ્ત થતાં જશે તેમ બીજાં નવાં ને નવાં તારાવિશ્વો બ્રહ્માંડમાં જન્મ પણ પામતાં જશે અને તેથી બ્રહ્માંડમાં કશું ખાલી થયાનો ભાવ પેદા નહીં થાય. એ ખગોળશાસ્ત્રીની દલીલો પેચીદી છે એટલે એની વિગતોમાં ન ઊતરતાં અહીં એના સિદ્ધાન્તનો સાર જ માત્ર આપ્યો છે.

બીજી વિચારસરણીના સર્જક ડૉ. સાંડેજ છે. એ માને છે કે બ્રહ્માંડ પહેલાં જે પ્રમાણમાં વિકસતું હતું તે પ્રમાણમાં આજે વિકસતું નથી. એમનું કહેવું છે કે બ્રહ્માંડ આજે સંકોચાતું જાય છે।

વાચકને થશે કે વિકસતા વિશ્વમાં ડૉ. સાંડેજની આ કેવી વ્યાખ્યા?

પણ ના, એવું નથી. એમની પૂરી દલીલ નીચે પ્રમાણે છે.

ડૉ. સાંડેજ માને છે કે બ્રહ્માંડમાં આવેલા સઘળા દ્રવ્યના ગુરુત્વબળને કારણે અવકાશમાં ગતિ કરતાં તારાવિશ્વો પર એક પ્રકારનો અંકુશ આવે છે. કહો કે એમની ગતિમાં બ્રેક લાગે છે. આને કારણે બ્રહ્માંડને વિકસાવનારા વેગમાનમાં ઘટાડો થાય છે. એક સમય એવો આવે કે જ્યારે ગુરુત્વબળ વેગમાન કરતાં પણ વધી જાય અને ત્યારે તારાવિશ્વો એકબીજાની નજદીક ખેંચાવા લાગે. આમ થતાં લાંબા કાળે આ તારાવિશ્વો એકબીજા સાથે ભટકાઈ પણ પડશે. આમ થતાં ભીષણ ગરમી પેદા થશે અને તે દ્વારા એક મોટો વિસ્ફોટ પામી તારાવિશ્વો પાછાં દૂર હડસેલાવા માંડશે અને ત્યારે સંકોચન પામતું બ્રહ્માંડ પાછું વિકસતું બ્રહ્માંડ બની જશે. આવું ઘણી વાર બનશે. મતલબ કે આપણું બ્રહ્માંડ પણ સ્પંદનશીલ બની જશે. એ ક્યારેક વિકસતું રહેશે તો ક્યારેક વળી સંકોચાતું. અલબત્ત આવા ફેરફાર અનેક અબજ વર્ષ પછી થયા કરશે.

આ છે આજના બ્રહ્માંડ અંગેની ખગોળશાસ્ત્રીઓની વિવિધ ધારણાઓ. આવતાં થોડાં વર્ષો દરમિયાન, આ બધી બાબતો અંગે સંશોધન કરી નવાં તથ્યો અને નવાં મૂલ્યાંકનો સ્થપાવાની આપણે ઉમેદ રાખીએ.

☆

મને પ્રેમ આપનાર કોઈ નહિ ને કોઈને ભગવાન મોકલે જ છે. પણ હું ય પ્રેમ પીનારો છું. ધિક્કારનારો હું નથી. અભિમાનથી પ્રેમનો હાથ દૂર ઠેલનારો હું નથી. પ્રેમ ગમે ત્યાંથી મળે. મને એ હમેશાં પ્રિય જ લાગે છે. પ્રેમનો પ્યાલો મારા હોઠે ગમે તે અડાડે, હું એ આનંદથી પી જઈશ. મારે જાત નથી, પાત નથી. પ્રેમ હમેશાં સોહામણો જ છે. પ્રેમને દૂર ધકેલનાર જ સોહામણા મટી જાય છે.

સાને ગુરુજી [નવા પ્રગટ થયેલ પુસ્તક 'શ્યામ'માં]



શિવકુમાર જોષી

# નીરદ છાયા

જાણીતા એકાંકીકાર અને વાર્તાકારે ઊર્મિના દિવાળી અંક માટે ખાસ લખેલું આ એકાંકી વાંચવે-ભજવવે સરળ અને રોચક છે તે તો આ એકાંકીનું વાંચન જ દરેકને ખ્યાલ આપશે. આ નાટિકા એટલે જ વાચકોનું ધ્યાન વધારે કેંદ્રિત કરશે...

## પાત્રસૃષ્ટિ

**પદ્મનાભ :** વય પચાસની આસપાસ
**વિભાવન :** વય અઠ્ઠાવીસ
છન્દા : વય ચોવીસ
વૃન્દા : વય બાવીસ.
**સુંદરબહેન :** વય પીસ્તાળીસ

[ પદ્મનાભનો બેઠક ખંડ : એક બાજુ લખવા માટેનું દાબવાળું ટેબલ છે. તેની સામે ખુરસી ઉપર બેસીને પચાસેક વર્ષના પદ્મનાભ હાથમાં કશું પુસ્તક જેવું રાખીને વાંચતાં બેઠા છે. થોડી ક્ષણો વીત્યા પછી અંદરના જમણી બાજુના ખંડમાંથી કોઈ ચોરપગલે બેઠકખંડમાં પ્રવેશે છે એમ અણસારો પહોંચતાં પદ્મનાભ એ દિશામાં ત્રાંસી નજરે જોઈ લે છે.

ચોવીસ વર્ષની એમની મોટી દીકરી છન્દા પ્રવેશે છે, પદ્મનાભ તરફ એની નજર નથી. પ્રવેશદ્વાર પાસે જઈને એ ક્ષણો સુધી ઊભી રહે છે. તે પછી નિરાશ પગલે અંદરના ખંડ તરફ પાછી વળે છે. પદ્મનાભ એની આ હિલચાલ બારીકાઈથી જોઇ રહે છે.

વધુ થોડી ક્ષણો પસાર થતાં ડાબા હાથ તરફના બીજા ઓરડામાંથી વૃન્દા એમની બાવીસ વર્ષની દીકરી પ્રવેશે છે. એ પણ ધીરી છતાં કંઈક સ્વસ્થ ચાલથી પ્રવેશદ્વાર તરફ પગલાં માંડે છે. પદ્મનાભ પોતાને જુએ છે એવો ઈશારો પહોંચતાં પાછી વળીને એમની તરફ જોતી ઊભી રહે છે— ]

વૃન્દા : બાપુ, તમે ઘરમાં જ છો? આજે કલબમાં નથી ગયા?

પદ્મનાભ : અહીં આવ વૃન્દા, અથવા તો એમ કર, બારણાં પાસે જઈને જે કામ માટે બહાર આવી હતી તે પતાવીને પછી મારી પાસે આવ.

વૃન્દા : ( ત્યાં ઊભાં ઊભાં જ પ્રવેશદ્વાર તરફ નજર કરીને ) એ કામ મારું પતી ગયું. ( પિતાની પાસે આવતાં) બોલો બાપુ શું કહેતા હતા ? તબીઅત—?

પદ્મનાભ : મારી તબીઅત રોજ જેવી. એટલે કે તદ્દન સાજી સારી છે.

વૃન્દા : તો પછી—

પદ્મ૦ : તો પછી કલબમાં કેમ નો'તો ગયો ?— એવા બધા રોજના નિયમો ચીવટથી પાળવાનું હવે મન થતું નથી.

વૃન્દા : એમ ! સાચે જ ?

પદ્મ૦ : એથી તને દુઃખ થયું ?

વૃન્દા : મને ? મને દુઃખ શા માટે થાય બાપુ ? તમે ઘરમાં વધુ રહો તો તો મને ખૂબ જ ગમે.

પદ્મ૦ : અને છન્દાને ?

વૃન્દા : એની વાત હું શું જાણું બાપુ ?

પદ્મ૦ : તારી મોટી બહેન ખરી, પણ માત્ર બે વર્ષે મોટી. લગભગ તારી બહેનપણી જ ગણાય.

વૃન્દા : બહેનપણી ગણાય શા માટે ? આજ સુધી અમે બન્ને બહેનપણીઓ જ હતી; બહેનો બહેનપણીઓ હોઈ શકે નહિ એવો કોઈ શાશ્વત નિયમ હોત તો કેવું સારું ?

પદ્મ૦ આજ સુધી હતી ?! અને એ શાશ્વત નિયમનું બધું તું શું બોલી ગઈ !

વૃન્દા : છન્દા હવે માત્ર મારી બહેન જ રહે છે, બહેનપણી મટી જાય છે.

પદ્મ૦ : ગાંડી નહિ તો ! મોટીબહેન માટે એવું બોલાતું હશે ! તારે માટે તો એના અંતરમાં કેટલું વહાલ ભર્યું છે તે તું જાણે છે ?

વૃન્દા : અત્યાર સુધી જાણતી હતી. પણ કસોટીનો કાળ આવે ત્યારે જ એ વહાલ કેટલું ઊંડું હતું અથવા કેટલું ઊણું હતું તેનું ભાન થાય.

પદ્મ૦ : બહુ મોટેથી કે જુસ્સાથી ન બોલીશ વૃન્દા, છન્દા પણ આજે ઘરમાં જ છે.





વૃન્દા : શી વાત કરો છો ? પણ મેં તો ધાર્યું હતું કે એ સાંજની તૈયાર થાય છે એટલે રોજની જેમ લૉ કૉલેજના બગીચા તરફ ફરવા નીકળી ગઈ હશે.

પદ્મ૦ : તૈયાર તો એ થઈ ગઈ છે પરંતુ ફરવા માટે બહાર નથી ગઈ.

વૃન્દા : અરેરે ! મોટીબહેન તું આટલી ક્રૂર કાં બને ?

પદ્મ૦ : વૃન્દા !

વૃન્દા : બાપુ, આજે મારી મા જીવતી હોત તો ! મારી વાત એને સમજાવી શકાત, તમે છેવટે તો—

પદ્મ૦ : બેટા વૃન્દા તું પણ એને અન્યાય કરીશ ? તમને બે બહેનોને મેં કયારેય સુરતાંની ખોટ જણાવા દીધી છે ? એને ગયે કેટલાં વર્ષ થયાં જાણે છે બેટા ?

વૃન્દા : ચૌદ વર્ષ.

પદ્મ૦ : તારી શાળામાં પલાખું પૂછ્યું હોય એટલી નિસ્પૃહતાથી તું જવાબ આપે છે છોકરી !

વૃન્દા : જે માને મેં ઓળખી નથી, જેનો પરિચય મને જૂજ હતો, એનું જ્યારે તે માટે સ્મરણ કરાવવામાં આવે ત્યારે પોશ પોશ આંસુએ રડું તો જ મારો વર્તાવ વ્યાજબી ગણાય ?

પદ્મ૦ : તારી મા જેવી સ્ત્રી તો લાખમાં એક હોય.

વૃન્દા : તમે એવું સાચેસાચ માનો છો ?

પદ્મ૦ : તે સિવાય આટલાં વર્ષ આમ—

વૃન્દા : અટકી કેમ ગયા બાપુ ? આટલાં વર્ષ તમે કેમ ગાળ્યાં છે એ વાત મને ન કહેશો. મારે તમારી પાસેથી એ નથી જાણવું.

પદ્મ૦ : પણ—

વૃન્દા : તમારા વર્તનની, તમારા ત્યાગની, તમારા એકલવાયા જીવનની એક છબી અમે—કદાચ મેં એકલીએ—મારી રીતે આંકી છે બાપુ. એ છબીને એવી ને એવી રહેવા દો. એ ઉપર મને કોઈના પણ રંગો ખપે તેમ નથી. મારું એ ચિત્ર...મારું એ ચિત્ર બદસૂરત થઈ જાય એ મને પાલવે તેમ નથી.

[ક્ષણો સુધી નીરવતા છવાય છે. વૃન્દા સ્વસ્થ થવાનો પ્રયત્ન કરતાં પ્રવેશદ્વારથી બહાર નીકળવા જાય છે—]

પદ્મ૦ : કયાં જાય છે વૃન્દા ?

વૃન્દા : બીજે કયાંય નહિ, હું બહાર બગીચામાં લૉન પર બેઠી છું. જમવાનો વખત થાય એટલે મગનલાલને બોલાવવા મોકલજો.

પદ્મ૦ : તારી અકળામણ—

વૃન્દા : (સહેજ પાછી વળીને) એનો રસ્તો મેં વિચારી રાખ્યો છે બાપુ. તમારી આ વયે તમને હેરાન નહિ કરું.

પદ્મ૦ : પણ છન્દા ?

વૃન્દા : એની બાબતમાં હવે હું કંઈ ન કરી શકું, પોતાની વાત કહેવાની એનામાં મારાં કરતાં વધુ ફાવટ છે...છન્દા છન્દા બહાર આવ, બાપુ બોલાવે છે...

[બોલીને પ્રવેશદ્વારમાંથી બહાર નીકળી જાય છે. બે ચાર ક્ષણ પછી છન્દા પ્રવેશે છે.]

છન્દા : બાપુ ! તમે અહીં જ છો ?

પદ્મ૦ : હા છન્દા.

છન્દા : કલબમાં નથી ગયા એટલે સાંજની ચા પણ—

પદ્મ૦ : મગને મને બનાવી આપી હતી, નાસ્તો પણ આપી ગયો હતો. (બોલતાં ટેબલ ઉપર પડેલી નાસ્તાની ડીશ તરફ નજર દોરાય છે.)

છન્દા : તે મગને નાસ્તામાં તમને આ દસ દિવસનો જૂનો ચેવડો આપ્યો હતો ? એ પણ સાવ કેવો છે ! એ કરતાં મને જ કહ્યું હોત તો ?

પદ્મ૦ : તું તૈયાર થતી હતી, બહાર જવા માટે, તે દરમ્યાન એ બધું, બની ગયું.

છન્દા : પણ હું બહાર જવાની જ નો'તી આજે તો.

પદ્મ૦ : તારા જેવી સુઘડ યુવતી તો અમસ્તીયે તૈયાર થાય, નાહકની વૃન્દા માનતી હતી કે તું રોજની જેમ બહાર જવા માટે જ તૈયાર થતી હોઈશ.

છન્દા : વૃન્દા ! ઓહ એ તે મારી બહેન છે કે—



પદ્મ૦ : બસ બસ છન્દા. તું એની મોટીબહેન એટલે એની માની જગ્યાએ ગણાય.

છન્દા : મોટી કરીને બે વર્ષે મોટી છું, બાપુ. અને એમ કંઈ ચોવીસ વર્ષની છોકરી બાવીસ વર્ષનીની મા થાય નહિ, થઈ શકે પણ નહિ.

પદ્મ૦ : એટલે કે—

છન્દા : અમે મિત્ર સમાં જરૂર હતાં પણ એ બધું હવે ગયું.

પદ્મ૦ : એક વિભાવનને કારણે?

છન્દા : બાપુ!

પદ્મ૦ : એ એક પારકો માણસ—

છન્દા : વિભાવનને તમે પારકો માણસ ગણો છો? અમે નાનાં હતાં ત્યારથી એ અહીં આવતા. તમારી પાસે કાયદાની વાતો સમજવા, ને તે પછી તમારા જુનીઅર તરીકે. અને અને સાચું કહેજો બાપુ, તમારા મનમાં એવી ગોઠવણ નો'તી કે તમારી પ્રેક્ટીસ એ થોડી ઘણી ઉપાડી લે કે મારી સાથે એમનું નક્કી કરશો? એ કારણે તો અમારી સાથે એમને છૂટથી હરવા ફરવા દીધા—

પદ્મ૦ : તમારી સાથે, તારી એકલીની સાથે નહિ. આખીયે ઘટનાની કરુણા ત્યાં ઊપસી આવી બેટા, મને શી ખબર કે તમે બંને બહેનો!?

છન્દા : પણ તમારાં મનમાં કોને માટે ગણત્રી હતી? એમાં મોટી હું ખરી કે નહિ?

પદ્મ૦ : તું જ ન બોલી ગઈ કે બે વર્ષે મોટી તે મોટી ન ગણાય?

પદ્મ૦ : એટલે તમારા મનમાં પણ વૃન્દાનો જ ખ્યાલ હતો? એ વધુ રૂપાળી એટલે?

પદ્મ૦ : છીઃ છીઃ છન્દા, મારે મન તો મારી બંને દીકરીઓ સમાન છે. તમારી મા મારા જીવનમાં તમને બંનેને મૂકીને ગઈ પછી મેં બંનેને સાથે સાથે કોઈપણ જાતના ભેદભાવ સિવાય તમને ભણાવી ગણાવી છે. એક સાથે તમે બંને મોટી થઈ. બંને ચબરાક દેખાવડી બુદ્ધિમતી યુવતીઓ! લગભગ એક સાથે! તમારાં જેવી દીકરીઓના એક સાથે બાપ અને મા બનવું ને કેટલું ભગીરથ કાર્ય છે એ તમને કઈ રીતે સમજાવું?

છન્દા : એ ભગીરથ કાર્ય લાગ્યું બાપુ? અમે તમને તે માટેય પણ પજવ્યા છે? સમજણાં થયાં પછી તમારી સગવડ અગવડ અમે નથી સાચવી? કોર્ટમાંથી મોડા આવો કે કલબમાંથી સીધા સુંદરકાકીને ત્યાં જાવ—

પદ્મ૦ : છન્દા!

છન્દા : અમે પુખ્ત વયની દીકરીઓ છીએ, અમારા ઘડતરમાં તમારા રોજના વ્યવહારે પણ ભાગ ભજવ્યો છે બાપુ. સુંદરકાકી—

પદ્મ૦ : એ મારો વ્યક્તિગત પ્રશ્ન ગણાય છન્દા. એમની સાથેની મારી મૈત્રી—

છન્દા : એને માત્ર મૈત્રી જ ગણશો? ભલે તો તેમ.

પદ્મ૦ : એ સામે વાંધો લેવાનો—

છન્દા : અમારો અધિકાર નો'તો અને ન હોઈ શકે એ અમે જાણતાં હતાં. વિભાવને જ અમને એ સમજાવેલું. એ અહીં, તમારી રાહ જોતાં કેસનાં કાગળીયાં લઈને બેઠા હોય ને તમે રાત્રે મોડે સુધી પાછા ન ફરો. અમે બંને બહેનો અકળાઈ ઊઠતી...ત્યારે એમણે અમને જીવન જુદી રીતે જોતાં શીખવ્યું.

પદ્મ૦ : એ સમજુ છોકરો છે એમ હું જાણું છું પણ કયારેક કયારેક એ ઉદાર થવાને બહાને લોકો વિષે જુદા જ ખ્યાલો બાંધી બેસે છે.

છન્દા : જેમ કે?

પદ્મ૦ : મારી પાસે તારે દાખલા દલીલો માગવાના છે? (ત્યાં ટેલીફોનની ઘંટડી વાગે છે, એ સાંભળીને છંદા રીસીવર ઉપાડવા જાય છે, એવામાં દોડતી દોડતી વૃન્દા પ્રવેશે છે અને બારણાં પાસે રાખેલા ટેલીફોન ઉપરથી રીસીવર ઝડપથી ઉપાડી લે છે.) પણ છોકરાઓએ કદાચ—(વાકય

અધૂરું રાખીને માત્ર ખુરસી ઉપરથી ધીરે ધીરે ઊભા થાય છે)

વૃન્દા : હેલો...હેલો. કોણ ?...છે ને. ઓહ ! તમે ? ...હા છે ને...બાપુ તમારો ફોન છે...સુંદરકાકી. (પદ્મનાભ ફોન પાસે જાય છે તે દરમ્યાન) મઝામાં છીએ ને કાકી...છન્દા અહીં જ છે... આવીશું, જરૂર આવીશું...તમે મઝામાં ?... કોઈ વાર આ બાજુ નીકળી આવો તો...આ તમારું જ ઘર ગણાય કાકી...લો બાપુ આવ્યા. (રીસીવર પદ્મનાભને સોંપે છે. અને ફરીથી બહાર જવા પગ ઉપાડે છે ત્યાં છંદા એને ઇશારાથી પોતાની પાસે થોભાવે છે. વૃન્દા અને છંદા એક ખૂણામાં ઊભાં ઊભાં વાતચીત કરે છે, વચમાં પદ્મનાભ ટેલીફોન ઉપર બોલતાં હોય છે તે વાતો ત્રુટક ત્રુટક સંભળાય છે.)

છન્દા : વૃન્દા, સુંદરકાકીને એવું કહેવાતું હશે ?

વૃન્દા : શા માટે ન કહેવાય ? અહીં આવીને રહે તો શો વાંધો ? બાપુને આ વયે રોજ સાંજે છેક પ્રીતમનગર સુધી જવું ન પડે...કલબમાં જઉં છું કે ગયો'તો એવાં ખોટાં બહાનાં ન બતાવવાં પડે...અને આખું શહેર જે જાણે છે—

છન્દા : ચૂપ વૃન્દા.

પદ્મનાભ : સાચું કહું છું મારી તબિયત એકદમ સારી છે...તમે કેમ છો ?...

વૃન્દા : ખાસ્સાં તો છે...

છન્દા : આટલી બધી બોલકણી ન થા વૃન્દ, ગમે તેમ પણ તોયે આપણા બાપ.

વૃન્દા : એની કોણ ના પાડે છે. બાકી વાત એમ છે છન્દા કે એમને વાતો બીજી કાંઈ કરવી હશે પણ આપણી હાજરીમાં 'કેમ છો કેમ નહિ' સિવાય બીજું બોલે પણ શું ?

છન્દા : ચાલ આપણે અંદર જઈએ.

વૃન્દા : તારી સાથે તારા રૂમમાં ? કદી નહિ.

છન્દા : તો હું તારા રૂમમાં આવું, ચાલ જોઉં, મારી બહેન નહિ ? વૃન્દા ! મારા ઉપર તે આટલી રીસ હોય ?

પદ્મ૦ : (વૃન્દા અને છન્દા ડાબી બાજુના ઓરડા તરફ જાય છે ત્યાં રીસીવર એક હાથથી દાબીને) તમે બંને અહીં જ બેસો, મારે તમારું કામ છે.

છન્દા : અમે આટલામાં જ છીએ બાપુ.

[બંને ઓરડામાં પ્રવેશે છે].

પદ્મ૦ : (રીસીવરમાં) ઘરમાં ન બનવાનું બની રહ્યું છે સુંદર,.. મેં તમને વાત કરી હતી તેવું...ઉપાય ? તેમાંથી સૂઝે ? ...બંને એકબીજામાં આજ સુધી એવાં ઓતપ્રોત હતાં અને હવે એકબીજાને હરીફ તરીકે જુએ છે...મને કંઈ રસ્તો સૂઝતો નથી...Upset ન થાઉં ?...મા વિનાની બે જુવાન દીકરીઓનો બાપ છું...અને સ્નેહ શું વિરહ મિલન શું એ બધું આ ઉમ્મરે હજી હું અનુભવું છું, કશું કશું ઝંખું છું તો એ બંને તો—આવો ને...ચોક્કસ આવો...મારી દીકરીઓ તો પાર વિનાની ઉદાર છે...પાછાં બસની રાહ જોતાં ઊભાં ન રહેશો...ઓટોરીક્ષા કરીને જ આવી પહોંચો...(રીસીવર મૂકીને ત્યાં બાજુમાં પડેલી ટીપોય ઉપર બેસી પડે છે. થોડી ક્ષણો વીત્યા પછી ધીરા અવાજે) છન્દા, બે'ન વૃન્દા... (પણ કોઈ જવાબ આપતું નથી, બહાર પણ આવતું નથી. ત્યાં બારણાં પાસે અઠ્ઠાવીસ વર્ષનો વિભાવન આવી પહોંચે છે). ઓહ ! તું વિભુ ! આવ ને, અંદર આવ.

વિભાવન : વૃન્દા નથી ? ને તમે અત્યારે અહીં ?

પદ્મ૦ : તમારો કોઈ કાર્યક્રમ Upset કરી મૂક્યો ? મારી હાજરીને કારણે ?

વિભાવન : ના રે ! આ તો ઘણે દિવસે સાંજે તમને બંગલામાં જોયા એટલે. ક્યાં તો ક્લબ ક્યાં તો—

પદ્મ૦ : ક્યાં તો સુંદરકાકીને ત્યાં...બોલ બોલ, તું પણ શા માટે સાચી વાત કહેતાં અચકાય છે ?

વિભાવન : Oh I am so sorry...I did not

mean–

પદ્મ૦ : It doesn't matter...વૃન્દા, છન્દા વિભાવન આવ્યો છે.

વિભાવન : છન્દા પણ ઘરમાં છે ? !

પદ્મ૦ : હા, તૈયાર થઈ હતી, કદાચ બહાર જશે એમ માનેલું પણ કોણ જાણે શાથી એ હજી ઘરમાં જ છે, બહાર જવાનાં કપડાં સાથે...હું જાણું છું વિભાવન કે તું કપરી પરિસ્થિતિમાં છે...અને કદાચ તારાથીયે વધુ કપરી પરિસ્થિતિ મારી છે. આવા સંયોગોમાં મારી દીકરીઓને હું શું સલાહ આપું ?

વિભાવન : પણ આખીયે ઘટના એક અજબ ગોટાળા ઉપર રચાઈ ગઈ છે. એનો ઉકેલ શોધવા હું મથું છું પણ—

પદ્મ૦ : આ બાજુ આમ વિભાવન, અથવા એમ કરીએ, આપણે બગીચામાં બેસીને જ વાતો કરીએ...એ બંનેને કાને આ વાતો ન પડે તે જ સારું.

વિભાવન : (પદ્મનાભની પાછળ જતાં જતાં) ભલે...

પદ્મ૦ : એક વાત પૂછું ? (જતાં જતાં) તારા પોતાનાં અંતરમાં એમાંથી—(બાકીનું વાક્ય સંભળાતું નથી...થોડી ક્ષણો પછી છન્દા બહાર આવે છે, બેઠકખંડ ખાલી જોઈને આશ્ચર્ય અનુભવે છે. પછી બહાર બગીચામાં નજર પડે છે અને તે તરફ ઉપાડેલાં પગલાં યોજનાપૂર્વક પાછાં લઈને પોતાના ઓરડા તરફ આગળ વધે છે, એમ કરતાં અંબોડા ઉપર કાળજીપૂર્વક વીંટાળેલી વેણી ઝડપથી ઉતારીને સોફાસેટ ઉપર પડવા દે છે. ખૂબ નિરાશા અનુભવતી હોય તેમ પોતાના ખંડમાં ચાલી જાય છે. થોડી ક્ષણો પછી નવી સાડી બદલી અને વાળ કંઈક જુદી જ રીતે—આંખને આકર્ષક લાગે એવી કોઈ નવી રીતે—ઓળીને વૃન્દા પ્રવેશે છે. બેઠકખંડ ખાલી જુએ છે. થોડી નવાઈ લાગે છે. સોફાસેટ ઉપર બેસીને સામેની ફૂલદાનમાંથી એકાદ ફૂલ ઉપાડીને પોતાના વાળમાં ગોઠવવા જાય ત્યાં સોફા ઉપર પડેલી વેણી એની નીચે દબાય છે એનું જો કે એને ભાન રહેતું નથી. ત્યાં ટેલીફોનની ઘંટડી ફરીથી વાગે છે, ઝડપથી ઊઠીને રીસીવર લે છે—)

વૃન્દા : હેલો...કોણ ? પ્રતિમા ! કોણ પ્રતિમા ?.. હા, એક મિનિટ, બોલાવું...(રીસીવર ઉપર હાથ દબાવીને) વિભાવન, તમારો ફોન...

વૃન્દા : (વિભાવન પ્રવેશે છે...વૃન્દા સામે મીઠું હસીને રીસીવર લે છે, રીસીવર આપતાં વૃન્દા થોડું એના હાથને અડકી લે છે) કોણ છે આ પ્રતિમા ?

વિભાવન : ઓળખાણ કરવા જેવી વ્યક્તિ છે... (રીસીવરમાં) હલો. યસ પ્રતિમા...મને તુરત રીક્ષા ન મળી. કોર્ટમાંથી છૂટ્યો, એક જણ સાથે અગત્યની મુલાકાત હતી...હમણાં જ આવ્યો. ...પાંચ સાત મિનિટ પહેલાં જ...ચોક્કસ ચોક્કસ. આ બંને બહેનો સાથે ઓળખાણ કરવા જેવી છે...પણ રસ્તો જડશે ?...હા ભાઈ હા, તમને મોટરવાળાને વળી રસ્તા યાદ રાખીને શું કામ ? .. ડ્રાયવર જાણતો હોય તો સારું...બંગલાનું નામ 'નીરદ'...જરા અટપટું છે, કેમ ? નવરંગપુરાનું રેલ્વેક્રોસીંગ પાર કર્યા પછી ડાબે રસ્તે વળવાનું...ત્યાં વળી ડાબા હાથની બીજી ગલીમાં જમણા હાથે બેઠા ઘાટનો ત્રીજો બંગલો રંગ ગ્રે...અને બારી બારણાં સફેદ. કંપાઉંડમાં પ્રવેશતાં રાતરાણીની સુગંધ આવશે. જડશે ને ? દસ જ મિનિટમાં ?...આ એસ્ટ્રોનૉટસના આકાશયાન સેકન્ડના પાંચ સાત માઈલ કાપતાં હોય ત્યારે તમારી મર્સીડીઝ શાહીબાગથી નવરંગપુરા દસ મિનિટમાં પહોંચે એમાં મને નવાઈ ન લાગે... સિવાય કે તમે હેલીકૉપ્ટરમાં આવીને આ 'નીરદ'ની અગાશીમાં ઊતરો...બાય... (રીસીવર મૂકી દે છે. થોડી ક્ષણો વૃન્દા સામે જોઈ

રહે છે એની સ્તબ્ધ દૃષ્ટિ માણુનો હોય તે રીતે) શું થયું વૃન્દા?

વૃન્દા : કોણ છે એ પ્રતિમા?

વિભાવન : મારી એક જૂની મિત્ર બહુ વર્ષો પછી અમે મળ્યાં. ઓચિંતાના જ...

વૃન્દા : તમે તો કોઈ દિવસ અમને વાત પણ કરી નો'તી કે તમારે પ્રતિમા નામની કોઇ મિત્ર છે.

વિભાવન : એવું તો મારે વિષે મેં ઘણું નહિ કહ્યું હોય. કેટલુંક જાણી જોઈને, કેટલુંક વિસ્મૃતિને કારણે.

વૃન્દા : આ પ્રસંગમાં શું સમજું? જાણી જોઈને કે વિસ્મૃતિને કારણે પ્રતિમાની વાત મને કરી નો'તી?

વિભાવન : Come come વૃન્દા, now don't cross examine me...and don't we cross.

વૃન્દા : એમ વાત હસી કાઢવાની નથી.

વિભાવન : Are you jealous?

વૃન્દા : Ofcourse I am.

વિભાવન : તો તો મને ખૂબ ગમે. ઈર્ષ્યા હોવી એ ઊંડા પ્રેમની નિશાની છે.

વૃન્દા : હું મશ્કરીના મૂડમાં નથી.

વિભાવન : તારો પરિવેશ જોતાં જ એ તો નજરે પડે છે. આ સાડી ક્યારે લાવી? અને તેં પણ સ્લીવલેસ શરૂ કર્યાં? ક્યારથી? સ્લીવલેસનો કટ જોવો હોય તો પ્રતિમાને જોજે. એની પાસેથી કપડાં કયાં પહેરવાં, કેમ પહેરવાં એ બધું શીખવા જેવું છે વૃન્દા.

વૃન્દા : એ સિવાય બીજું કંઈ શીખવા જેવું?

વિભાવન : કેલીફોર્નિયા યુનિવર્સિટિમાંથી ડૉકટરેટ લઈને આવી છે, સાડા ચાર વર્ષ પછી...એટલે એની પાસેથી શીખવા જેવું તો ઘણુંયે હશે. (વૃન્દા ઢીલી પડીને સોફાસેટ ઉપર બેસી પડે છે) શું થયું એકાએક?

વૃન્દા : કંઈ નહિ

વિભાવન : તોયે?

વૃન્દા : કેલીફોર્નિયા યુનિવર્સિટિની ડૉકટરેટની ડીગ્રી!

વિભાવન : તેનું શું છે? પદ્મનાભભાઈએ તને અમેરિકા મોકલી હોત તો તું પણ—

વૃન્દા : એ બહુ જ હોશિયાર છે? ને ખૂબ સ્માર્ટ?

વિભાવન : (જવાબમાં માત્ર હસે છે).

વૃન્દા : કેમ એમ લુચ્ચું હસો છો?

વિભાવન : હોશિયાર છે કે નહિ એ તો એની સાથે થોડી વાતચીત કરીશ ત્યાં જ તને સમજાશે. અને સ્માર્ટ કહેવાય કે નહિ એ પણ તું જ નક્કી કરજે ને?

વૃન્દા : ને દેખાવમાં?

વિભાવન : હિંદુસ્તાનના ધોરણે કે અમેરિકાના ધોરણે?

વૃન્દા : તમારે આમ વાત ઉડાવવાની છે?

વિભાવન : તો પછી આ બધી વિગતો જાણવાની આટલી બધી તાલાવેલી તને શા માટે?

[કંપાઉંડ બહાર ઓટો રીક્ષા આવીને ઊભી રહ્યાનો અને થોડી ક્ષણો પછી વળી ઊપડી જવાનો અવાજ આ વાતચીત દરમ્યાન સંભળાય છે].

વૃન્દા : છન્દા મારી બહેન, મોટીબહેન, એટલે એ મને ક્યારેય પણ મારી હરીફ જેવી નો'તી લાગી. ઉપરાંત રૂપમાં ચબરાકીમાં હું એનાથી ઠીક ઠીક આગળ છું એટલે એને પહોંચી વળવું અઘરૂં નો'તું. અને—

વિભાવન : અને તું યૌવનને ચઢને પગથીએ—

વૃન્દા : છું જ.

વિભાવન : એની કોણ ના કહે છે? તું શું કહેવા જતી હતી?

વૃન્દા : (ધીરા બેઠા અવાજે) સાંભળો વિભાવન, પ્રતિમા કે એવી તમારી બીજી કોઈ મિત્રનું આપણાં જીવનમાં આવવું તે હું ચલાવી લઈ શકું તેમ નથી. (વિભાવનના મુખ ઉપર માત્ર જવાબમાં સ્મિત અંકાય છે) તમને હસવું સૂઝે છે, કેમ?



વિભાવન : ન સૂઝે ?

વૃન્દા : પ્રતિમાનું અહીં શું કામ હતું ? અત્યારે આપણે બંને મળવાનાં હતાં તે તમે નો'તા જાણતા ?

વિભાવન : જાણતો 'તો ને.

વૃન્દા : તો પછી ? અહીંનો ફોન નંબર તમે આપ્યો શા માટે ? મારે આજે કેટલી અગત્યની વાત તમારી સાથે કરવાની છે, એ જાણો છો ને ?

વિભાવન : તારી સાથે પ્રતિમા જેવી યુવતીની ઓળખાણ કરાવવી એ હું મારો મિત્રધર્મ સમજતો હતો, ખાસ કરીને આજને પ્રસંગે.

વૃન્દા : મિત્રધર્મ કોને માટે બજાવવો હતો ? પ્રતિમા માટે કે— ?

વિભાવન : કેમ ! તું મારી મિત્ર નથી ?

વૃન્દા : મિત્ર ? કે મિત્રથી કશુંક—ઘણું વિશેષ ? પ્રતિમાને અને મને તમે એક પગથીયે મૂકો છો ?

વિભાવન : ના રે, એ તે કેમ બને ? પ્રતિમા સાથેની મારી ઓળખાણ કદાચ તમારાં ઘર સાથેની ઓળખાણ કરતાં પણ જૂની છે.

વૃન્દા : વિભાવન !

વિભાવન : અમે ઈન્ટર સુધી સાથે હતાં. એક જ કોલેજમાં, એક જ કલાસમાં, ઉપરાંત કોલેજની પ્રવૃત્તિમાં પણ—

વૃન્દા : ખભેખભો મીલાવીને કામ કરતાં હતાં, એમ ?

વિભાવન : એવું સદ્ભાગ્ય મારું ક્યાંથી હોય ? એવો ભાગ્યશાળી—બહાર પેલું કોણ આવીને બેઠું છે ? અરે ! સુંદરકાકી કે શું ?

વૃન્દા : એ અત્યારે અહીં આવી પણ પહોંચ્યાં ? મેં તો વિવેક ખાતર કહેલું...

વિભાવન : તો પછી એ વિવેકને આગળ વધાર ને વૃન્દા, આટલી રાતે એ બંને વડીલો બહાર બેસી રહે અને આપણે અહીં ગપસપ મારીએ તે કરતાં—

વૃન્દા : મેં કહ્યું ને કે મારે તમારું અગત્યનું કામ છે. આપણે આડી વાતે ઊતરી ગયાં...ક્યાંથી કોણ જાણે તમે પેલી પ્રતિમાને વચમાં ઉપાડી લાવ્યા.

વિભાવન : એને ઉપાડી લાવવાનું મારું તે શું ગજું !

વૃન્દા : અને હું એમ હાથવેંતમાં પડી છું, એમ ?

વિભાવન : આજે તને થયું છે શું ? બાપુ પણ કંઈ કહેતા હતા કે તું ને છંદા—

વૃન્દા : છંદા poor soul, એને માટે દિલમાં દુઃખ થાય છે પણ હું નિરુપાય છું વિભુ, મોટી બહેન માટે થઈને મારાથી એવો કોઈ ત્યાગ થાય એમ નથી. મારે મારા જીવનની માગને વફાદાર રહેવું જોઈએ.

વિભાવન : વૃન્દા.

વૃન્દા : શું છે ?

વિભાવન : મારે તારી સાથે આજે અગત્યની વાત કરવાની છે એમ તું કહેતી હતી તેની આ શરૂઆત છે ?

વૃન્દા : કદાચ.

વિભાવન : પ્રતિમા આવે તે પહેલાં એ વાત પૂરી થશે ? એ દસ મિનિટમાં આવવાનું કહેતી હતી, કદાચ એકાદ મિનિટ વહેલી પણ આવે—

વૃન્દા : તમે આજે કેમ સાવ મારી ઉપેક્ષા કરતા હો તે રીતે બધું ગોઠવ્યે જાવ છો ? ના પાડી દો એ પ્રતિમાને કે આજે અહીં એ ન આવે.

વિભાવન : પણ તું જે વાત કહેવાની છે તેના જ સંદર્ભમાં કદાચ એની હાજરી આપણને ઉપયોગી નીવડે.

વૃન્દા : તમારું બોલવું આજે મને જરાયે સમજાતું નથી. પ્રતિમાને અને તમારે શું ?

વિભાવન : એવો સીધો પ્રશ્ન તું પૂછીશ એવો મને અંદાજ નો'તો.

વૃન્દા : વકીલ થયા છો તો બધા જ અટપટા પ્રશ્નોના જવાબ કોઈ વાર તમારે પણ આપવા પડે, કોઈવાર તમારા અસીલ વતી પણ—

વિભાવન : તારી આવી ચાલાકી સાથે વૃન્દા તું કોર્ટ ગજવી શકે હોં.





વૃન્દા : પ્રતિમાની સરખામણીમાં મારી ચાલાકી કેટલે બેસે? એ તો ડૉક્ટર ઑફ—

વિભાવન : એ મને ખબર નથી. અમદાવાદમાંથી આ છેલ્લાં સાત વર્ષમાં અમેરિકાથી પાછાં ફરેલાં સત્તર ડઝન યુવાન-યુવતીઓમાંથી કોણ શું ભણી આવ્યું એ બધું વિગતવાર જાણવાનો અર્થ નથી. જિંદગીમાં લેખે લાગે એવું—

વૃન્દા : પ્રતિમા માટે પણ તમે એવું માનો છો વિભાવન?

વિભાવન : કેમ એ પ્રશ્ન હસીને પૂછ્યો? પ્રતિમા અમેરિકાથી વગર ડૉક્ટરેટ મેળવ્યે પાછી આવી હ ત તો પણ મારે મન એનું એટલું જ મૂલ્ય હતું—

વૃન્દા : એટલું એટલે કેટલું? મારાથી વિશેષ?

વિભાવન : એ સરખામણી બરાબર નથી.

વૃન્દા : મારે તમારો સ્પષ્ટ જવાબ જોઈએ છે વિભાવન?

વિભાવન : સ્પષ્ટ પ્રશ્નનો સ્પષ્ટ જવાબ મળશે જ.

વૃન્દા : પ્રતિમાને તમે ચાહો છો?

વિભાવન : કદાચ ચાહતો હોઉં તો પણ—

વૃન્દા : ઓહ! એમ વાત છે?

વિભાવન : મારો પૂરો જવાબ નથી સાંભળવો?

વૃન્દા : તમારી પાસેથી મેં આવી આશા નો'તી રાખી વિભાવન? પ્રતિમાનું તમારાં જીવનમાં આટલું અગત્યનું સ્થાન હતું તો પછી મને આટલું ઉત્તેજન આપ્યું શા માટે?

વિભા૦ : ઉત્તેજન મેં આપ્યું હોય તો તને એકલીને નથી આપ્યું. આ ઘરમાં હું સૌ પહેલાં આવ્યો ત્યારે મારી વય અઢારની હતી. છંદા ચૌદ અને તું બાર વર્ષની બરાબર?

વૃન્દા : એ બધા આંકડામાં મને કયારેય રસ નો'તો. વયની વાતો આપણી વચમાં કયારેય નથી આવી.

વિભા૦ : ઉત્તેજનની વાત વચમાં આવી રહી છે ને? એ ઉત્તેજન હતું તો તમારાં બન્નેનાં વ્યક્તિત્વનો સાચો વિકાસ થાય તે માટેનું. મા વિનાની પુત્રીઓ નિરાધાર ન બની જાય, પિતા જેવા ઘરમાં એક માત્ર પુરુષને ખરી રીતે ન સમજે-

વૃન્દા : એમને અમે ખરી રીતે સમજ્યાં હોત તો આજે આ ઘરમાં અમારી સાથે સુંદરકાકી મારા બાપુ ઉપર આટલો હક્ક કરતાં આવીને બેઠાં હોત?

વિભા૦ : તારી ઉદારતા—જો સાચેસાચ એ ઉદારતા હોય તો તને તે માટે પ્રમાણપત્ર અપાવું જોઈએ. ગુસ્સો ન કરીશ વૃન્દા, આપણને જુવાનીઆંને જેમ જીવનની માગ હોય છે તેમ આ આધેડ વયનાંઓનું જીવન પણ પોકારી પોકારી કશુંક માગતું હોય છે. એ પોકાર એ બિચારાં દાબી દેતાં હોય છે; સમાજની બીકે, પણ એ કરતાંયે મોટે ભાગે પોતાનાં પુખ્તવયનાં બાળકોની બીકે.

વૃન્દા : અમે તો બાપુને કયારેય રોકયા નથી. એમને જે કરવું હોય તે ભલે કરે.

વિભાવન : એક વાત પૂછું?

વૃન્દા : પૂછો.

વિભાવન : કેમ આટલાં વર્ષથી તમે તમારા બાપુને આગ્રહ કરીને કહેતાં નથી કે—

વૃન્દા : શું?

વિભાવન : કે બાપુ તમે અને સુંદરકાકી લગ્ન કરી લો.

વૃન્દા : શી જરૂર છે? નાહકના વગોવાવું. એ કરતાં જેમ આવે છે તેમ—

વિભાવન : તો વૃન્દા આપણું પણ જેમ ચાલે છે તેમ શું ખોટું છે?

વૃન્દા : વિભાવન તમારા આવા ખ્યાલો છે?

વિભાવન : વૃન્દા એ તારા જ ખ્યાલોનો પડઘો માત્ર છે......નીતિનિયમો બધાં માટે એક સરખા ન હોવા જોઈએ?

વૃન્દા : પણ એમનો પ્રશ્ન એ લોકો પતાવશે, આપણે



આપણી વાતો કરવા મળ્યાં છીએ.

વિભાવન : આ આપણી જ વાતો થાય છે વૃન્દા.

(ત્યાં પદ્મનાભ પ્રવેશે છે, વૃન્દા કંઈ બોલવા જતાં અટકી પડે છે.)

પદ્મ૦ : વૃન્દા તને બહાર બોલાવે છે...અને છન્દા ક્યાં ગઈ ? છન્દા ? છન્દા ?

[વૃન્દા જવું ન જવું એની ગડમથલમાં હોય છે ત્યાં વિભાવન એને ઈશારો કરીને બહાર જવા કહે છે. પદ્મનાભ ત્યાં સુધીમાં છન્દાના ઓરડામાં જાય છે.]

વિભાવન : જા વૃન્દા, સુંદરકાકી તને કશું કહેવા માગે છે. એમની પાસે બીજું કશું નહિ હોય તો પણ અનુભવની મૂડી તો છે જ. ત્રીસ બત્રીસ વર્ષે પતિને ગુમાવ્યા પછી એક ઉચ્છૃંખલ અને બીજું અપંગ એમ બે બાળકની મા પોતાનો સંસાર કઈ રીતે ઊભો રાખે છે—પતિનો બંગલો ને થોડી ઘણી શેરોની આવક કરતાં પણ અંદરની બીજી ખુમારી સિવાય એ ન બને—એ તું જાણવા સમજવા મથે તો પણ તારા અનેક પ્રશ્નોના જવાબ તને મળી જશે—ખાસ કરીને યુવાન રૂપાળી ઉમંગભરી સ્ત્રીના અંતરમાં જાગતા અનેક પ્રશ્નોના જવાબ—

વૃન્દા : મારે મારા જીવનના પાઠ એમની પાસેથી લેવાના છે ?

વિભાવન : એથી કશું ગુમાવીશ નહિ. નીરક્ષીર વિવેક તો તારામાં છે ને ? શું લેવું ને એમાંથી શું છોડવું તે પછી તું નક્કી કરજે.

વૃન્દા : હું બહાર જઉં એમ તમે પણ ઇચ્છો છો ! આપણી વાત અધૂરી રહી છે હોં.

વિભાવન : મારા તરફથી તે પૂરી થઈ છે. તારે જે કંઈ જ્યારે કહેવું હશે ત્યારે સાંભળીશ.

વૃન્દા : અને પ્રતિમા ? એ પણ આવી પહોંચશે પછી ?

વિભાવન : એ કારણે આપણી વાતોમાં ખલેલ નહિ પહોંચે.

[વૃન્દા બહાર જાય છે....સોફા ઉપર પડેલી ચીમળાયેલી વેણી ઉપર વિભાવનની નજર પડે છે. ધીરે રહીને એ ઉપાડી લે છે અને બાજુમાં એમાંથી છૂટાં પડી ગયેલાં ફૂલ પણ એક પછી એક વીણી લેતો હોય છે ત્યાં પદ્મનાભ પ્રવેશે છે એટલે એ બધું પાછું મૂકી દે છે.]

પદ્મ૦ : શું થયું વિભાવન ?

વિભાવન : બધું યોજનાનુસાર.

પદ્મ૦ : વૃન્દા કેમ આમ છંછેડાયેલી લાગી ?

વિભાવન : એને ન ગમતી ઘણી વાતો એને સાંભળવા મળી.

પદ્મ૦ : છન્દા બહાર આવવા ના કહે છે. તને મળવાયે નથી માગતી......શું વિચાર કરે છે ? જા, અંદર જા.

વિભા૦ : તમે પણ એ જ ઇચ્છો છો ?

પદ્મ૦ : એ જ બરાબર ગણાય. તારે માટે બીજો કોઈ ઉપાય છે વિભાવન ?

વિભા૦ : ધારો કે મારે માટે તો ઉપાય છે, પણ છંદા માટે ?

પદ્મ૦ : તારે માટે ઉપાય હોય તો પછી છન્દાનો વિચાર કરવાની જરૂર નથી. એનું દુ:ખ એણે જાણે સહેવા માંડ્યું છે. વૃન્દાની તરફેણમાં—

વિભા૦ : એ પોતાનો કેસ મૂકી દેશે ? પણ છન્દાએ જતો કરેલો અધિકાર વૃન્દાને મળશે જ એવી કોઈ બાદબાકી બરાબર નથી એમ વૃન્દાને પણ લાગવા માંડ્યું છે. પરિસ્થિતિ થોડી ઘણી થાળે પડી છે. વૃન્દા પણ કદાચ એવી પરિસ્થિતિ સ્વીકારી લેશે, છંદાની જેમ દુ:ખી થઈને નહિ, કારણ કે વૃન્દાના સ્વભાવમાં દુ:ખ સહન કરવાની શક્તિ નથી.

પદ્મ૦ : પણ છન્દાએ પોતાની જાતને વધુ ઊંડાણથી ઓળખી લીધી છે એમ મને આ થોડી ક્ષણોમાં લાગ્યું.

વિભા૦ : કઈ રીતે ?

પદ્મ : કદાચ એ જ તને એ વધુ સારી રીતે સમજાવશે.





તુ અંદર જા, નહિતર કદાચ મોડું થઈ જશે.

વિભા૦ : તમારી વાત મને ન સમજાઈ.

પદ્મ૦ : એ તો કહું છું, છંદા જ તને તે સમજાવશે.

[પદ્મનાભ વળી પોતાના ટેબલની સામે બેસે છે, ડાયરી ઉપર કશું ટપકાવવા માંડે છે, વિભાવન વિચાર કરતો કરતો છંદાના ઓરડામાં પ્રવેશે છે. થોડી ક્ષણો વીતી જાય છે. ત્યાં એકાએક ટેલીફોનની ઘંટડી વાગે છે. પદ્મનાભ ઊભા થઈને રીસીવર ઉપાડે છે.]

પદ્મ૦ : હેલો...કોણ ? પ્રતિમા...હા, અહીં છે, કશું કહેવું હતું ?......શું ? ઓહ ?......પણ કહો તો વિભાવનને બોલાવું, એની સાથે જ વાત કરી લો તો ? ..એમ કે ?.. ભલે...હા, હું જ પદ્મનાભ વકીલ .....હા હા છન્દા અને વૃન્દા મારી દીકરીઓ થાય...તમે બન્ને આવ્યાં હોત તો સારું લાગત...જરૂર જરૂર...હા હા સંદેશો આપીશ...આવજો.

[રીસીવર મૂકી દે છે, ત્યાં થોડી ક્ષણો પછી વૃન્દા પ્રવેશે છે.]

વૃન્દા : કોનો ટેલીફોન હતો ?

પદ્મ૦ : પ્રતિમા શેઠ, વિભાવનનું કામ હતું.

વૃન્દા : વિભાવન, વિભાવન...એને કહેવું હતું ને કે અહીં ન આવે...........હું તો ઠીક, ગમે તે પરિસ્થિતિ ચલાવી લઉં, સહન કરી લઉં એમ છું...... ...સાચેસાચ બાપુ, સુંદરકાકી ઉપર આટઆટલું વીત્યું હશે ?—અને સાથે અમારી જાતના તે કેટલાં રખવાળાં કરીએ છીએ...પણ એ પ્રતિમા શું કહેતી હતી ? છન્દાથી એ સહન નહિ થાય. ગમે તેમ તોયે હું તો એની બહેન હતી પણ પ્રતિમાની હરીફાઈ છન્દા શા માટે ચલાવી લે ?

પદ્મ૦ : શેની હરીફાઈ ?

વૃન્દા : ઓહ ! બાપુ તમે સાવ ભોળા છો, અમારી તકલીફો તમે ક્યાંથી સમજો ? પણ પ્રતિમાને વિભાવન ઉપર આટલે વર્ષે પોતાનો અધિકાર જમાવવા આવવાની જરૂર નો'તી.

પદ્મ૦ : વિભાવન ઉપર અધિકાર ?

વૃન્દા : એ અમેરિકા જઈ આવી છે, ત્યાંની ડૉક્ટરેટ મેળવીને આવી છે, એ ચબરાક છે, રૂપાળી હશે જ, એને ત્યાં મર્સીડીઝ છે, શાહીબાગમાં એનો બંગલો છે—ઓહ, છેવટે વિભાવન પણ આવાં બધાથી અંજાયો ?—બાપુ, અને સુંદરકાકીની વાત સાચી લાગે છે હોં.

પદ્મ૦ : કઈ વાત ?

વૃન્દા : પુરુષ રૂપ તંદુરસ્તી પ્રતિષ્ઠા જુએ છે અને માગે છે જ્યારે સ્ત્રી માત્ર પ્રેમ, ઊંડો અગાધ અને નિર્ભેળ પ્રેમ આપી પણ જાણે છે.

પદ્મ૦ : બધી સ્ત્રીઓ માટે એવું કહી શકાય ?

વૃન્દા : હેં ! ના...ના દાખલા તરીકે પ્રતિમા પાસે વિભાવનને આપવા જેવું કશું નહિ હોય.

પદ્મ૦ : આપણે પ્રતિમા જેવી પારકી વ્યક્તિની વાત શા માટે કરીએ ? તું તારી જ વાત કર ને વૃન્દા.

વૃન્દા : મારી વાત ? કઈ વાત ?

પદ્મ૦ : વિભાવન માટે તને કેવો પ્રેમ ? કેટલો પ્રેમ ?

વૃન્દા : એવી રીતે મેં મારી જાતને તપાસી નો'તી. જાણે કે માત્ર હું દેખાદેખી કરતી હતી, સુંદરકાકીએ મને એ ચીંધી બતાવ્યું...એ કહે કે છંદા વિભાવન પાછળ ઘેલી બની એટલે રહેજસાજ સમજણી હું થઈ ને મને પણ લાગ્યું કે—હું નાની હતી ને એની ઢીંગલી ઝૂંટવી નો'તી લેતી ? એવું કંઈક...મારે પણ સુંદરકાકી જેવી સમજુ મા હોત તો—?

પદ્મ૦ : તારી મા સાચે જ ખૂબ સમજુ હતી વૃન્દા, સુંદરકાકીથી કોઈ રીતે ઊતરતી નો'તી.

વૃન્દા : તો પછી બાપુ ?—

પદ્મ૦ : તારો પ્રશ્ન હું સમજું છું બેટા. તારી માએ જીવનમાં એટલી બધી ટેવો મને પાડી હતી કે એ જતાં હું સાવ પાંગળો બની ગયો હતો...અને... . અને સુંદર સાથે પરિચય થતાં મને લાગ્યું કે એ જાણે તારી માની જ પ્રતિકૃતિ !

વૃન્દા : એવું જ હશે હોં. સુંદરકાકીએ મને પાસે બેસાડી માથે હાથ ફેરવી બધી વાતો કરી ત્યારે જાણે મને લાગ્યું કે......પણ તેમ છતાં એમને હું મારી મા તે કેમ કરીને કહું ?

પદ્મ૦ : એમ કહેવાની જરૂર નથી.

વૃન્દા : અને વિભાવન કહેતા હતા કે તમે અને સુંદરકાકી...પણ આ ઉમ્મરે—?

પદ્મ૦ : મારી પણ હિંમત નથી......એમ કે એવું કરવા જતાં અચંબો ઉતારવો પડે. સાપને કાંચળી ખોલતાં કદાચ દુઃખ નહિ પડતું હોય પણ માનવીની ચામડીને સહેજ અમસ્થો લસરકો પડે છે ત્યારે કેવું લાગે છે ? મારી એવી અવસ્થા છે ને એટલે તો પારાવાર કષ્ટ હું ભોગવું છું, ચામડી ઉતારાતી નથી, નવી પહેરાતી નથી...એટલે તો......એ બધું તું સમજે છે નહિ ?

વૃન્દા : થોડેઘણે અંશે બધું નહિ તો પણ થોડું ઘણું હવે જરૂર સમજું છું....પણ બાપુ મને લાગે છે કે છંદા માટે આ પરિસ્થિતિ અસહ્ય બનશે હોં. વિભાવન એને નહિ સ્વીકારે તો—

પદ્મ૦ : એ વાતનો ખ્યાલ તારે પહેલેથી કરવો જોઈતો હતો. એમનો સ્નેહ કેટલો ઊંડો છે તે તું નથી જાણતી? વિભાવનને ટાઇફોઈડ થયો ત્યારે ચેપ લાગવાની બીકે બધાં જ સંબંધીઓ —અરે તું પણ, એનાથી દૂર રહેલાં ત્યારે છંદા—

વૃન્દા : એ બધું વિભાવનને યાદ નહિ આવતું હોય ? એમની લૉની છેલ્લી પરીક્ષા વખતે એમની આંખે આંજણી થયેલી. બહેને બધું વાંચી સંભળાવેલું, કેવાં અઘરાં ને કંટાળો આવે એવાં થોથાં!...

પદ્મ૦ : જાતે ચાહીને સ્વીકારેલું તપ તે હોય તો પણ કષ્ટ નથી આવતું.

વૃન્દા : મારાથી એવું કષ્ટ કોઈને માટે વેઠાય જ નહિ બાપુ. તમે મને એટલાં લાડ લડાવ્યાં છે! પણ બિચારી છન્દાનું શું થશે ? પ્રતિમા ક્યાંથી આટલે વર્ષે પાછી વળી ? (બહાર નજર પડતાં) ...સુંદરકાકી જાય છે કે શું ? આપણે પણ સાવ કેવાં છીએ ! એ બિચારાં ત્યાં ક્યારનાં બેસી રહ્યાં છે ને—

પદ્મ૦ : એ છન્દાને મળવા માટે બેસી રહ્યાં છે. આવ આપણે ત્યાં જ બેસીએ, છન્દા આવે ત્યાં સુધી.

વૃન્દા : તે કરતાં એમને અંદર આવવાનું જ કહીએ તો ? ચાલોને બોલાવી લાવીએ.

પદ્મ૦ : શા માટે હું પણ સાથે આવું ?

વૃન્દા : ભલે હું જ બોલાવી લાવું છું. (ધીરે પગલે સ્વસ્થ થવા મથતી બહાર જાય છે, બારણાં પાસેથી મુખ ફેરવીને કશું યાદ આવતાં) પણ બાપુ, છન્દાને તમે સંભાળી લેજો હોં. પેલી પ્રતિમાને હું પાછી ન વાળું તો મારું નામ વૃન્દા નહિ. (બહાર ચાલી જાય છે.)

પદ્મ૦ : (આંખમાં આંસુ ધસી આવે છે તે રોકતાં) છન્દા. વિભાવન...

[ થોડી ક્ષણો પછી વિભાવન આવે છે. ]

પદ્મ૦ : છન્દા ક્યાં ?...અરે વિભાવન પ્રતિમાનો ફોન હતો...એમ કે મારાથી નહિ અવાય. (વિભાવન હસી પડે છે) કેમ હસો છો ?

વિભાવન : મને ખબર હતી કે એ નહિ આવે. એ આવવાની જ નો'તી. વૃન્દાને કહ્યું ?

પદ્મ૦ : ના, એ કંઈ જુદું જ સમજી છે.

વિભાવન : એને હમણાં જ બધું સમજાવું છું. વૃન્દા—

પદ્મ૦ : (અંદરથી છન્દાને આવતી જુએ છે એટલે) હું જ એને બોલાવું. (બહાર નીકળી જાય છે... ત્યાં છન્દા પ્રવેશે છે. એનાં મુખ ઉપર સ્વસ્થતા



છે, વારંવાર ઉભરાઈ જતો આનંદ પકડી રાખવા એ મથે છે. પેલી સોફા ઉપર પડેલી ફૂલવેણી વિભાવન ઉપાડીને એના માથે પહેરાવે છે ત્યાં બારણામાં વૃન્દા સુંદરકાકી તથા બન્નેની પાછળ પદ્મનાભ આવીને ઊભા રહી જાય છે. )

વિભાવન : ( ધીરા બેઠા અવાજે ) વેણી કેમ ફેંકી દીધી હતી ?

છન્દા : છન્દા ? વૃન્દાને કે પછી તમારી પેલી પ્રતિમાને ખપમાં લાગશે એમ ધારીને.

વિભાવન : તને પણ શ્રદ્ધા નો'તી ?

છન્દા : કોનામાં ? તમારામાં ?

વિભાવન : ના, તારા સ્નેહમાં.

[ છન્દા ચૂપ રહે છે, એની દૃષ્ટિ જમીન સરસી ચોંટેલી રહે છે, ત્યાં વૃન્દા ધીરે પગલે પ્રવેશે છે અને પોતાના અંબોડામાંથી લાલ ગુલાબ કાઢીને વિભાવનના કડીના બટન-હોલમાં ખોસે છે. ]

વૃન્દા : એક શુભ સમાચાર.

વિભાવન : શા ?

વૃન્દા : પ્રતિમાગૌરી અહીં નથી આવવાનાં.

વિભાવન : ( આશ્ચર્યચકિત થયો હોય તેમ અભિનય કરતાં ) એમ ! શાથી ?

વૃન્દા : કોઈ રસિક શેઠ સાથે પીકચરમાં જવાનું નક્કી થઈ ગયું હોવાથી એમનું હેલીકોપ્ટર કે મર્સીડીઝ જે હોય તે અત્યારે ગાંધીરોડ ઉપર સેન્ટ્રલ ટોકીઝ પાસે એમને પહોંચાડી રહેલ હશે.

વિભાવન : રસિક સાથે તો એ જાય જ ને. કદાચ આજે મીલમાંથી વહેલો આવ્યો હશે, ને પત્નીને ઑર્ડર કર્યો હોય,—

વૃન્દા : કોણ પત્ની ?

વિભાવન : પ્રતિમા પોતાના મિત્રોને સાચવે ખરું, પણ અમેરિકામાંયે કહે છે કે પતિ અને મિત્રમાંથી કોની સાથેની એપોઈન્ટમેન્ટ પાળવી એમ ઘમસાણ ઊભું થાય ત્યારે એંશી ટકા સ્ત્રીઓ પતિને જ પ્રેફરન્સ આપે છે. ત્યારે આ તો આપણો ભારત દેશ...

વૃન્દા : એમ ! પ્રતિમા પરણેલી છે ? એને વર પણ છે ? ઓ મા !

[ પદ્મનાભ અને સુંદરકાકી વૃન્દાની નજીક આવે છે. ]

સુંદરકાકી : તને પણ છન્દાની જેમ વિભાવન જેવો ઉદાર અને પ્રેમાળ વર મળશે બે'ન વૃન્દા, તારી માનાં—એટલે કે તારી સુંદરકાકીના આશિષ છે. દીકરી.

[ પદ્મનાભની આંખમાં આંસુ આવી જાય છે, બન્ને દીકરીઓને પોતાની બાથમાં સમાવી દે છે ]

વિભાવન : આજે જાણે આ બંગલામાં ઘણે દિવસે ઘનશ્યામ મેઘની શીતળ છાયા પથરાઈ, નહિ સુંદરકાકી ?

[ પડદો. ]



આરતી મહેતા

## રાધિકા

ગીત મિલનનું પૂરું થયું
સૂની વેદનની વાંસળી :
રાત પૂનમની ગઈ ફરી
ઝાકળમય ધરાની આંખડી :

કાળનો સાંપ સરી ગયો
શેષમાં સ્મરણની કાચળી :
કાનાના કુમળાં અંબોલડે
ઝુરંતી રાધિકા પાતળી—



અધ્યુરુત કંચનરાય દેસાઈ

# ચંડુલ કુટુંબ

ઊર્મિના વાચકોને ગુજરાતના સુખ્યાત પક્ષી–વિશારદ દિવાળી અંક માટે ખાસ લખાયેલા આ લેખમાં એક એવા પક્ષીના કુટુંબનો વિગતસભર પરિચય આપે છે કે જે આપણને આસ્વાદ્ય થઈ પડે. ગુજરાતનાં સર્વે સામયિકોમાં આ લેખમાળા જુદી ભાત પાડે છે એ તો હવે સર્વવિદિત છે જ...

## રણચંડુલ

રણચંડુલનું કદ કાબર કરતાં નાનું હોય છે. આ ચંડુલ આપણે ત્યાં થતા આ કુટુંબમાં સૌથી મોટો છે. અને ચાલે છે ત્યારે બહુ સીની છાતીએ ચાલે છે. પીઠ રેતીઆ રાખોડી અને પેટાળ ધોળું તથા છાતીએ કાળા અથવા ઘેરા કથ્થાઈ લીટાની કંઠી રહે છે. તેની પૂંછડી કાળાશ પડતી પીળી અને બહાર આવતાં પીંછાની કોર ધોળા રહે છે. આંખો કથ્થાઈ અને ઉપર કાળી લીટી આવે છે. આંખ ઉપર આછાં ધોળાં નેણ જણાય છે. કાળી લીટી ચાંચથી ગાલ સુધી આવે છે. ચાંચ સહેજ વળેલી અને સામાન્ય લાંબી પણ ખરી. પગનો રંગ ધોળાશ ઉપર અને ચોખ્ખી રીતે જોવામાં આવે છે. સીધી ભોંય ઉપર તેને દોડવાનું બહુ ફાવે અને દોડતાં દોડતાં રોકાઈને ચારો શોધતો જાય.

આ રણચંડુલ ગુજરાત રાજ્યનાં તમામ રણપ્રદેશમાં અને બીડમાં જોવામાં આવે છે. નરનું બોલવું બહુ સરસ હોય છે અને તેમાનો એક ગગનમાંથી બોલતો બોલતો ઊતરી જાય કે તરત જ બીજો પોતાનું ગળું શરૂ કરી દે છે. નરમાદાના રંગમાં ફેર પડતો નથી. આ રણચંડુલ અને કહો કે ચંડુલ કુટુંબ જ તડકાનું સહન કરવાવાળું છે. મેં આ ચંડુલને જળ અગન તરીકે ઓળખ્યો છે. અને તેનાં એક મોટાં ચંડુલ એટલે ધાધસનાં બચ્ચાં તરીકે લઈ આવેલો. તેના માળા અને હવે પછી આવતા ધાધસ ચંડુલના માળામાં ખાસ ફરક માલૂમ પડતો નથી. અને બચ્ચાં મોટાં થતાં તે ધાધસનાં બચ્ચાં નથી એટલે તેના ઉપરથી મન ઊઠી જતા તે પુખ્ત વયનાં થયાં નહીં અને તેનું સંગીત સાંભળી ન શકાયું.

તેનાં બચ્ચાં ઑગસ્ટ સપ્ટેમ્બરમાં થાય છે અને જવાસા કે એવા જાળાનાં થડ આગળ ગોળ માળો બનાવે છે તેમાં ચંડુલ કુટુંબનાં રંગના ત્રણથી ચાર ઈંડા મૂકે છે. આહારમાં તે દાણા અને જીવાતનો ચારો કરે છે.

રણ ચંડુલને અંગ્રેજીમાં The Desert Lark કહે છે અને વૈજ્ઞાનિક રીતે ઓળખવા માટે Aloemon Alaudipes Doriae (Salvadori) કહેવું જોઈએ.

## પુલક

ચકલીથી મોટા કદના પુલકનો રંગ પીઠ ઉપર પીળાશ પડતો અને તેમાં કાળી ભાતવાળો હોય છે અને પેટાળ ધોળું રહે છે. છાતી આછી કથ્થાઈ અને બાજુમાં બે કાળા ડાઘા રહે છે જે કાંઈ હમેશાં જોવામાં આવતા નથી. નેણ ક્યારેક આછું પીળું જણાય છે. તેની ઉપલી ચાંચ શીંગડીઆ કથ્થાઈ અને નીચલી ચંચ શીંગડીયા પંગા રંગની હોય છે અને પગનો રંગ ગુલાબી કથ્થાઈ છે. તેનો પાછળનો નખ સીધો હોય છે અને લંબાઈમાં તે આંગળા જેટલો જ રહે છે. તેના કાન ઉપર કથ્થાઈ રંગનો ડાઘ વરતાય છે. બાકી તો તેના કુટુંબને મળતો રંગ આવે છે.

પુલકનાં ટોળાં શિયાળામાં દક્ષિણ યુરોપથી ઈરાન બાજુથી આપણા મુલકમાં ઊડી આવે છે. જે વખતે અહીં સામાન્ય થઈ જાય છે. અને ખડધાન્યનો ચારો કરે છે. ઘાસના બીડમાં તેનું આખું ટોળું સવારના અને સાંજના ચરતું જોવામાં બહુ આનંદ આવે છે અને પાણી ઉપર પણ એક સાથે એક જ જગ્યાએ જાય છે. તેની ઊડાન ઊંચે નીચે થતી હોય છે. અને રાતના આરામ માટે ઝીણી ધૂળમાં ગોળ અગલ કરી તેમાં દરેક પંખી પાસે પાસે રાત વીતાવે છે. કેટલેક ઠેકાણે આ પંખીને પકડીને જમવાના ઉપયોગમાં લે છે. પુલકને અંગ્રેજીમાં The Short–toed Lark





કહેવાય છે. અને વૈજ્ઞાનિક રીતે ઓળખવા માટે Calan–Drella Cinerea ( Ehmcke ) એમ કહેવું જોઈએ.

### ભાવનગરનો રેતાળ ચંડુલ

ભાવનગરનો રેતાળ ચંડુલનું કદ ચકલાને મળતું આવે છે. ભોંચકલીના કદ જેવડું તેનું કદ કહી શકાય. પીઠ ઉપરનો રંગ રાખોડી પીળાશ પડતો અને લગભગ એકસરખો અને નાલકા ઉપર ઝીણા લટાનો રંગ કાળાશ પડતો કથ્થાઈ હોય છે. પેટાળ મેલું સફેદ અને છાતીમાં આછી કથ્થાઈ લીટીની કંઠી દેખાય છે. તેના પૂંછડી ચોરસ અને કાળાશપડતા રંગની રહે છે. પૂંછડી વચ્ચેના પીંછાં કાળાશ પડતા રંગનાં અને બહાર આવતાં બંને બાજુનાં પીછાં ધોળાં હોય છે. નેણ પણ આછું ધોળું દેખાય છે. આંખો કથ્થાઈ, ચાંચ પાતળી અને છેડો કાળા રંગનો રહે છે. પગનો રંગ ગુલાબી પંજો અને પાછળ નખ ટૂંકો રહે છે. આ ભાવનગરનો રેતાળ ચંડુલ દરીઆના ખાર અને નદીના મુખ અને અગર પાસે વસે છે. જ્યારે ચપળતાથી દોડે છે અને ઉડે છે ત્યારે 'ચીરક ચીરક' જેવો અવાજ કરે છે. સ્વભાવે શરમાળ નથી. આ પંખીનું સંગીત બહુ ટૂંકું અને બહુ ઊંચાઈએ નથી થતું. અને તરત જ ભોય ઉપર ડુબકી મારી જાય છે. તેનું સંવનન માદા પાસે બોલતાં બોલતાં નાચીને પાંખો ફફડાવી આગળની ચોટી ઊભી કરીને પૂંછડીને અદ્ધર લઈને કરવાનું છે. પ્રજનન સમયે જોડીમાં રહેતાં આ પંખી શિયાળામાં સમૂહમાં જણાય છે.

આ ભાવનગરનો રેતાળ ચંડુલ અમારા ના૦ ધર્મકુમારસિંહજી સાહેબે પહેલવહેલો ભાવનગર વિસ્તારમાંથી બહાર લઈ આવ્યા છે.

તેની બચ્ચાં ઉછેરવાની ઋતુ માર્ચથી ઓકટોબર માસ છે પણ તેના માળા વર્ષામાં વધારે જોવામાં આવે છે. નાનો વાટકા જેવો માળો ઘાસ કે કોઈ નાના ઝાળાના થડ આગળ મૂળીઆં, ઉન, વાળ વાપરીને બનાવે છે પણ જગ્યા તો દરિયાનો ખારો કે ભાલ જેવો પ્રદેશ છે. આ માળામાં સફેદ ભોય ઉપર રાતા કથ્થાઈ રંગના ટપકાંવાળાં ઈંડાં મૂકે છે. અને પોતાના બચ્ચાંને જીવાત ઉપર ઉછેરે છે અને પોતે દાણા તથા જીવાત બંને ખાય છે.

ભાવનગરના રેતાળ ચંડુલને અંગ્રેજીમાં The Bhavnagar's Sand Lark કહેવાય છે અને તેને વૈજ્ઞાનિક રીતે ઓળખવા માટે Calandrella Raytal Krishnakumarsinhji ( Vaurie & Dharma Kumars inhjli ) એમ કહેવું જોઈએ.

### ધાબડ ચંડુલ

ચકલી કરતાં મોટા કદનો આ ધાબડ ચંડુલ રંગે રેતિયો રાખોડી અને કાળી લીટીઓવાળો હોય છે. તેની ચોટી સાફ દેખાય એવી અણીવાળી ઊભી હોય છે. પેટાળ મેલું ધોળું અને છાતીએ કથ્થાઈ ઘેરી કંઠી રહે છે. આ ચંડુલ પણ દોડતાં દોડતાં રોકાઈ જાય છે. તેનું રહેઠાણ ભાલ પ્રદેશ જેવો ખાર અને તેનાં બીડ છે. ખાસ કરીને જવાસાના તખ્તામાં તે જોવામાં આવે છે. તેનો 'પાંપીં...પીંઈઈઈ' અવાજ બહુ મીઠો લાગે છે. અને તેનું ગગનમાં ચડીને રેલાતું સંગીત શોખીનને મુગ્ધ કરી દે છે. ચાલતાં ચાલતાં પણ 'ટુ ટુ–ટુઉિઉ' જેવો અવાજ કરતો જાય છે. ભોય ઉપર સંગીત છેડે છે સૌરાષ્ટ્રમાં ભાલ પ્રદેશમાં વિકટરના ખારા, ભાવનગરના બંદર અને નારી વિસ્તારમાં આ ધાબડ રસ્તા ઉપર ફરતા જોવામાં આવે છે. મેં તો તેને પાળીને તેના સંગીતનો રસ પીધો છે. તેમાં એક તો સીટીમાં બહુ સરસ આશાવરી બોલતો હતો.

ગુજરાત રાજ્યમાં તેની વસ્તી છે. જ્યાં વસે છે ત્યાં હમેશ દેખાય છે. અથવા તો સ્થાનિક પ્રવાસ ખેડતા હોય છે. મેં તો આ ચંડુલના માળા ભાલમાં જોયા છે અને નારીમાં પણ તેના માળા થાય છે એમાં શક નથી. અને સપ્ટેમ્બર માસ તેના માળા અને બચ્ચાં શોધવાનો છે. ખારમાં મોરડ અને જવાસા પાસે તેના માળા હોય છે. તે ત્રણથી ચાર ઈંડાં ચંડુલ કોમના રંગનાં મૂકે છે. અને માળો પણ તેની



ફ્રેડરિક સેન્ડ્ઝ સાથેના વાર્તાલાપમાં ડૉ. યંગે કહ્યું હતું કે 'આજના ભય વેરતા પરમાણુયુગના અંધકારમાં માનવી માર્ગદર્શન શોધે છે. જાણે અજાણે ઈશ્વર માટે ફાંફાં મારે છે. હું મારા દર્દીઓને કહું છું કે ઇચ્છા વિરૂદ્ધ બનતી દરેક બાબત એ કોઈ વરિષ્ટ શક્તિ છે આને તમે દેવ કે દાનવ કહો એની મને પરવા નથી, તમે એક વાર એ વરિષ્ટ શક્તિને કબૂલો, એટલે બસ. આ વરિષ્ટ શક્તિ એ જ આપણો પરમાત્મા. આનો તમે રોજ અનુભવ કરો છો.'

ઈશ્વરના અસીમ શ્રદ્ધા ધરાવતા ડૉ. યંગનું કહેવું છે કે 'અનુભવના આધારે હફતે હફતે હું ઈશ્વરના અસ્તિત્વ વિષે અડગ નિર્ણય ઉપર આવ્યો છું. હું જે જાણું તેને જ માનું છું એટલે માન્યતાનો લોપ થાય છે. હું તેનું અસ્તિત્વ માન્યતાના આધારે નથી કહેતો. હું જાણું છું કે તે છે જ.' ઝુરિચ પાસે સરોવરતીરે આવેલા તેમના મકાનના પ્રવેશદ્વાર ઉપર પથ્થરમાં લેટીન ભાષાના કોતરેલા શબ્દો આ રહ્યા : Vocatus atque non vocatus. Deus aderet—'કહો કે ના કહો, પરમાત્મા પ્રત્યક્ષ છે.'

થોડાં વરસો પહેલાં યુરોપભરમાં માણસોને અવકાશમાં ઊડતી રકાબીઓ દેખાતી હોવાનો ભ્રમ થયો હતો. આ સંબંધી ડૉ યંગ કહે છે : 'માનવી તારકની યાચના કરી રહ્યો છે અને ઊડતી રકાબીઓમાં તેને કોઈ તારણહારની વાંછનાના દર્શન થાય છે. ઊડતી રકાબીઓની ઘટના સાચી હોય કે ખોટી પણ આટલાંબધાં માણસો તે જોવાનું માને છે તે બતાવે છે કે માનવી અજ્ઞાતપણે શાંતિભરી અને વધારે સારી દુનિયા પ્રાર્થી રહ્યો છે.'

'પરમાણુ બૉમ્બ એ માનવીની સર્વ શક્તિમત્તાની સંજ્ઞા છે. માનવી પોતાને સર્વ શક્તિમાન ધારે એના કરતાં બીજુ કશું વધારે ભયપ્રદ નથી. આનાથી એની માનસિક સમતુલાને ધોકો પહોંચે છે. તેની બુદ્ધિની સીમાઓ વિશાળ છે પણ તેની સાથે માનસિક વિકાસનો મેળ નથી. આ કારણે અત્યારે ન્યૂરોસીસ (ચિત્તક્ષોભ) નો રોગચાળો ફાટી નીકળ્યો છે.'

પ્રો. યંગની શીખ છે કે 'માનવીએ આત્મનિરીક્ષણ કરવું જોઈએ. ભ્રમ વગરનો માનવી સમૂહવાદનો સામનો કરી શકે છે. સત્પુરુષ આસપાસના માનવી ઉપર અસર ઉપજાવી તેમના આત્માનો ધીમો અને પ્રચ્છન્ન ઉત્કર્ષ સાધી શકે છે.'

ફ્રેડરિક સેન્ડ્ઝ સાથેના વાર્તાલાપ દરમિયાન પ્રો. યંગે કહેલું છે કે 'માણસને એના કામમાં વધારે રસ હોવો જોઈએ પણ સ્ત્રીને તો પુરુષ જ એનો કામ અને ધંધો છે.'

'લગ્ન એટલે ઘર. ઘર પંખીના માળા જેવું છે. પંખીનો માળો એવો હોય છે કે એમાં બે પંખીઓ એકી સાથે રહી શકતાં નથી. એક પંખી અંદર બેસે છે તો બીજું માળાની બહારે બેસી ચોપાસ જોતા રહી બહારનું કામ ઉપાડે છે.'

પ્રો યંગને પુરુષના વૃથાભિમાન સંબંધી ખાસ કહેવાનું છે : 'કામધંધાના ફાવટના પરિણામે પુરુષને મિથ્યા ગર્વ હોય છે, કદીક તો તે વિચિત્ર લાગે એટલો બધો હોય છે.'

'મોટા ભાગના માણસો કશાથી બાનેલા અને પૂર્વગ્રહથી યુક્ત હોય છે. સ્ત્રીઓની બાબતમાં આવું નથી હોતું. પુરુષને તેમના વિચાર અને નિર્ણયમાં કોઈ દખલગીરી પસંદ નથી. તેને પ્રતિષ્ઠા સાચવવાનો મોટો સવાલ હોય છે. તેમને માંદગીની બીક કે બીજી કોઈ દબાયેલી ચિંતા હોય છે પણ ઘણી વાર તો કોઈ ને કોઈ ભય તેમને સતાવતો રહે છે.'

'સ્ત્રીઓ ધણીને સમજવા મથતી હોય છે, પુરુષો આ સમજતા નથી, કારણ? પુરુષો કોઈ રીતે સ્ત્રીને સમજી શકતા નથી.' એ પણ ખરૂં છે કે 'સામાન્ય સ્ત્રી ધણીના પ્રશ્નો સમજવામાં પાછી પડે છે.'

માનવ મનના ઊંડાણ તાગવામાં સાઠ વરસોની પ્રેક્ટીસમાં પ્રો. યંગને પુરુષો કરતાં સ્ત્રી–દરદીઓ વધારે હતી. આનું શું કારણ હશે? પુરુષનો મિથ્યાગર્વ.





ઘણી સ્ત્રીઓ અંતઃપ્રેરણાથી માનસશાસ્ત્ર ભણી વળે છે. પીઢ અને પ્રૌઢ માનસચિકિત્સક યંગનું કહેવું છે કે સ્ત્રીઓ હજી પણ 'પુરુષોને સમજવા જેવી 'દુનિયા'' છે. સ્ત્રીઓના મનના તાગ પામનાર આ અજોડ માનસ-શાસ્ત્રીને સ્ત્રીઓ માટે બહુ માન હતું. તેમનું કહેવું છે કે 'સ્ત્રીઓના માનસિક પ્રશ્નોનું પોત જો કે એક સરખું હોય છે પણ બે સ્ત્રી દરદીઓ એક સરખી નથી હોતી.'

'સ્ત્રીઓને અબળા કહેવી એ તદ્દન ખોટું છે.' પ્રો. યંગનું કથન છે કે 'પુરુષો કરતાં તે વધારે મજબૂત છે. સદાય અશક્ત લાચાર દેખાતી અને ઉચ્ચ સ્વરે બોલતી સ્ત્રી મજબૂતમાં મજબૂત હોય છે.'

'શાંત દેખાતી સ્ત્રીઓથી ચેતતા રહેવાનું છે. સ્થિર દેખાતાં પાણી ઊંડાં હોય છે એ કહેતી સ્ત્રીઓને ખસૂસ લાગુ પડે છે. આ જો કે દ્વેષમૂલક લાગે એવું છે પણ સૌમ્ય સ્ત્રીઓ બહુધા આશ્ચર્ય પમાડનારી નીવડે છે.'

'વાચાળ સ્ત્રીને વાતો ઉપરથી માપી ના શકાય, ઘણી વાર તેમની વાતો ભૂલાવામાં પાડે એવી હોય છે. આવશ્યક બાબતોની ચર્ચા નિવારવા તેઓ બહુ બોલ્યા કરે છે. તે ઓછા વિચાર કરનારી હોય છે. હા, ભારે શરીર, બહુ ઊંચી કે બહુ જાડી સ્ત્રીઓ અત્યંત દયાળુ અને ભલી હોય છે.'

'સ્ત્રીઓ મને મનુષ્યદ્વેષી કહેશે, નિખાલસતા માટે વખોડશે.' આગળ વધતાં પ્રો. યંગ કહે છે : 'એક પુરુષને વળગી રહેવાની સ્ત્રીની સ્વાભાવિકતા છે, જ્યારે પુરુષ ભ્રમરવત છે. શક્ય એટલી વધારે સ્ત્રીઓને મેળ-વવા પુરુષોને લાલસા છે. બનતાં સુધી પાછળ પડ-નારની જાળમાં ના ફસાવા તે મથે છે. દોડીને નાસી જવાની ઝડપી દોડતા પ્રાણીની આ પ્રેરણા છે. બીજી કોઈ સ્ત્રી જેને ઝડપી ના શકી હોય તે પુરુષ સ્ત્રીનો શ્રેષ્ઠ 'શિકાર' છે. કોઈ પણ સ્ત્રી જેને પકડી શકી હોય તેવા પુરુષને ઝડપવામાં ઝાઝી કીમત નથી.'

'એક વાર સ્ત્રીને પતિ મળ્યો પછી તે તેને સખત પકડમાં રાખે છે. આ કુદરતી અને આવશ્યક છે, કારણ અહીં તહીં ભટકવાનો અને પાછા નાસી જવાનો પુરુષનો સ્વભાવ છે.'

ત્રણ પેઢીની પ્રો. કાર્લ યંગની પ્રેક્ટીસમાં લોકોએ લગ્નલગ્નની તડ સાંધવા માનસિક માર્ગદર્શન મેળવ્યું છે. વળી તેમણે જાતે સુખી લગ્નજીવન જીવી લોકોને દીર્ઘ સહજીવનનો આદર્શ પૂરો પાડ્યો છે.

મૃત્યુ પર્યંત ૭૫ વર્ષની ઉંમર સુધી શ્રીમતી એમા યંગને પતિના કામમાં ઘણો રસ હતો. પાંચ બાળકોના જન્મ બાદ તેમણે માનવચિકિત્સાશાસ્ત્રનો અભ્યાસ કર્યો અને ૧૯ પૌત્રો દોહિત્રો અને પ્રપૌ-ત્રોના બહોળા કુટુંબની સારસંભાળ રાખવા ઉપરાંત માનસિક ચિકિત્સાનો આગવો ધીખતો ધંધો પણ કર્યો. ફ્રેડરિક સેન્ડ્ઝ સાથેના દીર્ઘ વાર્તાલાપમાં પ્રો. યંગે કહ્યું : 'સુખી લગ્નજીવન માટે એક બાબત અગત્યની છે અને તે છે ખેંચ (ટેન્શન).' આ બાબત સ્પષ્ટ કરતાં તેમણે કહ્યું : 'સ્ત્રીને પાયાની જરૂરત આત્મીય સબંધોની છે. આમાં ખટકો ઊભાં થતાં તે દલીલ-બાજ બને છે, આમાંથી છેવટે છૂટાછેડા સુધી વાત પહોંચે છે.'

'આનો અર્થ એમ નહીં કે પતિ અને પત્નીએ શાંત રહેવું. ખરી રીતે તો તેમના રોજિંદા જીવનમાં કોઈ ખેંચ હોવી જરૂરી છે. આના વિના આદર્શ જાતીય સંબંધ શક્ય નથી અને આ તો પતિ–પત્ની વચ્ચે ખાસ અગત્યની બાબત છે.'

'બંને વચ્ચે વિપરિત સંબંધના જેવી જ પ્રતિકૂળ બાબત બંને વચ્ચે ગાઢ સુમેળની છે. આમાં બંને એવાં અનુરૂપ બને છે કે જાણે કશું બનતું જ નથી. જો કહો તે દરેક બાબતમાં સાથી અનુકૂળ નીવડે એ તમે અગાઉથી જાણો તો તમને વાત કરવાની પણ ગમે શી રીતે ? તમારો નિર્ણય સ્વીકારી લેવાનો હોય તો પછી તેની ચર્ચાનો કોઈ અર્થ ખરો ? પછી ચર્ચાનો હેતુ જ મરી જાય ને ? સાથીને તમારો નિર્ણય ગમવાનું જાણો પછીથી તે કહેવાનો કોઈ અર્થ રહેતો નથી. જુદો વિચાર કે દષ્ટિ હોય તો કોઈ બાબતની ચર્ચા રસભરી અને ફલદાયી નીવડે. વાતમાં હામાં હા ભળે, કોઈ પ્રકારની આડખીલી ના હોય, ખેંચ ના હોય તો પછી તે માતબર બની પણ શી રીતે શકે ?

મતભેદ જેમ લાભદાયી છે તેમ ખટરાગ પણ. બંને



જીવ એકદા મળવામાં તે બાધક તો છે પણ તેને ઓળંગી જવાનો દરેકે પ્રયાસ કરવાનો છે. કૂદકો મારવા માટે પાછા જઈ લાંબુ દોડવાની ફ્રેન્ચ કહેવત યાદ રાખવા જેવી છે.

માનસિક અને શારીરિક રીતે અને આચારમાં સ્ત્રી અને પુરુષમાં અત્યંત તફાવત છે. આથી સ્ત્રીને પુરુષમાં અને પુરુષને સ્ત્રીમાં પ્રતિરોધીનાં દર્શન થાય છે. આમાંથી ખેંચ જન્મે છે. સ્ત્રી ને પુરુષ બંને એક જ હોત તો તેમનું સહજીવન જડ હોત અને પૃથ્વી વંધ્ય હોત.

સપાટ જમીન ઉપર પાણી વહેતું નથી. તેને કોઈ ગતિ નથી. આથી તે સ્થગિત બને છે. શક્તિ ઉદ્‌ભવવા ઉપર ને નીચે પ્રતિરોધોની જરૂર છે. સપાટીમાં ફેરફાર જરૂરી છે. અને તે જેમ વધારે હોય તેમ પાણી ઝડપથી અને જોસથી વહે છે.

આંતરરાષ્ટ્રીય ખેંચ અને વિરોધના આ જમાનામાં જીવતાં સ્ત્રી અને પુરુષોના પ્રશ્ન પર તો ડૉ. યંગનો છેલ્લો સપાટો આ હતો: 'મારે મન સૌંદર્યવતી સ્ત્રી ભયનું મૂળ છે. સૌંદર્યવતી સ્ત્રી એ ભયાનક નિરાશા છે. એનાથી 'રોટલા ના રંધાય.' પુરુષોમાં સૌંદર્ય અને બુદ્ધિ ક્વચિત્ સાથે હોય છે. સોહામણા શરીરવાળા અતિ આકર્ષક પુરુષનું મગજ તેના અદ્‌ભુત શરીરનું માત્ર પૂંછડું જ બની રહે છે.'

માનવમનના તાગ મેળવવાના અવિરત પ્રયત્નોમાં ડૉ. યંગે યોગ, રસવિદ્યા, પરીઓની વાતો, પુજ્નો ઇન્ડિયની વિધિઓ, જર્મન ફિલસૂફી, બૌદ્ધધર્મ, પ્રાગૈતિહાસિક માનવીઓનાં ગુફાઓનાં ચિત્રો વગેરે વિવિધ ક્ષેત્રોમાં સંશોધન ઉપાડ્યું છે. એક લાખ સ્વપ્નોના અર્થ તાર્‌યા છે. હિંદમાં પર્યટન કર્યું છે. કેનિયાની આદિ પ્રજા સાથે રહ્યા છે, દુનિયાની મુસાફરી કરી છે.

આ બધા અનુભવોમાંથી ધર્મની જરૂરત ઉપર ભાર મૂકી યંગના માનસશાસ્ત્રની શાળા ઉત્પન્ન થઈ છે જે દુનિયાભરમાં બહોળો ફેલાવો પામી છે. પશ્ચિમના દેશોનાં મોટાં શહેરોમાં યંગની માનસિક ચિકિત્સા સંસ્થાઓ અને સલાહકાર સમિતિઓ તેના પ્રખ્યાત 'એસોસીએશનટેસ્ટ' દ્વારા કામ કરી રહી છે.

પ્રશ્ન થશે કે આ મહાપુરુષની ફિલસૂફી કે માનસચિકિત્સા શી છે? એમનો વિશિષ્ટ ફાળો શું છે? ડૉ. યંગે ઘણાં પુસ્તકો લખ્યાં છે. એમાંનાં ધ્યાનપાત્ર આ રહ્યાં:– સાયકોલોજી ઑફ ધી અનકોન્શીઅન્સ, સાઈકોલોજીકલ ટાઈપ્સ, સાઈકોલોજી એન્ડ રિલીજીઅન એસેઝ ઑન કૉન્ટેમ્પોરરી ઇવેન્ટ્સ અને મોડર્ન મેન ઇન સર્ચ ઑફ એ સોલ. સમકાલીન બનાવોની તેમની ટીકા આગાહીસૂચક નીવડી છે. સામૂહિક સંયોજનામાં વ્યક્તિગત મૂલ્યોની અવગણનાના ભયો ઉપર તેમણે ભાર મૂક્યો હતો. ધર્મના ચિકિત્સા મૂલ્યમાં તેમને આસ્થા હતી. તેમણે લખ્યું છે: 'ત્રીસ વર્ષના મારા નિદાનના વિશાળ અનુભવમાં પાંત્રીસ વર્ષની ઉંમર ઉપરના સેંકડો દરદીઓમાં એક પણ એવો નથી કે જેને જિંદગીમાં ધાર્મિક દૃષ્ટિનો છેલ્લો આશરો લેવો પડ્યો ના હોય. ચિત્તક્ષોભ (ન્યૂરોર્સસ) રોગીના રોગનું કારણ અદ્યતન દાક્તર સારી રીતે સમજી શકે છે. રોગનું કારણ પ્રેમ નહીં પણ વિષયવાસના છે, વિશ્વાસ ના પડવાથી આસ્થા ગુમાવી છે, દુનિયા ને જીવનથી ભ્રમિત થવાથી આશા ખોઈ છે, જીવનનો મર્મ ના જાણી શકવાથી કોઈ સમજ આવી નથી. આવા રોગીને જરૂર છે આસ્થા અટલ પ્રેમ અને સૂક્ષ્મ દૃષ્ટિની.'

યંગની અજ્ઞાતમનની વિચારણા ફ્રોઈડના જેવી નથી. યંગના કથન મુજબ માનવ મનની ત્રણ સપાટી છે. સૌથી ઉપરની જાગ્રત સપાટી છે, તેની પાછળ અંગત અજ્ઞાત છે અને તેની પછવાડે સમગ્ર અજ્ઞાત છે. દરીઆમાં ટાપુઓની હાર જેવી તેમની મનની કલ્પના છે, જેમાં પાણી ઉપરનો ભાગ અંગત જાગ્રત મનનો છે. આ સૌથી બહારના ભાગને યંગ પરસોના કે વ્યક્તિત્વ કહે છે. બહારની દુનિયાને દેખાતા માનવના આ ભાગમાં આત્મપુરુષ (રીઅલ સેલ્ફ) છૂપાયેલો છે.

પરસોનાની નીચે અંગત અજ્ઞાત છે. આ પણ મૂળનું તત્ત્વાર્થ નથી. એની પાછળ સમગ્ર અજ્ઞાત છે. આ પ્રવૈગિક છે. ફ્રોઈડના કથન મુજબ આ જાતીય વાસનાઓ દટાઈ પડેલું અજ્ઞાત નથી પણ તે વંશાનુગતિક વારસાની થાપણ છે. તે સાર્વત્રિક, પરોક્ષ, અસલી

અને પુરાતન છે. તેમાં માનવમનના બધા શક્ય ગુણો સારા નરસા, ઉચ્ચ ને નીચ ભર્યા પડ્યા છે. દરેક વ્યક્તિ ઉંમર વધતાં તેના વંશાનુગતિક અનુભવમાંથી તેનો ભાગ સ્વીકારી લે છે જે તેનું અંગત અજ્ઞાત બને છે. અજ્ઞાત માણસના વિકાસમાં સહાયભૂત રહે છે.

માનવ વ્યક્તિત્વના યંગે બે પ્રકારો વર્ણવ્યા છે. અંતર્મુખ અને બહિર્મુખ. માનવ માત્ર એક કે બીજા પ્રકારની વર્ગણીમાં આવે છે. બહિર્મુખ માણસ આત્મવિશ્વાસી અને પોતાની જેમ બીજા વિચારે અને કામ કરે એવું ઇચ્છે છે. ને જાહેરાતથી પ્રોત્સાહિત થનાર અને નિરીક્ષણ હેઠળ સારાં કામ ઉપાડે છે. તે આવે તેમ તક ઝડપે છે. તે મળતાવડો હોય છે. એકલવાયો નહીં પણ લોકોના સાથમાં રહેવાની વૃત્તિવાળો હોય છે. જ્યારે અંતર્મુખી વ્યક્તિ એકાંતો અને સ્વજનોથી પણ આત્મરમણમાં માનનારી છે. તે શંકાશીલ, બીકણ, સ્વદોષદર્શી અને જવાબદારી વહોરવામાં બીકણ હોય છે.

વિચારણા, લાગણી, અંતર્જ્ઞાન અને સંવેદન આ ચાર માનસિક વ્યાપારો પ્રમાણે ઉપરના બે પ્રકારોના આઠ વિભાગો પડે છે. અંતર્મુખ અને બહિર્મુખમાં આ ચારમાંથી એક વ્યાપારની અધિકતા છે. જાણવા જેવું છે કે કોઈ પણ વ્યક્તિ સંપૂર્ણતઃ અંતર્મુખ નથી કે નથી બહિર્મુખ. આધુનિક માનસ-ચિકિત્સકના કહેવા પ્રમાણે ઉભયમુખી છે.

પ્રો. યંગે સ્વપ્નોના અર્થ ફ્રોઈડ કરતાં જુદા તારવ્યા છે. સ્વપ્ન, કળા કે પુરાણકથાની સંજ્ઞાઓ ફ્રોઈડને મન જાતીય છે. તેમના મતે શંકુ, બાંકો, બાટલી, છાતી વગેરે પદાર્થો સ્ત્રીનાં ગુહ્યાંગો દર્શાવે છે જ્યારે યંગના કહેવા પ્રમાણે સ્વપ્નો એ આકૃતિની સંજ્ઞાઓ છે. તે માનવીની મહત્વાકાંક્ષાઓ દર્શાવે છે. તે નિરર્થસૂચક નથી, પણ ભવિષ્યસૂચક છે. તે આપણા માટે ભવિષ્યસૂચક છે. બનનાર બનાવની આગાહીરૂપ છે. યંગનું સ્વપ્નોનું નિરૂપણ બરાબર આપણા જેવું જ છે.

યંગના કથન મુજબ અજ્ઞાત મન અને સ્વપ્નોથી બીવાનું નથી, આપણે તેમને બરાબર સમજવાનાં છે. માનસિક આરોગ્ય માટે એક માત્ર આવશ્યકતા યોગ્ય સ્વરૂપતા ધમની છે.



ડાહ્યાભાઈ પટેલ

## તારાં આગમન

સ્વાર્થે મેલાં પતિત જનના સંગમાં હું ભિમાનો
મેં તો દીઠાં મનુજ રૂપમાં ગીધડાં કાગડાઓ,
નિર્દોષોને પ્રતિપળ ઠગે દુષ્ટ પાપી ઠગારા,
મારાં પ્યારાં સુખદ ભવને આગ મૂકે લૂંટારા.

કીર્તિગાથા વિલીન થઈ ને વૈભવો નાશ પામ્યા,
મેં પ્રાસાદો ગગન ચૂમતા વેચવા આજ કાઢ્યા.
એકાન્તે હું રુદન કરતો જૈ ગયાં સર્વ છોડી
લક્ષ્મી જાતાં સ્વજન સઘળાં જાય છે દૂર દોડી.

મેં ધાર્યું 'તું જીવન મુજ આ વૈ જશે દુર્દશામાં
ત્યાં તો દીઠી મુજ પ્રિય છબિ અશ્રુનાં દર્પણોમાં.
ને સૌ દુઃખો દૂર થઈ ગયાં ફક્ત તારી સ્મૃતિથી
શું આનંદે ઝગઝગી રહ્યું હર્ય મારું દ્યુતિથી !

તારાં પ્યારી સ્મરણ પણ જો આટલાં સુખ લાવે
તો તારાં આગમન અહીં તો કૈંક સ્વર્ગો વસાવે !



પ્ર૦

## હું આવું : તું જાય

હું આવું : તું જાય,
રવિ-શશી ના સાથ રહે,
અંજન આંસુ સાથ વહે
આવાં ગીત નકામાં ગાય—
હું આવું : તું જાય !

પંકજ સોહે પંક મહીં,
શ્યામલે જેમ ગોરી અહીં
ગીત-છોડને નીર નિરાલા પાઈ—
હું આવું : તું જાય ?





રતિલાલ 'અનિલ'

# નિર્જળા એપ્રિલનો મહિમા !

ઊર્મિના દિવાળી અંક માટે ખાસ લખાયેલી આ કટાક્ષિકામાં કૂવો સમજાવે છે હવાડાને નિર્જળા એપ્રિલનો મહિમા ! આપણા ભારેખમપણાને આવા નિર્દોષ કટાક્ષોથી થોડું હળવું બનાવાય...

માર્ચ–એપ્રિલનો સમયગાળો હતો. હવાડાએ વ્યાકૂળ થઈને કૂવાને કહ્યું, 'આજકાલ તું મને અને જાહેર સેક્ટરનાં જાનવરોને તરસે મારે છે !'

'હમણાં હું એ માટે લાચાર છું !' કૂવાએ દિલગીરી વ્યક્ત કરી.

'લાચારી શા માટે ? તારામાં પાણી તો અભરે ભર્યું છે.' હવાડાએ આશ્ચર્ય વ્યક્ત કર્યું.

'મારામાં પાણી અભરે ભર્યું છે એ જ મારી ખરેખરી લાચારી છે !' કૂવાએ વેદનાથી કહ્યું.

'અરે રામ, હું આ શું સાંભળું છું ! પાણી એ કૂવાની લાચારી કહેવાય ! !' હવાડાએ અસંત અચંબો વ્યક્ત કરતાં કહ્યું.

'અલ્યા હવાડા ! જાહેર સેક્ટરમાં રહીને, ખુલ્લી નીતિમાં ધસડાવાથી તારી કલ્પનાશક્તિ કુંઠિત થઈ ગઈ જણાય છે ! જે વગર કહ્યે તારે સમજી જવું જોઈએ એ વિશે તું ખુલાસો માગે છે અને વળી સાનમાં સમજાવ્યા છતાંયે ન સમજે એ આશ્ચર્યજનક જ નથી, ખેદજનક પણ છે; અરે મારે માટે તો ભયજનક પણ છે !' કૂવાએ વ્યાકૂળ થઈને કહ્યું.

'ભાઈ, મારી કંઈ ભૂલ થતી હોય તો માફ કરજે, પણ સમજાવશે તો હું તને ખાત્રી આપું છું કે તારા અહિતમાં હોય એવું કશું નહીં કરું !' હવાડાએ આજીજીપૂર્વક કહ્યું.

'તું જાહેર સેક્ટરમાં એટલે કે ખેતરની વાડ બહાર રખડુ કે પ્રવાસી જાહેર સેક્ટરના જાનવરોની તરસ બુઝાવવા માટે છે. પણ હું વાડની અંદરની બાજુએ ખાનગી સેક્ટરમાં છું એ ભેદ તારે ખાસ ધ્યાનમાં રાખવો જોઈએ. તું મારું જ અંગ છે એટલે તારે તારી સલામતી ખાતર પણ મારો વિચાર કરવો જોઈએ, થોડી તરસ કોઈ વાર વેઠી પણ લેવી પડે, નહિતર તારે ને મારે બંનેને તરસે મરવાનો વારો આવે !' કૂવાએ ઠાવકાઈથી અને ગંભીરતાથી કહ્યું.

'તમારી વાત મારે ગળે ઊતરશે તો હું મૂરખ નથી કે, આપણા બંનેના ભવ બગાડું ! માટે મને જરા ફોડ પાડીને સમજાવો !' હવાડાએ કહ્યું.

'મને જાહેર સેક્ટર અને તેનાં જાનવરો પ્રત્યે, તેમની તરસ પ્રત્યે અનુકંપા અને સહાનુભૂતિ છે, પરંતુ સલામતીનો વિચાર પહેલો, તે પછી બીજી બધી વાત !

'ખાસ કરીને માર્ચ–એપ્રિલમાં જાહેર સેક્ટરનાં કેટલાંક જાનવરોની તરસ વકરી જાય છે અને પાતાળ-કૂવાને પણ પી જાય એવી આકરી એ તરસ હોય છે, એમની પ્રત્યે અનુકંપા અને સહાનુભૂતિ છે એટલે તો 'કૂવા ભેગો હવાડો' એ ન્યાય પ્રવર્તે છે.

'ખાનગી સેક્ટર જાહેર સેક્ટરની તરસ તારા પેટમાં પાણી સમાય એટલી જ છિપાવી શકે, પાણી વધારે હોય તો પણ, કેમકે એક વખત જાહેર સેક્ટરનાં જાનવરો જાણી જાય કે, વધુ પાણી મળી શકે એમ છે તો વગર તરસે, માત્ર ઢોળી નાખવાયે મને ખાલી કરી નાખે ! અને તું અને હું બંને મરી પરવારીએ. જો કે ખાનગી ઝરણ મેં રાખેલાં છે એટલે હું તો સાવ મરી ન જાઉં પણ તારા તો રામ જ બોલી જાય !

'આ રહી ઉનાળાની મોસમ, એમાં તો પાણી ઓછું જ હોય અને તેથી જ કંઈ ડહાપણના ભંડાર જેવા ઈન્કમટેક્ષ છાપવાળા કેટલાક જાનવરો આ જ મોસમે હવાડામાં પાણી કેટલું છે તે તપાસવા આવે છે અને હવાડામાં છે તો કૂવામાં પણ હશે જ એમ માનીને હવાડો છલકાતો હોય તો કૂવો ખાલી કરવા કે પછી

થોડાક એંઠો કરવા આવે છે અને મારી કમાણી બગાડી મૂકે છે.

'વળી ઉનાળે કૂવામાં આટલું પાણી છે તો ચોમાસે કેટલું બધું હશે એમ સમજીને સરોવર જેટલા મીઠાં પાણીની આકારણી કરી જાય છે! અને તે ભરપાઈ જ કરવાનું, રિફંડ-અરજી કરીએ, લડીએ તો થોડું પાણી નસીબમાં હોય તો વળી પાછું મળે—એવી રામાયણમાં ઊતરવા કરતાં તું આ મોસમે તરસ્યો રહે અને થોડાં જાહેર સેક્ટરનાં જાનવરો તરસ્યાં રહે તો શું ખોટું છે, બોલ જોઈએ?' કૂવાએ રહસ્યસ્ફોટ કરતાં કહ્યું.

'અરે રામ! હું તો આવું કશું કલ્પીયે શકતો ન હતો! ભલે ભલે, હું મહિનો-માસ તરસ વેઠી લઈશ, મને હમણાં ખાલી જ રાખજો!' હવાડાએ કહ્યું.



પ્રબોધ

## અમે કવિઓ

અમે નાના મોટા કવિઓ!
લોક કહે 'કૈં ગાવ સુણાવો, લખો દર્દિલી કડીઓ.' અમે૦

જુઓ ચાંદની ખીલી રહી, શો અંધારે રસ ભરિયો.
અમૃત શી શી શીત પવનની આવે મંદ લહરીઓ.
આ સુણો, ગાય શું દરિયો! અમે૦

પંખીના કલરવમાં શા શા ભાવ ભર્યા છે મીઠા!
ફૂલડાંની ફોરમ પર ભમતા ભ્રમર તમે ના દીઠા!
તો જાવ ખીલે જ્યાં કળીઓ! અમે૦

જુઓ વાદળી વનિતા આવે વર્ષાનાં લઈ બિન્દુ,
પ્રણયભાવ કેવા પ્રગટાવે વ્યોમ-વિહારી ઈન્દુ!
જો, ઉષા-સાંજ સુંદરીઓ! અમે૦

મિલનતણું માધુર્ય મિષ્ટ ને વિરહતણી એકલતા,
સુખદુઃખ સહુ સમજાય છતાં એ અનુભવ ના હો કે'તા!
નહિ તો ચર્ચાશે તમ કૃતિઓ. અમે૦

તમે પી જજો, અમે પીરસશું લઈ સૌંદર્ય સુરાહી,
તમે માણજો, અમે રચશું એ રસનાં ગીત ગાઈ.
આ કલમ અને આ ખડિયો!
અમે નાના મોટા કવિઓ!



વિજયશંકર કામદાર

## ગાડી દઉં માનવદર્પને હું

ઊંચી સમાધિ, કબરો મણિથી ખચેલી,
ઊંચા મિનારા, ફૂલવેલ કોતરી—
ભીંતો સુહાતા નભચુંબી રોજા,
રચો! રચો! માનવી! ના નથી કશી!

હું કોમળી ક્ષુદ્ર છતાંય દૂર્વા
લીલા લીલૂડા તુજ અંચળામાં
આ સર્વને દૈશ ઢબુરી સામટાં,
પછી પગેરું નહીં લાધશે કદી.

પિરામિડો નીલતણા તટોની,
વા તાજ પેલો યમૂના કિનારે,
કે રોમહર્ષણ રૂડાં સહુ સ્મારકો આ
સો—પાંચસો વરસમાં તુજ નીલ ચીરે
ઢંકાઈ, ભૂંસાઈ, વિલુપ્ત થાશે.
ને યાત્રી કોઈ જવ પૂછી રહેશે:
ખંડેર શેનાં? પ્રતિ ઉત્તરે ના:

સૌને ગળી જાઉં ટચૂકડી શી
હું ક્ષુદ્ર કોમળ અરે બસ માત્ર દૂર્વા!
ને વિસ્મૃતિને તિમિરે નિબીડ
ગાડી દઉં માનવદર્પ ઊંડે.



[ માનવતાનો માર્ગ—૨૮મા પાનાથી ચાલુ ]

આપ્તજનોએ કેમ વર્તવું તે વિચારવું જ જોઈએ.

આપણો સમાજ પિતૃપ્રધાન છે એટલે પુરુષનું સ્ત્રી ઉપરનું વર્ચસ્વ ચાલ્યું આવે છે અને એથી સ્ત્રી પુરુષથી દબાયેલી રહે તેમાં એનું હીણું દેખાતું નથી. બંનેને રાગ ન આવતો હોય તો કન્યાના પિયરિયાં એને દબાઈ ચંપાઈને વેઠી લેવાની સલાહ પણ આપે છે. અને એ રીતે જો એ વેઠી લઈ ને સંસાર નભાવી લે તો એ એનો ગુણ ગણાય છે. પરંતુ આ પત્રમાં ઉલ્લેખ કરવામાં આવ્યો તેમ અમુક કિસ્સામાં પુરુષ સ્ત્રીથી દબાઈ એની ઇચ્છા પ્રમાણે રહે તો એ એનો અવગુણ ગણાય છે એટલું જ નહિ પણ એના પ્રત્યે કુટુંબીઓની સહાનુભૂતિ અને કુણી લાગણી પણ રહેતી નથી. જો એવી વૃત્તિ રાખવાનું ઘડતર કુટુંબમાં થયું હોત તો નાના ભાઈએ આ જ પત્ર બીજી રીતે લખ્યો હોત અને મોટા ભાઈની એમને દયા આવી હોત.

કન્યા સાસરીમાં ધણીથી કે સાસરિયામાંથી દુઃખી હોય છે ત્યારે એનાં માબાપ અને ભાઈ-બ્હેન એની દયા ખાય છે અને એના પ્રત્યે પૂરેપૂરી સહાનુભૂતિ રાખે છે. એવાય કિસ્સા બને છે કે અમુક અમુક તો વહુને એના પિયર પણ જવા દેતા નથી વહુ જુવાન હોય ત્યારે જ આવું બને છે તેમ નહિ, એ મોટી ઉંમરની થઈ હોય અને તેનાં દીકરા દીકરી મોટાં થયાં હોય તે ઉંમરે પણ એને પિયર જવાની મનાઈ હોય છે. તેવા કિસ્સા આજે પણ સમાજમાં હું જોઉં છું. આ સ્થિતિમાં માબાપ એના ઉપર ગુસ્સે થતાં નથી. પણ એની દયા ખાય છે. સમજે છે કે દીકરીને તો માબાપને ઘેર ઘણું આવવું હોય પણ ધણી આવવા ન દે ત્યાં એ બિચારી શું કરે?

આવી કરુણ સ્થિતિ કોઈ કોઈ કિસ્સામાં યુવકની પણ બને છે. એવો એક કિસ્સો મારી જાણમાં છે કે પતિ-પત્ની બંને ઉચ્ચ શિક્ષણ લીધેલાં હતાં અને પ્રેમલગ્નથી બંને પુખ્ત ઉંમરે જોડાયાં હતાં. તે પછી પુરુષ સ્ત્રીથી એવો દબાયેલો રહેવા લાગ્યો કે માબાપ સાથે રહેવાની વાત તો બાજુએ રહી પણ જુદા રહ્યા પછી પણ એમની સાથે સંબંધ રાખવાનું પુરુષને માટે મુશ્કેલ હતું. એક જ શહેરમાં માબાપ અને એ રહેતાં એટલે બાની વરસગાંઠ પ્રસંગે એને અને વહુને જમવાનું આમંત્રણ આપ્યું. વહુની ઇચ્છા ન હોય એટલે પુરુષનું કંઈ ચાલે તેમ ન હતું. એ ન ગયો. માનો જીવ છે. દીકરો ન આવ્યો એટલે નાના ભાઈને ટીફીન લઈને એને ઘેર જમણ આપવા મોકલ્યો. વહુએ પીરસણ સ્વીકારવાનો પણ ઇન્કાર કર્યો. નાના ભાઈએ વિચાર્યું કે જો પોતે ભરેલું ટીફીન લઈને પાછો જશે તો માબાપને આઘાત લાગશે એટલે એણે ટીફીન રસ્તામાં ઠાલવી નાખ્યું અને તેનો સ્વીકાર થયો હોય તેમ દેખાવ કર્યો.

મોટા ભાઈના આ લગ્નથી કુટુંબના મીઠા સંબંધો જે જળવાવા જોઈએ તે જળવાયા નથી એટલું જ નહિ પણ કુટુંબનો સહિયારો ધંધો હતો તેમાં પણ એ કારણે સૌને અધિક નુકસાન વેઠવું પડ્યું છે. પરંતુ બાઈ તરફ કોઈએ તિરસ્કાર બતાવ્યો નથી અને એના પ્રત્યે સહાનુભૂતિ—દયાભાવ રાખ્યો છે અને એના બાહ્ય વર્તનને ન જોતાં અંતરના વર્તનને જોવા પ્રયત્ન કર્યો છે. બાની વરસગાંઠ પ્રસંગે એ જમવા ન આવ્યો કે એણે ટીફીન ન લીધું તેમાં એની ઇચ્છા નહોતી એવું તેમને લાગ્યું નથી. એની તો બહુએય ઇચ્છા હતી પણ વહુની ઇચ્છા ન હોય ત્યાં એ શું કરે?

આવી વાત બને છે ત્યારે પુરુષનિષ્ઠ સમાજના માનસવાળા આપણે – શું સ્ત્રી કે શું પુરુષ—પોકારી ઊઠીએ છીએ કે એટલા બધા વહુથી દબાયેલા રહેવાની એને જરૂર શી? પૂછડે ગાંઠ વાળીને એને તગડી ન મુકાય? પરંતુ ઉપર ઉલ્લેખ કર્યો તેમ સ્ત્રી જો દબાયેલી રહે તો આપણને સૌને ગમે છે. લગ્નજીવન સફળતાપૂર્વક પાર ઉતારવું હોય તો એકબીજાએ ઓછાવત્તા પ્રમાણમાં એકબીજાને સહી લેવાના હોય છે. એ સહી લેવાનું પ્રમાણ કેટલું હોય તેનો કોઈ જડ કોઠો તૈયાર કરી શકાય નહિ. એનો નિર્ણય માણસે પોતાની

પ્રકૃતિ પ્રમાણે કરી લેવાનો હોય એ રીતે, કોઈ એની પ્રકૃતિ પ્રમાણે વધુ સહી લઈને સ્ત્રીને જો વેઠી લેતો હોય તો એનો તિરસ્કાર કરવો કે ગુલામ ધણી ( Henpecked Husband ) કહીને મહેણું મારવું તે યોગ્ય નથી.

આ પત્રલેખકે લખ્યું છે કે, 'પોતાના કુટુંબના સભ્યો પ્રત્યે કોઈ પણ વ્યક્તિ તદ્દન લાગણીહીન બને તે હું માની શકતો નથી પરંતુ અહીંયા તો ઊલટું જ જણાય છે.' પરંતુ અહીં એમણે ઊલટું માની લીધું તે વિચારસરણી બરાબર નથી. મોટાભાઈને કુટુંબ પ્રત્યે નારાજી થાય તેવું કોઈ વર્તન જો કુટુંબના સભ્યોએ ન કર્યું હોય તો એ લાગણીહીન બને જ શી રીતે? છતાં જો એમનું બાહ્ય વર્તન એવું હોય તો વહુથી એ દબાઈ ગયા છે, ઘરમાં કજીઓ ટાળવો હોય અને એ વિના બીજો ઉપાય ન દેખાતો હોય તો એમની એ લાચાર સ્થિતિને સહાનુભૂતિથી જોવી જોઈએ. સ્ત્રીઓના કડવા સ્વભાવને લીધે પુરુષો ઘરમાં ભાઈભાંડુ કે માબાપને રાખી શકતા નથી એટલું જ નહિ પણ મિત્રો સ્નેહીઓને જમવા પણ નોતરી શકતા નથી. મોટાં શહેરોમાં રહેતા આવા પુરુષો એ કારણે મિત્રોને હોટલમાં મિજલસ આપે છે. હોટલમાં પાર્ટીઓ આપવાનો શહેરોમાં રિવાજ થયો છે એટલે એમાં કંઈ વરવું લાગતું નથી એ સાચું, પણ મિત્રો એ પાછળનું સાચું કારણ પણ જાણતા હોય છે. આ વસ્તુ જો પત્રલેખક ભાઈએ સ્વીકારી લીધી હોત તો એ મહિનામાં ભાભીને કારણે ભાઈનું ઘર છોડવું પડ્યું તેનું દુઃખ થયું હોત. તો પણ ભાઈને મહેણું મારતો પત્ર લખવામાંથી ઊગરી ગયા હોત. જેમ એમને ભાઈનું ઘર છોડવું પડ્યું તેનું દુઃખ હતું, તેમ મોટા ભાઈને પણ ભણતા ભાઈને પોતાને ઘેરથી પત્નીને લીધે જાકારો મળ્યો તેનું ઓછું દુઃખ ન હોય. પરંતુ આવા સામાજિક સંબંધોમાં મોટે ભાગે આપણે આપણાં દુઃખોનો વિચાર કરીએ છીએ અને સામાના દુઃખનો વિચાર સુદ્ધાં કરી શકતા નથી. અને જો તે કરી શકીએ તો આપણું દુઃખ તો ઓછું કરી શકીએ અને સાથે સાથે સામાને પણ ઓછું દુઃખ પહોંચાડીએ.

એક તો મોટા ભાઈને પત્નીને લીધે ભાંડુને જાકારો દેવો પડ્યો હોય તેની વેદના હોય અને તેમાં નાનો ભાઈ 'ગુલામ ધણી' કહીને એને પત્રથી ડામ દે ત્યારે એની શી સ્થિતિ થાય? એના પ્રત્યાઘાત માબાપ ઉપર કેવા પડે તેની એને કલ્પના આવી શકે. આ સંજોગોમાં માબાપને મોં બતાવવાનું એને શી રીતે ગમે? એ સંજોગોમાં એ માંદો પડે, નોકરી જાય અને આશરો લેવાની સ્થિતિ આવી પડે ત્યારે મા-બાપને ઘેર જતાં એના પગ ન ઊપડે, પત્નીની ઇચ્છા એને પોતાને પિયર લઈ જવાની હોય તેનો વિરોધ કરવાની પણ તૈયારી ન હોય અને તે આમ લાચારીમાં આગળ ને આગળ ધકેલાય. માણસો પોતાની આ લાચારી નથી સમજતા એમ નહિ, પરંતુ એ વિના બીજો ઉકેલ ન હોય અને બળવો કરવાની પ્રકૃતિ ન હોય ત્યારે એ સહી લેવા સિવાય બીજો રસ્તો શો છે? એવા સંજોગોમાં એને મોંએ સંભળાવીને કે પત્ર લખીને દુઃખી કરવાનો અર્થ ખરો?

મારા એક મિત્રને ઘેર એક ભાઈની બેઠક ઊઠક. એને લીધે ગામમાં એની પત્ની અને પેલા ભાઈના આડા સંબંધ વિષે અફવા ચાલે. નિંદા પણ થાય. શંકાથી જોવાની વૃત્તિ ન રાખીએ તો પણ એમનાં વર્તન વહેમમાં નાખી દે તેવાં તો હતાં. અમારા એક બીજા મિત્રથી આ વેઠયું ન ગયું અને એમણે મને કહ્યું કે મિત્રધર્મ તરીકે આપણે એને ચેતવવો જોઈએ.

પહેલી નજરે તો મિત્રધર્મ અદા કરવાની ફરજ દેખાય તેની ના નહિ, પરંતુ ઊંડાણથી જોઈએ તો એની જરૂર ન દેખાય. પેલા ભાઈ મિત્રને ઘેર આવતા હતા તે મિત્રથી અજાણ ન હતું. એમની હાજરીમાં નહોતા આવતા એવું પણ નહિ. વળી અમને એમના વર્તનથી વહેમ પેદા થતો તે સ્થિતિ મિત્ર પોતે પણ જોઈ શકતા હતા. અમે તો એમને

ઘેર બહારગામથી અવારનવાર જતા હતા છતાં જો એમનું વર્તન એ વહેમ અમારામાં પેદા કરતો, તો મિત્ર રોજ એ જોતા હતા એટલે એમનામાં એ પેદા ન થાય તેમ માનવાને કોઈ કારણ ન હતું. આમ જે વસ્તુ મિત્રથી અજાણ નહોતી તે મિત્રધર્મ માની એને કહેવો તેમાં કેટલો વિવેક ગણાય ? સ્ત્રીનું અમુક વર્તન એ લાચારીથી, ઉપેક્ષાથી કે ઉદારતાથી સહી લેતા હોય તો એને મિત્ર તરીકે એ કહેવી એટલે ડામ દેવા જેવું કે બીજું ? વ્યભિચાર એ નિંદનીય છે. કોઈ સ્ત્રી કે પુરુષ વ્યભિચારી સાથીને ન સહી શકે અને તે જુદાં થાય, તે પણ સમજી શકાય. પરંતુ કોઈ સાથી ઉદારતાથી કે લાચારીથી સાથીની નબળાઈ કે અવગુણ વેઠી લેતો હોય તો તેના તરફ હલકી નજરે જોવું અગર ધર્મના આવેગમાં તણાઈને એને મોંએ કહીને વધુ લાચાર બનાવવો એ કોઈ રીતે યોગ્ય નથી.

મારી આ દલીલ મિત્રધર્મના આવેગવાળા મિત્રને ગળે ઊતરી નહિ. મિત્રને એ કહીને માઠું લગાડવા હું તૈયાર નથી તેમ એમણે અર્થ કર્યો અને એ ધર્મ બજાવવા એ એકલા મેદાને પડ્યા. એમણે મોંએ ન કહેતા મિત્રને પત્ર લખીને બધી વિગત જણાવી અને એ અવરજવર સદંતર બંધ થાય તેમ સાથે સાથે સલાહ આપી. પરંતુ જે સ્થિતિ હતી તેમાં એથી કંઈ ફેર ન પડ્યો. મેં માન્યું હતું તેમ મિત્રને પોતાની લાચારીની વેદના એથી થોડી વધુ પડી હશે. તે જ એનું પરિણામ આવ્યું. તે પછી જો કે એ અવરજવર બંધ થઈ ગઈ. આજે એ નિંદા ભૂતકાળ બની ગઈ છે. મિત્ર અને તેની પત્નીનું જીવન કડવાશ વિનાનું વહ્યે જાય છે.

કહેવાની મતલબ એ છે કે અમુક લાચારીભરી સ્થિતિ સ્ત્રી કે પુરુષ સમજતાં હોય છે. અને તેમને એ યાદ કરીને વધુ દુઃખી કરવાની કોઈ જરૂર હોતી નથી. આ પત્રલેખકે પણ ભાઈનું ઘર છોડ્યા પછી એને 'ગુલામ પતિ'ની યાદ દેવડાવતો પત્ર ન લખ્યો હોત તો સારું થાત. પરંતુ આપણું ઘડતર પુરુષપ્રધાન સમાજ તરીકે થયેલું છે એટલે પુરુષ સ્ત્રીની જોહુકમી વેઠી લે તે સહ્યું જતું નથી. ખરી રીતે આમાં જોહુકમી કરતાં સ્વભાવ સહી લેવાનો હોય છે. પરંતુ સંયુક્ત કુટુંબની પ્રથાના ચાલ્યા આવતા વ્યવહાર પ્રમાણે આપણું માનસ એવું ઘડાયું છે કે સ્ત્રીએ ધણી અને સાસરિયાંનો સ્વભાવ વેઠી લેવો જોઈએ. પણ પતિ કે સાસરિયાંએ વહુનો સ્વભાવ વેઠી લેવો જોઈએ નહિ. પરંતુ વિભક્ત કુટુંબની પ્રથા તરફનું વલણ વધતું જાય છે અને ઔદ્યોગિક સંસ્કૃતિનું એ સ્વભાવિક લક્ષણ છે તેમ પશ્ચિમના જીવન ઉપરથી જોઈ શકાય છે. ત્યારે વિભક્ત કુટુંબનાં પતિ-પત્ની પ્રત્યેના વર્તાવનું માનસ કુટુંબીજનોએ પણ બદલવું પડશે.

પતિ-પત્ની એક બીજાનો સ્વભાવ લાચારીપૂર્વક પણ વેઠી લેતાં હોય તો એમાં શું વરપક્ષે કે શું કન્યાપક્ષે પોતાની આશાઓ ઉમંગોથી એમના વર્તાવને ન મૂલવતાં, એ જે રીતે સુખી થતાં હોય અને તેમનું લગ્નજીવન સરળ બનતું હોય તેમાં ટેકો આપવો જોઈએ. કન્યાપક્ષ તો એ રીતે વર્તવા ટેવાઈ ગયો છે, પરંતુ વરપક્ષને પોતાની ગણતરીઓ ખોટી પડે છે ત્યારે સહાનુભૂતિથી જોવું મુશ્કેલ થઈ પડે છે. આપણા મધ્યમવર્ગનાં કુટુંબો સ્વાભાવિક રીતે એવી આશા રાખે કે મોટો દીકરો ભણીને ઘરની જવાબદારી ઉપાડે, એનાં નાનાં ભાઈ-બહેનને પોતાની સાથે રાખી ભણાવે, ધંધે નોકરીએ વળગાડે. કુટુંબની આ આશા યુવકો પૂરી ન પાડે, તેમ મારો કહેવાનો બિલકુલ આશય નથી. જે માબાપની છત્રછાયા નીચે વાત્સલ્યમાં એ ઉછર્યા હોય અને ભાંડુઓનો સ્નેહ માણ્યો હોય તેને એ બધું કરવાનાં અરમાન ઓછાં હોતાં નથી. પરંતુ યુવક લગ્ન પહેલાં જેટલો સ્વતંત્ર હોય છે તેટલો લગ્ન પછી નથી હોતો, પત્નીની ઇચ્છા સાથે એને કદમ ભરવું પડે છે. પત્નીને પણ એ જ રીતે પતિની ઇચ્છા સાથે કદમ ભરવું પડે છે. આ કદમ ભરતાં એની ઇચ્છા અનિચ્છાએ પોતાના

અરમાન પ્રમાણે કુટુંબ પ્રત્યે ન વરતી શકે તો એને કુટુંબે મહેણું ન મારવું જોઈએ, એ અમારો હક છે તેમ અધિકાર આગળ ન ધરવો જોઈએ. માબાપમાં જે વાત્સલ્યભાવ ઉભરાય છે તે ભવિષ્યમાં દીકરો બદલો વાળશે તેવી કોઈ ગણતરીથી નથી ઊભરાતો, એ તો સહજ—કુદરતી છે અને સંસ્કારે તેને આપ્યો છે. દીકરો એનો બદલો પોતાનાં બાળકોને એ રીતે ઊછેરીને વાળે જ છે. માબાપે અને ભાઈ ભાંડુએ તો એ જ દૃષ્ટિ રાખવી જોઈએ કે લગ્ન પછી એ એનો સંસાર લઈને બેઠો છે તેમાં એ પત્ની સાથે સુખી થતાં જે કંઈ મદદરૂપ થઈ શકે તેટલી જ એની પાસેથી આશા રાખવી જોઈએ અને પત્ની સાથે દુઃખી થવાના સંજોગોને લીધે એ જો મદદરૂપ ન થઈ શકે તો એ એનો દોષ નથી, પણ એ એની મર્યાદા છે. એ મદદરૂપ થઈ શકતો નથી એનું એને કેટલું દુઃખ હશે, તે સમજવા અને સમજીને સહાનુભૂતિપૂર્વક એની સાથે સંબંધ રાખવાની લાગણી કેળવવી એમાં જ સાચી સૂઝ સમાયેલી છે. આવી રીતે સહાનુભૂતિથી દીકરા પ્રત્યે માબાપ–ભાઈઓ વર્તતાં હોય તેવા દાખલા પણ સારી જાણમાં છે.

આ પત્રલેખકે જે જાતના જવાબની આશા રાખી હશે તેના કરતાં એમને જ બોધ આપતો આ પત્ર વાંચી એમને આશ્ચર્ય લાગશે. પરંતુ નવી આવેલી વહુના સ્વભાવને લીધે જે પ્રત્યાઘાતો મોટા ભાઈ અને કુટુંબમાં પડ્યા છે, તેમાંથી જો તડ ન પડે અને એક બીજા પ્રત્યે સ્નેહભાવ વહ્યા કરે તે માટે આ માર્ગ જ મને દેખાય છે અને તે જ માનવતાનો માર્ગ છે.



દેવજી રા૦ મોઢા

## હીંચકી લેજે ફૂલ !

વાય વાસંતી વાયરા ત્યાં ઓ હીંચકી લેજે ફૂલ !
ચલ આયુમાં આવતી આવે પલ આવી અણમૂલ :
ઓ હીંચકી લેજે ફૂલ !

કોઈ રસિકે પૂરી તારા કોષની માંહી ગંધ;
કોઈ ચિતારે રંગ પીંછીથી ચીતર્યાં તારાં અંગ !
માંડ મળ્યો માણી લે મનભર મનખો આ મશગૂલ !
ઓ હીંચકી લેજે ફૂલ !

દશ દિશામાં પ્રસરે તારા સુરભિ કેરા શ્વાસ;
દૂર થકી ખેંચાઈ ભ્રમરો વિંટળાયે ચોપાસ :
તોયે કહે તું, શાને મારાં કોનેયે ના મૂલ ?
ઓ હીંચકી લેજે ફૂલ !

વેળા જળની ઝટણી, એને વહી જતાં શી વાર ?
વેળા વહી તો નહીં રહેશે પસ્તાવાનો પાર :
વાટ જુએ નિજશું ભેળવવા તને ધરાની ધૂલ !
ઓ હીંચકી લેજે ફૂલ !







નૂતન વર્ષનાં પગરણ શરૂ થયાં. અને ઘેર ઘેર દિવાળીની તૈયારીઓ શરૂ થઈ ગઈ. ઘરની સાફસૂફીથી માંડીને, ઘરેણાં, કપડાં, વાસણ, ખાવાનું વગેરે નવું બનાવવાની તૈયારી પણ થઈ ગઈ. દિવાળીનાં દિવસોમાં તો આ વસ્તુ વગર ચાલે જ નહિ. આવું તો પહેરવું પડશે, અને ઘરની ગોઠવણી માટે પણ અમુક ખર્ચ આવશ્યક છે જ એવી ભરી ભરી માન્યતા લઈને માનવીનાં દિલ આગળ ધપ્યે જાય છે.

આ બધું શાને માટે, કોને માટે? દુનિયાને સમાજને અને લોકોને બતાવવા માટે. પછી ભલેને તે ગમે તે રીતે આવ્યું હોય. ખર્ચ કરવાની તાકાત ન હોય તો આવા પર્વના દિવસે થોડું વધુ દેવું કરીને પણ દંભ દેખાવ કરવા કેટલાય લોકો તત્પર થયા હશે. અને મનમાં તો કેટલોય રંજ હશે. દેવું હોય તેનું દુઃખ તો હોય જ એટલે ઉલ્લાસ માણવાના દિનોમાં પણ હૃદય તો રડતું જ રહે. ત્યારે બીજાનું જોઈને શક્તિ બહાર ખર્ચ કરવાનો, દેખાવ કરવાનો શો અર્થ? દિવસે દિવસે કપરી થતી જતી મોંઘવારીના દિવસોમાં હજુ પણ આપણે નહિ ચેતીએ અને ઉત્સવનો સાચો મહિમા નહિ સમજીએ તો આપણે ક્યાં જઈને અટકીશું! મુઠ્ઠીભર પૈસાવાળાની પાછળ ખેંચાવાથી સુખી જીવનનો આનંદ ગુમાવીશું અને આર્થિક ભીંસ વધતાં મનની શાંતિ, સંતોષ ગુમાવીશું.

નવું વર્ષ આવે છે ગત વર્ષનું સરવૈયું કાઢવા—નહિ કે જીવનને આકરૂં બનાવવા. આપણાં કાર્યોની પ્રગતિ કે પીછેહઠ થઈ છે તે વિચારી નવા વર્ષે તેનું મંથન કરી કઈ રીતે વધુ પ્રગતિ સાધી કુશળતા દાખવવી, પરોપકાર—ભલાઈનાં કામો કરી આત્મસંતોષ પ્રાપ્ત કરવો, સ્નેહ અને સંતોષથી આપણી જ પાસે હોય તે વડે કેવી સુંદર રીતે જીવી જાણવું તે જ વધુ જરૂરનું છે.

માત્ર ઉપરનો ઓપ આપવાથી જીવનનું સાચું સુખ મળતું નથી. સાદાઈમાં પણ વિવિધતા બતાવી ઉત્સવોને આનંદથી માણવા અને સંતોષમય જીવન ગાળવું તે જ સાચો આનંદ છે. એ આનંદને આપણે બીજાની રીત કરતાં આપણી પોતાની રીતે અપનાવીએ અને એમાંથી જ નૂતન વર્ષને વધાવવાનો, આવકારવાનો ઉલ્લાસ મેળવીએ. દેખાદેખી અને આંધળું અનુકરણ જેમ આપણને સાવ પાડી નાખે છે તેમ વિચારપૂર્વકનું વર્તન આપણને ઊંચે ને ઊંચે જ લઈ જાય છે. બેસતા વર્ષનો આ નિશ્ચય આપણો હોય કરીએ.





## સાગર સમીપની વાતો

નીતા નવા જમાનાથી રંગાયેલી થનગનતી, અરમાનોભરી યુવતી હતી. મણાય તેટલું માણી લેવું અને જિંદગી સભર બનાવવા પોતે ઇચ્છેલો એવો સાથીદાર મળે તો જ જોડાવું. એમ આશાભર્યું જીવન માણવા કલ્પનાથી વિરૂદ્ધ જઈને કોઈ પણ રીતે તે તૈયાર થાય તેમ નહોતી. અને એનાં કુટુંબીઓ પણ એની ઇચ્છાને અવગણીને એક ડગ પણ ભરવા તૈયાર નહોતાં.

નીતાને સહિયરોનીય ઊણપ નહોતી. એમાંયે એની ખાસ સખી વિભા એનાથી કંઈ ઊતરે તેવી નહોતી. તે પણ મસ્ત હતી. બન્ને બહેનપણીઓ ભેગી મળે ત્યારે કિલ્લોલતી નજરે પડતી. હસી મજાકમાંથી, એકલાં બંને હોય ત્યારે ગંભીર ચર્ચા પણ કરી લેતાં. એવા એક દિવસે દરિયાકિનારે પાણીનાં મોજાંની મસ્તીએ તેમને બંનેને પણ મસ્ત બનાવ્યાં.

વિભાના ઘરની પરિસ્થિતિ નીતા કરતાં જુદી હતી, અને હવે તો વિભા ગ્રેજ્યુએટ થઈ ગઈ હતી. એટલે બીજું કોઈ તેની પાસે બહાનું પણ નહોતું.

'નીતા, હવે મારી હા–ના બહુ ચાલવાની નથી. ભાઈ એક મુરતીઓ એવો શોધી લાવ્યા છે કે એમની વાત ઉપરથી ના પાડી શકાવાની નથી. અને મમ્મી, પપ્પાની પણ હા થઈ છે.'

વિભાએ એની વિગત જણાવી એટલે તો નીતાએ પણ કહ્યું કે 'તને યોગ્ય લાગતું હોય તો ના પાડવાનો અર્થ નહિ, હા પાડી દેજે.'

'પણ નીતા, તું આમ ક્યાં સુધી ના પાડયા કરીશ. તું કલ્પે છે એવો તું જ શોધી કાઢ ને!'

'જો, વિભા, આપણામાં એ શોધવા જવાની તાકાત નથી. પણ એટલે કંઈ આપણે જે આવ્યું તે સહી કરીને બેસી જવાનાં નથી. મારી મમ્મી એ બરોબર સમજે છે એટલે મને ફીકર નથી.'

'તોફાની, મસ્ત જીવન જીવી જાણે અને વળી જીવનની ગંભીરતા સમજે, બંનેનો સ્વભાવમાં મેળ ખાય અને બીજુંય ઘણું તારે તો જોઈએ છે. એક જ વ્યક્તિમાં બધી જ આવડત હોય તે તારી ભાવના સારી છે પરંતુ સર્વગુણ સંપન્ન ન હોય તો શું તું એકાદ ઊણપ ચલાવી લેવા તૈયાર નથી!'

'છેક એવું નથી પણ પહેલી નજરે જેનામાં તરવરાટ, ઉલ્લાસ જોવા ન મળે તેની સાથે કેવી રીતે મન થાય, મારો મશ્કરો સ્વભાવ તો પોષાવો જોઈએ ને! નહિતર હું તો બંધિયારમાં જ દબાઈ જાઉં. મને નથી લાગતું કે હું એવું જીવન કલ્પી પણ શકું!'

'તારા સહવાસથી એ તો હું સમજી શકું છું પણ ક્યારેક તારા મસ્ત જીવનમાં પણ તને વિષાદથી ઘેરાયેલી જોઉં છું ત્યારે ખરેખર હું ડઘાઈ જઉં છું. તું ઊંડે ઊંડે કંઈક મનદુઃખ અનુભવે છે પણ પાછી રંગમાં આવી ભૂલવા મથે છે.'

'કંઈક અંશે તારી વાત સાચી છે. વિદ્યાર્થી કાળમાં મસ્ત જીવન જીવતાં હતાં પણ હવે ભાવિ જીવનના તરંગો ક્યારેક એકલતા સહી શકતા નથી છતાં મન એટલું જ મક્કમ છે.

કોઈવાર દહેશત લાગે છે કે આ એકલતા અને લાગણીવશતા મને ઉતાવળે ઘેરી તો નહિ વળે ને! એટલે જ હું વધું રૅતતી રહું છું.'

'નીતા, મને મારા જીવનમાં રસ છે. તેટલો જ, કદાચ તેથી પણ વિશેષ તારા જીવનમાં રસ છે. હું તારા કરતાં પહેલી જઈશ પણ તારામાં રસ એટલો જ ધરાવીશ. તને હું મારી અને મને તું તારી માની શકીશ ત્યાં સુધી હું તને પડવા નહિ જ દઉં.'

બન્ને બહેનપણીઓની વાતો અધૂરી રહી અને સમય તરફ નજર જતાં છૂટાં પડ્યાં.

## બજેટમાં બાંધ--છોડ

આજની મોંઘવારીના દિનોમાં વિશાળ કુટુંબ ન હોય તો પણ એક જ વ્યક્તિ કમાનાર હોય ત્યારે ખેંચ ઊભી ને ઊભી જ રહે છે. આવકને ધ્યાનમાં રાખી બરોબર વિચારી અગાઉથી ખર્ચના આંકડા નક્કી કરી રાખ્યા હોય અને તે જ મુજબ ખર્ચ કરવા છતાં ક્યારેક કેટલુંક બાદ કરવું પડે છે, ક્યારેક થોડું વધુ ખર્ચ થઈ પણ જાય છે. ક્યારેક કસર કામ નથી લાગતી એવું લાગે પણ છે. જ્યારે દેખાદેખીથી કે આવક ખર્ચનો હિસાબ રાખ્યા વગર ખર્ચાઈ જાય ત્યારે તો કેવી ખેંચ માલૂમ પડે છે અને તેમાંય અણધારી આફત ઊભી થાય ત્યારે...!

જયરામભાઈ જાતે ખૂબ જ કરકસરમાં માને. અઢીસોની આવક પરંતુ તેઓ બે, અને ત્રણ બાળકો એટલે કુલ પાંચ જણનું પૂરું કરવામાં આવક કંઈ દેખાય જ નહિ. આમ તો આટલી જ આવકમાં ગત વર્ષો સારી રીતે સુખી જીવનમાં ગયાં હતાં. પ્રસંગે પ્રસંગે નવી ખરીદી અને જરૂરી વસ્તુઓ છૂટકછૂટક ભેગી કરી શકાતી. છેલ્લાં બે વર્ષથી તો તેમાં માઝા મુકાઈ હતી. બાળકો મોટાં થયાં હતાં. ભણવાનું, પહેરવા ઓઢવાનું બધું જ ખર્ચ વધ્યું હતું અને તેમાંય આજની કાતીલ મોંઘવારી. કઈ વસ્તુમાં કાપ મૂકવો! જયરામભાઈએ વિચાર્યું કે પહેરવા ઓઢવા અને બીજા મોજશોખ પર કાપ મૂકવો પરંતુ પોષણ આપતી વસ્તુઓ પર કાપ નહિ મૂકવો. કારણ જો શરીર કમજોર બનશે તો દાક્તરનાં બીલ ભરવા પડશે અને એ ડબલ ખર્ચ તો પોસાય જ ક્યાંથી...મોંઘવારી વધી હતી તેમ તેમની આવકમાં ખાસ ફેર નહોતો પડ્યો. પરંતુ આ બાબત પતિ-પત્ની બન્નેમાં મતભેદ હતા. તેમનાં પત્ની વીણાબહેન આમ તો શોખીન હતાં અને છોકરાંઓ પણ મોટાં થયાં હતાં. સમાજમાં જરા બનીઠનીને ફરે તો ચાર માણસમાં વહાલાં લાગે અને તેમાંય વળી વારતહેવારે પહેરવા તો ખાસ નવું નવું જોઈએ એવાં આગ્રહી હતાં. બીજાનું જોઈને પણ તેમને ખરીદવાનું મન થઈ આવતું. અને તેમની થોડી અસર તેમનાં બાળકોમાં પણ આવી હતી.

પતિની દલીલને એક જ વાક્યથી તોડી પાડતાં કે 'મારે તેમને પરણાવવાનાં છે, સમાજમાં ઊભાં રહેવું છે. ઘરમાં કરકસર કરીશું પણ બહાર તો હું ગમે તેવું નહિ ચલાવી લઉં.'

'કેટલુંક ચલાવી લેવું જોઈએ અને બીજાને ત્યાં હોય તેટલું આપણે જોઈએ જ એવું શા





માટે? આપણે આપણા ગજથી માપીને રહેવાનું છે. ઝીણી ઝીણી બાબતમાં ખર્ચ એટલો વધી જાય છે કે પછી મારે વારંવાર લાવવા પણ ક્યાંથી?'

વીણાબહેનને ગળે આ વાત ઊતરતી નહિ અને મોટા મોટા તહેવાર, પ્રસંગ આવે તેમ ખર્ચ પણ વધવા માંડ્યું. આવક કરતાં ખર્ચ વધે એટલે દેવું થાય જ. થોડું દેવું પણ ચિંતા ઉત્પન્ન કરે છે અને કઈ રીતે ભરપાઈ કરવું તે જ વિચારે છે. રાત દિવસ બીજી મહેનત કરી જયરામભાઈ બીજા વર્ષના અંત પહેલાં ચઢેલું દેવું પૂરું કરતા પરંતુ ચિંતા અને વીણાબહેનનો હઠાગ્રહી સ્વભાવ તેમને કોરી ખાતો. ધીમે ધીમે તેમના સ્વાસ્થ્ય ઉપર અસર થવા માંડી છતાં પણ વીણાબહેન એકનાં બે ન થયાં.

આમ દેખાદેખી અને મનમાં દૃઢ કરી ગયેલી માન્યતા ક્યારેક કુટુંબને છિન્ન ભિન્ન કરી નાખે છે. ત્યારે માનવી તો નસીબને જ દોષ દઈને બેસે છે.

## માનસિક ખેંચ

ટૂંકી આવક અને વધુ આવક બંનેને ઘેર સરવાળે કેટલીક વાર એવી જ ખેંચ જોવા મળે છે.

નીકુંજભાઈનો મીલસ્ટોરનો ધંધો. માસિક આવક પાંચસોથીયે વધુ. કુટુંબમાં કુલ પાંચ માણસ. છતાં હમેશાં તેમની ફરિયાદ હોય કે બચત નથી થતી. બચત ન થાય પણ લહેરી જીવન જીવી જાણે. દરિયાવ દિલના પણ ખરા અને ઘેર અવરજવર વધુ એટલે કેટલોક ખર્ચ તો સ્વાભાવિક ગણાય જેની ઉપર કાપ મૂકી શકાય નહિ.

નીકુંજભાઈનાં પત્ની આમ તો ઘરરખ્ખુ ગૃહિણી, પણ મેનાબહેનનો સ્વભાવ જરા ધડાધડિયો. કામ ખૂબ કરે, પણ એમનાં કામની છાપ બીજાં ઉપર ભાગ્યે જ પડે. નીકુંજભાઈ ઘણીવાર મેનાબહેનને માન આપે. કેટલીકવાર તેમના વખાણ પણ કરે. પણ ક્યારેક તો નાની અમથી વાતમાંય એવા તો ઉતારી પાડે. આમાં ખર્ચની વાત પહેલી આવે.

મેનાબહેન ખરચાળ ખરાં, પણ ક્યારેક ખૂબ જ પદ્ધતિસરની ગણતરીય કરી જાણે. ત્રણ બાળકો હતાં તે પણ પિતાની ધીકતી કમાણીના ખ્યાલે જ મસ્ત રહેતાં. અને નીકુંજભાઈની આ ખામી ગણો તો ખામી, પણ છોકરાંઓને ખર્ચ ઉપર કાપ મૂકવાનું ક્યારેય ન કહે. હિસાબ પાઈએ પાઈનો મેનાબહેન પાસે માગે, એમને પૈસા જોઈએ ત્યારે કહેવું પડે કે શા ઉપયોગમાં લેવા છે? જ્યારે છોકરાંઓને જોઈએ તેટલા પૈસા તરત આપી દે. ક્યારેય પૂછે પણ નહિ કે પૈસા શા માટે જોઈએ છે.

અને આમ પૈસાની ખેંચ રહે. મોટી કમાણીય ચટ દઈને ઊડી જાય. કમાનાર એક હોય અને છુટ્ટે હાથે ખરચનાર વધારે હોય ત્યારે આવું જ બને છે. નીકુંજભાઈ આની તાણ અનુભવતા. એ તાણને લીધે મન અને શરીર પણ કમજોર થવા લાગ્યાં. ઉમ્મર વધવાની સાથે એ બધાંની અસરે તેમને સાવ હતાશ બનાવી દીધા. આમ ને આમ નીકુંજભાઈએ એ બધાનો ઊભરો મેનાબહેન ઉપર ઠાલવવા માંડ્યો. વાત વાતમાં પૈસાની વાત સંભળાવીને મેનાબહેન ઉપર ચીડાઈ પણ જાય. અને છતાં છોકરાંઓના ધૂમ ખરચા તેમને ક્યારેય દેખાય નહિ.

છોકરાંઓ આમ ને આમ સમજુ અને ઉંમ-



રલાયક થયાં. છતાં તેમને પોતાના પિતાનો વિચાર જ ન આવ્યો. મધ્યમ વર્ગનેય ભીંસી-રહેંસી નાખતી આ કારમી મોંઘવારીનો ખ્યાલ છોકરાંઓએ ક્યારેય કર્યો નહિ.

નીકુંજભાઈની ઉંમર વધવાની સાથે અને આવી જાતની પૈસાની અનુભવવી પડતી ખેંચને પહોંચી વળવા ધંધામાં પણ વધુ ને વધુ સમય આપવા લાગ્યા. પણ છોકરાંઓ જેમ જેમ મોટાં થતાં ગયાં તેમ તેમ તેમના ખરચા તો એટલા બધા વધવા લાગ્યા કે ન પૂછો વાત.



ગની દહીંવાળા

## ઋતુદર્શન

આવે આવે ને વહી જાય મારે આંગણે
આવે આવે ને વહી જાય.
નવલા નિત રૂપ ઋતુ-રાણી ધરે ને એ તો
વિધ વિધ રંગે રંગાય....મારે આંગણે.
હેમંતે હિમ થકી થીજેલ શર્વરી,
હુંફભરી ઓઢું હું ઉષાની પામરી.
કિરણો આવીને પથરાય....મારે આંગણે.
માઘમહીં મદમાતી નાર એ લજામણી,
આવે અલબેલડી શિશિર સોહામણી,
મંદ મંદ વાયરો વાય....મારે આંગણે.
રંગ ને સુગંધ ભરી આખાયે અંગમાં,
આવ્યો ઋતુરાજ ઓલ્યા ફાગણની સંગમાં,
ગીત મધુર કોયલડી ગાય....મારે આંગણે.
ગ્રીષ્મે સૂરજદાદા ક્રોધે ભરાયા,
પરસેવે રેબઝેબ થાય મારી કાયા,
રોમે રોમ લાગી ગઈ લ્હાય....મારે આંગણે.
વર્ષાએ વરસંતી અમૃતની ધાર જો,
ભાગ્યવંત ભોમકાએ કીધાં શણગાર જો,
લીલેરાં તરૂ પર લહેરાય...મારે આંગણે.
ખીલ્યો શરદનો ચાંદો આકાશમાં,
જકડી લીધું રે મારા હૈયાને પાશમાં,
કિન્નરીનો રણકો રેલાય.....મારે આંગણે.



'પંકજ'

## શું શ્યામલ ને શું ગોરી

શું શ્યામલ ને શું ગોરી :
ગંગાજલ પર રામનામ
ને યમુનાપટ પર સાંવરિયાની હોરી—
શું શ્યામલ ને શું ગોરી.
ધરા-વધૂના પાનેતર પર
સળ સુંવાળી દીઠી :
કેસરિયાળા આભ-પિયુના
કોડ સજાવે પીઠી—
જ્યાં ગૂંથાયા મનના મેળા
ત્યાં ગોઠ કશી ના આઘી ઓરી
શું શ્યામલ ને શું ગોરી...
કંટકનાં કાળજડાંમાં કોઈ
સ્મરણ સુગન્ધી સૂતી
પંકના અંકે આળોટે
પોયણી કો'ક અછૂતી—
કોઈ વાર વર્ષા થાય વરણાગી
તો ક્યાંક, જાય વસન્તો કોરી—
શું શ્યામલ ને શું ગોરી....
સીત આંખોમાં શ્યામ કીકી
જાણે રાધા-માધાની જોડી :
મેશ સૂતી છે દીપની સોડે
જ્યમ સાગરપટપે હોડી
ઉર સભર તો જગની ક્યારી
ફાગણ વિણ સૌ રહેતી ફોરી.
શું શ્યામલ, ને શું ગોરી....







# મેટ્રિક પદ્ધતિ

## તોલા અને માપ

## ભારતભરમાં શરૂ થઈ ગયાં છે.



**દશાંશ તોલમાપ — મેટ્રિક પ્રણાલી**

| | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| શેરમાંથી કિલોગ્રામ | ૦.૯૩ | ૧.૮૬ | ૨.૮૦ | ૩.૭૩ | ૪.૬૭ | ૫.૬૦ | ૬.૫૩ | ૭.૪૬ | ૮.૪૦ | ૯.૩૩ |
| મણમાંથી ક્વીન્ટલ | ૦.૩૭ | ૦.૭૫ | ૧.૧૨ | ૧.૪૯ | ૧.૮૭ | ૨.૨૪ | ૨.૬૧ | ૨.૯૯ | ૩.૩૬ | ૩.૭૩ |
| તોલામાંથી ગ્રામ | ૧૧.૬૬ | ૨૩.૩૩ | ૩૪.૯૯ | ૪૬.૬૬ | ૫૮.૩૨ | ૬૯.૯૮ | ૮૧.૬૫ | ૯૩.૩૧ | ૧૦૪.૯૭ | ૧૧૬.૬૪ |
| પાઉન્ડમાંથી કિલોગ્રામ | ૦.૪૫ | ૦.૯૧ | ૧.૩૬ | ૧.૮૧ | ૨.૨૭ | ૨.૭૨ | ૩.૧૮ | ૩.૬૩ | ૪.૦૮ | ૪.૫૪ |
| ટનમાંથી મેટ્રિક ટન | ૧.૦૨ | ૨.૦૩ | ૩.૦૫ | ૪.૦૬ | ૫.૦૮ | ૬.૧૦ | ૭.૧૧ | ૮.૧૩ | ૯.૧૪ | ૧૦.૧૬ |
| માઈલમાંથી કિલોમીટર | ૧.૬૧ | ૩.૨૨ | ૪.૮૩ | ૬.૪૪ | ૮.૦૫ | ૯.૬૬ | ૧૧.૨૭ | ૧૨.૮૮ | ૧૪.૪૮ | ૧૬.૦૯ |
| વારમાંથી મીટર | ૦.૯૧ | ૧.૮૩ | ૨.૭૪ | ૩.૬૬ | ૪.૫૭ | ૫.૪૯ | ૬.૪૦ | ૭.૩૨ | ૮.૨૩ | ૯.૧૪ |
| ગેલનમાંથી લીટર | ૪.૫૫ | ૯ ૧૦ | ૧૩.૬૪ | ૧૮ ૧૮ | ૨૨.૭૩ | ૨૭ ૨૮ | ૩૧.૮૨ | ૩૬.૩૭ | ૪૦.૯૧ | ૪૫.૪૬ |
| ઇંચમાંથી મિલિમીટર | ૨૫.૪૦ | ૫૦.૮૦ | ૭૬.૨૦ | ૧૦૧.૬૦ | ૧૨૭.૦૦ | ૧૫૨.૪૦ | ૧૭૭.૮૦ | ૨૦૩.૨૦ | ૨૨૮.૬૦ | ૨૫૪.૦૦ |
| એકરમાંથી હેક્ટર | ૦.૪૦ | ૦.૮૧ | ૧.૨૧ | ૧.૬૨ | ૨.૦૨ | ૨.૪૩ | ૨.૮૩ | ૩.૨૪ | ૩.૬૪ | ૪.૦૫ |
| ચોરસવારના ચોરસમીટર | ૦.૮૪ | ૧.૬૭ | ૨.૫૧ | ૩.૩૪ | ૪.૧૮ | ૫.૦૨ | ૫.૮૫ | ૬.૬૯ | ૭.૫૩ | ૮.૩૬ |

MS (III)

(ગુજરાત સરકારના માહિતી ખાતા તરફથી પ્રકાશિત)

Oormi Navrachna (November 62') (દિવાળી અંક) રૂ. ૧/૨૫ : વિદેશમાં રૂ. ૧/૫૦ Regd. No. G 68



મુદ્રક • દીપક પ્રિન્ટરી • અમદાવાદ

વર્ષ ૩૩ · અંક ૯

# ઊર્મિ

સળંગ અંક ૩૯૩

## નવરચના

ડિસેમ્બર ૧૯૬૨

કલાની દુનિયામાં નામના કાઢનાર વિખ્યાત ફ્રેંચ ચિત્રકાર ડેલાક્રોઇક્સે (૧૭૯૮–૧૮૬૩) પેરિસને ચોવીસ વર્ષની વયે જ ઘેલું કર્યું હતું. ૮ાાx૧૦ાા ફૂટના વિશાળ પૂર્ણરંગી આ મૂળ ચિત્રમાં ગ્રીસની સ્વાતંત્ર્યદેવી ગ્રીસના લોકોને સ્વાતત્રતા ભણી દોરી જતી દેખાય છે. સ્વાતંત્ર્ય સંગ્રામના અદના સૈનિક તરીકે કામગીરી બજાવી ચૂકેલા ડેલાક્રોઇક્સે આ ચિત્રમાં અંધકાર અને પ્રકાશના આયોજન વડે મુખ્ય પાત્રને ઉપસાવવામાં દાખવેલી કલાત્મકતા આપણને આજે પ્રેરક નીવડશે.

સ્વાતંત્ર્યદેવીની દોરવણી

ચિત્રકાર : યુજેન ડેલાક્રોઇક્સ





સાહિત્ય સમાજ અને
સંસ્કારનું માસિક

તંત્રી :
ઇશ્વરલાલ મો. દવે

સંપાદક :
જયન્ત પરમાર

## આ વર્ષના દિવાળી અંક વિષેના અભિપ્રાયોમાંથી થોડુંક :–

પ્રજાપાનું સુંદર કલાત્મક કવર-ચિત્ર તેમજ વૈવિધ્યભરી ઉચ્ચ કોટિની સાહિત્ય સામગ્રી લઇને આવેલો 'ઊર્મિ-નવરચના'નો દીપોત્સવી અંક સરસ વાંચન પૂરું પાડે છે. * * * સંપાદકે આ માસિકની ઉચ્ચ પ્રણાલિકા અને અભિરુચિ જાળવી છે. ગમે તેવી વાર્તાઓ કે હાથમાં જે ચડયા તે લેખો છાપીને દીપોત્સવી ટાણું છે એટલે ગમે તેવું ચાલ્યુ જશે એ ભાવનાથી નહિ, પણ પોતાની પ્રણાલી અને ધોરણ જાળવવાની દાનત અને ધ્યેય રાખીને સંપાદકે સારું અને ઉચ્ચ સાહિત્ય પીરસવા કોશિષ કરી છે –**લોકસત્તા**

કદની દૃષ્ટિએ બહુ દળદાર નહિ, છતાં તત્ત્વની દૃષ્ટિએ મહત્ત્વના 'ઊર્મિ-નવરચના'ના દીપોત્સવી અંકમાં લગભગ બધા જ સાહિત્ય-પ્રકારોની કૃતિઓ રજૂ કરાઈ છે. સમાજને ઉપયોગી સાહિત્યસામગ્રી પીરસતું આ માસિક દીપોત્સવી અંકોમાં ઉલ્લેખનીય કૃતિઓ રજૂ કરી શક્યું છે, તે સંપાદકની સૂક્ષ્મ પરીક્ષણ-વૃત્તિ બતાવે છે.

દીપોત્સવી અંકોમાં આ મહત્ત્વના અંકને આવકારીને સંપાદકને અભિનંદન આપું છું સંપાદકીય નોંધમાં ઉલ્લેખિત કચડાયેલા માનવીનુ આશાવાદી વલણ જ સાંપ્રત પરિસ્થિતિનો સુપેરે પરિચય આપી જાય છે, પ્રજાને એક સંદેશ આપી જાય છે. –**નવરોઝ**

વિવિધ સાહિત્ય પ્રકારોને સમાવતા આ અંકમાં જાણીતા લેખકોની કલમો ચમકી છે. આ અંક રાબેતા મુજબ ચિત્રો વિનાનો સાદો છે પણ એમાંનું સાહિત્ય વાંચવું ગમે તેવું અને વિચારપ્રેરક છે.

–**પ્રતાપ**

• દિવાળી અંકનું છૂટક મૂલ્ય રૂ ૧–૨૫ છે. ઓકટો થી ગ્રાહક થનારને આ દળદાર અંક ભેટ તરીકે મળે છે. દિવાળી અંક શીલકમાં હશે ત્યાં સુધી જ ઓકટો. થી ગ્રાહક નોંધાશે.

વાર્ષિક લવાજમ રૂ. ૭ ૫૦ . વિદેશમાં શિ. ૧૫

**ભારતી સાહિત્ય સંઘ પ્રા૦ લિ૦** ૬૬, ફર્નાન્ડીઝ બ્રિજ ગાંધીરોડ, **અમદાવાદ, ૧**

# અમારાં અભિનવ પ્રકાશનો

## નવલકથાઓ

આંખ અને અંજન ૩-૨૫
શ્રી રમણલાલ વ. દેસાઈ

ગ્રામલક્ષ્મી (સંક્ષિપ્ત) ૫-૭૫
શ્રી ર. વ. દેસાઈ (સંક્ષેપકાર શ્રી અનંતરાય રાવળ)

યુગનાં એંધાણ ભા. ૧-૨ ૧૧-૦૦
શ્રી ઈશ્વર પેટલીકર

રૈન બસેરા ભાગ ૧-૨. ૧૦-૫૦
નવાં નિશાન ભા. ૧-૨ ૧૩-૦૦
શ્રી સારંગ બારોટ

વાઘેલા યુગ ગ્રંથાવલિનાં પાંચ પુસ્તકો
સર્વેશ્વર ૫-૦૦
વિશળદેવ ૫-૦૦
અર્જુનદેવ ૫-૦૦
સારંગદેવ ભા. ૧-૨. ૧૦-૦૦
વહેતી ગંગા ૪-૦૦
શ્રી ગુણવંતરાય આચાર્ય

અન્નપૂર્ણા શ્રી કાલક ૫-૦૦

## નવલકથાઓ

દિવ્યા ૫-૫૦
અમિતા ૫-૦૦
અંતિમ પ્યાસ શ્રી યશપાલ ૭-૭૫

*

## નવલિકા-સંગ્રહો

મીનપિયાસી શ્રી. ઈશ્વર પેટલીકર ૪ ૦૦

*

તન્વી શ્યામા શ્રી. સારંગ બારોટ ૪-૨૫

*

પારિજાતક શ્રી. વિ. સ. ખાંડેકર ૪-૭૫

*

## સાહસકથાઓ

પાતાળનગરી શ્રી ગિરીશ ગણાત્રા ૩-૦૦
હીરા મોતીનો ટાપુ ૧-૭૫
શ્રી શ્રીકાન્ત ત્રિવેદી
મૂનફ્લીટ ૨-૦૦
અનુ. શ્રી શંકર શાહ : શ્રી ઈન્દુબેન શાહ

## વિશિષ્ટ પ્રકાશનો

માનવ સૌરભ શ્રી ર. વ. દેસાઈ ૫-૨૫
ગોમતી ઘાટ શ્રી ઈશ્વર પેટલીકર ૫-૦૦
જીવન માંગલ્ય શ્રી લાભુબેન મહેતા ૫-૦૦
સંસાર માધુરી શ્રી લાભુબેન મહેતા ૫-૦૦

સો રૂપિયાનાં પુસ્તકો લેનારને પચાસ રૂપિયાનાં પુસ્તકો ભેટ આપતી અમારી અભૂતપૂર્વ યોજનાની વિગતવાર માહિતી માટે

: આજે જ સંપર્ક સાધો :

**આર. આર. શેઠની કંપની : મુંબઈ-૨**

કેશવ બાગ : પ્રિન્સેસ સ્ટ્રીટ : પો. બો. નં. ૨૫૧૭

Grams : LITERATURE, Bombay-2 ] [ Phone : 34341

અંક ૯ : ડિસે૦ '૬૨
સળંગ અંક ૩૯૩
સમાજમાં સંસ્કાર અને



'ઊર્મિ' : વર્ષ ૩૩
'નવરચના' : વર્ષ ૨૭
સાહિત્ય પ્રેરતું સામયિક

ક્રમ



સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા. વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫).

* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.

* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.

* વી પી.થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે. લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.

* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે મફત અંક કોઈને મોકલાતો નથી

* ગ્રાહકોએ દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.

* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો બીડવી જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.

* જાહેરખબર માટેનું, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :—

'ઊર્મિ—નવરચના'
ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિ.,
ગાંધીરોડ : ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ
અમદાવાદ, ૧

પ્રકાશક: ઈશ્વરલાલ મો. દવેએ અને મુદ્રક કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલે માલિક: ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિમિટેડ વતી ગાંધીરોડ, ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદથી પ્રસિદ્ધ કર્યું અને મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદમાં છાપ્યું.
તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે અને સંપાદક : જયન્ત પરમાર.

૨ . . . . . . . . દગાબાજ પડોશી




આયુધો અને શસ્ત્રો સરજીને માનવી આદિકાળથી યુદ્ધ કરતો આવ્યો છે. પણ શત્રુ કરતાં મિત્ર સાથેનું યુદ્ધ આવાં શસ્ત્રો પ્રેરી શકે છે એ તો ચીન જેવો આપણો ભયંકર પડોશી જ સાબિત કરી બતાવી શકે. ચીન અને ભારત વચ્ચે ક્યારેય લડાઈ થઈ જ નથી. બંને પ્રજાઓ એક-એક સાથે ધાર્મિક ભાવનાથી પણ મળતાપણું રાખતી આવી છે એ જ ચીન આજે પોતાનો વાદ દુનિયા પાસે સિદ્ધ કરવા ભારત સામે દગાબાજ મિત્ર અને દગાબાજ પડોશી તરીકે પૂરવાર થઈ રહ્યું છે. આ મૈત્રી, આ પડોશીધર્મ જગતની પ્રજાને સાચો પાઠ ભણાવશે એમાં તો શંકા નથી. પણ શાંતિ અને નીતિના ધાર્મિક સિદ્ધાંતોની મોટી મોટી વાતો કરતા ચીન વિષે તો કોઈ દેશમાં માનની લાગણી નહિ જ રહે. ખરાબ પડોશીથી ચેતતા રહેવાની બધાંને ખબર હોય છે, પણ પડોશી ખરાબ છે એવી ખબર પડે ત્યારે ને? એટલે જ ભારતને માથે ઠોકી બેસાડવામાં આવેલી તેની આ બદદાનત ચીનને જ ભારે પડવાની છે એમાં લેશમાત્ર શંકા નથી. ઉચ્ચ ભાવના અને વિશાળહૃદયી માનવતાના પાઠો જે પ્રજાએ ભગવાન બુદ્ધ પાસેથી મેળવ્યા છે એ પ્રજા સામ્યવાદનો આવો લોહી-તરસ્યો, લોહી-ભીનો, લોહીની રેલછેલ કરાવતો અર્થ કાઢશે? વાદ અને ધર્મ-એ બંને પાછળ જ્યારે માનવી ઝનૂની બની જાય છે ત્યારે એ માનવજાતનું નિકંદન કાઢતાંય અચકાતો નથી. ચીને એ દગલબાજી આદરી છે.

☆

'સિદ્ધાર્થ'

## દેશ ભારત આપણો

તીર તલવારો નહિ, બરછી કે ભાલા નહિ.
તો ય પલકારા મહીં, ઢળતા જવાનો આપણા.
એ વતનની છે પરસ્તી
એ તમન્નાથી ભર્યા
છે જવાનો આપણા.
મોત મીઠું એ ગણીને
મુઠ્ઠીમાં લઈને ઘૂમે
ભાઈ જેવા 'ભાઈ' ગણતા
'હિંદી-ચીની-ભાઈ'ના જે
બુલંદ નારા ગાજતા—
એ જ આજે ગોળીઓ
ને બૉમ્બવર્ષા છોડતા
શાહુકારો ચીનના!
ના પીછાણ્યા આપણે.
આજ એ જાણ્યું બધું
શાહુકારી ચીનનીયે
નીરખી, પેખી, અનુભવમાં
ઉતારી આપણે.
આજ એ નારા ભલે શાહુકારો સહુ કરે,
ગોળીઓથી વીંધતાંયે 'ભાઈ' લલકારે ચીડે.
મોંઘી મૂલવણી હતી સ્વાતંત્ર્ય પ્રાપ્તિની ભલે:
એથી અદકેરી થતી સ્વાતંત્ર્ય જાળવવા તણી..
અખંડ આજે એકતા
ઊમટી છે રાષ્ટ્રની.
ભેદભાવો—પક્ષના કે
પ્રાંતના, ભાષા તણા,—
કોઈ ઝઘડાઓ નથી.
આજ ઉમટ્યો છે પ્રવાહ
રક્ષવાને રાષ્ટ્રને.
સ્વાતંત્ર્યને બિરદાવતાં
સૌ એક નાદે ગર્જતાં:
આ દેશ ભારત આપણો
છે,—એ જ આજે યાદ છે.

[ ૧૮ નવેમ્બર '૬૨ ]

★

'પ્રવાત'

## દુંદુભી--નારો

આભલે આજે આગ વરસતી વિમાનમાંથી છો ને
જવાન જેવા જવાન એને ગણકારે સહુ તો ને?
જુવાની જોગવવા કેરો
અમોલો અવસર આવ્યો જો ને.
હિમગિરિથી સંભળાયો છે બુલંદ એવો નારો
આજ દેશનો ખૂણે ખૂણો ઝીલે છે એકધારો;
એવા દુંદુભીને રણકે
જાગે, એને કોઈ ન વારો.
જવાન, વૃદ્ધો, બાળક, બહેનો જાગે એક જ નાદે
દેશ આપણો રક્ષીશું, હાંકીશું દુશ્મન સાદે;
પડઘા ને પડછંદા ઝીલી
આજે ઝપટીશું ના વાદે.
બધવારીશું આર્તનાદને ઝીલતાં ઝૂમતાં આજે
જવાન કેરા ભોગ ધરીશું, એય દેશને કાજે;
મા-ભોમે સહુ મહાલીશું
અખંડ એ જ અમોલા સાજે.
સ્વતંત્રતા ને આઝાદીની ગળથૂથી ગણગણતી,
જવાન-દિલને છંછેડે દુશ્મન-ગોળી દણદણતી.
ગોળીની સામે ગોળી
જવાનની આજે રણરણતી.
સ્વાતંત્ર્યની કળ વાળી જ્યાં આરામની આશે બેઠા,
અફીણના બંધાણી એ ઘેન ચીના ઊતારે હેઠાં;
આપણી આઝાદી છંછેડે
શિવ જટામાંથી બેઠા બેઠા.
એ જ હિમાલય, પવિત્ર તીરથ, આજ કરે પોકારો;
ભક્તો વતન-પરસ્તો આવો, નહિ રહેશે કો' આરો;
વતનપરસ્તીનો આજે
લાગ્યો છે દુંદુભી-નારો.

[ ૧૮, નવેમ્બર '૬૨ ]

★

જય પં

## નવાજાતી શહીદી

ચાલ ભાઈ, ચાલ આજે
આપણે
ને
આપણા સૌ બાંધવો
મા–ભોમને કાજે
ફનાને પંથ પળવા
કૂચકદમ આરંભીએ.
સ્વાતંત્ર્ય કેરી એ જ
ખુમારીથી,
સ્વાતંત્ર્યપ્રાપ્તિની
ખરી મીઠાશથી
મા–ભોમ પડકારતી :
જવાનો.
ઝિંદાદિલી.
વતનને રક્ષવાની
ખુમારી.
સહુ જવાનો
આજ નીસરે
રાષ્ટ્રપિતાના
એક આદેશે જ જેમ.
—તેમ આજે
આપણો પર્વત–પિતા
હિમશિખરેથી ફરી
પડકારતો :
આવો જવાનો,
સ્વાતંત્ર્યની
ચાખો ખુમારી.
પર્વત–પિતાની હાકથી
ઊમટ્યો નવો જુવાળ.
આજે એ જ જુસ્સો
એ જ ઠસ્સો,
એ જ દાઝ દેશની.
એકી અવાજે ઊમટે
મોંઘી મૂલવણી
માનવીની,
ઊગતા ને ખીલતા
જુવાન દિલની,
દૂધમલ એવા
જવાનો
પર્વતપિતાને પાય ઢગલો
થઈ પડે.
હિમવર્ષાનાં ફૂલોથી
એ નવાજાતી શહીદી.

[ ૨૪, નવેમ્બર '૬૨ ]

'મધુરમ્'

## જોઈ ઉષા

જોઈ ઉષા મતવાલી
મેં જોઈ ઉષા મતવાલી.
નેહભર્યાં નેનોમાં છાઈ જોઈ લીધી દિવાળી
ચોગરદમ ને ગાલ ઉપર જો કેવી દિસતી લાલી
મેં જોઈ ઉષા મતવાલી.
રંગબેરંગી વસ્ત્રો જો હો ઊડતાં આજુબાજુ
ધવલ રેશમી ઘૂંઘટમાં જો ગુલાબ શું મુખ તાજુ
ઘૂમતી નભ શું મ્હાલી
મેં જોઈ ઉષા મતવાલી.
તારાટીપકી વસ્ત્રે દીપે મુખ પર યૌવન–ગાણું
દેહબગીચો ખીલ્યો શો હો મઘમઘતો ! શુભ ટાણું
જાણે સુંદરતાની માળી
મેં જોઈ ઉષા મતવાલી.
વાયુ વીંઝે, પલ્લવ હીંચે, ધરતી ચેતન છાયું
ઉષા લાવી ધરતી હૈયે આશતણું નજરાણું
શી નવજીવનની રાણી
મેં જોઈ ઉષા મતવાલી.
સૂરજ કુમકુમ દીપે કેવું : એ છે જીવન–નાણું
સરખી સહિયર હોંશે દોડે : આવ્યું આશા–વ્હાણું
દઈ રંગ ઉમંગે તાલી
મેં જોઈ ઉષા મતવાલી.





'રાજહંસ'

# સમયનાં શોર-તોર

## વિચારોનું ઘર્ષણ ને યુદ્ધ

હમણાં આપણે ના જોઈ શકીએ કે ના સમજી શકીએ, પણ ચીનનું ભારત ઉપર જે આક્રમણ થઈ રહ્યું છે તેની પાછળ વિચારોનું ઘર્ષણ છે. પૃથ્વીના પેટાળમાં કયારેક મંથન ચાલે છે ને ધરતીકંપો થાય છે કે જ્વાળામુખીઓ ફાટી નીકળે છે. એમ વિચારની સૃષ્ટિમાં પણ એવું જ બને છે. આ ઘર્ષણમાં યુદ્ધો સળગી ઊઠે છે.

સ્વતંત્રતાના વિચારનો જન્મ થયો ત્યારે, ને જેમ જેમ એની વિશુદ્ધિ થતી ગઈ ત્યારે લોહી રેડાયાં જ છે. લોકશાહીનું છેલ્લું સ્વરૂપ આકર્ષે એવું છે, પણ બલિદાનોની પરંપરા પામીને એ સુંદરતા આવી છે. ને સર્વાંગસુંદરતા લાવનાં હજી કષ્ટ પડવાનું જ છે.

હિંદુ ધર્મમાંથી બૌદ્ધ ધર્મની શાખા ફૂટી એમ લોક-સ્વાતંત્ર્યના વૃક્ષની જે વ્યક્તિપ્રધાન વ્યવસ્થા હતી તેમાંથી સમાજપ્રધાન વ્યવસ્થાની શાખા ફૂટી, બોલ્શેવીઝમ ને કોમ્યુનીઝમ આવ્યાં. એનું શાણું સ્વરૂપ સમાજવાદ આવ્યો. વળી વિચાર વિશુદ્ધિ થઈ અને વ્યક્તિવાદ સાથે સમાજવાદનો સ્વીકાર થયો. વિચારના આ પ્રયોગોમાંથી આપણે પસાર થઈ રહ્યા છીએ. ઘર્ષણોનું નિમિત્ત ભલે ગમે તે હોય, યુદ્ધની ભયંકરતામાંથી નવાં સત્યો આપણે મેળવતા રહ્યા છીએ.

સ્તાલિનનું રશિયા યુદ્ધના પ્રભાવ વડે એટલે કે લશ્કરી જીતો મેળવી સામ્યવાદનો ફેલાવો કરતું હતું. એમાંથી એ જગતની મહાસત્તાના પદે પહોંચી ગયું ને વિશ્વ સલામતી સમિતિમાં વિટોનો હક એકામ વાપરતું બન્યું. પણ સ્તાલિન પછીના સમયમાં સામ્યવાદની વ્યવસ્થામાં કેટલાક ફેરફારો જરૂરી બન્યા. એમાં વિચારપરિવર્તનો પણ આવ્યાં. જે કાંઈ લશ્કરી બળથી મેળવાતું હતું તેથી સામ્યવાદ કલંકિત રહેતો હતો. એની નવી છાવણીઓમાં અસંતોષ ધુંધવાતો હતો, એનું તત્ત્વજ્ઞાન અને વિકાસ રૂંધાતાં હતાં. ટીટોએ આ પ્રક્રિયા જોઈને એણે પોતાના દેશને જુદો તારવ્યો. રશિયામાં ખ્રુશ્ચેવની નજર ઊઘડી. દેશની અંદરના વિકાસને વેગ આપવો હોય તો સ્થિરતા ને શાંતિ જોઈએ. લશ્કરની સહાય શરૂઆતમાં હોય એવી સદાકાળ ના લેવાય. ભય અને ત્રાસ જેવું ટાળી આપે છે તેમ વસૂલ પણ કરી લે છે. આવું વિચારી એણે એના શઢના તંગ ઢીલા કર્યા.

પણ ચીન શાનું માને? એની પાસે વિશ્વની મોટી વસનિ–સંખ્યા છે. રાષ્ટ્રીય સરકાર સામે આદરેલા આક્રમણમાંથી મળેલો વિજય તાજો છે. એક ધૂન છે કે એશિયાભરમાં અજોડ સત્તા થવાશે તો જ ચીન વિશ્વની મહાસત્તા બની શકે. નવા મુસલમાન બે વાર વધારે નમાઝ પઢે એમ ચીનને સવાઈ સામ્યવાદી થવાના કોડ છે. એની પાસે એટલી વસતિ છે કે એનો કયાં સમાસ કરવો તે સમસ્યા છે. રશિયા સાથે એણે વિચારયુદ્ધ શરૂ કરી દીધું ને એ ઘર્ષણથી રશિયા વધારે ચોંકયું, સાવધ બન્યું. પણ લગામ હાથ રહી નહોતી. ઘર્ષણ ટાળી ના શકાયું. ચીન યુદ્ધ કાજે તૈયાર બન્યું. કેમકે સામ્યવાદનો વિચાર વિશુદ્ધિ માગતો હતો, નવું સ્વરૂપ લેવા તત્પર હતો. ચીન એનું નિમિત્ત બન્યું છે.

## ભારત પરનું આક્રમણ શાથી

પણ એ ઘર્ષણનાં વાદળ ભારતની સરહદે હિમાલયનાં





શિખરો ઉપર જ કેમ ઘેરાયાં ? ચીને ભારત ઉપર કેમ હુમલો કર્યો ? તાઈવાનના ટાપુ ઉપર ચીનનો હકદાવો ક્યારનો ઊભો છે, ત્યાં કેમ ચડાઈ ના કરી ? કેમ મલાયા કે બ્રહ્મદેશને મુલતવી રાખ્યાં ? સામ્યવાદ સામે શસ્ત્રો સજીને વર્ષોથી યુદ્ધની રાહ જોતું પાકિસ્તાન કેમ ઉગરી ગયું ? દુર્ગમ એવા હિમાલયને ઓળંગી ભારતની સેનાઓ સાથે મુકાબલો કરવાની હોંશ શાથી આવી ?

જેમ આવા અનેક પ્રશ્નો ઊઠે છે એમ એના જવાબો પણ વધારે જ હોય; રામબાણ જેવો એક જ જવાબ ચાલી શકતો નથી.

તિબેટને ચાંઉ કરી જતાં પહેલાં ચીનના ચાઉ નેહરુને પૂછવા આવ્યા. નેહરુએ એમની વાત ઝીલી લીધી. તિબેટને તો પૂછવા જેવું પણ ના ઇચ્છયું. ગરીબ, પછાત; શ્રદ્ધાળુ પ્રજાનો હ્રાસ કરવામાં આપણે ટેકેદાર બન્યા. એની વળતી થપ્પડ ભારત ઉપર ના પડે તો બીજે ક્યાં વાગે !

ચીને કોરિયાની લડાઈ શરૂ કરી અને ઉત્તર કોરિયા પચાવી પાડ્યું. એ તાપણું હોલવવા જતાં હિંદી-ચીનમાં સળગ્યું ને ત્યાં પણ ઉત્તર ભાગ ચીન ગળી ગયું. આ ભડકા હોલવવા આપણે અશક્ત હોવા છતાંયે આદર્શ વેર્યો. તાઈવાનના ચાંગ-કાઈ-શેકે એક વાર આપણી આઝાદીની તરફદારી કરી હતી. હમણાં એ ભૂલી જઈ એને જ ચીનને હવાલે કરવાની હિમાયત આપણે લઈ બેઠા હતા. એમ કરવામાં શું ચીનની ખુશામત નહોતી ? લંકાને માટે શબ્દ બોલવાની આપણી શક્તિ નહીં અને તાઈવાનની તાકાત તોડવા જતાં આપણે શરમાયા નહીં ? પરિણામે જે આપે બળતું હતું તે ઘેર આવ્યું. ને જ્યાં ચાલવુંયે મુશ્કેલ છે ત્યાં આપણે લડાઈ લઈને ઊભા છીએ !

આ દેશ આધ્યાત્મિક પાયા ઉપર ખડો છે. અહીં નિદ્રાદ્રોહ નભી શકતો નથી. તિબેટની પ્રજા ઉપર જે વીતી છે એની આપણે કલ્પના કર્યે નહીં ચાલે, ભોગવવું પણ પડશે.

## આપણી કરોકટી તે આ !

ચીને આક્રમણ કર્યું છે. યુદ્ધ નથી કર્યું; એમ કહેનારાની સાથે આપણે આખા દેશમાં કટોકટી જાહેર કરી દીધી છે. 'ભય ના પામશો' એવું સમજાવતાં છતાં જે પ્રયાસો કર્યા છે તે લશ્કરી દૃષ્ટિએ મહત્ત્વના નથી, વાણીશૌર્ય દાખવી શક્યું છે.

કોન્ગ્રેસની પાસે વિશાળ સત્તા પહેલેથી હતી. છતાં કટોકટી જાહેર કરી એ સત્તા પાકી કરી લીધી છે. વર્ષોથી પડેલી જૂની આદત મુજબ કંકાળા એકઠા કરવા પાછળ ખૂબ શક્તિ કામે લગાડી છે. આસમાની કે સુલતાની—જે સંકટો આવે તેમાંથી પક્ષને દૃઢ કરવાની વાત કોન્ગ્રેસ ક્યારેય ભૂલી નથી. સંકટોમાંથી એણે પોતાનું બળ નહીં, સત્તા વધારી છે. અને પોતાની સલામતી જોવામાં એકાગ્ર બનેલી આ સંસ્થાએ દેશની સલામતી જાળવવામાં બેદરકારી બતાવી છે.

કેવી વાત ! છેક અણીને વખતે ખબર પડી કે અદ્યતન ઓટોમેટિક શસ્ત્રો આપણી પાસે છે જ નહીં. ને હજી તો શરૂઆત છે ! શું આ જેવી તેવી લડાઈ ચલાવવા જેવી બાબત છે ! રાજપૂતો તલવારના જોરે લડ્યા, એમણે નવાં શસ્ત્રોને ના ઓળખ્યાં ત્યારે જ તો એમની સ્ત્રીઓને જૌહર કરવા પડ્યા ને એમના વારસો રખડતા થઈ ગયા. લશ્કરીઓને 'જવાન' કહીએ એટલે છતે જ એમ શાથી માન્યું ? શસ્ત્રો કે સરંજામની જ પહેલી ખૂમ પડી.

તિબેટને નીચોવી ચીને લડાખમાં મોરચા નાખ્યા, સડકો બાંધી, તિબેટની દક્ષિણે સૈન્ય ઉતાર્યું. એણે આપણા પડોશીઓથી દેશને છૂટા પાડવા દાવ ખેલ્યા. પાકિસ્તાન તો સામ્યવાદ સામે જ સજ્જ થઈ બેઠું હતું છતાં એને વશમાં લીધું. બ્રહ્મદેશ ને નેપાલ ચૂપ કર્યા. એ મુત્સદ્દીગીરી નથી તો શું છે ? પોતાના પછાત, ભૂખ્યા, યુદ્ધોની પરંપરાથી થાકેલા દેશ પાસે એણે કેવી હિંમત કરાવી !

એના મુકાબલામાં ભારતની કોન્ગ્રેસી સરકારે ધન

એકઠું કરવા માંડ્યું, સત્તા એકઠી કરવા માંડી, કવાયતોમાં વધારે 'જવાન' ભરવા માંડ્યા. પક્ષને શોષવું પડે એવી કોઈ જાહેરાત ના થઈ. આગેવાનોમાંથી કોઈના પુત્રપરિવારે સર્વસ્વ હોમવાની તૈયારી ના બતાવી, 'સર્વોચ્ચ' નેતા પણ ત્યારે સામાન્ય નીવડ્યા! ગાંધીજીએ કરાવેલી કસોટીઓથી આગળનું ડગલું ભરવાનો વિચાર સુદ્ધાં થયો નથી.

બીજા કોઈ દેશમાં સરકારને આમ ગાફેલ રહેવા માટે રાજીનામું આપવું પડત. આપણે ત્યાં માત્ર મેનનને ધક્કો દીધાથી કામ સરી ગયું છે. જણાઈ આવ્યું છે કે આગેવાનોની અછત છે. ને યુદ્ધમાં તો આગેવાનો જોઈશે જ. એ કોણ તૈયાર કરે? ક્યારે કરે?

ના, દેશ તૈયાર બન્યો નથી. ભલે એનામાં જુસ્સો દેખાય. પણ એ જુસ્સો નક્કર નથી. એક ધડાકે ઊડી જાય એવો ધૂળીયો છે. આધુનિક યુદ્ધની પાયમાલી વેઠવા એ સાવ બિનતૈયાર છે. પ્રજાની જે અછતો છે તે આવા કસોટીના સમયે સાવ ઉઘાડી પડી જવાની છે. ને એની જવાબદારી આગેવાનોએ લીધે જ છૂટકો છે.

જ્યાં અંગ્રેજો પાંચ પ્રધાનોથી કામ પાર પાડતા ત્યાં એકસો પાંચ રાખ્યાથીયે ઉકલતું નથી, ને જ્યાં ચૌદ અધિકારીઓની જરૂર પડતી ત્યાં ચોસઠ ખડકવાથી પણ કામ રઝળે છે. પંદર વર્ષો સુધી આગેવાનોની ઘર ભરી કાઢવાની બેફામ રીત ભરપટે ચાલુ રાખવાથી દેશનું નૈતિક હીર ચુંથાઈ ગયું છે. ને નવાં ઊભાં થતાં સૈન્યોના જવાનોને એ જ હતભાગી નિશાચોરોની સલામી કરવી પડે છે. એ શું પ્રેરવાના હતા!

**યુદ્ધપ્રયાસોની દિશા બદલો**

'જે થઈ ગયું તે થઈ ગયું; હવે શું?' આ સવાલ ઠેરઠેર પુછાય છે.

'હમણાં શું કરવું?' 'ઉપાય શો છે?'

વિનોબા તો કદાચ એમ પણ હજી માનતા હશે કે સબ ભૂમિ ગોપાલકી. ને ગોપાલ તો હિન્દનોય ખરો, તેમ ચીનનોય ખરો ને! ભૂમિનોય મોહ શો એમ કેટલાય સંતસાધુઓએ ઘણીવાર કહી નાખ્યું છે. એ વાણી કસોટીકાળમાં કોઈને ખપ લાગતી નથી. એમ ઉપવાસો ઉપર જનતાને ઉતાર્યાથીયે કામ સરતું નથી, ને વિશ્વશાંતિના યજ્ઞો કર્યે પણ ઉકલતું નથી.

આજે જ કોઈ પગલું ભરીએ ને કાલે જ ફળ મળવા માંડે એવો જાદુઈ આંબો વાસ્તવમાં ક્યારેય હતો નહીં ને છે પણ નહીં. છોડ વાવવો પડે છે ને જતનથી ઉછેરવો પડે છે. ફળ તો વર્ષો પછી જોવા મળે છે.

આપણે તોયે વિચારવું જોઈશે. પ્રજા સામે કોઈ કાર્યક્રમ હોવો જોઈશે. આ કાર્યક્રમમાં ટંકનું ભોજન છોડી દઈ કે બૂટ પૉલીશ કરી થોડું નાણું બચાવીને સંરક્ષણ ફંડમાં મોકલવાની રીત છોકરાંની રમત જેવું લેખાવું જોઈએ. જ્યારે બીજું કૈં ના સૂઝે ત્યારે આવાં કદમ નજરે પડે છે.

ત્યારે કરીશું શું?

ચૌદેય રાજ્યના ચૂંટાયલા પ્રતિનિધિઓને રુખસદ આપી દઈએ. એમને કહી દઈએ કે તમે બોજારૂપ છો. તમારા કારણે પ્રધાનો ને દફતરો વધી પડ્યાં છે. યુદ્ધના સમયમાં પાર્લામેન્ટથી કામ ચાલી શકશે. તમે સિધાવો.

દરેક પ્રધાન પોતાના પરિવારનું સઘળું ધન યુદ્ધ ભંડોળમાં પહેલું હોમે. એણે પ્રજાને પ્રેરે એવું સમર્પણ કરવું જ જોઈશે. એમના પછી લાઇસન્સદારો, કન્ટ્રાટીઓ, ને ઉદ્યોગપતિઓએ ભેખ લેવા નીકળવું જોઈશે. એમના ઉદ્યોગો બંધ કરવાની કશી જરૂર નથી. પણ એમની ભવિષ્યની સલામતીઓ ને વર્તમાનની સગવડો હોમવી જોઈશે. મિલકતો દબાવી રાખીને પ્રજાને પ્રોત્સાહન આપી શકાશે નહીં.

સુંવાળી જિંદગી જીવનારાં સઘળાં ભાઈબહેનોને ટાઢતડકા ને લૂખું પાખું ખાઈને ચલાવી લેવાની તાલીમ મળવી જોઈશે. એમ સમૂહ અનુષ્ઠાનો થાય ત્યારે પણ જે લફંગી રીતે રહેનારાઓ હોય તેમને તો સીધા મોરચે મૃત્યુનાં દર્શન કરાવવાં જોઈશે.

આજ તક છે—કરકસરની, દુર્વ્યય રોકવાની, સારી ટેવોને સ્થાપવાની, તિતિક્ષાની, ખુમારી, રૂશ્વત,

[અનુસંધાન ૬૧મા પાના ઉપર ચાલુ]



ધૂમકેતુ

# વતન-પરસ્તી

આપણા દેશની ઉત્તરસરહદ આજે સળગી ઊઠી છે. એ આપણા દેશવાસીઓને જાગૃત કરી ગઈ છે. માભોમ કાજે ન્યોછાવરી કરવાનો મળેલો આ અણમોલ લહાવો આપણે ઉમળકાભેર સ્વીકારીએ એવી પ્રેરણા આપતો આપણી વતન-પરસ્તીનો આ ઉજ્જવળ પ્રસંગ છે. સ્વદેશ માટેની સાચી ધગશ હરેક માનવીને વરેલી છે જ...

૧૮૫૭ના બળવામાં એક ડોસાએ જે દેશભક્તિ બતાવી હતી તેની નોંધ કોઈ દેશીએ તો નથી કરી. પણ એક ગોરાએ કરી છે. એ પણ એવી અજબ બહાદુરી— અને બહાદુરી કરતાં પણ વધારે તો અચળ દેશભક્તિ જોઈને છક્ક થઈ ગયો હતો. એ નોંધ મૂકતો ગયો છે.

એણે પોતાનાં સંસ્મરણોમાં એ નોંધ લખી છે. એ નોંધને આધારે આ એક નાનકડો પ્રસંગ આંહી આપ્યો છે.

કાનપુર, લખનૌ, મીરત એવાં એવાં મોટાં શહેરો તો બળવામાં અગ્રણી હતાં. એ બળવામાં હોમાયાં હતાં. એવડાં મોટાં શહેર ને ત્યાં તો ઘણા માણસો અંગ્રેજોની સામે થનારા નીકળે એટલે એ બધા એક પછી એક પોતાને આંગણે રાષ્ટ્રધ્વજ ખડો કરીને જુદ્ધને નોતરતા હતા. જુદ્ધને નોતરવાની સરસાઈ ચાલતી હતી.

પણ કાનપુર-લખનૌ પાસેનું એક નાનકડું કસબું. એને તો કસબું પણ કેમ કહેવાય? ગામડું જ ગણાય. એ ગામડું પણ રંગે ચડી ગયું. અને એણે પણ રંગમાં ને રંગમાં પોતાના આંગણે બળવાનો ધજાગરો ઊંચો કરી દીધો.

એ નાનકડા ગામનું નામ માનગંજ.

પણ એ વખતે તો ગોરું લશ્કર ગાંડાની જેમ દોડ્યું જતું. જરાક માહિતી મળે કે ફલાણું ઠેકાણું ઊઠ્યું છે. તરત ગોરું લશ્કર પહોંચી જાય અને ગોળીઓની રમઝટ બોલી જાય.

માનગંજના સમાચાર ગોરા અફસરને મળ્યા. એ તરત પોતાના લશ્કર સાથે માનગંજ દોડ્યો ગયો. બળવાનો દવ ફેલાઈ ન જાય માટે તરત જ પગલાં ભરવાનો લશ્કરી હુકમ જ હતો તપાસ પહેલી, બીજી બધી વાત પછી.

એ પ્રમાણે આ ગોરો અફસર પણ માનગંજ પહોંચી ગયો ને એણે પહેલો હુકમ આપી દીધો ગોળીઓની રમઝટ બોલાવવાનો.

નાનકડું માનગંજ ગામડું. એનું રક્ષણ પણ શું ને એની દિવાલ પણ શું તે છતાં ત્યાં સ્થાનિક માણસોએ અણનમ સામનો કર્યો. અને સામી છાતીએ ઘા ઝીલતા એક પછી એક પડવા માંડ્યા.

પણ કોઈ ભાગ્યો નહિ, સંતાયો નહિ કે ક્યાંય રક્ષણ શોધવા દોડાદોડ કરી નહિ.

ગોરાએ તો થોડી વારમાં પાંચસો માણસોનાં મુડદાં કરી દીધાં ને એ મુડદાં ઉપર થઈને એ તો ગામમાં પેઠો. આવડું નાનકડું બોબા જેવડું ગામડું ઊભું થઈ ગયું હતું એનો દાખલો બીજા કોઈ લે નહિ માટે ગોરાએ હુકમ કર્યો 'એકે એક ઘર પણ પાડી નાખો. જે ઘરવાળો હાથ જોડે, બોલે, હું બળવામાં નથી—એ ઘર રાખો. બાકી





બધાં જમીનદોસ્ત કરી દો.' માણસોની પેઠે ઘર પણ પડવા માંડયાં. કોઈ ઘરમાંથી કોઈ બૈરાં છોકરાંએ પણ કાકલૂદી કરી નહિ. ઘર માંડયાં પડવા.

એ વખતે એક ડોસો પોતાના ઘરને સનિકો પાડે છે એ જોઈને બહાર નીકળ્યો. એના ધોળા કેશ, જર્જરિત ચામડી, ઝાંખી માંડ માંડ જોતી આંખો અને અત્યંત વૃદ્ધ અશક્ત શરીર. એ જોઈને બધા થંભી ગયા. ડોસાને જોતાં જ બધાના મનમાં એક પળભર દયા આવી ગઈ. આવું તદ્દન ખળભળી ગયેલું મરવા વાંકે માંડ માંડ જીવતું શરીર બધા જોઈ જ રહ્યાં.

ડોસો બહાર નીકળ્યો. તે ધીમે પગલે અંગ્રેજ અફસર તરફ ગયો. ગોરો પણ એને જોઈને જરાક દ્રવી ગયો. તેણે ડોસાને પોતાની પાસે આવતો જોયો. એ પોતાનું ઘર બચાવવા માટે આવ્યો હશે એમ માનીને ગોરા અફસરે એને તરત જ કહ્યું : 'તમે તમારું ઘર ન પડે એમ વિનંતી કરવા આવ્યા છો ના ! તમારું ઘર નહિ પડે જો તમે એમ બોલશો કે તમને તો બીજાએ ચડાવ્યા હતા. તમારી ઇચ્છા ન હતી આ દંગલમાં ભાગ લેવાની. એમ તમે બોલશો એટલે તમારું ઘર નહિ પડે જાઓ. હું પોતે જ હમણાં આવું છું ! તમારું ઘર બચી જશે !'

'ઘર બચી જશે ?' ડોસાએ હિમ્મતથી વજ્જર જેવો જવાબ વાળ્યો : 'મોટા મોટા મહેલોના ખંડેર થઈ જાય છે તો ઘર બચે ન બચે એમાં શું ? અને ઘર બચાવીને હવે મારે કરવું છે પણ શું ? હું. તો સા'બ ! તમારી પાસે વાત જાણવા આવ્યો હતો !'

'શું વાત જાણવા આવ્યા હતા ?'

'મારા જુવાન જોધ પાંચ છોકરામાંથી ત્રણને તો મેં દરવાજા પાસે જ ઢળી પડતા જોયા હતા. પણ બીજા બેનું શું થયું ? મારે તો આટલું જ જાણવું હતું. કે એ ત્યાં કેદમાં તો નથી નાં ? પાછા હઠીને કેદમાં તો પડયા નથી નાં ? એ પણ ઢળી પડયા હોય તો મને ધરપત થઈ જાય. મને થાય કે અમારામાંથી તો કોઈ જીવતાં નમ્યું નહિ. હું તો આ જાણવા માટે આવ્યો હતો. ઘર બચાવવા હું આવ્યો નથી. ઘર તો કોનાં બચે છે તે મારું બચે ? મોટી મોટી મહેલાતો ખંડેર થઈ ગઈ ત્યાં આ સફલા ઝૂંપડાને બચાવવાનું કહીને મારે કયાં નરકમાં જાવું છે ? અને હવે તો એ બચે તો ય શું ને ન બચે તો ય શું ? તમારે ત્યાં કોઈ જુવાન કેદમાં નથી નાં ?'

'ના' ગોરાએ મક્કમ જવાબ વાળ્યો : 'તમામનાં મડદાં ઢાળવાનાં હતાં, કેદમાં કોઈને રાખવાના જ ન હતા.'

'બસ, બસ, હવે મને ધરપત થઈ ગઈ....'

ડોસો લાકડીને ટેકે ધીમે ધીમે કાંઈ ન હોય તેમ પાછો વળી ગયો.

પણ બુઢ્ઢાની આ વાણી સાંભળીને ગોરો છક્ક થઈ ગયો. એને એ જતો જોઈ રહ્યો. અને છેવટે પોતાના મનમાં જ ગણગણ્યો : 'બધે જ જો આવા હશે તો તો થઈ રહ્યું !'

★





જવાહરલાલ નેહરુ

# આપણી કસોટી

દરેક માણસે, પ્રજાએ કસોટીકાળ અનુભવવાનો હોય છે. આઝાદી મેળવવા કરતાંય આઝાદીને જાળવવા માટે ગજબની તાકાતની જરૂર હોય છે. આપણી એ તાકાતને પ્રેરક બનાવવા માટેના આપણા વડાપ્રધાનના ૨૨મી ઑક્ટોબરના રાષ્ટ્રજોગા વાયુપ્રવચનનો અહીં ટૂંકાવીને અનુવાદ મૂક્યો છે...

આ દેશના આપણે બધા નાગરિકો શાંતવાંચ્છુ છીએ, શાંતિના માર્ગો અપનાવવા આપણે ટેવાયેલા છીએ. યુદ્ધને જરૂરી ગણવું એ આપણા સ્વભાવમાં નથી. એટલે તો, પાંચ વર્ષ પહેલાં જ્યારે આપણા લડાખ પ્રદેશમાં આક્રમણ થયું ત્યારે આપણે શાંતિની નીતિ અનુસરવાનો પ્રયાસ કર્યો હતો અને શાંતિમય રાહે માનભર્યું સમાધાન કરવા આપણે પ્રયત્નો કર્યા હતા. વિશ્વમાં સર્વત્ર આપણી એ જ નીતિ રહી છે અને આપણા દેશમાં પણ એનો અમલ કરવા કોશિષ કરીએ છીએ. આ યુગમાં યુદ્ધની ભયંકરતાથી આપણે પરિચિત છીએ અને વિશ્વને યુદ્ધની જ્વાળાઓમાં હોમાતું અટકાવવા આપણે બનતું બધું જ કર્યું છે.

પરંતુ આપણી સરહદને સંબંધ છે ત્યાં સુધી આપણા બધા જ પ્રયાસો એળે ગયા છે. ત્યાં એક શક્તિશાળી અને બેશરમ દુશ્મને, શાંતિ કે શાંતિમય માર્ગોની પરવા કર્યા સિવાય, આપણને સતત ધમકીઓ આપ્યા કરી છે અને આ ધમકીઓને અમલમાં પણ મૂકી છે. આથી આપણા લોકોની સ્વતંત્રતા અને આપણા દેશની આઝાદી માટે જોખમરૂપ બની રહેલા એ ભયને પૂરેપૂરો સમજી લેવાની આપણા માટે ઘડી આવી ચૂકી છે.

લાંબા ગાળાના વિદેશી આધિપત્ય પછી આટઆટલાં બલિદાન આપીને અને કિંમત ચૂકવીને આપણે મેળવેલી આઝાદી, આખરે તો કોઈ સત્તા છીનવી શકે એમ નથી એ જાણવા છતાં, હું આમ કહી રહ્યો છું. આઝાદી અને આપણા દેશની અખંડિતતાનું રક્ષણ કરવા માટે આપણે કમર કસવી પડશે અને આપણે સ્વતંત્ર થયા પછી આપણી સામે આવી પડેલી આ સૌથી મોટી આપત્તિનો સામનો કરવાનો રહે છે.

આપણે સફળ થઈશું એ વિષે મારા મનમાં જરા પણ શંકા નથી. આપણા લોકોની અને આપણી માતૃભૂમિની સ્વતંત્રતા આગળ બીજી સર્વ બાબતો ગૌણ બની જાય છે અને જરૂર પડે તો, આ મહા કટોકટી પ્રસંગે સર્વસ્વનું બલિદાન આપવા આપણે તૈયાર રહેવું પડશે.

ઇતિહાસમાં એવા બહુ ઓછા દાખલા હશે જેમાં ભારતે મર્યાદાની ઉપરવટ જઈને, ચીનની સરકાર તથા જનતા સાથે મૈત્રી બાંધવા અને સહયોગ સાધવા પ્રયાસ કર્યો અને તેમનાં હિતો માટે વિશ્વપરિષદમાં હિમાયત કરી તે જ ચીની સરકાર ભલાઈનો બદલો બુરાઈથી વાળે છે અને આક્રમણ કરવાની હદ સુધી જાય છે અને આપણી પવિત્ર ભૂમિ પર ચઢાઈ કરે છે. કોઈ પણ સ્વમાની રાષ્ટ્ર, અને તેમાં પણ ખાસ કરીને સ્વાતંત્ર્યપ્રેમી ભારત તો ખચિત ગમે તે પરિણામો આવે તો પણ આ આક્રમણને તાબે નહિ થાય.

ઇશાન વિસ્તારમાં ચીન સાથેની આપણી સરહદ ખૂબ જ જાણીતી અને વર્ષોથી પ્રસ્થાપિત છે. એને કેટલીકવાર મેકમેહોન સીમા તરીકે ઓળખાવવામાં આવે છે. પરંતુ ભારતને તિબેટથી જુદો પાડતી આ સીમા ઉપર જળપ્રવાહોને અલાયદા દર્શાવતી ગિરિમાળાઓ છે અને તે મેકમેહોન સીમા તરીકે ઓળખાતી થઈ તે અગાઉ પણ ઇતિહાસ, પ્રણાલિકાઓ અને સંધિઓએ તેને સરહદ તરીકે માન્ય રાખી છે.

આ સંઘર્ષ કદાચ લાંબા સમય સુધી ચાલે. આ માટે આપણે માનસિક તથા બીજી રીતે તૈયાર થવું પડશે. આપણને આત્મશ્રદ્ધા હોવી જોઈએ.

ત્યારે આપણે તે અંગે શું કરવાનું રહે છે ? આપણે આપણું મનોબળ પોલાદી બનાવવું જોઈએ અને

દેશની શક્તિ તથા સાધનો આ એક જ ધ્યેય હાંસલ કરવાના કામે લગાડવાં જોઈએ. આપણે શાંતિ સમયની મંદગતિએ ચાલતી રીતભાતો છોડી દેવી જોઈએ અને ઝડપી પરિણામો લાવતી પદ્ધતિઓ અપનાવવી જોઈએ. આપણે આપણાં બધાં સાધનો વડે લશ્કરી તાકાત સુદૃઢ બનાવવી જોઈએ.

પરંતુ એકલી લશ્કરી તાકાત પૂરતી નથી. તેને આપણા ઉદ્યોગોએ આપણી જરૂરિયાતનું દરેક ઉત્પાદન દરેક રીતે વધારીને પૂરેપૂરો ટેકો આપવો જોઈએ. હું આપણા કામદારોને હડતાલ પર નહિ જવાની તથા ઉત્પાદનવૃદ્ધિમાં આડખીલીરૂપ બને તેવું કોઈ પગલું નહીં લેવાની વિનંતિ કરું છું.

ઉત્પાદનવૃદ્ધિ માત્ર કારખાનામાં જ નહિ પરંતુ ખેતરમાં પણ થવી જોઈએ. રાષ્ટ્ર જ્યારે આવા ભયમાં હોય ત્યારે રાષ્ટ્રવિરોધી કે સમાજવિરોધી એવી કોઈ પ્રવૃત્તિ સાંખી શકાય નહિ.

આપણે બધાએ જ પોતપોતાના વ્યવસાયમાં ભારે બોજ વહન કરવો પડશે. સ્વાતંત્ર્યની કિંમત પૂરેપૂરી ચૂકવવી પડશે. આપણા લોકો તથા માતૃભૂમિની આઝાદી માટે કોઈ પણ કિંમત આકરી નથી.

હું અંતઃકરણપૂર્વક વિશ્વાસ રાખું છું અને માનું છું કે, દેશના બધા પક્ષો અને જૂથો આ મહાન સાહસમાં એકઠાં થશે, અને હાલની પરિસ્થિતિમાં જેને કોઈ સ્થાન નથી એવા એમના મતભેદો અને ચર્ચાઓ ભૂલી જઈ, આપણી સ્વતંત્રતા અને અખંડિતતાને જોખમમાં મૂકવાનો પ્રયાસ કરનાર સામે, એક સુદૃઢ, સંગઠિત અને સંયુક્ત મોરચો ઊભો કરશે.

આપણો બોજો ઘણો વધવાનો છે. આપણે રાષ્ટ્રીય સંરક્ષણના વધતા જતા ખર્ચ માટે, ઉત્પાદન માટે નાણાં પૂરાં પાડવા બૉન્ડ ખરીદી આપણી બચતમાં મોટો ફાળો આપવો જોઈએ. આપણે ભાવોમાં કોઈ પણ જાતનો વધારો રોકવાનો છે અને આ રાષ્ટ્રીય કટોકટીના સમયનો ગેરલાભ ઉઠાવનાર વ્યક્તિ રાષ્ટ્રદ્રોહી અને દેશને નુકસાનકર્તા છે એવું આપણને ભાન થવું જોઈએ.

આપણે આપણી ત્રીજી યોજનાની મધ્યમાં છીએ. યોજનાઓ પડતી મૂકવાનો કે તેના કોઈ અગત્યના ભાગને પડતો મૂકવાનો સવાલ હોઈ શકે જ નહિ. આપણે યોજનાને આપણી નવી જરૂરિયાતની રીતે ક્યાંક ક્યાંક અનુરૂપ બનાવીશું પરંતુ મુખ્યત્વે તો યોજનાના અગત્યનાં કામોને ચાલુ રાખવાં જ પડશે અને પૂરાં કરવાનાં રહેશે; કારણ કે, એ રીતે જ આપણે આપણા દેશને સુદૃઢ બનાવી શકીશું—માત્ર હાલની કટોકટી પૂરતું જ નહિ પરંતુ આગામી વર્ષો માટે પણ.

કોઈ પણ જાતનો ગભરાટ ઊભો થવા દેવો ન જોઈએ, કારણ કે તે કોઈ પણ સંજોગોમાં અનિષ્ટ છે અને ગભરાટનું કોઈ કારણ નથી. આપણી પાછળ સંગઠિત રાષ્ટ્રનું બળ રહેલું છે. આ ગર્વ લેવા જેવી વાત છે. આપણી સંપૂર્ણ સ્વતંત્રતા તથા એકતા અખંડિત રાખવા તથા ભારતની પવિત્ર ભૂમિ પરથી આક્રમણ કરતા સર્વને હઠાવવાના આજના આ મહત્ત્વના કાર્યમાં એ રાષ્ટ્રીય બળનો ઉપયોગ આપણે કરવો જોઈએ. આ કટોકટીનો સામનો આપણે ગંભીરતાપૂર્વક, મક્કમ હૃદયથી અને આપણી લડતની સત્ય ભૂમિકા તથા પરિણામમાં વિશ્વાસ રાખીને કરવાનો છે.

અફવાઓ અને ગપગોળામાં બિલકુલ માનશો નહિ. ઢીલાપોચા માનવીઓની વાતોમાં વિશ્વાસ મૂકવો નહિ. આજે આપણા બધા માટે કસોટીનો સમય છે. આપણી પરીક્ષા થઈ રહી છે. આપણી જાતને પોલાદી બનાવી મક્કમતાથી આપણે કાર્યરત થઈએ.

આપણે માથે ઠોકાયેલી આ મહાન લડતમાં સહભાગી થવા હું તમને સર્વને નિમંત્રું છું—ભલે તમારો ધર્મ, પ્રદેશ કે જૂથ ગમે તે હોય. મને આપણા લોકોમાં, ધ્યેયમાં અને આપણા આ દેશના ભાવિમાં અવિચળ શ્રદ્ધા છે. કદાચ એ ભાવિનો જ સંકેત છે કે આપણી થોડી પરીક્ષા થાય અને આપણે કઠણ બનીએ.

આપણે બિનજોડાણની નીતિને અનુસર્યા છીએ અને બધા જ દેશોની મિત્રતા ઇચ્છીએ છીએ. મને એ નીતિમાં પૂરો વિશ્વાસ છે અને આપણે એ જ માર્ગે

જયન્ત પરમાર

# ફનાના પંથ પર

રાષ્ટ્ર પર આફત આવી પડે છે ત્યારે હરેક માણસના દિલમાંથી દેશદાઝની સરવાણી ફૂટે છે—જેને આ વાર્તા સાચી વાચા આપે છે. 'જીવનમહેક' નામના લેખકના તાજેતરમાં જ પ્રગટ થનારા નવા વાર્તાસંગ્રહમાં આ વાર્તાનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે...

ચાંદી જેવા સફેદ વાળ વાળી દાઢીને પસવારતાં પસવારતાં જ્યારે સ્વર્ણસિંઘે પોતાની જિંદગીમાં પહેલી જ વાર આરામની ઊંઘ ખેંચવા પથારી ઉપર લંબાવ્યું ત્યારે બૂઢાપાને આરે ઊભેલી પ્રેમકોરે સ્વર્ણસિંઘને સંતોષી સ્વરે કહી દીધું:

'અંતે ધારેલી ઘડી આવી ગઈ.'

'કઈ?' સ્વર્ણસિંઘે જરાય મુખભાવ ફેરવ્યા વિના પ્રેમકોર તરફ ફરીને પૂછ્યું ત્યારે પ્રેમકોર જરા મૂંઝાઈ ગઈ. છતાંય એ સ્વસ્થતા રાખીને બોલી તો ખરી જ:

'આરામની, બીજી કઈ વળી?'

'હં......અ.' સ્વર્ણસિંઘે લહેકાથી એકાક્ષરી જવાબ વાળ્યો.

'કેમ, હવે તો તમે નિવૃત્ત થયા છો. હવે તો ઘરને તમારું ગણીને રહેશો એવી આપણાં બાળકોનીય ઇચ્છા છે.'

'પણ બાળક એકેય ક્યાં 'બાળક' રહ્યું છે. બધાં જુવાનજોધ થઈ ગયાં છે એટલે એમને મા-બાપની પડીય શી હોય?'

'માબાપને બાળકોની પડી હોય તો બાળકોને માબાપની પડી જ હોય!' પ્રેમકોરે સ્વર્ણસિંઘને ટપાર્યો.

'જિંદગી આખી પલટણમાં વીતાવીને હવે એવા મોહ શા?'

'પણ આમાં મોહ ક્યાં છે? આ તો માણસની લાગણીનો સવાલ છે.'

'તે એ લાગણી મા એકલી રાખે તો શી હરકત?' સ્વર્ણસિંઘ સંતાનઘેલી માતાના ગૌરવને નવાજતા જ જાણે બોલ્યો.

સ્વર્ણસિંઘે જીવનનાં પિસ્તાળીસ વરસ તો સંરક્ષણ ખાતામાં વીતાવેલાં હતાં. આજે પાંસઠમે વરસે પણ એને તો નિવૃત્તિ નહોતી જોઈતી. પણ એનાં ત્રણ સંતાનોમાંથી બે મોટા પુત્રો બાપનો સાચો વારસો પામીને હવાઈ અને દરિયાઈ સંરક્ષક દળોમાં ઊંચા હોદ્દા ઉપર હતા. સહુથી નાની પુત્રી પણ એ જ બાપનું સંતાન હતી એટલે પોતાના ડાક્ટર-પતિ સાથે નર્સ તરીકેની ગજબની સેવાભાવી કામગીરી બજાવી રહી હતી.

સ્વર્ણસિંઘના સંતોષનો પાર નહોતો. પ્રેમકોરે પણ પતિના સંતોષને પોતાનો ગણ્યો હતો.

પણ આજે એ સંતોષને અનેકગણો અનુભવતી હોય તેમ બૂઢા પતિના માથા પર આંગળાં ફેરવતી ઓશીકે બેઠી બેઠી પ્રેમકોર જાણે ભાવિને નવાજતી રહી.

જિંદગીમાં પહેલી વાર આટલી નિરાંતે સ્વર્ણસિંઘને લેટી જતો જોઈને પ્રેમકોર જ્યારે ઊભી થઈ ગઈ ત્યારે પતિનાં નસકોરાં રણશંખ્યાં બોલવે જ લાગ્યાં હતાં.

પ્રેમકોર ત્યાંથી ઊભી થઈ. ગ્રંથસાહેબને પ્રણામ કરીને એ પણ સૂવાની તૈયારી કરવા લાગી. અને એ સૂતી ત્યારે એની આંખ સામેથી ભવિષ્યને બદલે ભૂતકાળ પસાર થવા લાગ્યો.

પરણીને અઢારમે વરસે એ જુવાન અને અનગનાટ-

---

આગળ ચાલીશું, આવી પડેલી મુશ્કેલીને કારણે આપણે એ રાહ છોડવાના નથી. એ માર્ગે ચાલવાથી મુશ્કેલીનો સામનો પણ સારી રીતે થઈ શકશે. ભવિષ્યમાં આપણી ઉપર ગમે તે વીતે છતાં તેને માથાં ઊંચાં રાખીને ચાલશો અને આપણા ભારતવર્ષના મહાન ભાવિમાં દૃઢ શ્રદ્ધા અને વિશ્વાસ ધરાવશો.



વાળા સ્વર્ણસિંઘને ઘેર આવી ત્યારે ધોળી દૂધ જેવી ચાંદની રેલાતી હતી. અને એ સોહાગરાતે જ સ્વર્ણસિંઘને પલટણનો ઑર્ડર મળવાથી હાજર થવાનું ફરમાન મળ્યું. એ ફરમાનનો અમલ એવો તો કડક રીતે થયો કે પ્રેમકોરને એકલી મૂકીને તે જ રાત્રે સ્વર્ણસિંઘને દરિયાપાર જતી ટુકડીમાં સામેલ કરવામાં આવ્યો.

દાઢી કે મૂછનો દોરો પણ નહિ ફૂટેલો ફૂટડો જવાન સ્વર્ણસિંઘ જિંદગીની વીસી પણ વટાવે તે પહેલાં જ લશ્કરી લડવૈયો બની ચૂક્યો. પંજાબની વીરભૂમિનો એ ખમીરવંતો ઉછળતો જવાન પ્રેમકોરની આજની એ ભૂતકાળની યાત્રાનું પ્રથમ દ્રશ્ય બની બેઠો.

વરસેક સુધીની પ્રતીક્ષા પછી લડાઈ પૂરી થઈ ત્યારે સ્વર્ણસિંઘ વતનમાં આવ્યો અને એની સફળ કામગીરીને કારણે લશ્કરમાં માનભર્યું સ્થાન અને કામ પામ્યો. લગ્ન પછી સવા વરસે લગ્નજીવનની શરૂઆત કરનાર પ્રેમકોરના આછા અધૂરા કોડ બેવડા બનીને મહોર્યા. અને દેશ વિદેશનાં પાણી પીને આવેલા જવાન સ્વર્ણસિંઘે એ પૂરેપૂરા સંતોષ્યા પણ ખરા. લશ્કરી નોકરીને કારણે સ્વર્ણસિંઘની સારાયે ભારતમાં બદલીઓ થતી જ રહી. અને જુવાનીના આરંભકાળે જ ત્રણ ત્રણ વરસને આંતરે ત્રણ સંતાનોનો એ પિતા બન્યો. પોતાના મનની મુરાદ બર આણવા માટે જ વ્યવસ્થિત તાલીમ આપવા ત્રણેય સંતાનો લશ્કરી તાલીમ માટેની શાળામાં તાલીમ પામ્યાં.

આજે એ ત્રણેય સંતાનોનો ભૂતકાળ પ્રેમકોર એના સ્મરણ–ફલકે આણીને જિંદગીને ધન્ય ગણીને ઊંઘતા સ્વર્ણસિંઘ તરફ મીટ માંડી રહી.

જીવનમાં કેટલીય તડકી–છાંવડી અને લીલી–સૂકી જોઈ ચૂકેલી પ્રેમકોર ઘડીભર સ્વસ્થ બની ન બની ત્યાં જ પતિની લશ્કરી કઠોરતા તેને સતાવતી રહી.

પોતાની સહુથી નાની પુત્રી દિલજીતને ભણાવવાનો પ્રશ્ન આવ્યો. લશ્કરની નર્સીંગ સ્કૂલમાં મૂકવા માટે પ્રેમકોરની જરાય ઇચ્છા નહોતી. પણ દિલજીત પંજાબની ધરતીનું સંતાન હતી તે કરતાંય વધુ તો એક બહાદુર બાપની બેટી હતી. દિલજીત પોતાની માતાને સમજાવતી હતી કે મારે તો સૈનિકોની સારવાર કરવી છે માટે મને નર્સીંગ સ્કૂલમાં જ જવા દે. પણ માતા એકની બે નહોતી થતી. ત્યાં જ સ્વર્ણસિંઘ ઘરમાં દાખલ થયો. પ્રેમકોર ખૂબ ઉશ્કેરાયેલી હતી. છતાં સ્વર્ણસિંઘે જરાય ઉશ્કેરાયા વિના વાત શરૂ કરી :

'તારી બેટીની ઇચ્છા છે પછી તને શી હરકત છે?'

'મારી ફૂલની કળી જેવી દીકરીને હું આમ તડકામાં ચીમળાવી દેવા નથી માગતી.'

'પણ આમાં તો ફૂલ ખીલે એવી જોગવાઈ છે.'

'કોણ કહે છે?'

'તું એક વાર નર્સીંગ સ્કૂલમાં જઈને જોઈ આવ. દિલજીત કરતાંય કોમળ દિલની કેટલીય કળીઓ અને મોટા મોટા અફસરોની પુત્રીઓ પણ આ લશ્કરી નર્સીંગ સ્કૂલમાં ભણવા આવે છે. આપણી દિલજીત તો ત્યાં રહીને વધુ સારી નામના કાઢી શકશે.'

'દીકરી નામના કાઢે તો ય શું ને ન કાઢે તો ય શું?' પ્રેમકોર એ જ ઉશ્કેરાટમાં બોલ્યે જતી હતી: 'એને તો પારકી કરવાની હોય છે.'

'તું ઊઠીને આવી વાણી બોલીશ?' સ્વર્ણસિંઘ હજુ વધારે પોતાની જાતને કાબૂમાં રાખતાં તદ્દન નરમાશથી બોલ્યો: 'આપણી દિલજીત દીકરી નહિ પણ ત્રીજો દીકરો જ છે એવું તું તો ઘડીએ ઘડીએ મને યાદ દેવડાવે છે.'

'પણ એ મારી આંખ આગળ રહે તો જ.'

'નર્સીંગનું શીખીને એ ક્યાં નાસી જવાની હતી? અને નાસી જશે તો ય કેટલાંયની સેવા–સુશ્રૂષા કરીને આપણું કુળ ઉજાળશે.'

પણ માતાને મન પુત્રી આંખની કીકી હોય છે. તેમાંય પંજાબની એક સાવ અણઘડ માતા. એને સ્ત્રી ચાર દિવાલમાં ગોંધાઈ રહેનારી અને ઘરનું વૈતરું કરતી પુરુષની ચાકરડી જ દેખાય. અને એવી માતાની પુત્રી





દિલજીત આમ પુરુષ—સમોવડી બનવાની કલ્પના કરે એ પ્રેમકોર જેવી સ્ત્રી શી રીતે સાંખી શકે ?

છેવટે સ્વર્ણસિંઘ પુત્રીની વહારે ધાયો : 'દિલજીત કાલથી જ લશ્કરી નર્સીંગ સ્કૂલમાં જશે.'

બસ ખલાસ. પ્રેમકોરની બધી અક્કડાઈ અને ઉશ્કેરાટ કોણ જાણે ક્યાંય ઊંડાણમાં પેસી ગયાં ! સ્વર્ણસિંઘ મક્કમ દિલનો આદમી હતો અને તેમાંય લશ્કરી દિમાગનો. એની ફરેલી આંખ પ્રેમકોર જોઈ ન શકી. અને આંખમાંથી આંસુધારા છૂપાવવા માટે પહેલી તકે સ્વર્ણસિંઘથી દૂર સરી ગઈ.

પ્રેમકોર ભૂતકાળનાં પડ ઉકેલવાં મૂકીને ગ્રંથસાહેબની માળા જપવા લાગી. પણ એના દિલમાં આજે ઉથલપાથલ મચાવી રહેલો આનંદનો અતિરેક એને જંપવા દે તેમ નહોતું. હવાઈ દળમાં ઊંચે હોદ્દે પહોંચેલો મોટો પુત્ર દુલીપસિંઘ અને દરિયાઈ દળનો કપ્તાન બીજો પુત્ર પ્રીતમસિંઘ પણ એની ચિત્રમાળાને વધારે ઝડપથી સરકાવવા લાગી ગયો. દુલીપના જન્મ વખતે પહેલી જ વાર સ્વર્ણસિંઘે પ્રેમકોરને જે પ્રેમથી નવાજેલી એ આજેય એના રોમાંચ ખડા કરી ગયો. અને પ્રીતમના પહેલા જન્મદિનની ખુશાલીમાં સ્વર્ણ-સિંઘે તેને બક્ષિસમાં આપેલી દુપટ્ટાની જોડ તો હજુય તેણે અકબંધ સાચવી રાખી હતી.

દુલીપસિંઘ હવાઈ દળમાં દાખલ થયો એ પ્રેમકોરને નહોતું ગમ્યું. કેટલીય વાર વિમાનોનાં અકસ્માતોની વાત પ્રેમકોરને કાને પડતી. અને આ તો પાછો લશ્કરી હવાઈ દળમાં,—એટલે માનો જીવ હાથમાં રહે જ શાનો ?

એમ તો એનો પતિ પણ ક્યાં મોતને મૂઠીમાં લઈને નહોતો જીવતો ? પરણ્યાની પહેલી રાતે જે સ્ત્રી પોતાના પતિને લડ ઈને મોરચે જતો જોઈ શકવા જેટલી ખુમારી અને ખેલદિલી કેળવી શકેલી એ પોતાના પુત્રને લશ્કરમાં દાખલ થતો શી રીતે રોકી શકે ? એવું જ પ્રીતમને માટે પણ બનેલું. દરિયાઈ દળની તાલીમ માટે પ્રીતમે જ્યારે આગ્રહ રાખ્યો ત્યારે સબમરીનો અને આગબોટો ડૂબાડી દીધાના સમાચાર પ્રેમકોર સાંભળતી. પણ એનું મન એ વિચારીને જ બેઠું રહેતું. એના વિચારોને વ્યક્ત કર-વાની એનામાં જિગર નહોતી, એ એના સ્વભાવમાં જ નહોતું. લડાયક ખમીરના પતિને પામીને એ લડાયક ખમીરનું દિલ તો કેળવી શકી હતી જ.

આ બધા વિચારોની હારમાળામાંથી જ્યારે એ પર-વારી ત્યારે કંઈક દૂર દૂરથી એના કાન ઉપર ઠોકાતું હોય તેવું લાગ્યું. હકીકતમાં તો એની ઊંઘની શરૂ-આત જ ત્યારે થઈ હતી. એવા પરોઢિયાના પાંચ વાગ્યે એના બારણા ઉપર ટકોરા પડ્યા.

સ્વર્ણસિંઘ તો આજે આવા અવાજથી જાગે એવી કોઈ શક્યતા નહોતી. નિરાંતની નીંદરનો એનો પહેલો દિવસ હતો—પહેલી રાત હતી. પણ પ્રેમકોરની કાગા-નીંદર બારણાના ટકોરાથી તરત ઊડી ગઈ. સફાળી બેઠી થઈ ગઈ. અને પરોઢના ભળભાંખળા પ્રકાશમાં એણે દુલીપસિંઘને જોયો ને એ દોડની જઈને એને ભેટી પડી.

પણ દુલીપને સમય નહોતો—માતા સાથે વાત કરવાનો કે પિતાને ઊંઘમાંથી ઊઠાડવાનો આજે તેને સમય નહોતો. અવાચક બની ચૂકેલી પ્રેમકોરે દુલીપ પાસેથી જતાં જતાં એટલું જ સાંભળ્યું કે 'ચીનાઓએ આપણા દેશમાં પગપેસારો શરૂ કર્યો છે એટલે અમારું હવાઈ દળ હવે નેફાની સરહદે લઈ જવું પડે તેમ છે. હુંય જાઉં છું. મળાય ન મળાય તો છેલ્લા જુહાર કરવા જ આવ્યો 'તો.'

ઘરડી પ્રેમકોર આખી રાતના ઉજાગરાથી લથડતી લથડતી પતિ પાસે પહોંચી. દુલીપે આપેલો સંદેશો ભાંગી તૂટી ભાષામાં સ્વર્ણસિંઘ પાસે રજૂ કર્યો. સ્વર્ણસિંઘનું લશ્કરી ખમીર ઉછાળા મારી રહ્યું: 'ચીનાઓની આ મજાલ ?' એ પરોઢની પહેલી તાજગીમાં બબડી ઊઠ્યો : 'ભાઈ ભાઈ ગણીને આજ સુધી જેમની પડખે આપણે ઊભા રહ્યા, સારાયે દેશમાં મિત્રદાવે ઘૂમવા દીધા, એમનાં દેશનાં બણગાં

ફૂંકતાં સાહિત્યને આપણે ઘરેઘરમાં પેસવા દીધું, ભગવાન બુદ્ધનાં પંચશીલને નામે આપણે તેમને નવાજ્યા, તેમનાં પ્રતિનિધિ મંડળોને અને તેના વડા પ્રધાનને દેશભરમાં ફેરવ્યા, એ બધી ભલમનસાઈનો આ બદલો ?'

સ્વર્ણસિંઘ હજુય બોલ્યે જાત. પણ એ આવી વૈખરી વેરીને વખત વીતાવે તે પહેલાં જ તેને બોલાવવા માટે લશ્કરી છાવણીના અમલદારની જીપ આવીને ઊભી રહી. સ્વર્ણસિંઘ ઘડીની પણ વાર કર્યા વિના તૈયાર થઈને ઊભો થઈ ગયો. લશ્કરી ઢબે અફસરને સલામ ભરીને પ્રેમકોરને હિંમત રાખવાનું કહીને ચાલી નીકળ્યો.

વીર નરને વરેલી પ્રેમકોરને જીવનનું પ્રભાત યાદ આવ્યું. ગુલાબી પ્રભાત જેવી જ જિંદગીની ગુલાબી સંધ્યા જાણે નજરે જોઈ, અને પરોઢિયે પણ સંધ્યા હોઈ શકે એવી કલ્પના તેને આવી ને તરત જતી રહી.

પુત્ર અને પતિને વિદાય કરીને પ્રેમકોર પ્રાતઃકર્મ આટોપવા પોતાની ખખડી ગયેલી કાયાને ચાલના આપવા લાગી. અને એ જ ઘડીએ પોતાની પુત્રી દિલજીતની યાદ આવી ગઈ.

દિલજીત લશ્કરી ડાક્તરને પરણી હતી પણ એનું જીવન તો એ જ સેવાભાવનામાં વીતાવી રહી હતી. ડાક્તર આજે આ લશ્કરની શારીરિક તપાસ માટે હોય તો કાલે બીજા લશ્કરની શારીરિક તપાસમાં. પણ દિલજીત તો લશ્કરી ઇસ્પિતાલની વડી નર્સ તરીકે એક જ જગ્યાએ રહેતી. પણ એટલે જ એને નેફા મોરચા ઉપર જવાની પહેલી તક મળી. ડાક્તરની સાથે જવા પોતે નર્સ હોવાથી વધુ મદદરૂપ થશે એવું સામેથી માગી લીધું એટલે એ માગણી તરત પૂરી કરવામાં આવી. આ જાતના ખબર દિલજીતે તારથી પોતાનાં માતા-પિતાને જણાવ્યા અને એ સરહદની છાવણીએ પહોંચી ગઈ.

દરિયાઈ દળને અનામત રાખવામાં આવ્યું હતું એટલે બીજો પુત્ર પ્રીતમસિંઘ થોડા દિવસની રજા લઈને માતા પાસે આવ્યો. ઘરડી માતાની આવી પરિસ્થિતિમાં પ્રીતમ ખરેખર સહાયરૂપ થઈ પડ્યો.

દશેક દિવસ પણ વીત્યા નહિ ત્યાં ચીની હુમલાઓએ જોર વધુ પકડવાથી દેશના ખૂણે ખૂણાનાં લશ્કરોને સાબદાં રહેવા હાકલ થઈ. પ્રીતમસિંઘની પણ રજાઓ પૂરી નહોતી થઈ છતાં દેશની હાકલ પડેલી એ અવગણી ન શક્યો. અને જનેતાની પણ જનેતા એવી મા-ભોમની વહારે ધાવા માટે જનેતાને એકલી મૂકી જતાં એ ન અચકાયો.

પ્રેમકોર એકલી પડી. એનામાં સુપ્ત રહેલો ભક્તિભાવ ધીરે ધીરે ભગવાન તરફથી સ્વદેશ ભણી વળવા લાગ્યો. છાપાંઓ કે રેડિયો એના સુધી પહોંચે તેમ નહોતાં—બલ્કે એમાં એને રસ પણ નહોતો. એ તો એના ભગવાનમાં લીન હતી. અને ભક્તિમાં એ એના જીવનને તરબોળ કરી ચૂકી પણ હતી. પણ એને કાને વાતો આવવા લાગી. દેશને આજે પૈસાની જરૂર પડી છે. અને એ પૈસો પ્રજાની પાસેથી જ પહેલો ખપમાં લાગે. પૈસા કરતાંય વધુ જરૂરત સોનાની હતી. પ્રેમકોરની પાસે પૈસો નહોતો. ગામડામાં પૈસો સંઘરે તેવાં બહુ ઓછાં હોય છે તેમાંની પ્રેમકોર પણ એક હતી. પતિની જિંદગીભરની કમાઈમાંથી પ્રેમકોરને પ્રિય એવા સોનાના દાગીના કરાવાયા હતા.

પ્રેમકોરમાં પ્રવેશેલી દેશદાઝ અને પ્રભુપ્રીતિએ તેનાં આપ્તજનોની સલામતી માટે પ્રાર્થના કરાવવા ઉપરાંત તેનામાંથી સુવર્ણ પ્રત્યેનો મોહ પણ છોડાવ્યો. સોનું સંઘરી રાખીને કોને ખપમાં લાગવાનું છે ? દીકરાઓ અને દીકરી જાતે પોતાને જોઈએ તે કરતાં વધુ મેળવે છે. પતિ તરફની પણ એ બાબતની ચિંતા નહોતી.

*

સ્વર્ણસિંઘની ભૂતકાળની લશ્કરી સેવાઓને અને તેની પાકટ વયને લક્ષમાં લઈને તેને દૂર દૂર સરહદના પહાડી પ્રદેશમાં ન મોકલ્યો. પણ એનું રાષ્ટ્રપ્રેમને રંગે રંગાયેલું ખમીર ઉછાળા મારી રહ્યું. અનેક મનાઈઓ છતાં એ સામે ચાલીને નેફાને મોરચે





પહોંચ્યો. પહાડીઓ વચ્ચે ઝઝૂમવાની એણે લીધેલી તાલીમ પાંસઠમે વરસેય એટલી જ જોર જોરથી કૂદી રહી હતી. પણ ચીનાઓના દગાનો એ ભોગ બનો બેઠો અને એક સાંજે એ પહાડીની નિર્જન ખીણમાં ઢળી પડયો. એનામાં હજુ જીવ હતો. એ મરી નહોતો ગયો. અથડાતો કૂટાતો એ બૂઢ્ઢો લશ્કરી તારનો આદમી એ દિવસની મજલને અંતે વસ્તીમાં પહોંચ્યો અને તાત્કાલિક સારવાર માટે એને લશ્કરી હૉસ્પિતાલમાં દાખલ કરવામાં આવ્યો.

દિલજીત પિતાની આ હાલત જોઈને ગર્વથી પુલકિત થઈ. છતાં ધ્રૂસકે ધ્રૂસકે રડી પડી. પુત્રીને ઓળખતાંની સાથે જ સ્વર્ણસિંઘની બેભાનાવસ્થામાં પણ જાણે ચેતન આવ્યું : 'દીકરી, સ્વર્ણસિંઘની બેટી આવી હોય ?'

અને એ એક જ વાકયે દિલજીત પૂરી સ્વસ્થતા મેળવીને સારવાર કરવા લાગી. પણ ભૂખ અને રખડ-પટ્ટી, શરીરની હણાઈ ગયેલી શક્તિ અને દુશ્મનોની ગોળીઓથી વીંધાયેલો એ અવસ્થારૂઢ દેહ વધુ ટક્કર ન ઝીલી શકયો. દિલજીતના દાક્તર-પતિએ આવીને બધી કારગત કરી જોઈ તો ય એ વૃદ્ધ સિપાહી ન બચી શકયો.

અને પુત્રીને દિલેરદિલીના પાઠ પઢાવતાં એ ખડતલ સ્વર્ણસિંઘે સંધ્યાકાળે છેલ્લો શ્વાસ લીધો.

*

પંજાબના એ નાનકડા ગામમાં એકલી પડેલી પ્રેમકૌર ગ્રંથસાહેબની પાસે બેસીને માળાના મણકા ફેરવતી ફેરવતી અવસ્થાને આરે પણ એક ઊંડો ઝબકારો અનુભવી રહી હતી : 'વતનપરસ્તી બતાવવામાં મેં જ પાછી પાની કરી ? પતિ, બે પુત્રો અને પુત્રીએ દેશ-દાઝથી પ્રેરાઈને જીવનદાન આપ્યું છે તો મારે આ બધી મિલકતને શું કરવી છે ? દેશને આજે તેની જરૂર મારા કરતાં વધારે છે.'

અને ગ્રંથસાહેબની સાક્ષીએ તેણે, પોતાના પતિએ સોનેથી મઢેલી કાયા ઉપરથી એક પછી એક આભૂ-ષણો ઉતાર્યાં. બચકી બાંધીને એ ગામના સરપંચ પાસે ફનાના પંથ પર છેલ્લું કદમ મૂકવા પહોંચી ગઈ.

પંજાબનું એ નાનકડું ગામ દેશની હાકલ સાંભળીને સર્વસ્વ ન્યોછાવર કરવા જાણે પ્રેમકૌરની પહેલથી તૈયાર થયું. પ્રેમકૌરે જ્યારે એ સુવર્ણથી ખીચોખીચ બચકી સરપંચ સામે ધરી ત્યારે સરપંચે પણ પ્રેમકૌરને બિરદાવતું એના પગે પડીને નમન કર્યું એ જ વખતે સામે તારવાળો ઊભેલો દેખાયો. તેના હાથમાંથી તાર લઈને સરપંચે વાંચ્યો અને એની આંખો ચોધાર આંસુએ રડી રહી. એ કયા મોંએ પ્રેમકૌરને સ્વર્ણસિંઘના મૃત્યુના આ અશુભ સમાચાર આપે ?

પણ પ્રેમકૌરે જ જીદ પકડી. એ જાણે ભાવિનાં એંધાણ પારખી ગઈ હતી. પુત્રો કે પુત્રીના કુશળ સમાચારની તેને જાણે પડી નહોતી; પણ પોતાના જીવનસાથીની જ આજે પડી હતી : 'દિલજીતના બાપના કંઈ સમાચાર છે ? મને કહો. એ દેશને માટે ખપી ગયા કે શું ? બોલો ને સરપંચ, તમે કેમ કંઈ બોલતા નથી ? એમનું મોત બગાડવા માટે હું નથી જીવતી રહી એ ગ્રંથસાહેબ પાસે રોજ માગું છું. મારી એ આશા ગ્રંથસાહેબે પૂરી કરી કે નહિ ?'

સરપંચે આંસુડાં સારતી આંખે હકારમાં ડોકું ધુણાવ્યું ત્યારે પ્રેમકૌરે પોતાના અંગ ઉપરનાં રહ્યાંસહ્યાં સૌભાગ્યચિહ્નરૂપી સોનાનાં બે કંગન પણ ઉતારીને સામેની સોનાના દાગીનાની બચકીના વજનમાં છેલ્લો ઉમેરો કરી દીધો. જીવનના એ કારમા ઘાવ વેળાએ પણ સ્વદેશપ્રીતિની એ ફરજ બજાવવાના આનંદની સંતોષરેખા એ કરચલીઆળા મોંને ઘેરી વળી. એ રેખાઓ નિહાળનાર સરપંચ અને સ્તબ્ધ થઈ ગયેલો પેલો તારવાળો નારીના આ સાચી ન્યોછાવરીના સ્વરૂપને, મા-ભોમની આ સાચી પુત્રીના માતૃસ્વરૂપને વખતે વંદન કરી રહ્યા.

[૧૮, નવેમ્બર ૧૯૬૨]





ડૉ. જીવરાજ મહેતા

# ગુજરાતનો સાથ

સમગ્ર દેશ જ્યારે આપત્તિકાળ અનુભવતો હોય ત્યારે પ્રાંતેપ્રાંત પણ જાગી ઊઠે છે. ગુજરાતની એવી જાગૃતિની ખાતરી આપવા ગુજરાતના મુખ્ય મંત્રીએ ૨૮મી ઑક્ટોબરે કરેલું વાયુપ્રવચન આપણી પ્રજાને ઉદ્બોધક નીવડે તેવું અને પ્રેરક હોવાથી અહીં ટૂંકાવીને મૂક્યું છે...

નેફા વિસ્તારમાં આપણી ચીન સાથેની સરહદ ખૂબ જ જાણીતી છે અને વર્ષોથી તે સ્થપાયેલી છે એને કેટલીક વાર મેકમેહોન હરોળ કહેવામાં આવે છે. ભારત તિબેટથી છૂટું પાડતી આ હરોળ જળપ્રવાહોને જુદી જુદી દિશામાં વાળતી ઊંચી ગિરિમાળાના રૂપમાં છે અને તે મેકમેહોન હરોળ કહેવાતી થઈ, ત્યારે પહેલાંના જમાનાથી, ઇતિહાસે, પ્રણાલિકાઓએ અને સંધિઓએ ભારતની સરહદ તરીકે માન્ય રાખેલી છે. ચીનાઓએ પણ એ મેકમેહોન હરોળને ગેરકાયદેસર ગણાવવા છતાં, અનેક રીતે તેને સીમા તરીકે માન્ય રાખી છે. આમ છતાં, અને ચીન સાથેનો સરહદનો ઝઘડો પતાવવા આપણે શાંતિભર્યો માર્ગ ગ્રહણ કર્યા છતાં, જ્યારે તંગદિલી ઘટાડવાના માર્ગો અને ઉપાયોની ચર્ચા બે દેશ વચ્ચે ચાલુ હતી. એટલું નહિ પરંતુ બંને દેશોના પ્રતિનિધિઓ આ અંગેની વિચારણા કરવા મળે તેવી શક્યતા પણ હતી, ત્યારે ચીનાઓએ નેફા સરહદે નવું અને જોરદાર આક્રમણ કર્યું.

દુનિયાના બધા દેશો સાથે મૈત્રીભર્યો વર્તાવ રાખવાની નીતિ આપણો દેશ સ્વતંત્ર થયો ત્યારથી જ આપણે અપનાવી છે. પંચશીલનો સિદ્ધાંત પણ આપણે પ્રતિપાદિત કર્યો છે. સાથે મળીને જીવવાનો સિદ્ધાન્ત પણ આપણે રજૂ કર્યો અને પશ્ચિમી દુનિયાની થોડી ખફગી વહોરી લઈને પણ આપણે સામ્યવાદી દેશો સાથે મૈત્રી રાખી. પશ્ચિમના દેશો સંયુક્ત રાષ્ટ્રમાં સામ્યવાદી ચીનને દાખલ કરવા સામે વિરોધ કરતા હોવા છતાં આપણે ચીનની જોરદાર વકીલાત કરી. પણ આ બધાના બદલામાં ચીને આપણને શું આપ્યું? તેણે આપણી સરહદો પર દગાબાજ રીતે આક્રમણ કર્યું. માત્ર જે વિસ્તાર ચીન પોતાનો હોવાનો દાવો કરે છે તે જ નહિ પણ જેના પર ચીને દાવો કર્યો નથી એવા વિસ્તાર ઉપર પણ એણે આક્રમણ શરૂ કર્યું.

પંદર વર્ષ પહેલાં આપણે જ્યારે સ્વતંત્રતા પ્રાપ્ત કરી ત્યારે આપણને સ્વપ્ને પણ એ ખ્યાલ ન હતો કે, કોઈ દેશ આપણા પર આ રીતે આટલી ઝડપથી આક્રમણ કરશે. સ્વતંત્રતા મેળવવા આપણે કેટલો લાંબો વખત સુધી લડત કરવી પડી? કેટકેટલાં બલિદાનો આપવાં પડ્યાં? અને કેટકેટલી યાતનાઓ ભોગવવી પડી? સ્વતંત્રતા મેળવ્યા પછી આપણે દેશને આબાદ કરવા કમર કસી, લોકશાહીનો આપણે સ્વીકાર કર્યો. દુનિયાના મોટામાં મોટા લોકશાહી દેશ તરીકે પંદર જ વર્ષના ગાળામાં આપણા દેશે જે પ્રગતિ કરી અને વિશ્વમાં જે નામના મેળવી, તેનાથી બધા પ્રભાવિત થયા.

જ્યારે આપણે આ રીતે ઝડપભેર આગળ વધતા જતા હતા ત્યારે ચીને દગાબાજ રીતે આક્રમણ કર્યું. સ્વમાની રાષ્ટ્ર તરીકે આપણે કોઈ રીતે આ આક્રમણ સાંખી શકીએ નહીં. કોઈ પણ જાતના પરિણામની પરવા કર્યા વગર, આવા આક્રમણનો પોતાની પૂરેપૂરી તાકાતથી સામનો કરવો એ જ આપણો ધર્મ બની રહે છે. સમર્થ બ્રિટિશ સામ્રાજ્યને પડકારી, વગર હથિયારે, આપણા દેશે આઝાદી મેળવી. એવો તાકાતવાન દેશ ચીનના આવા આક્રમણને કદી તાબે થઈ શકે નહીં. આપણે કોઈના મુલક ઉપર નજર રાખી નથી, નાખવા ઇચ્છતા પણ નથી. પરંતુ આપણા મુલક ઉપર થયેલા આક્રમણને કોઈ પણ ભોગે મારી હઠાવવા અને આપણી મહામૂલી આઝાદીનું રક્ષણ કરવા આપણે કટિબદ્ધ થવું જોઈએ. ચીનના આક્રમણને કારણે આપણા દેશને માટે ભારે કટોકટી





નિર્માણ થઈ છે. સમગ્ર રાષ્ટ્રે એક બનીને આપણી ઉપર આવી પડેલી આફતનો મુકાબલો કરવાનો છે. અને આપણી પૂરી તાકાત લગાવીને આપણા દેશને આક્રમણમાંથી મુક્ત કરવાનો છે.

દેશમાં કેવા પ્રકારની પરિસ્થિતિ પેદા થવા પામી છે એનો આપણને સહેજે ખ્યાલ મળી રહે છે. તે વખતે આપણો ધર્મ શું છે એ સહેલાઈથી સમજી શકાય તેવી વાત છે. છેલ્લા અડધા સૈકામાં થયેલાં બે વિશ્વયુદ્ધ દરમિયાન હિંદી સૈનિકો લડાઈના મોરચે લડ્યા છે અને હિંદી જનતાએ યુદ્ધનાં પરિણામો ભોગવ્યાં છે. પરંતુ તે વખતે આપણે સ્વતંત્ર ન હતા. આપણું સુકાન આપણા હાથમાં ન હતું. આજે મા-ભોમનો આપણને સાદ છે. આપણા સૈનિકો વિશ્વયુદ્ધમાં ખમીરપૂર્વક અને વીરતાપૂર્વક લડેલા પણ આપણી આઝાદી કે રક્ષા કાજે નહિ. કો'કની મહત્ત્વકાંક્ષાઓ પૂરી કરવા માટે. આજે આપણે સ્વતંત્ર છીએ. આજે આપણી સ્વતંત્રતા માટે આપણે લડવાનું છે. આપણો દેશ, આપણા સૈનિકો, આપણા યુવાનો, આપણા નાગરિકો મા-ભોમની રક્ષા કાજે પોતાનું કર્તવ્ય બજાવવા અને કોઈ પણ જાતનો ભોગ આપવામાં પાછી પાની નહીં કરે.

આજની કટોકટીમાં મતભેદ હોય તો તેને દાટી દઈ કામ કરવાનું છે. આપણા લોકોમાં અને ખાસ કરીને આપણા જુવાનોમાં દેશ માટે મરી ફીટવાનો જે જુસ્સો છે એને બળ મળે અને આપણા જુવાનો દેશને પોતાની સેવા આપી શકે એ માટે આપણે પ્રબંધ કરવાનો રહેશે. આંતરિક શાંતિને વધારે દૃઢ બનાવી ગભરાટ ન ફેલાય તે જોવાનું છે. ચીનાઓ અનેક જાતનો ખોટો પ્રચાર કરી રહ્યા છે, એ પ્રચારનો લોકો ભોગ ન બને તેની સાવધાની રાખવાની રહેશે. શરૂઆતની મુશ્કેલીઓ કે હારથી નાસીપાસ થવાનું કારણ નથી. કટોકટીનો સામનો કરવા આપણે શાંતિ સમયની ચાલુ ગતિએ ચાલતી પદ્ધતિઓ છોડી દઈ, ઝડપી પરિણામો લાવતી પદ્ધતિઓ અપનાવવી પડશે. ઔદ્યોગિક ઉત્પાદનના ક્ષેત્રે શાંતિ જાળવી, વધુ મહેનત કરી, ઉત્પાદન વધારવું જોઈશે. રણમોરચે જરૂરી વસ્તુ પહોંચાડવામાં આપણે પૂરતી મદદ કરવી પડશે. દેશની રોજ બરોજની જરૂરિયાતને પહોંચી વળાય તે માટે ખેડૂતો તથા અન્ય ધંધાઓમાં રોકાયેલાઓએ કમર કસવી પડશે. હવે વિચાર કરવાનો વખત નથી. કમર કસી કામે લાગી જવાનો વખત છે. ગુજરાત પોતાનું કર્તવ્ય બજાવવામાં પાછળ નહિ રહે તેવી મને શ્રદ્ધા છે.

યુદ્ધ વખતે જરૂરી એવી સેવાઓ માટે, બહેનોની સેવા મેળવવા, માંદાની સારવાર માટે યોગ્ય પ્રબંધ કરવા, રક્તદાનની વ્યવસ્થા કરવા યુવાનોને સંગઠિત કરીને તાલીમ આપવા, લડાઈને મોરચે જોઈતી સામગ્રી ઉત્પન્ન કરવા અને પહોંચાડવા અને કટોકટીને પહોંચી વળવા માટે જે કંઈ આવશ્યક હોય તે કરી છૂટવા માટે આપણે પ્રબંધ કરવાનો રહેશે.

દેશની સરહદ ઉપર આક્રમણ થાય, એની રક્ષા કાજે આપણા સૈનિકો જાન ન્યોછાવર કરતા હોય, અને વીરતાપૂર્વક લડતા હોય ત્યારે આપણા જુવાનોના દિલમાં દેશ માટે કંઈક કરી છૂટવાની, એને ખપ પડે તો મરી ફીટવાની લાગણી જન્મે એ સ્વાભાવિક છે. ગુજરાતમાં સ્થળે સ્થળેથી જુવાનોની આવી ભાવના અને થનગનાટ વ્યક્ત થઈ રહ્યા છે. જુવાનોની આ ભાવના અને શક્તિનો દેશ કાજે, દેશની રક્ષા કાજે ઉપયોગ થાય એ જરૂરનું છે. લશ્કરમાં અને પોલીસમાં ભરતી કરવાની રહેશે. સ્થાનિક વ્યવસ્થા અને રક્ષણ માટે મોટી સંખ્યામાં જુવાનોની સેવા જરૂરી બનશે, પણ આ ક્ષેત્રમાં જુવાનો પોતાની સેવા આપી શકે એ માટે એમને પરેડ, અને અન્ય પ્રકારની તાલીમ આપવાની ચોક્કસ વ્યવસ્થા કરવાની રહેશે. આ અંગે રાજ્ય સરકાર તરફથી યોગ્ય પ્રબંધ કરવાનું વિચારવામાં આવ્યું છે.

દેશમાં જ્યારે લડાઈની પરિસ્થિતિ હોય ત્યાં પુરવઠાની બાબતમાં, વાહનવ્યવહારની બાબતમાં, અને અન્ય

પન્નાલાલ પટેલ

# દેશી પરદેશી

દેશ ઉપર જ્યારે અણધારી આફત આવી પડે છે ત્યારે પ્રજાનાં આંતરિક વેર-ઝેર અને શ શમી જાય છે. એવી આંતરિક એકતા જ્યારે પ્રજામાં આવી જાય છે ત્યારે તે દુશ્મનો સામે સાચો સામનો કરી શકે છે. આવી એકતા સમજાવતી આ નાટિકા આપણા જાણીતા વાર્તાકારે લખી છે...

[ચંપા ઘઉંનું ખળુ ઊપણે છે, ગાય છે :]

ઉગમણી ધરતીમાં કેશર ઊડે છે, ઓ.... રેશમા
ઉગમણી ધરતીમાં કેશર ઊડે છે રે લોલ
મેં જાણ્યું નણદીનો વીરો આવે છે ઓ...રેશમા
મેં જાણ્યું નણદીનો વીરો આવે છે રે લોલ
મેં જા હૈયાનો હાર લા વે છે ઓ...રેશમા
મેં જાણ્યું હૈયાનો હાર લાવે છે રે લોલ.

મંગુ : (ઉપરવાડેથી) અલી ચંપા.

ચંપા : કોણ ?...મંગુભાભી કે ? કેમ ઉપરવાડે ? આવ ને ખળામાં !

મંગુ : (અંદર આવતાં) તું તો સાત ભાયડા ભાંગીને એક ચંપા ઘડી છે. તે એકલી એકલી ઊપણી શકે પણ મારે તો દન તો નમી ગયો ને હજુ તો હું ખળામાં જઈશ ને તારા ભાઈને ભરી આપીશ ત્યારે.

ચંપા : મેર ગાંડી ! એકલી છું તે એકલી જ ઊપણું ને ? તારી પેઠે એકના બે થઈશું એટલે જોજે ક્યાંય એકલી જુએ તો !

મંગુ : ઓહો ! તેમાં ત્યારે નણદીના વીરાના ઓરતા ગાળી લાવી—(ચૂપ થઈ જાય છે.)

ચંપા : કેમ છાની થઈ ગઈ ?

મંગુ : કાંઈ નહિ.

ચંપા : તારું મોઢું જ કહી રહ્યું છે કાંકનું કાંક—

મંગુ : ક્યારે સગાઈવાળા ઘરેણું ચઢાવવા આવે છે ચંપા ?

ચંપા : આજકાલમાં. બાપા પૂછવા ગયા છે ને—જોયા 'તા ઘેર આવી ગયા છે ?

મંગુ : ઘર તો ઉઘાડું જોયું હતું પણ—

ચંપા : (હર્ષમાં) પાકું કરીને જ આવ્યા હશે. સાંભળી તો વાત કંઈ ?

મંગુ : કાલે કંઈક આવવાના છે. પ...ણ...

ચંપા : બસ તો. પણ ને પણ મંગુ.

---

બાબતોમાં લડાઈની જરૂરિયાતને પ્રાધાન્ય આપવામાં આવે એ દેખીતું અને સ્વાભાવિક છે. આ અંગેની પરિસ્થિતિને પહોંચી વળવા માટે લોકો અત્યારથી જ બને તેટલી ઓછી મુસાફરી કરે, બને તેટલી કરકસર કરે એ જરૂરી છે. જેથી આપણા ઉત્પાદનનો, આપણા પુરવઠાનો અને આપણા વાહનવ્યવહારનો, લડાઈ તથા લશ્કર માટે વધુમાં વધુ ઉપયોગ કરી શકાય.

દેશ ઉપર જ્યારે મોટી આફત ઊતરી હોય ત્યારે એનો ગેરલાભ ઉઠાવીને, પોતાના સ્વાર્થ ખાતર ભાવ-વધારો કરીને થોડું કમાઈ લેવા ઇચ્છનાર વ્યક્તિ દેશનો દ્રોહ કરે છે તેમ કહ્યા સિવાય ચાલે નહીં.

આપણી ભૂમિમાંથી જ મહાત્મા ગાંધીજીએ વિશ્વશાંતિનો મંત્ર ઉચ્ચાર્યો. આપણા લાડીલા વડાપ્રધાન જવાહરલાલજીએ એ મંત્રને આખાયે જગતમાં ગૂંજતો કર્યો અને આપણા દેશની પરદેશનીતિ એ રીતે ઘડવાની જહેમત લીધી કે, જેથી વિશ્વમાં શાંતિનું સામ્રાજ્ય વધે અને મતભેદનો ઉકેલ વાટાઘાટથી શાંતિપૂર્વક થાય. એ જ મંત્રના ન્યાયે ચીનની વકીલાત આપણે દુનિયાભરમાં કરી અને એ જ ચીન આજે દગો દઈ, આપણી શાંતિની નીતિને પડકાર કરી રહ્યું છે. અણધારી આવેલી આ કટોકટીમાં આપણે ખાતરી આપવી જોઈએ કે ગુજરાતની સમગ્ર જનતાનો સાથ છે, અને ચીની આક્રમણનો સામનો કરવામાં ગુજરાત પાસેથી જે અપેક્ષાઓ રખાશે તે પૂરી કરવામાં તે પાછી પાની નહિ કરે.





મંગુ : તો તો તને ખબર લાગે છે ?

ચંપા : શાની ?

મંગુ : ગામવાળાંના વાંધાની.

ચંપા : ( નવાઈ સાથે ) ગામવાળાનો વાંધો ?

મંગુ : ત્યારે તું કોનો સમજે છે ?

ચંપા : ( સ્વગત જાણે ) હું...ઠીક છે ! આવશે જેને વાંધો હશે એ મારી સામે.

મંગુ : ના ચંપા તને ત્યારે ખબર નથી. વાંધો કાંક આકરો આવવાનો છે !

ચંપા : બહુ બહુ તો નાતવાળા વાંધો ઉઠાવશે એ જ ને ?

મંગુ : ( વિચારમાં ) નાતવાળાને શું છે આમાં.

ચંપા : છે એક.

મંગુ : કહે તો ખરી પણ.

ચંપા : (હસીને) તુંય તે ખરી છે તો ! તારો વાંધો કહેતી નથી ને મારી પાસેથી વાત કઢાવે છે.

મંગુ : જોઉં તો ખરી તારી વાત મળતી આવે છે કે નહિ.

ચંપા : નાતવાળાના વાંધાનું તો એમ કે એક જણને મારી સાથે પૈણવું હતું એટલે કાં તો વાંધો ઘાલે કે મને આશા આપીને હવે આ બીજા જણને કેમ પૈણે ?

મંગુ : આશા આપી હતી એ તો ખરી ને પણ ?

ચંપા : હા પણ—મારા બાપા મીરાંબાઈનું ભજન ગાય છે. એ સાંભળ્યું છે ને ?—

નદી રે કાંઠે બગલો રે બેઠો,
હંસ જાણીને સંગ કીધો—મુંઢામાં ભાળ્યું માછલું
હો જી...

એટલે પછી—

મંગુ : પણ એવી વાત નથી ત્યારે. આમાં તો નાતનો નહીં પણ રાજનો વાંધો છે. નાત ને પરનાત બધાય મળીને—

ચંપા : ( ચોંકી ઊઠે છે. ) શી તું વાત કરે છે ! રાજનો વાંધો ? ના ભાઈ !

મંગુ : જોજે ને ત્યારે ! ભલું હશે તો ચોરે લોક ભેગું થયું હશે. તારા બાપા કાલ રાતે પૂછવા ગયા ત્યારની આ વાત આખા ગામમાં ઘોરંભાઈ રહી છે !

ચંપા : ( ફાળભર્યા અવાજે સ્વગતની જેમ ) ના ના ભાભી, આમાં કાંક રાજનો વાંધો નહીં પણ બીજો મને લાગે છે. માંડીને વાત કરે તો સમજાય મને. તને ખબર છે, ડાયાલાલને ને મારે કેટકેટલાં હેત છે એ ?

મંગુ : જાણું છું બુન, એ વગર તું તારા બાપને એકલા મેલીને પૈણવાનો વિચાર કરે જ નહિ ને ! આટલાં વરસથી બેઠી જ હતી ને પિયરમાં. કુણ નથી જાણતું ?

ચંપા : પછી ?

મંગુ : કહે છે કે ડાયાલાલ ગામનો સરપંચ એટલે રાજના પક્ષનોય ગણાય ને બુન ? એટલે એમનું કહેવું એમ કે આપણા ગામની કુંવાશી દુશ્મન જેવા ડાયાલાલને તો અપાય જ નહિ.

ચંપા : ( કડક અવાજે ) તો મંગુભાભી ! કહી દેજે એમને કે ડાયાલાલ વગર બીજા મારે ભઈ ને બાપ છે (સ્વગત) પૈણીશ તો એમને જ પૈણીશ નકર પછી કૂવો હવાડો ! આ તને કહી દીધું.

મંગુ : ( મૂંઝાતી હોય એ રીતે ) એક પા તું આમ કહે છે, બીજી પા ગામ કહે છે કે સામા રાજ-વાળા આટઆટલું આપણને વિતાડે છે ને એ રાજમાં આપણે કન્યા આપવી ?

ચંપા : પણ આટલો વખત આલી એ ? ને એ રાજનાં આપણા રાજમાંય ઘણાં એરાં પૈણ્યાં છે.

મંગુ : એમનું કહેવું એમ કે પૈણ્યાં એ ગયાં પણ હવેથી નવેસરથી નથી આપણે કોઈ કન્યા આલવી કે નથી કોઈ લેવી યે.

ચંપા : એટલું બધું ?



મંગુ : ખરું જ ને ચંપા. આપણા રાજનું એ રાજની દાંતીઓના (ડુંગરિયોમાં) પાલો લેવા જાય છે તો ય ત્યાંના સીપાઈ વીતાડે છે ને એ રાજ્યમાં આપણા ઢોરની ખરી પડી કે લઈ જઈને ડબામાં પૂરી દે છે.

ચંપા : એ ખરું પણ આમાં બાપડું સામા ગામનું લોક શું કરે મંગુ ?

મંગુ : કેમ શું કરે. એ લોકોને કહેવું ન જોઈએ ?

ચંપા : કેમ અલી પણ લોકોના કહે રાજ માનતું હશે ?

મંગુ : કેમ ન માને ? ત્યારે લોકરાજ શાનું નામ ?

ચંપા : (ભેદભર્યું હસતાં) હાં...! ત્યારે એમ કહે ને કે તું બધું સાંભળીને આવી છે !...તને વળી લોકરાજની ને એવી તેવી શાની ગમ !

મંગુ : એટલે જ તો કહું છું કે તારે ને ડાયાભઈને ઘણાં ઘણાં હેત છે પણ ગામ તને પૈણવા દે ત્યારે જાણ્યું કે પૈણી તું !

ચંપા : (ગુસ્સે થઈ જાય છે.) અરે હેંડો હેંડો હવે ન પૈણવા દેનારાં.

મંગુ : ગામ તો વળી એમેય ’કે છે કે ભગતકાકા કાન ઢાળીને ન બેસી રહ્યા હોત તો એ વખત આપણા આ ચાર છ ગામ સામા રાજમાં જોડાઈ ગયાં હોત ને ઢોરોનું ને પાલાનું પછી કાયમનું સુખ થઈ જાત...સામા પટામાં વગડો છે ને આપણે નથી એ વાત તો ખરી ને ચંપા ?

ચંપા : એ...મ ! ત્યારે તો બધોય ગુનો અમારો જ છે એમ જ કહે ને બુન !

મંગુ : થયું છેય એવું ને ચંપા, લોક કહે છે કે ભગતને એકની એક દીકરી છે તે સામા રાજમાં પૈણાવી દેશે એમાં એમની શી લાય રહી ? ડોલ ને વરેડુ પડજો ને કૂવામાં !

ચંપા : (ભારે એક શ્વાસ લેતા) એનો અરથ એ કે ગામ આખાને ભરમાવનારે પાકું ભૂત ભરવ્યું છે.

મંગુ : ભૂત તો કુણ ભરવે બુન ! પણ ગામનું કહેવું ખોટુંય શું છે તું જ કહે ને ? તું ગઈ એટલે ભગતકાકાનું ઘર જ આખું પેલા રાજમાં જતું રહ્યું. ને એમાં પછી અમારા ગામના નાક જેવી છોકરી મળી પછી ડાયાલાલ સરપંચ ધરતી પર ઓછા હશે !

ચંપા : આ બધું તને ભણાવી છે કોણે મંગુ ? કે તનેય પછી મારી કોઈ ઈર્ષા આવે છે ભાભી ?

મંગુ : હાય હાય ! તારી હું ઈર્ષા કરીશ ! આ તું શું બોલે છે ? તને તો હું મારી બુન જેવી ગણું છું ચંપા.

ચંપા : (વિચારમાં) તું જાણે વિરોધી હોય એવી રીતે વાત કરે છે ત્યારે ગામનાં લોક તો—

મંગુ : ત્યારે અમથી હું ખળે જતાં જતાં તને આ વાત કહેવા પાછી ફરી ! (ગળી થાય છે) તું ભલે ને ન માને બાકી હું તો તને ફરી કહું છું કે ડાયાલાલને પૈણી ત્યારે જાણ્યું કે પૈણી ચંપા ! લે ત્યારે જઉં હવે. દન તો ગયો આથમવા... (થોડેક ગયા પછી) સાંભળ ચંપા...તારી જ ફળીમાં લોકોની બોલાચાલી સંભળાય છે.

[હાથમાંનું સુંડલું પડતું મૂકી સફાળી ઘર તરફ પગ ઉપાડે છે. ઘર તરફ જતા ચંપાનો અવાજ આછો થાય છે. સાથે ફળીનો અવાજ આકાર ધરતો હોય છે.]

અવાજ : હેંડો બધા ને કહી દો ભગતને વળી...... એમાં શાની શરમ ભલા’દમી...ભોગીલાલ ખરું કહે છે...એ વગર સામા ગામવાળા સીધા નહિ થાય......જોઈએ છીએ પછી એમના રાજમાં આપણી નાત તો છે નહિ. ક્યાંથી કન્યાઓ ઉતારે છે...વાંકા વળીને ઢોર ચરાવવાની અને પાલાની રાજ પાસે છૂટી અપાવશે...એ જાય ચંપા...એને જ કહી દો કે જાટલીમેન શોધ્યો છે પણ પૈણવા નઈ મલે...એ અરે પણ હેંડો

ને ચોપાડમાં…તમે જ બોલજો મુખી ..પણ જોજો પાછા ભોળિયા છો તે–એનાં કરતાં.

મુખી : તમે જ બોલજો ને સરપંચ.

સરપંચ : તે મને કાંઈ બીક લાગશે તે (આછા આછા ગણગણાટ પછી એ બધા ભગતના ઘર આગળ આવી લાગે છે.)

મુખી : (લડવાના સૂરમાં) ભગત ? સાંભળી લો કે ચંપા તમારી પરરાજમાં નઈ પૈણી શકે. બોલ ભાઈ ભોગીલાલ, સરપંચ થયો છે તે તુંય અમને બોલવા લાગ.

ભોગીલાલ : હા ભગત. એ રાજથી આખાય ગામને કન્યાનો વહેવારેય નથી રાખવો.

ભગત : બેસો તો ખરા પણ બધા. ક્યાં ગઈ ચંપા …આડા કરને આ ખાટલા બેટા.

ચંપા : આ બધાં કાંઈ ખાટલે બેસવા એ છા આવ્યા છે બાપા. બાંયો ચઢાવીને લઢવા આવ્યા છે.

મુખી : હા હા લઢવા (બીજાઓ સામે જોઈ) સાંભળ્યું ને ભાઈ આ સરપંચ બાપડો કે'તો 'તો કે બાપના કરતા દીકરી વધારે ડાહી છે. તે એવું જ નીકળ્યું. બોલવા માંડો હવે બધા. એક જણને અળખો પાડો એવું જોજો કરતાં તમે, આલો જવાબ.

ચંપા : ના મુખીકાકા, જવાબ તો મારે તમને આલવાનો છે.

ભોગીલાલ : જવાબ ફવાબ કાંઈ નઈ ચંપા. તારે જો પૈણવું જ હોય તો આપણાં રાજમાં. નકર આટલાં વરસ કાઢ્યાં એવાં બીજાંય કાઢી નાખ.

ચંપા : પેલા રાજમાં ન પૈણવાનું કારણ કંઈ ભોગીલાલ ?

મુખી : ખરું રતો કારણ.

ચંપા : કયું કારણ પણ ?

મુખી : આલ ભાઈ ભોગીલાલ જવાબ. આપણને કાંઈ કાયદા બાયદાની ગમ ન પડે.

ભોગીલાલ : કારણ એ કે એ રાજવાળા વગડામાંથી અમને બળતણેય લેવા દેતા નથી. ફી ભરીને બાળીએ તો ય એમના કરતાં આપણી પાસે બમણી ફી લે.

મુખી : બમણી ફી ને ચારગણા ફેરા—ગણાવો ને બધુંય સરપંચ.

ભોગીલાલ : ને આપણા રાજનું એકાદું ઢોરેય હદ ઓળંગ્યું તો લાગલું ડબામાં.

મુખી : ને ભણવા સારું છોરાં જાય તો—એમના છોરાં મફત ભણે ને આપણી પાસે ફી પડાવે.

ભગત : હેં ભાઈ સરપંચ, આ ફરિયાદ તો રાજમાં કરવાની કે મારે ઘેર ?

ભોગીલાલ : જુઓ ભગત, તમે એમ જાણો છો કે તમને ને તમારી દીકરી બેને જ બોલતાં આવડે છે ? પણ સંભળી લો કે આ અમે ફરિયાદ નથી કરતા પણ તમને સજા કરીએ છીએ કે તમારી દીકરી બીજા રાજમાં કોટી ઉપાયેય નઈ પૈણો શકે. ગામના ઉપરવટ થઈને પૈણાવશો તો દેવના પાણી બંધ.

મુખી : હોકો તમાકુ બંધ. (બીજાઓને) બોલો ભાઈ ફળીવાળાં.

ફળીના બે અવાજ : બોલવું ચાલવું બંધ. બોલ ભાઈ નાઈ.

નાઈ : હજામતેય મારાથી નહિ થાય ભગતકાકા.

દરજી : ને હું કાંઈ ઓછો શીવવાનો છું ?

મુખી : બોલ ભાઈ ગોવાળ તને શું કે'વાનું કહ્યું છે.

ગોવાળ : કે ચંપાબુનને સામા રાજમાં ડાયાલાલ સાથે પૈણાવશો ભગતકાકા, તો આપણાથી પછી ગામના ઉપરવટ થઈને તમારાં ઢોરાં ચરાશે જ નઈ બાપલા.

મુખી : કુણ બાકી રહ્યું હવે. હાં કેમ ભાઈ ચોકિયાત તું—તનેય કે'વાનું કાંક શીખવ્યું—

ભોગીલાલ : શું કામ તમે વચ્ચે બોલો છો મુખી.

ચંપા : તમે મુખીકાકાની વચ્ચે બોલો એ કંઈ નઈ ને એમને ભલા માણસને—

મતાદાર : બહુ બોલે છે હાં ચંપા તું.

ભગત : હેં મુખી ? તમને વાંધો રાજ સામે કે મારી સામે ?

મુખી : (સહેજ ગુંચવાય છે.) વાંધો તો...રાજની સામેય ખરો ને તમારી સામેય ખરો. (ધીમેથી) કેમ ભોગીલાલ એમ જ ને ભઈ ?

મતાદાર : હા હા વળી, એ રાજમાં દીકરી આલો તો તમારી સામેય પાકો વાંધો. આ તમને કહી દીધું હેડો 'લ્યા ભાઈ' આપણે હવે. દીકરી જો પૈણાવશે તો—

અવાજ : આપણે તો સંભળાવી દીધું છે.

મુખી : જતાં પહેલાં બધાં ફરીથી એક વાર કહી દો ને કે કાન ઊઘડે. કેમ ભોગીલાલ ?

અવાજો : દેવતા પાણી બંધ.
બોલચાલ બંધ.
હજામત બંધ
શીવવાનું હરામ.
ને ઢોર, ભગતકાકા, ઘરમાં બાંધી રાખવા પડશે.

મુખી : બસ બસ, હેંડો હવે.

ભોગીલાલ : કશું નહિ કશું ભગત. અમે ગામના એ પરદેશી અને પરરાજના એ દેશી એવું છે તમારે તો. (પીઠ ફરવા સાથે અવાજો આવે છે.) ચેતવી દીધા આપણે તો.. પછી નઈ માને ને ડાયાલાલ સરપંચ ઊંચી પાનીએ કાલે વચન લઈને આવશે તો પરોણામાં જ કુણુ આવવાનું છે !

ભોગીલાલ : છોરા પાસે અસહકાર કરાવું છું. જોજો તો ખરા તમે ?

ભગત : (ઊભા થઈ જાય છે કરગરતા અવાજે) અલ્યા ભાઈ પણ તમે મારો કાંક વાંક ગુનો તો દેખાડો ? અવતારમાં મારી એકની એક દીકરીને પચ્ચીસ વરસે એનું ક્યાંક મન રેગ્યું ને લગન કરવાનું નક્કી થયું ત્યારે તમેય શું ભલાઆદમી દશમન થઈને આડા ફરો છો મુખી, જરા વિચાર તો કરો ?

ભોગીલાલ : એમ પોપળિયા કર્યે કામ નઈ લાગે ભગત, પહેલેથી જ વિચાર કરવો હતો ને ? ને હજીય શું બગડી ગયું છે ? સરપંચ કાંઈ દેડકે નથી ગળ્યા, આપણાં રાજમાંય—ને આ તો પાછો બીજવર છે. એમાં શું તમે ને તમારી છોડીએ વાઘ માર્યો તે—

ભગત : ઓ...! ત્યારે તો આમ છે એમ કે' ને ભાઈ ......સમજ્યો સમજ્યો ભોગીલાલ...પ...ણ મુખો એક આટલું સાંભળતા જાઓ કે કોઈકના ચઢાવ્યા ચઢ્યા છો પણ આ કંઈ હું મારા લાભનું નથી કે'તો. મારે તો દીકરી ત્યાં જઈને પૈણાવીશ કે છેવટ તમારા ભેગા રહીને ડાયાલાલને ઘરજમાઈ લાવીશ. પણ ગામના લાભમાં કે'વું પડે છે કે વેરથી વેર શમ્યાં નથી ને શમવાનાંય નથી, ઊલટાં વધવાનાં છે. માટે જોઈ વિચારીને ડગલું ભરજો.

મુખી : (સ્વગત જાણે) અત્યારે તો શમ્યાં ને વેર પણ.

ચંપા : (સાંભળી જાય છે સિંહણની જેમ ગર્જી ઊઠે છે. સ્વગતની જેમ બોલે છે.) એ...મ આટલો બધો અહંકાર (ઊંચા અવાજે) ઊભા રો' મુખીકાકા, તમને તમારી કુંવાશીના સમ જો મારી વાતનો જવાબ આપ્યા વગર આગળ તમે ડગ ભરો.

મુખી : ઊભા રો' ભાઈ ભોગીલાલ (ધીમેથી) સાંભળો નકર કુંવાશીનો નિસાસો પડશે. ખરું કહું છું.

ભોગીલાલ : તમેય શું વેવલા થાઓ છો મુખીકાકા !

બીજા અવાજ : ના ના સરપંચ, મુખીની વાત સાચી છે. સાંભળો તો ખરા એ છોડીને શું કહેવું છે ?
(બધા પાછા ફરે છે.)

મુખી : બોલ બુન કહી નાખ તારે જે કહેવું હોય એ.

ચંપા : એં મુખીકાકા ! ના પણ ભોગીલાલ તમે જ મને જવાબ આલો ને ?

મુખી : હાં હાં તું આ ભોગીલાલને જ પૂછ ને ભાઈ, એ જ આપણા સરપંચ છે.

ચંપા : હેં સરપંચસાહેબ, આપણા ગામની છોકરી સામા ગામમાં હોય તો તમને શું નુકશાન થાય ?

ભોગીલાલ : પણ અમારું નાક કપાય ને.

બે–ત્રણ અવાજ : ખરી વાત.

ચંપા : શાથી નાક કપાય ?

ભોગીલાલ : ( ગરમ થઈને ) કાલે જ તો અમારા બળદ ડબામાં પૂર્યાં છે ને આજે પાછા અમે જ થઈને અમારા ગામની કુંવાશી એ જ ગામના સરપંચને પૈણાવવા બેસીએ એમ ?

અવાજ : ( વાતમાં ટાપસી પૂરે છે. ) જુઓ તો ખરા ખેલ. દુશ્મનને દીકરી આલવાની !...

મુખી : ( સ્વગત જાણે ) ત્યારે આ જ તો ચચરે છે બધાને ભગત !

ચંપા : આમાં પણ સરપંચ શું કરે બાપડો.

ભોગીલાલ : કેમ ન કરે...ધારે તો બધુંય કરે. ખબર છે કંઈ.

અવાજ : કરવું હોય તો ને પણ. પરરાજને પૈસે પંચાયતની આવક વધે. કોને કડવી લાગતી હશે ?

ચંપા : પણ હું ત્યાં હોત તો આવું થવા દેત કે મુખીકાકા ?

મુખી : ન થવા દેત બુન.

ભોગીલાલ : બેસો બેસો વગર સમજ્યાના હુંકારો ભણ્યા વગર. મુખી, આ ચંપા પાછી ત્યાં જઈને સરપંચની સરપંચ થવાની હોય તેમ તમેય—

મુખી : હા હા ફેર પડે, ભોગીલાલ. અલે ભાઈ ક્યાં ગયો ગોવાળ ?

ગોવાળ : આ રયો કાકા.

મુખી : ગયા ચોમાસામાં આપણાં ઢોરાં ડબામાં જતાં કોણે રોકાવ્યાં હતાં ?

ગોવાળ : આપણી બુન નાથીએ કાકા.

ભોગીલાલ : તમે મુખી, વગર સમજ્યાનું કુટ કુટ કરો છો પછી—

ગોવાળ : ના ના સરપંચ. ખરી વાત. મુખીકાકાની દીકરી નાથીબુન હોયય નહિ ને ઢોરાં પાછાં કરેય નહિ.

બેત્રણ અવાજ : ભાઈ ગામની કુંવાશી હોય તો ફેર તો પડે વળી. ઘણાં ફરા પાજાવાળાનેય સપાઈ પાસેથી ગામની કુંવાશીએ છોડાવ્યા છે.

એક અવાજ : ને મારા બળદ શેઢા પાડોશમાં ખળાંના ખાઈ ગયા'તા પણ આપણા ગામની દીકરીએ મન મારીને પાછા હાંકી આલ્યા.

ચંપા : બ...સ ! મારે તમને આટલું જ પૂછવું હતું કે જેવી ત્યાં મુખીકાકાની નાથીબુન છે ને બીજી બુનો છે એવી બીજી હું જાઉં તો સામા રાજમાં આપણાં રાજની લાગવગ વધે કે ઓછી થાય ?

અવાજો : વધે ભાઈ વધે. ફેર પડી જાય.

બીજો અવાજ : ફેર તો કેવો ! બે ચાર છે, ને બે ચાર બીજી છોડીઓ હોય તો અડધું ગામ આપણું થઈ જાય.

મુખી : એ જ કહું છું હૂં કે જેવી મારી નાથી છે એવી જો આ ચંપા ત્યાં હોય ને તો અડધો તો નહીં ને આખો ફેર પડી જાય.

ભોગીલાલ . ( ચિઢાઈને ) શાની તમે વેવલાઈ લઈ બેઠા છો મુખી ?

ભગત : ( છેડાઈ પડે છે. ) અરે ઊંધી બુદ્ધિના સર-પંચ ! આ દીવા જેવી વાતને તું વેવલાઈ કહે છે એમ ? મુખીની નાથી છે એવી મારી ચંપા જાય તો ફેર ન પડે એમ તારું કહેવું છે ? સાસરે ગયેલી દીકરી પિયર કોઈ દન ભૂલી છે કે ભૂલશે ગાંડા.

ભોગીલાલ : ન ભૂલીનેય રંધાયું શું એમા ? બૈરાંનું વરી વરીને વરે કેટલું ?

મુખી : બૈરાંનું શું વરે એમ તારું કહેવું ભોગીલાલ ?

ભોગીલાલ : ખરૂંસ્તો વળી.

મુખી : ( હસે છે ) તું તો ગાંડા કુંવારો છે પણ પૂછી જો આ પૈણેલાને કે ઘરમાં બૈરાંનું કેટલું વરે ?

ભોગીલાલ : ઘરમાં ને પણ ?

દરજી : અરે મારા ભોગીભાઈ, ઘરનું કહેવું બા'ર ન કરે તો રોટલો તો પાછો ઘેર આવીને ખાવો છે ને ? હું તો સંચો ફેરવી ખાઉં છું. પણ તમે તો ભણ્યાં ગણ્યાં ગામ આખું ફેરવી ખાઓ છો ! તો ય આટલું નથી સમજતાં ?

ગોવાળ : તેમાંય હું તમને ખરું કહું છું મુખીકાકા, જેવી આપણી નાથીબુન છે એવી જો આ ચંપાબુન સામા રાજમાં જાય તો, બડાઈની વાત તો નથી કરતો પણ એકાદું પૂંછડુંય જો ડબામાં પૂરાય તો કો' એવા લેખ કરી દઉં.

ભોગીલાલ : ભણેલો તો છે નહિ ને શું તું લેખ કરવાનો છે.

ગોવાળ : હા હા વળી જબાનના લેખ. ભણેલાંના ભુલાય પણ વગર ભણ્યાની તો જીભ કપાઈ જાય.

મુખી : તો ય આ સરપંચ આપણો ક્યાં માને છે ? બાકી કહેવતમાં કહ્યું છે કે ગામની કુંવાશો ને દીવાનની ઓથ બેય બરાબર.

ભગત : જમાઈ એના ગામની શરમ ભરે એના કરતાં સાસરાની વધારે ભરે, હાં કે ભાઈઓ.

નાઈ : એ વાત ખરી ભગતકાકા. નજરે જોયેલી વાત કરું છું કે આ જમાનામાં દીકરો કહ્યું ન કરે એટલું પોતાનો જમાઈ કરે છે.

ચંપા : બેસો ને મુખીકાકા. ખાટલો ઢાળ્યો. આવો ને ચોપડામાં ગોવાળકાકા બધાય.

મુખી : હાં હાં આવો ભાઈ બધા. પણ હાં ! આ અમારો સરપંચ ક્યાં બેસે છે !

દરજી : સરપંચ તો આપણા બેસી ગયા ક્યારનાય પાણીમાં.

ભોગીલાલ : બેસે જ ને મેરાઈ. નાદાનકી દોસ્તી ને જીવના જાન.

ચંપા : ને ઈર્ષાખોરની આગ ને ગામનું સત્યાનાશ એય ખરું ને ભોગીલાલ !

ભોગીલાલ : બહુ ન બોલ હોં ચંપા. બાપ બેટી આ બધાને બનાવી ગયાં એમ મને તમે નહિ બનાવી શકો. ઠીક છે બેસો બધા.. ( પીઠ ફેરવે છે. )

મુખી : અરે પાછો આવ ભોગીલાલ વાત કહું ?

ચંપા : પાછો તો ઘણોય ફરે પણ કયે મોંએ મુખીકાકા—

મુખી : કેમ ? આ અમે બધા કયે મોઢે આવી બેઠા ? અહીં આવ્યા'તા એના કરતાં આ બેઠા છીએ એ મોઢાં કાંઈ ઓછાં ઊજળાં નથી હાં કે ?

ચંપા : એ તો પણ તમારા પેટમાં પાપ નો'તું એટલે હોં કે મુખીકાકા. જ્યારે પેલાને તો—પણ નહિ કહું મુખીકાકા ! મરશે, એના જેવું કોણ થાય !

બીજા અવાજ : ના ના, કહે બુન ચંપા, અમેય જાણીએ તો ખરા. ભગતકાકાના સમ જો સાચી વાત ન કહે તો ચંપાબુન.

ચંપા : તો સાંભળો ત્યારે. આપણા આ સરપંચને ગામની આંખે ઊંધા પાટા બંધાવીને મારું લગન અટકાવવું 'તું.

મુખી : હા પણ એમાં એને શું ફાયદો બુન ?

ચંપા : કેમ ફાયદો નહિ ?

અવાજ : હા હા સમજી ગયો. ભોગીલાલને એમ કે અંતરાયેલી છેવટ મને પૈણશે.

મુખી : એમ ? એવું હતું ચંપા.

ચંપા : સાંભળ્યું નહિ એ બોલતાં'તા એ ?

મુખી : ઓ, તું કાળમુઢાના ! એટલે ત્યારે તો સામા રાજવાળા એ જાણે કોઈ પરદેશી હોય એવું અમને ભૂત ભરવ્યું ને.

ભગત : નકર વળી રાજ શું ને પરરાજ શું મુખી. આપણાં બધાનું નાણું જ એક છે પછી.

અવાજો : ખાણુંય એક ને ગાણુંય એક.

ઈશ્વર પેટલીકર

# લોકશાહીની પરીક્ષા

આપણા દેશે છેલ્લાં સો વરસથી જે અનુભવ વીસારે પાડી દીધો છે એ લડાઈનો અનુભવ આપણને આપણા પડોશી જેવા ચીને કરાવ્યો છે. સારા પડોશના ફાયદાઓ તો આપણે રોજ અનુભવીએ છીએ પણ ખરાબ પડોશીનો પરચો ચીન કરાવે છે ત્યારે આપણે જે વિચાર કરવા જોઈએ તે આ લેખમાં છે...

ચીનના આક્રમણથી નેહરુથી માંડી અદના આદમી સુધી સૌને આઘાત લાગ્યો છે. દુનિયામાં સામ્યવાદી ચીનની સરકારનો સ્વીકાર રશિયા બાદ મૂકતાં સૌ પ્રથમ ભારતે કર્યો હતો. યુનોમાં દાખલ કરાવવાનો પ્રયત્ન પણ ભારતે સતત કર્યો છે, ત્યાં સુધી કે આ આક્રમણ પછી એ મુદ્દા ઉપર યુનોમાં મત લેવાયા તેમાં પણ ભારતે ચીનને પક્ષે મત આપ્યો છે! ચીન અને ભારતને સદીઓથી મૈત્રીના સંબંધો છે. અને ચીને ભારત પર ભૂતકાળમાં આક્રમણ કર્યાનો ઇતિહાસ નથી. સામ્યવાદી ચીની સરકારે પણ 'ચીની હિંદી ભાઈ ભાઈ'ની ઘોષણા કરતો પંચશીલનો નવો મૈત્રી–નાતો બાંધ્યો હતો. તેથી એણે આક્રમણ કર્યું તે આઘાત લાગે તેવો પ્રસંગ જરૂર છે.

પરંતુ સ્વાર્થ આવે છે ત્યારે મિત્રો લડે છે. એટલું જ નહિ પણ જેમનો સંબંધ લોહીનો છે તે સગા ભાઈઓ પણ લડે છે. મિત્રો સાથે જેટલા અણબનાવ નથી થતા તેથી વિશેષ સગા ભાઈઓ સાથે થાય છે. કારણ કે એમની વચ્ચે વારસાની મિલ્કતનો સ્વાર્થ પડેલો છે. આથી વાસ્તવમાં કોઈ મિત્રો કે ભાઈઓ લડતા નથી, પણ એમનો સ્વાર્થ લડતો હોય છે. ચીનનું આક્રમણ પણ સામાન્ય ચીની પ્રજાનું નથી, પણ સામ્યવાદનું આક્રમણ છે. અને તે ભારતની લોકશાહી ઉપરનું આક્રમણ છે. એને ભારતની પ્રજા ઉપર વેર નથી, લોકશાહીને અને એને આદવેર છે. ભારતની પ્રજા જો સામ્યવાદી થઈ જાય તો એ વેર બંધ થઈ જાય અને બંને વચ્ચે સામ્યવાદી બિરાદરી બંધાઈ જાય.

બાકી, જો ચીનનું આક્રમણ સરહદ માટે છે તેમ એ જે કારણ આપે છે તે સાચું હોય તો ઉત્તરની સરહદ ઉપર ચીન અને બ્રહ્મદેશની હદ પણ મેકમેહોન લાઈનથી અંકિત છે અને તેનો એણે સ્વીકાર કર્યો છે. પાકિસ્તાન અને નેપાળ સાથે એ સરહદ અંગે સમાધાન ઉપર આવે છે તો પછી ભારત સાથે સમાધાન ઉપર આવતાં પેટમાં ક્યાં દુખે છે? ભારતની લોકશાહીની વણઝાર આગળ વધે છે તે સ્થિતિ પાકિસ્તાન,

---

મુખી : અરે નાણા ને ગાણાની ક્યાં વાત. એ રાજની ને આપણી વચ્ચે પાણી પીવાનું વહેણું'ય એક જ છે ને.

ભગત : ને બધાં રાજ્યોનો વડોપ્રધાન નેહરુય એક છે ને મુખી. પછી આમાં દેશી કુણ ને કુણ પરદેશી? તમે જ કહો ને બધાં. બાકી આપણે તો આજથી શીખામણ લીધી કે તોડવાનું કરે એ પરદેશી ને ગાંઠવાનું કરે એ દેશી—એક સાચો દેશી.

અવાજ : ખરી વાત હો ભગતકાકા. આ તો આવા ચૌદશીયા જ માંય માંય લઢાવી મારે છે—પોતાનો સવારથ સાધવા.

મુખી : લાવ બુન ચંપા, થાળીમાં થોડો ગોળ લાવ હેંડ. વચનવાળા તો આલશે ત્યારે આલશે પણ એ પહેલાં આપણ જ સામા રાજથી તારું ને ભેગું અમારું'ય આ હેતનું સગપણ સાંધી દઈએ.

એક અવાજ : ખરી વાત છે મુખીકાકા, પરદેશી થઈને કડવું મોઢું કરીને આવતાં તો આવી ગયા પણ જતા પહેલાં હવે ગળ્યું મોઢું તો કરતા જઈએ.

[ આનંદના અવાજો ]

✵



બ્રહ્મદેશ અને નેપાળમાં લોકશાહી નથી, રાજાશાહી અને લશ્કરશાહી છે. એ બંને સ્થિતિ પણ સામ્યવાદને સ્વીકાર્ય નથી, પરંતુ ભારતમાં જો લોકશાહી ખતમ કરી નાખવામાં આવે તો, એ નાનાં રાજ્યોને સામ્યવાદની પકડમાં લેતાં કંઈ વાર ન લાગે તે એની ગણતરી છે.

ભારતમાં '૪૭માં આઝાદી આવતાં લોકશાહી પ્રક્રિયા શરૂ થઈ, ચીનમાં '૪૯માં સામ્યવાદી સરકાર આવતાં સામ્યવાદની પ્રક્રિયા શરૂ થઈ. એશિયા ખંડમાં આ બંને મોટા દેશો છે. આજે વિશ્વના રાજકારણમાં રશિયા અને અમેરિકા સામ્યવાદ અને લોકશાહીની સમતુલાનાં બળો છે. તેમ એશિયા–આફ્રિકાના વિસ્તારમાં ચીન–ભારત બળો છે. ચીન પોતાને આ વિસ્તારનું નેતા માને છે. અને તે નેતાગીરી લેવાનું એનું લક્ષ્ય છે. પરંતુ વાસ્તવમાં આટલાં વર્ષોમાં ભારત એ નેતાગીરીમાં બળવાન થતું રહ્યું છે. જ્યારે જગત બે છાવણીમાં વહેંચાયેલું હતું ત્યારે ભારતે આઝાદ થતાં કોઈ છાવણીમાં ન ભરાતાં તટસ્થતાની નીતિ અપનાવી છે એ ત્રીજી છાવણી નથી, પરંતુ એશિયા–આફ્રિકાના પછાત દેશો આ વર્ષોમાં જેમ જેમ આઝાદ થતા ગયા તેમ તેમ એમને પણ ભારતને પગલે તટસ્થતાની નીતિ અપનાવવામાં હિત જણાયું છે. અને એ રીતે તટસ્થતાની છાવણી વિકસતી રહી છે. અને યુનોમાં એનું બળ ઠીક ઠીક પેદા થયું છે. જ્યારે ચીનને યુનોમાં સ્વીકાર મળ્યો નથી એટલે એના ધૂંધવાટનો પાર નથી.

આથી ચીન ભારતને બે મોરચેથી પાછું હઠાવવા માગે છે—તટસ્થતાની નીતિમાંથી અને લોકશાહી અમલમાંથી. શરૂઆતનાં વર્ષોમાં ચીનને પોતાને સ્થિર થવાનો સમય જોઈતો હતો. યુનોમાં એને ન સ્વીકારાય તો પણ જગતના દેશો વ્યક્તિગત એને સ્વીકારે અને એકબીજાના દેશમાં એલચી કચેરીઓ સ્થપાય ત્યાં સુધી એને સૌની સાથે મૈત્રીનો દેખાવ કરવો રહ્યો. ભારત સાથેની ચીનની મૈત્રીનો પ્રકાર આ જાતનો હતો: તે ગાળામાં ચીન આશાવાદી પણ બનતું રહ્યું હશે કે ભારતમાં પડોશી રાજ્યોમાં બધી લોકશાહી તૂટી પડી છે તેમ એમાં પણ તૂટી પડશે. પરંતુ જેમ જેમ વર્ષો વીતતાં ગયાં તેમ એની આશા ઝાંખી થવા લાગી હતી. ભારત એની પંચવર્ષીય યોજનાઓ દ્વારા આર્થિક રીતે વિકાસ સાધી રહ્યું હતું કે, તટસ્થતાની નીતિને લીધે જગતના રાજ્યકારણમાં એનું સ્થાન દૃઢ થતું જતું હતું અને નેહરુની નેતાગીરીમાં લોકશાહી વણઝાર ચાલ્યે જતી હતી.

આવા બળવાન હરીફની કૂચ રોકયા વિના સામ્યવાદી ચીનને ચેન પડે તેમ ન હતું. સામ્યવાદ સંસ્થાનવાદનો કટ્ટર વિરોધી છે. પશ્ચિમના લોકશાહીના દેશો ઉપર એ કારણે એ પ્રહારો કરે છે અને પશ્ચિમી ઢબની લોકશાહી એ પ્રજાકલ્યાણકારી માર્ગ નથી તેમ ઢોલ પીટે છે. આ સંજોગોમાં સામ્યવાદી ચીન પ્રદેશભૂખને બહાને ભારતના સ્વતંત્ર દેશ ઉપર આક્રમણ કરે તે સામ્યવાદને ફટકારૂપ બને. આથી આક્રમણ માટે સરહદનું બહાનું એણે શોધી કાઢયું છે. બાકી, સાચે જ એ પોતાના પ્રદેશ માટે આક્રમણ કર્યા વિના રહી શકે તેમ ન હોય તો, ભારત સાથે તો સરહદ અંગેનો નાનો સવાલ કહી શકાય, જ્યારે ચીનનો પોતાનો પ્રદેશ કહી શકાય તે ફોર્મોસા દબાવીને ચાંગ કાઈ શેક બેઠો છે અને ચીનનું પ્રતિનિધિત્વ યુનોમાં એ ધરાવે છે તેના ઉપર આક્રમણ કરી એને કેમ કબજે કરવાની બહાદુરી એ બતાવતું નથી? પરંતુ ચાંગ કાઈ શેકની પડખે અમેરિકા ઊભું છે અને જો એના ઉપર આક્રમણ કરે તો વિશ્વયુદ્ધ ફાટી નીકળે અને અમેરિકાનાં અણુશસ્ત્રો ચીનને તારાજ કરે.

જ્યારે ભારત એવા કોઈ સંરક્ષણ કરારથી જોડાયેલું નથી અને એણે આક્રમણની ગણતરીએ યુદ્ધની તૈયારી કરેલી નથી, એથી એની સામે લડવું ચીનને સહેલું લાગે છે. પરિણામે, ચીન આ આક્રમણ દ્વારા બે પરિણામો લાવવા માગે છે. પ્રથમ તો ચીન સામેના

સંરક્ષણ માટે આપણે તટસ્થતાની નીતિ છોડવી પડે અને અમેરિકન છાવણીમાં ઘેરાવું પડે. આમ થાય તો જગતના રાજકારણમાં તટસ્થતાની છાવણી દ્વારા એશિયા–આફ્રો દેશોની નેતાગીરી ભારત પાસે છે તે ચાલી જાય. અમેરિકન છાવણીમાં ભારત ભરાય એટલે એનું આગવું વ્યક્તિત્વ ઝંખવાઈ જાય. આ તટસ્થતાની નીતિ આપણે છોડવા નથી માગતા એમ નેહરુએ લોકસભામાં ચોખ્ખું કરી છે અને તેને સર્વ પક્ષોએ ટેકો આપ્યો છે. અને અમેરિકન અને બ્રિટન જેવા પશ્ચિમના લોકશાહી દેશોએ બિનશરતે મદદ કરવાની તૈયારી બતાવી છે. એ મદદનાં સાધનો પૂરતાં નીવડે ને આપણા બહાદુર જવાનો સામનાને પહોંચી વળે તો સવાલ જ નથી. તટસ્થતાની નીતિ આપણે જાળવી શકીએ. પરંતુ ચીને યોજનાપૂર્વક આક્રમણ માટે લાંબા સમયથી તૈયારીઓ કરી છે અને તે માટે કહેવાય છે તેમ લાખોનું લશ્કર તૈયાર કર્યું છે. પાંચ વર્ષથી તો એ લડાખની આપણી સરહદે આક્રમણ કરતું રહ્યું છે. તે સંજોગોમાં તાલીમ પામેલું આપણું લશ્કર ઓછું પડે તો શું થાય? આપણે તટસ્થતાની નીતિમાં આઝાદીની રક્ષા કરવા પીછેહઠ કરવી પડે. અમેરિકન છાવણીમાં જોડાઈ જવું પડે અને તે સાથે આધુનિક લશ્કરી સાધનોવાળું મિત્રરાજ્યોનું લશ્કર આપણી સરહદની રક્ષા કરવા ઊતરી આવે. ચીનને એ સંજોગોમાં પીછેહઠ કરવાની ફરજ પડે, પણ આપણે તે વખતે સરહદ ઠલ્યા હોઈએ. એ મોરચે ચીનનો છત થાય અને તેની મકસદ પાર પડી એમ કહેવાય. કેવળ ભારત અમેરિકન છાવણીમાં ભરાય તેથી ચીનને સંતોષ ન વળે. એનો બીજો હેતુ લોકશાહીને જોખમાવવાનો છે. ભારતમાંથી જો લોકશાહીનો પગ નીકળી જાય તો એશિયામાંથી નીકળી જાય અને લોકશાહીનું ભાવિ એશિયા–આફ્રિકામાંથી ઓલવાઈ જાય. એ માટે ભારત સાથે એ સમાધાન કરવાનો દેખાવ કરે એટલું જ, પરંતુ એ સમાધાન થાય તેવું અંતરથી ઇચ્છે નહિ. અને તેથી જગત સમક્ષ શાંતિચાહક દેશનો દેખાવ કરવા એ સમાધાનની શરતો જાહેર કર્યા કરે અને તે એવી કે ભારત એ કોઈ સંજોગોમાં સ્વીકારે નહિ.

યુદ્ધ લંબાય એટલે ભારતની બધી શક્તિ એમાં ખર્ચાઈ જાય, વિકાસ અટકી પડે અને પ્રજાને હાડમારી વેઠવાનો વખત આવે. પ્રજા આ માટે ક્યારે કટિબદ્ધ થાય કે લોકશાહીમાં એને અટલ શ્રદ્ધા હોય—બ્રિટન અને અમેરિકાની પ્રજાને છે તેવી. ભારતની પ્રજાએ છેલ્લાં સો વર્ષથી પોતાની ભૂમિ ઉપર યુદ્ધ જોયું નથી અને તેની હાડમારી અનુભવી નથી. લોકશાહી પ્રક્રિયા એણે અપનાવી છે પણ એની શ્રદ્ધા એમાં કેટલી દૃઢ થઈ છે તેની કસોટી થવાની બાકી છે. કોઈ કોઈ વખત ભારતનો શિક્ષિત વર્ગ પણ સરકારી તંત્રથી નિરાશ થઈ બોલતો હોય છે કે 'આના કરતાં અંગ્રેજો સારા હતા' ત્યારે લોકશાહીની એની સમજ ઉપર દયા આવ્યા વિના રહી શકતી નથી. આવી કાચી સમજ આક્રમણ લંબાય અને પ્રજાને હાડમારી સતત વેઠવાની આવે ત્યારે જો બતાવવામાં આવે તો?

કોઈ હિન્દુને મુસ્લિમ થવાનું કહીએ કે કોઈ મુસ્લિમને હિંદુ થવાનું કહીએ તો એ જેમ દૃઢતાપૂર્વક ઇન્કાર કરે અને તે માટે જે વેઠવું પડે તે વેઠવા કટિબદ્ધ થાય, તેવી દૃઢતા લોકશાહી માર્ગ માટે પ્રજાને વરી હોય તો એને હાડમારી વેઠવાનો ભાર ન લાગે અને હાડમારીમાં ખોટો લાભ લેવામાં દેશદ્રોહ દેખાય.

ચીનનું આ આક્રમણ ભારતની પ્રજાને એના લોકશાહી માર્ગમાંથી ચળાવવાનું છે. એ માર્ગ એણે નવો લીધો છે. એટલે જો હાડમારી વેઠવાની આવશે તો એ ભાંગી પડશે તેમ એની ગણતરી છે. આઝાદી પછી આપણી અંદર અંદર જે પ્રાંત, ભાષા, કોમ, પ્રદેશની સંકુચિતતા જોવા મળતી હતી, તે ઉપરથી એણે જો આશા રાખી હોય કે લોકશાહી સામેના બહારના આક્રમણ વખતે પણ આ પ્રજા એકતા નહિ બતાવી શકે, તો એની એ ગણતરી પ્રજાએ ખોટી પાડી છે. અંદર અંદર આપણને ગમે તેટલા મતભેદો હોય પણ રાષ્ટ્ર સામેના બહારના આક્રમણ વખતે આપણે

એક કરીએ તે ભારતે બતાવી આપ્યું છે.

અમેરિકા, બ્રિટન વગેરે દેશો, આપણને બિનશરતી મદદ કરવા તૈયાર થયા છે. તે લોકશાહીના બચાવ માટે તૈયાર થયા છે. એશિયા–આફ્રો દેશોમા સામ્યવાદની આશા ચીન છે તો લોકશાહીની આશા ભારત છે. ચીન અને રશિયાને આજે આંતરરાષ્ટ્રીય સામ્યવાદની નીતિ અંગે ઉગ્ર મતભેદ છે અને બંને વચ્ચે આંતરરાષ્ટ્રીય સામ્યવાદની નેતાગીરી અંગે હરીફાઈ પણ જોવા મળે છે. સામ્યવાદનું મક્કા આજ સુધી મોસ્કો હતું, તેમાં નવા તીર્થક્ષેત્ર પેકીંગનો ઉમેરો થયો છે. કોઈ ધર્મનાં જેમ બે પાંખાં નીકળે તેમ આજે સામ્યવાદનાં આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે મોસ્કો અને પેકીંગ એવા બે પાંખાં જોવા મળે છે. ચીન આજે હરીફ ન હોય તો પણ ક્રુશ્ચેવને સ્થાને સ્ટાલીનવાદી નીતિમાં કટ્ટર માને તેવો નેતા રશિયામાં આવે તેમ ઝંખે છે.

છતાં ક્રુશ્ચેવે એની નીતિના કટ્ટર વિરોધી માઓને પોતાના ભાઈ તરીકે સરખાવ્યા છે અને નેહરુને મિત્ર તરીકે સરખાવ્યા છે. અને ક્રુશ્ચેવે ભાઈનો પક્ષ ખેંચી માઓની શરતે મિત્રને સમાધાન કરવાની સલાહ આપી છે. આપણી ન્યાયની વાત સ્વીકારી ૮ મી સપ્ટેમ્બરની હદે પાછા હઠવાની ચીનને સલાહ નથી આપી. આપણને મીગ વિમાનો આપશે તેથી હરખાઈ જવાનું કારણ નથી. એ આપણું મિત્ર હોવાનો ગમે તેટલો દેખાવ કરે. પણ સામ્યવાદની એશિયા–આફ્રો દેશોની આશા સમા ચીનને, એનું આંતરિક દુશ્મન હોવા છતાં ભાઈ ગણવાનું છે, તે સમજીને આપણે ચાલવાનું છે. આ સંજોગોમાં ભારત કેવળ રાષ્ટ્રની આઝાદી માટે સંરક્ષણ મોરચે ખડું છે તેટલી ટૂંકી એના સીમા આંકવાની નથી. જગતના ફલક ઉપર જે લોકશાહી મોરચો રચાયો છે તેના સંરક્ષણ માટે પણ એ એટલું જ લડી રહ્યું છે.

આપણે જો મોરચો ન સાચવી શકીએ તો આપણી મહામૂલી આઝાદી ગુમાવી બેસીએ અને તે સાથે આફ્રો–એશિયા દેશોની લોકશાહીની આશાને પણ નિસ્તેજ કરી બેસીએ અને અમેરિકા પણ પછાત–અવિકસિત દેશોમાં સમતુલા ગુમાવી બેસે. આ કારણે બ્રિટન–અમેરિકા લોકશાહીના નાતે આપણા બંધુઓ બનીને વહારે આવ્યા છે. આપણે આઝાદી હાંસલ કરી છે, લોકશાહી સ્થાપી છે, પરંતુ એ હાંસલ કરેલી આઝાદી અને સ્થાપેલી લોકશાહી આપણે ટકાવી શકીએ તેમ છીએ કે નહિ તેની અગ્નિપરીક્ષા આજે ચીની સામ્યવાદ કરી રહ્યો છે. અને તે કસોટીમાંથી તરી પાર ઉતરવાનો નેહરુની નેતાગીરી નીચે એક બનીને દેશે મક્કમ નિર્ધાર કર્યો છે.



ચીનાઓએ ૨૧ મી ઓકટોબરે અચાનક શ્રીજાપ-ઈ ચોકી પર તોપમારો કરીને વાયરલેસ નકામો બનાવી દીધો જેથી મુખ્ય મથક સાથેનો સંપર્ક તૂટી ગયો. આથી એ ચોકીની પરિસ્થિતિ જાણવા પાગોગ સરોવરની ચોકીનો રખેવાળ નાયક રવિલાલ થાપા હોડીમા ઊપડયો. એની હોડી ઉપર દુશ્મનોનો ત્રણ દિશાએથી મશીનગનોનો મારો શરૂ થયો. પ્રાણનીય પરવા કર્યા વિના નાયક થાપા આગળ ધપતો જ રહ્યો અને છેલ્લી માહિતી લઈ આવ્યો. એ જ સાંજે એની ચોકી ભયમાં આવી પડતાં બે હોડી દ્વારા તે ખાલી કરાવવાનું કપરું બીડું એણે ઝડપ્યું. ચીનાઓના અગનગોળાએ એક હોડી સળગાવી પણ લીધી. છતા આ બહાદુર જવાને એમાંના કેટલા માણસોની વહારે ધાઈને ત્રણનો જાન બચાવ્યો. આ છબી એ જવાન રવિલાલ થાપાની છે.







ધરૂ જલદી તૈયાર થાય છે. પાક જલદી તૈયાર થાય છે.

ફોસ્ફરસની અછતની જલદી અસર પડતી નથી. દાણા પોષાએલા અને ભરાવદાર થાય છે.

પોટાશ:—આ ખાતર ગળપણવાળા અને મેંદાવાળા પાકો જેવાં કે શેરડી, બટાટા, માટે અગત્યનું તત્ત્વ છે. અનાજના પાકના સાંઠા અથવા સળીને મજબૂત બનાવે છે. એટલે પાક આડો પડી જતો નથી. પોટાશથી ફળ અને દાણાનો માલ સારો પાકે છે.

પોટાશની અછત એટલે રોગીષ્ટ પીળાશ, ટોચનો સુકારો વગેરે કહી શકાય. આ તત્ત્વ પૂરતા પ્રમાણમાં હોય તો પાક રોગનો સામનો કરી શકે છે.

છાણિયું અને ગળતિયું ખાતર—આ ખાતર પુરાણા કાળથી વાપરતા આવ્યા છીએ. એમાં પાકની જરૂરિયાતનાં બધાં તત્ત્વો હોવાથી પૂર્ણ ખાતર ગણાય છે. તેમાં નીચે પ્રમાણે તત્ત્વો છે:—

| | |
|---|---|
| નાઈટ્રોજન | ૦ાા થી ૧ાા ટકો |
| ફોસ્ફરસ | ૦ાા થી ૧ ,, |
| પોટાશ | ૦ાા થી ૨ ટકા |

આ તત્ત્વો ખાતરમાં ગળાઉ એટલે કે છોડવાંઓ તુરત જ લઈ શકે તેવી સ્થિતિમાં હોતાં નથી. આથી કહોવડાવીને, વાવતા પહેલાં આ ખાતર નાખવામાં આવે છે. આથી તત્ત્વો પાકને ધીમે ધીમે મળે છે. સામાન્ય રીતે આ ખાતરમાં રહેલાં તત્ત્વોમાંથી પહેલે વર્ષે ૫૦ ટકા, બીજે વર્ષે ૩૫ ટકા અને ત્રીજે ૧૫ ટકા વપરાય છે. ખાતર ગળતિયું ન હોય તો તત્ત્વોનું પ્રમાણ ઓછામાં ઓછું હોય એટલે ૦ાા ટકો નાઈટ્રોજન ફોસ્ફરસ અને પોટાશ હોય અને જો ખાતર ગળતીયું બનાવવામાં આવે તો તેમાં તત્ત્વોનું વધારેમાં વધારે પ્રમાણ મળે છે. નાઈટ્રોજન, ફોસ્ફરસ અને પોટાશ ૧ થી ૨ ટકા સુધી મળે છે. આથી જે જમીનમાં દસ ગાડા ચાલુ ખાતર નાખવું પડે ત્યારે ગળતિયામાંથી પાંચ ગાડા એટલો જ ફાયદો આપે છે અને વધારામાં ઘાસ કચરાનાં બી સડી જતાં હોવાથી નિંદામણનો ખર્ચ ઓછો આપે છે. આ છાણિયા અને ગળતિયા ખાતરમાં ખાસ શ્રેષ્ઠતા તેમાં રહેલા સેન્દ્રીય પદાર્થ છે. આ પદાર્થ ખાતરનાં તત્ત્વોને ઊડી જતા કે ધોવાઈ જતા અટકાવે છે. જમીનને પોચી રાખે આથી મૂળ સહેલાઈથી વધે છે. પાણી ઘણું પચે છે અને લાંબા વખત સુધી જમીનમાં ટકે છે. આ ખાતરોથી જમીનની જાત સુધરે છે અને કસદાર બને છે.

ગુજરાત રાજ્યમાં સુધરાઈ અને ગ્રામપંચાયત મળી કુલ ૧૧૮ સંસ્થાઓ ગળતિયું ખાતર બનાવવાનું કામ કરે છે. અને તેનું વાર્ષિક ખાતરનું ઉત્પાદન આશરે ૭૮૪૦૦ ટન જેટલું છે. આ તૈયાર થયેલ ખાતર ખેડૂતોને સંસ્થાઓ તરફથી વેચવામાં આવે છે. સને ૧૯૬૧–૬૨ માં કુલ ૭૯૦૦૦ ટન ગળતિયા ખાતરનું વેચાણ થયું હતું.

લીલો પડવાશ:—આપણી બધી જમીનોને આપણે એકરે બે ગાડા છાણીયું અગર ગળતિયું ખાતર આપી શકતા નથી. પિયતનાં સાધનો વધતા છાણીયા ખાતરની તાણ રહે છે. અને માગ વધતી જાય છે. આથી સેન્દ્રિય ખાતર મેળવવા માટે લીલો પડવાશ કરવો બહુ જ જરૂરી છે.

કઠોળ વર્ગના પાકો જેવા કે શણ, ઇકડ, ઢીંઢણ, ઢેંચા, ગુવાર, મગ, અડદ વગેરેને ચોમાસુ બેસતાં વાવી દોઢ બે મહિને જમીનમાં દાટવાથી હવામાનું નાઈટ્રોજન જમીનને મળે છે તે ઉપરાંત સેન્દ્રીય પદાર્થ સારા પ્રમાણમાં મળે છે. બે મહિનાનું શણ દસ ગાડાં, અઢી મહિનાનું શણ ૨૦ ગાડાં અને ત્રણ મહિનાનું શણ ૩૦ ગાડાં પડવાશ એકરે પાડે છે. પહોળે ગાડે વવાતા કપાસ અને તમાકુ વચ્ચે દિવેલા સુરતી અથવા મીલ મણુ જુવાર લેતા પહેલાં ચોમાસામાં જ્યાં ૩૦ ઈંચથી વધારે વરસાદ હોય તેવા પ્રદેશમાં લીલો પડવાશ કરી દાબી શકાય.

ગુજરાત રાજ્યમાં શણનો અને ઇકડ વગેરેનો લીલો પડવાશ કરવા માટે ખેડૂતોમાં દિવસે દિવસે વિશ્વાસ બેસતો જાય છે. ૧૯૬૦–૬૧ માં કુલ ૫૫ હજાર





એકરના લીલા પડવાશનો ઉપયોગ કરવામાં આવ્યો હતો તે વધીને ૧૯૬૧-૬૨ માં ૮૦ હજાર એકર જેટલા વિસ્તારમાં લીલો પડવાશ કરવામાં આવ્યો. ત્રીજી પંચવર્ષીય યોજનાની આખરે રાજ્યમાં કુલ ૧,૫૫,૦૦૦ એકરમાં લીલો પડવાશ કરવાની નેમ છે.

રાસાયણિક ખાતરો:—પૂરતા છાણિયા અને સેન્દ્રિય ખાતરના અભાવને લીધે અને તેમાં રહેલાં તત્ત્વો છોડને તરત જ ધરાઉ રૂપમાં થઈ જતા વાર લાગતી હોવાથી પાકની ઉપજ વધારે લેવા રાસાણિયક ખાતરોનો ઉપયોગ કરવો પડે છે. રાસાયણિક ખાતરોનો ઉપયોગ પાયાનાં સેન્દ્રિય ખાતરો નાખ્યાં હોય તેવાં ખેતરોમાં જ કરવો લાભદાયક થાય છે.

નત્ર તત્ત્વવાળાં રસાયણિક ખાતરો નીચે પ્રમાણે છે:

| | | |
|---|---|---|
| ૧. એમોનિયમ સલ્ફેટ | ૨૦.૬ થી ૨૧ | નત્રતત્ત્વના ટકા |
| ૨. યુરીયા | ૪૪ થી ૪૬ | ,, |
| ૩. એમો. સલ્ફેટ નાઈટ્રેટ | ૨૬ | ,, |
| ૪ કેલ્શિયમ એમે. ના. | ૨૦ | ,, |

## નાઈટ્રોજન યુક્ત ખાતરો

એમોનિયમ સલ્ફેટ:—આ ખાતરમાં ૨૦ ટકા નાઈટ્રોજન છે. અને ૫૯ ટકા સલ્ફેટ, ગંધકનું રસાયણ છે. વાવતા પહેલાં અથવા ઊગ્યા પછી નીંદામણ કરી, ગાળીને પછી ઓરી શકાય. બી સાથે ભેળવી વાવવાથી બીનો ઉગાવો ઓછો થાય છે.

એમોનિયમ સલ્ફેટ નાઈટ્રેટ:—આ ખાતરમાં ૨૦ ટકા નાઈટ્રોજન છે. આમાંનો ૬ ટકા નાઈટ્રેટરૂપમાં હોવાથી તરત જ અસર કરે છે. જેથી આ ખાતર નાખવાની સાથે અસર જણાય છે. તેથી તેની માંગ દર વરસે વધતી જાય છે. આ ખાતર એમો. સલ્ફેટની માફક આપી શકાય. જ્યાં ૧૦૦ રતલ એમો. સલ્ફેટ આપવાનું હોય ત્યાં ૭૭ રતલ એમો. સલ્ફેટ નાઈટ્રેટ આપવામાં આવે છે.

યુરિયા:—આ ખાતરમાં ૪૪ ટકા નાઈટ્રોજન છે. આથી જ્યાં ૧૦૦ રતલ એમોનિયમ સલ્ફેટ આપવાનું હોય ત્યાં તેને બદલે ૪૬ રતલ યુરિયા વપરાય. લગભગ એટલી જ માટી ભેળવીને આપવાથી એકસરખું ખાતર પડે. આ ખાતરને હવામાંનો ભેજ જલદી લાગતો હોવાથી એને સૂકી જગ્યાએ સંગ્રહવું. જે જમીનમાં ત્રણ ચાર દિવસ પાણી ભરાઈ રહે તેવા ખેતરમાં આ ખાતર વાપરવું નહિ, કારણ કે ખાતર ધોવાઈ જાય છે. બીની સાથે ખાતર ભેળવીને આપવું નહિ ખાતર ઘણું તેજ હોવાથી છોડના પાન ઉપર ન પડે તેની કાળજી રાખવી.

કેલ્શિયમ એમોનિયમ નાઈટ્રેટ:—આ ખાતરમાં ૨૦ ટકા નાઈટ્રોજન છે. તેમાંનો અડધો પાક તરત જ લઈ શકે તેવા નાઈટ્રેટ રૂપમાં છે. સાથે ચૂનો છે. એટલે એમોનિયમ-સલ્ફેટ કરતાં ચૂનાથી થતો લાભ વધારાનો ગણાય. આમાં ૧૦ ટકા નાઈટ્રેટ રૂપમાં હોવાથી એમોનિયમ સલ્ફેટ નાઈટ્રેટ કરતાં વધારે અસરકારક છે. જેથી પાકનો ઉઠાવ સારો થાય છે. આ ખાતરમાં હવામાંનો ભેજ ગ્રહણ કરવાની શક્તિ હોવાથી સૂકી જગ્યાએ સંગ્રહવું. જેટલું એમોનિયમ સલ્ફેટ આપવું પડે તેટલું જ આ ખાતર આપવું પડે છે. સૂકી ક્ષારવાળી જમીનમાં એમોનિયમ સલ્ફેટ નાઈટ્રેટ અને કેલ્શિયમ એમોનિયમ નાઈટ્રેટ બીજા નત્રતત્વવાળાં ખાતરો કરતાં વધારે અસરકારક છે.

સુપરફોસ્ફેટ:—આ ખાતરમાં ૧૬થી ૧૮ ટકા પાણીમાં ઓગળી શકે તેવો ફોસ્ફરસ ફોસ્ફરિક એસિડ છે. રંગ રાખોડી છે. રોપતા પહેલાં અથવા વાવતા પહેલાં આ ખાતર આપવું જોઈએ. કારણ કે ખાતર નાખતાં જ તેમાંનું ફોસ્ફરસ જમીનમાં જકડાઈ જાય છે. અને ધીમે ધીમે પાકને મળે છે. આ ત્રણથી ચાર ઈંચ ઊંડે પડે તેમ વાવવું. આમાંનું ફોસ્ફરસ ધોવાઈ જતું નથી કે ઊડી જતું નથી. લીલા ખાતરના પાકોને આ ખાતર આપવાથી ઉગાવો સારો થાય છે.

મ્યુરીએટ ઓફ પોટાશ—પોટેશિયમમ ક્લોરાઈડ:—આમાં ૫૦ થી ૬૦ ટકા પાણી ઓગળી જાય તેવો પોટાશ છે. પોટાશ ધોવાઈ જતો નથી. માટે તેને વાવતી વખતે આપી શકાય.

પોટેશિયમ સલ્ફેટ:—આમાં ૪૮ થી ૫૨ ટકા પાણીમાં

ઓગળી જાય તેવો પોટાશ છે. વાવતી વખતે આપી શકાય તમાકુ, ફળઝાડ અને બટેટાને માટે મ્યુરીએટ ઓફ પોટાશ કરતા આ ખાતર વધારે અનુકૂળ છે. કારણ કે આનાથી પાકનો માલ સારો પાકે છે.

મિશ્ર ખાતરો :—રાસાયણિક ખાતરોમાં એક જ પ્રકારનાં તત્વો હોવાથી બીજાં તત્વોની ખેંચ રહે છે. સમતુલ ખાતરો યોગ્ય પ્રમાણમાં આપવામાં આવે તે હેતુથી મિશ્ર ખાતરો આપવામાં આવે છે. આવાં ખાતરોમાં નત્રવાયુ, ફોસ્ફરસ અને પોટાશ જેવાં તત્વો જરૂરી પ્રમાણમા મેળવવામાં આવે છે.

ગુજરાતની ભૂમિને માફક આવે તેવી રીતે રાસાયણિક તથા અન્ય ખાતરોનું સુયોગ્ય પ્રમાણમાં મિશ્ર ખાતર બનાવવા માટે પાંચ પ્રકારો નક્કી કરવામા આવ્યા છે. આ પાંચ પ્રકારની વિગત નીચે મુજબ છે:—

| | નાઈટ્રોજન | ફોસ્ફરસ | પોટાશ |
|---|---|---|---|
| ૧. પહેલો પ્રકાર | ૯ | ૯ | ૦ |
| ૨. બીજો પ્રકાર | ૧૨ | ૬ | ૦ |
| ૩. ત્રીજો પ્રકાર | ૬ | ૧૨ | ૦ |
| ૪. ચોથો પ્રકાર | ૫ | ૧૦ | ૧૦ |
| ૫. પાંચમો પ્રકાર | ૮ | ૮ | ૮ |

ઉપર જણાવેલ પ્રમાણોને અનુલક્ષીને પાકવાર કેટકેટલાં પ્રમાણમાં નાઈટ્રોજન ફોસ્ફરસ તથા પોટાશ આપવું તેની પણ ભલામણ કરવામાં આવેલ છે. નત્રતત્વવાળાં રાસાયણિક ખાતરોનું વેચાણ ફક્ત સહકારી મંડળીઓ દ્વારા જ કરવાની સરકારની સ્પષ્ટ નીતિ હોઈ વેપારી સંસ્થાઓ અગર પેઢી આવા ખાતરોનું વેચાણ કરી શકતી નથી. પરંતુ કોઈપણ પેઢીને ઉપર જણાવેલ પાંચ પ્રકારનાં મિશ્ર ખાતરો વેચવાની છૂટ આપવામાં આવી છે. મિશ્ર ખાતરોની બનાવટમાં ગુણવત્તા જળવાઈ રહે એ હેતુથી મિશ્ર ખાતર બનાવનાર પેઢીને તેનું સંચાલન કરવા માટે કૃષિ સ્નાતકની નિમણુંક કરવી પડે છે તથા તે માટે ફર્ટીલાઈઝર કન્ટ્રોલ હુકમ હેઠળ રજીસ્ટ્રેશન સર્ટીફીકેટ મેળવવું પડે છે. ઉપરાંત તેની બનાવટમાં છેતરપીંડી નહિ થાય તેની કાળજી રાખવા માટે ફર્ટીલાઈઝર ઈન્સ્પેકટરો વારંવાર તેમના ગોડાઉનની તપાસણી કરે છે. ઉપરાંત દરેક ગુણની ઉપર જે તે પેઢીનું સીલ લગાવવું પડે છે. ગુણ ઉપર વંચાય એમ મિશ્રણના ૧. નાઈટ્રોજન તત્વના કેટલા ટકા છે ૨. રાસાયણિક ખાતરોનું પ્રમાણ ૩. મિશ્રણ બનાવનાર પેઢીનું નામ. ૪. કયા માસ તથા વર્ષમાં મિશ્રણ ખાતર બનાવેલું છે તથા અન્ય ઉપયોગતાવાળી માહિતી આપવામાં આવે છે. સ્થાનિક બજારોમાં હવેથી મિશ્ર ખાતરો ફક્ત પાંચ પ્રકારનાં મળે છે.

નત્રતત્વવાળાં રાસાયણિક ખાતરો:—નત્રતત્વવાળાં ખાતરો ખેડૂતો વ્યાજબી ભાવે અને પૂરતા પ્રમાણમાં મળી રહે એ હેતુથી આવાં ખાતરોની વહેંચણીનું કાર્ય સરકાર હસ્તક છે. ખાસ કરીને આ વહેંચણીનું કામ સહકારી સંસ્થાઓ મારફતે કરવામાં આવે છે. છેલ્લાં બે વર્ષથી સમસ્ત ગુજરાત રાજ્યની વહેંચણીનું કામ ગુજરાત સ્ટેટ કો-ઓપરેટીવ માર્કેટીંગ સોસાયટી લિ., અમદાવાદને હસ્તક છે આ સેન્ટ્રલ એજન્ટ જિલ્લાના ખરીદ વેચાણ સંઘોને વહેંચણીનું કામ સુપ્રત કરે છે. આવા જિલ્લા સંઘો છેલ્લે તળકે સહકારી મંડળીઓને વહેંચણીનું કામ સુપ્રત કરે છે. નત્રતત્વવાળાં ખાતરોના ભાવ બાંધેલા છે. જેની વિગત નીચે મુજબ છે:—

સલ્ફેટ ઓફ એમોનિયા, યુરીયા, એમો. સલ્ફેટ, નાઈટ્રેટ કેલ્શિયમ, એમો. નાઈટ્રેટના બાંધેલા વેચાણ ભાવ અનુક્રમે રૂ. ૩૬૦, રૂ. ૭૧૫, રૂ ૪૩૫, રૂ. ૩૪૨ એક ટનના છે.

સને ૧૯૬૧–૬૨ નું વેચાણ ચાલુ સાલે વહેંચણી કરવા માટે બાંધેલી નેમ તથા સને ૧૯૬૩–૬૪ ના આગામી વર્ષ માટે અડસટ્ટાયેલી નેમની વિગત નીચે મુજબ છે:—

| વરસ | સલ્ફેટ ઓફ એમો. ટન | યુરીયા એમો. ટન | સલ્ફેટ. નાઈટ્રેટ ટન | કેલ.એમો. નાઈટ્રેટ ટન |
|---|---|---|---|---|
| ૧૯૬૧–૬૨ | ૨૦૨૩૦ | ૧૭૨૭ | ૩૬૯૮ | ૨૩૨૧ |
| ૧૯૬૨–૬૩ | ૪૬૧૨૫ | ૧૦૬૫૦ | ૫૨૫૦ | ૩૪૦૦ |
| ૧૯૬૩–૬૪ | ૭૦૨૦૦ | ૨૨૭૬૪ | ૧૬૮૫૦ | ૧૪૦૪૦ |







વિનોબા ભાવે

# લદાયેલી લડાઈ

યુદ્ધ ક્યારેય ભારતે માગ્યું નથી. દરેક વખતે દુશ્મનો તેના પર ચડી આવીને ભારતને લડવાની ફરજ પાડે છે. સો વર્ષ પછી ભારતને આવી ફરજ પાડવામાં ચીને જાણે બીડું ઝડપ્યું છે. જાણીતા સર્વોદય વિચારસરણીના પીઢ વિચારક અહીં આપણને એ વિષે યોગ્ય માર્ગ ચીંધે છે...

તમે સહુ જાણતા હશો કે આપણો દેશ અત્યારે ગંભીર પરિસ્થિતિમાં છે. ચીનનું આક્રમણ ભારત પર થઈ રહ્યું છે. અને ભારત કહે છે કે બચાવવા માટે લડવું અનિવાર્ય છે. બન્ને દેશો વચ્ચે લડાઈ ચાલી રહી છે. ચીન કહે છે કે અમારા પ્રદેશ પર ભારતનું આક્રમણ થયું છે. આવી રીતે આક્ષેપ–પ્રતિ–આક્ષેપ થઈ રહ્યા છે. કોના કયા આક્ષેપમાં કેટલું તથ્ય છે, કેટલું નહીં એનો નિર્ણય સામાન્ય નાગરિક નથી કરી શકતો. એટલા વાસ્તે બેઉ દેશના લોકો પોતપોતાની સરકાર તરફથી જે જાણકારી મળે છે. એને જ માનશે પરંતુ એક વાત મારી સમજમાં નથી આવતી કે ભારતે એક બહુ મોટો પ્રસ્તાવ રજૂ કરેલો તે કેમ સ્વીકારવામાં નથી આવ્યો ? પંડિતજીએ એમ સૂચવ્યું હતું કે બન્ને દેશોનો દાવો જે પ્રદેશ પર છે એટલા પ્રદેશમાંથી બીજાનો કબજો ઉઠાવી લેવામાં આવે અને ફેંસલો કરાય. હું સમજું છું કે આ સૂચન બિલકુલ નિર્મળ છે.

જો આ સૂચનનો સ્વીકાર કરવામાં નથી આવતો તો મારા જેવા તટસ્થ માણસના ચિત્ત પર પણ અસર થાય છે. ભારત પર આ લડાઈ લાદવામાં આવી રહી છે. અને આવી રીતે આક્રમણ થતું રહે તો કોઈ દેશ સહન ન કરી શકે, બલ્કે સહન કરવાથી દેશ આગળ ન વધી શકે.

યુદ્ધનો જમાનો વીતી ચૂક્યો, એ વાત બધા સમજે છે. છતાંય પોતપોતાના નાના–નાના દૃષ્ટિકોણ રાખે છે. એ દૃષ્ટિને છોડવા માટે લોકો તૈયાર નથી થતા અને લડાઈઓ ફાટી નીકળે છે. આનાં બહુ ભયાનક પરિણામ આવી શકે છે. તેથી હું પરમેશ્વરને પ્રાર્થના કરીશ કે પંડિત નેહરુ તરફથી આ જે પ્રસ્તાવ રજૂ કરવામાં આવ્યો છે તે સ્વીકારવાની સદ્‌બુદ્ધિ ચીનને આપે. પછી બેઉ સરકારની વાત સાંભળીને લવાદ તરફથી જે ફેંસલો થાય તેને માન્ય કરવાનો નિર્ણય થઈ જાય. આના કરતાં વધુ સારો ઉપાય બીજો નથી હોઈ શકતો. અને છતાંયે બીજો કોઈ ઉપાય સૂચવવો હોય તો તે સૂચવાય અને તેના પર વિચારણા થાય. પરંતુ લડાઈ તો બંધ થવી જોઈએ. ખેર, પરમેશ્વર જે બુદ્ધિ આપશે તે થશે. એની દૃષ્ટિ શી હશે તે આપણે નથી સમજી શકતા. એની કરુણા અપાર છે. ઉપરઉપરથી આપણને જુદું દર્શન થાય છે. અંદર કરુણા છુપાયેલી રહે છે, તે તો આપણે નથી ઓળખી શકતા. પરંતુ આપણે વિચારવું જોઈએ કે આ ઘડીએ આપણું કર્તવ્ય શું છે? લશ્કર તો ત્યાં પહોંચી ગયું છે. તેનું ત્યાં જે ચાલવાનું હશે તે ચાલશે. પરંતુ આવી હાલતમાં જનતાનું કર્તવ્ય શું છે? મારી દૃષ્ટિએ બે-ત્રણ પ્રકારનાં કર્તવ્ય છે :

એક તો એ કે બધી જાતના ભેદ મટી જવા જોઈએ.

આખું રાષ્ટ્ર એકદિલ થઈ ગયું, એવું થવું જોઈએ.

બીજી વાત એ છે કે ધૈર્ય ન છોડવું જોઈએ. હિંમત રાખવી જોઈએ. આ બે વાત તુરત થવી જોઈએ.

અને ત્રીજી વાત જે લાંબા ગાળની છે. અને સહુએ કરવાની છે તે એ કે ગામડે ગામડું મજબૂત બનાવવું જોઈએ. એક એક ગામ એક એક પરિવાર જેવું બનવું જોઈએ. સહુએ નક્કી કરવું જોઈએ કે અમારા ગામની યોજના અમે બનાવીશું. અમારા ગામમાં કોઈ ભૂખ્યું નહીં રહે, બેકાર નહીં રહે, કોઈ દુઃખી હશે તો એના દુઃખમાં અમે સહુ ભાગ પડાવશું. આમ થશે તો કેવળ લડાઈની દૃષ્ટિએ જ લાભ નહીં થાય—તે તો જાણે થશે જ—પણ તે ઉપરાંત દેશ બહુ મજબૂત બનશે, અને તેનો કાયમને



સારું લાભ મળશે, અને આવી રીતે આપણા દ્વારા પ્રાપ્ત કરાયેલું તે સાચું સ્વરાજ્ય હશે

અત્યારે ભારતને સ્વરાજ્ય મળ્યું છે ખરું પણ એના આનંદની અનુભૂતિ નથી થતી. જેમ સૂર્યોદય થાય તો તે માત્ર કલકત્તા કે દિલ્હીમાં જ નથી થતો, પણ તેનું દર્શન ગામેગામ અને ઘરે-ઘરે થાય છે અને નાનું બાળક પણ જાણે છે કે સૂર્યોદય થયો. એવી જ રીતે સ્વરાજ્યના સાચા ની અનુભૂતિ પણ ગામેગામના બાળકને થવી જોઈએ.

સ્વરાજ્યમાં એક ઉષ્ણતા છે. એનો એક એક પ્રકાશ છે. એ પ્રકાશ ને એ ઉષ્ણતાનો અનુભવ દરેકને થવો જોઈએ. અમે સ્વતંત્ર છીએ, આઝાદ છીએ, અમારા પર કોઈ જુલમ નથી કરી શકતું અને અમે કોઈ પર જુલમ નથી કરતા, અમારો સહયોગી સમાજ છે, અમારામાં ઊંચ-નીચના ભેદ નથી, જમીન પર સહુનો અધિકાર છે. જે ખેડે તેને જમીન મળવી જોઈએ—આમ થશે તો ચીન જેવા દેશનો શાંતિપૂર્વક પ્રતિકાર કરી શકીશું, એને માટે નિર્ભયતા જોઈએ, પૂર્ણ પ્રેમ ને સહકાર જોઈએ. ત્યારે અહિંસાની શક્તિ પાંગરી શકે છે.

ઓછામાં ઓછું આપણે એટલું કરીએ કે ભારતમાં ક્યાંય અશાંતિ ન થાય. અશાંતિનાં જે કારણો હોય તેના પર વિચારણા કરીને તેનું નિરાકરણ કરીએ. ગામના પ્રશ્નો ગામમાં ઉકેલીએ. આવું થાય છે ત્યારે દેશની નૈતિક શક્તિ પણ જન્મે છે અને લશ્કરી શક્તિ પણ જન્મે છે. જો હિંસાથી લડવું હોય તો આખા દેશની સહાનુભૂતિ હોવી જોઈએ. જો અહિંસાથી લડવું હોય તો પણ આખા દેશની સહાનુભૂતિ મેળવીને હિંસાને સમર્પણ કરવાની જરૂર નથી—અહિંસાને સમર્પણ કરી શકીએ છીએ. ભારતનો દરેક નાગરિક અંતઃશક્તિ વધારે, દેશનું ઉત્પાદન વધારવા પોતાનો ફાળો આપે, અને ગરીબોમાં એનું વિતરણ કરવામાં સહયોગ આપે.

વિચારીએ છીએ ત્યારે આ એક વિરાટ રૂપ લાગે છે. પરંતુ દરેક ચીજનું એક વિરાટ રૂપ હોય છે અને એક નાનું રૂપ હોય છે. ભગવાને ગીતાના અગિયારમા અધ્યાયમાં એક વિરાટ રૂપ બતાવ્યું છે. ભગવાનનું આવડું વિરાટ રૂપ જોઈને અર્જુન ગભરાઈ ગયો. આ જેમ વિરાટ રૂપ છે તેમ જ એક નાનું રૂપ હોય છે. જે નાના રૂપમાં ભક્તને ભગવાનનો સાક્ષાત્કાર થાય છે. આવી જ રીતે આખા દેશમાં શાંતિ સ્થપાય તે વિરાટ રૂપ છે. તેનું જ એક નાનું રૂપ પણ છે તે એ કે ગામેગામ શક્તિ નિર્માણ થાય. ભક્તને માટે નાનું રૂપ અનુકૂળ થાય છે.

હમણાં રાજાજી અમેરિકા ગયા હતા અને ઢેબરભાઈ રશિયા ગયા હતા તેઓ ત્યાં વાતો કરીને આવ્યા. હવે આ વચ્ચે વાતચીતનો પ્રયત્ન ચાલે છે. પણ શબ્દમાં શક્તિ ત્યારે આવે છે જ્યારે પોતાને ત્યાં એનો અમલ થાય છે. ભારત દેશમાં જો આપણે એનો અમલ કરીએ અને એકેએક ગામનું અહિંસક ઢબે નિર્માણ કરવાની કોશિશ કરીએ તો આ થઈ શકે છે અને તે કઠિન નથી.



બીજું વિશ્વયુદ્ધ પૂરું થયું ત્યારની આ વાત છે. જર્મની આખું ખુવાર થઈ ગયું હતું, લડાઈથી પાયમાલ થઈ ગયું હતું. એ જર્મન પ્રજાની ન્યોછાવરીનો નાનકડો પ્રસંગ યાદ આવે છે.

વડા સેનાપતિએ તે દિવસે પ્રજાને ટહેલ નાખી: 'જર્મનીને તમારે ઊભું કરવું છે?-તેની પુનર્રચના માટે સોનું જોઈએ. જેની પાસે સોનું હોય તે પોતાના દીવાનખાના બહાર ઢગલો કરી દે. સિપાહીઓ આવીને લઈ જશે.'

આ એલાનનો એ રાષ્ટ્રપ્રેમી પ્રજાએ કેવો જવાબ વાળ્યો તે ખબર છે? સેંકડો ટેલિફોનોથી પ્રજાજનોએ વડા સેનાપતિને ખબર આપી દીધા કે અમારા ઘરના દરવાજામાં અમારે આપવાનું સોનું મૂકી દીધું છે. આપના માણસને મોકલીને મંગાવી લ્યો.

સ્વદેશપ્રેમની આ નીતિનું અનુકરણ કરવા આપણે આજની કટોકટીની ઘડીએ તૈયાર થઈએ.

ધૂમકેતુ [તા. ૧૦-૧૧-'૬૨, વલભીપુરના એક સંસ્કાર-સમારંભ.]







## [૨૭] ઓપા

બધાં એને 'ઓપા' કહી સંબોધે. 'ઓપા' એ જર્મન ભાષાનો તળપદો શબ્દ: તેનો અર્થ 'દાદા.'

ઊંચી કદાવર કાયા. લાંબું અણીદાર નાક. નાક સાથે જનમ જનમનો નાતો ભોગવતા જૂની ફેશનના ચશ્મા. ચશ્મા પાછળ ચકરવકર ફરતી ચતુર માંજરી આંખો. મોઢામાં એક પણ દાંત સલામત નહિ હોવાથી ગાલ બેઠેલા. મોં પણ સાંકડું. હોઠ પાતળા. કપાળ વિશાળ અને ચમકદાર. માથે જૂની પુરાણી હેટ. હેટમાં ગણ્યા ગણાય નહિ તેટલાં કાણાં: આગળનાં ભાગમાં પતરાનો અમેરિકન તારો. તારાની વચ્ચે કોતરાયેલો 'શેરીફ' શબ્દ. વાળ ધોળા, મુલાયમ અને લાંબા— ઠેઠ ગરદન સુધી ઊતરી આવેલા. (જોતાં સહજ તરંગ જાગતો કે બાર વરસેય આ બાવો હજામની મુલાકાત લેતો હશે કે કેમ!) ઘૂંટણ સુધી પહોંચતો વાદળી રંગનો ઝભ્ભો. ઢીંચણ સુધીના ગમબૂટ. (પાટલૂન પહેરતો હશે કે કેમ તેનો ખુલાસો ક્યારેય થઈ શક્યો નહિ!) સાઠ વરસની ઉંમર. જૂની પુરાણી ખડખડ પાંચમ એવી મોટરસાયકલ ઉપર આવે અને જાય. મોટરસાયકલ માટેનો લેબાસ વળી નોખો: અંતરિક્ષની સફરે જતા પ્રવાસી જેવો. ઠંડી, પવન કે વરસાદનું ગજું શું કે એનાં અંગોપાંગના કોઈ પણ ભાગને સ્પર્શી શકે! મોઢાને ફરતો પ્લાસ્ટિકનો પારદર્શક ગોળો. માથે સૈનિકની લોખંડી ટોપી. ગળે ઊનનો ગળપટો. ચામડાનું જાડું બરછટ જેકેટ. રબરની લાંબી પાટલૂન. (ગમબૂટ એનાં એ જ!) મોટરસાયકલ સ્ટાર્ટ કરી હંકારી મૂકે ત્યારે એમ જ લાગે, જાણે ગાગારિનનો ગોઠિયો મંગળનાં ગ્રહની સફરે ઊપડ્યો!

લશ્કરી ટેંકો માટેની બેઠકો બનાવનાં એક જર્મન કારખાનામાં ઓપા કામ કરે: બિનકેળવાયેલા મજૂર તરીકે. હું પણ તે જ કારખાનામાં કામ કરું. મારું કામ ડ્રિલિંગનું. ઓપાને જ્યારે પણ જુઓ ત્યારે તેના હાથમાં ટચૂકડી હથોડી હોય અને કંઈક અટપટી એવી અકલ્પ્ય અને અગમ્ય ઠોકાઠોક કર્યા જ કરતો હોય! મરજીમાં આવે તો કામ કરે અને કંટાળો ઊપજે એટલે હથોડી પડતી મેલી ખાલી ડબલાં શોધવા નીકળી પડે.

ઓપાની ખાલી ડબલાં શોધવાની રીત પણ અલબેલી હતી. કારખાનામાં કામ કરતી વખતે જો સહજ એની દૃષ્ટિ બહાર ખડકાયેલા ભંગાર ઉપર પડે કે તેની હથોડીની હિલચાલ અટકી જાય, અને પછી...હથોડી પડતી મેલાય; હળવે હળવે નીરવ કદમ ભંગાર પ્રતિ કૂચ આદરાય; ભંગારથી એકાદ બે કદમ દૂર ઊભા રહી, બેઉ હાથ પોતાની કમરે ટેકવી ભંગારનું પ્રથમ સિંહાવલોકન કરાય; ભૂલેચૂકે કોઈ રડ્યું ખડ્યું ખાલી ડબલું નજરે ચડે એટલે તેનું વિચારમગ્ન દૃષ્ટિએ નિરીક્ષણ કરાય, એકાદ મિનિટ પછી તેનો સર્વાંગી અભ્યાસ! આ સમસ્ત વિધિ પરિપૂર્ણતા પામે એટલે તેની બુદ્ધિના દરબારમાં જહાંગીરી અદાલત બેસે:

પોતે જહાંગીર હોય અને પેલું ખાલી ડબલું ફરિયાદી હોય તેવું દશ્ય રચાય; ડબલું પોતાની બેહાલી વિષે ફરિયાદ કરે તે એકચિત્તે—એકમીટે સાંભળવામાં આવે: 'ભર્યુંભાદર્યું હતું ત્યારે મારું સ્થાન કારખાનામાં હતું; હવે ખાલીખમ થયું એટલે રઝળતું મૂકવામાં આવ્યું! ખરા સ્વાર્થી છો તમે માનવઓ!' અંતે ચુકાદો અપાય: 'હે બંધુ ડબલા! તારી ફરિયાદ સાચી છે. ચાલ, મારી સાથે ફરી કારખાનામાં ચાલ! તેમાં તારું તેમ જ અમારું—બેઉ પક્ષોનું કલ્યાણ છે. તથાસ્તુ!' ઓપાનો હાથ લંબાય; ડબલાની હાડકી-પાંસળી તપાસાવાય; કંઈક બાઝયું હોય—લાગ્યું હોય તે દૂર કરાય; કોઈ માવડી પોતાના વહાલસોયા પૂતને ઊંચકે—તેડે તેમ ઓપા એ એકાકી ડબલાને ઊંચકે—તેડે અને કારખાનામાં પુનઃ પ્રવેશ કરાવે. ઓપાનું વદન પ્રસન્નતાની સુરખી વડે શોભી ઊઠે.

આ રીતે કારખાનાની બહાર ખડકાયેલા ભંગારમાંનાં ખાલી ડબલાં કારખાનામાં ખડકાતાં હતાં. ઓપાની આ પ્રગતિશીલ હોબી સહેજ પણ વિરામ લેતી નહોતી...અને કારખાનું હળવે હળવે—પણ ચોક્કસ રીતે—ભંગારની વખારમાં ફેરવાતું જતું હતું!

*

ઓપા આમ ઓછાબોલો, પણ તરંગ ઊઠે એટલે કૂકડાનો કૂકડેકૂક પોકારવામાં કે સિંહની ત્રાડ પાડવામાં પાછી પાની કરે નહિ. સામા માણસની વાત સાંભળતી વખતે એ પોતાની આંખો એવી તો ધારદાર અને તીક્ષ્ણ બનાવે કે વાત કરનારને એમ જ લાગે: જાણે આ ઘરડો માનવી પોતાની વેધક દૃષ્ટિ સમસ્ત વદનમાં ખોસી રહ્યો છે—ભોંકી રહ્યો છે.

ઓપા સાથે થયેલી મારી પ્રથમ મુલાકાત અંશતઃ રસપ્રદ ગણાય. ઓપાની દુનિયા ખાલી ડબલાંઓથી ભરેલી છે તેવી મારી માન્યતા બદલાઈ જવા પામી. ખાલી ડબલાં જ નહિ, કિન્તુ ભર્યાભાદર્યા શબ્દો ઓપાની સાચી દુનિયા હતી એમ મને લાગ્યું.

એક દિવસે હાથીની ચાલે ચાલતો ઓપા મારી કને આવ્યો. સહેજસરખું હસ્યો ન હસ્યો ને મને સવાલ કર્યો:

—'મા હા રા ઠા' એટલે શું?

મેં સાશ્ચર્ય પૂછ્યું:

—શું એટલે શું?!

એણે પુનઃ શબ્દોચ્ચારણ કર્યું: પણ આ વખતે કટકે કટકે.

—મા...હા...રા...ઠા...'માહારાઠા' એ ભારતીય શબ્દ છે.

હું બોલી ઊઠ્યો:

—મરાઠા!

એ સહેજ અકળાયો.

—મા...રા...ઠા નહિ, મા...હા...રા...ઠા!—સંસ્કૃત ભાષાનો શબ્દ છે.

હું વિચારમગ્ન નિરુત્તર રહ્યો. એણે પોતાનું ગજવું ફંફોળ્યું. ચાકનો કટકો બહાર કાઢ્યો અને મેલાઘેલા ટેબલ ઉપર રોમન લિપિમાં એ અટપટો સંસ્કૃત શબ્દ લખ્યો: Maha Ratha.

હવે મને સમજાયું. સંસ્કૃત ભાષાના શબ્દનો જર્મન ઉચ્ચાર બીજો થાયે શું? હું સહસા બોલી ઊઠ્યો:

—હા, મહારથ.

દાદા હસી પડ્યો, બોલ્યો:

—મહા એટલે મોટું. રથ એટલે ગાડી. ખરું ને?

મેં હકારમાં ડોક તો હલાવી, પણ અચંબાના ઝટકાએ તેનું હલન તીવ્ર બનાવી દીધું. ઓપાએ કહ્યું:

—અમારી જર્મન ભાષાના Rad (ઉચ્ચાર: રાટ; અર્થ: પૈડું) શબ્દ સાથે આ 'રથ' શબ્દને સંબંધ હોય તેવું મને હમેશાં લાગ્યા કર્યું છે. તમારો સંસ્કૃત શબ્દ 'દ્વાર' લો. શું આ શબ્દને આરબી શબ્દ 'દાર,' અંગ્રેજી શબ્દ Door અને જર્મન શબ્દ Tor સાથે સંબંધ હોય તેવું લાગતું નથી?

મેં પુનઃ ડોક હલાવી. પોતાનું ભાષાશાસ્ત્રીય પૃથક્કરણ સહેજ અટકાવી એણે મને પૂછ્યું:

—તારું નામ શું છે?





—આદમ.
—આદમ ? જાણે છે 'આદમ' શબ્દનો અર્થ શો થાય ? (સહેજ થંભીને) લાલ માટીનો માનવી. હિબ્રુ ભાષાનો શબ્દ છે.
કામ અમારા બેઉની રાહ જોઈને ઊભું હતું એટલે મને-ક-મને ભાષાશાસ્ત્રની વિદાય લેવી પડી.

*

મેં ઓપાના ભાષાશાસ્ત્રમાં દાખવેલા રસનું પરિણામ એ આવ્યું કે તે વારેઘડીએ મારી કને આવવા લાગ્યો. હું સહેજ બોલું એટલે મારા વાક્યના શબ્દોમાંથી જે કોઈ શબ્દ એને પૃથક્કરણને યોગ્ય લાગે તેનું પૃથક્કરણ કરવા મંડી જાય.
એક વાર મેં કહ્યું :
—અમે હિંદુસ્તાનીઓ તમારા દેશને 'ડોઇચલાંડ' નહિ, પણ 'જર્મની' કહીએ છીએ.
—જર્મની. ખરું ને ? જાણે છે 'જર્મન' શબ્દનો અર્થ શો થાય ? (સહેજ થંભીને) યુદ્ધ કરનાર; ધાંધાટ મચાવનાર કે પડોશી.
અમે બેઉ હસી પડ્યા.
મેં કહ્યું :
—આ શબ્દનો અર્થ જ એવો છે એમ નથી, પણ કમનસીબે ઇતિહાસ પણ તેનું પ્રતિપાદન કરતો હોય તેમ ભાસે છે.
ઓપાએ પોતાની વેધક નજર ભોંય ઉપર ઢાળી દીધી.

*

શિયાળો જર્મન સડકો ઉપર હિમ અને બરફ વડે લીસા લિસોટા આંકતો હોવાથી ઓપા મોટર-સાયકલ ઉપર આવવાને બદલે બસનો ઉપયોગ કરે. કામ પૂરું થાય એટલે અમે બેઉ તૈયાર થઈ બસ-સ્ટેન્ડનો રસ્તો લઈએ. જે પાંચદસ મિનિટ મળે તેનો હું ચિત્રવિચિત્ર શબ્દોના ગૂઢાર્થ પૂછવામાં ઉપયોગ કરતો. દિવસો જેમ જેમ પસાર થતા ગયા તેમ તેમ મને થતું ગયું કે આ કેવી રીતે શક્ય હોઈ શકે કે એક બિનકેળવાયેલો જર્મન મજૂર શબ્દવ્યુત્પત્તિના શાસ્ત્રમાં આટલો પ્રવીણ હોય ? એને હું ગમે તે શબ્દની વ્યુત્પત્તિ પૂછું કે એ તરત કાઢી બતાવે. જાણે શબ્દોનું ઑટોમેટિક મશીન ! એકાદ શબ્દ નાખો એટલે તરત એની વ્યુત્પત્તિ બહાર આવે.

*

એક વાર મેં પૂછ્યું :
—જેને જર્મન ભાષામાં તમે 'ગાંગસ' કહો છો તે શબ્દનો અંગ્રેજીમાં 'ગેંજિસ' ઉચ્ચાર થાય છે. પણ સંસ્કૃત ભાષામાં તેનો ઉચ્ચાર 'ગંગા' થાય છે. આ ગંગા શબ્દ ચીની શબ્દ ગોંગ (અર્થ : નદી) ઉપરથી ઊતરી આવ્યો હોય તેવું મેં સાંભળ્યું છે. શું આ સાચું છે ?
એણે કહ્યું :
—નદી વહે છે, જાય છે. જવું એટલે Gehen (ગેહન : જર્મન શબ્દ). એ શબ્દમાંથી ઉદ્ભવતો શબ્દ Gang (ગાંગ): અર્થ : ચાલ, ગતિ ઇત્યાદિ. ભારતીય શબ્દ 'ગંગા' અને ચીની શબ્દ 'ગોંગ' સાથે આ જર્મન શબ્દ 'ગાંગ'ને અવશ્ય સંબંધ હોવો જોઈએ.
મને થઈ આવ્યું કે ઓપાની સંકલનશક્તિ તેમજ કલ્પનાશક્તિ સહેજ પણ નિષ્ક્રિય નથી !

*

એકવાર ઓપાએ મને પૂછ્યું :
—તું જર્મન ભાષા ક્યાં શીખ્યો ?
મેં કહ્યું :
—ઘેર.
—કોણે શીખવી ?
—જાતમહેનતે.
—શું તું જર્મન ભાષાનો સાચો રસાસ્વાદ કરવા માગે છે ? (સહેજ થંભીને) તારે બાઇબલનો જર્મન તરજુમો વાંચવો જોઈએ. હું પોતે કેથલિક છું, પણ તોય માનું છું કે માર્ટિન લૂથરે કરેલ બાઇબલનો જર્મન અનુવાદ એ જર્મન ભાષા માટે આશીર્વાદરૂપ છે. તું જાણે છે, આજની જર્મન માર્ટિન લૂથરે ઘડી છે. મારી પાસે લૂથરના બાઇબલની એક નકલ પડી

છે. હું તને ભેટ આપીશ.
મેં કહ્યું :
—હાં કે
એણે કહ્યું :
—બિટે !
ઓપાને મારો 'આભાર' મળ્યો, પણ મને એનું બાઈબલ મળ્યું નહિ.

*

ઓપાને ભાષાઓમાં રસ છે એટલે ગુજરાતી લિપિ સાથે અંશતઃ મારોય પરિચય થાય તે આશયે મેં એને મારા કાવ્યસંગ્રહ 'અજંપો'ની નકલ દેખાડી. આડુંઅવળું—ઊંધુંસીધું એમ બની શકે તે રીતે એણે પુસ્તક ફેરવ્યું. મારા ફોટા ભણી એની નજર પડી. સહેજ તાકી તાકીને મારી છબી નિહાળી. પછી એકદમ મારી ઉપર દૃષ્ટિ ફેંકી. ફોટો નિહાળ્યો.
—આ તો તારો ફોટો લાગે છે.
કવિને છાજે તેવું શરમાળ હાસ્ય હું હસ્યો.
—આ પુસ્તક તેં લખ્યું છે ?
—હા.
એણે સહેજ પણ આશ્ચર્ય દર્શાવ્યા વિના કહ્યું.
—મેં પણ એક પુસ્તક લખ્યું હતું. વિશ્વના આરંભનાં તેમજ સર્જન-વિસર્જનનાં રહસ્યો સમજાવતું ચાર હજાર ચારસો સુમ્માળીસ પાનાનું પુસ્તક ! એ પુસ્તક હિટલરની હકૂમત માટે ખતરનાક હતું એટલે વરસો સુધી મેં એને દાટી રાખ્યું. યુદ્ધ પતી ગયું એટલે મેં એ મારું જીવનકાર્ય બહાર ખોદી કાઢ્યું; ફરી વાર જોયું, વાંચ્યું અને બાળી નાખ્યું.

ઓપાના પુસ્તકની સમસ્ત કથામાં 'ચાર હજાર ચારસો સુમ્માળીસ પાનાં'વાળી બિના મને અવિસ્મરણીય લાગી !

*

એક દિવસે મેં ઓપાને પૂછ્યું :
ઓપા, એક સવાલ કરું ?
—શો ?
—ખોટું લગાડશો નહિ : આ ખાલી ડબલાં તમે શા માટે એકઠાં કરો છો ?
ઓપા ચૂપ રહ્યો. કાંઈ પણ બોલ્યા ચાલ્યા વિના એ જતો રહ્યો.

*

કારખાનામાં છેલ્લા ચૌદ પંદર વરસથી કામ કરતા હન્સ જોડે એક વાર હું વાત કરતો હતો. હન્સ અવિરામ કામ કરે. અડધીપડધી સિગરેટ ફૂંકે કે વાતચીત કરે, પણ પોતાનું કામ તો ચાલુ જ રાખે. એણે કહ્યું :
—આદમ, તું કેટલા સમયથી કારખાનામાં કામ કરે છે ?
—છ સાત માસ.
—તેં એક વાત ઉપર ધ્યાન આપ્યું છે ? આ કારખાનામાં જેટલા માણસો કુંવારા છે તેમનું અહીં (કપાળે આંગળી ચીંધી) ઠેકાણે નથી. પેલી અન્ના, પેલો કાર્લ, પેલો યુપ...અને પેલો ઓપા ! પેલા ઓપાને જ જો ને ! આખો સમય ખાલી ડબલાં એકઠાં કર્યા કરે છે, સિંહની ત્રાડ પાડ્યા કરે છે અને શબ્દોના ચિત્રવિચિત્ર અર્થો સમજાવ્યા કરે છે...



ગયા વિશ્વયુદ્ધ દરમિયાન ફ્રાંસમાં જર્મનોનો દારુણ સામનો કરીને જનરલ પેટનની સેના આગળ વધી રહી હતી. પેટનનો આશય બેસ્તોનેઠ ખાતે ઘેરાઈ ગયેલી અમેરિકન ફોજને મુક્ત કરવાનો હતો. આ સમયે નાતાલના દિવસો હતા. જનરલ પેટને નવા વર્ષના અભિનંદનનાં કાર્ડ કાઢ્યાં જેમાં એણે હવામાન સારું રાખવાની પરમાત્માને પ્રાર્થના કરેલી જેથી પોતાના ફાઈટર બોમ્બરો નાત્સી બખ્તરિયા દળોને છિન્નભિન્ન કરી શકે ! પરમાત્માએ પેટનની પ્રાર્થના સાંભળી હોય એ રીતે આ કાર્ડ બહાર પાડ્યા પછી આકાશ ધીમે ધીમે સ્વચ્છ થવા માંડ્યું. પેટને આ જોયું અને તરત જ આ પ્રાર્થનાના બીજા વધુ ૫૦ કાર્ડ છપાવીને વહેંચી દેવાનો હુકમ કર્યો !





અકુલ ત્રિપાઠી

# ફટાકડી !

આપણું માનસ સંજોગો કેવું ઘડતું હોય છે તેનું તાદૃશ દૃષ્ટાંત આ નવી સરજાયેલી પરિસ્થિતિમાં આપણા જાગીતા નિર્ભ ધિકાકાર આ લેખ દ્વારા આપે છે. આપણે કેટલા બધા દેખાવ અને દંભમાં રાચીએ છીએ તેને છતો કરવા માટે આ લેખના થોડાક નાનકડા પત્રો જ પૂરતા છે...

શેઠ ગાંડાલાલભાઈ,

આપણે હમણાં ફાળામાં કંઈ આપવાની ઉતાવળ કરવાની નથી. કારણ ચંદુભાઈ શેઠે મને કહ્યું છે કે એમણે છોટાલાલ શેઠ ને મોહનલાલ શેઠને પૂછવાનું કહ્યું છે. મોહનલાલ શેઠ છગલાલ શેઠ અને ગુણવંલાલ શેઠને મળીને કેશવલાલ શેઠના મહાજન આગળ કેટલી રકમ ભરવી એ અંગેનું સૂચન કરશે અને કેશવલાલ શેઠના મહાજનના પ્રમુખ ચંપકલાલ શેઠ અને મંત્રી વિમળચંદ શેઠની સમિતિથી નાનાલાલ શેઠ જે રકમ ઠરાવશે તે જોઈને આપણા નવનીતલાલ શેઠ આપણે કેટલી ભરવી તે અંગે હર્ષદરાય શેઠ પાસે જમનાદાસ શેઠને પૂછવાનું નક્કી કરીશું માટે હમણાં ફાળામાં કંઈ ભરવાની ઉતાવળ કરશો નહીં. મહાજનના રિવાજ મુજબ જે કરવાનું હશે તે કરીશું માટે ઉતાવળા ન થશો.

લિ. ડાહ્યાલાલ શેઠ.

તા. ક. : લડાઈ લાંબી ચાલવાની છે. એવું જવાહરલાલે કહ્યું છે માટે ઉતાવળ (રૂપિયા ભરવાની) કરશો નહીં.

*

સ્નેહી ડૉ. દવે,

તમને ચીઠી લખીને નોકરને દોડાવવો પડે છે કારણ કે ટેલિફોન પર બોલી શકાય એમ નથી. કંઈ ખાનગી નથી, પણ મારો અવાજ બેસી ગયો છે. ગઈ કાલે ચીનના આક્રમણનો વિરોધ કરવાની સભામાં ભાષણ કરવાને કારણે ગળું બેસી ગયું છે!

માટે ગળું ખૂલી જાય એવી દવા તરત મોકલજો. આજે સાંજે સરઘસમાં જવાનું છે. માટે ઘાંટો ખૂલી જાય એવી દવા ઝડપથી મોકલજો.

લિ. શંકરલાલ નેતા.

તા. ક. : દવા મોકલવાનું મોડું ન કરશો. સમય કટોકટીનો છે. ચીનાઓ જબ્બર જમાવટ કરી રહ્યા છે. હવે તો મારે સાંજે કલાકનું નહીં પણ દોઢ કલાકનું ભાષણ કરવું પડશે. સમય કટોકટીનો છે. માટે ગળું ખોલવાની દવા સત્વરે મોકલી આપશો.

લિ. શંકરલાલ

ભાઈ શ્રી. શંકરભાઈ,

ગોળીઓ આ સાથે મોકલું છું. ગોળીઓ ખાવાની નથી, મોંમાં રાખવાની છે.

લિ. ડૉક્ટર દવે.

સ્નેહી ડૉક્ટર સાહેબ

ગોળીઓથી ગળું સુધર્યું પણ ગોળીઓ મોંમાં રાખી સૂત્રો પોકારતાં ખૂબ મુશ્કેલી પડે છે. એ મુશ્કેલીને લીધે તો ગઈ કાલે સરઘસમાં મારા કરતાં પેલા સોશ્યાલિસ્ટ પંડ્યા વધુ મોટેથી સૂત્રો પોકારી શક્યા અને મારે શરમાવું પડ્યું. આમાં તો મારી કેરીયર જોખમમાં છે. માટે તદ્દન ગળું ખૂલી જાય એવી દવા મોકલજો.

લિ. શંકરલાલ.

*

સ્નેહી ડૉક્ટર સાહેબ

નોકરને મોકલું છું બીજા ત્રણ દિવસની દવા આપશો.

આજે જવાહરલાલે કહ્યું કે લડાઈ ચાર પાંચ વર્ષ પણ ચાલે!

હવે તો મને બહુ ચિંતા થાય છે. કારણ કે આવાં નબળાં ફેફસાં અને સેન્સીટીવ ગળા સાથે ચાર વર્ષ કેમ ખેંચાશે ? વારંવાર અવાજ બેસી જશે એ કેમ ચાલશે ? હમણાં તો રોજનું એક પ્રવચન કરું છું પણ ચીનાઓ આગળ વધશે તો રોજનાં બબ્બે

ચાર ચાર ભાષણો કરવાં પડે તો ય નવાઈ નહીં ! દેશની કટોકટી વખતે કંઈ બેસી રહેવાશે ? માટે ખાસ ખાસ કોઈ ટૉનિક લખી આપશો.

લિ. શંકરલાલ

તા. ક. હમણાં પાછું રેડિયો પર સાંભળ્યું કે ચીનાઓ ચુસુલ પર હુમલો કરે એવો સંભવ છે. માટે જલદી દવા મોકલશો. કટોકટી છે. વખત બગાડવો પાલવે એમ નથી .

લિ. શંકરલાલ.

*

પૂ. બાપુજી. તથા પુ. બા,

અમદાવાદથી લિખિતંગ તમારા દીકરા જયંતિલાલના પ્રણામ વાંચશો. અત્રે સૌ ખુશીમાં છે.

ચીનનું યુદ્ધ શરૂ થયું છે. એટલે મને એટલો ગુસ્સો ચડ્યો કે તરત ને તરત રૂ. ૨૦૦૦નો ફાળો ઉઘરાવવાની પ્રતિજ્ઞા જાહેર સભામાં જાહેર કરી દીધી છે. હવે તો જાન જાય પણ રૂ. ૨૦૦૦ ઉઘરાવીને જ રહીશ.

જો કે સૌ૦ સુલતા કહે છે કે આપણે જાતે રૂ. ૧૦૦ આપવા જોઈએ. પણ એ વિષે હજી મેં નિર્ણય લીધો નથી.

પણ ૨૦૦૦ ઉઘરાવીશ જરૂર. જે કોઈ સંભારે તેને મારી યાદ કહેશો.

લિ. તમારો જયંતિ

*

ચિ. જયંતિભાઈ અને સૌ૦ સુલતા,

મોટાગામથી લિખિતંગ તમારા બાપુજીના આશીર્વાદ વાંચશો.

રૂ. ૧૦૦ ભરવાની વાતમાં તારું મન ઢચુપચુ થાય છે. પણ તારી બા કહે છે કે રૂપિયા ભરવા જ. અમે વઢીશું નહિ. અમેય ગાંધીજીની લડત વખતે ઝુકાવેલું જ ને ! તારી બા તો અઢી મહિના જેલમાં પણ જઈ આવેલો ! મારે દુકાન સંભાળવાની હતી એટલે હું નહીં ગયેલો. પણ તારી બા અઢી મહિના જેલમાં જઈ આવેલી. તો આજે આપણા ગામમા મહાસમિતિની ઉપપ્રમુખ થઈ શકી છે અને મ્યુનિસિપાલિટીમાં પણ આવી શકી તે પણ જેલના પ્રતાપે. અને મ્યુનિસિપાલિટીમાં મેમ્બર થઈ તો આપણો ઓટલો રોડ-લાઈનમાં કપાતો બચ્યો. માટે બેટા, સારા કામમાં સારું ફળ મળે છે જ. દેશ ખાતર કામ કરી છૂટવું. વખત આવે ભગવાન સામું જોશે.

મેં પણ અહીંની મારકીટમાંથી ૧૦૧ ઉઘરાવવાની પ્રતિજ્ઞા લીધી છે.

એ જ,

લિ. તારા બાપુજી

તા. ક. શહેરમાં છોકરાઓ નાસીને લશ્કરમાં જોડાઈ જાય એમ સાંભળ્યું છે માટે ચિ. બાબાનું ધ્યાન રાખશો. અમને ચિંતા થાય છે.

લિ તારા બાપુજી.

*

પૂ. બાપાજી તથા પૂ. બા,

અમે રૂપિયા ૧૦૧ ભર્યા, પણ સૌ સુલતાએ તો કમાલ કરી ! એને થયું કે રોકડા આપીશું તો બધા ભેગું તણાઈ જશે. એટલે રૂ. ૮૫નું સોનું માણેકચોકમાંથી લઈ આવી આપણા ગામવાળા સોની જીવણચંદ પાસે એની રૂ. ૧૫માં બે બંગડીઓ કરાવી ફંડમાં એ આપી. એટલે તો છાપામાં ખાસ નામ આવ્યું. રોકડો ફાળો આપનારા એટલા વધી ગયા છે કે કો'ક કો'ક વાર છાપામાં નામ પણ નથી આવતું. માટે અમે બંગડીઓ કરાવીને આપી !

સૌ. સુલતા ખૂબ હોંશિયાર છે. આપણી બા જેવી. તમે પણ રૂ. ૧૦૦ રોકડા આપવાને બદલે બંગડીઓ કે વીંટી કરાવીને આપજો.

બીજું એ કે બાબાની ચિંતા ના કરશો. એ કહે છે કે હું પણ બાપાજીનો દીકરો છું ! એમ ઘેલો થઈને લશ્કરમાં નાસી જઉં એમ નથી ! પણ બરાબર વાંચતો નથી કારણ કો'ક એને કહ્યું છે કે લડાઈ છે





એટલે આ વર્ષે યુનિવર્સિટી પરીક્ષાઓ લેવાની નથી. એટલે વાંચવાને બદલે રેડિયો પર સમાચાર સાંભળ્યા કરે છે.

લિ. તમારો જયંતિ.

તા. ક. છાપાની કાપલી મોકલી છે.

*

ચિ. જયંતિ તથા સૌ સુલતા,

તમારો કાગળ મળ્યો, મને અને તારી બાને સંતોષ છે કે અમારો દીકરો અમારાથી સવાયો થયો.

અમે પણ રૂ. ૧૦૦/– આપ્યા છે પણ તારી બાએ તો રૂ. ૧૦૦ ની બંગડીઓ કરાવવાને બદલે સુવર્ણ ચંદ્રક કરાવ્યો અને મને નિશાળમાં ગાવામાં પહેલા આવવા બદલ મળેલો સુવર્ણચંદ્રક ફંડમાં અર્પણ કરું છું એવી જાહેરાત કરીને ચંદ્રક ફંડમાં આપ્યો એટલે અહીંના છાપામાં એનું માત્ર નામ જ નહીં, ફોટો પણ આવ્યો છે!

ચિ. બાબાને આશિષ. એ પરીક્ષાનું વાંચે તો સારું.

લિ. તમારા બાપાજી.

તા. ક. તારી બાના ફોટાવાળી કાપલી મોકલી છે.

*

ચિ. ભાઈ જીતેન્દ્ર,

તમે ફંડ ઉઘરાવો છો એ જાણીને તમારા વડીલ શિક્ષક તરીકે મને આનંદ થયો. તમે કહો છો કે કેટલાક લોકો ફંડમાં રકમ ભર્યાનો અર્થ નથી એવી દલીલો કરે છે એનો જવાબ આપતા તમે મુંઝાઓ છો પણ મુંઝાવું નહીં. એમને તમારે કહેવું કે (૧) ફંડમાં રકમનું મહત્ત્વ નથી, પણ લાગણીનું મહત્ત્વ છે, માટે કંઈ તો આપવું જ જોઈએ. અને પછી કહેવું (૨) નાની રકમ આપશો તો ખરાબ દેખાશે માટે મોટી રકમ આપો. (૩) વ્યક્તિ કરતાં દેશ મહત્ત્વનો છે.—આ દલીલો કહેશો તો મોટું ફંડ ઉઘરાવી શકશો.

લિ. બુદ્ધિશાળીના આશીર્વાદ.

*

ચિ. ભાઈ જીતેન્દ્ર,

મારો કાગળ મળ્યા પછી તમે તો મને જ સામું લખ્યું કે મારે તમારા ફંડમાં ફાળો આપવો જોઈએ! મેં એ અંગે ખૂબ વિચાર કર્યો, પણ હવે મને લાગે છે કે ફંડમાં રકમ આપવી એ સૈદ્ધાંતિક રીતે આવશ્યક ગણાવું ન જોઈએ કારણ કે (૧) મહત્ત્વ નાણાનું નથી, લાગણીનું છે. લાગણી નાણાંથી નથી માપી શકાતી માટે લાગણી હોય તો પણ નાણાં આપવાં એ આવશ્યક નથી. (૨) દેશને નાણાંની જરૂર નથી, લોહીની જરૂર છે. પણ આજે દરેક વ્યક્તિએ લોહી આપવાનો તબક્કો હજુ આવ્યો નથી. (૩) આપણે લોકશાહી ખાતર લડી રહ્યા છીએ. લોકશાહીમાં વ્યક્તિનું વિચારસ્વાતંત્ર્ય ટકાવી રાખીને હું ફંડમાં નાણાં ન આપુ એ લોકશાહી ટકાવવામાં ફાળો આપ્યા બરાબર જ ગણાય. આ દૃષ્ટિએ ઊંડો વિચાર કર્યા પછી મને લાગે છે કે ફંડમાં રકમ આપવી મારે માટે આવશ્યક નથી.

મને દેશદાઝ નથી એવો ગણશો તો એ તમારું વિચાર-દારિદ્ર્ય જ છે એમ માનીને હું ખૂબ દુઃખી થઈશ એ ચોક્કસ જાણશો.

તમારા કાર્યમાં સફળતા ઇચ્છું છું.

લિ. બુદ્ધિશાળીના વંદન.

☆

અમેરિકાના આંતરવિગ્રહના શરૂઆતના દિવસોમાં એક વૃદ્ધ વયની મહિલાએ છાપાંજોગી મુલાકાત આપતાં જણાવેલું: 'પરમાત્માનો આભાર માનું છું કે દેશ કાજે હું થોડીઘણી પણ સેવા બજાવી શકી છું...આ દુનિયામાં મારા માટે 'સર્વસ્વ' એવા મારા બે બેટાઓ ઉત્તરના લશ્કરમાં છે...મને ખેદ માત્ર એટલો જ થાય છે કે યુદ્ધ આવી રહ્યું છે એની મને ૨૦ વર્ષ પહેલાં ખબર ન પડી—ખબર પડી હોત તો હું વધુ દીકરાઓને જન્મ આપત.'



સાને ગુરુજી

# ધરતીનો સ્પર્શ

વિદ્યાર્થી જીવનને સ્પર્શતી ચરિત્રાત્મક નવલકથા 'શ્યામ' એ સાને ગુરુજીની એક મહત્ત્વની કૃતિ છે. તેનો ગુજરાતી અનુવાદ શ્રી **જયન્ત પરમારે** કર્યો છે. મૂળ મરાઠીમાં આ પુસ્તકની આવૃત્તિઓ ઉપર આવૃત્તિ પ્રગટ થઈ છે. આવી નિર્દોષ નવલકથા ગુજરાતી સાહિત્યમાં વિરલ ગણાશે-જેનું એક પ્રકરણ આ છે...

છોકરાઓને સ્વાતંત્ર્યથી વધુ પ્રિય બીજું શું હોય? ઝાડ પર ચડવું, નદીમાં નહાવું, ડુંગરો ખૂંદવા, જંગલમાં ભમવું, આંબળાં, કાતરા, બોર, કાજુ, કેરી વગેરેનો મનપસંદ આસ્વાદ લેવો— એ જીવનનો કેટલો બધો આનંદ કહેવાય? ઋતુઋતુનાં ફળ પહેલાં ભગવાનને ચડાવે અને પછી એ પ્રસાદ માણસો ખાય. ભગવાનને નારંગી ગોસંબી કરતાં આંબળાં, બોર, શેરડી જ વધુ ભાવે છે.

દાપોલીની નિશાળમાં હતો ત્યારે આ લૂખો છતાં અમને રસાળ લાગતો મેવો અમે બપોરની છુટ્ટીમાં ખૂબ ખાતા. અમારી નિશાળ આસપાસ કલમી આંબાનાં અનેક ઝાડ હતાં. પણ તેને માટે રખેવાળો રહેતા. પણ એ રખેવાળોનેય અમે ભૂલાવામાં નાખી દેતા. નિશાળમાં રજા પડે એટલે રખેવાળ ચાલ્યા જાય. પણ હું અને મારા થોડાક મિત્રો વર્ગમાં જ બેસી રહેતા. એ રખેવાળ ઉપર અમે રખેવાળું કરતા. એ ચાલ્યો જાય એટલે અમે બધા બહાર નીકળતા. અમારી પાસે બધાં સાધનો રહેતાં. કાગળના પડીકામાં મીઠું-મરચું હોય. સરસ ચપ્પુ પાસે હોય. આંબા ઉપરથી કેરી પાડીને અમારા ખીસામાં મૂકી દેતા હતા અને રસ્તામાં ધીમે ધીમે ગપ્પાં મારીને કેરી ખાતા ખાતા અમે ઘેર જતા.

પણ બપોરની રજાનો કાર્યક્રમ આના કરતાંય આકર્ષક હતો. બપોરની રજામાં અમે ટેકરી ઉપરથી નીચે ઊતરતા. બાજુમાં જ એક બંગલો હતો ત્યાં એક વખત રાષ્ટ્રીય શાળા હતી. એ બંગલા આસપાસ જુદી જુદી જાતનાં ઘણાં ઝાડ હતાં. આંબા, બકુલ, નાગચંપા, આંબલી વગેરે. બકુલના ઝાડ ઉપર ચડીને પાકેલાં બકુલ-ફળો તોડતા. કોઈ વાર કાચાંય ખાઈ જતા. અમારા પેટમાં એટલી બધી ગરમી રહેતી કે ગમે તેવાં કાચાં ખાઈ જઈએ તો ય પેટમાં પાકી જાય. જરાક પીળાશપડતાં એ ફળ દેખાય એટલે અમે ખાઈ જતા.

ઝાડ ઉપર ચડતાં બાવે એ છોકરા નીચે રહેતા. કેટલાકને ચડવામાં આળસ આવતી. અમને ઉપરથી નાખજો એમ તે લોકો નીચેથી કહેતા. સામે નસીબ આવીને ઊભું હોય તો ય તે માટે મહેનત કરવાને બદલે ભીખ માગનારા એ હતભાગી છોકરાને અમે ઉપરથી ઠળિયા મારતા. પણ એ લોકો પથ્થરો મારવા શરૂ કરે એટલે અમે તેમને વટથી કહેતા: 'આમ પણ તમે થોડા થોડા હાથપગ હલાવવા લાગ્યા ખરા! એદીની જેમ પડ્યા હતા એ કરતાં સારું. અમને પથ્થર મારવાને બહાને તમારી આળસ ખંખેરી એટલે હવે અમે તમને બકુલ-ફળો આપીશું.'

આમ અમારી અને નીચે રહેલા છોકરાઓની ચર્ચા ચાલતી. અમે બકુલ-ફળો ખાતા. ફૂલ સૂંઘવા માટે લઈ આવતા, એ ફૂલના ગજરા અમે બનાવતા. કોઈ એ ગજરો શિક્ષકને આપે, કોઈ પોતાના ભગવાનને આપે. બકુલનાં ઝાડ ઊંચાં હોય છે અને તેની ઘટા બહુ હોતી નથી. પણ આંબલીની છાયા ખૂબ વિશાળ હતી. ઝાડ ઉપર ઝીણા ઝીણા કાતરા થવાના શરૂ થાય કે તરત અમે ઝાડ ઉપર કૂદાકૂદ કરી મૂકતા. આંબલીનાં કૂણાં કૂણાં પાંદડાંય અમને ગમતાં.

બોરડીના ઝાડ ઉપર ચડવું જરા કઠણ હતું. છતાંય કોઈક ઉપર ચડીને ઝાડ હલાવે. નીચેથી પથ્થરો મારીને બોર પાડનારા ક્યારેક ઉપર ચડનારા માટે એક પણ બોર રહેવા ન દેતા. કોઈક વાર બોરડી પર ચડીએ ત્યાં જ કાન ઉપર ઘંટનો અવાજ પડે. ટપોટપ બોર ખીસામાં ભરી લે. પણ એ બધું વર્ગમાં લઈ જવું મુશ્કેલ થઈ જતું. કોઈ કોઈ શિક્ષકો અમારા આરોગ્યની ખૂબ ચિંતા રાખતા. એ અમારા ખીસા તપાસતા અને ખીસામાંનો અમારો ખજાનો

બારીમાંથી બહાર ફેંકી દેતા. એની અમને બીક લાગતી. કોઈ વાર એ ભણાવતા હોય ને કોઈ કાતરો મોઢામાં નાખે. બીજો એની પાસે માગવા લાગે. આંબલીનો કાતરો જોઈ ને અમારા મોઢામાંથી પાણી છૂટે. અને પાટિયા ઉપરના સિદ્ધાંતો કે વાક્યો ઉપરથી અમારું ધ્યાન ખસી જાય એ શિક્ષક કેવી રીતે સહન કરી શકે ? એ અમારી પાસેથી થોડીક આંબલી માગે તો શું અમે ન આપત ? અમારી પાસેના કાતરા જોઈ ને તેમના મોંમાંથી પણ પાણી છૂટતું જ હશે. પણ અમે પરાયા હતા. અમારી પાસે તે શી રીતે માગી શકે ? અમારી સાથે શી રીતે ખાઈ શકે ? એટલે જ અમારી પાસેથી કાતરા–બોર લઈ ને એ ફેંકી દેતા. અમે તડકામાંથી વીણેલા, ઝાડ ઉપર ચડીને પાડેલા, કાંટા સહન કરી લાવેલાં—આટલી બધી મહેનતે મળેલો એ વનમેવો પળવારમાં જપ્ત થઈ જાય અને બારી બહાર ફેંકી દેવાય. એથી શું પાટિયા તરફ અમારું ધ્યાન ખેંચાય ? અમારું ધ્યાન તો એ બહાર ફેંકેલી પ્રાણથીય કીમતી વસ્તુ પર જ રહેતું.

અમારું ધ્યાન બોર અને કાતરા તરફ કેમ જતું ? શિક્ષકો પાસેથી ભણતી વખતે પણ એ બોર–આંબલી અમે ભૂલતા નહિ. એના કરતાંય વધુ મીઠાશ અમને શિક્ષકોએ કે એમના ભણતરે આપી હોત તો અમને ખીસામાં પડેલો એ ખજાનો યાદ જ કેવી રીતે આવ્યો હોત ? પોતે શીખવતી વખતે વિદ્યાર્થીઓ બોર વગેરે ખાય છે એની સાચા શિક્ષક ઉપર જુદી જ અસર થઈ હોત. એ અન્તર્મુખ બન્યા હોત. બોર વગેરે ફેંકી દેવાને બદલે વર્ગમાંના બધાને ગોપાળકૃષ્ણની જેમ જો તેમણે વહેંચી દીધા હોત તો કોઈને એનો બાધ ન આવ્યો હોત અને બધાને મઝા સાથે અભ્યાસ તરફ બરોબર રસ પણ પડ્યો હોત.

પણ આમ એ ફેંકી દેવાથી તો છોકરાઓ બીડાતા. એ યુક્તિઓ શોધવા લાગતા. કાતરા ખીસામાં મૂકવાને બદલે છોકરાઓ ટોપીમાં મૂકી દેતા. શિક્ષક ખીસું જ તપાસે. પણ શંકરની જટામાં જેમ ગંગા સમાઈ તેમ આ વિદ્યાર્થીઓની જટામાં કાતરા મૂક્યા હશે એનો ખ્યાલ શિક્ષકને ન આવે. આમ ચતુરાઈ કરતાં આપણે જ શીખવીએ છીએ, જેલમાં ગયેલા ચોરને વધારે કુશળતાથી ચોરી કેમ કરવી એવું શિક્ષણ ત્યાં મળે છે. માનવમનનો અભ્યાસ જ્યાં સુધી કરવામાં ન આવે, અને અભિમાનને જ્યાં સુધી પોષવામાં આવશે ત્યાં સુધી આમ જ ચાલવાનું.

બપોરની છુટ્ટીમાં આંબાની કેરીઓ પાડીને ખાવામાં પુરુષાર્થ છે. ઊંચા આંબા ઉપર ચડવું સહેલું નથી. એનો ફેલાવો જ એટલો વિશાળ હોય છે કે આપણને તે ગમતો નથી. બરોબર નિશાન તાકીને કેરી પાડવી પડે છે. અમારા બે મિત્રો નિશાન તાકવામાં હોશિયાર હતા. એ એક પથ્થર મારે કે કેરીનો ઢગલો નીચે પડે. એક આંબાનું નામ અમે ટોપરું–આંબો પાડેલું. એની અમે તેટલી કાચી કેરીઓ ખાઈએ તો ય દાંત અંબાતા નહિ. એની કાચી કેરી પણ મીઠી લાગતી. એ આંબા ઉપર પાકવા માટે એકેય કેરી અમે બાકી રહેવા દેતા નહિ. આંબાને એથી દુઃખ થતું હશે ? કે પોતાની કાચી કેરી પણ લોકોને કેટલી બધી ભાવે છે એથી એ ખુશ થતો હશે ?

કાજુનાં કાચાં બી કાઢીને પથ્થર ઉપર ઘસીને એનો ગર્ભ સળીથી કાઢીને ખાવા પણ અમે તૈયાર રહેતા. એ બીજનું તેલ હાથને ન અડે અને આંગળાંને ડાઘ ન પડે એની અમે કાળજી રાખતા. કાજુનાં પાકળ રહેલાં ફળ પણ પાક્યા પછી અમે મીઠું લગાવીને હોંશથી ખાતા. લાલ કાજુ કરતાં પીળાં કાજુ વધારે મીઠાં હોય છે વગેરે કામ પૂરતી શોધ પણ અમે કરેલી.

ચોમાસું શરૂ થતાંની સાથે બધો મેવો બંધ થઈ જાય. ઝાડ ઉપર ચડવાનું પણ એ દિવસોમાં આકરું લાગે. ફણસ ચોમાસું શરૂ થવા છતાં થોડાં ઘણાં ઝાડ ઉપર હોય છે. ફણસ જેવાં મોટાં ફળ પણ અમે ઉતારતા.



એમાં ખૂંટી મારીને ક્યાંક સંતાડીને અમે લટકાવી દેતા. ખૂંટી મારીને રાખવાથી ફણસ જલદી પાકે છે એવું અમને લાગતું. બપોરની રજામાં રોજ જઈને જોઈ આવતા કે એ ફણસ પાક્યું છે કે નહિ. પણ અમારી અધીરાઈનો અંત આવી જતો અને એ અધપાક્યું ફણસ જ અમે ખાઈ જતા.

ચોમાસાનો મુખ્ય મેવો કાકડી. આવી કુણી કાકડી મેં ક્યાંય ખાધી નથી. અમે ફાળો ભેગો કરતા. બધા પાસેથી એક એક આનો. નિશાળની બાજુમાં જ ગરીબ કણબીઓનાં ઘર હતાં. ત્યાંથી કાકડી વેચાતી લેવા અમે જતા. એક પૈસાની ત્રણ ચાર કાકડી મળતી. અમે પાંચ છ જણ હતા. એ પાંચ છ આનાની કાકડી અમારે મહિના સુધી ચાલતી.

આમ બપોરની છૂટી રખડવામાં અને ખાવામાં જ અમે વીતાવતા. પણ અમારો કાવ્યશાસ્ત્રનો વિનોદ પણ એ જ વખતે શરૂ થતો. જુદા જુદા કોયડાના શ્લોકો રજૂ થતા અને એના ઉકેલ માટે ચેલેન્જ ફેંકાતી. પંક્તિઓમાંથી જુદી જુદી ગમ્મતના શ્લોક કેવી રીતે કહેવાય છે એ પણ અમે પરસ્પર કહેતા. ક્યારેક ક્યારેક અમે શબ્દોના અને કવિતાના ગપ્પાં પણ મારતા.

કોઈ વાર અમે આટાપાટા વગેરે રમતો પણ રમતા. પણ અમે ખૂબ થાકી જતા એટલે આ રમતો બંધ કરી. અમારી મરજી મુજબ ટુકડીઓમાં અમે ફરતા, ખાતા, ગાતા. આનંદની એ નિર્બંધ વૃત્તિના દિવસો યાદ આવતાં જ ખૂબ મજા પડે છે. નિશાળનાં બંધનની આસપાસની આ મુક્તિ અમે ખડી કરેલી.

ભગવાન, અમારાં બંધન તોડ એવી આપણી પ્રાર્થના હોય છે. ત્રણ કલાક સુધી ગોંધાઈ રહ્યા પછી મળતી છૂટી અમને સ્વર્ગ જેવી લાગતી અને અમારામાં ઉત્સાહ આણતી. સ્વામી રામતીર્થ કહેતા કે કંટાળી જાવ ત્યારે બહાર જતા રહેજો. ઊંચે આકાશ, અફાટ ક્ષિતિજ, પ્રચંડ વૃક્ષ વગેરેના સાન્નિધ્યમાં હરવું ફરવું. એનાથી ચૈતન્ય અને સ્ફૂર્તિનો રોમેરોમમાં સંચાર થયા વિના નહિ રહે. અમે પહેલા ત્રણ કલાકનો કંટાળો બપોરની રજામાં ભૂલીને બીજા ત્રણ કલાક માટે તૈયાર થતા.

ધરતીનો આ બાહ્ય સ્પર્શ, આ વિશાળ મૂગો સ્પર્શ, અમૃતદાયી અને જીવનદાયી હોય છે, એની જેને શંકા હોય છે એ પોતે એનો અનુભવ મેળવે તો જ સારું.





નેફા સરહદે અને લડાખ વિસ્તારમાં આપણા પડોશી ચીને જે અણધાર્યું આક્રમણ કર્યું છે. એ હીચકારા આક્રમણનો ભોગ આપણા અનેક જવાનો બન્યા છે. નેફા વિસ્તારમાં એક જગ્યાએ ઘવાયેલ સૈનિકોને હેલિકોપ્ટરમાં લઈ જવા માટે અને તેમની પ્રાથમિક સારવાર માટે પહોંચેલા સ્વયંસેવકો અને હેલિકોપ્ટર આ છબીમાં નજર ચડે છે. આવા ઘવાયેલાઓને નજીકની ઇસ્પિતાલમાં તાત્કાલિક સારવાર માટે હેલિકોપ્ટર દ્વારા ખસેડવામાં આવે છે. સ્ટ્રેચરમાં નાખીને હેલિકોપ્ટર સુધી પહોંચાડતા જવાનો છબીમા દેખાય છે.

'સેવકરામ'

# ચીની રાજ્ય થાય તો કેવી વલે થાય ?

ગામડાંઓમાં અને ગ્રામજનોમાં અત્યારની અણધારી પરિસ્થિતિ કેવી અસર કરે છે તે જાણવાની પણ એટલી જ જરૂર છે—આ લેખમાંથી એ મળે છે...

જ્યારથી છાપામાં સમાચાર વહેતા થયા કે ચીને ભારત પર આક્રમણ કર્યું છે ત્યારથી ગામડામાં આ જ વાતો વહેતી થઈ છે. તેમાંયે સૈનિકફાળો શરૂ થયો એટલે વાતાવરણ ગાજતું રહ્યું છે.

આજની લડાઈ કેવી છે? ચીને શા માટે આક્રમણ કર્યું છે? એમાં આપણે શો ફાળો આપવો જોઈએ, તેનો ગ્રામજનતાને સાચો ખ્યાલ ન હોવાથી તરેહવારના સવાલો કરે છે અને ભાતભાતનાં અનુમાન કરે છે. ગાડીના ત્રીજા વર્ગની મુસાફરી આવું લોકદર્શન સારું પૂરું પાડે છે. રાજા વીર વિક્રમ જો આ જમાનામાં જીવતો હોત તો કદાચ એને રાતના કાળો અંચળો ઓઢીને ફરવું ન પડત......ગાડીમાં વેશપલટો કરીને ફરત તોયે લોકમત જાણી શકત.

આપણા પ્રધાનોએ મોટરમાં કે પહેલા વર્ગમાં પ્રવાસ કર્યા વગર ક્યારેક આવો અનુભવ કરવા જેવો છે. અલબત, તેમને માટે તો આજના પ્રસિદ્ધિના યુગમાં એયે મુશ્કેલી છે કે છાપામાં ફોટા આવતા હોઈ કોઈક તેમની શકલ ઓળખીયે જાય. પણ મારા જેવા માટે એ મોટું સુખ છે. અને સેવકરામને ક્યાં વાહન-યોગ થયો છે! એને તો પદયાત્રા કે પછી આ ત્રીજા વર્ગની મુસાફરી.

એક વાર અમદાવાદથી ગામડે જતો હતો. એક બાજુએ બેસી જવાહરલાલના કેટલાક જૂના પત્રો વાંચી રહ્યો હતો. એક બે સ્ટેશન પછી તો ઊભા રહેવું પડે એવી ડબાની સ્થિતિ થઈ ગઈ. સામેની પાટલી પર બે ત્રણ જણ બીડી પીતાં પીતાં વાતો કરતા હતા:

'અલ્યા છાપામાં જુઓ તો ખરા, ચીનવાળો એટલે આયો છે.'

'હજુ તો હેમાળામાં ગોથાં ખાય છે. ઈમ આગળ વધી જવું એ કાંઈ નાનાં છોકરાંના ખેલ છે?'

'આંમ ને આંમ જો આગળ આવે તો ભારે પડશે હોં. એની પાસે મોટી મોટી તોપો અને મોટાં વિમાનો. આપણી પાસે શું મળે? ભઈ આ તો નવાં નવાં શસ્ત્રોવાળો છે. એ લડવા બેઠો છે એટલે આપણી ધરતી પર ઊતરી આવે તો કાંઈ નવાઈ નહિ.'

'તો એ રાજ કરશે! અત્યાર સુધી અંગ્રેજોએ રાજ કર્યું. અત્યારે ધોળિયા રાજ કરે છે. હવે ચીનો રાજ કરશે......આપણે તો એનું એ, જેમ ખેતી મજૂરી કરતા આવ્યા છીએ ઈમ કર્યા કરવાની. આયે વેરો લે છે, એયે વેરો લેશે.'

'હા જ તો......જેના કરમમાં મજૂરી લખાઈ છે એને શું? છો ને રાજપલટો થાય...મજૂરી વના ઓછો રોટલો ભાળવાના છીએ.'

'કાકા તમેયે શું હમજ્યા વના ઝુડ ઝુડ કર્યા કરો છો. આ તો જૂતરાંની લડાઈ છે. છાપાંમાં નથી આવતું કે આ તો સામ્યવાદનું આક્રમણ છે.'

'ગમે તે વાદ હોય, પણ ચીનવાળો આઈ રહ્યો છે એ વાત સાચી કે નહિ.'

'સાચી તો ખરી જ ને!'

'તો પછી એનો ફોડ પાડો એ શું કરવા ચઢાઈ કરે છે?'

'શું કરવા તે ભારતને હેરાન કરવા.' મારી બાજુમાં બેઠેલા એક ભાઈએ છાપામાંથી ડોકી કરીને કહ્યું.

'પણ શું કરવા હેરાન કરે? આપણે એનું કાંઈ બગાડ્યું છે?'

'બગાડે શું? આપણે તો ઊલટા એની સાથે સારો સંબંધ રાખતા હતા. ઝઘડો ન કરો, લડાઈ ન કરવી એવા તો કોલ કરાર કરેલા છે. વાંધો વચકો

હોય તો સાથે મળીને પતાવવું. અરે તેનો પક્ષ કરીને તો આપણે દુનિયાના દેશોને કહેતા હતા કે એને યુનોમાં સભ્ય ગણો.'

'તો પછી ચીનવાળો આમ ધસી આવ્યો.'

'કાકા, એનો ભેદ જુદો છે. એણે વિશ્વાસઘાત કર્યો અને આપણા દેશમાં સામ્યવાદ ફેલાવવા આક્રમણ કર્યું છે.'

'તો ભાઈ હવે થશે શું?'

'શું થાય? આપણા ખેતર પર કોઈ કબજો કરતો આવે તો આપણે શું કરીએ છીએ?'

'એનું ભોડું જ ફોડી નાખીએ તો...'

'તો આજે આપણી ભૂમિ પર કબજો કરવા આવે છે. તો એનું ભોડું ફોડી નાખવું જોઈએ.'

'હેં ભાઈ...અમેરિકાવાળો આપણને હથીઆર આલે છે એ વાત સાચી!' બીજા પાઘડીવાળાએ કૌતુકથી પૂછ્યું. છાપાવાળા ભાઈ જવાબ આપ્યે જતા હતા:

'હોવે, અમેરિકાએ અને બ્રિટને શસ્ત્રો આપ્યાં છે.'

'તો પેલો ભસ્મ કરી દે એવો બોમ એણે બનાયો છે ને! એકદા આલી દે તો ચીનનું તો કાટલું નીકળી જાય ને!'

'આપણે અમેરિકાનો અણુબોમ ચીન પર ફેંકીએ તો ચીનવાળો રશિયાનો અણુબોમ આપણા પર ફેંકે અને પછી તો બીજું વિશ્વયુદ્ધ થાય અને દુનિયા ખેદાનમેદાન થઈ જાય.'

'તો પછી આપણે કરવું શું?'

'આપણા દેશનું રક્ષણ કરવું. દેશના મોરચાને મજબૂત બનાવવો. દેશને મદદ કરવી.'

'એ તો કરીએ જ છીએ......અમારા ગામમાંયે સરપંચે ટીપ શરૂ કરી છે. પણ ઈમ કેટલું ભેગું થાય અને એ પ્રચાર કેટલે પહોંચે!'

'એમ કેમ બોલો છો? રણસંગ્રામમાં કોણ જીતે છે? જુવાનો કે દેશનો જુસ્સો! તમે હમણાં નહોતા કહેતા કે મારા ખેતરમાં પેસી જાય તો ભોડું ફોડી નાખું...એવો જુસ્સો રાખીએ તો દુશ્મનની હેન છે કે આ ભૂમિ પર પગ મૂકી શકે?'

'એયે વાત ખરી છે હો: સૌએ દેશની આફતમાં મદદ તો કરવી જોયે.' બીજા અજાણ્યા ભાઈએ ટાપશી પૂરી.

'હેં ભાઈ...લડાઈમાં કેટલું ખર્ચ થતું હશે?'

'આમે રોજનું કરોડ ઉપરનું તો લશ્કરનું ખર્ચ હતું જ. પણ લડાઈમાં તો ખર્ચની ગણત્રી ક્યાં રહે? બોમ્બમારો થાય અને શહેરોનાં શહેરો તારાજ થાય તો ખર્ચનો હિસાબ ક્યાં રહે.'

'તે ચીનવાળો બોમ્બમારો કરશે ખરો?'

'હમણાં તો કરે એમ લાગતું નથી. પણ લડાઈ કેવું સ્વરૂપ લેશે એની શું ખબર પડે? લડાઈ વકરી બેસે તો બોમ્બમારોયે થાય.'

'બોમ્બમારો થાય તો.........તો ભારે હોં. બચારાં લોકની શી વલે થાય? આ ચીનવાળાને આ શું ઉકલ્યું છે!' કાકાએ વરાળ કાઢી.

'અલ્યા ભાઈ તમે મને એ કહોને કે અમદાવાદના શેઠીઆઓએ કાંઈ નામ પાડ્યું છે?'

'શાની વાત કરો છો?'

'આ ફાળાની જ તો. ગરીબ ગરબાં બધાંયે ફાળો આલે છે. પણ જો ને આ મિલ–માલિકો કોથળી છોડતા નથી?'

'વિચાર કરતા હશે?' કોઈકે વચ્ચે મમરો મૂક્યો.

'શાનો વચાર કરવાનો છે......એ આઈને મિલના ભુંગળા પર બોમ નાખશે પછી શું કરશે? અત્યારે તો જીવતા રહેવાનો સવાલ છે કે વચાર કરવાનો!'

'આ લોક તો દંડા વના સીધા ન થાય.'

'અલ્યા તું જ કે'તો 'તો ને કે સામ્યવાદી આવશે તો પૈસાવાળાને લૂંટી લેશે.'

'હા જ તો, સામ્યવાદને વેર હોય તો મુડીવાદ સામે. એની સામેની તો આ લડાઈ છે.'

'ચીનવાળો તો સામ્યવાદી છે ને?'

'છે જ ને!'

'તો પછી એ આવે તો આ મિલોવાળાને જીવતા રહેવા દે કે?'

'ના રે...બધાંને હાથે પગે કરી દે......ને ગોળીએ દે એ જુદા.'

'તો પછી આ લોક એટલું ય્યમ સમજતા નહિ હોય કે ચીનવાળો આવશે તો ભૂંડી વલે કરશે. અત્યારે તો કોથળીની પૂજા કરવાની હોય કે દેશને મદદ કરવાની હોય! હેં ભાઈ...મારી વાત ખોટી હોય તો કહો.'

'વાત તો ખરી છે. સામ્યવાદ આવે તો કોઈની મિલ ન રહે, કોઈની જમીન ન રહે, કોઈનું કારખાનું ન રહે...બધું સરકારનું થઈ જાય. એટલે મુડીવાદીઓએ તો દેશને ખાસ મદદ કરવી જોઈએ.'

'હેં ભઈ...આ લડાઈ કેટલી ચાલશે?'

'એ તો શું ખબર પડે? આપણે કહીએ છીએ કે તમે તમારી હદમાં ચાલ્યા જાઓ...એ ન ખસે ત્યાં સુધી તો લડાઈ ચાલ્યા જ કરશે.'

'મારું બેટું આ ભારે થયું. મથીને નિરાંતનો રોટલો ખાવા વેળા આઈ ત્યાં આ હોળી સળગાઈ. કોઈ હાળો હળગાવે તો હોલવવા તો જવું પડે ને!'

*

ને વાતવાતમાં જંકશન આવ્યું એટલે એ કાકાઓ ઊતરી ગયા. ત્યાં વળી બીજા ત્રણ ચાર જણ આવ્યા. વાત પરથી લાગતું હતું કે તેઓ વેપારીઓ છે. એક જણાએ પૂછ્યું:

'શેઠ, તમારે ત્યાં તો કેરોસીનની તંગી થઈ નથી ને!'

'તંગી તો ક્યાંય નથી. પણ લોક ડબા સંઘરવા બેઠું છે. પછી તંગી થાય કે નહિ?'

'લોકને ગઈ વખતે વીતી હતી તે આગળથી ચેત્યું છે.'

'પણ એ ખોટું છે. કશાની તંગી નથી. અનાજ, ખાંડ, ગોળ બધું છૂટથી મળે છે. કેરોસીન પણ મળી રહેશે. ને આવી કટોકટીમાં એવી પડાપડી ન કરવી જોઈએ.' એક ખાદીધારી યુવાન વચ્ચે બોલી ઊઠ્યો.

'તંગી તો તમારા પ્રધાનો કરાવે છે.' એ યુવાન કોંગ્રેસી છે એમ માની શેઠે કટાક્ષ કર્યો.

'પ્રધાનો કરાવે છે?'

'તો પેલા માલવિયાને શીદ ને એવું કહેવું પડ્યું કે કેરોસીનની પણ તંગી થાય તો નિભાવી લેવું પડશે. લડાઈ છે તે તંગીયે થાય. પણ એવી કહેવાની—જાહેરાત કરવાની શી જરૂર.'

'પણ અમદાવાદમાં જુઓ ને ડબા પર બેત્રણ રૂપિયા ચડાવી દીધા ને!'

'તો લોકોએ વેપારીને સીધાયે કર્યો ને!'

'કરે જ ને......એવાને તો ચોક વચ્ચે ઊભો કરી ફટકા મારવા જોવે. આવા ટાણે લૂટ કરવાની હશે?' એક ખેડૂત ઊકળી ઊઠ્યો.

'એ તો ગઈ લડાઈમાં ઘી કેળાં કરેલાં છે ને...એટલે એ વાદે જતા લાગે છે.' બીજો દાઢમાંથી બોલતો હતો.

'પણ આ ફેરે તો ભારે પડશે. સરકાર એક પા રહેશે ને લોક જ કાળાબજારીઆને તો સીધા કરશે.' ખેડૂતની આક્રમક વાણી આગળ શેઠ ચૂપ રહ્યા.

'લોક સીધું નહિ કરે તો પછી સામ્યવાદ સીધા કરશે?'

'કરશે જ તો...એવાના પાપે જ સામ્યવાદ આવે છે ને! વિનોબાજી તો કહી રહ્યા છે કે સૌના સરખા ગણો. ગ્રામદાન કરો અને ગામને કુટુંબ ગણો. પછી ચીનવાળો આવે કે ગમે તે આવે...આવીને શું કરે?'

'આવે જ શું કરવા! એ ઓછો દિલ્હીમાં બેસી રાજ કરવાનો છે. એને તો એના વિચારનું રાજ જોવે છે. હિન્દુસ્તાન સામ્યવાદી થઈ જાય એટલે એ એશિયાનો અને દુનિયાનો પણ મોટો નેતા થઈ બેસે. એની તો આ ચાલ છે.'

'એવું હોય તો નેહરુએ તટસ્થતાનું પૂછડું છોડી સીધેસીધી અમેરિકાની મદદ લેવી જોઈએ. કેમ શેઠ, તમને શું લાગે છે.'

'રાજાજી તો ક્યારનાયે કહે છે કે તમે રશિયાનો ભરોસો કરશો નહિ. મીગ વિમાનો આલીશું, મદદ કરીશું...એ તો લાંબી કસે ધવરાવવા જેવું છે.' શેઠ બોલ્યા.

'રશિયાવાળાએ તો ચોખ્ખું કહ્યું છે કે ભારત મિત્ર છે તો ચીન ભાઈ છે. એટલે હાથ લાંબો થાય તો ચીન તરફ જ થાય ને!'

'આ તો ભારતની તટસ્થતાની નીતિ તોડાવવા માટેનું અને લોકશાહી માર્ગે વિકાસ કરે છે એ અટકાવવા માટેનું આક્રમણ છે. ભારત તટસ્થ છે એ સારું છે. એથી તો વિશ્વયુદ્ધ ખાળી શકાય છે. ખુલ્લી બે છાવણીઓ થાય તો ક્યારે ભડકો થાય એ શું ખબર પડે?' ખાદીધારી યુવાન સમજ આપતો હતો.

'તો તમને એમ લાગે છે કે રશિયા ભારતને મદદ કરશે?'

'કદાચ એ ચીનને પણ મદદ ન કરે અને તટસ્થ પણ રહે.'

'એ તો ચીન ખોખરું થાય એવી એની દાનત છે માટે. પણ જો અમેરિકન મદદ વધી જાય તો રશિયા જરૂર ચીનને જ મદદ કરે. તમે જોજો...જેમ સમય જશે એમ તમારે બેમાંથી એક છાવણીમાં બેસવું જ પડશે. એ વગર ચીન છોડશે નહિ. એ યુદ્ધ લંબાવશે અને ભારતને પાયમાલ કરી દેશે.'

'પણ હેં શેઠ...લડાઈ લંબાય તો શું થાય!'

'બીજું શું થાય વળી...મરો જ તો. પૈસા ખર્ચાઈ જાય. ચીજ વસ્તુઓ ખર્ચાઈ જાય. મોંઘવારી વધે. લોકોમાં હતાશા આવે...'

'એ તો ચીનને જોઈએ છે!' પેલો યુવાન જવાબ આપી રહ્યો. 'સામ્યવાદની પૂર્વ ભૂમિકા જ આ છે કે ચીજ વસ્તુઓની તંગી ઊભી કરાવવી, મોંઘવારી વધારવી અને હતોત્સાહ કરી દેવા. પણ આ બધા વચ્ચે જુસ્સાથી ટકી રહેવું એ આપણી ફરજ છે. તમારે સુખશાંતિથી વેપાર કરવો હોય તો તે આ લોકશાહી તંત્રમાં થઈ શકશે...સામ્યવાદી શાસનમાં નહિ. આપણા પોતાના અસ્તિત્વ માટે પણ આપણે સમજવું જોઈએ, સ્વેચ્છાએ ભોગ આપવો જોઈએ.'

'એ તો સમજીને નહિ આલે તો બાપા કહીને આલશે.' ને શેઠ ખંધું હાસ્ય વેરી રહ્યા. ચશ્મા ચઢાવી એક ભાઈના હાથમાંથી છાપું લઈ બોલ્યા: 'લાવો તો જરા ભાવ જોઈએ.'

ને મારે ઊતરવાનું આવતાં હું એ સ્ટેશને ઊતરી ગયો.

*

ગામમાં એ રાતના સૈનિકફાળા માટે સભા કરી હતી. ચીને આક્રમણ કર્યું યુદ્ધના કારણે યોજનાઓ અટકી ગઈ અને ભારતની શાંતિ હણાઈ. શાહીવાદી ચીનને હઠાવવું જ જોઈએ. એ માટે દરેકે યથાશક્તિ ફાળો આપવો જોઈએ. એની વિગતવાર સમજ આપી. ત્યાં એક જુવાને ઊભા થઈ સવાલ કર્યો:

'સેવકરામ! ચીનનું રાજ્ય થાય તો શું થાય?'

આ સવાલ અનેક જગ્યાએ પુછાય છે. અને લોકોને એનો પૂરો ખ્યાલ ન હોઈ આ યુદ્ધની ગંભીરતા પણ સમજી શકતા નથી.

મેં તમને હમણાં ન કહ્યું કે આ યુદ્ધ જમીન પડાવી લેવાનું કે સરહદ પચાવી પાડવાનું નથી. પણ વિચાર લાદવાનું યુદ્ધ છે. આપણો દેશ લોકશાહી માર્ગે શાસન કરે છે અને લોકોના ભલા માટે યોજનાઓ ઘડે છે. આપણા દેશમાં લોકોનું રાજ્ય છે. લોકો ઇચ્છે એ પાર્ટી, એ વિચાર રાજ્ય કરે. ચીનમાં સામ્યવાદી શાસન ચાલે છે. ત્યાં નેતા લશ્કરની મદદથી રાજ્ય કરે છે. લોકો કહે એમ નહિ પણ નેતા ઇચ્છે અને કહે તેમ રાજ્ય ચાલે. લોકોએ દલીલ નહિ કરવાની. હુકમ માથે ચડાવવાનો. જે હુકમ માથે ન ચડાવે એને ગોળીએ દેવામાં આવે.

ભારત લોકશાહી માર્ગે, તટસ્થ નીતિ રાખી વિકાસ કરે છે એ ચીનને ખમાતું નથી. એને તો દુનિયાને લાલ રંગથી રંગી દેવી છે. ભારત જેવો મોટો દેશ જો લાલ રંગવાળો એટલે કે સામ્યવાદી બને તો આફ્રિકાના નવા આઝાદ થતા દેશો પણ આવા લાલરંગી





બને. તેમ ભારતની તટસ્થતાની નીતિ તૂટે તો તેનું વતન તૂટે. પછી ચીન એશિયાનું નેતા બને. એટલે તે સરહદ પર આક્રમણ કરી આપણને અકળાવા માગે છે. યુદ્ધ લંબાય તો આપણા લોકો થાકે. ચીજ વસ્તુઓની તંગી થાય. મોંઘવારી વધે. તકલીફો વધે. એટલે સામ્યવાદીઓ આગળ આવી તેમના વિચાર ફેલાવે. ચીનની મદદથી દેશનો કબજો લે. ત્યારે દિલ્હી પર ચીનો રાજ્ય કરતો નહિ હોય પણ આપણો અહીંનો સામ્યવાદી રાજ્ય કરતો હશે. એમને તો હિંદ સામ્યવાદી થાય એમાં જ રસ છે. તો દુનિયા પર તેની અસર થાય. લાલ રંગનો વિસ્તાર વધે અને તેનું બળ વધે.

જો સામ્યવાદી શાસન થાય તો ગામની બધી જમીન સરકારની થઈ જાય. સરકાર બધું સોનું પડાવી લે. ન આપે તેને ગોળીએ દે. સરકાર કહે ત્યાં જઈ ખેતી કરવાની. પુરુષોને જુદા મોકલે, સ્ત્રીઓને જુદી મોકલે ...તમારે વ્યક્તિગત જીવનનો વિચાર નહિ કરવાનો. કશી દલીલ નહિ કરવાની. સરકાર કહે એમ જ કરવાનું. ન કરો તો દંડો પડે. પછી લશ્કરનું, દંડાનું રાજ્ય થાય અત્યારે તમે કોંગ્રેસ સરકારની ભૂલો કાઢો છો એમ હરફે ન બોલાય. તો...તો તમારી જીભ જ ખેંચી લેવામાં આવે.

'તો...તો ઇમ જ કહોને કે આપણને મજૂર કરી દેવાના. એ કહે એ કરવાનું, એ કહે એમ જીવવાનું ...કેદખાના જેવું જ થયું ને.'

'જ્યાં વાણીસ્વાતંત્ર્ય નથી, મુક્તજીવન નથી ત્યાં કેદ જ થઈ ને? એટલા માટે તો આપણે સૌએ આ આક્રમણને મારી હઠાવવા રાજીખુશીથી મદદ કરવાની છે. આ લોકશાહી સામેનું યુદ્ધ છે. જો એક વાર લશ્કરની એડી નીચે આવી ગયા તો કદીયે બહાર નીકળી શકવાના નથી. ગાંધીજીના પુણ્યપ્રતાપે જે આઝાદી મળી છે તે ટકાવવા માટે, દેશની સ્વતંત્રતા માટે દરેકે ભોગ આપવા જ જોઈએ.'

'વાત તો ખરી છે. એવી રીતે જીવવા કરતાં તો મરવું સારું. એ આવીને પડાવી લે એ કરતાં એ લૂંટારાને આવતો જ રોકવો શું ખોટો?' એક કાકાએ વચ્ચે ઉદ્ગાર કાઢ્યો.

એ માટે મદદ ઉપરાંત કરકસર કરી બચત કરવી જોઈએ. ખોટા ખર્ચા બંધ કરો. વ્યસનો ઓછાં કરી પૈસો બચાવો અને વૉર બૉન્ડઝ ખરીદો. વધુ ઉત્પાદન કરી દેશને મદદ કરો. એને બદલે ત્રણ પાક લો. દરેક જણ વધુ કામ કરે. વધુ બચાવે અને પાઈએ પાઈ રાષ્ટ્રિય બચત યોજનામાં રોકે. આવી રીતે જો આપણે બધા કમર કસીને કામ કરીએ તો જ દેશનો જુસ્સો આપણા સૈનિકોને બળ આપે. અત્યારે તો આખો દેશ જાગ્યો છે. ચીનાઓ પાછા ન હટે ત્યાં સુધી આપણે દેશના પડખે રહેવાનું છે. રાષ્ટ્રિય મોરચો સાચવવાનો છે. આ જ આજનો રાષ્ટ્રધર્મ છે.

—પ્રવચનની અસર સારી થઈ અને એ ગામમાંથી ફંડ અને સોનું પણ સારા પ્રમાણમાં મળ્યું.

★

લડાખના ભારતીય થાણાની આ વાત છે. ૨૦મી ઑક્ટોબરે ચીનાઓએ આક્રમણ શરૂ કર્યું. એ થાણા પર તોપગોળાની વર્ષા થઈ. આ થાણા પર ખેમારામ નામનો જવાન હતો. તેને હુકમ છૂટ્યો કે તમારી પાસેના સરંજામથી આખર સુધી રક્ષણ કરો. એ આખી રાત ચીનાઓનો અગ્નિવર્ષાવ ચાલુ રહ્યો. ખેમારામે પોતાના ચાર સાથીઓને નજર સામે જ ઢળી પડતા જોયા. તેની પાસેનો પુરવઠો પણ ખલાસ થઈ ગયો. શસ્ત્રોના વર્ષાવ વચ્ચે થઈને નાળાને કાંઠે પહોંચ્યો. અને બહાદુર ખેમારામે મોટી ફાળ ભરી ૪૦ ફુટ નીચે ઝંપલાવ્યું. ઘૂંટણનું હાડકું ભાંગ્યા છતાં ઘસડાતાં એક માઈલનો પંથ કાપ્યો. ૨૬મી ઑક્ટોબરે એક શિલા પર ખેમારામને કણસતો એક સુબેદારે જોયો અને તેની સારવાર શરૂ થઈ. ભૂખ અને દુઃખથી ખોરાક વગર કાતિલ ઠંડીમાં ખેમારામ જેવા જવાનો મા–ભોમ માટે ઝૂમી રહ્યા છે.

ચંદુલાલ સગુભાઈ દલાલ

# ન્યાય મેળવવામાં રહેલી મુશ્કેલીઓ

પડોશીનું ભૂરું ઇચ્છતાં થયાં ત્યારથી આપણા ઝઘડાઓ વધ્યા. અને એ માટે કોર્ટ-કચેરી સરજાઈ. પણ એમાં જતાં વધેલી મુશ્કેલીઓ આપણે વિચારી ખરી ?—એ વિષે વિચારવા...

કેટલાક વખત ઉપર બનેલી આ વાત છે. હું બસમાં ચઢયો તે પછીના સ્ટેન્ડે બસ ઊભી રહી ત્યારે બસમાંથી એક ભાઈ ઊતર્યા. સાથે કંડકટર પણ ઊતર્યા અને નજીકમાં ઊભા રહેલા પોલીસ સમક્ષ ફરિયાદ કરી કે આ ઉતારુએ મને ગાળ આપી છે. પેલા ભાઈની આજુબાજુ બેઠેલા લોકોને પોલીસે પૂછ્યું તો કોઈએ કંડકટરની ફરિયાદને અનુમોદન આપ્યું નહિ. થોડી રકઝક પછી પોલીસ ગયા અને બસ ચાલી.

કંડકટરને અને પેલા આજુબાજુ બેઠેલાઓને મેં પૂછ્યું તો જાણવા મળ્યું કે પેલા ઊતરી ગયેલા ભાઈએ ટિકિટ લેવા એક રૂપિયાનું નોટ ધર્યું હતું, કંડકટરે કહ્યું કે 'મારી પાસે પરચુરણ નથી, હું તમને ટિકિટ પાછળ લખી આપું કે નેવું પૈસા આપવાના બાકી છે, લાલ દરવાજે આવીને તમે એ લઈ જજો.' પેલા ઉતારુ કહે : 'અમે કાંઈ તારા બાપાના નોકર નથી કે ત્યાં લેવા આવીએ.' પોલીસ સમક્ષ કંડકટરે કરેલી ફરિયાદ આ શબ્દો સામે હતી. બધા કહેતા હતા કે એ ઉતારુ આમ બોલેલા ખરા.

'તો પછી તમે શા માટે પોલીસ સમક્ષ એ વાત કહી નહિ ?' મેં પૂછ્યું.

'અમે નોકરિયાત માણસ. પોલીસમાં ફરિયાદ થાય એટલે અમને પોલીસથાણે અને પછી કોર્ટમાં બોલાવે. અને કોર્ટમાં મુદતો પડયા કરે. એ અમને કેમ પાલવે !'

વાત તો ઘણી લાંબી ચાલેલી પણ આ એનો સાર હતો. કોઈ વળી કહે કે કંડકટરે પરચુરણ રાખવું જ જોઈએ. આવું કહેનાર, રેલવેની ટિકિટ લેવા જાય ત્યારે આવું બોલતા નથી. અને ટિકિટ આપનાર જે પરચુરણ માગે તે એની આગળ ધરે છે, પણ બસમાં બેસે એટલે કંડકટર પાસેથી પરચુરણ મેળવવાનો પોતાનો હક આગળ ધરે છે. પણ આ તો આડવાત થઈ.

આવા પ્રકારના કિસ્સા એકલદોકલ હોતા નથી. રસ્તે અગર ફુટપાથ ઉપર થઈને જતા હોઈએ અને દુકાનમાંથી કોઈ પાણીની છાલક મારે અગર પાનની પિચકારી મારે અને આપણાં કપડાં બગાડે. પિચકારી મારનારને ખબર હોતી નથી કે ફુટપાથ ઉપર કોઈ રાહદારી જાય છે. એનાં કપડાં બગાડવાની કંઈ એમની ઇચ્છા હોતી નથી પણ કોઈ આવે છે કે નહિ એ જોવાની તસ્દી જ લેતા નથી. અને દુકાનની અંદર બેઠાબેઠાં જ એ થૂંકે છે જેનાં કપડાં બગડયાં હોય એ કોઈ પાસે શું ફરિયાદ કરે ! પોલીસ સાંભળે તો યે કહેશે —સાક્ષી છે ? અને આના સાક્ષી કયાંથી મળે ? હોય તોયે કોણ રોકાય ?

બસના સ્ટેન્ડે લાઇનબંધ ઊભા રહેવું જોઈએ એમ સામાન્યપણે સૌ સ્વીકારે છે છતાં બસ આવે ત્યારે લાઈન તોડીને આગળ જનાર અનેક લોકો હોય છે. લાઈનમાં ઊભાં રહેનાર, કંડકટરને ફરિયાદ કરે: પણ એ તો આગળથી આવે છે. લાઈનમાં પહેલું કોણ હતું એની એમને શું ખબર પડે ! અને બસમાં વહેલા જવું તો બધાને હોય. કોણ કહે કે હું પહેલો નહોતો ? પહેલાં કોણ હતું અને પછી કોણ હતું એના સાક્ષી કોણ થાય !

એ વાત ખરી કે સાક્ષી વિના ફરિયાદ નોંધનાર, સાંભળનાર અને એનો નિકાલ કરનાર અધિકારી ફરિયાદ સાચી છે કે ખોટી એનો નિર્ણય ન કરી શકી શકે. એ લોકો સાક્ષીઓ માગે એ સમજી શકાય એવી બાબત છે.

પણ સાક્ષી ન મળે. હાજર હોય છતાં જુબાની આપવાની ના પાડે. એનો શું ઉપાય ! કાયદો કદાચ એમ કહેતો હોય કે જુબાની આપવા બોલાવે એટલે આવવું જ પડે અને 'ઈશ્વર માથે રાખીને સાચું બોલવાની' એને ફરજ પાડી શકાય. પણ 'મને કાંઈ ખબર નથી' એવું કહેનાર સાચું બોલે છે કે નહિ એનો નિર્ણય ઈશ્વર સિવાય કોઈ કેવી રીતે કરી શકે ?

સાક્ષી નહિ થનારને સાક્ષી આપવાની ના પાડવાનાં અનેક કારણો હશે. પણ એમાં મુખ્યત્વે તો એને કોર્ટના ધક્કા ખાવા પડે છે એ હોય છે. ન્યાય મેળવવામાં--આપવામાં--કેટલી ઢીલ થાય છે એ તો જેને વિના વાંકે કોર્ટમાં ધક્કા ખાવા પડે છે એ જ જાણે છે. કામ ફોજદારી હોય કે દીવાની, પણ કોર્ટમાં કામ વહેલું નીકળતું નથી અને વખતસર નીકળતું નથી એ ફરિયાદ તદ્દન સામાન્ય છે. દીવાની કામોમાં પ્રતિવાદી ઉપર સમન્સ બજવવામાં જેટલો વખત જાય છે, અને ત્યાર પછી કામ નીકળતાં અને નિર્ણય લેવામાં જેટલો વખત જાય છે એ કામધંધાવાળા કોઈ પણ માણસને થકવી--મુંઝવી નાખે એટલો હોય છે. આવો માણસ જો લેણદાર હોય તો પોતાનું સાચું લેણું પણ ઓછું કરી, અને દેણદાર હોય તો દેવા કરતાં પણ થોડુંક વધારે આપી આ ધક્કાઓમાંથી બચવા પ્રેરાય છે. અલબત્ત જેમનું જીવન જ અદાલતની કાર્યવાહી ઉપર નભે છે, અગર જેને બીજો કોઈ કામધંધો નથી, અગર જે, ધક્કા ખાઈ શકે અને વખત આપી શકે એટલી સગવડ ધરાવે છે, એને અદાલતમાં જતાં અંતરાય જેવું કાંઈ લાગતું નથી અને એ એને પાલવે છે પણ ખરું.

પણ બધા આટલી સગવડ ધરાવનારા હોતા નથી. સામાન્ય માણસને જીવનનિર્વાહ માટે કામ કરવાનું હોય છે. નિયમિત કામ કરવાનું હોય છે. નોકરી કરતો હોય તો નિયમિત હાજરી ભરવાની હોય છે. અને ધંધો કરતો હોય તો ધંધો સંભાળવાનો હોય છે. એ માણસ તો એમ જ ઇચ્છે છે કે બને ત્યાં સુધી અદાલતમાં ન જ જવું પડે તો તે સારું--વાદી તરીકે કે સાક્ષી તરીકે...

અને છતાં એને પણ જવું તો પડે જ છે. ઝઘડો પડે ત્યારે બન્ને પક્ષ નિરપરાધી હોય એમ બનતું જ નથી. એમ હોય તો ઝઘડો થાય જ નહિ. ઝઘડો થાય ત્યારે એક પક્ષનો તો વાંક હોય જ. કેટલીક વખતે બન્ને પક્ષોનો પણ હોય—ઓછા કે વત્તા પ્રમાણમાં. અને ન્યાય તોળનારને સત્ય શોધવા માટે સાક્ષીઓની જરૂર તો પડે જ. ન્યાયાસને બિરાજનાર વ્યક્તિ પણ એક માણસ જ છે અને સત્ય શોધવાના એમના પ્રયત્નમાં મદદ કરવી સૌની ફરજ છે. પણ સાચી બાબતમાં પણ જાણકાર માણસ સાક્ષી થવા તૈયાર થતો નથી.

ગરીબને ન્યાય મેળવવામાં પડતી મુશ્કેલીઓ વિષે બીજી એક દૃષ્ટિએ પણ વિચાર કરવા જેવું છે. ન્યાયની અદાલતો ચઢતીતરની કક્ષાની હોય છે. નીચલી અદાલતના ચુકાદા સામે અપીલ કરવા માટે ઉપલી અદાલત હોય છે અને આમ અપીલકોર્ટોની પરંપરા હોય છે. અલબત જેમ અદાલતો વધુ એમ ખરચ પણ વધુ આવે. એટલે જે માણસ વધુ ખરચ કરી શકે તેમ હોય તે જ માણસ ઉપલી અદાલતોનો આશ્રય લઈ શકે. એ ખરું કે એ જીતે તો, હારનાર પાસેથી, ખરચ મેળવવાનો હક એને પ્રાપ્ત થાય છે. ન્યાયાધીશ પોતાના ચુકાદામાં જ એવો હુકમ કરે છે.

પણ આમાંયે બે ત્રણ બાબતો વિચારવાની હોય છે. પહેલું તો એ કે છેક ઉપલી અદાલત સુધી જવા માટે કરવાના ખરચ જેટલા પૈસાની જોગવાઈ એની પાસે છે કે નહિ. બીજું, ત્યાંનો ચુકાદો આવે ત્યાં સુધી ધીરજ ધરવા જેટલી એનામાં શક્તિ છે કે નહિ. ઉપરાંત, ન્યાયાધીશ ખરચ અપાવે તોયે, તે, અમુક ધોરણે થતું જ ખરચ અપાવે. અરજદારને પોતાને થયું હોય એટલું એ હમેશ મેળવી શકતો



નથી. પોતાના પક્ષે રોકેલા વકીલ સાક્ષીઓ વગેરેને જે કાંઈ રકમ એણે ચુકવવી પડે તે અગર તેટલી રકમ હારનાર આપે એવો હુકમ કોર્ટ ન પણ કરે.

આ બધું વિચારતાં એમ લાગે છે કે આજે અદાલતમાં જવું એ શક્તિશાળીનું કામ છે. સ્ટેમ્પ, વકીલ-ફી વગેરે માટે પૈસા ખરચવાની શક્તિ હોય, વિલંબ સામે ટકી રહેવાની શક્તિ હોય, ધક્કા ખાવાની શક્તિ હોય, સાક્ષીઓને ટકાવી રાખવાની શક્તિ હોય એ જ માણસ ન્યાયની અદાલતનો આશ્રય લઈ શકે છે. એ શક્તિ ન હોય તો એ પોતાની વાત સાચી હોય તોયે ચુમાઈને બેસી રહે છે. અદાલતમાં ન્યાયાસને બેસનાર સામે નહિ પરંતુ આવી ન્યાયપદ્ધતિ સર્જનાર સામે એ મનમાં ને મનમાં બળી રહે છે. અને પ્રભુને પ્રાર્થના કરે છે કે પ્રભુ અદાલતથી બચાવજે.

## દિવાળી અંકોનો સાભાર—સ્વીકાર

**નવરોઝ :** તંત્રી : નવરોજી એદલજી કાંગા, પાનાં ૨૬૨. રૂ. ૨/—. નવરોઝ કાર્યાલય, ૨૭–૨૦ એઝરા સ્ટ્રીટ, કલકત્તા. **સ્ત્રી :** તંત્રી : લીલાબહેન પટેલ, સંપાદક : જયવદન પટેલ. પાનાં ૩૨. ન. પૈ. —/૪૦. સ્ત્રી કાર્યાલય, સંદેશ પ્રકાશન, ઘીકાંટા, અમદાવાદ. **કચ્છમિત્ર :** તંત્રી : ઝુમખલાલ મહેતા, પાનાં ૧૨૭. રૂ. ૧/૨૫. કચ્છમિત્ર કાર્યાલય, વાણિયાવાડ, ભૂજ. **સ્વતંત્ર સર્જન :** તંત્રી : નાથાલાલ બ્રહ્મભટ્ટ, સહતંત્રી : ચંદ્રશંકર સત્સસેવક. પાનાં ૧૭૮. રૂ. ૨/— સ્વતંત્ર સર્જન કાર્યાલય, અજય પ્રિન્ટરી, જ્યુબિલી બાગ સામે, વડોદરા. **અરુણોદય :** તંત્રી : નવીન પરીખ. પાનાં ૧૪૮. રૂ. ૧/૫૦. અરુણોદય કાર્યાલય, ૪/૭૭૯, ટાવર રોડ, સૂરત. **વૈષ્ણવજન :** સંપાદક : નવીન ગાંધી. પાનાં ૫૬. વા. લવાજમ રૂ. ૬/— વૈષ્ણવજન, રૂપાયતન, જૂનાગઢ. **સંસાર :** તંત્રી : ઈશ્વર પેટલીકર. પાનાં ૧૮૪. રૂ. ૧/—. સંસાર કાર્યાલય, સંદેશ પ્રકાશન, ઘીકાંટા, અમદાવાદ. **નવનીત :** સંપાદન–નિર્દેશક : સત્યકામ વિદ્યાલંકાર. સહસંપાદક : કુન્દનિકા કાપડીઆ. પાનાં ૧૮૦. રૂ. ૧/૫૦. નવનીત પ્રકાશન, ૩૪૧ તારદેવ, મુંબઈ, ૩૪. **બાલજીવન :** તંત્રીઓ : રમણલાલ ના. શાહ : રશ્મિકાંત ર. શાહ. પાનાં ૯૭. રૂ. ૧/—. બાલજીવન કાર્યાલય, બાજવાડા, વડોદરા. **સમાજ :** તંત્રી : પુષ્પાવતી મહેતા. પાનાં ૬૪. ગુજરાત રાજ્ય સમાજ કલ્યાણ સલાહકાર બોર્ડ, 'બંસરી' આનંદનગર, અમદાવાદ, ૭. **રમકડું :** સંપાદક : કિશોર ગાંધી. પાનાં ૧૫૧. રૂ. ૨/૫૦. રમકડું કાર્યાલય, ફિયર રોડ, કોટ, મુંબઈ, ૧. **સ્ત્રી–જીવન :** સંપાદકો : મનુભાઈ જોધાણી : વાડીલાલ જોધાણી. પાનાં ૧૫૦. રૂ. ૨/૨૫. સ્ત્રી–જીવન કાર્યાલય, રતનપોળ, અમદાવાદ, ૧. **હિંદુમિલનમંદિર :** તંત્રી : સ્વામી વેદાનંદ. પાનાં ૨૦૩. રૂ. ૧/૫૦. હિંદુમિલનમંદિર, એની બેસન્ટ રોડ, સૂરત. **આરામ :** તંત્રી : ચીમનભાઈ પટેલ : સંપાદક : પીતાંબર પટેલ. પાનાં ૧૭૬. રૂ. ૧/૫૦ આરામ કાર્યાલય, સંદેશ પ્રકાશન, ઘીકાંટા, અમદાવાદ, ૧. **નવભારત :** તંત્રી : નરેન્દ્રકુમાર ચોકસી : સંપાદક : જગદીશ ત્રિવેદી. પાનાં ૧૫૨. રૂ. ૨/— નવભારત કાર્યાલય, પાણીગેટ માર્ગ, વડોદરા. **નવચેતન :** તંત્રી : ચાંપશી ઉદેશી : સહતંત્રી : મુકુન્દ પી. શાહ. પાનાં ૨૧૫. રૂ. ૨/— નવચેતન કાર્યાલય, નારાયણનગર, અમદાવાદ, ૭. **ચાંદની :** તંત્રી : રમણલાલ શેઠ. સંપાદક : અશોક હર્ષ. પાનાં ૨૪૮. રૂ. ૨/—. ચાંદની કાર્યાલય, કસોટી પ્રિન્ટરી, રેવડી બજાર, અમદાવાદ. **સમર્પણ :** સંપાદક : હરીન્દ્ર દવે. પાનાં ૧૭૬. ન. પૈ. —/૬૦. ભારતીય વિદ્યાભવન, ચોપાટી, મુંબઈ, ૭. **તંદુરસ્તી :** તંત્રીઓ : ડૉ. ભૂપતરાય મો. દવે : ડૉ. શંકરલાલ મો. દવે. પાનાં ૬૦. રૂ. ૧/—. તંદુરસ્તી કાર્યાલય, ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ, ૧. **બીજ :** સંપાદકો : મધુરી કોટક. હરકિસન મહેતા. પાનાં ૩૬૮. રૂ. ૩/– સ્ટાર પ્રિન્ટરી, કારવાર સ્ટ્રીટ, મુંબઈ, ૧. **અખંડ આનંદ :** તંત્રી : ત્રિભુવનદાસ ક. ઠક્કર. પાનાં ૨૫૫. રૂ. ૧/૨૫. સસ્તું સાહિત્ય, પો. બો. ૧૦, અમદાવાદ. **ગાંડીવ :** તંત્રી : નટવરલાલ માલવી. પાનાં ૮૦. ગાંડીવ સાહિત્ય મંદિર, હવાડિયા ચકલા, સૂરત. **આરસી :** તંત્રી : બબીબહેન ભરવાડા. પાનાં ૧૫૬. રૂ. ૨/— હોમસ્ટેડ, ડૉ. ટંકારીઆ રોડ, અમદાવાદ, ૧. **જીવનમાધુરી :** તંત્રીઓ : મોહનલાલ મહેતા–સોપાન : લાભુબહેન મહેતા. પાનાં ૧૩૬. રૂ. ૧/૨૫. ગુલબહાર, બેરેક રોડ, મુંબઈ, ૧. **પ્રસ્થાન :** તંત્રી : રણછોડજી કે. મિસ્ત્રી. પાનાં ૫૫. રૂ. ૧/—. પ્રસ્થાન કાર્યાલય, રાયખડ, અમદાવાદ, ૧.

[સમયનાં ક્ષીરનીર—૨૪મા પાનાથી ચાલુ]

ધાલમેલ, નફાખોરી કે ભેળસેળમાં પાવરધા રહેલા-ઓને શારીરિક મહેનતના પાઠ શીખવવાની, આવતી કાલ માટે ભરી રાખેલા ભંડારો ઠાલવી લેવાની, મોજ શોખને દેશવટો દેવાની, વૈભવી પ્રદર્શનોની લાજ ઉતારી લેવાની આજ તક છે.

ખાનગી ક્ષેત્રે કે જાહેર ક્ષેત્રે જ્યાં ઉપયોગી વસ્તુઓના ઉત્પાદન ખર્ચમાં ઘટાડો લાવી શકાય ત્યાં એનો લાભ સીધો પ્રજાને પહોંચાડવાની આ તક છે. નફાનો હક વાપરનારનો છે, દેશની જનતાનો છે. માલિકો, મજૂરો ને સરકાર વચ્ચેની લૂંટની વહેંચણીઓ તાત્કાલિક બંધ કરી દેવી જોઈએ. કેમકે, અણીને વખતે સ્વાર્પણ કરનાર પ્રજા છે. પહેલી જાગૃતિ એની થઈ છે. એનો જ વિશ્વાસ કરવો જોઈએ.

**જાગૃત તો પ્રજા છે—આગેવાનો નથી.**

આપણો રાષ્ટ્રધ્વજ પવિત્ર છે, રાષ્ટ્રીય એકતાનો સૂચક છે. પણ મરવા પડેલા છતાં સ્થાનને વળગી રહેનારા કેટલાક લોભી ખટપટી ને સ્વાર્થી રાજકીય સત્તાસ્થાન ઉપરના આગેવાનોના શબ ઉપર પાથરી પાથરી એ રાષ્ટ્રધ્વજનું આધ્યાત્મિક તેજ ઝંખવી નાખ્યું છે, એની પ્રેરણા ધમી નાખી છે. નવા રાષ્ટ્રીય બિનસાંપ્રદાયિક ધર્મના એણે પ્રતીક થઈ રહેવું જોઈએ, પણ એનામાં એવી શક્તિ પૂરવા તરફ કોઈએ જોયું નથી.

રાષ્ટ્રના પ્રમુખને સત્તાપક્ષે પંગુ બનાવી દીધા છે. એમની પહેલાં હતી એવી પ્રતિભા આ સ્થાન ઉપર રહી નથી, ઘટી છે. પછી પ્રેરે તો ક્યાંથી?

દેશની એક માત્ર આશા નેહરુ છે. લાખ ભૂલો કરે તોયે નેહરુ પ્રજાને શાંતિમાં કે યુદ્ધમાં દોરી શકે છે, પ્રેરે પણ છે. કૉંગ્રેસ કરતાં એ મોટા રહ્યા છે, દેશને પારાવારનું નુકશાન થઈ ગયું છતાં એ એક જ વિશ્વાસની હવા ટકાવી શકે છે.

એમને અનુસરનારી અહીંની પ્રજા બિનતૈયાર છતાં સમજદાર છે, હિંમતવાળી છે, એકતા રાખનારી છે. આગેવાનોના હજાર અપરાધ માફ કરી દેનારી એ જ છે. ને નવી મુશીબતો હસતે મોંએ બરદાસ કરી લેનારી પણ એ જ છે. નવાઈ કહો કે દુઃખ, આ પ્રજામાંથી પ્રેરણા લેવાને બદલે અહીંના આગેવાનો તો ગેરલાભ ઉઠાવતા રહે છે. પછી એ આ પક્ષના હોય કે તે પક્ષના હોય, ફેર પડતો નથી. એથી જ એમને પરિવાર સમર્પણનો આદેશ દેવો પડે છે. એ વિના ગેરલાભનાં જે વિષ ચસચસીને એમણે પીધાં છે તે ઊતર્યાં ઊતરે એમ નથી.

**શુભ સંકેતને પારખીએ**

ને આનો અંત શો?

અંત પહેલાં અનુભવ હોય છે. એ અનુભવ દેશના લાભમાં જ છે. કેંક દેશોએ સામ્યવાદી સાણસીઓમાં યાતનાઓ વેઠી છે. તેમના તરફ આપણે ભારે દુર્લક્ષ્ય કર્યું છે. હવે એમના આક્રંદ આપણાથી અનુભવે ખરોખર સાંભળી શકાશે.

હવે આપણાથી સ્વાતંત્ર્યનું મૂલ્ય સમજી શકાશે ને એના સંરક્ષણ કાજે સાવધ રહેતાં કે કુરબાન થતાં શીખી શકાશે.

ચીને હિમાલય ઓળંગ્યો છે. ઓળંગવું સહેલું થયું હશે, પણ પાછા ફરવું કપરું થઈ પડશે. એ અને એમની સાથે જે સામ્યવાદની છાપ તેઓ પ્રચલિત કરવા માગે છે તે બંને અહીં જ ભૂમિસાત્ થઈ જશે. સ્વાતંત્ર્યના વિચારમાં જે સામર્થ્ય આવવાનું, સામ્યવાદના વિચારમાં જે વિશુદ્ધિ આવવાની, બંનેમાં જે સમાધાન થવાનું તેમાં ભારતીય સંસ્કાર પ્રગટ થાય એવા શુભ સંકેત સાથે આપણે આ આક્રમણને જોવું જોઈએ.

ભારતને પોતાનામાં આત્મવિશ્વાસ જાગે, એની ધર્મ પરંપરાઓની જરૂર તીવ્ર બને, પોતાની પ્રજા માટે માન અને હેત બંને ઉપજે, પોતાના પ્રદેશને—ધૂળને પણ પવિત્ર ગણવા જેવી સદ્બુદ્ધિ સૂઝે—એ કાજે આ આક્રમણનો ઉદય થયો છે એમ આપણે માનીએ. ભારતની 'આજ' કરતાં 'આવતી કાલ' મોટી છે, અર્થભરપૂર છે, ધ્યેયપ્રચુર છે. એ ભવ્ય જવાબદારી ઉઠાવવા એણે જ બલિદાન દઈ સજ્જ થવાનું નિર્માણ છે. જગતની એક મહાપ્રજાને આ આક્રમણમાંથી એક નવો આદેશ સાંપડવાનો છે.

એમાં જેટલી કુરબાનીઓ કરવી પડે તેટલી ઓછી; અમારે કબૂલ છે.

હજારો માઈલની અભેદ્ય માનેલી સરહદ ઉપર યુદ્ધનું સંકટ આવ્યું છે ત્યારે આપણે કેટલીક રૂઢ થયેલી માન્યતાઓ બદલવાની જરૂર છે.

૧. રશિયા જ્યાં સુધી એના પોતાના દેશ ઉપર દબાણ આવે નહીં ત્યાં સુધી, ચીન સાથેનો સંબંધ બગાડશે નહિ, ચીનને મદદ આપતા અટકશે નહિ, ચીનની દરખાસ્તો ભારતે કબૂલ કરવી જોઈએ એમ કહેતાં શરમાશે નહીં.

૨. શિયાળો વટાવી જવા માટે જ વાટાઘાટો કરવાની ચીની દરખાસ્તોમાં સચ્ચાઈનો અંશ રહ્યો છે એમ હજીયે માની શકાશે નહીં. છાણનો પોદળો પડ્યો છે તે ધૂળ લઈને જ ઊઠવાનો. એ જ દેશથી આપણે કાયમ ચેતવાનું છે.

૩. તિબેટની મુક્તિ માટે આપણે છૂટ આપવી જોઇએ એટલું જ નહીં, પણ બને તેટલો ટેકો આપવો જોઈએ.

૪. આપણા લશ્કરમાં પરદેશી નિષ્ણાતોની તાત્કાલિક જરૂર હોય તો તેનો પ્રબંધ સત્વર કરવો જોઈએ.

૫. ઉત્તમ શસ્ત્રો વિના વિલંબે મેળવી લેવાં જોઈએ; શસ્ત્રો તૈયાર કરવાની જવાબદારી પણ અદા કરવી જોઈએ.

૬. આપણી પરદેશનીતિ ઉપર ભારે અસર પડવી જોઈએ.-ભલે, આપણે તટસ્થ રહીએ. પરન્તુ એકને વિનાકારણ દુભવીને બીજી સત્તાને રીઝવી શકાશે એવી નીતિ છોડવી પડશે.

૭. દેશમાં સરકારી રાહે જે ધન કે સમય વેડફાય છે તે દુર્વ્યય તરત જ બંધ થવો જોઈએ.

જો આવી પરિસ્થિતિ લાવવા નેહરુ નારાજ કે અશક્ત હોય તો આપણે નેતા બદલીને પણ ભારત ભૂમિના સલામતી જાળવવી જોઈએ.





ગુજરાત પ્રાંતીય રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિ યોજિત સરદાર વલ્લભભાઈ વિજયપદ્મ વકતૃત્વ–સ્પર્ધામાં ‘દૂર હટો અય દુનિયાવાલોં, ભારતવર્ષ હમારા હૈ’ વિષય પર છટાદાર હિંદીમાં પ્રવચન કરી પ્રથમ પારિતોષિક મેળવનાર **કુ. બિન્દુ ઈશ્વરલાલ દવેને** વિજયપદ્મ આપતાં શ્રીમતી હંસાબહેન મહેતા. આ સ્પર્ધા ૧૮ મી નવેંબરે અમદાવાદમાં યોજાઈ હતી અને ૩૫ ભાઈ–બહેનોએ ભાગ લીધો હતો. ભારતી સાહિત્ય સંઘ લિ. ના મેનેજિંગ ડિરેક્ટર શ્રી ઈશ્વરલાલ દવેનાં પુત્રી કુ. બિન્દુ દવે અમદાવાદની બી. ડી. કૉલેજમાં બી. એ. ના છેલ્લા વર્ષમાં અભ્યાસ કરે છે. વાક્છટા ઉપરાંત રમત–ગમત, નૃત્ય, સંગીત વગેરે કળામાં પણ રસ ધરાવનાર આ બહેનનો વિદ્યાર્થીકાળ પણ એટલો જ ઉજ્જવળ છે.





પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

# અબાબીલ કુટુંબ

ગુજરાતના જાણીતા પક્ષી-વિશારદ-લેખક આ વખતે ઊર્મિનાં વાચકો પાસે એવા પક્ષીનો પરિચય કરાવે છે કે જે પક્ષીનું કુટુંબ દરેકને સહજ રીતે જ પ્રાપ્ત થાય. આપણે પ્રકૃતિનાં આ લાડકવાયાં પંખીઓનો આ રીતે પણ પરિચય કેળવતાં થઈએ......

### પરદેશી રેતાળ અબાબીલ

ચકલીના કદથી પણ નાનું પરદેશી રેતાળ અબાબીલ ઘેરા રાખોડી રંગમાં, દરેક પીંછાંની કોર આછા રંગની પીઠ ઉપર રહે છે. અને પેટાળના ભાગો ધોળા પણ છાતી ઉપર એક લીટો દેખાય છે. તેની પૂંછડીનો આકાર જોઈએ તો છેડાના પીંછાંમાં પહોળો અંગ્રેજી ય઼ુ પડે છે. માથાની બાજુ રેતીયા રાખોડી રંગની રહે છે. નરમાદાના રૂપ રંગમાં જરાય ફરક જણાતા નથી.

પરદેશી રેતાળ અબાબીલ આખો વખત સમુદ્રકાંઠે એક પછી એક એ ઊડતાં નીકળ્યા જ કરે છે અને તે પણ પાછાં ઉત્તર દિશા તરફ જ. આ અબાબીલ શિયાળામાં તો આપણા સમુદ્રકાંઠે દેખાય છે. અને પાણીની નજીક વારે વારે અવાજ દેતાં ઊડે છે. એ જ માફક મધ્ય સૌરાષ્ટ્રમાં જસદણમાં આવેલા રાજવડલા તળાવ ઉપર તેની નોંધ જસદણના ના૦ યુવરાજશ્રીએ લીધેલી છે. અને ના. કુ. શ્રી ધર્મકુમારસિંહજી સાહેબે ધ્રાંગધ્રામાં 'ભારતીય રેતાળ અબાબીલ જોયાં છે. તે જરા આ પરદેશી રેતાળ અબાબીલ કરતાં રંગે ઘેરાં રહે છે. તેને અંગ્રેજીમાં The Indian Sand Martin કહે છે અને તેને વૈજ્ઞાનિક રીતે ઓળખવા માટે Riparia P. Chinensis કહેવું જોઈએ.

શિયાળામાં ઉત્તર બાજુથી આવે છે. સૌરાષ્ટ્રમાં જરા દુર્લભ ગણાય પણ વર્ષા અને શિયાળામાં તો પરદેશી રેતાળ અબાબીલ અવશ્ય આવે છે અને પંજાબ અને ઉત્તર ભારતમાં કુટુંબ-ઉછેર કરે છે.

પરદેશી રેતાળ અબાબીલને અંગ્રેજીમાં The Siberian Sand Martin કહેવાય છે અને Riperia Riperia Diluta ( Sharp & Wyatt ) એમ કહેવું જોઈએ.

### પરદેશી ગાર અબાબીલ

આ અબાબીલ પણ ચકલી કરતાં કદમાં નાનું રહે છે. તેના હવે પછી આવતા સગાના રંગ કંઈક ઝાંખા રહે છે અને તે પણ ઝાંખો કથ્થાઈ રંગ છે. પીઠ ઉપર તેનો રંગ કથ્થાઈ રાખોડી અને એ જ રંગ તેની કડમાં હોય છે. અને પેટાળ તો વળી સાવ ઝાંખાં રંગનું રહે છે. દાઢી ઉપર લીટી અને ટપકાં રહે છે. સમુદ્રચારી પંખી છે અને નરમાદાન રંગરૂપમાં ભેદ જણાતો નથી.

આ પરદેશી ગાર અબાબીલને પણ ન. જસદણ યુવરાજ સાહેબે પહેલું નોંધ્યું છે. સાંજના તેની બાસિયન તેના સગાનાં ટોળાં સાથે ઊડવાની છે. આ બધાં પંખી પાણી ઉપર અને ભોંય ઉપર ઊડતી જીવાત ખાઈને ગુજરાન ચલાવે છે.

શિયાળામાં ભારતમાં ઉત્તર આફ્રિકા, દક્ષિણ યુરોપ અને ઉત્તર એશિયામાંથી આવે છે. નિયમિત આવે છે છતાં સામાન્ય યાયાવર તરીકે નથી ગણાતું.

પરદેશી ગાર અબાબીલને અંગ્રેજીમાં The Crag Martin કહેવાય છે અને Hirundo Rupestris ( Scopoli ) એ એનું વૈજ્ઞાનિક નામ છે.

### ગાર અબાબીલ

ચકલીથી સહેજ નાના કદના આ ગાર અબાબીલનો રંગ પીઠ ઉપર મટોડીઓ કથ્થાઈ, દાઢી અને પેટાળમાં આછો કથ્થાઈ, પૂંછડીનો ઘાટ ચોરસ હોય છે પણ તેમાં થોડી ફાંસ જણાય છે. અને પૂંછડીને છેડે નાના ધોળા રંગનાં ટપકાં આવે છે જે આ પંખી જ્યારે પૂંછડી પહોળી કરે છે ત્યારે ચોખ્ખાં જોવામાં આવે છે.

આપણે ત્યાં આ પંખી જેનાં નરમાદા સરખાં હોય છે તે વર્ષામાં મેદાની પ્રદેશમાં જોવામાં આવે છે પણ સામાન્ય રીતે ડુંગરાળ મુલક અને સમુદ્રકાંઠે તો



આખું વરસ દેખાય છે. ઉડાનમાં તે પોતાની પાંખો ઉતાવળી ધમીને પછી પાંખો પહોળી કરીને હવામાં સરતાં જાય છે. આ પંખી હવાના પ્રવાહનો બહુ સરસ ઉપયોગ કરી જાણે છે અને તેવા પ્રવાહમાં પવન હોય તો પણ ઘણા અંતર સુધી સરી શકે છે. અને ઊડતાં ઊડતાં 'ક્રીટ ક્રીટ' જેવો અવાજ કરતાં જાય છે. બાકી તો સામાન્ય રીતે મૂગાં છે. વળી તેની ખાસિયત બહુ શરમાળ હોતી નથી એથી વરન્ડામાં આવીને બેસે છે. પણ તેના નામ પ્રમાણે તેને ખડકાળ ટેકરીઓ વધારે ગમે છે. છતાં આ પંખી દરિયાકિનારે અને સપાટ પ્રદેશમાં આનંદથી વસે છે. અને વળી સારી એવી સંખ્યામાં વસે છે.

ગુજરાત સૌરાષ્ટ્ર અને કચ્છ ઉપરાંત ભારતના ઘણા ભાગમાં તેની વસ્તી છે. છતાં સ્થાનિક પ્રવાસ કરે છે પણ જ્યાં હોય ત્યાં હમેશ વસતાં માલૂમ પડયાં છે.

આ પંખીને બે પ્રજનન ઋતુ હોય છે. પહેલી જૂનથી નવેમ્બર માસમાં અને બીજી ફેબ્રુઆરી માસમાં આવે છે. તે પોતાનો માળો સીધી ભીંત ઉપર અને છજાં નીચે ગારાનો ચોંટાડીને પોતે ઇંડાં માંડ સેવી શકે એવો નાની રકાબી જેવો બનાવે છે. તેને બનાવવા માટે નરમાદા પોતાની ચાંચમાં ગારો લઈ આવે છે. આવા માળામાં ધોળી જમીન ઉપર રતાશ પડતા જાંબુડીઆ રંગના ડાઘાવાળાં અણીદાર ઇંડાં મૂકે છે. અને પોતે અને બચ્ચાંનું પોષણ જીવાત ઊડતાં જ પકડીને કરે છે.

ગાર અબાબીલને અંગ્રેજીમાં The Dusky Crag Martin કહેવાય છે. અને Hirundo Concolor (Sykes) એ એનું વૈજ્ઞાનિક નામ છે.

### દેશી અબાબીલ

ચકલી જેટલા કદના આ દેશી અબાબીલનો ઓળખવા માટેનો ખાસ મુદ્દો એ છે કે તે નાજુક પંખીને લાંબી પાતળી પાંખો હોય છે અને મોટી ફાંસવાળી પૂંછડી હોય છે. પીઠ ઉપરનો રંગ ઘેરો ચળકતો ભૂરો અને કપાળ દાઢી ઉપર રતાશપડતો કથ્થાઈ ડાઘ જોવામાં આવે છે. પેટાળ સફેદ રંગનું પણ છાતી ઘેરા ભૂરા રંગની હોય છે. દેશી અબાબીલ કાંઈ એક બેની સંખ્યામાં ઊડતાં જોવામાં આવતાં નથી પણ એ તો બહુ મોટા સમૂહમાં સામાન્ય રીતે કાં તો તાર (ટેલીગ્રાફના) ઉપર બેઠેલાં કે ઉતાવળી ગતિએ ઊડતાં જોવામાં આવે છે.

જુલાઈ માસમાં તો તેઓ આપણી બાજુ આવી જાય છે. પણ આ સમયે પીંછાં બદલતાં હોવાથી તેનો દેખાવ બહુ સારો જણાતો નથી. આ પંખી કાંઈ એક ઠેકાણે વસવામાં માનતું નથી. એ તો આજે અહીં તો કાલે કે બે દિવસ પછી કયાંનું કયાં નીકળી જાય છે. જ્યારે તેઓ અહીંથી વળતી મુસાફરી કરવા ભેગાં થાય છે ત્યારે વળી એક જગ્યા ઉપર તેઓની સંખ્યા જોવામાં આવે છે. એમ એક પછી બીજો સમૂહ આવતો રહી ચાલ્યો જાય છે. સામાન્ય રીતે સપ્ટેમ્બરથી ઓકટોબર માસમાં આ અબાબીલની સંખ્યા ઘણી દેખાય છે. અને તેમાં પણ દરિયાકિનારે તો ઘણી મોટી સંખ્યા જોવામાં આવે છે. એ પ્રમાણે સાવ નીચે ઊડતાં પોતાનો ઉત્તર તરફથી આવવાનો રસ્તો દક્ષિણ તરફ કાપતાં જાય છે અને એ જ રીતે દક્ષિણમાંથી ઉત્તર તરફ ચાલ્યાં જાય છે. આ અબાબીલની ગણત્રી આપણે ત્યાં મુસાફર તરીકે થઈ છે. આવે અને જાય. તેની સૌથી મોટી વિશિષ્ટતા તો એ છે કે તેને જોરદાર સામો પવન હોય તો પણ માઈલો સુધી ઊડવાનું ઘણું ફાવે છે. અને એ રીતે ઊડતાં પડખે ઊડતું જંતુ જોઈ જાય તો ભારે લોંચી લઈ તેને પકડી પાડે છે.

તેનું પ્રજનનસ્થાન યુરોપ, ઉત્તર આફ્રિકા અને હિમાલયમાં છે અને શિયાળામાં ઠેઠ સિલોન સુધી પહોંચી જાય છે. ગુજરાત રાજ્યમાં તો તેની વસ્તી તમામ જગ્યાએ જોવામાં આવે છે.

દેશી અબાબીલને અંગ્રેજીમાં The Common Swallow કહેવાય છે અને Hirundo Rustica (Linuaeus) એ એનું વૈજ્ઞાનિક નામ છે.

### લેસરા અબાબીલ

ચકલી જેટલા જ કદનું લેસરા અબાબીલ તેના કથ્થાઈ

તાલકા ઉપરથી તરત જ ઓળખાઈ આવે છે. પીઠનો રંગ બહુ ચળકતો ભૂરો હોય છે. અને પેટાળ ચોખ્ખું ધોળું હોય છે. તેની ખાસ નિશાની તેની પૂંછડીમાં નીકળતાં તાર જેવાં બે પીંછાં છે. પણ પીંછાં બદલતાં હોય એટલે કુરીજમાં હોય ત્યારે આ તાર જેવાં પૂંછડીનાં પીંછાં નીકળી ગયેલાં માલમ પડે છે. તેની હવામાં સરવાવાળી ઊડાન બહુ આકર્ષક લાગે છે. એ પાણીની સપાટી ઉપર ઊડવાનું બહુ પસંદ કરે છે. અને સામી હવાએ સરી પણ આબાદ શકે છે. એને પાણી પાસે ગમે છે. બનતાં સુધી તો જોડીમાં જોવામાં આવે છે પણ તેનાં બચ્ચાં ઊડતાં થઈ ગયાં હોય તો વળી કુટુંબમાં ઊડતાં જોવામાં આવે છે. આ લેસરા અબાબીલ તો આપણી વચ્ચે જ વસવાવાળું પંખી છે એટલે મુસાફર અબાબીલો માફક તેનો સમૂહ જોવામાં નથી આવતો.

બરાબર કુરીજ કાઢીને નવાં પીંછાં આવ્યાં હોય ત્યારે તેનો ભૂરો રંગ પ્રકાશમાં બહુ સુંદર જણાય છે. અને પેટાળનો સફેદ રંગ પણ ઘણો સાફ હોય છે. એ ઉપરાંત તેના તાર જેવાં પીંછાં પણ ઘણાં આકર્ષક જણાય છે. તેનો અવાજ કેનેરી નામના અંગ્રેજી પંખીને એટલો બધો મળતો આવે છે કે ભૂલમાં નાખી દે છે. જ્યારે માળો બનાવવા માટેના વિચારમાં હોય ત્યારે પોતાના માળાની જગ્યા ઉપર વારે વારે આવજા કરે છે. તેના માળા ખાસ કરીને ચોમાસાના પાણી ભરાયેલાં ગરનાળાંમાં જોવામાં આવે છે. આ પંખી તો ગુજરાત રાજ્યમાં તમામ જગ્યાએ જોવામાં આવે છે.

તેઓ વરસમાં બે વખત બચ્ચાં ઉછેરતાં હોય છે; એક વખત ડિસેમ્બરથી માર્ચ સુધીમાં અને બીજી વખત ઓગસ્ટથી ઓક્ટોબર માસ સુધીમાં. તેના માળા ભીનો માટીનાં પાણી ઉપર હોય છે. આ માટે ગરનાળાં કે પુલ નીચેની જગ્યાને પસંદગી આપે છે. માળો બાંધતી વખતે તે જરાય આપણાથી શરમાતું નથી પણ બહુ ટીકી ટીકીને જોયા કરીએ તો માળામાં જતાં ધ્યાન રાખે છે. આમાં તે એવી ચાલાકી વાપરે છે કે સંખ્યાબંધ વખત માળા આગળથી ઊડીને જાય છે અને એક વખત ખબર ન પડે એમ માળામાં પેસી જાય છે. તેનો માળો માટીનો પ્યાલો હોય છે અને તે પ્યાલામાં ત્રણથી ચાર ધોળાં ઈંડાં મૂકે છે જેનો રંગ રતાશપડતો જાંબુડીઆ ડાઘાવાળો હોય છે. અને તેને પહોંચવું જરા મુશ્કેલ પડે એટલે ઊંચે તે હોય છે.

આ પંખી પોતાના વસવાટથી દૂર સુધી રખડતાવાળાં નથી અને એટલામાં જ ઊડતી જીવાત પકડીને પેટ ભરી લે છે.

લેસરા અબાબીલને અંગ્રેજીમાં The Wire-Tailed Swallow કહેવાય છે અને Hirundo Smithi *Filifera* (Stephens). એ એનું વૈજ્ઞાનિક નામ છે.

### લેખડ અબાબીલ

આ અબાબીલનું કદ ચકલી કરતાં કંઈક નાનું છે. તેનું માથું ઝાંખા રતાશ પડતા રંગથી ઈંટીઆ રાતા રંગનું હોય છે. પાંખ અને પીઠ ચળકતા ભૂરા રંગનાં, પૂંછડીનો રંગ કથ્થાઈ ભૂરો પણ તેમાં ટપકાં આવતાં નથી. પેટાળ ધોળાશ પડતું અને દાઢી તથા છાતીમાં કાળી લીટીઓ રહે છે. કોઈક સમયે પેટાળમાં રતાશ જણાય છે. ચાંચ અને પગ કાળા રંગનાં રહે છે. આ અબાબીલ દેશાસરી અબાબીલ સાથે મળી જાય એવું છે પણ તેની પૂંછડીમાં સફેદ ટપકાં રહેતાં નહીં હોવાથી ઓળખાઈ આવે છે. તે ઉપરાંત છાતી પણ આછા રંગની હોય છે. દરેક જાતના અબાબીલ માફક તે કાં તો ઊડતાં દેખાય અને કાં તો ટેલીગ્રાફના તાર ઉપર બેઠેલાં જોવામાં આવે છે. જો કે જોવાં દુર્લભ નથી છતાં ભાગ્યે જ નજરે ચડે છે.

આ લેખડ અબાબીલ તેનો પ્રવાસ વર્ષા ઋતુમાં કુરીજ ખાતાં ખાતાં કરે છે. અને જૂનથી ઓક્ટોબર માસમાં તેનાં ટોળાં વારંવાર જોવામાં આવે છે. તેનો વસવાટ કાશ્મીરથી મદ્રાસ સુધીનો છે. અને ભારતમાં તેઓ સામાન્ય છે. જો કે સૌરાષ્ટ્રમાં સામાન્ય જણાયાં

નથી છતાં દરેક ઠેકાણે પ્રવાસી પંખી તો છે જ. ગુજરાત રાજ્યમાં સર્વ ઠેકાણે જોવામાં આવે છે.

આ અબાબીલ વરસમાં બે વખત બચ્ચાં ઉછેરે છે. પહેલાં બચ્ચાં જાન્યુઆરીથી માર્ચ સુધીમાં અને બીજી વખત જુલાઈથી ઑક્ટોબર સુધીમાં. જો કે આમ તો આખું વરસ તેનાં ઈંડાં જોવામાં આવે છે. વળી સમૂહમાં કોઈ ભેખડ, પુલની નીચે, પાણી જવાના નાળા અને છજાં નીચે, નળીઆ જેવા આકારના ગોળ દ્વારવાળા અને અંદર ઘાસ પીંછાંથી ગારાના બનાવેલા હોય છે. જેમાં બેથી ચાર ધોળા રંગનાં ઈંડાં મૂકે છે તેમાં થોડા પીળાશ પડતા ડાઘા રહે છે અને બચ્ચાંનો ઉછેર ઊડતી જીવાત ઉપર કરે છે અને પોતે પણ એ જ જીવાતથી પેટ ભરે છે.

ભેખડ અબાબીલને અંગ્રેજીમાં The Cliff Swallow કહેવાય છે અને Hirundo Fluvicola ( Blyth ) એ એનું વૈજ્ઞાનિક નામ છે.

**કંચી અબાબીલ**

આ અબાબીલ કદમાં ચકલી જેવડું રહે છે તેની પીઠ ઉપર ઘેરો ભૂરો રંગ રહે છે પણ તેની ઓડ, ગરદનની બાજુમા અને આંખો પછવાડે ચેસ્ટનટ કે રતાશ પડતો કથ્થાઈ રંગ રહે છે. અને કડ ઉપર તો આ કથ્થાઈ રાતા રંગનો ડાઘ તો સાફ જોવામાં આવે છે. આ ડાઘ ઉપર તો આ અબાબીલ વરતાય છે ઘણી વખત ધોળા મિશ્રણવાળાં પીંછાં ગરદન પાછળ જોવામાં આવે છે. દાઢી અને છાતી તથા પેટાળ ઉપર મેલા ધોળા રંગમાં આછો રતાશપડતો રંગ ભળેલો જણાય છે. ઉપલી છાતીમાં બારીક કાળી લકીરો હોય છે. અને પૂંછડી તો ફાંસવાળી રહે છે, પૂંછડી ઉપર ધોળા ડાઘા હોતા નથી. આ પંખી બધે જોવામાં આવે છે પણ ઉનાળામાં તેની સંખ્યામાં ઘટાડો થઈ જાય છે. જો કે ડુંગરાળ પ્રદેશમાં તેની જોડીઓ જરૂર જોવામાં આવે છે. આપણા મકાનમાં ઘૂસી આવે છે એટલે શરમાળ ન કહી શકાય છતાં અબાબીલ અને ગાર અબાબીલ જેટલાં નીડર તો ન જ કહેવાય. વારે વારે ' વીચ વીચ ' જેવો અવાજ કર્યા કરે છે. અને દેડકાના ડ્રાંઉ જેવો પણ અવાજ કાઢે છે. ઉપરાંત પ્રજનન ઋતુમાં થોડું સંગીત કરતાં પણ સાંભળવામાં આવે છે. નર-માદા જુદાં પાડી શકાતાં નથી.

વર્ષાને છેડે અને શિયાળામાં અચોક્કસ મુદત તેનાં ટોળાં સારી સંખ્યામાં જોવામાં આવે છે અને સ્થાનિક પ્રવાસ કરતાં દરિયાકિનારે જોવામાં આવે છે. જો કે તે બીજાં અબાબીલ જેટલી ઝડપી ગતિ કરી શકતાં નથી. અને ગોળ મંડળમાં ફરતાં આગળ પંથ કાપતાં જાય છે. ગુજરાત રાજ્યમાં હંમેશ વસવાવાળાં છે.

આ અબાબીલ બહુ ગરમ પ્રદેશ કરતાં જરા ઠંડો મુલક પ્રજનન માટે પસંદ કરે છે. આથી પાણી નજીક પોતાનો માળો બનાવે છે અને ડુંગરાળ પ્રદેશમાં જ્યાં ખડકમાં ચીરાડો હોય તે જગ્યા તો તેને ખૂબ ગમે છે. વળી તેની જોડી સમૂહમાં માળા નથી બાંધતી. કેટલીક વખત વર્ષો પછી તો માનવ સહવાસમાં પણ માળો પૂલ નીચે શહેર ગામ વચ્ચે બાંધી કુટુંબ-ઉછેર કરે છે. તેની જોડી ગારો શોધવા પાણીના ખાડા આગળ આવે છે અને ચાંચ ભરીને ગારો લઈ જઈ માળો બનાવે છે. તેના માળાને ભૂંગળા જેવું દ્વાર હોય છે અને અંદર ઈંડાં મૂકવાનો માળો હોય જેમાં ઘાસ નાખેલું જણાય છે. આવા માળામાં ત્રણ ચાર અણીવાળાં ધોળા રંગનાં ઈંડાં મૂકે છે. અને ઊડતી જીવાત ઉપર પોતે અને બચ્ચાંનો નિભાવ કરે છે. વળી તેનામાં એક ખાસિયત એ જોવા મળે છે કે જીવાત પકડીને એ જ ડાળી ઉપર પાછાં આવવાની. આ ખાસ વિશિષ્ટતા છે.

કંચી અબાબીલને અંગ્રેજીમાં The Sykes' Striated અથવા Red-Rumped Swallow કહેવાય છે. અને Hirund Daurica Erythropygia ( Sykes ) એ એનું વૈજ્ઞાનિક નામ છે.



ફ્લ્ટન ઑર્સલર

# જંગલમાં કસોટી

ખ્રિસ્તી પાદરીઓ ધર્મના પ્રચાર માટે એવી આદિવાસી વસ્તી વચ્ચે વસવાટ કરતા હોય છે કે ત્યાંથી તેઓ જગતને ઘણું આપી શકે અને સુધારી પણ શકે છે. એવા એક પાદરીની દિલ ધ્રૂજાવનારી વાતને **શ્રી છોટાલાલ માનસિંગ કામદારે** ગુજરાતીમાં ઉતારીને અહીં મૂકી છે...

મેં જે અદ્‌ભુત વાતો સાંભળી છે તે પૈકી કેટલીક ખૂબ અદ્‌ભુત વાતો મને મિશનરીઓએ કરી છે. લાંબા પરિચય પછી મને જણાયું છે કે તેઓ બહાદુર અને સમયસૂચક પુરુષો અને સ્ત્રીઓ છે. આ જગતને વધારે સુખી અને સુંદર બનાવનારાવાળા તે ખરા કાર્યકર્તાઓ છે. દાખલા તરીકે પેન્સિલ્વેનિયાના પ્રેસ્બેટેરિયન રેવરંડ ડોન મેકક્લ્યોર. તેનું મુખ્ય થાણું ઍંગ્લો-ઇજિપ્શિયન સુદાનમાં અકોલેમાં છે. થોડા સમય પહેલાં ઉનાળાના એક દિવસે રેવરંડ મિ. મેકક્લ્યોરને જાદુ અને મંત્રવિદ્યા સામે દ્વંદ્વ યુદ્ધ ખેલવું પડયું હતું. વહેમના અંધકાર અને સત્યના પ્રકાશ વચ્ચેની લડતમાં આ યુદ્ધ અપ્રતીમ હતું.

તે બળબળતા દિવસે ડૉ. મેકક્લોરના ઘરનું બારણું બંધ હતું અને અંદરથી પણ કંઈ હિલચાલની નિશાની દેખાતી નહોતી. આગળના ખુલ્લા ભાગમાં, અર્ધગોળાકારમાં કાળા સાવચેત જંગલી લોકો જમીન પર બેઠા હતા. જંગલના નગારાના અવાજ સાથે જાદુગરની રાક્ષસી આકૃતિ પોતાનો પ્રભાવ પાડતી ભપકાબંધ આવી લાગી. જંગલમાં ચમત્કાર કરનારનો પ્રભુ, પક્ષીનાં પીછાંનો ભભકો ધારણ કરીને તથા ચામડીને રંગીને આવ્યો હતો. મેમ્બાએ આહ્‌વાન આપતાં પોતાનું ડમરું બજાવ્યું : 'અરે પવિત્ર પાદરી સાહેબ મેકક્લ્યોર, બહાર તો પધારો ! મેમ્બા તો તમને કાળા માણસનું જાદુ બતાવે છે. પણ તમે મેમ્બાને શું બતાવશો ?' બધા જંગલી લોકોએ સંમતિમાં બૂમ પાડી અને એક બાજુ આવેલ મિશન ગૃહ તરફ પોતાની આંગળીઓ ચીંધી. અવાજ ખૂબ વધી જતાં બારણું ધીમે ધીમે ઊઘડવા લાગ્યું. ઉંબરામાંથી, તદ્દન શાંતિ વચ્ચે, મેકક્લ્યોરે પોતાના દુરારાધ્ય શત્રુ જાદુગર સામે સીધી નજર કરી.

તેણે કહ્યું : 'તું શરૂઆત કર અને મને બતાવ. તું શું કરી શકે છે તે અમને જોવા દે.'

વાંસના ટોપલામાંથી જાદુગરે એક જાંબુડા રંગનો, વાળવાળો, સળવળતો, એક ભયંકર વસ્તુ જંગલનો રાક્ષસી કરોળિયો કાઢયો. તેના એક જ દંશનો અર્થ મૃત્યુ તિરસ્કારપૂર્વક હસતાં હસતાં મેમ્બાએ કરોળિયાને પોતાના વિશાળ હાથની પાછળ ફેંકયો અને તેના કપડા વિનાના હાથ તથા ખભા પર તે ઉતાવળથી ચડયો ત્યારે તે હસવા લાગ્યો. ખૂબ જ નીચા નમીને તેણે કરોળિયાને પોતાના નાક આંખો તથા મોઢા પર ફરવા દીધો. છેવટ ભયંકર બૂમ પાડીને તેણે કરોળિયાને પકડયો અને તેને ઊંચે હીંચકા ખવડાવ્યા. તેણે આહ્‌વાન આપ્યું : 'હવે તું તે લે.'

ડોન મેકક્લ્યોર પવિત્ર પુરુષ છે અને બધી કટોકટીમાં તે ઈશ્વરની સહાયમાં શ્રદ્ધા ધરાવે છે. જાદુગર શું કરવાનો છે તેની તેને ખબર નહોતી. હવે તેણે ખેલ જોયો હતો (તેને વહેમ હતો કે જાદુગરે પોતાની ચામડી પર મલમ લગાવીને તે ઝેર ન ચડે તેવી બનાવી હતી) આથી વધારે અદ્‌ભુત કામ બનાવીને તે પરિસ્થિતિનો સામનો શી રીતે કરશે તેનો તેને ખબર નહોતી. છતાં તે જાણતો હતો કે તેણે તેમ જ કરવું પડશે. તે આ જંગલી લોકોને ખ્રિસ્તિધર્મની શ્રદ્ધાની શકિત તથા પ્રેમ વિષે ઉપદેશ આપતો હતો. તેણે તેમને કહ્યું હતું કે બધી શકિત સ્વર્ગમાંથી આવે છે અને જાદુગર તો ધતીંગ હતો. મેમ્બા આથી ઉશ્કેરાય તેમાં નવાઈ નહોતી. ગુસ્સાને અંગે તેણે જાદુગર તરીકેની શકિતનું ભવ્ય પ્રદર્શન કર્યું હતું અને તે પ્રમાણે કરવાને તે પાદરીને આહ્‌વાન આપતો હતો.

મેં મહિનાઓ પછી મેકકલ્યોરને પૂછ્યું : 'તમે સંભવિત રીતે શું કરી શકયા? તેણે કહ્યું : 'કોઈ પણ માણસ કોઈ પણ વખતે અને મુશ્કેલ પરિસ્થિતિમાં જે કરી શકે તે મેં કર્યું. મેં પ્રાર્થના કરી. જંગલી લોકોના તે ટોળા તરફ ફરીને મેં તેમને કહ્યું કે 'હું ઈશ્વરની મદદ માગવા મારા ઘરની અંદર જાઉં છું. પછી આપણે જોઈએ' મેં તે પ્રમાણે બરાબર કર્યું અને મને સંપૂર્ણ ખાત્રી હતી કે મને જવાબ મળશે જ. હું ઘુંટણીએ પડીને ઊઠ્યો કે તરત જ મારા ટેબલ પર મેં એક વસ્તુને પડેલી જોઈ અને મને ક્ષણ માત્રમાં પ્રેરણા થઈ. શું કરવું તે મને સમજાઈ ગયું. મેં તેને મારા ઝભ્ભામાં મૂક્યું અને બહાર જઈને મારા દુશ્મનનો સામનો કર્યો.

પછી શું બન્યું તે જુઓ!

શેકાઈ જઈએ તેવા વિષુવવૃત્તના તડકામાં પાદરી આગળ વધ્યો. સૌ કોઈ તેને ત્યાંથી જોઈ શકે તેમ હતું. પોતાની પહોળી કરેલ સફેદ હથેળીમાં મેમ્બાએ ઝેરી જંતુને મૂક્યું. તે જ ક્ષણે મેકકલ્યોરે પોતાના ઝભ્ભામાંથી પોતાનું સંતાડેલ શસ્ત્ર બહાર કાઢ્યું. કોઈપણ માણસે તેને અગાઉ કદીયે જોયું નહોતું તે જંતુની થોડા ઈંચ ઉપર તેણે ચળકતું તાવીજ ધરી રાખ્યું. અચાનક તડતડ કરતો બળવાનો અવાજ થયો અને કરોળિયો સળગી ગયો.

મેકકલ્યોરે તેને જમીન પર ફેંક્યો ત્યારે બધા આદિવાસીઓ ચીસ પાડી ઊઠ્યા. પણ આ વખતની ચીસ આશ્ચર્યની હતી. માનભંગ થયેલ જાદુગર ઊંચા મેહોગની વૃક્ષોમાં ચાલ્યો ગયો. પોતાની શ્રદ્ધાને વાજબી ઠરાવવા માટે ડોન મેકકલ્યોરે ઈશ્વરનો પાડ માન્યો.

પછી તેણે પચાસ સેન્ટની કીમતના બૃહત્પ્રદર્શક કાચને પોતાના ઝભ્ભામાં પાછો મૂકી દીધો.

*

## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**અગનપંખી :** હરીન્દ્ર દવે. પાનાં ૨૫૦. ૫/—. **નીલાંચલ :** શિવકુમાર જોષી. પાનાં ૨૩૦. રૂ. ૪/૭૫. —બન્નેના પ્રકા. સ્વાતિ પ્રકાશન, મુંબઈ, ૮. **સ્વપ્નમંદિર :** કપિલ પ. ઠક્કર (મજનૂં). પાનાં ૮૦. રૂ. ૧/૫૦—ભૂપેન્દ્ર ક. ઠક્કર, ૧૨૪૮ કૃષ્ણનગર, ભાવનગર. **સરલ દેશી હિસાબ :** પાનાં ૪૮. ન. પૈ. —/૫૦. અનડા બૂક ડીપો, ગાંધીમાર્ગ, અમદાવાદ. **પહેલું સુખ તે સૂગી નાર...** લે. પ્ર. વિનોદ ભટ્ટ. પાનાં ૧૫૨. રૂ. ૩/—. ૩૦૧ નવતાડની પોળ, ઘીકાંટા, અમદાવાદ, ૧. **સંતનું બહારવટું :** સુભદ્રા ગાંધી. પાનાં ૧૦૪. ન. પૈ. —/૮૦. —રત્ન પ્રકાશન, હુઝરાતપાગા, વડોદરા. **ઘરની રજાવટ :** સૌદામિની મહેતા. પાનાં ૩૨. ન. પૈ. —/૫૦. **કૉમનવેલ્થ શું છે?:** નગીનદાસ સંઘવી. પાનાં ૩૨. ન. પૈ. —/૫૦. **સજી લે શૃંગાર તે વિશ્વ સંહિતા :** દેસાઈ વાલજી ગો.વિં.દજી. પાનાં ૧૦૪. રૂ. ૧/૪૦. **ઘરમાં બાળમંદિર :** મૂળશંકર મો. ભટ્ટ. પાનાં ૩૨. ન પૈ. —/૫૦. **કરવેરા શા માટે?:** મોરારજી દેસાઈ. પાનાં ૩૨. ન. પૈ. —/૫૦. **સંયુક્ત રાષ્ટ્ર સંસ્થા :** એ. જી. નૂરાણી. પાનાં ૩૨. ન. પૈ. —/૫૦. **માનસશાસ્ત્રની બાળપોથી :** ચુનીભાઈ શાહ. પાનાં ૩૨. ન. પૈ. —/૫૦. સાતેયના પ્રકા૦ પરિચય ટ્રસ્ટ, મુંબઈ, ૧. **તમે અને તમારી પત્ની :** ડૉ. હરકિશનદાસ ડી. ગાંધી. પાનાં ૧૧૦. રૂ. ૨/—. કુદરતી ઉપચાર કેન્દ્ર, સિલ્ક હાઉસ, મુંબઈ, ૨. **પ્રસંગ કથાઓ—૪ :** ધૂમકેતુ. પાનાં ૯૯. રૂ. ૧/૨૫. **નીતિકથાઓ :** જયભિખ્ખુ. પાનાં ૮૬. રૂ. ૧/— **હીરાનાં લટકણિયાં :** 'સ્નેહરશ્મિ' પાનાં ૨૬૮. રૂ. ૪/૫૦. —ત્રણેના પ્રકા૦ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ.

*



જયંત પરમાર

# વલભીપુરની સંસ્કારયાત્રા

પ્રવાસનો આનંદ જેમ સ્થળ ઉપર આધાર રાખે છે તેમ વાતાવરણ અને પ્રવાસમાં જે પ્રકારના સાથીઓ હોય છે તેના પર પણ રાખે છે. પછી એ પ્રવાસ ટૂંકો હોય તો ય એનો અનેરો આનંદ હોય છે...

દશેક વરસ પહેલાં ઊર્મિમાં ગુજરાતના જાણીતા ચિત્રકાર શ્રી વ્રજલાલ ત્રિવેદીએ થોડાં રેખાચિત્રો લખેલાં. તે રેખાચિત્રો કોઈ નામવંત મહાનુભાવનાં નહિ, પણ પોતાના વતન વલભીપુર—વળાનાં એવાં પાત્રો તેમાં આવતાં કે જે આજેય ન ભુલાય. ખીરમો મસ્તાન, ગીલિયો જોગી કે લાલો કંસારો જેવાં થોડાંક પાત્રો એ વખતના ઊર્મિનાં વાંચનારાઓ હજુય યાદ રાખી શક્યા હશે. દર ઉનાળાની અને દિવાળીની રજાઓમાં વતનની મુલાકાતે જતા સૌમ્ય વજુભાઈ છેલ્લાં પંદર વરસથી વલભીપુર આવવા આગ્રહ કરી રહ્યા હતા. પણ એ વિદ્યા, ધર્મ અને કલાના ત્રિવેણી-તીર્થ વલભીપુરની ઊડતી મુલાકાત અંતે તેમણે જ કરાવી ત્યારે ગુજરાત ગૌરવ લઈ શકે એવું ખૂણે પડેલું આ નગર—અત્યારે તો ગામ જ કહી શકાય—એની ભવ્યતા સાથે આંખ સામે ખડું થયું.

૧૦મી નવેમ્બર ને શનિવારે સાંજે વલભીપુરના ત્રણ સપુતોને સન્માનવા માટે એક નાનકડો સંસ્કાર સમારંભ યોજવામાં આવ્યો હતો. માગધી અને સંસ્કૃત ભાષાના શાસ્ત્રીય જ્ઞાનથી જેમની ભારતભરમાં ખ્યાતિ વ્યાપ્ત છે એવા વયોવૃદ્ધ પંડિત બેચરદાસ દોશી, ગુજરાતીના પ્રખર વિવેચક અને ગુજરાતીના પ્રાધ્યાપક તરીકે જાણીતા શ્રી અનંતરાય રાવળ અને અમદાવાદના આજના મીલમાલિકો જેમને 'ગુરુજી' માને છે એ જાણીતા શિક્ષકવર્ય શ્રી રેવાશંકરભાઈ—આ ત્રણેય મહાનુભાવોને વલભીપુર કેળવણી મંડળ તરફથી સન્માનવાનો સમારંભ વલભીપુરમાં યોજાયો. આ સમારંભ મારફત વજુભાઈ વલભીપુર બતાવવામાં નિમિત્ત બન્યા. પોતાનું વતન બતાવવાનો તેમનો પંદર વર્ષ જૂનો આગ્રહ કામિયાબ નીવડ્યાનો સંતોષ મને વલભીપુરમાં જોઈને તેમના ચહેરા ઉપર તરવરતો મેં નિહાળ્યો.

મદ્રાસથી ચાલીસેક માઈલ દૂર મહાબલિપુરમ્ નામનું પ્રાચીન સ્થળ છે. ત્યાં દરિયાના પાણીથી જેનું આંગણું ધોવાય છે એવું Shore Temple આવેલું છે. આ શિવમંદિરનાં પથ્થરનાં શિલ્પ એ દરિયાનાં મોજાંની છાલકોથી વરસોથી ધોવાતાં આવ્યાં છે. આવાં બીજાં બે ત્રણ મંદિરો બંગાળનો ઉપસાગર ગડપ કરી ગયો છે એવી ત્યાંની લોકવાયકા છે. વલભીપુર વિષે લખતાં મહાબલિપુરમ્ એટલે યાદ આવ્યું કે સૈકાઓ પહેલાં વલભીપુર દરિયાકિનારાનું બંદર હતું. મહાબલિપુરમનાં વિખ્યાત શિવમંદિરોને જેમ દરિયો ગડપ કરી ગયો તેમ વલભીપુર દરિયાને ગડપ કરી ગયું. આજે દરિયાને દૂર ધક્કેલી મૂકેલા વલભીપુરને રેલગાડી પણ સાંધતી નથી. એટલે અમે મોટરરસ્તે જ એ અઠ્ઠાણું માઈલનો પ્રવાસ કર્યો.

આ સંસ્કાર સમારંભમાં જે સાથીઓ સાથે જવાનું હતું તે પણ વલભીપુર જવા માટેનું મોટું આકર્ષણ હતું. જે ત્રણ મહાનુભાવોને સત્કારવાના હતા તેમાંના પહેલા પંડિતજી તો મારા પડોશી હોવા ઉપરાંત મારી કાળજી રાખનાર મારા મુરબ્બી સ્વજન છે. રાવળસાહેબ ઊર્મિમાં વરસોથી લખતા આવ્યા છે એટલે તેમની સાથેનો નાતો તો જુદો તારવી જ શી રીતે શકાય? આ સમારંભમાં જવાને આગલે જ દિવસે ખબર પડી કે જયન્તિકા પણ આ 'ગુરુજી' પાસે થોડો વખત 'નવી ગુજરાતી શાળા'માં ભણેલી; મારી પત્નીના ગુરુજીને કારણે શ્રી રેવાશંકરભાઈ મારા પણ ગુરુજી ગણાય.

આ ત્રણ સિવાયના જે સહયાત્રીઓ હતા તેમનાં નામ જ આ સંસ્કારયાત્રાના આકર્ષણ માટે પૂરતાં થઈ પડશે: શ્રી ધૂમકેતુ, શ્રી રવિશંકર રાવળ, શ્રી જય-

ભિખ્ખુ, શ્રી મનુભાઈ જોધાણી, શ્રી દલસુખભાઈ માલવણીઆ, શ્રી પ્રબોધ પંડિત.

ભારતને ઉત્તરને સીમાડે ચીની આક્રમણની ભેરીનો ગડગડાટ કાનના મૂળને પણ ઉશ્કેરી મૂકે એવા આપત્તિકાળ વખતે આવા સમારંભો ન જ હોઈ શકે છતાં આ સમારંભ થયો ત્યારે ત્યાં પણ સાહિત્ય અને સંસ્કારની વાતોને બદલે ભારત ઉપર આવી પડેલી આ અણધારી આફતોની જ વધુ અસર હતી. તેમાંય શ્રી. ધૂમકેતુનું પ્રવચન તો આખું શૂરતાપ્રેરક જ કહી શકાય. કળાગુરુ શ્રી રવિશંકર રાવળ અને શ્રી જય-ભિખ્ખુનાં પ્રવચનોનો ધ્વનિ પણ સંગ્રામરંગ્યો જ હતો.

શનિવારે સવારના મોટરમાં અમદાવાદથી નીકળીને ધંધુકા વિરામ માટે રોકાયા. અમે જે સ્થળે આ વિરામ માટે કલાકેક ગાળ્યો એ સ્થળની અમારા યજમાન જેવા લાભુભાઈ અને પ્રેમચંદભાઈએ માહિતી આપી ત્યારે ગૌરવ અનુભવ્યું. અંગ્રેજો રાજ્ય કરતા અને તેમનાં ફરતાં ન્યાયાલયો નાનાં ગામોમાં બેસતાં. ધંધુકાનું હંગામી ન્યાયાલય હતું તેમાં અમે બેઠા. પણ આ સ્થળની મુલાકાતની તૃપ્તિ તો એ વાતે થઈ કે અહીં જ મેઘાણીભાઈનો કેસ ચાલેલો. મેઘાણીભાઈએ, સજા થયા પછી બુલંદકંઠે રાષ્ટ્રપ્રેમથી રંગાયેલું ગીત ગાયું ત્યારે આંસુભીની આંખે કલમ હાથમાંથી હેઠી મૂકીને તેમને ન્યાય આપનાર ન્યાયાધીશ શ્રી ઈશાની ન્યાયાલયમાથી ચાલ્યા ગયેલા એ વાત અમારી સાથેના ન્યાયમૂર્તિ પ્રેમચંદભાઈએ કહી ત્યારે ખરેખર આ ઐતિહાસિક સ્થળનું મહત્ત્વ અનેકગણું અનુભવ્યું. અત્યારના આ ચીની આક્રમણ વખતે આપણી પ્રજામાં ચેતન અને શૌર્ય પ્રેરનાર એ સ્વર્ગસ્થ શાયરની પડેલી ખોટ અમે બધાએ અનુભવી.

વલભીપુરની આગતા-સ્વાગતામાં તો કચાશ હતી જ નહિ. પણ સાંજના સાડાચારે જે સામૈયું થવાનું હતું તે પહેલાં નાની બાળાઓનું મોટું સરઘસ એક ભવ્ય દૃશ્ય ખડું કરી ગયું. નાનકડી સંખ્યાબંધ બાળાઓ માથા પર ચળકતો કળશ લઈને ભાવભીના સ્વાગત માટે સરઘસાકારે ઊભી રહેલી તે વિરલ દૃશ્ય તો અમદાવાદ જેવા શહેરમાં ક્યાંથી જોવા મળે ?

પણ આ બધાને આંબી જાય એવો ધરવ કરાવનાર તો રાત્રે નવ વાગ્યા પછી શરૂ થયેલા રાસ-ગરબા હતા. સૌરાષ્ટ્રનું રાસ અને ગરબાનું જે આગવું મહત્ત્વ છે એ અહીં સાંગોપાંગ ઊતરેલું જોવા મળ્યું. કિશોરીઓના ગરબામાં જે છટા, મર્દાનગી અને વેગ હતાં તે શહેરોના આધુનિક ગરબાઓમાં નથી દેખાતાં. પુરુષોનો રાસ જોઈને તો દંગ જ થઈ જવાય. થોડા સમય પહેલાં જ્યોર્જિયન નૃત્યમંડળી ભારતમાં આવેલી તેમનાં નૃત્યો જોવાની તક મળેલી. એમાં મર્દાનગી દેખાયેલી. વલભીપુરની જે પુરુષોની મંડળીનો રાસ જોયો એ તો દરેક રીતે ભવ્ય હતો. તેમનાં પગલાંની ઝડપ (Foot-work) તો ગજબની કહી શકાય. તાલબદ્ધતા અને સમૂહની એકાત્મતા પણ અભિનંદનીય ગણાય. એ જોતાં થયું કે આપણાં શાસ્ત્રીય નૃત્યો વિદેશોમાં રજૂ કરતા પ્રતિનિધિ મંડળો જાય છે તેમ હવે આપણાં ખુમારીભર્યાં આવાં લોકનૃત્યો અને રાસમંડળીઓના રાસ પણ વિદેશો આગળ રજૂ કરવાં જરૂરી છે.

પૂરા ચોવીસ કલાકની આ સંસ્કારયાત્રા હરેક રીતે સંસ્કારી નીવડી એ તો બીજે દિવસે સવારે ઘેર આવીને ' શરીર અમદાવાદમાં પણ મન વલભીપુરમાં ' જેવું અનુભવ્યું ત્યારે જ સમજાયું.









જ્યોત્સ્ના પરમાર



# ગૃહમંગલ

આજે પાછી ફરીથી ભારતમાતાની હાકલ પડી છે. હજુ તો ૧૯૪૨ની આઝાદીની છેલ્લી લડત ભુલાઈ નથી ત્યાં તો આઝાદીને ટકાવી રાખવાનો જુસ્સો દાખવવા ચીને ભારતની ભૂમિમાં હક્ક પ્રાપ્ત કરવા યુદ્ધરૂપી ડંકો વગાડ્યો. દુનિયા આખી જ્યારે શાંતિને રસ્તે વળી રહી છે ત્યારે વિશ્વયુદ્ધ જાગે એવો આ નવો પ્રયોગ આપણી જ ભારતમાતાના આંગણે શરૂ થયો.

૧૯૪૭માં આઝાદી મળ્યા પછી ભારતની પ્રજા કંઈક અંશે એશઆરામી બની રહી હતી. મતમતાંતર અને નાનામોટા ઝઘડા—એથીય વધુ પોતામય બની મોટા દેખાવા, કીર્તિ મેળવવા જેટલા સાચાખોટા તુક્કાઓ અજમાવાય તેટલા અજમાવીને પૈસો મેળવવાનું એક ધ્યેય થઈ પડ્યું છે. યેન કેન પ્રકારેણ પૈસો મેળવવો. પૈસો હોય તો જ તમારું સ્થાન સમાજમાં રહેશે એવી ધનવાન દેખાવાની દંભી વૃત્તિ ફેલાવી આપણી ભારતમાતાને લાંછનરૂપ પ્રજા બની રહી હતી.

આજે એ બધા જ ભેદમાંથી દૂર હટવા ફરીથી આપણને સાચે રસ્તે દોરવા જાણે ચીનાઓએ આક્રમણ કર્યું ન હોય! આવેલી લડાઈથી કંઈક અંશે પ્રજા જાગૃત થઈ છે. પણ આ જાગૃતિ ઓટલા-પરિષદો ગોઠવી કે ચોરે-ચૌટે બેસી ચર્ચા કરવા પૂરતી જ નથી તે આપણે સૌએ ભૂલવું ન જોઈએ.

આપણો દેશ, આપણી રાષ્ટ્રભૂમિ—જેની તસુએ તસુ જમીન માટે આપણા શરીરમાં જીવ છે ત્યાં સુધી લડી લઈએ એવો અંતરનો આર્તનાદ જાગૃત કરીએ. રાષ્ટ્રની દરેક નાની મોટી વ્યક્તિનું અણુએ અણુ જાગે ને સૌ સૌની તાકાત-શક્તિ મુજબ દેશને મુક્ત કરવા તન, મન, ધન દઈને ફનાને પંથે જવા તૈયાર નહિ થઈએ તો માંડ માંડ મેળવેલી મહામૂલી આઝાદીને ખોવાનું હાથવેંતમાં રહેશે. દરેકે દરેક નાગરિકે હવે તો આળસ ખંખેરીને બેઠા થવું પડશે અને આવી પડેલા કામને કોઈ ને કોઈ રૂપે મદદરૂપ થઈ માભોમને ચરણે ઝુકાવવાનું જ ધ્યેય બતાવવું પડશે. રણક્ષેત્રના મોરચા પર કેટલાય જવાનો રાષ્ટ્રને ખાતર ફના થઈ રહ્યા છે ત્યારે સ્ત્રી બાળકો સૌ ભેગાં થઈને એમને જરૂરી એવી મદદ પૂરી પાડવામાં સમર્થ બનીને આપણો વિજયી ઝંડો ફરકાવી એ મૂલ્યવંતી આઝાદીને સાર્થક બનાવીએ.

## સુવર્ણનો મોહ!

કાન્તાબહેન : આ લડાઈ આવી અને આપણું તો સત્યાનાશ વાળી નાખ્યું. શેરબજારના ભાવ તો જુઓ. બિલકુલ ગગડી ગયા. આપણી તો મિલ્કત જ પૂરી થઈ ગઈ.

ક્રિશ્નલાલ : હા, તારી વાત સાચી છે. મારોય જીવ બળે છે. પણ હવે શું થાય! સોનાનાય ભાવ ગગડી ગયા. અને હવે તો આ લડાઈ કોણ જાણે ક્યાં સુધી ચાલશે—અને આગળની શી ખબર? પહેલેથી કંઈ થોડી ખબર હતી!

કાદંબરી : શું પિતાજી! દેશમાં દાવાનળ સળગ્યો છે, મા-ભોમના રક્ષણ માટે મરી ફીટવાની તો વાત દૂર રહી અને તમે આ શું બોલી રહ્યા છો? પૈસા તો આજ છે ને કાલ નથી. આજે તો આપણી મહામૂલી આઝાદીને આંચ આવી રહી છે તેવે ટાણે કેવી રીતે તેને સાચવી શકીએ અને મા-ભોમને ખાતર ફના થઈ જવામાં આપણે કેટલાં મદદરૂપ થઈએ એ વિચાર કેમ તમને નથી આવતો?

કેયુર : આપણે અહીં બેઠાં શું કરવાનાં હતાં! ઓછાં મોરચે જઈ શકવાનાં હતાં! આપણી તાકાત બહારની વાત છે. આપણે તો ઘેર બેઠાં બેઠાં માત્ર જોયા કરવાનું. ચીનાઓ આપણા દેશ ઉપર ભાઈ-ભાઈ કરતાં ચઢી આવ્યા. અને આપણા નેતાઓ વિશ્વાસ રાખીને બેઠા. હવે કટોકટીની પળ આવી ત્યારે બૂમાટા માંડવા શરૂ કર્યા. હવે તો છાના-માનાં સમાધાન કરી નાખવું જોઈએ.

કાદંબરી : તું પણ કેયુર, આટલો બધો સ્વાર્થી હોઈશ તે તો મને આજે જ ખબર પડી. ધારો કે આપણા નેતાઓએ વિશ્વાસ રાખ્યો અને દુશ્મનોએ તેનો ગેરલાભ ઉઠાવ્યો એટલે શું પ્રજાએ પણ વિરોધ કરીને બેસી રહેવું? આખાય ભારતની પ્રજાએ અત્યારે તો એકતા સાધવાની છે અને દરેક વ્યક્તિએ પોતાની શક્તિ મુજબ તન, મન અને ધનનો ફાળો આપી મહામૂલી આઝાદીને સાચવી રાખવામાં મદદરૂપ થવું જરૂરી છે. તું આજે આ વાત કરે, બા-બાપુજી પૈસાની ચિંતા કરે; એમ જો બધી પ્રજા વિચારે તો તો પછી આઝાદીને લાયક આપણે છીએ જ નહિ. ગુલામીમાં સબડતા રહીએ તો પણ શું? કારણ કે તમે સૌ તમારી જાતનો જ વિચાર કરો છો તમને ઉની આંચ ન આવવી જોઈએ. જો ને તું કાલે નહોતો કહેતો કે રેડિયો પર આ તે કંઈ ગીતો આવે છે? ફિલ્મી ગીતોને સ્થાને-શૂરવીરતાનાં ગીતો આવે તે પણ તને નકામાં લાગે. બીજું શું?

કેયુર : આખો દિવસ લડાઈનાં સૂત્રોથી તો કંટાળી જ જવાય ને?

કાદંબરી : મોરચા પર આજે આપણા જ ભાઈઓ પોતાનું સર્વસ્વ છોડીને ફના થઈ રહ્યા છે તે માત્ર મા-ભોમને ખાતર. પ્રાંતે પ્રાંતમાંથી આગળ પાછળનો વિચાર કર્યા વગર કંઈ ને કંઈ આપી રહ્યા છે. જો ને પેલાં મેનાબહેન—જેમની પાસે ચોમનો એક આધાર માત્ર દાગીના, જેટલા હતા તે બધા જ સૈનિક-ફંડમાં આપી દીધા. લોકોએ કેટલાંય સમજાવ્યાં પણ તે એકનાં બે ન થયાં અને ઉપરથી કહેવાં લાગ્યાં: મારી ચિંતા તમે ન કરો,





મારામાં તાકાત હશે ત્યાં સુધી રોટલો તો મેળવી લઈશ પણ મારી મા–ભોમને આજે જરૂર છે તો બીજું કંઈ નહિ તો એટલું તો મને આપવા દો.—આવાં તો કેટલાય દાખલા છે. પણ તમે તો તમારું જ રડો છો. તમે આ કહેવાતા અમદાવાદીવેડા ક્યાંથી શીખ્યા! મને તો આ તમારી વૃત્તિ જરાય ગમતી નથી. મને શરમ આવે છે. અત્યારે કંઈક આપવાને બદલે આ ખોટી ચર્ચા તમે કરો છો!

ક્રિશ્નલાલ: કાદંબરી, તું તો અમને શીખામણ આપવા બેસી ગઈ. પણ તું તો હજુ નાની છે. અમારે આ બધું તમારે માટે જ કરવું પડે છે. કાલે લડાઈ બંધ થશે ત્યારે તને અમારી વાતો મીઠી લાગશે.

કાદંબરી: ના પિતાજી, ત્યાં જ તમે ભૂલો છો. દેશને માટે ફના થવામાં ક્યારેય નાનમ નહિ લાગે. અને અમારામાં હશે તો અમને અમારા પૂરતું મળી રહેશે. તમારે એમ વિચારીને જરાય અમારી દયા ખાવાની જરૂર નથી. જુઓ, મેં તો નર્સીંગમાં અને હોમગાર્ડઝમાં મારું નામ નોંધાવી દીધું છે અને કાલે રક્તદાન આપવા પણ જવાની છું. અને જલદી જલદી તાલીમ લઈ ક્યારે મોરચા ઉપર જઈ મારા ઘવાયેલા ભાઈઓની સેવા કરું તે જ વિચારૂં છું. એટલે તમે મને કશાયમાં ના નહિ પાડી શકો.

એટલે જ કહું છું કે ફરજિયાત આપવાનો વારો આવે તે પહેલાં મરજિયાત દેવાનું ન ચૂકશો.

કાન્તાબહેન-ક્રિશ્નલાલ: કાદંબરી, તને અમારાથી નહિ પહોંચાય. તું તો પૂરેપૂરી દેશદાઝથી રંગાઈ ગઈ છે. અમારે પણ તારી પાછળ તણાવું પડશે. પણ તું પૂછ્યા વગર આ બધું કરી આવી તે બરોબર નથી.

કાદંબરી: દેશની—મા-ભોમની હાકલ પડી છે ત્યારે કોઈને પણ પૂછવાની જરૂર નથી રહેતી. મારે તો મારું કર્તવ્ય બજાવવાનું છે અને તમે સૌ પણ તમારું કર્તવ્ય બજાવો તે જ હું તો ઇચ્છું.

ક્રિશ્નલાલ: કાલે જ ખબર પડી કે પેલા સુમતિલાલે સોનાના બધા દાગીના ઘરમાં ખાડો ખોદીને દાટી દીધા.

કાદંબરી: શું વાત છે! દેશનું સોનું આમ દટાઈ જશે તો આપણે દુશ્મનોનો સામનો કઈ રીતે કરી શકીશું.

કાન્તાબહેન: સુમતિલાલને વાત મળી કે ફરજિયાત સોનું બધા પાસેથી કઢાવી લેવાના છે.

કાદંબરી: તે પહેલાં આપણે આપી દઈએ તો?

કાન્તાબહેન-ક્રિશ્નલાલ: અમારે દીકરો ને દીકરી બેયને પરણાવવાનાં છે એનો તને ક્યાં ખ્યાલ છે? અને આપણી પાસે તો સોએક તોલા જેટલું જ સોનું છે. એટલું તો ઓછું પડશે.

ક્રિશ્નલાલ: અત્યારે ભાવ ગગડી ગયા છે એટલે થોડું ખરીદી લેવાશે.

## વહેમનું ઓસડ ક્યાં?

'હું એનિમા નહિ લઉં. તેનાથી મારી તબિયત વધુ બગડે.'

'એનિમા લેવાથી તબિયત ના બગડે. ઊલટું તમારો પેટનો દુખાવો છે અને કબજિયાત રહે છે તે બધો જૂનો મળ પલળીને નીકળી જશે.'

પુસ્તકાલયોનાં બજેટ વેળાએ સમાવેશ કરી શકાય તેવાં

# 'ભારતી'નાં કાવ્ય-નાટક અને ચિન્તનાત્મક પુસ્તકો

| | | |
|---|---|---|
| ગુજરાત રાજ્ય પંચાયતધારો | જી. મો. ઠાકોર | ૧૦-૦૦ |
| સંસાર સાગરને તીરેથી | રંભાબહેન | ૪-૦૦ |
| અંકુર | ડાહ્યાભાઈ પટેલ | ૪-૦૦ |
| મળેલા જીવ | પન્નાલાલ પટેલ | ૨-૦૦ |
| ગ્રામચિત્રો | ઈશ્વર પેટલીકર | ૨-૫૦ |
| જીવનદીપ | ,, ,, | ૨-૫૦ |
| ધૂપસળી | ,, ,, | ૪-૦૦ |
| મહાગુજરાતનાં નીરક્ષીર | ,, ,, | ૦-૭૫ |
| શ્રેયોમાર્ગ | ચુનીલાલ વ૦ શાહ | ૩-૨૫ |
| ગીતાહૃદય | સાને ગુરુજી | ૧-૫૦ |
| તંદુરસ્ત રહો | મૂ૦ મો૦ દવે : શં. મો. દવે | ૩-૭૫ |
| રોગ અને આસનો | ,, ,, | ૪-૦૦ |
| કબજિયાત કેમ મટાડશો ? | ,, | ૪-૦૦ |
| ક્ષય અને દમમાં નૈ ઉપચાર | ,, | ૩-૦૦ |
| દવાનો છેલ્લો ઘૂંટડો | ,, | ૨-૫૦ |
| અંતરના પડઘા | રતનાભાઈ પટેલ | ૩-૨૫ |
| ભારતયાત્રા | રામનારાયણ ના૦ પાઠક | ૭-૦૦ |
| દેવ તેવી પૂજા | રંભાબહેન ગાંધી | ૩-૫૦ |
| રોજની રામાયણ | ,, ,, | ૩-૦૦ |
| જીવનઝંઝાવાત | ,, ,, | ૨-૦૦ |
| પ્રણયના રંગ | ,, ,, | ૨-૦૦ |
| ભૂદાન | જયમલ્લ પરમાર | ૨-૦૦ |
| પ્રેરણા | બાબુભાઈ વૈદ્ય | ૨-૦૦ |
| મોતી | અનુ૦ જયંતિ દલાલ | ૧-૦૦ |
| ગોરજ | મકરન્દ દવે | ૨-૫૦ |
| હાલરડાં | રમેશ પાઠક | ૧-૦૦ |
| નીલધરા | રજનીકાન્ત ભટ્ટ | ૧-૫૦ |
| ગાંધી ગીતા | ( સંપાદન ) | ૨-૦૦ |
| સ્મૃતિ | રસિકલાલ પરીખ | ૩-૦૦ |
| અજંપો | શેખાદમ આબુવાલા | ૨-૨૫ |
| સુનો પડી રે સિતાર | ઘનશ્યામ ઠાકર | ૨-૫૦ |
| શતદલ | ઈન્દુલાલ ગાંધી | ૨-૦૦ |
| ઉત્તરીય | ,, ,, | ૩-૫૦ |
| અંધકાર વચ્ચે | ,, ,, | ૧-૦૦ |
| ભદ્રની કોશા | મગનલાલ પરીખ | ૩-૦૦ |
| એડિસન | અનુ૦ શ્રીકાન્ત ત્રિવેદી | ૧-૭૫ |
| માનવતાની દેવી | ,, ,, | ૧-૫૦ |
| વુડ્રો વિલ્સન | ,, ,, | ૧-૩૦ |
| જેફરસન | ,, ,, | ૧-૫૦ |
| સુભાષના સેનાની | વર્મા-પરમાર | ૩-૦૦ |
| શાહનવાઝની સંગાથે | ,, ,, | ૨-૦૦ |
| સરહદ પાર સુભાષ | ,, ,, | ૨-૦૦ |
| ગગનને ગોખે | ,, ,, | ૩-૦૦ |
| આકાશ પોથી | ,, ,, | ૨-૦૦ |
| આપણી લોક સંસ્કૃતિ | જયમલ્લ પરમાર | ૬-૦૦ |
| આપણાં લોકનૃત્યો | ,, ,, | ૧-૦૦ |
| આતિથ્ય | ઉમાશંકર જોશી | ૩-૦૦ |
| સાહિત્યનિકષ | અનંતરાય રાવળ | ૪-૨૫ |
| સાહિત્યવિહાર | ,, ,, | ૪-૫૦ |
| સ્વભાવદર્શન | હરિંદ્ર પંડિત | ૩-૦૦ |
| પાંગરતા પ્રયોગો | | ૩-૦૦ |
| વક્તા કેમ થવાય ? | સતીશચંદ્ર | ૨-૫૦ |
| મેં પાંખો ફફડાવી | તનસુખ ભટ્ટ | ૨-૦૦ |
| વિજ્ઞાનનાં વ્યાપક સ્વરૂપો | પદ્મકાન્ત શાહ | ૨-૫૦ |
| લગ્નમંગલ | ભૂપત વડોદરિયા | ૨-૫૦ |
| લગ્ન સૌરભ | ,, ,, | ૩-૦૦ |
| મારો જલોપચાર | ફૂલધર કનાઈપ | ૩-૦૦ |
| દૂધ સર્વ સંપૂર્ણ ખોરાક | ડૉ. નરસિંહ મૂ. શાહ | ૩-૦૦ |
| પરિવાર નિયોજન | નિરામય | ૩-૦૦ |
| એકાંતનું પાપ | ,, | ૩-૦૦ |
| દાંપત્યના પ્રશ્નો | ,, | ૨-૫૦ |
| આપણી કહેવતો | શંકરલાલ પટેલ | ૦-૩૭ |
| સામાન્ય જ્ઞાન નામાવલિ | ,, ,, | ૦-૩૭ |
| કીર્તિદાને કમળના પત્રો | બ. ઉમરવાડિયા | ૩-૦૦ |
| હરતા ફરતાં હાડપીંજર વચ્ચે | | ૩-૦૦ |
| સંશોધનને માર્ગે | કે૦ કા૦ શાસ્ત્રી | ૩-૦૦ |
| આપણો સાગર સૈનિક | મહેન્દ્ર મેઘાણી | ૩-૦૦ |
| જય ઈન્ડોનેશિયા | ,, ,, | ૧-૫૦ |
| સ્ટાલિન | નીરુ દેસાઈ | ૧-૦૦ |

**ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિમિટેડ** ૬૪, ફ્લોરન્ડીઝ બ્રિજ : ગાંધીરોડ, અમદાવાદ, ૧



ચલ જલ-ઘાટે, ચલ ભૈયા !
જે ઝૂલે સાગર નૈયા. ચલ જલ-ઘાટે.

આ ઊજળાં આભ ખૂલ્યાં છે.
આ ધરણી પાટ ઢળ્યા છે,
આ મસ્ત સમીરણ ચડી ચડીને
પુકારતા રઘવૈયા. ચલ જલ-ઘાટે.

એ દૂર દૂર ખુશ દિશા હસે છે,
એ શિખર શિખર કો ધજા લસે છે,
આ મત્ત સ્વરે શહનાઈ ઘૂંટે છે.
ગેબ છુપેલ ગવૈયા. ચલ જલ-ઘાટે.

એ સાગર જલ પૂરપાટ બઢીશું,
એ ગગનઘાટ વસવાટ કરીશું,
આ પરણ પ્રભા શી હસી રહી છે.
ચાતક હે ચિતવૈયા ! ચલ જલ-ઘાટે.

[શ્રી. **સુન્દરમ્** કૃત 'રંગ રંગ વાદળિયા'માંથી]

પુસ્તકાલયોનાં બજેટ વેળાએ સમાવેશ કરી શકાય તેવાં

# 'ભારતી'નાં બાળ–કિશોર–પ્રૌઢો માટેનાં સુંદર પુસ્તકો

## શ્રી. ધૂમકેતુકૃત

| | |
|---|---|
| જ્ઞાનગોષ્ઠિ | ૧–૦૦ |
| જ્ઞાનકુંજ | ૧–૦૦ |
| જ્ઞાનદીપ | ૧–૦૦ |
| ચારિત્રકથાઓ | ૧–૦૦ |
| બોધકથાઓ | ૧–૦૦ |

## શ્રી. ઝવેરચંદ મેઘાણીકૃત

| | |
|---|---|
| સંસાર | ૧–૨૫ |
| રેલગાડીની સૃષ્ટિ | ૧–૨૫ |
| સંત દેવીદાસ | ૧–૨૫ |

## શ્રી. જીવરામ જોષીકૃત

| | |
|---|---|
| છકો અને મકો (૮ ભાગમાં) | ૧૩–૫૦ |
| ચતુર બિરબલ | ૧–૨૫ |
| દોઢડાહ્યો | ૧–૨૫ |
| મિયાં ફુસકી ચગડોળમાં | ૦–૭૫ |
| બોધમાળા (૧૦ ભાગમાં) | ૪–૦૦ |
| અડુકિયો–દડુકિયો | ૦–૫૦ |

## શ્રી નિરંજન વર્મા : જયમલ્લ પરમારકૃત

| | |
|---|---|
| સોના પદમણી | ૧–૨૫ |
| ચૌબોલારાણી | ૧–૨૫ |
| દોલતપરી | ૧–૨૫ |
| પંજાબની વાતો | ૧–૨૫ |
| કાઠિયાવાડની વાતો | ૧–૨૫ |
| રાજસ્થાનની વાતો | ૧–૨૫ |
| શેખચલ્લી | ૧–૨૫ |

## ઈશ્વર પેટલીકરકૃત

| | |
|---|---|
| ગ્રામસમાજ માળા (૪ ભાગમાં) | ૨–૦૦ |
| રાષ્ટ્રના સેનાની | ૧–૦૦ |
| પંચામૃત | ૧–૨૫ |
| ભુલાય એ શેં કદી ? | ૧–૨૫ |
| ગૃહસંસાર | ૨–૦૦ |
| સંસ્કારની સુવાસ | ૨–૦૦ |
| પ્રેમસગાઈ | ૨–૦૦ |

## વિવિધ લેખકોનાં

| | | |
|---|---|---|
| આપણી ધર્મકથાઓ | રા. ના. પાઠક | ૭–૦૦ |
| કિંગકૉંગ | હેમેન્દ્રકુમાર રૉય | ૧–૫૦ |
| ગાંધીજી અને બાળકો | પુરાતન બૂચ | ૦–૬૨ |
| નવ સંતો | યશોધર મહેતા | ૧–૦૦ |
| દ્વિરેફનું વાર્તામધુ | રા. વિ. પાઠક | ૧–૫૦ |
| હરિનો મારગ | ગુલાબદાસ બ્રોકર | ૧–૦૦ |
| વિશ્વાસનું વાવેતર | પન્નાલાલ પટેલ | ૦–૭૫ |
| કેસૂડાંનાં ફૂલ | પીતાંબર પટેલ | ૧–૨૫ |
| ગામડાની કેડીએ | ,, ,, | ૧–૨૫ |
| ધરમ તારો સંભાળ રે | ,, ,, | ૧–૫૦ |
| નૂતન ભારતનાં તીરથ | ,, ,, | ૩–૦૦ |
| નવો અવતાર | ,, ,, | ૦–૭૫ |
| વીર પસલી | ,, ,, | ૦–૭૫ |
| બાપની આબરૂ | મનુભાઈ જોધાણી | ૧–૦૦ |
| પીળું પાંદડું | ,, ,, | ૧–૦૦ |
| ફૂલી હત્યા | ,, ,, | ૧–૨૫ |
| શૌર્યકથાઓ | ,, ,, | ૧–૨૫ |
| સાચી જાતરા | રમણીક અરાલવાળા | ૧–૨૫ |
| જીવીમા | વિજયકુમાર ત્રિવેદી | ૧–૨૫ |
| શીંગીશીંગી | ઈશ્વરભાઈ પટેલ | ૧–૦૦ |
| સાગરવીર | ,, ,, | ૦–૫૦ |
| જંગલનું વેર | શિવુભાઈ ત્રિવેદી | ૧–૫૦ |
| ચાંદા ચાંદા પોળી | વ. જોધાણી | ૦–૭૫ |
| સાહસની શોધમાં | નવનીત સેવક | ૨–૫૦ |
| મોતની ખીણમાં | ,, ,, | ૨–૫૦ |
| ભૂતિયા પહાડમાં | ,, ,, | ૨–૫૦ |
| શંકરાચાર્ય | હરજીવન સોમૈયા | ૦–૭૫ |
| કરુણાદેવી સાને ગુરુજી | અનુ૦ જયન્ત પરમાર | ૧–૨૫ |
| ગોઠગોષ્ઠિ | ,, ,, | ૧–૫૦ |
| રંગ રંગ વાદળિયાં | સુન્દરમ્ | ૧–૨૫ |
| મેંદીની મંજરી | વિનોદિની નીલકંઠ | ૧–૫૦ |
| અટંકી વીરો | શ્રીકાન્ત ત્રિવેદી | ૧–૫૦ |

**ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિમિટેડ** ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ : ગાંધીરોડ
અમદાવાદ, ૧

# પ્રવેશ ફી વગર

## દર મહિને વિજેતા બનો

પહેલું ઇનામ રૂા. ૧૦૦=

બીજું ઇનામ રૂા. ૫૦=

ત્રીજું ઇનામ રૂા. ૨૫=




'રામતીર્થ' (હિન્દી માસિક) માં આપવામાં આવતા લેખો-માંથી સર્વશ્રેષ્ઠ લેખ પસંદ કરીને મોકલો અને ઉપરનાં ઇનામ મેળવવા ભાગ્યશાળી બનો.





પ્રવેશ પત્ર તથા નિયમો—શરતો અને વધુ વિગતો માટે 'રામતીર્થ' (હિન્દી માસિક) જુઓ. બધા ન્યુઝપેપર સ્ટોલ્સ પર મળે છે. માસિકની કિંમત ૫૦ નયા પૈસા. ટપાલથી મંગાવનાર માટે ૬૫ નયા પૈસા (પોસ્ટ ખર્ચ સાથે.)

## શ્રી રામતીર્થ યોગાશ્રમ

દાદર (મધ્ય રેલ્વે) મુંબઈ—૧૪

ટેલીફોન : ૬૨૮૬૬

પુસ્તકાલયોનાં બજેટ વેળાએ સમાવેશ કરી શકાય તેવાં

# ‘ભારતી’નાં કાવ્ય-નાટક અને ચિન્તનાત્મક પુસ્તકો

| | | |
|---|---|---|
| ગુજરાત રાજ્ય પંચાયતધારો | જી. મો. ઠાકોર | ૧૦-૦૦ |
| સંસાર સાગરને તીરેથી | રંભાબહેન ગાંધી | ૪-૦૦ |
| અંકુર | ડાહ્યાભાઈ પટેલ | ૪-૦૦ |
| મળેલા જીવ | પન્નાલાલ પટેલ | ૨-૦૦ |
| ગ્રામચિત્રો | ઈશ્વર પેટલીકર | ૨-૫૦ |
| જીવનદીપ | ,, ,, | ૩-૫૦ |
| ધૂપસળી | ,, ,, | ૪-૦૦ |
| મહાગુજરાતનાં નીરક્ષીર | ,, ,, | ૦-૭૫ |
| શ્રેયોમાર્ગ | ચુનીલાલ વ૦ શાહ | ૩-૨૫ |
| ગીતાહૃદય | સાને ગુરુજી | ૧-૫૦ |
| તંદુરસ્ત રહો | ભૂ૦ મો૦ દવે : શં. મો. દવે | ૩-૭૫ |
| રોગ અને આસનો | ,, ,, | ૪-૦૦ |
| કબજિયાત કેમ મટાડશો ? | ,, | ૪-૦૦ |
| ક્ષય અને દમમાં નૈ. ઉપચાર | ,, | ૩-૦૦ |
| દવાનો છેલ્લો ઘૂંટડો | ,, | ૨-૫૦ |
| અંતરના પડઘા | શનાભાઈ પટેલ | ૩-૨૫ |
| ભારતયાત્રા | રામનારાયણ ના૦ પાઠક | ૭-૦૦ |
| દેવ તેવી પૂજા | રંભાબહેન ગાંધી | ૨-૫૦ |
| રોજની રામાયણ | ,, ,, | ૩-૦૦ |
| જીવનઝંઝાવાત | ,, ,, | ૨-૦૦ |
| પ્રણયના રંગ | ,, ,, | ૨-૦૦ |
| ભૂદાન | જયમલ્લ પરમાર | ૨-૦૦ |
| પ્રેરણા | બાબુભાઈ વૈદ્ય | ૨-૦૦ |
| મોતી | અનુ૦ જયંતિ દલાલ | ૧-૦૦ |
| ગોરજ | મકરન્દ દવે | ૨-૫૦ |
| હાલરડાં | રમેશ પાઠક | ૧-૦૦ |
| નીલધરા | રજનીકાન્ત ભટ્ટ | ૧-૫૦ |
| ગાંધી ગીતો | ( સંપાદન ) | ૨-૦૦ |
| સ્મૃતિ | રસિકલાલ પરીખ | ૩-૦૦ |
| અજંપો | શેખાદમ આબુવાલા | ૨-૨૫ |
| સુનો પડી રે સિતાર | ઘનશ્યામ ઠાકર | ૨-૫૦ |
| શતદલ | ઈન્દુલાલ ગાંધી | ૨-૦૦ |
| ઉત્તરીય | ,, ,, | ૩-૫૦ |
| અંધકાર વચ્ચે | ,, ,, | ૧-૦૦ |

| | | |
|---|---|---|
| ભદ્રની દોશા | મગનલાલ પરીખ | ૩-૦૦ |
| એડિસન | અનુ૦ શ્રીકાન્ત ત્રિવેદી | ૧-૭૫ |
| માનવતાની દેવી | ,, ,, | ૧-૫૦ |
| વુડ્રો વિલ્સન | ,, ,, | ૧-૩૦ |
| જેફરસન | ,, ,, | ૧-૫૦ |
| સુભાષના સેનાની | વર્મા-પરમાર | ૩-૦૦ |
| શાહનવાઝની સંગાથે | ,, ,, | ૨-૦૦ |
| સરહદ પાર સુભાષ | ,, ,, | ૨-૦૦ |
| ગગનને ગોખે | ,, ,, | ૩-૦૦ |
| આકાશ પોથી | ,, ,, | ૨-૦૦ |
| આપણી લોક સંસ્કૃતિ | જયમલ્લ પરમાર | ૬-૦૦ |
| આપણાં લોકનૃત્યો | ,, ,, | ૧-૦૦ |
| આતિથ્ય | ઉમાશંકર જોશી | ૩-૦૦ |
| સાહિત્યનિકષ | અનંતરાય રાવળ | ૪-૨૫ |
| સાહિત્ય વિહાર | ,, ,, | ૪-૫૦ |
| સ્વભાવદર્શન | હર્ષિદા પંડિત | ૩-૦૦ |
| પાંગરતા પ્રયોગો | | ૩-૦૦ |
| વક્તા કેમ થવાય ? | સતીશચંદ્ર | ૨-૫૦ |
| મેં પાંખો ફફડાવી | તનસુખ ભટ્ટ | ૨-૦૦ |
| વિજ્ઞાનનાં વ્યાપક સ્વરૂપો | પદ્મકાન્ત શાહ | ૨-૫૦ |
| લગ્નમંગલ | ભૂપત વડોદરિયા | ૩-૫૦ |
| લગ્ન સૌરભ | ,, ,, | ૩-૦૦ |
| મારો જલોપચાર | ફાધર કનાઈપ | ૩-૦૦ |
| દૂધ સર્વ સંપૂર્ણ ખોરાક | ડૉ. નરસિંહ મૂ. શાહ | ૩-૦૦ |
| પરિવાર નિયોજન | નિરામય | ૩-૦૦ |
| એકાંતનું પાપ | ,, | ૩-૦૦ |
| દાંપત્યના પ્રશ્નો | ,, | ૨-૫૦ |
| આપણી કહેવતો | શંકરલાલ પટેલ | ૦-૩૭ |
| સામાન્ય જ્ઞાન નામાવલિ | ,, ,, | ૦-૩૭ |
| કીર્તિદાને કમળના પત્રો | બ. ઉમરવાડિયા | ૩-૦૦ |
| ફરતા ફરતાં હાડપીંજર વચ્ચે | | ૩-૦૦ |
| સંશોધનને માર્ગે | કે૦ કા૦ શાસ્ત્રી | ૩-૦૦ |
| આપણો સાગર સૈનિક | મહેન્દ્ર મેઘાણી | ૩-૦૦ |
| જય ઈન્ડોનેશિયા | ,, ,, | ૧-૫૦ |
| સ્ટાલિન | નારુ દેસાઈ | ૧-૦૦ |

## ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિમિટેડ

૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ : ગાંધીરોડ
અમદાવાદ, ૧

અંક ૧૦ : જાન્યુ૦ '૬૩

સળંગ અંક ૩૯૪

સમાજમાં સંસ્કાર અને



'ઊર્મિ' : વર્ષ ૩૩

'નવરચના' : વર્ષ ૨૭

સાહિત્ય પ્રેરતું સામયિક

## ક્રમ





## સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા. વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫).
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી.થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* ગ્રાહકોએ દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો બીડવી જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબર માટેનું, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :–

**'ઊર્મિ–નવરચના'**

ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિ.,

ગાંધીરોડ : ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ

અમદાવાદ, ૧

પ્રકાશક: ઈશ્વરલાલ મો. દવેએ અને મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલે માલિક: ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિમિટેડ વતી ગાંધીરોડ, ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદથી પ્રસિદ્ધ કર્યું અને મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદમાં છાપ્યું.
તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે અને સંપાદક : જયન્ત પરમાર.




ખોટી સામાજિક પ્રતિષ્ઠા, દેખાવ અને ઢોળ માણસમાં કેટલી બધી વિકૃતિઓ આણે છે એ તો આપણે ઠેર ઠેર જોઈએ છીએ. સમાજમાં માની લીધેલું પોતાનું અમુક સ્થાન હોવું જ જોઈએ એવું ઘણા જાતે નક્કી કરી લે છે. અને એ સ્થાન પોતે દીપાવવા–શોભાવવા જાણે એકે એક પ્રયત્ન કરે છે.

માણસમાં રહેલી પ્રચંડ શક્તિ આમ વેડફાઈ જાય છે. 'સોસાયટી'નો સાચો અર્થ આજે કોઈ સમજી શકતું નથી. આ અંગ્રેજી શબ્દનું હાર્દ ભૂલી જઈને એના ખોખા પાછળ કેટલો બધો હ્રાસ થઈ રહ્યો છે! મોટાઈના ખ્યાલો દરેકને હોવા જોઈએ. પણ બીજા પાસે દેખાવ કરવાની મોટાઈ તો હરગીજ ન હોવી જોઈએ.

સારા માણસો સાથે હળવું મળવું: એક વાત છે અને સારા માણસો સાથે હળવા–મળવાથી જ પોતે સારા દેખાવા પ્રયત્ન કરવો એ બીજી વાત છે. આપણે સારા જ હોઈશું તો આપણે નહિ પણ સારા માણસોએ આપણી ખોજ કરવાની રહેશે. આપણે સારા દેખાવા અને સારા થવાનો પ્રયત્ન કરવા જ 'સોસાયટી' પાછળ ખુવાર થઈશું ત્યારે એ ખુવારી આપણા મનને, શરીરને અને વ્યક્તિત્વને પણ મોટી હાનિ પહોંચાડશે. અને આ હાનિ કોઈ ઓછી કરી શકે તેમ હોય તો તે આપણે જ. હવામાં બાચકા ભરવા તો જ બંધ કરી શકાય.

☆

તંત્રી: ઈશ્વરલાલ મો. દવે • સંપાદક: જયન્ત પરમાર

'ચિત્રા'

## આભાર આક્રમણને!

ઊંઘતાં હતાં આપણે,
નાનાં મોટાં નિશ્ચિંત મને
મૈત્રીની માત્ર કલ્પનાએ
સહુયને મિત્ર ગણીને.
મન ઊંઘી ગયાં હતાં,
શિથિલ થઈ ગયા હતાં
આળસુ આપણે થયાં;
સ્વાર્થીપણામાં ને રાચવામાં
જૂઠા શણગાર સજવામાં
દેશદાઝ ગુમાવતાં હતાં.
ત્યાં....
માતૃભૂમિ પર કોઈએ
આક્રમણ કર્યું છે ત્યારે
હવે તો જાગો, જાગો
ઊંઘવાનો સમય ગયો છે.
ને જાગી રહ્યાં આપણે ત્યારે
આભાર માનો એ આક્રમણનો
જેણે બધાંને જાગૃતિ દીધી.

☆

'જ્ઞાનપિપાસી'

## હટો અહીંથી

બધું ખપે છે ખાવું એવા કાળા દિલના પીળા કાગ,
લૂંટી ઝૂંટી ઝાપટવાનો, તને ભલો આવ્યો છે લાગ.
નથી ઊંઘતું ભારત અહીંયાં, હૈયું એકે એક સજાગ,
ફુંકે ફૂંકે ફૂંકી દેશે, નગાધિરાજે બેઠો નાગ.
તમે ભલે માનો એ દુષ્ટો, દુનિયા આજ તમારી છે,
હટો અહીંથી હરામખોરો, ભારત ભોમ અમારી છે.

ચાઉને સઘળું ચાવી જવા, બહુ પડી છે ભૂરી ટેવ,
પોતાની મૂછો ચાવી ગયો, માનીને બીજાની સેવ.
ખબર નથી એને કે અહીંયાં, નહીં હાડકું આવે હાથ,
કૈલાસે બેઠો જો કોપ્યો, મા ભારતનો ભોળો નાથ.
થોડું થોડું થૂંકીશું જો ચાલીશ કોટિ એકી સાથ,
દરિયો ખારો—ડૂબી જાશો, મડદાંયે નહીં આવે હાથ.

છીંકીશું તો છટકી જાશો, નદીઓ સાથે ખીણ તરાઈ,
લાલચમાં ચોંટીને મરશે, ચીનાઓ ને ચાઉ-એન-લાઈ.
તમે ભલે આશાએ આવ્યા, અહીંયા મોત-સવારી છે,
હટો અહીંથી હુમલાખોરો, નહીં તો જાન ખુવારી છે.

ડરશો ના ચીની ચોરોથી, ભાઈઓ બહેનો બાળક કોઈ,
ભારતનો તો ભવ્ય વિજય છે, દુનિયા આખી રહેશે જોઈ.
ભારતની દૈવી સંપત છે, આસુરી છે ચીન ચડાઈ,
ચીની શહુકારોની ક્યાં આપણને છે કાંઈ નવાઈ?

દૈવી ભારતના ભડવીરો વીર વિજયને વરવાના,
આસુરી ચીનાઓ ચોક્કસ, ભૂંડે મોતે મરવાના.
આપણને પણ પાઠ મળ્યો છે, માફ કરો તો થોડું કહું,
સમજુને ઝાઝું શું કહેવું? સાન મહીં સમજો છો સહુ.

કેવા અહીંયાં જામ્યા 'તા બસ માંહો માંહે ઝઘડા ખૂબ
મારું-તારું કરવામાં બસ આપણ સૌ તો ડૂબાડૂબ,
હવે હજારો હૈયાં જાગ્યા ચુમ્મલીશ કોટિ થઈ એક,
હૈયે હૈયાં કેરી હિંમત શિખરે શિખરે દેતી ટેક.

આઝાદીને કાજે અહીંયાં લીધાં માથાં વાઢયાં છે,
બિન હથિયારે બળવાનોને હિંદે હાંકી કાઢયાં છે.
પાછા વળજો સાચું કહું છું, જોયા જેવી થઈ જાશે,
હેમાળો જો જાગી ઊઠ્યો, પેકિંગ આખું રહી જાશે.

મદદ કરીશું માગે તેને, આપે તેનો લેશું સાથ,
બચાવમાં ઝૂઝીશું સહુના, હુમલામાં ના દેશું હાથ.
વિશ્વતણા એકમતી આજે સઘળે જ્યાં તૈયારી છે,
ભાગો મરશો ભૂંડે હાલે, દુનિયા દોસ્ત અમારી છે.

સામ્યવાદની વાતો મુખમાં, મનમાં શાહી ખુમારી છે,
હટો અમારા હિમગિરિએથી, ભારત ભોમ અમારી છે.

☆









# સમયનાં ક્ષીર-નીર

**ગુરૂદેવ નમો નમઃ**

માત્ર નવ વર્ષોની પ્રવૃત્તિમાં જેમણે અડધો કાળ ભારતને આપ્યો અને અડધો કાળ અમેરિકા–યુરોપને આપ્યો અને છતાં એટલા ટૂંકા સમયમાં આ દેશની રાષ્ટ્રીય અસ્મિતાનો પાયો નાખ્યો અને અહીંની સર્વ પ્રવૃત્તિમાં ધર્મનું વહેણ આવશ્યક ઠરાવ્યું, સંન્યાસીઓનાં હૃદય ઉદાર બનાવ્યાં અને એમના હાથમાં જનસેવાની પ્રવૃત્તિ મૂકી, ભારતીય ધર્મ પરંપરામાં સમન્વય લાવી એનું દર્શન અમેરિકા દ્વારા જગતભરમાં કરાવ્યું—એ ભારતના સપૂત સ્વામી વિવેકાનંદને, યુવાનોના યુગગુરુને, એમની જન્મશતાબ્દિના (૧૨–૧–૬૩) શુભ અવસરે આપણાં સહુનાં વંદન હજો.

અત્યારે દેશ ઉપર પરદેશીઓનું આક્રમણ થયેલું છે, કટોકટી જાહેર થઈ છે. છતાં એ ઘેરાયલાં વાદળમાંથી આ દેશને જે પુણ્યપ્રકાશ મળે છે તે આવા સમર્થ પુરુષોએ દર્શાવેલા માર્ગનો છે, એમણે આણેલી જાગૃતિનો છે, ને એમણે શરૂ કરેલી પ્રવૃત્તિને આભારી છે. એમનું નામ સદા બળ પ્રેરનારું રહ્યું છે. એમણે જ આ દેશના ઉજ્જવલ ભાવિ વિષે પરમ વિશ્વાસ જગાડ્યો છે, જાણે ભવિષ્યવાણી ભાખી છે. આ પ્રજાનો શો અધિકાર છે એ એમણે પોતાના જીવનથી સાબિત કર્યું છે.

સાત વર્ષનો અજ્ઞાતવાસ, પરિભ્રમણ, સાધના, અભ્યાસ, અનુભવ વગેરે મેળવીને એમણે આ દેશનાં દીનદુ:ખીઓમાં પોતાના હૈયાને એકરસ બનાવ્યું છે. પતિતો અને પીડિતો તરફ દયા નહીં પણ ભક્તિથી જોયું છે. અહીંના દરિદ્રોમાં વસેલા દરિદ્રનારાયણને એમણે જ સહુને પહેલીવાર ઓળખાવ્યા છે. અને એમ કરીને રાષ્ટ્ર તેમજ ધર્મ બંનેને ચિરકાળને માટે જોડી આપ્યાં છે. હવે એકને છોડીને બીજાની પાછળ જઈ શકાય એવું રહેવા દીધું નથી.

બળ, તાકાત, સામર્થ્ય, શક્તિ, પાવર, સ્ટ્રેન્ગ્થ એ વિવેકાનંદે હિંદી જનતામાં વાળેલો મહાઘોષ છે. એમણે જે વાતાવરણ સર્જ્યું તેમાંથી પ્રાણ ભરીભરીને કેટલાય આગેવાનોએ આપણું ઘડતરકાર્ય કર્યું છે ને કરતા રહેશે. આપણી વીસમી સદીનાં મંથનો શરૂ થાય તે પહેલાં જ આ ભૂમિનું ધર્મખેડાણ કરી આપનારને કુદરતે પહેલો મોકલ્યો હતો. અને પૂરાં ચાળીશ વર્ષ પણ નહીં એટલા ટૂંકા આયુમાં એમણે શ્રી રામકૃષ્ણ પરમહંસની પ્રતિભા એવી ફેલાવી કે જગતભરમાં એક નવા વિશ્વધર્મ કાજેની ભૂમિકા બની રહી.

સ્વામી વિવેકાનંદનો જય હો !

**યુદ્ધ ચીનનું નથી, ઉગ્ર સામ્યવાદનું છે**

ચીનનું આક્રમણ ચીનની પ્રજાએ નથી કર્યું. જે જીતે તેને ઉમંગ તો રહે કેમકે જીતનો સ્વાદ મીઠો હોય છે. ફોર્મોસાના ચીનીઓને પણ સામ્યવાદી ચીનની જીત ગમી છે તો પછી દુષ્કાળ તંગીઓ અને દુનિયાથી વિખુટી પડેલી પ્રજાને એથી સંતોષ થવાનો. જેમને શાંતિભંગ કર્યાનું લાંછન લાગે તેવા લોકો તો બોલે પણ શું ? ચીનમાં વાણીસ્વાતંત્ર્ય નથી. જે કહી શકે તે ત્યાંનો સત્તાધારી પક્ષ કહી શકે. ને એને તો હમણાં સવાઈ સામ્યવાદનો જ્વર ચડેલો છે.

ચીની સામ્યવાદીને કોડ છે કે જગતમાં જ્યાં પોલું હોય ત્યાં પેસી જવું. સામ્યવાદની આગ લગાડી શકે એવા તો દરેક દેશમાં જડશે તો એમને પાડિઓ



આપવો. લશ્કરની ભારે જમાવટ કરતા રહેવી. અને એથીયે વધારે ફૂંફાડા મારીને છક્કા છોડાવવા. આવી ઉથલપાથલ કરવા ઘણી જગ્યાએ પાધરા સંજોગો મળી રહેશે.

રશિયાની મતિ આવી જ હતી. સ્તાલિન લાગ જોઈને તૂટી પડતો. યુદ્ધ મેળવેલું હોય તે હાર થયા સિવાય પાછું ઓકી દેવું પડતું નથી. અને રશિયા કે ચીનની હાર થાય એવી જ નથી. એવું ભાન થવાથી રશિયાએ ઘણા હુમલા કર્યા ને પડોશના કેટલાય દેશો દબાવી દીધા. પણ પાછી આંખ ઊઘડી. સામનો થવા લાગ્યો તે કરતાં તે કરવો પડે એવા સંજોગો આવ્યા. ત્યારે ફરી વિચાર કરવાની જરૂર જણાઈ.

જે દેશો સામ્યવાદમાં તણાઈ ગયા છે તેમને રશિયાનું ભારણ સાલે છે. પોતાના દેશમાં રાષ્ટ્રવાદ ફેંકી દઈને આંતરરાષ્ટ્રીય સામ્યવાદની ભક્તિ કાયમ થઈ શકતી નથી. એમ કરવા જતાં લશ્કરનો મોટો બોજો ઉઠાવવો પડે છે. ને એ ક્યારે દગો દેશે તે કહી શકાતું નથી. રશિયાનો પણ એ જ અનુભવ છે. લશ્કરી સત્તાનું જોર છે એવી એની ભીંસ પણ છે.

રશિયાએ આમ તો ગગનમાં પોતાના ગોળા હેરતથી ગબડાવ્યા છે. પણ એમ કહીનેય એ દુનિયામાં મોખરે આવી શકે નહીં. પ્રજાની ઘણી વૃત્તિઓ ને શક્તિઓ કુંઠિત રાખીને બાદશાહો તાજમહેલ બાંધતા, એમ આ સત્તા મહેલ ઊભા કરે છે કે વિજ્ઞાનની શોધો વડે ચકિત કરે છે, પણ પ્રજાની નીતિ સુધારી શકતી નથી. સરકાર પોતાના બોલમાં વજન લાવી શકતી નથી. કોઈ ને ભરોસો રહેતો નથી. કશું નિશ્ચિન રહેતું નથી. કોઈ નિશ્ચિંત થઈ શકતું નથી.

ચીનને એટલે કે એની સત્તાને આવું જ્ઞાન થતાં પહેલાં થોડી ઠોકરો ખાવી જોઈએ. એટલે હિમાલય ઉપર પદપ્રહાર કર્યો છે.

### સર્વોપરી બળ કયું છે ?

કોઈ પણ વ્યક્તિને કે કોઈ પણ દેશને એકલા ધનથી ચાલતું નથી, એકલી સત્તાથી નભતું નથી. એને જે ખ્યાતિ જોઈએ છે તે જુદા પ્રકારની છે.

માનવમાત્રમાં અને દેશે દેશે એક એવી લાગણી છે કે એનું બીજા ઉપર માન પડે, બીજાની નજરમાં એ ઊંચો આવે. જ્યારે એનાથી ભય પામવાનું કારણ ના રહે ત્યારે જ એમ બની શકે. પણ એટલું જ પૂરતું નથી. એણે બીજાના સહાયક થવું પડે છે. આવી સહાય સમૃદ્ધિની હોય તે કરતાં અનુભવની શાણપણની Wisdomની હોય તો એનો વહેલો સ્વીકાર થાય છે. અને સહાનુભૂતિમાં તો જાદુ રહેલો જ છે.

છેલ્લે છેલ્લે ઘણી સરકારોએ સામાજિક ન્યાયનું ધ્યેય સ્વીકાર્યું છે. પોતાના દેશબાંધવોમાં નાના મોટા વચ્ચેના જીવનધોરણમાં ઝાઝો ફરક ના જોઈએ એટલું જ નહીં વર્તાવ સભ્ય અને બંધુભાવવાળો જોઈએ. હજી તો આ ભાવના દૃઢ થઈ નથી. પણ એ પછીયે આપણે સંતોષ લઈ શકીશું નહીં, કેમકે બીજાની નજરમાં ઊંચે લઈ જનાર તત્ત્વ એથી જુદું છે.

એ તત્ત્વ છે ત્યાગનું, બલિદાનનું. પોતાનું હિત જતું કરીને ઘસાઈ છૂટીને, અગવડ વેઠીને, આવતી કાલની નિરાંત છોડી દઈ ને જે બીજાની મદદે ઋણ ચઢાવ્યા વિના દોડે તેની કદર થવાની જ છે. ઉચ્ચ જીવન માટે જેને ઝંખના છે ને એ દિશામાં જીવનનો પ્રવાહ વાળે છે તેના તરફ માન થવાનું છે. આ જ વસ્તુ તત્ત્વજ્ઞાન છે. એ વિનાનાં યુદ્ધો નકામાં નીવડે છે ને સામ્રાજ્યો ઉથલી પડે છે. ત્યાં વ્યક્તિઓનું તો પૂછવું જ શું ? પરન્તુ આ ગુણ રાંકનો નથી, સમર્થનો છે. સમર્થ હોવા છતાં જે રાંક થવા માગે તેનો આ ગુણ છે. બીજાના ભોગે સમર્થ થનાર ક્યારેય માન પામવાનો નથી.

### ગરીબીની ભેરુબંધી

અને સામ્યવાદને સર્વત્ર પ્રચલિત થવું છે. અગર એનામાં થોડી વિકૃતિ છે તો કેટલીક આકૃતિ પણ એની છે જેની શોભા છે. એની અસર પડે એવી છે પણ એ અસર લશ્કરી દમામ વડે પડે તો ઊંડે ઊતરતી નથી. એ અણગમતી રહે છે. એનો ભરોસો પડતો નથી. એને પ્રચલિત થવા માટે મુક્તિની હવા જોઈએ. કદાચ રશિયાને એવી હવા ફેલાવવું સૂઝયું





હશે ને ચીનને એવી સૂઝ નહીં પડી હોય. ચીન-રશિયાએ આખરીમાં સમજવું જોઈ શે. આ યુદ્ધ દેખીતું લડાય છે હિમાલય પર : ભીતરમાં લડાય છે મોસ્કો–પેકિંગમાં. બંનેને સમાધાન કરવું પડશે. એવા સમાધાનમાં રશિયાને ઢીલું મૂકવું પડે તો ફરી આવું ઘર્ષણ ઊભું રહેવાનું. આજે જે કોઈ ઘર્ષણ ટાળે તેને નિરાંત કરવાની રહેતી નથી પણ એ જ ઘર્ષણનો વધારે ઉગ્ર થવા દઈને સામનો કરવાનો રહે છે.

હમણાં જે સ્વરૂપમાં સામ્યવાદ ચાલે છે તેમાં વર્ગનું હિત મોખરે છે, જનતાનું નથી. એથી તો લશ્કરી બળનો આધાર લેવો પડે છે. એમાં ઉચ્ચજીવન કાજેની પ્યાસ નથી. ને એટલે એનું માન પડતું નથી. ગરીબોના અધિકારની વાત કોઈ રીતે આગળ ધપવી તો જોઈ શે જ. એ વાત ઈશુ ખ્રિસ્તે કરી, વિવેકાનંદે કરી, ટોલ્સ્ટોયે કરી, ગાંધીજી ને વિનોબાએ કરી. તેમ બીજા પણ કરશે.

આખા જગતમાં એક ભેરુબંધી છે—જેમની જાત ઉપર દુઃખના ઘસરકા પડ્યા છે એવાંની એક બિરાદરી છે. એમના સંગઠનમાં કોઈ નિયમ નથી, સંઘ નથી, શિસ્ત નથી. માત્ર ભાવના છે. એ ભાવનાને રાષ્ટ્રની સીમાઓનું બંધન નથી. જાતિના ભેદ નથી, કારણોની ગૂંચ નથી. કોઈનાયે પ્રત્યે કડવાશ રાખ્યા વિના પરસ્પર હમદર્દી છે. ને થાય એટલો ટેકો આપીને જ એ નિરાંત લઈ શકે છે. ત્યાં લગી દિલને કરાર વળતો નથી.

આ ભાવનામાં માત્ર અફસોસ નથી, બળ પણ રહેલું છે. કૈંક કરી છૂટવાની તાલાવેલી એમાં રહેલી છે. માનવતા એમ કહીને એક ડગલું આગળ વધે છે. ને એટલે જ એ સિક્કો બધે જ સ્વીકારાય છે. એ જ રસ્તો સામ્યવાદનો છે ને સહુનો છે. કડવાશ, દ્વેષ, દુરાગ્રહ, બળજબરીની ભેળસેળ એમાં ખપતી નથી —આવું આપણું દર્શન છે. ને આપણે જ એને ખલક આખીમાં રોશન કરવાનું છે.

### અહિંસા કસોટી માટે નથી

ચીની આક્રમણ વેળા આપણને સદ્‌બુદ્ધિ સૂઝી છે. એથી આપણે વિચાર્યું છે કે ચીની પ્રજા તરફે આપણે ધિક્કાર ના કરીએ. એ પણ આપણા પ્રેમના જ અધિકારી છે. ઝઘડો આવી પડ્યો તો હવે એને લંબાવીએ નહીં. પણ એનો વહેલો અંત લાવીએ. યુદ્ધખોરીને દેશમાં વધવા ના દઈએ. વાટાઘાટો માટે તૈયાર રહીએ. બહુ વજુદ ના હોય તો અમુક વિસ્તારની ફેરબદલી કબૂલ રાખીએ. કૈલાસ અને માનસરોવર મેળવી અકસાઈ ચીનનો રસ્તો ચીન પાસે રહેવા દઈએ. અને તિબેટી પ્રજાને ધૈર્ય મળે એવી વાત ચીનની સત્તાને ગળે ઉતારીએ. અને સિયામ, કંબોજ, મલાયા કે બ્રહ્મદેશની પ્રજાઓને એમના સ્વરક્ષણમાં સાથ આપવાનું કબૂલ રાખીએ. કેમકે શાંતિ અને સ્વતંત્રતા પડોશીઓ જોડે વહેંચીને ભોગવવા જેવી વસ્તુઓ છે. એમ સુખ કે સમૃદ્ધિની પણ એમની સંગાથે આપલે કરવી પડશે.

આ વિગ્રહમાં આપણે રશિયાનો પૂરતો સાથ મેળવ્યો ના હોય તો એ ગુમાવ્યો પણ નથી, એનો આપણે સંતોષ લઈએ. બ્રિટન–અમેરિકાની સહાય મેળવી તાત્કાલિક સંરક્ષણની જોગવાઈ કરી લીધી અને એમાં નીતિઅંતરાયો પડવા ના દીધા એ પણ એટલા જ સંતોષની વાત છે. તટસ્થ દેશોને સમજાવવા જે પ્રયાસો કર્યા તે પણ યોગ્ય થયું છે. આધુનિક સંજોગોમાં સંરક્ષણ માટે સજાગ રહેવું જોઈએ તેમ સાધનસંપન્ન રહેવું જોઈએ એનુંયે આપણને ભાન થયું છે. અને સૈન્ય પાછળ દેશમાં એકતા અને ઉત્પાદન જાળવવાં જોઈએ એ વાત પણ ઠીકઠીક છતી થઈ છે.

અહિંસા વિષે આપણે ત્યાં જે વિચાર ચાલ્યો તેને નિરર્થક નહીં માનીએ. ભલે આપણે કેવળ અહિંસાનો માર્ગ ના લઈ શકીએ; છતાં એને તુચ્છકારી તો નથી જ. શુભ એ છે કે દેશના સંરક્ષણને અહિંસા-પ્રેમીઓએ આવકાર્યું છે. એમ ના કર્યું હોત, અહિંસાના વાદને જ આગળ કર્યો હોત તો લોકો એનોય ભરોસો ના કરત. બૌદ્ધોએ અહીં અહિંસાની આકરી કસોટી પહેલાં કરી જોઈ છે ને એવી ભૂલ

ફરીથી કરવાની જરૂર જણાઈ નથી. એની સિદ્ધાંતચર્ચા કરવાની આ તક નથી, થોડી વાર છે.

જેમ કુદરત સામ્યવાદની વિચારશુદ્ધિ માગી રહી છે, તેમ આપણી અહિંસાવૃત્તિનેય સાફ કરી રહી છે. આ આપણી કસોટી નથી પણ વિચારની ફેરતપાસ માગતી પરિસ્થિતિ છે. સત્યની પણ અમુક મર્યાદા બાંધવી જોઈએ, એમ અહિંસાની મર્યાદા આંકતાં આપણે અચકાવું ના જોઈએ. યુદ્ધ નિવારવા અહિંસાનો ઉપયોગ થાય તે કરતાં યુદ્ધ પછી લાવવાની સ્થિતિને અહિંસા માનવી જોઈએ. કેટલાંક યુદ્ધને આપણે અમુક મુદ્દત સુધી અનિવાર્ય ઠેરવી શકીએ, અને સ્વરક્ષણનું યુદ્ધ તો જીજીવિષા જેવું સ્વાભાવિક ને ઉત્તમ પ્રકારનું ગણી શકીએ.

### વીર પહેલો : મહાવીર પછી

વીર અને મહાવીર વચ્ચેનો વિનોબાએ જે ભેદ પાડ્યો છે તેમાં હજી વધારે વિચાર થવો જોઈએ. ખુલ્લી છાતીએ અને દુશ્મન તરફ પ્રેમ રાખીને સ્વાર્પણ કરનાર મહાવીરનો આદર્શ ભ્રામક છે. કૂતરું કરડવા આવે તેને હોંકારાથી, ઢેફાંથી કે લાકડીથી પાછું વાળવું જોઈએ. એટલું સાધન ને એટલી બુદ્ધિશક્તિ આપણને ભગવાને આપી છે. જ્યારે પાસે કંઈ જ ના રહે ત્યારે નાસી ના જઈએ અને 'મહાવીર' બનીએ. પરન્તુ, છતે સાધને એનો ઉપયોગ ના જ કરવો એ વિચારમાં ઈશ્વર પ્રત્યેનો દ્રોહ છે. હા, સાધનનો દુર્વ્યય ના થાય.

શ્રી રામકૃષ્ણે આ વાતનું ઉદાહરણ આપ્યું છે. જંગલમાં થઈને જનાર ભક્તજનને એમણે લાકડી–ફાનસ સાથે રાખવા કહ્યું ત્યારે પેલાએ એથીય મોટો એવો ભગવાનભરોસો બતાવ્યો. શ્રી રામકૃષ્ણ કહે છે કે જે કામ હાથ પગ વડે થઈ શકે તેમાં ભગવાનને શીદ રોકી પાડવા ! અહિંસા એ પણ ભગવાનભરોસાની વાત થઈ. અમોઘ શસ્ત્ર છેવટે વાપરવું જોઈએ એટલું તો આપણે સ્વીકારવું રહ્યું.

### ના, દેશની યુદ્ધજાગૃતિ પૂરતી નથી

ઘણા લોકો માને છે કે આક્રમણથી દેશ જાગૃત થયો, સુંદર જવાબ મળ્યો, પ્રજાએ તાકાત બતાવી. આમ માની લેવું તે ભૂલભરેલું છે. યુદ્ધને પહોંચી વળવા આપણી પ્રજાએ જે પ્રયાસ કર્યો તેથી કેંકગણા વધારે બીજી પ્રજાઓ કેટલીય વાર કરી ચૂકી છે. આપણે જે કાંઈ કર્યું છે તેથી રોજિંદા જીવનમાં જરા જેટલીય ઊણપ જણાઈ નથી. ઉચાટ રહ્યો હોય તો આસામમાં, બીજે તો એના પડછાયા નહીં જેવા જ વરતાયા છે.

આપણે તો સંરક્ષણ સહાયના નામે ભરપટે મનોરંજન કર્યું છે, નાટક–તમાશા કર્યા છે, ખૂબ મહાલ્યા છીએ. હરીફૂદીને, ખેલીને, નચિંત રહીને, સમૃદ્ધિનાં પ્રદર્શન કરીને સંરક્ષણને સંભાર્યું છે. નિશાળની છોકરીઓની લાગણી ઉશ્કેરી એમના કાનની વાળી ને નાકની નથણી ઊતરાવી લેતાં પણ અચકાયા નથી. આદિવાસીઓના ગામમાંથી પાંચ હજાર ઊઘરાવીને હર્ષ કર્યો છે, દૂઝણી ગાયો લીધી છે, સૌભાગ્યની બંગડીઓ ગરીબ કે મધ્યમવર્ગમાંથી પણ લઈ લીધી છે. હા, એમણે આપી છે. પણ સમારંભોના સ્થળોએ મોટરોની કતારની કતાર લાગેલી હોય ત્યારે કોઈના નજીવા આધાર આક્રમણના પહેલા જ મહિનામાં માગી લેતાં આપણે અચકાયા નથી. થોડા બળતણે જે ઊભરો ચઢે તેને આપણે દૂધ જ દૂધ માની લીધું છે. ને ફરી ઊભરા કર્યે જ સંતોષ માનીશું એવી છાપ ઊભી કરી છે. પરાધીન પ્રજાના સ્વરાજ માટેના પહેલા પ્રયત્નોમાં ચાલી શકે તેને જ હજુયે આટલાં વર્ષો પછી આપણે સશસ્ત્ર સંરક્ષણ માટે પૂરતું ગણી હરખાઈએ છીએ. યુદ્ધનું મૂલ્ય કે એની ભીષણતાને છેટે રાખી પરદેશની સહાય ઉપર જ આપણે આધાર રાખવો છે. અને પરદેશી સહાય પહોંચાડનારા તો જાણે છે કે એમનું યુદ્ધ એમનાથી દૂર બીજા લોકો લડે તો કેવું સારું !










## [૨૮] આદતનું જોર

જર્મનીનાં જુદાં જુદાં કારખાનાંઓમાં લાંબા સમય સુધી 'શ્રમયજ્ઞ' દ્વારા Dignity of labour(શ્રમગૌરવ)નો ગળાબૂડ અનુભવ લીધાનો કંટાળો શરીરને કાંટાળો બનાવી રહ્યો હતો, અને શરીરની અંદરનો સુંવાળો આત્મા તેને કારણે વિંધાતો હતો—લોહીલુહાણ થતો હતો. આ નિર્દય ધાતુની ધમધમતી દુનિયાને છોડી—તરછોડી નાસી જવાનું મન તો કાયમ થયા કરતું હતું, પણ મજબૂરી શૃંખલા બની તનને જકડી રાખતી હતી. આ 'આર્થિક ચમત્કારના દેશ'માં એક પણ સપ્તાહ કામ વિના પોસાય નહિ. કામ ન કરો તો ભૂખે મરવાનો વખત આવે તેવી આ દુનિયા! આર્થિક ચમત્કારની દુનિયા! અને કામ તો જોઈએ ત્યારે અને જોઈએ ત્યાં તાબડતોબ મળી રહે. જર્મનીનાં મોટા ભાગનાં કારખાનાંઓના દરવાજા પરદેશી બાહુબલ માટે કાયમ ઉઘાડા જ હોય!

બોશ કંપની માટે રેફ્રિજરેટર તૈયાર કરતા એક કારખાનામાં હું છેલ્લાં બે એક વરસથી 'શ્રમયજ્ઞ' કરતો હતો. મોટે ભાગે રાતપાળી: 'દિવસપાળી' યુનિવર્સિટીના લેક્ચરહૉલમાં કરતો હતો—ઝૂમતાં ઝોકાં ખાવાની! પ્રગતિનું કોઈ ચિહ્ન દૃષ્ટિગોચર થતું નહોતું: અને થાયે ક્યાંથી? મન પરોવીને વાંચવાનો (મતલબ કે અભ્યાસ કરવાનો) સમય કે તે માટેની માનસિક સ્વસ્થતા મળે તો ને! કહાય એટલા માટે જ હું વોલ્ફની છાની છાની ઈર્ષ્યા કરતો હતો. વોલ્ફ અમારા કારખાનાનો ડૉરકીપર: દરવાન. નાનકડી ઉષ્માભરી એવી કાચની કૅબિનમાં બેસી આખી રાત એ (સમયની બેફામ કતલ કરનારાં) પુસ્તકો વાંચ્યાં કરે તેમજ જેનો ધુમાડો નાક વાટે ભેજાના મધ્યભાગ સુધી પહોંચી જાય તેવી અત્યંત કડક જર્મન સિગરેટો ફૂંક્યા કરે અને કમનસીબે કોઈ રડ્યોખડ્યો ટેલિફોન આવી ચડે તેનો 'યા! યા!..સો! સો!...ગૂટ! ગૂટ!... આલઝો ...આઉફવીડાઝોરન!' જેવા રડ્યાખડ્યા શબ્દો વડે નિકાલ લાવી એક ભરપૂર બગાસું ખાય...ભરપૂર બગાસું ખાધા પછી એક ભરપૂર અંગડાઈ લે અને આંખો ચોળતો ચોળતો ઊભો થાય: એની ભારેખમ કાયા અમે જ્યાં કામ કરતા હોઈએ ત્યાં ખોડંગાતી ચાલે આવી પહોંચે: મધરાતે ટેલિફોન કરનારાને બેચાર સંભળાવતો ખુરસીમાં ફસડાઈ પડે અને એકાદ પલકારામાં પુનઃ ધુમાડાનાં ગીચ વર્તુળો રચાઈ જાય: ધુમાડાના દુકૂલમાંથી એની શાંત નજરો અમારા (ખાસ કરીને મારા) બાહુબલનું સર્કસ જોતી રહે. એની જોવાની રીત જ કંઈ એવી હતી કે અમને (ખાસ કરીને મને) એમ જ લાગતું જાણે એ અમારી (ખાસ કરીને મારી) દયા ખાઈ રહ્યો છે! કઠોર કૃપાનિધિ! સવારે અમે નાહીધોઈને ઘરનો માર્ગ લેતા હોઈએ ત્યારે વોલ્ફ તો પોતાની મેર્સિડસ ગાડી લઈ ક્યારનો રવાના થઈ ચૂક્યો હોય...અમે ફરી એની છાની છાની ઈર્ષ્યા કરવા મંડી જતા: વોલ્ફે તો ક્યારની એક ઊંઘ પણ ખેંચી કાઢી હશે! ખરો નસીબદાર

છે આ વિશ્વયુદ્ધમાં અપંગ બનેલો માનવી !

*

વોલ્ફ અઠવાડિયામાં બે જ રાત ' કામ ' કરે : બાકીના પાંચ દિવસ આરામ કરે. જર્મન સરકાર તરફથી, વિશ્વયુદ્ધમાં અપંગ થયાનું, એને વળતર મળતું હોવાથી સત્તાવાર રીતે વધુ ન કમાવાને એ બંધાયેલો હતો. શી મધુર મર્યાદા ! આથી અમારું નસીબ સારું કે એ બારેકાય ખુશનસીબ માનવી અમને (ખાસ કરીને મને) પોતાની દયાભરી—દયા ખાતી દૃષ્ટિ વડે માત્ર બે જ રાત અકળાવી શકતો હતો ! એણે અમારી (ખાસ કરીને મારી) આ અકળામણ કળી હશે કે શું કે એક મધરાતે એણે મને પૂછ્યું :

—આદમ, તું અંગ્રેજી જાણે ખરો ?

મેં ' હા ' ભણી.

—વાંચી શકે ખરો ?

—હા.

—લખી શકેય ખરો ?

—હા.

—બોલી શકેય ખરો ?

—હા.

—પરફેક્ટ ?

હું હસી પડયો. જર્મનીમાં ભાષાજ્ઞાનનો સહેજ સરખોય ઉલ્લેખ થાય અને આ ' Perfekt ' શબ્દ ન આવે તેને જગતની એક અજાયબી જ ગણવી ! અંગ્રેજી ન જાણતા ચાર જર્મનોના વર્તુળ સમક્ષ કોઈ પાંચમો જર્મન આપણા જેવા આગંતુકને ' Speak you Englisch ? ' જેવો સડાક કરતો સવાલ કરી બેસે અને તેનો જવાબ સાંભળ્યા વગર વધુ ચારપાંચ અટપટા અંગ્રેજી શબ્દો રુઆબભેર બોલી બતાડે એટલે એના ગયા પછી પેલા ચાર પ્રભાવિત જર્મન બિરાદરો બોલી ઊઠવાના : ' જોયું ને ? હૂગોનું અંગ્રેજી એટલે **પરફેક્ટ** ! ' શેકસ્પીઅરના મુખ ઉપર લાજની લાલિમા પથરાવી દે તેવો આ પ્રશ્ન ખરો તે ખરું, પણ હૂગોનું ' સ્પીક યૂ એંગલિશ ? ' અંગ્રેજી પરફેક્ટ ગણાતું હોય તો પછી ' Do you speak English ? ' પ્રશ્ન કરનારાનું અંગ્રેજી શા માટે ' પરફેક્ટ ' ન લેખાવું જોઈએ ? મેં વોલ્ફને કહ્યું :

—ઓ યા, પરફેક્ટ !

વોલ્ફે એકાએક સિગરેટ ચેતાવી અને વાતાવરણમાં ધુમાડાના મહેલ રચવા મંડી ગયો. જાણે અમારી વાતચીત ધુમાડાનું રૂપ ધારણ કરી વાતાવરણમાં ઓસરી ગઈ !

*

ફરી એકવાર એણે મને પૂછ્યું :

—તું કારખાનામાં શા માટે કામ કરે છે ?

—કારખાના સિવાય બીજે ક્યાંય કામ મળતું નથી તેટલા માટે.

વોલ્ફ ચુપ રહ્યો. એકાદ મિનિટમાં તો વાતાવરણમાં ધુમાડાનાં ચક્રો ગતિમાન થઈ ગયાં.

—બોલ, તું લાયબ્રેરીમાં કામ કરવા માગે છે ?

—લાયબ્રેરીમાં ?

—હા.

—શાનું કામ ?

—લાયબ્રેરિયન તરીકે !

—સાચે જ લાયબ્રેરિયન તરીકે ?

—હા હા !

મેં સહેજ સરખા વિલંબ કે વિચાર વિના હા પાડી દીધી. વોલ્ફે રિસીવર ઉપાડ્યું, અને...

—ગુટન આબેન્ટ, ગિઝલા !...તબિયત ?...મજામાં ? ...ઠાં કે...ભૂડાં જનોની સ્થિતિ કાયમ સારી જ હોવાની ...કેમ કંઈ દેખાતી નથી ?...બહુ કામ રહે છે ?... લાયબ્રેરીના શા હાલ છે ?...કોણ ? મિસ ડનલોપ ? ...નવી ચીફ લાયબ્રેરિયન ?...ગિઝલા, સાંભળ ! મારે એક હિંદુસ્તાની મિત્ર છે...અહીં માઈન્ટ્સ યુનિવર્સિટીમાં અભ્યાસ કરે છે અને અમારે ત્યાં કારખાનામાં કામ કરે છે...અંગ્રેજી જાણે છે...ઓ યા, પરફેક્ટ ! ...જોબ મળી શકે તેવી શક્યતા ખરી કે...ક્યારે ?

[ અનુસંધાન માટે જુઓ પાનું ૬૫ ]





ધૂમકેતુ

# વડોવન

કુદરતને ખોળે ઘૂમીને જે કુદરતનું પાન કરવાની તક મળે છે તે તૃપ્તિનો ઓડકાર લેખક-હૃદયને વાંચકો સુધી પહોંચાડવાનું સૂઝે છે. સૌરાષ્ટ્રની લીલી નાઘેર ગણાતા ચોરવાડ પ્રદેશના નૈસર્ગિક સૌંદર્યનું આ તલસ્પર્શી પાન આપણને જાણીતા કલમ-કાર કરાવે છે એ દરેક રીતે પ્રેરક નીવડે તેવું અભ્યાસુ પણ છે...

ચોરવાડ પાસે વડોવન છે. વડોવન તે પહેલાં પણ જોયેલ તો હતું. એ સ્થાનની રમણીયતા કેવળ એક મોટા વડલાને આધારે છે. લગભગ પાંચ છ વીઘાં જમીન રોકીને ઊભેલ આ વિશાળ વડલાની વડવાઈઓ ચારે તરફ એવી રીતે ફેલાઈ ગઈ છે કે એટલામાં સુંદર ઘટ્ટ છાયા બની ગઈ છે. એ છાયાને પોતાનું અનોખું આકર્ષણ છે. માણસનું મન ઘડીભર તો ત્યાં જ રોકાઈ જવાનું કરે, એવી એની મોહિની છે. અને છતાં કૃત્રિમ કોઈજ સાધન ત્યાં નથી—સારી બેઠક કે સારો ખૂણો કે એવું કાંઈ.

અલબત આ વડલો કલકત્તાના પ્રખ્યાત ઇડનગાર્ડનના વડલાના હિસાબમાં તો નાનો બાળક જ લાગે અને કબીરવડના પ્રમાણમાં પણ લઘુ ગણાય. પણ ત્રીજા વડ તરીકેનું સ્થાન એને મળી ન શકે? કદાચ હોય, એવું લાગે છે. બીજા આવા કેટલા વડ ક્યાં ક્યાં છે એની તપાસ કરીને માહિતી ભેગી કરવામાં આવે તો વડોવનનું સ્થાન નક્કી કરવામાં એ ઉપયોગી થાય. અને તો ચોરવાડનાં અનેક આકર્ષણોમાં એક વધુ આકર્ષણ ઉમેરાય. અત્યારે તો એ સ્થાનની રમણીયતા કુદરતદીધી એટલી જ છે. પણ એને વધારી શકાય છે.

...ન જતાં એક ભાષાશાસ્ત્રનો પ્રશ્ન પણ શીખવાનો ... રસ્તાનું બરાબર ધ્યાન ન હતું. ને ચાલતો ... હતો. એટલે એક ભાઈને 'વડ' ક્યાં છે ...'. એ ઘડીભર વિચારમાં પડી ગયો. અને ...ન સુધારતો હોય તેમ બોલ્યો—'વડ? વડ ...નો કો'ને—એ તો આ રહ્યો...' વડ અને ...નો આ લોકભાષાનો ભેદ આપણાં પુસ્તકોમાં ... ન મળે. પણ ગુજરાતી ભાષાની સમૃ...વતો આ ભેદ સ્વીકારીએ તો એમાંથી આપણા વિદ્દ્જનોએ હવે લોકભાષાનો અભ્યાસ આ દૃષ્ટિએ કરવા જેવો લાગે. સામાન્ય હોય તે વડ. પણ આવી જટાજુટ વડવાઈઓવાળો મોટો હોય તે વડલો. 'વડોવન' શબ્દ પણ એ ભાવનો સૂચક છે.

પહેલાં તો આહીં જે માતાનું મંદિર છે તેની માહિતી મેળવવા પ્રયત્ન કર્યો તો 'અગતાઈમાતા' 'સગતાઈ માતા' એમ શબ્દો મળ્યા. પણ એ વાત બરાબર બંધ બેઠી નહિ. વાડીમાં કામ કરતા હરિભાઈ અને જગમાલભાઈ પાસે જઈને રામરામ કરીને ખાટલા ઉપર બેઠો. હરિભાઈ પણ સિત્તેર વર્ષના. હું પણ સિત્તેરનો. ૫૬ ના દુષ્કાળનાં એમનાં સંભારણાં સાંભળીને ઘડીભર નવાઈ લાગે કે અન્ન વિના માણસ આ સ્થિતિએ પહોંચી જતો હશે? એણે કહ્યું: 'મેં સગી આંખે જોયું હતું. એક બાઈ, રાન રાન ને પાન પાન માછીમારો પાસે દેવતા માગે. હાથમાં એનું 'ઝીણકું' બાળક અને કડાકા કોણ જાણે કેટલા દિના' પણ એ બાળકને શેકી ખાવા સિવાય બીજો કોઈ ઉપાય એની પાસે નહિ. માછીમારોએ બે માછલાં એને આપ્યાં. અને એ બચી ગઈ. પણ મૂઠી ધાન ક્યાંય માગ્યું તો ન મળે, પૈસા દેતા પણ ન મળે એવો એ વખત હતો. આખો બાવળ એ પૈસામાં લોકો દઈ દેતા હતા! એ જમાનો હે ભગવાન! એવો દી કોઈ દી દેખાડીશ નહિ.'

હરિભાઈએ આ સંસ્મરણો કહ્યાં. બીજી પણ જમાનાજૂની વાતો કહી. છેવટ જગમાલભાઈ પાસેથી એક વાત મળી. એ ભાઈ કાંઈક ભણેલા ને જાણકાર લાગ્યા. એમનો ખુલાસો—અગતાઈ અને સગતાઈ માતા સંબંધે એમણે આપ્યો. મૂળ શબ્દ આદ્યશક્તિ. પરમાર રજપૂતોની એ મહાદેવી. આ બધા હવે ખેડૂત ને કોળી બની ગયેલા—પોતાનો ઉજ્જૈનના પરમાર

સાથેનો સંબંધ ધરાવે છે.

જેવી રીતે ઉના પાસે એક નાનકડું ગામ—(નામ અત્યારે યાદ આવ્યું નથી) પણ ગામ આફ્રિકાના અસલ સીદીઓનો સીધો વારસો ધરાવે છે, ને ચહેરે મોરે વાળમાં અસલ આફ્રિકાના સીદી જ લાગે છે. એ જેમ કોઈ વિપત્તિના વખતમાં કે વખાના માર્યા આંહી રહી ગયા તેમ કોઈક વખત પરમારોની એક નાનકડી ટુકડી આંહી રહી ગઈ હશે. એના આ બધા વંશજો છે. ચોરવાડના કોળીથી એમની નાત જુદી છે. ને એની નાતનાં છ હજાર માણસો જ્યારે આંહી ભેગાં થાય છે ત્યારે એ આ વડોવનના એક ભાગમાં ક્યાં સમાઈ જાય છે એનો પણ પત્તો લાગતો નથી. એટલો વિશાળ આ વડનો વિસ્તાર છે.

પુરાતત્ત્વનો વિષય છે. પરમારના આદિ પુરુષને શક્તિદેવીએ તલવારની ભેટ આપી એ દંતકથા પ્રસિદ્ધ છે. History of Parmar Dynasty માં એ છે. આંહી એ ઉતારવાનું સાધન નથી પણ ઉજ્જૈનના પરમાર વંશ સાથે આ નાનકડી વાતનો સંબંધ હોય તો ગુજરાતના ઇતિહાસમાં માલવાની એ ચડાઈનો પ્રસંગ સિદ્ધરાજ કુમારપાલના જીવનકાળમાં બન્યો છે એ વિષે વધારે સંશોધન થાય. તો આ લોકોનાં લોકગીતોમાંથી કદાચ એ પ્રસંગ ઉપર વધારે પ્રકાશ પડી શકે.

વડોવન થોડીવાર નિરાંતે બેઠા ને પછી સામંતભાઈ ખેતરમાં રજકો વાઢતા હતા ત્યાં ગયો તો એમણે માતાની અદ્‌ભુત ચમત્કૃતિની વાતો કરી. અને આ દેવીએ એક વખત જૂનાગઢના નવાબને પણ દગામાંથી બચાવવા સ્વપ્નમાં આવીને ચેતવ્યા હતા, એવી શ્રદ્ધાવાણી સામંતભાઈએ વિગતે આપી. પણ 'પાન પપૈયા ને રેંટ ખટુકે વાડીએ ભોં નીલી નાઘેર.' 'ભોં' શબ્દનો અર્થ ત્યાં સ્વ. રાયચુરાભાઈએ 'વાહ' એમ કહ્યો હતો. 'ભોં' એટલે ધરતી એમ નહિ. આપણે 'ભોં' શબ્દ આ અર્થમાં આવતો હોય.

એ તો ઠીક પણ જીવનસંગ્રામની એક ભયંકર તલવાર આ બધા જ શ્રમજીવી વાડીવાળાઓના આ માથા ઉપર લટકી રહી છે એ જાણીને ભારે આઘાત થયો.

સર સયાજીરાવના સમયમાં એણે 'હાથલા થોર'ની વાડોનું નિકંદન કાઢીને ખેતજમીનને દબાવતા એ થોરોને જડમૂળમાંથી ઉખેડી નાખવા કોઈક જંતુ મગાવ્યાં હતાં. ને તેથી હાથલો થોર સૌરાષ્ટ્રમાંથી અદૃશ્ય થઈ ગયો હશે. હવે ક્યાંક દેખાય છે. આંહી ચોરવાડમાં ખેતી કરનારાઓ માટે પાન, પપૈયા, કેળ, સોપારી નાળિયેરી એ બધી ઘણી મહત્ત્વની રોકડીયા પાક જેવી વસ્તુઓ છે. એનાથી એમનું ગુજરાન ચાલે છે. ને હંમેશનાં હંમેશ પૈસા મળી જાય છે, પણ સાંભળ્યું છે કે હવે પાનની વેલમાં કોઈ એવો રોગ લાગુ પડ્યો છે કે એ વેલ હતી ન હતી થઈ જવાનો મોટો ભય છે. બગીચાવાળાઓ પણ એ વાત કરતા હતા. તો હાથલા થોરના જંતુની વાત ઉપરથી આ દિશામાં સત્વર અને અસરકારક પગલાંની આવશ્યક્તા છે. નહિતર ચોરવાડામાંથી પાન હંમેશને માટે વિદાય લઈ લેશે.

આ વિષે તપાસ પણ થઈ હશે ને બધાનું ધ્યાન દોરાયું હશે. પણ આ જંતુઓ કેવી ઝડપથી વિનાશપંથ સરજી શકે તેવાં હોય છે તે સમજવા માટે સર સયાજીરાવનું હાથલા થોરનું ઉદાહરણ યાદ કરવા જેવું છે. અને વિજ્ઞાનના આ જમાનામાં વૈજ્ઞાનિક રીતે આ અનિવાર્ય જંતુયુદ્ધ તરત શરૂ કરવું જરૂરી છે. નહિતર આ પ્રદેશના અર્થકારણમાં મોટી ગેરવ્યવસ્થા થઈ જશે.

સમુદ્રે હવે રૂપ બદલાવ્યું છે. નીલશ્યામે પોતાની રૂપલીલા સંકેલવા માંડી છે. એનાં ડહોળાં મોજાંથી આખો સમુદ્ર ખળભળી રહ્યો છે. ને આ ચિહ્ન આવતી વર્ષાઋતુનાં છે. ખારવાનાં ને માછીમારોનાં સાત સાત ને આઠ વરસનાં નાનકડાં છોકરા જે આખો દિવસ પોતાનો 'ટ્રેઈનીંગ' ક્લાસ ચલાવતાં હતાં ને મોજાં સામે દોડીને મોજાં સાથે પાછા ફરતાં હતાં તે ગઈકાલથી હવે મોજાં સામે દોડતાં બંધ થઈ





ગયાં છે. ને તરવા પડવાનું પણ બંધ કર્યું છે. માછીમારોએ સમુદ્રના ગૌરવને માન આપવા પોતાની હોડીઓ આઘે ખેસવી લીધી છે. ને દરિયાના પાણીમાં ધોઈને જાળોને સાફ કરવા માંડી છે. હવે સમુદ્રમાં જવાનું બંધ થયું છે. તે પહેલાં તો સાંજે ૭ વાગ્યે એ નીકળતા. આખી રાત સમુદ્રમાં રહેતા. સવારે હોડીમાંથી મશીનનો અવાજ આવે ને ખબર પડે કે સમુદ્રમાં જવા માટે માછીમારો નીકળે છે એ હોડીઓ હવે સમુદ્રના મોજાં ન પહોંચે એટલે આઘે ખસેડાઈ ગઈ છે. ને ચોમાસા દરમ્યાન એમને સમરાવીને તૈયાર કરવાનું કામ શરૂ થઈ ગયું છે.

સમુદ્રની ભરતીની એક કૂંચી એક ભાઈએ બતાવી: જે તિથિ હોય તેને પોણાથી ગુણો. છઠ્ઠ હોય તો છ પોણા સાડાચાર. સાડાચાર દિવસે ભરતી આવે, રાત્રે સાડાચારે ભરતી આવે એવો એનો અંદાજ નીકળે.

સમુદ્રના અભ્યાસનાં પુસ્તકો તો હજી આપણે ત્યાં પ્રસિદ્ધ થયાં નથી પણ લોકસંપર્કનો અભ્યાસવર્ગ ન નીકળે ત્યાં સુધી એ શકય પણ નથી. આંહીં સમુદ્રકિનારે એનાં મોજાં નિહાળતાં નિહાળતાં માણસ અપાર, અગાધ, અદ્રશ્ય, અને અજ્ઞેય એવી જલસૃષ્ટિના સંપર્કમાં જેમ જેમ આવતો જાય તેમ તેમ એને લાગે એ કાંઈ જ નથી. અને એ વસ્તુ જ એને નવો પ્રાણ પણ આપે. ખરેખર! ગુજરાતનો આટલો વિશાળ સમુદ્રપટ એની પ્રજાને અભિનવ પ્રાણ આપવાની જેવી તેવી શક્તિ ધરાવતો નથી. એ દિશામાં સાહિત્યની દષ્ટિએ કરવા જેવું ઘણું વણખેડેલું પડયું છે. ગુજરાતી સાહિત્ય જ્યારે લોકને ઘડવાનું કામ કરી રહ્યું છે ત્યારે ગુજરાતનાં આવાં આવાં અનેક રમણીય દશ્યો અને રમણીય સંગ્રામો પણ એણે હવે સંઘરવા ઘટે છે. સાહિત્ય ક્ષેત્રમાં વિવિધતા તો આવશે.

આર્થિક રીતે ખેતી ન પોસાય, પશુપાલન ન પોસાય એવી જો આપણી ગામડાંઓની દશા રહેશે તો ધીમે ધીમે એ ક્ષેત્રોમાંથી માણસો અદશ્ય થવા માંડશે. અને આપણો મોટામાં મોટો પ્રશ્ન અન્નનો બની જશે.

અત્યારે ચોરવાડમાં જ દૂધ લગભગ નથી મળતું એમ કહીએ તો ચાલે. પશુપાલન વેઠઉતાર જેવું જ હવે થાય છે: ડેન્માર્કી દૂધનો પાવડર આપણા દેશી તાજા દૂધ કરતાં વધારે સારો છે એ અનુભવ થાય છે. પણ તો પ્રશ્ન આ થાય છે કે પશુપાલન અને ખેતી એ બન્ને આપણા ઉદ્યોગીકરણના સંચાલનમાં હોમાઈ તો નહિ જાય ને?

એ રીતે નવી ગ્રામપંચાયતો બીજી બધી વાત છોડીને પોતાની ખેતી અને પશુપાલન માટે શું શું કરવું જોઈએ તેનો જ વિચાર પ્રથમ કરે. સ્થાનિક તમામ પ્રશ્નોનો એની એ જગ્યા ઉપર નિકાલ થઈ જાય એવું તંત્ર આશીર્વાદ સમાન તો જ નીવડે જો ગ્રામપંચાયતો સ્થાનિક પ્રશ્નોનો પૂરતા જ્ઞાનથી નિકાલ કરવા જેટલી અભ્યાસી બની હોય. એ દષ્ટિએ પણ સાહિત્ય અત્યારે અગત્યનું સ્થાન ધરાવે છે, આમ એક તરફથી પ્રજામાં અભિનવ પ્રાણ પ્રેરવાનો દરેક પ્રયત્ન આવકારદાયક છે તો બીજી તરફથી એ પ્રયત્ન કેવળ ઔપચારિક જ થઈ ન રહે એ જોવાનું રહે છે. ડૉ. રાધાકૃષ્ણને, ડૉ. શ્રીમાળીએ બધાએ ભારતવર્ષની ભાવાત્મક એકતા ઉપર તો ઘણી મદાર બાંધી છે. પણ જે ભદ્રંભદ્રી પ્રયોગોથી ભાષાનું નિકંદન દિલ્હીથી શરૂ થયું છે તે વિષે કોઈએ વિચાર પણ કર્યો છે ખરો?

આ ભદ્રંભદ્રી પ્રસાદી રહી:

Time Table એટલે સમયપત્રક નહિ સમય સારણી?

Sub Post-office એટલે ઉપ ડાકઘર! ઉપગ્રહોની પેઠે એ પોસ્ટ ઑફિસને ફેરા મારતી હશે!

આ ભદ્રંભદ્રી, કેટલેક અંશે ભયંકર હિંદી શબ્દો આપે છે કોણ?



હૈદ્રાબાદના નીઝામે કેન્દ્ર સરકારને લખી જણાવ્યું હતું કે પોતે તદ્દન ગરીબ હોવાથી પોતાના સાલિયાણાની રૂપિયા પચાસ લાખની આવકમાંથી રાષ્ટ્રિય સંરક્ષણ ફંડમાં પોતે કાંઈ ફાળો પણ આપી શકશે નહિ!



પન્નાલાલ પટેલ

# ખેડબ્રહ્મા

આપણાં ધર્મસ્થળો, તીર્થસ્થળો કે પર્યટણસ્થળોની આસપાસ એવી તો મોટી કથાઓ ફેલાયેલી હોય છે કે એમાં દરેકને જુદી જુદી રીતે રસ પડે. એવી જ એક દંતકથાને આપણા જાણીતા લેખકે અહીં બાળભોગ્ય શૈલીમાં બહેલાવી છે જે ગુજરાતના આ સ્થળ વિષે વાંચકોમાં રસ અને જિજ્ઞાસા જગાડશે...

તમે ખેડબ્રહ્માનું નામ તો કદાચ સાંભળ્યું હશે. બ્રહ્માના ક્ષેત્ર ઉપરથી લોકો એને બ્રહ્માની ખેડ પણ કહે છે. એ આપણા ગુજરાતની છેક ઉત્તરે આવેલું છે. બ્રહ્મા જેમ ભગવાનનું મુખ ગણાય છે એ રીતે ગુજરાતના નકશામાં જોશો તો ખેડબ્રહ્મા પણ ગુજરાતનું જાણે મોં જ છે બરાબર. વળી અમદાવાદ-પ્રાંતીજ રેલ્વેનું સ્ટેશન પણ ખેડબ્રહ્મા જ છેલ્લું છે.

અત્યારે તો જો કે આ તાલુકાનું મુખ્ય ગામ હોઈને ઘણું બધું આબાદ થયું છે. સરકારી કચેરીઓ, શાળાઓ અને આસપાસની આદિવાસી પ્રજા માટેનો એક સેવાશ્રમ પણ ચાલી રહ્યો છે જે જોઈને આપણને પણ એમાંથી પ્રેરણા મળે. વળી ગામ અને સ્ટેશન વચ્ચેની નદી ઉપર આપણી સરકારે બાંધેલો પુલ પણ આ ગામના વિકાસમાં ઘણો બધો લાભદાયી નીવડ્યો છે ને એને લીધે સ્ટેશન તરફના ભાગમાં ગામનો સારો એવો વિકાસ થયો છે. અહીં હરણાવ નામની મુખ્ય નદીને ભીમાક્ષી તથા કોસંબી નામની નદીઓ મળે છે તેથી એ ત્રિવેણી-સંગમનો લોકોમાં ભારે એવો મહિમા મનાય છે. ઉપરાંત અંબામાનું મંદિર પણ છે. એની પણ લોકમાં એવી દંતકથા છે કે આરાસુરવાળાં અંબાજીનું મૂળ થાનક ખેડબ્રહ્મા જ હતું. પરંતુ અત્યારે તો આપણે અંબામાતાની દંતકથા કહેવા કરતાં જેમના મહિમાથી આ ખેડબ્રહ્મા પડ્યું છે એની જ એક દંતકથા કહીશું.

આમ તો જો કે ખેડબ્રહ્મા વિષે ઘણી બધી દંતકથાઓ છે. કારણ કે અહીં જાતજાતના દેવોનાં મંદિર પણ એટલાં છે. એટલે પછી એમની આસપાસ દંતકથાઓ પણ એવી ચાલી રહે છે કે એમાંથી કેટલી સાચી ને કેટલી ખોટી એ એક સવાલ છે. અહીં એક સાવિત્રીની ચોરી છે, તો ભૃગુ ઋષિનો આશ્રમ પણ છે ને એની પણ દંતકથા છે. અરે ખુદ બ્રહ્મા-બ્રહ્માણીના મંદિર વિષે પણ ભાતભાતની દંતકથાઓ ચાલે છે. પણ એમાંથી હું, મારા એક મિત્રે મને કહી સંભળાવી હતી એનો જ અહીં ઉલ્લેખ કરીશ. અલબત્ત, આ દંતકથાને પણ કોઈએ આધારભૂત માની લેવાની જરૂર નથી. બલ્કે અન્ય દંતકથાઓની જેમ આને પણ કલ્પનાનું સર્જન માનીને જ આપણે તો ચાલવાનું છે.

સાવિત્રીનું નામ તો તમે સાંભળ્યું હશે. પતિ પ્રત્યેના પ્રેમના બળે યમરાજ પાસેથી પતિના મૃત્યુને એ જીતી લાવી હતી.

કહે છે કે પુરાણકાળમાં, બલકે વેદકાળમાં અશ્વપતિ નામે રાજાને સાવિત્રી નામની ઘણી જ સુંદર એકની એક દીકરી હતી. એક દિવસ અશ્વપતિની આ દીકરી પોતાની દાસીઓ સાથે વનવિહાર કરવા નીકળી પડે છે. વનની અંદર જાતજાતનાં ફૂલો ને જાતજાતનાં પક્ષીઓ જોતી જોતી એક ખખડધજ ઝાડ પાસે





આવતાં સાવિત્રી એકાએક થંભી જાય છે. એની નજર થડને ટેકે મૂકેલા એક અધૂરા ચિત્ર ઉપર ચોટી ગઈ છે. ચિત્રની આસપાસ રંગ અને પીંછીઓ પણ પડેલી છે. દાસી-ઓને પણ આ જોઈને નવાઈ લાગી. કારણ એટએટલામાં કોઈ માણસ તો હતું નહિ. પછી આ ચિત્ર ક્યાંથી ?

ગમે તેમ, પણ ચિત્ર હતું તો એ ચિત્રનો ચીતરનાર પણ હોવો જોઈએ. એટલે પછી આ દાસીઓએ સાવિત્રીને ત્યાં બેસાડી ચારે બાજુ તપાસ આદરી.

થોડીક વાર થઈ હશે ને સાવિત્રીના કાને કોઈક આવતું હોય તેવો અવાજ આવ્યો. આ સાથે જ એ સંતાઈ જાય છે.

સંતાઈને જુએ છે તો રાજાનો, બલકે દેવનો દીકરો હોય એવો એક ફૂટડો જુવાન રમતિ-યાળ ચાલે ચાલતો પેલા થડ આગળ જઈ બેસે છે. માણસના કદની એ ચિત્રપાટી હાથમાં લે છે ને અધૂરું ચિત્ર ચીતરવા લાગે છે. સાવિત્રી એની પાછળ પેલા થડ ઓથે લપાઈને જોયા કરે છે.

તમને થશે, રાજાની કુંવરીને ચિત્રોનો કંઈ તોટો હશે તે આ ચિત્ર ઉપર આટલી બધી એ મોહી પડી હશે ને સંતાઈને જોયા કરતી હશે ?

પણ મૂળ કારણ એ હતું કે પેલું અધૂરું ચિત્ર એક તો છોકરીનું હતું ને તેમાં પાછું પોતાને જ મળતું આવતું હતું. પરંતુ પૂરું થયા વગર કેમ ખબર પડે કે એ પોતાનું હતું કે બીજી કોઈ છોકરીનું હતું ?

એટલે એ અદ્ધર શ્વાસે જોવા લાગી. એણે જોયું તો પેલો જુવાન ચીતરતાં ચીતરતાં વારે ઘડીએ અટકી જતો હતો. અને જાણે એ ધ્યાન ધરતો હોય, અંતરમાં ડૂબકી મારી કશુંક જોતો હોય એ રીતે એ આંખો પણ મીંચી જતો હતો....વળી પાછો થોડુંક ચીતરતો ને વળી એ પાછો આંખો મીંચી જોતો હતો.

આમ કરતાં કરતાં દિવસ ઢળવા લાગ્યો. દાસીઓ પણ હવે આવતી હોય તેમ લાગતું હતું. સાવિત્રીને થયું કે પોતે ખુલ્લી પડી આ જુવાનથી વાતચીત કરે, એને પૂછી જુએ કે તમે કોણ છો ને કોનું આ ચિત્ર ચીતરો છો ?

પરંતુ એક તો દાસીઓ આવી રહી, ને બીજું ચિત્ર પણ હજી અધૂરું હતું. એટલે પછી પૂછવાનું બીજા દિવસ ઉપર મુલતવી રાખી પોતે જ સામેથી જઈ દાસીઓને જઈ મળી. પેલો ચિત્રકાર આવ્યો હતો એ વાત પણ એણે દાસીઓને ન કરી. વાતો પણ બીજી બીજી કરવા લાગી. કેમ જાણે પેલા ચિત્રકાર જુવાનને ભૂલી ગઈ ન હોય.

પણ ખરું પૂછો તો એ આખીય રાત સાવિત્રીને ઊંઘ ન આવી. એમ જ થયા કરતું હતું ક્યારે સવાર થાય ને ક્યારે પોતે વનવિહાર માટે નીકળી પડે. ક્યારે પેલા જુવાનને મળે ને ચિત્ર એને ક્યાંથી સૂઝયું એ એને પૂછી ક્યારે પોતાની ઇંતેજારી શમાવે.

સવાર પડતાં આ વખતે તો એણે તો દાસીઓ પણ ઝાઝી સાથે ન લીધી. એક બે જે સાથે હતી એમને પણ એણે પેલું

સ્થળ આવતાં ફૂલ વીણવા આડી અવળી મોકલી દીધી.

ને દબ્યે પગે એ વળી પાછી ગઈ કાલની જેમ પાછળથી છૂપાઈને જોવા લાગી.

ચિત્ર પૂરું થયું. ચિત્રકારે એને થડ સાથે ઊભું કર્યું. પછી પોતે દૂર જઈને ચિત્રને જોવા લાગ્યો.

પણ આ શું ? ચિત્ર તો એક જ હતું જ્યારે એને એવી જ એક બીજી આકૃતિ પણ થડની બાજુમાં દેખાતી હતી. જુવાને આંખો ચોળીને વળી જોયું. છતાંય આકૃતિઓ તો બેની બે દેખાઈ રહી. ક્ષણભર તો એને થયું કે પોતે કદાચ પાગલ થઈ ગયો છે ! ને વળી એણે માથું ધુણાવ્યું, આંખો ચોળી ને વળી પાછી નજર નાખી.

પણ એટલામાં તો એની જાણે દયા ખાઈને ન હોય એ રીતે લજ્જા પામતી ને હોઠોમાં હાસ્ય છૂપાવતી સાવિત્રી આગળ આવી.

જુવાન એની પાસે ધસી આવ્યો. પૂછવા લાગ્યો : 'દેવી, ક્ષમા કરજો, પણ તમને હું પૂછી શકું છું કે તમે તો આ ચિત્રમાંથી પ્રગટ્યાં છો કે પછી મારા આ હૈયામાંથી ?'

સાવિત્રી ન બોલી. નીચું જોઈને શરમાઈ રહી. જુવાને વળી પાછો પ્રશ્ન કર્યો : 'પહેલાં તો આપ કોણ છો એ મને કહો ને બીજું કેવી રીતે આપે આ મારું ચિત્ર પાટી ઉપર ઉતાર્યું એ કહેવાનો પણ અનુગ્રહ કરો !'

પછી તો સત્યવાને પોતાનો પિતા દુશ્મનના હાથે કેવી રીતે રાજ્ય હાર્યો ને ક્યારથી પોતે અંધ માબાપ સાથે આ વનમાં વસવાટ કર્યો વગેરે વાત સાવિત્રીને કહી સંભળાવી અને પછી ચિત્ર વિષે ચોખવટ કરતાં કહ્યું : 'આપને જોઈને તો મને પણ નવાઈ લાગે છે દેવી, કે આપને કોઈ વાર જોયા વિના ક્યાંથી મને આપનું જ સ્વપ્ન આવ્યું ને એ જ સ્વપ્નને શા માટે આ પાટી ઉપર સાકાર કર્યું. હું પણ એ નથી સમજી શકતો.' અને ઉમેર્યું : 'પણ એનો અર્થ હું એમ કરું દેવી, કે આમાં કોઈ દૈવનો સંકેત હોવો જોઈએ.'

'મને પણ એમ જ લાગે છે કુમાર !' સાવિત્રીએ પણ આ વાતમાં સંમતિ દેખાડી.

પછી તો બેઉની વાતે એવો તો પ્રેમ જાગે છે કે—આખરે સાવિત્રી માતાપિતા આગળ આ વનવાસી રાજકુમાર ઉપર પોતાનો પ્રેમ હોવાનું જાહેર કરે છે. ને છેવટ લગ્ન કરવા માટે હઠ પકડે છે.

એવામાં નારદજી સાવિત્રીના પિતા અશ્વપતિને મળવા આવે છે. એમની આગળ રાજારાણી દીકરીની હઠ વિષે વાત કરે છે.

નારદજીનું કામ જ લડાવી મારવાનું. એમાં વળી સત્યવાનનું ભવિષ્ય જોયું તો આયુષ્યમાં માત્ર એક જ વર્ષ ખૂટતું હતું.

આ જાણીને સાવિત્રીની માએ તો રોકકળ આદરી દીધી. રાજા પણ દુઃખી દુઃખી થઈ ઊઠ્યો.

પણ સાવિત્રી તો એકની બે ન થઈ તે ન જ થઈ. પછી તો લાચાર બનેલાં રાજા–રાણીએ





નારદજીનું જ શરણું લીધું : 'ગમે તેમ કરો પણ તમે જ આમાંથી માર્ગ કાઢી આપો !'

ને નારદજીએ એવો તો રસ્તો કાઢી આપ્યો ! બ્રહ્માજીના પોતે પુત્ર હોવા છતાંય એમને જ ફસાવવાનો એમણે એક માર્ગ દેખાડ્યો. રાજારાણીને કહે છે : 'એમ કરો, તમારે ને બ્રહ્માજીને સારાસારી છે તો એમને આ લગ્નમાં બોલાવો ને એમની પાસે સાવિત્રીને આશીર્વાદ અપાવો.'

પછી તો રાજાએ સાવિત્રી–સત્યવાનના લગ્નની બ્રહ્માજીને વાત કરી ને આશીર્વાદ આપવા પધારવાને માગણી કરી. એટલું જ નહિ કહેલું કે આપ મારી આ દીકરીને અખંડ સૌભાગ્યવતીના આશીર્વાદ આપવા પધારવાના હો તો જ હું લગ્ન રાખું.

બિચારા બ્રહ્માજી ! એમને શી ખબર કે વરનું આયુષ્ય ટૂંકું હશે ને પોતાને ફસાવવા ખૂદ નારદે જ આ તરકટ રચ્યું હશે !

એ તો બાપડા આવ્યા ને લગ્ન કરી ઊઠેલાં વર–વહુ પગે લાગવા આવ્યાં એટલે સાવિત્રીને માથે હાથ દઈ આશીર્વાદ આપ્યા : 'અખંડ સૌભાગ્યવતી હજો.'

આ સાથે જ નારદજી એવા તો હસી પડ્યા કે સાથે એમની પેલી ચોટલી પણ હસવા લાગી !

ને પછી તો તમને ખબર હશે કેવી રીતે સત્યવાનનું મૃત્યુ થાય છે ને આખરે સાવિત્રી યમરાજા પાસે એક પછી એક વરદાન માગતાં છેવટમાં સત્યવાનના જીવને પણ પાછો લઈ આવે છે ને એ રીતે બ્રહ્માજીના આશીર્વાદ પણ સાર્થક બને છે.

કહે છે કે આ રીતે પોતાની એકની એક દીકરીનું જીવન ધન્ય કરી આપનાર બ્રહ્માજી પ્રત્યે પોતાની ભક્તિ અને કૃતજ્ઞતા વ્યક્ત કરવા અશ્વપતિએ બ્રહ્માજી–બ્રહ્માણીનાં મંદિર બંધાવ્યાં હતાં એ જ ખેડબ્રહ્માનાં મંદિર છે. ને એટલે જ એનું નામ બ્રહ્માનું ક્ષેત્ર કહેવાયું છે જે આજે પણ ખેડબ્રહ્માના નામથી જ ઓળખાઈ રહ્યું છે.



નેફા મોરચે યુદ્ધમાં ભારે ઘાયલ થયેલા એક સૈનિકને હેલિકોપ્ટરનો એક પાયલોટ પોતાના જાનને ખતરામાં મૂકીને રાતના સમયે પણ કેવી રીતે સલામત સ્થળે લઈ આવ્યો એની પરાક્રમગાથા આ પ્રમાણે છે:—

દરિયાની સપાટીથી ૭,૫૦૦ ફૂટ ઊંચે ઝામીથાંગ ખાતે હેલિકોપ્ટરની એક ટુકડીનો એક પાયલોટ એનું સમારકામ પામેલું હેલિકોપ્ટર તપાસતો હતો. ત્યાં તેને કોઈએ આવીને સાંગઢાર ખાતે ત્રણ ઘાયલ જવાનો પડ્યા છે એવી ખબર આપી. રાતને વખતે એ ઘાટીમાં કેડી પણ ન સૂઝે ત્યાં આ પાયલોટે હેલિકોપ્ટર ઉપાડ્યું. ૧૧,૦૦૦ ફૂટની ઊંચાઈએ આવેલું આ મથક ભારે વિકટ હતું, ત્યાં ઊતરવામાં તો જાનનુંય જોખમ. સાંગઢાર ટેકરાની ખૂંધ પર મહામહેનતે હેલિકોપ્ટર ઉતાર્યું. ઘાયલ જવાનોને પાયલોટે હેલિકોપ્ટરમાં મૂક્યા ત્યાં તો અંધારું જામી ગયું હતું. પાયલોટે પોતાના પગ અને બેઠક વચ્ચે રાખેલી ટોર્ચથી યંત્ર સામગ્રીને ચાલુ કરી અને એ જવાંમર્દ પાયલોટે ઘુમ્મસમાં ઘાયલ સૈનિકોનો જાન ઉગારવા ઉતાર્યા.



ઈશ્વર પેટલીકર

# બિલાડીની કોટનો ઘંટ

સુધારાની અને ખોટાં ખર્ચાની વાતો તો આપણે બધાં કરીએ છીએ. પણ હકીકતમાં એનું પાલન કોઈ કરતું નથી. બિલાડીની કોટે ઘંટ બાંધવા જેવી એ વાત થઈ પડી છે. આપણા જાણીતા લેખક અહીં એવા જ એક વિષય છણે છે જે પ્રેરક બને...

એક સ્નેહી સાથે લગનગાળાની વાત નીકળતા એ બોલી ઊઠ્યા : 'ભારે લગનગાળો ચાલે છે. ધમાલનો પાર નથી ...ની જાનમાં જઈ આવ્યો તે પાંચસો માણસો હતા.'

મારું મોં કડવું થઈ ગયું. હું બોલ્યો : 'જાનનું આ ડીંડવાણું બંધ થવું જોઈએ. પાંચસો માણસોની વ્યવસ્થા કન્યાના બાપ ઉપર નાખવી અને એને પક્ષે માણસો આવ્યાં હોય તે તો જુદાં. આટલી બધી ધમાલ વિના લગ્ન ન થાય એમ શું કામ માનવું ?'

સ્નેહીએ જાનની સંખ્યાનો બચાવ કરતાં કહ્યું : 'તમે તો એમને ઓળખો છો. બહોળા ઓળખાણવાળા રહ્યા એટલે માણસો થાય ને ? સાદાઈ સાદાઈ તમે બધા કર્યા કરો છો તે જાન ત્રણ દિવસ રહેતી તેને બદલે એક દિવસ થઈ. પછી કેટલીક સાદાઈ ? લગ્ન જેવા આનંદના પ્રસંગે પણ જો સ્નેહી મિત્રોને ન બોલાવે તો ક્યારે બોલાવે ? વળી પહેલાંના કરતાં બહારના વસવાટ–ધંધાને લીધે માણસને એટલાં ઓળખાણ વધ્યાં છે કે બસો ચારસોની સંખ્યા સહેજે થઈ જાય.'

હું : 'પરિસ્થિતિ બદલાઈ હોય તો એ પ્રમાણે લગ્નની ઉજવણીની પદ્ધતિ પણ બદલવી જોઈએ.'

સ્નેહી : 'શી બદલવી જોઈએ ? જાનમાં સ્નેહીઓને ન તેડી જવા જોઈએ ?'

હું : 'મને તો લાગે છે કે હાલ લગ્નની ઉજવણી કન્યાના માંડવે બંને પક્ષ ભેગી ઉજવે છે તે વહેંચાઈ જવી જોઈએ. વરપક્ષે એ ઉજવણી પોતાને ઘેર કરી લેવી જોઈએ. હાલ વરપક્ષ વરઘોડાની ઉજવણી પોતાને ઘેર કરે છે તે ઘડીએ જેટલી મોટી સંખ્યામાં લોકોને નોતરે છે તેથી ઓછી સંખ્યામાં જાનમાં લઈ જાય છે. મારી દૃષ્ટિએ વરઘોડાની પદ્ધતિ અને જાનની પદ્ધતિ એક સમારંભમાં સમાવી દેવી જોઈએ.'

સ્નેહી : 'કેવી રીતે ?'

હું : 'ગામડામાં જે રીતે વરઘોડો શોભે છે તે રીતે શહેરમાં નથી શોભતો. ગામડામાં પરણનાર યુવકને અને એનાં માબાપને સમગ્ર લોકો ઓળખે છે એટલે એવા વરઘોડામાં ઓછાવત્તા પ્રમાણમાં આત્મીયતા, પરિચય કે ઓળખાણ પૂરતો સંબંધ છે અને એ રીતે ગામની શેરીઓમાં વરઘોડો ફરે તો શોભે રાજા પોતાના રાજ્યમાં સવારી કાઢે તો એ શોભે અને લોકો માનથી આનંદથી જુએ પણ ખરા. પરંતુ એ જ રાજા પોતાના રાજ્ય બહાર પરરાજ્યમાં સવારી કાઢે તો ઉપહાસપાત્ર લાગે. શહેરમાં નીકળતા વરઘોડાનું પણ એવું છે. શહેરના મુખ્ય રસ્તાઓ ઉપર થઈને જે વરઘોડા જતા હોય છે તેને જોનાર મુદ્દલ ઓળખતા હોતા નથી. એમને એ સરઘસ અગવડરૂપ અને ફારસ જેવું લાગતું હોય છે. સાંકડા રસ્તાઓની ગિરદીમાં, વાહનોની આવજા થતાં અગવડ વેઠવી પડતી હોય, તાપ હોય, શોભામાં અભિવૃદ્ધિ કરવા પરાણે સાજન ભેગું કરવાનું હોય, ના છૂટકે શરમના માર્યા આવેલા સાજનો લાંબો રસ્તો ટાળવા વચ્ચેથી છટકવાની બારી શોધતા હોય, એ સ્થિતિમાં વરઘોડો કાઢવામાં હું તો માનું છું કે જૂનું ચાલતું આવ્યું છે, તેનું વગર વિચાર્યે અનુકરણ થયા કરે છે.'

સ્નેહી કટાક્ષ કરતાં બોલ્યાં : 'જૂનામાં ઘણા સુધારા વધારા થયા છે ને ? વરઘોડામાં વર ઘોડે બેસતો એને બદલે વિકટોરિયામાં બેસતો થયો હતો. હવે મોટરમાં નીકળે છે. પાયલોટકારની માફક બીજી કારોમાં અને ઘોડાગાડીઓમાં છોકરા–છોકરીઓનું સરઘસ નીકળે છે. પેટ્રોમેક્ષને બદલે ઈલેકિટ્રકથી લાઈટ કરવામાં આવે છે.

હું : 'મૂળ જે પ્રથા હતી તેમાં સુધારો કરવામાં આવે છે પરંતુ આ સુધારો જરૂરી છે કે નહિ ? ન હોય તો એને સ્થાને બીજું શું કરવું તે વિચારીને તે પ્રમાણે લગ્નની ઉજવણી ગોઠવવી જોઈએ.'

સ્નેહી : 'વરઘોડો કાઢી નાખે તો વાજાં કાઢી નાખવાં જોઈએ. અને વાજાં નીકળી જાય તો લગ્નનો આખો દમામ માર્યો જાય.'

હું : 'દમામ માર્યો જાય તેનો વાંધો નહિ, આનંદ ન માર્યો જવો જોઈએ. સંગીતમાં કલાનો આનંદ છે એ રીતે લગ્નમાં સ્થાન હોય તે જરૂરી છે. લગ્ન પ્રસગે બહેનો મીઠા રાગે ગીતો ગાતી. આજે એ નહિવત થઈ ગયું છે. એ પણ સંગીતનો આનંદ છે. એ રીતે ઢોલીડિયાના મીઠા સરોદે પણ સંગીત રેલાવે છે. આજનાં બેન્ડમાં સંગીત નહિ હોય તેમ કહેવા માગતો નથી. સંગીતનો હું જ્ઞાતા નથી, પરંતુ લગ્નના વરઘોડામાં સિનેમાનાં ગીતો ગવાય એ કેટલું હાસ્યાસ્પદ છે ? બેન્ડ કંપનીઓ વરઘોડામાંથી કેટલી મોટી રકમ મેળવે છે ? છતાં લગ્નના પ્રસંગને અનુકૂળ ગીત અને સંગીત પ્રત્યેની અવગણના બતાવે છે. કેવળ દેખાદેખીથી બેન્ડ લાવી દમામ ઊભો કરવા સિવાય આપણી કઈ મનોવૃત્તિ એમાં છે ? જો સંગીત દ્વારા આનંદ મેળવવાનો આપણો હેતુ હોત તો આજની રીતે બેન્ડ વાગતાં ન હોત.'

સ્નેહી : 'માનો કે બેન્ડમાં એવો ફેરફાર થાય. પણ વરઘોડો ન નીકળે તો એ વગાડવાનો અવસર ક્યારે મળે ?'

હું : 'આજે લગ્ન પહેલાં વરઘોડામાં સ્નેહીઓને આમંત્રણ અપાય છે તે બંધ થવું જોઈએ. પાંચ પંદર સ્નેહી મિત્રો સગાંની સાદી જાનથી વરરાજાએ પરણી આવવું જોઈએ. પરણીને આવ્યા પછી નવદંપતીને આશીર્વાદ-શુભેચ્છા પાઠવવાનો સમારંભ રાખવો જોઈએ. કોઈ કોઈ જગ્યાએ એ પ્રમાણે થતું જોવામાં આવે છે. પોતાનું મિત્રમંડળ બહોળું હોય તો પોતાને ઘેર આવે તે શોભે. કન્યાને માંડવે આ ધમાલ ટળી જાય. અને પોતાનો સમારંભ પોતાને ખર્ચે ઉજવાય એટલે એનો બોજો સામા પક્ષ ઉપર ન પડે. એ સમારંભ વખતે બેન્ડ કે બીજાં સંગીત ગોઠવાય. અને જેટલા આમંત્રિતો છે તેમનું એ દ્વારા સ્વાગત પણ થાય. જેમને આ લગ્ન પ્રસંગ સાથે સંબંધ નથી તેવા રસ્તે જનાર લોકોને વરઘોડો અગવડરૂપ થઈ પડે છે તે પણ આમાં ન બને. વરઘોડામાં વર એકલાનો સમારંભ થાય છે તેને બદલે આમાં વર-વધૂ બંનેનો સમારંભ થાય. એ પ્રસંગે કેવળ પુરુષો નહિ પણ સ્ત્રીઓને મળેલી કંઠની કુદરતી બક્ષિસની આવા સમારંભમાં રસલહાણ થાય તો બહુ સારું. ખુલ્લા કંઠે ગાવું એ સ્ત્રીઓ માટે દિવસે દિવસે શરમ અને સંકોચભર્યું થઈ રહ્યું છે તે સુધારો તો નથી જ ! આમ વરઘોડો નીકળી જાય તો પણ સંગીતને સ્થાન આપી શકાય. વરઘોડાની અને જાનની ખોટી ધાંધલમાંથી ઊગરી શકાય.'

સ્નેહી : 'તમે કહો છો તેમ જો દસ પંદર માણસની નાની જાનથી વર પરણી આવે તો કન્યાપક્ષને આંગણે લગ્ન પ્રસંગ શોભે શી રીતે ?'

હું : 'કેમ ન શોભે ? વરઘોડામાં કન્યાપક્ષના માણસો નથી આવતા છતાં એની શોભામાં ઊણપ આવ્યાનું આપણને લાગે છે ? લગ્ન એ આનંદનો પ્રસંગ છે. આનંદમાં શોભાને સ્થાન છે. પરંતુ આપણા મહેમાનો કેવળ ફરનિચરની જેમ શોભારૂપ સ્થાન પામે અને આનંદનું મહત્ત્વ ન જ રહે, તે પ્રસંગના આત્માને મારી નાખ્યા જેવું થયું. જે પ્રસંગમાં મહેમાનો અને યજમાન આનંદ માણવા પૂરતા મોકળા ન હોય અને મહેમાનો ને લાંબો રસાલો કેવળ મોટાઈ બતાવવા પૂરતો દેખાય, તેમાં વિવેક શું ? એટલે લગ્નનો પ્રસંગ આનંદ વિવેક, શોભાભર્યો બની રહે તેવી ઉજવણી થવી જોઈએ. આ કારણે કન્યાને આંગણે જે સમારંભ થાય તે પણ લગ્નવિધિ પતી ગયા પછીનો હોવો જોઈએ. લગ્નવિધિ એ પરણનારને માટે આવશ્યક વિધિ છે. આજે તો

કન્યાને આંગણે જે સમારંભ થાય છે તેમાં પરણનાર કન્યાનાં તો દર્શન પણ થતાં નથી. કન્યાના લગ્નના સમારંભને બદલે કન્યાપિતાનો વેવાઈ તરીકેનો સમારંભ હોય તેવો દેખાવ થઈ રહે છે. ઓળખાણ અપાય છે તે પણ વેવાઈ, સગા વગેરેનાં. વરકન્યા અંગે તો કંઈ પરિચય આપવાનો હોતો નથી. આને બદલે લગ્નવિધિ પતી ગયા પછી તરત એ સમારંભ રાખ્યો હોય તો નવપરિણીત દંપતી સમારંભના મુખ્ય સ્થાને બેસે અને આશીર્વાદ કે શુભેચ્છાવિધિ થાય. વરપક્ષના નજીકના જે દસબાર જાનૈયા આવ્યા હોય, તેનો કન્યાપક્ષના આમંત્રિતોમાં પરિચય થાય.'

મારી વાત ગળે ન ઊતરતી હોય તેમ સ્નેહીએ પૂછ્યું: 'તમે કહો છો પણ આમ કરવું લોકોને ગળે ઊતરે ?'

હું: 'લોકોને ગળે નથી ઊતરતું તેનું તો આ દુઃખ છે. જે લોકોને લગ્નમાં ખર્ચ કરવું આર્થિક રીતે પોસાય છે, તેની ઉજવણીની આ તો હું વાત કરું છું. જે લોકોને ધંધાને લીધે કે બીજા વ્યવસાયને લીધે બહોળું મંડળ થઈ ગયું હોય છે અને સૌને એ પ્રસંગે આમંત્રવા જોઈએ એમ માને છે, તેમણે આમ પોતપોતાને ઘેર આ પ્રસંગ ઊજવીને, ખોટી ધમાલ અને બીજા ઉપરનો બોજો ટાળવો જોઈએ. બાકી દેશની મોટી વસ્તીને તો લગ્નમાં ખર્ચ કરવો પોસાય તેમ નથી. રોજનું ખર્ચ જે લોકો માંડ માંડ કાઢે છે, તેમને દીકરા–દીકરીના લગ્નમાં દેવું કરવું પડે છે. દેવું કરીને, જેમની આવક એ દેવું પૂરવા વરસો સુધી શક્તિમાન થવાની ન હોય, તે જાણ્યા છતાં લગ્નમાં ખર્ચ કરવું એ એક જાતનો નશો નથી તો બીજું શું છે ?'

સ્નેહી: 'વ્યવહારમાં બેઠા એટલે જો એ ખર્ચ ન કરે તો આબરૂ જાય છે. સમાજ ટીકા કરે છે.

હું: 'લગ્નને આપણે સામાજિક પ્રસંગ માન્યો છે એટલે આ લાગણી એ સ્થિતિ થાય છે. માણસ પોતાનાં દીકરા–દીકરીનું લગ્ન એને સુખરૂપ નીવડે તેવા પરિચિત પાત્ર સાથે ભાગ્યે કરતો હોય છે. પરંતુ જે જ્ઞાતિ સમાજમાં એ જન્મ્યો હોય છે, એ જ્ઞાતિ સમાજમાં જે લગ્નવ્યવહારની રૂઢિ ચાલતી હોય છે, તે પ્રમાણે એ વિવાહ કરે છે અને લગ્ન ઉજવે છે. પરંતુ એ જો માનતો થાય કે પોતે ઓછું કમાય છે, છતાં એની આબરૂ જતી નથી. પોતાની કમાણી ઓછી છે એટલે ગરીબાઈથી જીવે છે. તેની કોઈ ટીકા કરતું હોય તો પરવા કરતો નથી. કારણ કે પોતાની શક્તિ પ્રમાણે જ એ જીવી શકે. કોઈની ટીકા પ્રમાણે નહિ, એ જ રીતે લગ્નખર્ચ અને પ્રસંગ પણ પોતાની સ્થિતિ પ્રમાણે ઉજવે. અને કોઈ ટીકાની પરવા ન કરે તો જ લગ્નખર્ચમાં સામાજિક નશામાંથી એ ઊગરી જાય.'

સ્નેહી: 'તમે કહો છો, તે વિચાર તો સારો છે, પરંતુ બીજા બધા જૂના ચીલે ચાલતા હોય ત્યારે એકલદોકલ એવું પગલું શી રીતે ભરી શકે ?'

હું: 'એનો અર્થ જ એ કે આપણે લગ્નપ્રસંગ માની લીધેલી સામાજિક આબરૂને લીધે ઉજવીએ છીએ. આનંદને લીધે નહિ. અને ગજા બહારની એ પોકળ આબરૂ અંતે તો આપણને થકવનારી છે. એમ જો આપણે સમજી જઈએ તો, બીજા એ પગલું ભરે કે ન ભરે, આપણે કોઈનો વાદ કર્યા વિના સાદાઈના માર્ગે ચાલી નીકળવું જોઈએ. એક વસ્તુ તો આજે પલટાઈ છે. પહેલાના જેવાં સુસ્ત સામાજિક બંધનો રહ્યાં નથી. કે કોઈ સાદાઈથી ખર્ચ કર્યા વિના લગ્ન કરે તો જૂનવાણી માનસ ટીકા–ચર્ચા કરે, પરંતુ એથી એનાં દીકરા–દીકરી પરણાવવાં મુશ્કેલ બને એવું રહ્યું નથી કે કોઈ એનો વ્યવહાર કાપી નાખતું નથી. આમ પ્રત્યક્ષ કોઈ મુશ્કેલી ન હોવા છતાં કેવળ આપણે ટીકાથી બી જઈએ તો પછી આપણને લગ્નખર્ચના ખાડામાંથી બીજો કોઈ શી રીતે કાઢી શકે ?'

સ્નેહી: 'સુધારા તરીકે આવી વાતો સૌ સ્વીકારે છે. પરંતુ વર્તવાનું આવે છે ત્યારે દિવસે દિવસે ખર્ચ વધારતા જાય છે. અગાઉ હાથોહાથ બધા કન્યાનો

માંડવો બાંધી દેતા હતા. આજે એ ખર્ચ પણ કેટલું વધી ગયું છે. ગામમાં જુદે જુદે ઘેર લગ્ન આવે અને દરેક મંડપ બાંધનારને કૉન્ટ્રાક્ટ આપે તે ખર્ચ જ કેટલું થતું હશે? લાઈટ-લ ઉડસ્પીકરનું ખર્ચ વધ્યું, એ ચેપ ગામડાઓમાં પણ ફેલાતો જાય છે!'

હું: 'લગ્નપ્રસંગ વરકન્યાને ઘેર અલગ અલગ ઉજવવાની વાત કરી, તેમ પોતાના ઘરઆંગણે મંડપ બાંધવાનો રિવાજ જતો કરી, લગ્ન અંગેની વાડી દરેક ગામમાં હોય તો એથી પણ સગવડતા થાય. આજે તો દરેકના ઘર આગળ મંડપ બાંધવાની પૂરતી જગ્યા હોતી નથી. મંડપનો ખર્ચ કર્યા છતાં બેસવામાં સંકડાશ પડે છે. એને બદલે વાડી જેવી જાહેર જગ્યામાં એ પ્રસંગ રખાય તો એ જગ્યામાં સગવડ રહે અને મંડપોના મોટા ખર્ચમાંથી ઉગરી જવાય. જે નાના વર્ગને આ ખર્ચ પોસાય છે તે આ અંગે પગલું ન ભરે તો પણ મધ્યમ વર્ગે આ રીતે વિચારવું પડશે. બાકી આવાં ધામધુમિયાં લગ્ન મોટા વર્ગની કેડ તોડી નાખશે.'

સ્નેહી: 'તમે માનો છો કે, લોકો આવી રીતે વર્તતા થશે?'

હું: 'વખત ઓછોવત્તો જશે, પણ આજની મોટા ભાગોને ન પોસાતી ખર્ચાળ પદ્ધતિ જશે. આજે ખર્ચ થાય છે તે પ્રતિષ્ઠા માટે થાય છે. જેમ જેમ કુટુંબને લીધે કન્યા આપવા-લેવાનું ઓછું થશે, પરણનાર, કન્યા-વરનું મહત્ત્વ, લાયકાત જોઈને સંબંધ બંધાતો જશે, તેમ તેમ માણસ પોતાની શક્તિ પ્રમાણે ખર્ચ કરવા પ્રેરાશે, વધારે ખર્ચ કરવાથી પ્રતિષ્ઠા ન મળતી હોય ત્યારે દેવામાં ઊતરી ખર્ચ કરવાનું કોને ગમે?'

સ્નેહી હસીને બોલ્યા: 'આપણા જીવતાં તો એ દિવસ નથી આવવાનો!'

હું: 'આપણે આંબો રોપીશું તો ભાવિ પ્રજા કેરીઓ ખાશે. તિલક ગોખલે વગેરે નેતાઓએ સ્વરાજ્યનો પાયો નાખ્યો હતો તો મહાત્માજી, નેહરુ, સરદાર વગેરે નેતાઓએ ઇમારતો ચણી અને આપણે તે ભોગવવા ભાગ્યશાળી થયા. એમ આપણે લગ્નખર્ચ ઘટાડવાની દિશામાં પગરણ કરીશું તો પાયો પુરાઈ રહેશે. અને ભાવિ પ્રજા એનાં ફળ ચાખશે. આ બધા પ્રશ્નો એક પેઢીમાં હલ થાય તેવા નાના નથી કે ઉતાવળે આંબા પાકે!'

સ્નેહી: 'લોકોને તો પોતાના કાર્યનાં ફળ પોતાને ચાખવાનાં ના હોય એવા કામમાં રસ પડતો નથી.'

હું: 'સામુહિક રીતે રિવાજ તરીકેનું પરિણામ દૂરગામી હોય છે. પરંતુ એનો અર્થ એવો નહિ કે સાદાઈથી જે લગ્ન કરે તેને હાલ લાભ નથી મળવાનો. મોટા ખર્ચ નીચે ન દબાય એ લાભ એને પોતાને મળવાનો છે જ અને થોડા એવો ચીલો પાડે તો લોકો એ પગલે ચાલવાના પણ છે. આફ્રિકાની પરમીટને લીધે સાર્વજનિક સંસ્થામાં લગ્ન પતાવી દેવાની રીત શરૂ થઈ છે. પરમીટનો કાયદો આવી ગયો અને તે લગ્નો બંધ થઈ ગયાં. છતાં સંસ્થામાં આવી લગ્ન પતાવવાનો ચીલો ચાલુ જ છે. આણંદ, આર્યસમાજમાં એ રીતે થતાં લગ્નો જોતાં મને થાય છે કે, ધાર્મિક મંદિરોમાં બિનખર્ચાળ રીતે લગ્નો પતાવવાનો રિવાજ પડી જાય તો મોટા વર્ગને આશીર્વાદરૂપ થઈ પડે.'

સ્નેહી: 'ગમે છે બધાને, પણ બિલાડીની કોટે ઘંટ કોણ બાંધે તે સવાલ છે.'

હું: 'ત્યાં સુધી બિલાડી આપણું લોહી ચૂસ્યા કરવાની!'



બે મદારી હતા: લાલવાદી ને ફૂલવાદી. ભુજના પાદરમાં ભૂજીયા નાગનું સ્થાનક ને બે વાદી ગયા ભૂજીયા નાગને પકડવા. એક ઊભો રહે કરંડિયા પાસે ને બીજો પકડવા જાય.

લાલવાદી પકડવા ગયો. ફૂલવાદી, પકડાય ત્યારે નાગને પૂરવાના કરંડિયાને ઉઘાડો રાખીને બેઠો. થોડીવારમાં લાલવાદીએ બૂમ પાડી: 'ફૂલ, એ ફૂલ! મેં નાગને પકડ્યો છે.'

'તો એને અહીં લઈ આવ.'

લાલવાદીએ જવાબ આપ્યો: 'પણ નાગ મને હાલવા ચાલવા દેતો નથી!'

ડો. ચંદ્ર મૂ. શાહ

# એક સંવાદ

જાણીતા અંગ્રેજ લેખક-તંત્રી શ્રી. **માલ્કોમ મગ્ગેરિજે** સુપ્રસિદ્ધ લેખક-વૈજ્ઞાનિક સર **ચાર્લ્સ સ્નોને** ટેલિવિઝન પર પૂછેલા પ્રશ્નો 'એન્કાઉન્ટર'માં પ્રસિદ્ધ થયેલ. વિજ્ઞાન અને ઠંડાં યુદ્ધની પરિસ્થિતિ અંગેની એ માહિતી ઊર્મિનાં વાચકોને રસપ્રદ નીવડે એ હેતુથી અધિકારી લેખકે ગુજરાતીમાં ઉતારી છે...

માલ્કોમ : સર ચાર્લ્સ, તમે વિજ્ઞાની છો. તમારાં લખાણો પરથી મને એમ લાગે છે કે તમે એમ માનો છો કે આપણા સમાજની એક નિષ્ફળતા એ છે કે સત્તામાં બેઠેલાઓ (પાર્લામેન્ટ અને ધારાસભાઓના સભ્યો) વિજ્ઞાનની બાબતોના જ્ઞાનથી સાવ વંચિત છે.

ચાર્લ્સ : હા. હું માનું છું કે પાશ્ચાત્ય સમાજની આ એક ભયંકર નબળાઈ છે, જેમાંથી અતિશ્રમ અને દુઃખ વિના આપણે બહાર નીકળી શકવાના નથી.

માલ્કોમ : એટલે તમારો કહેવાનો અર્થ એ છે કે, દાખલા તરીકે, પાર્લામેન્ટનો સભ્ય વધારે સારો બનશે, જો તે વિજ્ઞાન અંગે કાંઈ જ્ઞાન ધરાવતો હોય.

ચાર્લ્સ : હું માનું છું કે કેટલાક ધારાસભ્યોએ વિજ્ઞાન અંગે થોડુંક તો જાણવું જોઈએ. જે ક્ષેત્રોમાં વૈજ્ઞાનિક બાબતો અને તેનો વિચાર અગત્યનો હોય તે ક્ષેત્રોમાં તેઓ તો જ સારી રીતે શોભશે. અને આવાં ક્ષેત્રો ઘણાં છે.

માલ્કોમ : હું આધુનિક વિજ્ઞાન સમજું છું એ રીતે, મને ચિંતા થાય છે કે વિજ્ઞાનના તજજ્ઞો એકદમ ઘણી ઓછી સંખ્યામાં છે. બાકીના આપણે માત્ર થોડુંક ઉપરછલ્લું વિજ્ઞાનનું જ્ઞાન ધરાવવાની આશા રાખી શકીએ.

ચાર્લ્સ : પણ આપણને એ ઉપરછલ્લુંય જ્ઞાન હોવું જોઈએ. એટલે કે કાયદા યા અર્થશાસ્ત્રનું જ્ઞાન પાર્લામેન્ટના સભ્યને હોય છે તે પ્રમાણે. વિજ્ઞાન જો તે જાણતો હોય તો તે ખૂબ કીમતી થાય. પશ્ચિમી સત્તાવાવાળાઓ—સત્તાના સ્થાનમાં બિરાજેલાઓએ ૧૯૪૫માં એક નાશવંત નિર્ણય લીધો—એટલો નાશવંત કે તેમાંથી બહાર આવતાં આપણને ખૂબ વખત લાગશે—કે પરમાણુશસ્ત્રો દ્વારા સત્તાનું પ્રાબલ્ય તેઓએ ધરાવવું, એટલે કે અન્ય પ્રકારનાં શસ્ત્રોને ગંભીર ગણવાની જરૂર નથી. પશ્ચિમી સત્તાઓની બધી વ્યૂહરચનાઓ આ પ્રકારનાં શસ્ત્રો પર આધારિત થઈ: અને તેમાં થર્મો-ન્યૂક્લીઅર બોમ્બ (હાઈડ્રોજન બોમ્બ) શોધાતાં થોડોક વધારો થયો. વસ્તુતઃ જો એ વખતે સત્તાધારી સરકારી મંડળોમાં વૈજ્ઞાનિકો હોત તો, આ નિર્ણયો લેવાયા ન હોત : જરાપણ વિજ્ઞાનની દૃષ્ટિવાળા સૌ કોઈ સમજતા કે આ ઈજારો અતિ ક્ષણિક હતો—બહુ બહુ તો થોડાંક વર્ષો માટેનો. પરિણામે એ વ્યૂહરચનાત્મક નિર્ણયોમાં જરૂર ફેરફાર થયા હોત......

માલ્કોમ : બેશક વિચિત્ર લાગે છે કે કોઈએ તેમને આ કહ્યું નહીં !

ચાર્લ્સ : તેમને કહેવામાં આવ્યું હતું. પણ મારો કહેવાનો અર્થ એ છે કે જે લોકોને વિજ્ઞાનનું જ્ઞાન ન હોય તેઓ માટે એ માનવાનું અતિ મુશ્કેલ બને છે......

માલ્કોમ : ચાર્લ્સ, તમે બીજા કરતાં ઓછા સામ્યવાદી છો, કારણ કે પ્રખર વ્યક્તિવાદી છો. છતાં એક રીતે હું જોઉં છું કે તમે સોવિયેટ યુનિયનમાં એક વીર તરીકે પુજાઓ છો—તમારી વીર-પૂજા થાય છે.

ચાર્લ્સ : હા. એમ છે. આ અસહ્ય રીતે અવિવેકી લાગે છે. મારો કહેવાનો ભાવાર્થ એ છે કે હું પશ્ચિમના લેખકોમાંનો એક છું, જેને વિષે તેઓ જાણે છે.

માલ્કોમ : હું એવો અર્થ કરું છું કે...

ચાર્લ્સ : ના એમ છે.

માલ્કોમ : હું કાંઈ હલકા પાડવા માટે નથી...

ચાર્લ્સ : ના.





માલ્કોમ : પણ એટલું તો ખરું ને કે જેમને વાસ્તે વિશેષ માન હોય એમાંના તમે એક છો.

ચાર્લ્સ : હા.

માલ્કોમ : એ કેવી રીતે ?

ચાર્લ્સ : હું માનું છું કે તેઓ જાણે છે કે હું તેમને ખૂબ ચાહું છું : રશિયનો પ્રત્યે મને પ્રેમ છે. એક દેશને ચાહું છું એમ કહેવું એ ખરેખર હાસ્યાસ્પદ છે. પણ હું જે રશિયનોને જાણું છું તે ઘણાંખરાંને હું ચાહું છું. તેઓ જે કરી રહ્યા છે તેમાં મને ખૂબ રસ છે. અને હું ધારું છું કે તેઓને લાગે છે કે—હું આશા રાખું છું કે આ સાચું છે —પશ્ચિમના ઘણાંઓ કરતાં હું વધારે નિષ્પક્ષી છું : ત્યાં ખરેખર કેવી રીતે કાર્ય થાય છે એ શોધવા ઈન્તેજાર છું—નહીં કે બીજાં પશ્ચિમીઓ ધારે છે એવી રીતે.

માલ્કોમ : તેઓ તમારાં પુસ્તકો પ્રગટ કરે છે ?

ચાર્લ્સ : હા.

માલ્કોમ : અને તેમાં રસ લે છે ?

ચાર્લ્સ : હા.

માલ્કોમ : વાંચે છે ?

ચાર્લ્સ : એમ તેઓ કહે છે.

માલ્કોમ : એમ તેઓ કહે છે ! હા. બીજા શબ્દોમાં, એ રસદાયી બાબત છે કે આ અર્થમાં સોવિયટ યુનિયન બદલાયું છે. પહેલાં તેઓના પ્રિય લેખકો કટ્ટર સામ્યવાદીઓ જ હતા.

ચાર્લ્સ : હા.

માલ્કોમ : એમ દેખાય છે—રશિયાની બહાર લાગે વળગે છે ત્યાં સુધી. આમાં જરા ફેરફાર થયો છે એ સાથે તમે સંમત છો ?

ચાર્લ્સ : ઓહ ! ઝડપથી ફેર થતો જાય છે; ખૂબ ઝડપથી નહીં પણ ઠીક ઝડપથી, જુઓ. ગ્રેહામ ગ્રીન રશિયામાં ખૂબ જાણીતા છે. તેઓ સામ્યવાદી નથી...

માલ્કોમ : તેઓ ખરેખર નથી—ચોક્સ નથી જ.

ચાર્લ્સ : એક કથોલિક લેખક તેના કથોલિક પુસ્તકોમાં પણ ધ્યાન ખેંચે છે અને રસ લેવડાવે છે એ રસદાયી બિના છે. ક્રોનિન...

માલ્કોમ : ખરેખર !

ચાર્લ્સ : ખૂબ લોકપ્રિય લેખક છે. સોવિયેટ રશિયાનો અતિ લોકપ્રિય પરદેશી લેખક.

માલ્કોમ : અદ્‌ભુત !

ચાર્લ્સ : કોઈ રશિયનને આ વાત મને સમજાતી નથી. પરંતુ એ સત્ય છે.

માલ્કોમ : ખરેખર. કેવું અદ્‌ભુત ! એ બધાંનાં પુસ્તકોના રશિયન ભાષામાં તરજુમા થયા છે ?

ચાર્લ્સ : હા, હા. અને જેઓને ઊંચા ધોરણવાળા તેઓ માને છે એ બધાંના પુસ્તકોના તરજુમા કરવા એઓ ગંભીર પ્રયત્નો કરી રહ્યા છે. તેઓ જેને ખરેખર વિરોધી ગણે છે એટલે કે જેઓને તેઓ ફેસિસ્ટ કહે છે તેઓનાં પુસ્તકો પ્રકટ કરતા નથી.

માલ્કોમ : હંમ્.

ચાર્લ્સ : એ તો ચોકસ. આટલું કહ્યા પછી મને લાગે છે કે તેઓ આપણા કરતાં વિશેષ ખુલ્લું મન રાખે છે.

માલ્કોમ : તમે સામ્યવાદી સમાજમાં સુખપૂર્વક રહી શકો એમ તમે કલ્પના કરી શકો છો ?

ચાર્લ્સ : હા. હું એમ માનું છું. એનો થોડો આધાર મારા પર અને મારા ખાસ ધંધા પર રહેશે. તમે એમ કહેવા માગો છો કે હું...

માલ્કોમ : હા, તમે તમે જ.

ચાર્લ્સ : હું એટલે હું એવો તમારો અર્થ છે.

માલ્કોમ : હા. તમે લેખક અને વૈજ્ઞાનિક.

ચાર્લ્સ : હા. હું એમ માનું છું. કેટલીક બાબતોમાં મને ખૂબ સંયમ લાગે પણ ઘણી બાબતોનું હું ઊંડું મૂલ્યાંકન કરું છું. મારે કહેવાનું એ છે કે રશિયાના નૈતિક જીવનનું હું ખૂબ મૂલ્ય આંકું છું.

માલ્કોમ : કોઈ તમને અમેરિકા યા રશિયામાં બાકીની જિંદગી ગાળવાનું કહે તો—એટલે મારું કહેવાનું એ છે કે એ પ્રમાણે બન્યું તો—તમે કયું પસંદ કરશો ?

ચાર્લ્સ : બરાબર. એ ખરેખર મુશ્કેલ છે. જુઓ. હું અમેરિકાને ચાહું છું અને એક અંગ્રેજ છતાં તેને ખૂબ જ સારી રીતે પીછાનું છું. તમને ખબર હશે કે ગયા વર્ષે ૭ મહિના કરતાં પણ વધારે વખત અમેરિકામાં હું રહ્યો : અને જેટલું અમેરિકાનું સામાજિક જીવન હું જાણું છું તે ખૂબ જ આકર્ષક છે. દાખલા તરીકે, વિચારો માટે તેમની આસક્તિ હું ચાહું છું—જેવી રીતે રશિયાનોને તેમના વિચારો માટે ચાહું છું. અને ખરેખર, અમેરિકામાં એક મોટો ફાયદો એ છે કે તમે તમારી પોતાની ભાષામાં વાત કરો છો. રશિયામાં એમ નહીં થાય. એટલે આ મુદ્દો અમેરિકા તરફી છે. પણ પ્રામાણિક રીતે હું માનુ છું કે બેમાંથી કોઈ પણ દેશમાં હું સુખી થઈ શકું.

માલ્કોમ : ચાર્લ્સ, આપણી અત્યારની પરિસ્થિતિમાં રાજકીય વિચારસરણીમા તમે તમારી જાતને કેટલી આગળ વધેલી ગણો છો ?

ચાર્લ્સ : વારુ. આપણી અત્યારની પરિસ્થિતિમાં 'આગળ વધેલા' એનો કાંઈ અર્થ નથી. અત્યારના રૂઢિચુસ્ત પક્ષમાં રૂઢિચુસ્ત થવાનું સંપૂર્ણ રીતે વ્યાજબી છે. હું ખરેખર માનું છું કે મજૂરપક્ષે દશ વર્ષમાં જે કર્યું હોત તેના કરતાં રૂઢિચુસ્ત પક્ષે કાંઈક વધારે સારું કર્યું છે.

માલ્કોમ : આ દેશ પરત્વે તમને કોઈ પ્રબળ રાજકીય લાગણી નથી ?

ચાર્લ્સ : ના. નહીં. દુનિયા પરત્વેની વાત કરતાં હો તો હા. એટલે કે હું દરિદ્રનારાયણ માટે પ્રબળ લાગણી ધરાવું છું. હું ગરીબ હતો એ હું કોઈ દિવસ વિસરી ગયો નથી. મને લાગે છે કે દુનિયાનો ⅓ ભાગ ઠીક સારી રીતે જીવે છે; બાકીનો ⅔ અર્ધભૂખ્યો અને મૃત્યુના મોંમાં વહેલો પડે છે—આ પરિસ્થિતિ આપણે ખુશીથી સહન કરીએ નહીં. કોઈએ તેને સહી લેવી જોઈએ નહીં.

માલ્કોમ : તેઓ શું લડવાનું ચાલુ રાખશે ?

ચાર્લ્સ : હું માનતો નથી. પણ બીજા કરતાં આ અંગે હું વધારે આશાવાદી છું. આ ઝઘડો બંધ કરવા માટે ઘણાં પરિબળો કામ કરી રહ્યાં છે. અત્યારે બધા પુરાવાઓ વિરોધી છતાં, હું માનું છું કે એ બનશે.

માલ્કોમ : આ બે વિરોધીઓ હોવા છતાં, તપાસ કરતાં તેમનો વચ્ચે સામાન્ય ઘણા મુદ્દાઓ છે એમ તમને નથી લાગતું ?

ચાર્લ્સ : ઓહ ! એ બંને દેશોમાં જે કોઈ રહ્યું હોય તેને તેની ખબર છે. બંને દેશોમાં અમે સારો વખત રહ્યા છીએ એટલે એ સ્પષ્ટ દેખાય છે.

માલ્કોમ : મને પણ એમ જ લાગે છે. જો આ બંને દેશો યુદ્ધમાં ઊતરે તો, એ ઇતિહાસમાં અપૂર્વ યુદ્ધ હશે. કારણ કે બંને સામાન્ય મુદ્દા માટે લડશે.

ચાર્લ્સ : એટલે કે...

માલ્કોમ : મારું કહેવાનું એ છે...

ચાર્લ્સ : બંને અમુક વિચારસરણીવાળા છે : બંને મોટા સમાજો છે. ઘણી રીતે તેઓના ગુણો એકસરખા છે. દાખલા તરીકે, બીજા કરતાં વધારે સીધી વાત કરવાની ટેવવાળા તેઓ છે.

માલ્કોમ : એટલે વિચિત્રતા એ છે કે જેમ જેમ રાજકીય તંગદીલી વધતી જાય છે તેમ તેમ બંને વચ્ચેનું સામ્ય વધારે દેખાતું જાય છે.

ચાર્લ્સ : હા. એ પ્રેમ–તિરસ્કારનો સંબંધ છે.

માલ્કોમ : તમને એમ લાગે છે કે કદીય પ્રેમનો આવિષ્કાર થશે ?

ચાર્લ્સ : હું માનું છું કે બહુ આશા નથી. હોડ ઘણી મોટી છે.

માલ્કોમ : કઈ છે ?

ચાર્લ્સ : વારુ; કાંઈક ઊભી કરેલી મિત્રાચારી યા આ દેશનો વિનાશ. વિનાશ હું અલંકારી ભાષા તરીકે વાપરતો નથી. મારું કહેવાનું એ છે કે આપણો વિનાશ અને અમેરિકા અને રશિયા—બંનેમાં અતિ ગંભીર ખાનાખરાબી.





પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

# બુલબુલ અને શૌબિન્‌ગા કુટુંબ

જાણીતા પક્ષી-વિશારદ-લેખક ઊર્મિનાં વાચકો માટે એક એવા સર્વપ્રિય પક્ષીકુટુંબનો પરિચય કરાવે છે જે વાંચવામાં દરેકને સરખો જ રસ પડે. આ લેખો વધુ ને વધુ વાચકોને આકર્ષી રહ્યા છે...

## બુલબુલ

બુલબુલનું કદ મેનાના દેહ કરતાં પાતળી શરેડી અને કંઈક નાનું હોય છે. બુલબુલ તો આપણું બહુ સામાન્ય પંખી છે. અને બુલબુલ માત્રને ઓળખવા માટે તેની પૂંછડી નીચે રંગદાર ડાઘો રહે છે છતાં આમાં અપવાદ આવે છે. આપણા સામાન્ય બુલબુલને દુમ આગળ મખમલી રાતા રંગનો ડાઘો આવે છે. તેનું માથું કાળા રંગની ટોપીથી શોભે છે અને પીઠનો રંગ કાળાશ પડતો કથ્થાઈ અને લગભગ આછા દેહ ઉપર કોડીઓ વરતાય છે. અને પૂંછડીનો છેડો સફેદ રંગનો હોય છે. જે ડાઘો, ઊડે ત્યારે કે પૂંછડી સાફ કરવા પહોળી કરે ત્યારે સાફ જોવામાં આવે છે. પેટાળ ધોળાશવાળું રહે છે. તેની ખાસ બોલી 'પીટ્ર-પીટીટું પીટ્ર પીટીટું' જેવી લાગે છે. ઘણા 'પ્રેટી વીલિયમ' પણ કહે છે. અને જ્યારે ચડાવો આપતો હોય ત્યારે 'પીટ્ર પીટ્ર પીટ્ર' અને ઊડતાં શિકારી પંખીને જોઈ જાય ત્યારે 'પી પી પી' કરે છે. નરમાદાને જુદા પાડવાં ખૂબ મુશ્કેલ પડે છે.

બુલબુલનો વસવાટ તો લગભગ ભારતમાં તમામ જગ્યાએ છે. તેમાં કેટલાક જોડીમાં તો ઘણી વખત ચાર છની મંડળીમાં દેખાય છે. આપણા બાગ બગીચાનું તો તે સામાન્ય પંખી છે. વળી બુલબુલ આમ તો ઘણો તરવરાટીઓ અને આંખનો ઘણો ચોક્કસ છે. અને બેઠો હોય ત્યારે સીધો બેસે છે. આથી તો બીજાં પંખી તેના ચડાવાને બરાબર ઓળખીને ભયને વખતે રક્ષણવાળી જગ્યાએ ઊડી જાય છે.

સ્વભાવે જ્યાં વસતો હોય ત્યાં હંમેશ વસવાવાળો છે. તેના માળા ખાસ કરીને જૂન માસ પછી દેખાય છે. તે પોતાનો માળો બહુ ઊંચે બનાવતો નથી. એ તો આપણે લગભગ પહોંચી શકીએ એવા ઝાળામાં કે વૃક્ષમાં હોય છે. બુલબુલ બહુ સરસ વાટકા જેવા ઘાટનો માળો ઝીણી સળીઓ, કરોળીઆના જાળા, વાળ, કાથો વગેરે વાપરી બનાવે છે. આવા માળા ઘણી વખત તે મકાનમાં આવેલાં ઝુમર કે હાંડીમાં બનાવે છે. જ્યારે તે માળો બનાવતો હોય ત્યારે ચાંચમાં તણખલાં કે જાળાં લઈ આવતો હોય અથવા તો બચ્ચાં ઉછેરતો હોય તો તેનો માળો ક્યાં છે તેની તરત જ ખબર પડી જાય છે. ખરખટો એનો પાકો દુશ્મન છે એટલે તેની હાજરી તે સહન નથી

---

માલ્કોમ : તમે એક વિજ્ઞાની તરીકે એવો વિચાર કરો છો કે ન્યુક્લીઅર યુદ્ધને લીધે જે વિનાશ થાય તે થશે.

ચાર્લ્સ : ના. ન્યુકલીઅર યુદ્ધ થશે એમ મેં કહ્યું નથી.

માલ્કોમ : ના. નથી કહ્યું પણ જો એ થાય તો એવો અર્થ હું ઘટવું છું.

ચાર્લ્સ : જો ન્યુકલીઅર યુદ્ધ થાય તો, રશિયા અને અમેરિકાને થવાનું નુકશાન જરા અતિશયોક્તિભર્યું છે એમ હું માનું છું. વિનાશનાં જે સાધનો બંને દેશો ધરાવે છે તેથી કદાચ પ્રત્યેક દેશની વસતીના ચોથા ભાગનો સંહાર થશે. પરંતુ ઇંગ્લાંડ અદ્વિતીય પરિસ્થિતિમાં મને લાગે છે. આપણા દેશની વસતીનો ૯૦ ટકા ભાગ આપણે ખરેખર ગુમાવવો પડશે. ફ્રાન્સ અને જર્મની માટે આમ નહીં થાય. આપણે ત્યાં પુરવઠાનાં મથકો છે—સામાન્ય લશ્કરો એને સહેલાઈથી તાબે કરી શકે નહીં. અને લશ્કરી વિચારસરણી પ્રમાણે આપણે સીધી લડતમાં જોડાતા નથી.



કરતો અને આવે એટલે ચડાવો દેવા લાગે છે. પોતાના વાટકા જેવા માળામાં તે સફેદ ભોંય ઉપર રતાશ પડતા કથ્થાઈ ડાઘા તથા છાંટાવાળાં ત્રણ કે ચાર ઈંડાં મૂકી તેને લગભગ બારથી ચૌદ દિવસ સેવી બચ્ચાં કાઢે છે. આવા પીંછાં આવી ગયેલાં બચ્ચાં માળો છોડવાની તૈયારીમાં હોય અને હાથથી ખવડાવી પાળ્યાં હોય તો આપણી સાથે સરસ હળી જાય છે અને છૂટાં પણ રાખી શકાય છે. જ્યારે બહુ મસ્તીમાં આવે ત્યારે તે પોતાની પાંખો ધમી પરફુલાવી સંવનન નૃત્ય કરે છે ત્યારે તે જોવાની ખૂબ મજા આવે છે.

સામાન્ય બુલબુલનો આહાર જીવાત અને ફળ-ફૂલનો છે અને દાણા પણ ખાઈ લે છે. અને બચ્ચાંને તો જીવાત ખવડાવીને ઉછેરે છે.

બુલબુલને અંગ્રેજીમાં The Red-Vente Bul-Bul કહેવાય છે અને Pycnonotus haemarrhus Pallidus (Stuaer Baker) એ એનું વૈજ્ઞાનિક નામ છે.

### કનરા બુલબુલ

કનરા બુલબુલનું કદ બુલબુલ જેવડું જ હોય છે. અને તેની દુમ નીચે પીળો ડાઘ રહે છે અને ગાલ ધોળા રંગના રહે છે. તેને બુલબુલ જેટલી ચોટીની ટોપી વરતાતી નથી પણ થોડી જરૂર હોય છે અને માથું તથા આ ટોપી કાળા રંગનાં છે. પીઠ ઉપર એક સરખો રાખોડી કથ્થાઈ રંગ અને પેટાળ ધોળા રંગનું હોય છે. પૂંછડીનો છેડો ધોળો હોય છે. આ બુલબુલ આપણે ત્યાં ચોમાસા પછી જોડીમાં કે ત્રણ ચારના સમૂહમાં દેખાય છે. એક વખત તો લગભગ પચાસ સાઠની સંખ્યા પાકેલાં મરચા ખાવા ભેગા થયેલા જોવામાં આવ્યાં હતાં. તેનો આહાર અને ખાસિયત લગભગ બુલબુલને મળતો આવે છે. કનરા બુલબુલ બગીચામાં આવે છે અને કાંટમાં પણ જોવામાં આવે છે. અને જો તે બોલતો સાંભળવામાં આવે તો તરત જ વરતાઈ આવે છે. તેનો અવાજ કંઈક નરમ રહે છે.

કનરાનો વસવાટ દરીઆકાંઠે ઊગેલી પીલુડીમાં ખાસ હોય છે અને ત્યાં જ તે બચ્ચાંનો ઉછેર કરે છે. ભારતમાં અને ગુજરાત રાજ્યના સમુદ્રકાંઠામાં તે ફરતા જોવામાં આવે છે અને સ્થાનિક પ્રવાસ કરે છે. કનરાની પ્રજનન ઋતુ એપ્રિલથી ઓકટોબર માસ સુધીમાં હોય છે. અને બુલબુલ જેવો જ માળો બનાવે છે. માત્ર તેનો માળો બાંધવાનાં સાધનમાં ફેર પડે છે. બાકી તો ઇંડાં અને બીજી ખાસીયત તો બુલબુલ માફક જ છે.

કનરા બુલબુલને અંગ્રેજીમાં The White-Eared Bul Bul કહેવાય છે અને વૈજ્ઞાનિક રીતે ઓળખવા માટે Pycnonotus Leucogenys Leucotis (Gould) એમ કહેવું જોઈએ.

### સિપાહી બુલબુલ

બધી રીતે બુલબુલને મળતા આવતા સિપાહી બુલબુલ તેની અણીદાર સાફ વરતાતી કાળી ચોટી અને ગાલ ઉપર મૂછનાં રાતાં થેબીઆંથી વરતાઈ આવે છે. અને પીઠ ઉપર કથ્થાઈ અને પેટાળ ધોળું રહે છે. પૂંછડીની નીચે આછો ગુલાબી ડાઘ જોવામાં આવે છે અને છાતીમાં બન્ને બાજુ કાળા લીટા દેખાય છે. તેમાં નરને આ લીટા વધારે ચોખ્ખા દેખાય છે. સિપાઈ બુલબુલ વૃક્ષને મથાળે જ બેસે છે તો કોઈ વખત ઊંચા જાળા ઉપર બેસે છે અને એઠો એઠો અવાજ આપ્યા કરે છે. અવાજ ઉપરથી તે તરત જ વરતાઈ આવે છે. તેનો બુલબુલ જેવો આહાર અને ખાસિયત હોય છે. આખા ભારતમાં તેની વસ્તી છે પણ આપણી બાજુ એટલે સૌરાષ્ટ્ર કચ્છ બાજુ તેની વસ્તી નથી પણ હમણાં હમણાં ભાવનગરમાં તેઓ જોવામાં આવ્યા છે. રંગ પ્રમાણે અને તેની જુદી જુદી જગ્યા પ્રમાણે નાત બની છે.

સિપાહી બુલબુલને અંગ્રેજીમાં The redwhiskered bulbul કહેવાય છે અને વૈજ્ઞાનિક રીતે ઓળખવા માટે pycnonotusj ocosus (Linn) કહેવું જોઇએ.





### સફેદ નેના બુલબુલ

બુલબુલ જેવડા જ કદનો આ સફેદ નેના બુલબુલ રંગે પીઠ ઉપર ઝાંખો લીલાશ પડતો કથ્થાઈ. બુલબુલ માફક માથે ટોપી રહેતી નથી પણ આંખ ઉપર સફેદ નેણ બહુ સાફ દેખાય છે. આંખનો રંગ રાતો રહે અને પેટાળ મેલું ધોળું રહે છે. જાતિમાં કાંઈ ફરક નથી.

આ બુલબુલ ગુજરાત રાજ્યમાં દક્ષિણ ગુજરાતથી વડોદરા સુધી દેખાય છે પણ આમ તો આખા ભારતમાં વસે છે. જ્યાં તેઓ કાંટ અને બગીચામાં પાણીવાળી જગ્યા વધારે પસંદ કરે છે.

બુલબુલ જેટલો સફાઈદાર માળો બનાવતો નથી પણ તેના ઘાટમાં તો તે વાટકા જેવો હોય છે જેમાં તે બુલબુલનાં ઈંડાંના રંગથી ઝાંખા બે થી ત્રણ ઇંડાં મૂકે છે અને જંગલી ફળો અને જીવાતનો તે ચારો કરે છે સફેદ નેના બુલબુલને અંગ્રેજીમાં The white browed bulbul કહેવાય છે. અને વૈજ્ઞાનિક રીતે ઓળખવા માટે pycnonotus luteolus (lesson) એમ કહેવું જોઈએ.

### શૌબિન્ગા

ચકલી કરતાં મનફેર નાના કદના શૌબિન્ગાનો રંગ નરમાં બહુ મોહક રહે છે જેમાં તેનો ચળકતો સોનેરી રંગ અને માથે કાળી ટોપી બહુ સરસ લાગે છે. પીઠ ઉપર આ બંને રંગોનું મિશ્રણ થઈ જાય છે. પૂંછડી કાળા રંગની પણ છેડો કાં તો ધોળો હોય અથવા પીળો હોય. પાંખો કાળા રંગની પણ ખભા ઉપર બે ધોળી લીટીઓ જણાય છે. આ ચળકાટ મારતો રંગ શિયાળામાં લીલાશપડતો પીળો થઈ જાય છે. અને કાળું તાલકું પણ નીકળી જાય છે. માદીનો રંગ લીલાશપડતો પીળો અને કાળા તાલકા વગરનો અને પાંખે સહેજ કથ્થાઈ જણાય એવો હોય છે. ચાંચ રાખોડી કે કાળી હોય છે. આ તો નરમાદામાં બન્નેમાં અને પગ પણ કાળા રહે છે. નરનો અવાજ 'વીચીચી વીચીચી' જેવો ભારે મીઠો લાગે છે.

શૌબિન્ગાનો વસવાટ કાંટમાં અને વૃક્ષ વાળા ખુલ્લા પ્રદેશમાં હોય છે અને તેનો મીઠો અવાજ એપ્રિલથી શરૂ થાય છે. સ્થાનિક પ્રવાસ કરતા પણ હોય. સંવનન ચાલતું હોય ત્યારે તેનું ઊડવું જોવાની મઝા આવે છે. જેમાં નર સીધો ઉપર ચડી જાય છે પછી પોતાના પીછા ફુલાવીને નીચે સરતો આવે છે અને કોઈ જાળા કે બાવળ ઉપર ઊતરી આવે છે. સામાન્ય રીતે તે શરમાળ ન કહેવાય. વર્ષાની શરૂઆત સાથે પ્રજનન શરૂ કરી દે છે. આખા ગુજરાત રાજ્યમાં તેની વસ્તી છે જેમાં તે હંમેશ પણ વસતો હોય અથવા તો સ્થાનિક પ્રવાસ પણ કરતો હોય છે.

મે માસથી ઓક્ટોબર માસ તેના કુટુંબ-ઉછેરના મહિનાઓ છે. શૌબિન્ગા પોતાનો માળો બહુ સુઘડ રીતે બનાવે છે અને તે જાણે ડાળી ઉપર ચોંટાડી ન દીધો હોય એવો હોય છે. જેમાં તે બારીક ઘાસ અને કરોળિયાના જાળાંથી મઢેર કરે છે. આથી તે માળો જે વૃક્ષ ઉપર તે બનાવવામાં આવ્યો હોય તેની ડાળના થડના રંગ સાથે આબેહૂબ મળી જાય છે. તેનું માળા બાંધવા માટે પસંદગીનું ઝાડ ગોરડ, જેની છાલ ધોળી હોય છે અથવા તો હરમો પણ પસંદ કરે છે. આવા માળામાં આછા ભૂરા રાતા રંગના ધાબાંવાળાં પીળાશવાળી ભોંય ઉપર હોય તેવા બે ત્રણ ઇંડાં મૂકે છે. નરમાદા બંને સેવણની ફરજ બજાવે છે. આ માળા બહુ ઊંચા હોતા નથી. શૌબિન્ગાનો આહાર અને બચ્ચાનો ઉછેર કરોળીઆ કીડા અને એવી બીજી નાની જીવાત છે.

શૌબિન્ગાને અંગ્રેજીમાં The Common lora કહેવાય છે. અને Aegithina tiphia tiphia ( Linn ) એ તેનું વૈજ્ઞાનિક નામ છે.

### મધ્ય ભારતીય શૌબિન્ગા

કદમાં બધા શૌબિન્ગા સરખા જ હોય છે. માત્ર આ શૌબિન્ગામાં ફેર એટલો કે તે પીઠ ઉપર એક સરખો કાળો રહે છે અને પૂંછડી આખી કાળી રહે છે. પણ તે માત્ર નરમાં એમ રહે છે. વળી તેનો અવાજ કંઈક વધારે મધુર છે. પહેલા શૌબિન્ગા કરતાં કંઈક શરમાળ કહી શકાય અને જંગલનો વાસી છે છતાં



છોટાલાલ મા. કાસદાર

# ચમકારા

જીવનમાંથી વીણવામાં આવેલી સાચી વાતો સામાન્ય હોવા છતાં અસામાન્ય લાગે છે. અને તેમાંય મોટા માણસોના જીવનની નાની વાતોય આપણને મોટી લાગે છે. એવા જ કેટલાક મહત્ત્વના પ્રસંગો મહામાનવોના જીવનમાંથી વાર્તાને ઊર્મિનાં વાચકોને જાણીતા લેખકે અહીં રજૂ કર્યા છે...

માનનીય પંડિત મદનમોહન માલવીયજીના જીવનની એક બહુ જાણીતી વાત એ છે કે તે છેલ્લી ઘડીએ ગાડીમાં બેસતા હતા. આ ક્ષેત્રમાં તેમના એક હરીફ હતા અને તે મદ્રાસ વિશ્વવિદ્યાલયના આગલા ઉપ-કુલપતિ સર આર વેંકટરામ નાયડુ. તે હમેશાં ગાડી લગભગ ચૂકી જતા. એક પ્રસંગે પંડિત મદનમોહન માલવીય છેલ્લી ઘડીએ ગાડીમાં પહોંચ્યા. ટિકિટ લેવાનો સમય નહતો તેમણે ઊતરવાના સ્ટેશને ભાડાના પૈસા આપ્યા, જે ખરી રીતે તેમણે બેસવાના સ્ટેશને આપવા જોઈતા હતા પરંતુ અવારનવાર બને છે તેમ આવા સંજોગોમાં દંડના પૈસા માગવામાં આવે છે અથવા મુસાફર પ્રતિષ્ઠિત વ્યક્તિ હોય તો તેને વગર ટિકિટે જવા દેવામાં આવે છે. પરંતુ પંડિતજીએ એક પણ વાતનો સ્વીકાર કર્યો નહિ. કેમ કે ઊપડવાના સ્ટેશને તેણે સ્ટેશનના માણસોને અથવા ગાર્ડને ખબર આપેલ હોવા જોઈએ. તેથી ઘેર જઈને તેમણે પોતાના પુત્ર પાસે બનારસથી અલ્લાહાબાદની પહેલા વર્ગની ટિકિટ મંગાવીને તે ફાડી નાખી! એમ કહેવામાં આવે છે કે 'અંતઃકરણ આપણને બધાને બીકુ બનાવે છે' પણ કોઈવાર તે આપણને ભૂલભુલામણીમાં નાખી દે છે.

*

એક સિવિલિયન તરીકે હિંદમાં આવેલ બ્રિટિશર કોઈવાર અજાયબ પ્રકારની ધૂન બતાવતા હતા. અમુક પ્રાંતના એક ડિસ્ટ્રિક્ટ મેજીસ્ટ્રેટ આ બાબતમાં વિશિષ્ટતા દાખવતા હતા. તેની ઑફિસમાં તેના પોતાના બેસવા માટે ફક્ત એક જ ખુરશી રાખવામાં આવતી હતી. એક વખત એક તાલુકદાર તેને મળવા આવતાં તેને અંદર દાખલ કરવામાં આવ્યા. નમસ્કારવિધિ થયા પછી તથા ઓળખાણ અપાયા પછી તે તાલુકદાર હોવાની મેજીસ્ટ્રેટને ખબર પડી. એટલે તેણે માફી માગીને એક 'મુંઢા' મંગાવી (મુંઢાને પીઠમાં

---

છાંયાવાળી જગ્યામાં કાંટમાં નીકળી પડે છે.

સૌરાષ્ટ્રમાં ગીર, ગીરનારમાં બહુ સામાન્ય છે અને રહેવાવાળો છે. છતાં બરડાના જંગલમાં નથી દેખાતો એવું નથી. એવી રીતે સૌરાષ્ટ્રમાં બીજી જગ્યાએ પણ જોવામાં આવે છે અને ગુજરાતમાં તે સારી પેઠે દેખાય છે. બાકી તો ભારતમાં સામાન્ય છે.

આ શૌબિન્ગો બીજી કોઈ રીતે પહેલા શૌબિન્ગાથી જુદો પડતો નથી.

મધ્યભારતીય શૌબિન્ગાને અંગ્રેજીમાં The Indian lora કહેવાય છે અને Aegithina tiphia humei (Stuart Baker) એમ કહેવું જોઈએ.

**માર્શલનો શૌબિન્ગો**

માર્શલના શૌબિન્ગાની પાંખમાં સાફ કાળાં અને ધોળાં પીછાં દેખાય છે એ જ માફક પીઠ ઉપર દેખાય છે. પૂંછડીનો છેડો ઘણો વધારે સફેદ માલૂમ પડે છે અને કેટલાકમાં તે વચ્ચેના પીંછાને અડધો લઈ લે છે. બાકી રંગમાં તો ખાસ કરીને પ્રજનન કાળમાં શૌબિન્ગા જેવો જ હોય છે પણ શિયાળામાં નરમાદા સરખા લીલા પીળા રંગનાં બની જાય છે. પણ નરમાં ઓઠ ઉપર કાળો ડાઘો રહે છે.

સૂકા પ્રદેશમાં એટલે કચ્છમાં તે જોવામાં આવે છે. બાકી ગુજરાત અને સૌરાષ્ટ્રમાં જણાય છે પણ ખાસ વરતી શકાતો નથી.

માર્શલના શૌબિન્ગાને અંગ્રેજીમાં The Marshall's lora કહેવાય છે અને Aegithina Nigrolutea (Marshall) તે વૈજ્ઞાનિક નામ છે.





જણાવતાં લખે છે કે—

તિલકનો ૧૯૧૪માં જેલમાંથી છૂટકારો થયો અને વિનીતોના હાથમાંથી તેણે કોંગ્રેસને કબજે કરી.

૧૯૧૯ના અમૃતસરની મહાસભામાં તેણે છેલ્લી વખત હાજરી આપી હતી.

વિષયવિચારિણી સભામાં, તે વખતે સૂચવાયેલા સુધારાઓ પ્રત્યે કેવું વલણ રાખવું તેની ચર્ચા થતી હતી. ગાંધીજી અને તિલક વચ્ચે મતભેદ હતો. તિલક પોતાના મતમાં એવી શ્રદ્ધા ધરાવતા હતા કે તેણે ગાંધીજીને સંબોધીને કહ્યું, 'મી. ગાંધી, મેં તમને સમજાવવાનો તથા તમને ખાત્રી કરી આપવાનો પ્રયત્ન કર્યો છે, પણ તેમાં હું નિષ્ફળ ગયો છું. હવે હું તમને ફોસલાવી લઈશ અથવા તમારું હરણ કરીશ.' આ અર્થના શબ્દો મને યાદ છે કેમકે મેં તે બેઠકમાં હાજરી આપી હતી.

તરતમાં પ્રગટ થનારી 'મારી આત્મકથા'માં શ્રી. ખરે એક રસિક પ્રસંગ આપે છે:—

રત્નાગિરિના જે ઘરમા તિલકનો જન્મ થયો હતો ત્યાં તેનું સ્મારક કરવાનો રત્નાગિરિના લોકોએ નિર્ણય કર્યો. આ કામ માટે તેઓએ કમિટીની રચના કરી અને પૂતળાની અનાવરણવિધિ માટે મને આમંત્રણ આપ્યું. હુ તેને મારા મનથી મોટું માન ગણતો હતો. જો કે લોકમાન્યના સીધા સંપર્કમા આવવાનું સદ્ભાગ્ય મને કદી પ્રાપ્ત થયું નહોતું છતાં ૧૯૦૫ની મહાસભાની બેઠકથી હું તેમને મારા ગુરુ માનતો હતો. બનારસની તે બેઠકમાં હું હાજર હતો તે વખતે મેં જિંદગીમાં પહેલી વખત તિલકને જોયા.

ત્યાર પછી હું સરકારી નોકરીમાં હતો તે વખતે ૧૯૦૭માં મેં ખામગામમાં તેમના ભાષણમાં હાજરી આપી. આ બનાવથી મારા જીવનમાં મહાન પરિવર્તન આવ્યું. હું સરકારી નોકર મટી જાહેર કાર્યકર્તા થયો. પણ સરકારી નોકરીમાંથી રાજીનામું આપ્યા પછી પણ જાહેર જીવનમાં તિલક સાથે સંસર્ગમાં આવવાની તક મને મળી નથી. શિવાય કે ૧૯૧૮માં નાગપુર ખાતે મેં લોકોના વતી તેમને નાણાંની થેલી અર્પણ કરી હતી.

૧૯૦૭ની ખામગામની રાજકીય પરિસ્થિતિ ૧૯૪૪ની રત્નાગિરિની પરિસ્થિતિ કરતાં તદ્દન જુદી હતી. દેખીતી રીતે જ હિંદે પ્રગતિ કરી હતી. સરકારી નોકર તરીકે, ખામગામમાં તિલકના ભાષણમાં હાજરી આપવા માટે બુલ્ઢાનાના ડિસ્ટ્રિક્ટ મેજીસ્ટ્રેટે મને નશિયત કરી શિક્ષા તરીકે મારી ત્યાંથી તરત બદલી કરવામાં આવી. પણ રત્નાગિરિના આઈ. સી. એસ. કલેકટરે તિલકની અર્ધપ્રતિમાનો અનાવરણ વિધિ વખતે મારા ભાષણમાં હાજરી આપી હતી.

સ્વાભાવિક રીતે જ આથી મને રમૂજ પડી, અને હું મારા પર કાબૂ રાખી શક્યો નહિ અને મેં મારા ભાષણમાં કહ્યું કે 'જુઓ, છેલ્લાં ૩૭ વર્ષમાં સમયમાં કેવો પલટો આવ્યો છે, ૧૯૦૭માં બુલ્ઢાનાના ડિસ્ટ્રિક્ટ મેજીસ્ટ્રેટ સરકારી નોકર તરીકે ખામગામમાં તિલકના ભાષણમાં હાજરી આપવા માટે મારા પર ગુસ્સે થયા અને આજે રત્નાગિરિમા સ્વ. લોકમાન્ય તિલકની પ્રશંસાના સૂરો પુરાવી રહ્યો છું ત્યારે રત્નાગિરિના આઈ. સી. એસ. કલેક્ટર હાજર છે. મને ખાત્રી છે કે ખૂબ જ માન તથા પ્રેમથી તે હાજર છે. હું વાઇસરોયની કારોબારીનો સભ્ય છું તેથી પણ કદાચ હોય'

જ્યારે હું આ વાક્ય બોલ્યો ત્યારે આખું સ્થાન તાળીઓના ગડગડાટથી ગાજી ઊઠ્યું તેમાં કંઈ નવાઈ નહોતી.



**૨૦મી ઑક્ટોબરે ૧૦૦૦ વાર જેટલા નજીવા અંતરે રહેલા ચીનાઓએ મોર્ટાર અને ઑટોમેટિક શસ્ત્રોથી એકાએક હુમલો કર્યો હતો ત્યારે લડાખ રકાફટના હવાલદાર સરૂપસિંઘ ચીનાઓના સીતમનો ભોગ બન્યા. સરૂપસિંઘ અને બીજા બે જવાનો બહાદુરીથી લડયા, પરંતુ ખાઈ આગળ તોપગોળો ફૂટતાં બે જવાનો માર્યા ગયા. સરૂપસિંઘે સાત કલાક સુધી ઝઝુમીને થાણું દુશ્મનોથી બચાવ્યું. પણ તે જ દિવસે સરૂપસિંઘનું મૃત્યુ થયું.**





'સેવકરામ'

# ગામડાંનો સૈનિકફાળો

આઝાદીને પંદરમે વરસે ભારત પર ચીનના અણધાર્યા આક્રમણથી આખો દેશ ખળભળી ઊઠયો. ગામડાં પણ બકાત શાનાં રહે? સંરક્ષણ-ફાળા અંગે અને દેશના દુશ્મનો વિષેનું ગામડાંનું માનસ અહીં રજૂ થાય છે...

'સેવકરામ! આ તો ધરાર અન્યાય કહેવાય. આ રીતે તે ફાળો ઉઘરાવાતો હશે.' એક ભાઈ કચવાટ કરી રહ્યા હતા. 'અમને ફાળો આપવામાયે વાંધો નથી. પણ આ તો ટકે શેર ભાજી અને ટકે શેર ખાજાં જેવો ન્યાય છે. પૈસાવાળા અને ગરીબ બધાયે સરખા?'

વાત પણ ખરી હતી.

ગામ આગેવાનોએ એવો નિર્ણય લીધો હતો કે ગમે તે સમજુ-માણસને એમાં અન્યાય લાગે. ગામમાં આમ તો સૈનિકફાળો કોણ કરે? ખુદ સરપંચ અને ગામ આગેવાનો જ વાત ટાળતા હોય ત્યાં કોણ પહેલ કરે! બીજા તો ફાળો ન કરે પણ મામલતદાર કે વિકાસ ઘટક અધિકારી કેવી રીતે પગ વાળીને બેસી શકે? એમને તો લક્ષ્યાંક પૂરું કરવાનું હતું. એટલે ગામેગામ ફરતા હતા. આ ગામમાં આવી સરપંચ, મુખી, પંચાયતના સભાસદો, ગામ આગેવાનોને એકઠા કર્યા અને ફાળાની વાત કરી. વસ્તીના પ્રમાણમાં બમણો, એટલે કે માથા દીઠ બે રૂપિયાનો ફાળો કરવાનો હતો. ગામની વસ્તી તો છસો માણસની હતી, પણ હજાર તો ઓછામાં ઓછા કરી આપવા પડશે એવી વાત થઈ. એની જવાબદારી પણ મુખી અને સરપંચ પર નાખી.

સાહેબ કહે પછી મુખી કેવી રીતે ચૂપ રહે? તેમને રાત દિવસ મામલતદારસાહેબ પાસે કામ પડે, એટલે તેમણે જ સભામાં ખાત્રી આપી: 'સાહેબ, હજાર ઉઘરાવવાની જવાબદારી અમે ગામ આગેવાનો લઈએ છીએ. દસેક દા'ડામાં હજાર કરી આપીશું.'

ને બીજે દિવસે ચોરામાં ગામની સભા કરી. તેમણે કહ્યું: 'આપણા ગામમાંથી હજાર ભેગા કરવાના છે. એ કર્યા શિવાય ચાલે તેમ પણ નથી. એટલે સૌ પોતપોતાના ટોડાની જવાબદારી વહોરી લે. વસવાયાં અને ઇતર કોમને બાદ કરીએ તોયે આપણાં સો ઘર છે, ઉંબરા દીઠ દસ દસ કરી આપો એટલે હજાર થઈ જાય.'

'હા. એ બરાબર છે. હજાર કરવાના છે એ નક્કી. તો સૌ પોતપોતાના ટોડાની જવાબદારી વહોરી લે.' સરપંચે ટેકો આપ્યો અને ત્યાં ને ત્યાં જવાબદારીની વહેંચણી પણ થઈ.

એવામા જ, બીજે કે ત્રીજે દિવસે મારે એ ગામમાં જવાનું થયું. ત્યારે આ ભાઈએ મારી આગળ આ વાત કરી. મારા માટે આ વાત નવી નહોતી. ગામના ફાળાની વાત આવે છે ત્યારે ગામના પંચાતીયા આ રીતે જ ઉંબરા દીઠ ફાળવી નાખે છે. પછી સુખી ખેડૂતે એ આપે અને રાંડીરાંડ બાઈ પણ એ આપે. પોતાતી જાતને બાકાત રાખવાની આ તેમની ચાલ છે. ગામ દબાયેલું હોય, ચૌદશિયાઓ આગળ હરફ કાઢી શકતા ન હોય એટલે ચૂંચાં કર્યા શિવાય પૈસા ભરી દે. મનમાં કચવાટ તો ભારોભાર હોય પણ શું કરે! પણ આ ભાઈએ વાત કરી એટલે મેં ગામ આગેવાનોને બોલાવ્યા.

'ગામના સૈનિકફાળાનું શું કર્યું?' મેં સીધો સવાલ કર્યો.

'ફાળો ચાલે છે ને! તમે તો જાણો છો ને કે ગામ નાનું છે. સ્થિતિયે સામાન્ય છે. છતાં એક હજાર એકઠા કરી આપવાનું મામલતદારને વચન આપ્યું છે.'

'હજાર કરો તોયે સારું છે. ઉઘરાવવાનું શરૂ કર્યું છે?'

'હા, સૌને ટોડવાર ઉઘરાવવાનું સોંપી દીધું છે. ઘર દીઠ દસ દસ કરી આપે એટલે હજાર થઈ જશે.'

'ઘર દીઠ દસ...આ ફાળો ઉંબરા દીઠ નાખવાનો છે?'



'તો શું કરીએ, સેવકરામ...આ તો દેશનું કામ છે એટલે સૌએ ફાળો તો આપવો જોઈએ ને!'

'બરાબર છે, દેશના પડખે આપણે સૌએ ઊભા રહેવાનું છે. પણ સૌને એક લાકડીએ હાંકો છો તે બરાબર નથી. દેશનું કામ છે માટે તો સૌએ પોતપોતાની શક્તિ પ્રમાણે ફાળો આપવો જોઈએ. તમેયે દસ આપો અને કોઈ મથીને પૂરું કરતો હોય એયે દસ આપે તે બરાબર છે? આમાં તમે ફાળો શું કર્યો? આ તો ઘરવેરો નાખ્યો. સૈનિક ફંડ એ ઘરવેરો નથી. એ તો દેશને માટે, આપણી આઝાદી માટે આપવાનો સ્વૈચ્છિક ફાળો છે. જેની પાસે ધન હોય તે ધન આપે, ધન ન હોય તે શ્રમ આપે, કોઈ સુવર્ણદાન કરે તો કોઈ રક્તદાન કરે. સૌ પોતપોતાની શક્તિ પ્રમાણે સામે આવીને ફાળો આપે. આ તમારી રીત બરાબર નથી.'

'સેવકરામ! અહીં તો બધાયે સરખા છે. ગામમાં કુણ ગરીબ છે? લગન વખતે કયો ઝાલ્યો રહે છે? બારમાની વાત આવે છે ત્યારે કોઈ વાત સાંભળે છે! ત્યાં પૈસા મળે છે તો અહીં નહિ મળે?'

'અહીં પણ મળશે...ને દરેક પાસેથી ફાળો લ્યો એ પણ બરાબર છે. પણ મારું તો એ કહેવાનું છે કે દરેકની સ્થિતિ પ્રમાણે, આવક પ્રમાણે, મોભા પ્રમાણે ફાળો આપવાનો હોય. આ તો ધરાર અન્યાય છે.' મેં ભારપૂર્વક આ વાત કરી એટલે થોડોક ગણગણાટ થયો. કોઈકે કહ્યું પણ ખરું:

'પટલાઈ કરવી હોય તે પચીસ પચીસ આલે એટલે હડપ લઈને ફાળો આગળ ચાલશે. પંચાયતમાં જઈને બેસવું હોય તો પૈસા આલે...કાંઈ નવાઈ કરે છે?'

'કેમ પંચાયતમાં ચૂંટાયા એ ગુનો કર્યો હશે? તો... તો પંચાયતમાં એકલા પૈસાવાળા જ આવે કેમ? એમ કહો કે સૌ પોતાની સ્થિતિ પ્રમાણે ફાળો આપે.'

'હા...હા...સેવકરામની વાત બરાબર છે. જે સુખી છે તે વધારે આપે, ગરીબ છે તે એના પ્રમાણમાં આપે. ઘર દીઠ એક સરખો ફાળો લેવાનો હોય તો સરકાર જ વેરો ન નાખે?'

ને જેઓ મનમાં ધુંધવાતા હતા તેમને વાચા મળી. તેમનો ઊભરો નીકળી રહે તે માટે હું પણ ચૂપ રહ્યો. સાચી વાત એમની ચર્ચામાંથી જ નીકળી આવી કે સૌએ શક્તિ પ્રમાણે ફાળો આપવો જોઈએ. તોયે મુખી અને સરપંચ કચવાટ કરતા હતા એટલે મેં ટકોર કરી:

'મુખી! તો આપણે એમ કરીએ!' ને સૌના કાન મારી સામે મંડાયા. 'જમીનના પ્રમાણમાં ફાળો લઈએ તો? વીઘા દીઠ બે રૂપિયા આપો...સૌનો ન્યાય ઊતરી જશે.'

'હા...હા...સેવકરામની વાત બરાબર છે. જેમની પાસે વધારે જમીન છે એ વધારે આપે, એ બરાબર ન્યા છે.' ઘણા બધાએ ટેકો આપ્યો.

એમાં પણ મુખી, સરપંચ અને બીજા આગેવાનોના પગ નીચે રેલો આવતો હતો. કારણ કે એ લોકો જ સુખી હતા. તેમાંયે મુખીને સરપંચ કરતાંયે દસેક રૂપિયા વધારે આપવાના આવતા હતા એટલે તેમણે નવી વાત મૂકી:

'બધું રહેવા દઈ એમ કરો...સેવકરામ નક્કી કરે એમ રાખો, જેમના પચીસ મૂકવા જેવા હોય એમના પચીસ મૂકો, વીસ, પંદર અને દસ પાંચનો મેળ કરો. આપણે આગેવાનો પચીસ આલો ને એટલે એની મેળે આગળ ચાલશે.'

ને પછી તો મુખીએ જ પોતાના પચીસ મૂકી બીજાઓને પણ ખેંચ્યા અને કોઈના વીસ તો પંદર પણ મૂકયા. ને સામાન્ય સ્થિતિના હતા તેમને એમના ગજા પ્રમાણે આપવું એમ નક્કી કર્યું. ને આશ્ચર્ય વચ્ચે એ ગામમાંથી હજારને બદલે બા ઉપર ફાળો થયો.

ગામના કે દેશના કે લોકકલ્યાણના કામમાં જે વાનો હોય તેઓ જો ન્યાયબુદ્ધિથી નિર્ણ ગામ પર સારી છાપ પડે છે અને કામ

બને છે. આગેવાનો જેટલા આગ્રહયુક્ત, સત્યપ્રિય અને ન્યાયનિષ્ઠ હશે તેટલું જ ગામનું કામ દીપી ઊઠવાનું.

*

આજની કટોકટીમાં ગામડાંએ શો ધર્મ અદા કરવો જોઈએ એ સમજાવવા ગામડાંમાં સભાઓ યોજી હતી. એક ગામમાં સૌને એકઠા કર્યા લોકો જે સવાલો કરતા હતા તે પરથી એક છાપ તો એ પડી કે આ લોકો નથી છાપાં વાંચતાં કે નથી આ આક્રમણની વાત સમજ્યા. રેડિયો સાંભળે છે કે ચીનો કેટલે આવ્યો એ જાણવા પૂરતું જ. એટલે મેં આ આક્રમણ વિષે પ્રારંભિક વાત શરૂ કરી ત્યાં એક આગેવાન જેવા, પાઘડીવાળા કાકાએ વચ્ચેથી જ સવાલ કર્યો:

'સેવકરામ! એ બધી વાત તો તમારે જે કરવી હોય તે કરજો, પણ એ સમજ પાડો કે ચીનો કેટલે આયો છે?'

'હા...હા...સેવકરામ, એ સમજ પાડો ને કે ચીનો છે કુણ! એ તે હિંદુ છે કે મુસલમાન છે કે ક્રિસ્તાની છે. એ છે કુણ! એનું રાજ ક્યાં આયું?'

'સેવકરામ...અમારે બાપુ તો કંઈ સાંભળવું નથી પણ આ સમજ પાડો ને...ચીન આવે છે.. આવે છે તે કેટલે આયું છે આ વાત કરો ને!'

લોકોએ હોબાળો કર્યો એટલે પેલા કાકાએ હાકોટો કર્યો. 'હવે ચૂપ મરો...કંઈ વાત કરવું હોય તો શાંતિથી કરવા દેશો કે નહિ...છોકરાં ચૂપ રહો...ભલો સૌને ખેર...સેવકરામ, એ સમજ પાડો કે ચીનો કેટલે આયો છે!'

'જુઓ, એક વાત સમજી લ્યો કે ચીનો કોઈ રાજા નથી. એ દેશમાં રાજા રાજ્ય કરતો નથી.'

'તો કુણ રાજ કરે છે?'

'અહીં કોણ રાજ્ય કરે છે?'

'આપ પ્રધાનો રાજ્ય કરે છે ને!'

'ત્યાં પણ પ્રધાનો રાજ્ય કરે છે.'

'હા, પણ રાજા તો હશે ને? એ વગર કુણ ચડાઈ કરે?'

'હવે દુનિયામાં રાજાઓનાં રાજ્ય પરવારી ગયાં છે. જૂજ જ એવા દેશોમાં રાજાઓનાં રાજ્ય છે. આપણે ૧૯૪૭માં આઝાદ થયા. આઝાદ થયા અને અંગ્રેજોનું રાજ્ય ગયું. આપણા દેશમાં આપણું એટલે લોકોનું રાજ્ય આવ્યું. અહીં કોઈ રાજા છે ખરો?'

'ના...'

'તે જ પ્રમાણે ચીન આપણી પછી બે વર્ષ, ૧૯૪૯માં આઝાદ થયું. ત્યાં સામ્યવાદી શાસન શરૂ થયું. આપણે લોકો ચૂંટીને મોકલે તેને વજીર સોંપીએ છીએ. ત્યાં સામ્યવાદી પક્ષના નેતા નક્કી કરે તે વજીર કરે. પ્રજા કહે તેવું ત્યાં રાજ્ય નથી. નેતા કહે તેમ રાજ્ય ચાલે.'

'ઈમ કહો ને કે રાજાની જગ્યાએ સેનાપતિ આવ્યો.'

'બરાબર છે. એ નેતા પણ લશ્કરના બળ પર જ રાજ્ય કરે છે. એ પોતે જ સેનાપતિ હોય છે. એણે આટલા વર્ષમાં લશ્કર વધારવાનું કામ કર્યું. આપણે દેશની આબાદીનાં કામ હાથ ધર્યાં. એણે બધા પૈસા લશ્કર પાછળ ખર્ચ્યા. આપણે વિકાસ પાછળ ખર્ચ્યા. એની વસ્તી વધારે, એનું લશ્કર પણ મોટું. એની પાસે શસ્ત્રો વધારે, તોપો વધારે, વિમાન વધારે, બોંબ પણ વધારે. એના જોરે એ આપણા દેશ પર ચડી આવ્યો છે.'

'હાં...પણ એ લશ્કર આવ્યું છે કેટલે?'

'એ હમણાં તો હિમાલયમાં છે. એને નેફા વિસ્તાર કહે છે. એ ઊંચા પહાડ પર જઈને આગળ વધી રહ્યા છે.'

'તો......તો ઘણે આઘે, છેક હિમાળામાં પડ્યો છે એમ કહો ને...'

ને દુશ્મન દૂર છે એનો સંતોષ અનુભવતા હોય તેમ એ કાકાએ ઉમેર્યું: 'એટલે બચે દૂર છે પણ આટલો બધો હોબાળો શાનો થાય છે? એ અહીં સુધી નો શાનો આવે?'

'કેમ ન આવે...એને જો આપણે રોકીએ નહિ તો



આખા દેશનો કબજો લે.'
'પણ રસ્તામાં કોઈ રોકનારે નહિ મળે ? એમ બધાંયે બલૈયાં પહેર્યાં છે ?'
'રોકે એટલે કોણ રોકે ? હવે ઓછાં રાજા રજવાડાં છે તે લશ્કર લઈને બહાર પડે. હવે તો દેશમાં આપણું લોકોનું રાજ છે એટલે લોકોએ જ તેને રોકવા બહાર પડવું જોઈએ.'
'એ વાતે બરાબર છે. એની વસ્તી વધારે છે તો આપણે ક્યાં ઓછા છીએ ! ચાળીસ કરોડ તો છીએ ......ઘેર દીઠ એક એક જુવાન નીકળે તોયે મોટો કિલ્લો થઈ જાય. એની શી દેન છે કે આગળ વધે.'
'પં. નેહરુ પણ એ જ કહે છે. આજ સુધી આપણે દેશના વિકાસમાં શક્તિ ખર્ચતા હતા. હવે દેશના સંરક્ષણ માટે બહાર પડવાનું છે. જો ભારત જાગૃત હોય તો દુનિયાની કોઈ શક્તિ તેને આંબી શકે તેમ નથી.'
'પણ કહે છે કે એની પાસે જે શસ્ત્રો છે એવાં આપણી પાસે તો નથી.'
'તો એવાં આપણે લાવશું. આપણે તો સૌની સાથે મૈત્રી રાખવા માગીએ છીએ. સૌને કહીશું કે અમારા પર ચીન ચઢી આવ્યું છે. અમારે તેને મારી હટાવવું છે તો શસ્ત્રો આપો. અમેરિકા આપશે, બ્રિટન આપશે..... ને રશિયા આપે તો તેની પાસેથી પણ લઈશું. ગમે તે ભોગે ચીની આક્રમણને મારી હટાવવાનું છે એ નક્કી છે. એ આપણો નિરધાર છે. એટલા માટે જ દેશ તમારી પાસેથી મદદ માગે છે.'
'સેવકરામની વાત તો ખરી છે. ચીનને મારી હટાવવું હોય તો દરેકે ભોગ તો આપવો જ પડે.' એક જણાએ કહ્યું.
'ગામ પર ચોર કે ડાકુ ધાડ પાડે ત્યારે ગામ કેમ લાકડીઓ, તલવાર, ભાલા, જે મળે તે લઈ બહાર નીકળી પડે છે ? તેમ દેશ પર કોઈએ આક્રમણ કર્યું હોય તો સૌએ તેની વહારે ધાવું જોઈએ. આપણી પાસે માણસો તો છે. લશ્કર પણ મોટું કરી શકાશે. પણ એ બધાને માટે ખોરાક, વસ્ત્રો, અને સાધન સામગ્રી માટે પૈસા જોઈએ. એ માટે આ ફાળો શરૂ કરવામાં આવ્યો છે. આપણે ફાળો આપીને મદદ કરીએ. સોનું આપીને મદદ કરીએ.'
'સેવકરામ...આ લોક સોનાનું શું કરશે ?'
'સોનું આપી શસ્ત્રો લાવશે. તમે જ નહોતા કહેતા કે આપણી પાસે શસ્ત્રો નથી. તો લાવવાં તો જોઈશે ને ? અમેરિકા પાસેથી લઈએ કે બ્રિટન પાસેથી લઈએ. એને શું આપીએ ? ત્યાં આપણી નોટો તો ચાલતી નથી. એ નોટો લઈને શું કરે ? સોનું બધે ચાલે છે. એ દુનિયાનું ચલણ છે. સોનું આપીને આપણા સંરક્ષણ માટે શસ્ત્રો લાવવાનાં છે.'

'વાતે બરાબર છે. એકલું લશ્કર શું કરે ? નવાં શસ્ત્રો તો જોઈએ. એ માટે સોનું જ આલવું પડે છે. ચીનને મારી હઠાવવું હોય તો દરેકે પોતાની શક્તિ પ્રમાણે ફાળો તો આપવો જ જોઈએ.' કાકાએ કહ્યું.

ફાળો આપવાથી પણ ચાલવાનું નથી. એ માટે આપણે બીજી રીતે પણ મદદ આપવાની છે. આપણે ખોટા ખર્ચા બંધ કરી બચત કરવી જોઈએ. બિન-જરૂરી ખરીદી ન કરીએ તો વાત કાબૂમાં રહે. કરકસર કરીએ તો બચત થાય. એ પૈસા રાષ્ટ્રિય બૉન્ડમાં રોકવા જોઈએ.

બીજું નવું ઉત્પન્ન કરીએ તેટલી દેશની સંપત્તિ વધે. ખેડૂતો જ નવું ઉત્પન્ન કરી શકે છે. એક કણમાંથી અનેક કણ પેદા કરે છે. જો આપણે ખેતીનું ઉત્પાદન વધારીએ તો દેશની સમૃદ્ધિ વધે, દેશની તાકાત વધે. એટલું અનાજ વિદેશથી લાવવું ન પડે અને એ ધન દેશના સંરક્ષણમાં વપરાય. એટલે દરેક ખેડૂત સંકલ્પ કરે કે આ વર્ષે ગમે તેમ કરીને પણ સવાયો પાક લઈશ. પીતની ખેતી કરીને પણ વધુ પકવીશ, ખાતર નાખીને, જમીનની માવજત કરીને વધુ પકવીએ તોયે દેશને મોટી મદદ કરી કહેવાય. તો જ આપણે ચીનાને પાછા પાડી શકીએ. ચીનો ભલે





**ઈશ્વરભાઈ પટેલ**

# અજ્ઞાન સામેનું યુદ્ધ

કુદરતમાં હંમેશ યુદ્ધો ચાલ્યા જ કરે છે. પણ યુદ્ધે યુદ્ધે ફેર હોય છે તે, હરકોઈ પ્રજાને પ્રેરક થઈ પડે તેવી આ કથા સ્પષ્ટ કરે છે. અંગ્રેજી ઉપરથી આચાર્ય શ્રી ઈશ્વરભાઈએ તૈયાર કરેલી આ કથામાં સત્યનો રણકો હોવાથી વાંચનીય તો છે જ...

દક્ષિણ અમેરિકાના પેરુ દેશનાં ઘીચ જંગલોના ઊંડાણમાં વહેતી મોરોના નદીને કાંઠે આવેલી એક આદિવાસાહતના આરે વૃક્ષના થડમાંથી બનાવેલી એક હોડી આવી ઊભી રહી. એ હોડીમાંથી એક તાલીમ પામેલ આયા, વસાહતમાં બિમારીથી પીડાતા એક બાળકની સારવાર માટે ઊપડી ત્યારે બીજી એક બહેન એમાં બેઠી રહી.

થોડી વારમાં નદીના જળમાં આછો ખળભળાટ થયો અને કશીય ગમ પડે તે પહેલાં તો, એક રાક્ષસી જળસર્પે પેલી હોડીમાં બિરાજેલી બહેનને ઊછળીને દંશ દીધો! બૂમો પાડતી, સર્પની પકડથી દૂર રહેવા મથતી, લોહી નીકળતા હાથવાળી, એ નાજુક બહેન, હોડીમાંથી કૂદકો મારી કિનારા પર નાઠી, એની ચીસ સાંભળી દોડી આવેલી એની સખીએ એના ઘાને ધોયો, દવા લગાડી અને કલાકમાં સારું લાગ્યું. એટલે એ સખીઓ—લીલા અને ડોરેટા—આ અબૂધ શાપરા આદિવાસીઓને લખતાં વાંચતાં શીખવવાના કામમાં લાગી ગઈ!

લગભગ એ જ સમયે, એમનાથી નૈઋત્યે ૮૦૦ માઈલ દૂર, બીજી બે વિદુષીઓ—ઈસ્થર અને એની—તાવથી ફફડતી ફફડતી, પીરો જાતિના આદિવાસીઓને ઈન્ફ્લ્યુએન્ઝાના વાવરમાંથી ઉગારવા મથતી હતી. એમનાથી બસોએક માઈલ દૂર ઈશાને, મેરી અને માર્થા, અમુએશા નામના આદિવાસીઓની સોબતમાં, તરાપા પર, ધસમસતાં નદી વહેણ ને ભમરાળાં ધરાજળને પાર કરી, જંગલમાં આવેલી પોતાની શાળાએ પહોંચવા મથતાં હતાં.

સજનજૂના પેરુનાં આ જંગલોના ૨૩૦૦૦ ચો. માઈલના બાકી રહેલા વિસ્તાર પર એક વિહંગ દૃષ્ટિ નાખીએ તો આ ભયાનક જંગલોની મધ્યમાં થાણાં નાખી પડેલી, કૉલેજ ઉંમરની અપરિણીત ૪૨ જેટલી સ્વયંસેવક બહેનો આ જંગલી આદિવાસીઓની વચ્ચે વસતી માલૂમ પડે. અને એ સૌનો હેતુ એક જ હતો—આ આદિવાસીઓને પલાળી એટલે કે એમને પટાવી, મનાવી, એમની પાસેથી એમની બોલી ઝીલી, એને લિપિબદ્ધ કરી, એને લખવા, વાંચવા ને છાપવા યોગ્ય બનાવવી.

દુનિયા આખીની નિરક્ષરતા સામે યુદ્ધ ખેલનાર, કૃતનિશ્ચયી અને અસરકારક એવા એક જૂથની, ઉપર નિર્દિષ્ટ યુવતીઓ અને એમના જેવાં ૭૦૦ બીજાં સંતાન છે. એ જૂથનું નામ છે ભાષાકીય ગ્રીષ્મશાળા. એ ભાષાશાળાનાં, ૧૮૦ ત્રિવિધ ભાષાજૂથો આજે વિશ્વના ૧૨ દેશોમાં પ્રવૃત્તિશીલ છે. આ મંડળના સભ્યો વીકલીફ બાઈબલ ભાષાંતર જૂથનાં પણ સભ્યો હોય છે એ સૌનું દર્શન અતિ ઉજ્જ્વલ છે. માન્યામાં ન આવે તેવાં જોખમો વહોર્યાં છતાં તેઓ પોતાનું જીવન સાવ શાંતિથી કશાય ક્ષોભ વિના વીતાવે છે અને આ આદિપ્રાકૃત બોલીઓનું પૃથક્કરણ

---

હિમાલયમાં બેઠો હોય. પણ એને તમે અહીં બેઠાં બેઠાં પાછો પાડી શકો છો.'

'સેવકરામ......આજ તમે ઠીક સમજ પાડી. અલ્યા વધારે પકવવાની વાત તો આપણા લાભની છે. બધા પાણી મૂકે કે ગમે તેમ કરીશું પણ પાક તો વધારે જ લઈશું. મહેનત કરવી એ તો આપણા હાથની વાત છે.'

ને એ જ કાકાએ બીજે દિવસે મારી સાથે ફરી ઘેરે ઘેરથી ફાળો અપાવ્યો અને પોતાના ઘેરથી બે સોનાની બંગડીઓ આપી સુવર્ણદાન પણ કર્યું.



કરી, એમને લિપિબદ્ધ કરે છે, એની બાળપોથી અને શબ્દકોશો તૈયાર કરે છે, શાળાઓ સ્થાપે છે, ચલાવે છે અને દેશી લોકોમાંથી શિક્ષકો ઊભા કરે છે. પેરુ અને બ્રાઝીલની જંગલી ટોળીઓમાં કામ કરવા ઇચ્છતા આડ્ઠ્યુ બ્રિટિશ યુવાનોએ ગયે વરસે ત્રણ માસનો સઘન તાલીમ અભ્યાસક્રમ પૂરો કર્યો ત્યારે એમની સાથે બીજા ૧૦૦ પાદરીઓ પોતપોતાનાં ક્ષેત્રોની સેવા અર્થે વિવિધ ભાષા શીખતા હતા. આમ આ ભાષાસેવકોની એક મોટી ટુકડી સંગઠિત રીતે, બ્રાઝીલ, પેરુ, મેકિસકો અને અલાસ્કાના પછાત વિસ્તારમાં કામે લાગી છે.

આ આખી મંડળીને દૃષ્ટિ બક્ષનાર આદમી છે ૬૨ વરસનો સતત પ્રવૃત્તિશીલ, વિલિયમ કેમેરોન ટાઉનસેન્ડ. દક્ષિણ અમેરિકાની આદિવાસી ટોળીઓમાં એણે ચાળીસથી વધુ વરસ વીતાવ્યાં છે. અને એના સૌ સાથીદારોનો પ્રિય એવો 'કેમકાકો' છે. એની રાહબરી નીચે, વાંકીચૂંકી વહેતી નદીઓ પર વસેલા જંગલી લોકોને પ્રેમથી જીતતા યુવાનોને જોઈ હરકોઈ દંગ રહી જાય છે. જે કામ સ્પેનીશ સૈન્યો ન કરી શકયા કે ભલભલી ટોળીઓ સાધી ન શકી તે આ જૂથ કરી શકયું. કારણ એમનો પ્રેરણાદાતા 'કેમ' એમને કાયમ ઉત્સાહિત કરતો રહે છે. એના મુખ પર હમેશ સ્મિત ફરકતું હોય છે અને એના હૃદયની આતુરતા ચેપી છે. પરિણામે આટલા બધા જુવાનો, જાતને ભૂલી, અજ્ઞાન અને વહેમનાં તમસ-વાદળોને વિખેરવા દિનરાત પરિશ્રમ કરે છે.

આવો આ ટાઉનસેન્ડ જુવાન હતો ત્યારે જ એને ખ્રિસ્ત સંદેશો ફેલાવવાની ધૂન લાગી અને એકવીસ વરસની ઉંમરે સને ૧૯૧૭ની સાલમાં એક ટ્રંકમાં સ્પેનીશ ભાષામાં છપાયેલા બાઈબલ ભરી, એ ગ્વાટેમાલા જવા નીકળી પડ્યો. થોડા જ વખતમાં એને સમજાણુ પડી ગઈ કે એનાં બાઈબલ દવા જેવાં છે— કોઈક જ એને ઉત્સાહપૂર્વક લે છે. ગ્વાટેમાલાની વસ્તીનો ⅔ ભાગ આદિવાસીઓનો હતો, જેમાંના ઘણા થોડાને સ્પેનીશ ભાષા આવડતી અને એથીય અલ્પ સંખ્યા ભણવાની વૃત્તિ દાખવતી.

એક દિવસ એક ગ્વાટેમાલાવાસીને એણે બાઈબલ ધર્યું ત્યારે પેલાએ ઘણો પાયાનો સવાલ પૂછ્યો, 'જો તમારો પ્રભુ હોશિયાર જ હોય તો એ અમારી ભાષા કેમ ભણ્યો નથી?' ટાઉનસેન્ડને સાચી વાત સમજાઈ ગઈ ને ત્યાં ને ત્યાં જ એણે બાઈબલ-ફેરણી બંધ કરી અને પ્રભુની વાણીના વાહન માટે એક નવી ભાષા તૈયાર કરવાના કામમાં લાગી ગયો.

પછીનાં પંદર વરસ એ ગ્વાટેમાલાની એક સાવ જંગલી ટોળી ભેગો રહ્યો, એમનો ખોરાક—માત્ર બાફેલી કીડીઓ—ખાધો અને એમની ભારે કઠણ ભાષા આત્મસાત કરવા મથતો રહ્યો. અને આસ્તે આસ્તે કરીને એને લિપિબદ્ધ કરી ધીમે ધીમે પરિશ્રમપૂર્વક એણે એક એવી સાદી રીત શોધી કાઢી જે વડે દરબાઈ બોલીને, એ ભાષાનું સ્વરૂપ આપી શકે.

આખરે સન ૧૯૩૨માં, ક્ષયથી ભગ્નશરીર થયેલો એ જ્યારે એક ખચ્ચર પર સવાર થઈ સુધરેલી દુનિયા પ્રતિ સંચર્યો ત્યારે ત્યાંના વાસીઓ માટે એ પાંચ શાળાઓ, એક નાનું ઇસ્પિતાલ, એક છાપખનું, કુડીબંધ નાનાં દેવળો, અને ખ્રિસ્તી ધર્મ અંગીકાર કરેલા સેંકડો ભણેલા યુવાનો મૂકતો ગયો. વિદાય પ્રસંગે ટાઉનસેન્ડના હૃદયમાં આનંદ હિલોળા લેતો હતો અને એની થેલીમાં હતું કદી લિપિબદ્ધ નહીં થયેલી એવી એક અજ્ઞાત જંગલી બોલીમાં છપાયેલ બાઈબલ!

યુનાઈટેડ સ્ટેટ્સમાં એ જ્યારે આરામ કરતો હતો ત્યારે એક મિશનરી મિત્રે એને વિનંતી કરી કે એણે જે પેલી એક આદિવાસી ટોળી માટે સિદ્ધ કરી બતાવ્યું તે લેટીન અમેરિકાની બધી જંગલી વસાહતો માટે આદરવું. આ વિચારને વાગોળી ટાઉનસેન્ડે જવાબ વાળ્યો: 'એક શરતે એ શકય છે અને તે એ કે એ મિત્રે એને એક તાલીમ છાવણી ચલાવવામાં સહાય કરવી.' એ છાવણીમાં એણે જંગલી બોલીને લિપિમાં ઉતારવાની પદ્ધતિ અને પછી બાઈબલનો





એ બોલીમાં તરજૂમો—એ બન્નેની રીતરસમો તાલી-માર્થીઓને શીખવવાનું સોચ્યું.

યોજનાના શ્રીગણેશ કરતાં અગાઉ બંનેએ વિશ્વના નિરક્ષરતાના આંકડા એકત્ર કર્યા તો એમને સાશ્ચર્ય ભાન થયું કે દુનિયાની ઉમરલાયક થયેલી વસ્તીનો ૫૦ % ભાગ લગી વાંચી શકતો નહોતો. એના કરતાંય સ્તબ્ધ કરી દે તેવી હકીકત એ હાથમાં લાગી કે દુનિયામાં ૩૦૦૦થી વિશેષ ભાષાઓ કે બોલીઓ છે જેમાંની બે હજાર તો હજુ લિપિબદ્ધ પણ થઈ નહોતી. કેમે તરત જાહેર કર્યું, 'આ આપણું ચરમ લક્ષ્ય રહેશે. આ બે હજાર—ભાષાઓમાં બાઈબલને ઉતાર-વાનું—એ બોલીઓને લિપિની દેન દેવાનું.'

સને ૧૯૩૪ના ઉનાળામાં અમેરિકાના આરકાનસાસ સંસ્થાનના એક તજાયેલ ખેતઘરમાં ટાઉનસેન્ડે એના મિત્રની સહાયથી પોતાની શાળા શરૂ કરી. પહેલા સત્રમાં બે જ વિદ્યાર્થીઓએ પ્રવેશ લીધો પણ આઠમા વરસે તો એ ભાષા–તાલીમીશાળામાં એટલાં વિદ્યાર્થીઓ ઊભરાયાં કે એ ખેતઘર ખાલી કરી સૌને એક વિદ્યા-પીઠના વિસ્તારમાં વસવું પડ્યું.

વખત જતાં એ ભાષાઓની ગ્રીષ્મશાળા તરીકે માન્યતા પામી અને એમાં હવે પ્રતિવર્ષ ૫૦૦ વિદ્યાર્થીઓ ભાષા પૃથક્કરણ શીખે છે. અરે! એની શાખાઓ બ્રિટન, કેનેડા, ઑસ્ટ્રેલીઆ બધે સ્થપાઈ છે. આજે એના સ્નાતકની સંખ્યા ૪૦૦૦ ઉપરાંત પહોંચી ગઈ છે અને જુદી જુદી ૪૦ સાંપ્રદાયિક ખ્રિસ્તી સંસ્થા-ઓના નેજા હેઠળ એ સૌ પચીસ દેશોમાં ભાષાશિક્ષ-ણનો પ્રચાર કરે છે.

આ જુવાનોને જંગલી વિસ્તારોમાં વેરી દેતા પહેલાં એમને ત્રણ માસની એક કસોટી–છાવણીમાં પાકા કસે છે. આ છાવણીમાં એમનું શબ્દશઃ તેલ કાઢ-વામાં આવે છે. હથોડા, ખીલા કે કરવત સિવાય પોતાની ઝૂંપડી ઊભી કરતાં શીખવવામાં આવે છે. હરેક બાલસાના લાકડાના તરાપા તૈયાર કરતાં, વૃક્ષના થડમાં કોરીને હોડકું બનાવતાં ને આવાં હોડકાંને ભયંકર, ગર્જના પ્રપાતો, ઘૂઘવતાં નદીજળ અને મગરથી ભરેલી નદીઓમાં હંકારવાની પ્રત્યક્ષ તાલીમ અપાય છે. જંગલી પ્રાણીઓ અને રાક્ષસી સરિસૃપો સાથે બાખડી લેતાં એ શીખે છે તો હાડકાં ભાંગવાથી માંડી ભલભલા રોગચાળામાં તાત્કાલિક શુશ્રૂષા આપવાનું પણ એમને ભણાવાય છે. કદીક કદીક એમને ઘનઘોર જંગલમાં છૂટા મૂકી, ભોમિયા કે નિશાની વિના ભમતાં ને પાંસરા ઘેર આવતાં શીખવાય છે. આવી કઠણ કસોટી પસાર કરનારને પાછા ત્રણ માસની જીવનતાલીમ અર્થે, એમનું તેલ કાઢે તેવી ટોળીઓ સાથે રહેવા મોકલાય છે.

ટાઉનસેન્ડના થોડાક ગોઠિયા તૈયાર થઈ ગયા એટલે એમને લઈ એ મેક્સિકો ભણી ઊપડી ગયો. સરહદ પર જ આખી ટુકડીને રોકવામાં આવી અને ચોખ્ખા-ચટ શબ્દોમાં એમને સંભળાવવામાં આવ્યું કે તરજૂમો કરનારાની એમને જરૂર નથી અને આદિવાસીની બોલીઓ મૃતઃપ્રાય થવા સર્જાયેલી છે. ટાઉનસેન્ડે રોકડો જવાબ પરખાવ્યો, 'હા, હા, એ ભાષાઓને ભૂંસવાનો ઝડપી રસ્તો સ્પેનીશ ભાષા શીખવવામાં એમનો ઉપયોગ કરવો તે છે.'

બે વિખ્યાત કેળવણીકારોની સહાયથી એણે જંગલોમાં માર્ગ કોરી કાઢ્યો ને એક જંગલીજાતિ ભેગા વસી, એમની ભાષા ભણવામાં મશગૂલ થઈ ગયો. આજે ટાઉનસેન્ડની ટુકડીને સરકારનોય પૂરો સાથ મળી ચૂક્યો છે અને એમની સહાયથી એના ૨૧૬ સ્નાતકો, ૫૧ પછાત ટોળીઓમાં ભાષાસર્જનનું કાર્ય કરે છે. હવે તો ભલભલા મેક્સિકન અમલદારોય કહે છે કે એ બધા પરદેશી નથી. એ જ સાચા મેક્સિકોવાસી છે.

ટાઉનસેન્ડના સાથીદારોનો એક ઉત્તમ નમૂનો મેરીઆના છે. મેરી અને એનો પ્રેમપાત્ર, ઝેલ્ટાલ નામની એક મોટી જંગલી જાતિમાં જઈ વસવા માટે ટાઉનસેન્ડની ગ્રીષ્મશાળામાં તાલીમ લેતાં હતાં હતાં. કર્મસંયોગે લગ્નને આગલે દિવસે જ મેરીનો ચાહક મૃત્યુ પામ્યો છતાં મેરીએ ત્યાં જ જવા આગ્રહ રાખ્યો ત્યારે



એનું આખું કુટુંબ ચોંકી ઊઠ્યું. મેરીએ સૌને ટાઢાં પાડ્યાં ને પોતાના લક્ષ્યસ્થાને પહોંચી ગઈ.

એ લોકોની ગૂંચવણભરી ભાષા પકડી લઈ એણે લેખનવાંચનના વર્ગો શરૂ કર્યા, અને સોળ વરસમાં તો એણે ફૂદકે ભૂસકે વૃદ્ધિંગત થતી સાત શાળાઓ સ્થાપી અને એમની બોલીમાં થોકબંધ સંસ્કારયુક્ત સાહિત્ય રજૂ કર્યું. આ બધા સાથે ભૂતડાકણો ને ભૂવા જાગરિયાને એણે દેશવટો આપ્યો. આધુનિક દવાઓનો ઉપયોગ શીખવાડ્યો, મંતરજંતરની બલા ટાળી, નશાબંધી કરી અને પાંચ હજાર સર્પપૂજકોને ખ્રિસ્તી બનાવ્યા!

ડિસેમ્બર '૫૭ માં જ્યારે મેરી, બીજી ભાષાની શોધમાં, પોતાનો મુકામ ઊઠાવી ગાલી ત્યારે એક આગેવાન મેક્સિકન માસિકે એના કાર્યને નિવાપાંજલિ અર્પતો ૧૬ કોલમનો લેખ લખ્યો અને એને એક મોટી આદિવાસી વસાહતને જંગાલિયતમાંથી સંસ્કૃત દશામાં આણનાર ઉદ્ધારક તરીકે વર્ણવી.

દરમિયાન આ ભાષામંડળીનો સિદ્ધિની વાતો અન્ય મેક્સિકન દેશોમાં પહોંચવા લાગી અને પેરુ દેશે ટાઉનસેન્ડની મંડળીને નોતરું મોકલ્યું. પેરુના પ્રમુખના નિમંત્રણથી પહોંચેલા ટાઉનસેન્ડે મહિનાઓ સુધી પેરુનાં જંગલોની જાત્ર કરી, ત્યાં વસતી વન્ય ટોળીઓના મુખીઓને મળી, એમની ઇચ્છા ને ઉત્સુકતા માપી જોઈ, અને ત્રણ અતિ દૂરની અલ્પપરિચિત જાતિઓ માટે કાર્યકરો મોકલ્યા. એમને ત્યાં પહોંચતા પહેલાં તો આ યુવાનોને મહિનાઓ સુધી હોડકાં ને તરાપા દ્વારા કે ઘીચ જંગલોમાં માથાં મારી રસ્તા કરી, માર્ગ કાઢવો પડ્યો અને કેટલીય માનવભક્ષી અને માનવશિકારી વસાહતોને ટાળવા, હબ્સીના કાન જેવો આડકંટાતો માર્ગ પકડવો પડ્યો.

આ જોખમ ભરપૂર, રૂવાં ખડાં કરે તેવા અનુભવોએ ટાઉનસેન્ડને ખાત્રી કરાવી કે એણે વિમાન રાખવું ઘટે. એને વાવડ મળ્યા કે નજદીકનું જ એક લશ્કરી થાણું એક દરિયાઈ વિમાન વગે કરવાનું હતું. ટાઉનસેન્ડના એક પ્રસંશકની આર્થિક સહાય વડે પેરુની સરકારે એ વિમાન ખરીદ્યું અને એને ચલાવવા એક લશ્કરી વિમાનીને રોક્યો. મોન્ટગોમરી નામનો એ વિમાની આજે એક જંગલ ઉડ્ડયન અને રેડિયો સર્વિસનો વડો છે. આ સર્વિસમાં આજે ૧૯ વિમાન, ૨૧ વિમાની ને સંખ્યાબંધ યંત્રનિષ્ણાતો ને મદદનીશો છે. મોટાં ભાગનાં વિમાનોને નદીમાં ઉતારી શકાય તેવી યંત્રસહાયક ગોઠવણો છે. આ આખી વિમાન ટુકડીમાં મોખરે આવતું એક વિમાન છે જે માત્ર ૭૫ વાર જગામાં ઊતરી શકે છે. ખાસ્સું લદાયેલ હોય તો ય ૧૬૦ માઈલની ઝડપે ૨૩૦૦૦ ફૂટ સુધી ઊડી શકે છે, ધીમી ગતિએ ઊડતું હોય તો ગમે ત્યાં વળી શકે છે અને એવી ગતિ પ્રસંગે જમીન નજદીક વર્તુળાકારે ઊડતાં ઊડતાં એકાદ મુસાફરને ઉતારી શકે છે.

ટાઉનસેન્ડની આ મંડળીની મુસાફરીનો ખ્યાલ એ પરથી આવશે કે પેરુનાં આમેઝોન જંગલો પર સને ૧૯૫૭ની સાલમાં એનાં વિમાનોએ પંદર લાખથી વધુ માઈલની મુસાફરી કરી, અને છતાં એક પણ મુસાફર કે વિમાનીને જરા સરખીય ઈજા નથી થઈ! હરરોજ આ વિમાનો ટપાલની ટિકિટ જેવી લાંબી જમીનપટીઓ પર યા મગરથી ઉભરાતાં નદી–નીર પર ઊતરાણ કરે છે. આ બધા જોખમભર્યા પ્રવાસોમાં પ્રભુ જ એમનું રક્ષણ કરતો હોય છે.

ટાઉનસેન્ડ જ્યારે નવાં વણખેડ્યાં ક્ષેત્રોની શોધમાં પડ્યો ન હોય કે નવા સ્વયંસેવકો ભરતી ન કરતો હોય કે કોઈ સરકારોને પોતાના કામમાં રસ લેતી ન કરતો હોય ત્યારે અચૂક એ એના પેરુના જંગલ-મથકે હોય. વનને વીંધી, જંગલને સાફ કરી એણે ૪૦૦ એકરની આ વસાહત તૈયાર કરી છે. આ વસાહતમાં કાયમ મધપૂડાશી પ્રવૃત્તિ દિનરાત ચાલતી હોય છે ને એ પ્રવૃત્તિનું કેન્દ્ર છે ભાષા સ્વયંસેવકોની તાલીમ. આ સેવકો હાલ પેરુનાં ૨૯ વિવિધ આદિ માનવજૂથોમાં પ્રવૃત્તિશીલ છે. આ હરેક જૂથની ભાષા, રીતરિવાજ મર્યાદા સૌ નોખીનોખી ને આગવી છે.

એનો ભેટો ઘેર થઈ જાય તો એ તરત તમને યારીના સરોવર પરની એની વસાહતમાં ઘૂમાવવા લઈ જવાનો. અહીં એનાં વિમાનનાં હેંગર છે, સમારકામ કરવાનાં કારખાનાં છે, વિમાનના ઊતરાણનાં સ્થાન છે, એના ૧૭૫ જેટલા કારીગરો માટે જંગલને છાજે તેવાં રહેઠાણો છે, દવાખાનું છે, દુકાન છે, એના આ છાપખાનામાં શબ્દકોશો ને મબલખ વાચન સામગ્રી છપાય છે. એકલા ૧૯૫૭ના વરસમાં ૧૮૦૦૦ પુસ્તકો એના છાપખાનામાંથી બહાર પડ્યાં! અરે, અહીં આદિવાસી શિક્ષકો માટે તાલીમકેન્દ્ર છે, દૂરદૂરનાં જંગલોમાંથી એ સૌને અહીં બોલાવી મંગાવે છે અને સરકારના કેળવણીખાતાના આશ્રયે, એમને સ્પેનીશ ભાષા ને શિક્ષણનું જ્ઞાન આપી, પોતપોતાની જંગલવસતીઓમાં પાછા મોકલી દેવામાં આવે છે.

આ આખા પ્રવૃત્તિનગરનું કેન્દ્ર છે રેડિયો ટાવર. રાતદિવસ એ સંદેશાની આપલે કરતું હોય છે ને માઈલોના માઈલો, દૂર ને વેરવિખેર પડેલા, સૌ કાર્યકરો સાથે જીવંત સંપર્ક ટકાવી રાખે છે. વિશ્વયુદ્ધ પછી કાજલ પડેલા સંખ્યાબંધ રેડિયો સેટ ટાઉનસેન્ડ ખરીદીને, સમરાવી ભેટ તરીકે મેળવીને, એકત્ર કરી શક્યો છે ને પરિણામે એણે સંદેશવ્યવહારની એક મજબૂત સાંકળ ખડી કરી છે.

આ સંદેશ સાંકળ વારંવાર અથડામણો ટાળવામાં કેવી સહાયરૂપ નીવડી છે તે નીચેના કિસ્સા પરથી વરતાશે.

એક વખત એક ટોળી આવી, દી બધો, નરી ક્ષુબ્ધતા અનુભવતી રહી ને હરેક પોતાનાં હથિયારો ઘસતો ને ખખડાવતો રહ્યો, એટલે વસાહતમાં રહેતા સ્કોટ અને કેર્નીથે તલાશ કરી તો માલૂમ પડ્યું કે આ લોકોને કાને એવી વાત આવી છે કે એમનામાંનો એક જે પાડોશી ટોળી ક્યુલીનાની એક છોકરીને પરણ્યો છે તે સાસરે ગયો ત્યારે એના સાસરિયાઓએ કાવત્રું કરી એના રામ રમાડી દીધા છે. વાત એટલે સુધી વધી ગઈ કે સૌના મોંએ એ જ બૂમ નીકળવા લાગી, 'એક એક ક્યુલીનાને વધેરી નાખો!'

પ્રસંગની ગંભીરતા ને જોખમ પામી જઈ સ્કોટે પૂછ્યું, 'આ અફવાને તમે સાચી શાથી માનો છો? લાવો, આપણે ખાત્રી કરી જોઈએ.'

સૌ કબૂલ થયા ને બગ ભાલાધારીઓ ટ્રાન્સમીટરને ઘેરી વળ્યા. સ્કોટે સામી ટોળીમાં કામ કરતા પોતાના સાથીદારને રેડિયો પર બોલાવી વાત જણાવી એટલે યમસદન પહોંચેલ (!) આદમીને સો માઈલ દૂરના ટ્રાન્સમીટર પર હાજર કરવામાં આવ્યો ને એણે પોતાનાં સગાંવહાલાં સાંભળે એમ સામી બાજુથી જે વાતચીત શરૂ કરી તેથી સૌને પાકી ખાત્રી થઈ ગઈ કે એને ઊની આંચ આવી નથી. એટલું જ નહીં પણ જમાઈને છાજે એ રીતે એને બાદશાહી રીતે રાખ્યો છે, પરિણામ એ આવ્યું કે બેટટોળીએ, ક્યુલીના ટોળીને ભોજનનું આમંત્રણ આપ્યું ને લોહીને સ્થાને સ્નેહ રેલાવ્યો.

સૌ સ્વયંસેવકોને પણ સ્પષ્ટ સૂચના છે કે એમણે વારંવાર કાર્યાલય સાથે રેડિયો સંપર્ક સાધવો. કોઈ ટુકડી સાથેનો એ સંપર્ક કદીક લાંબો સમય કપાઈ જાય તો તરત એમનું શું થયું તે નક્કી કરવા એમના સ્થાન પ્રતિ એક વિમાન ઊપડી જાય છે. આ બધા રેડિયો ને ટ્રાન્સમીટરો બરાબર કામ આપતા રહે તે માટે કેન્દ્ર થોડા રેડિયો નિષ્ણાતો રાખે છે જે વારાફરતી આ બધાં કેન્દ્રોની મુલાકાત લઈ આંતરે આંતરે એમની યંત્રસામગ્રી ઠીકઠાક કરી જાય છે.

કદીક કદીક એવો પ્રસંગ બની જાય છે કે કોઈ વિમાનીને એકદમ ઘીચ જંગલમાં ઊતરાણની જગા ન સાંપડે ને એની જિંદગી જોખમમાં મુકાય કે કદીક કોઈ સ્થાન પૂર જેવી કુદરતી આફતમાં આવી પડે તો કેન્દ્રીય રેડિયો સંચાલક સૌને ચેતવણી આપી, ભયમાં મુકાયેલા માટે પ્રાર્થનામાં લાગી જવા સૌને આદેશ આપે છે ને આમ હજારો ચોરસ માઈલના વિસ્તારમાં પ્રભુપ્રેમીઓ એકીસાથે પ્રભુબંદગીમાં લાગી જાય છે.





ટાઉનસેન્ડની આ ટુકડીઓમાં માત્ર ભાઈઓ જ હોય છે તેવું નથી. 'કેમકાકાની દીકરીઓ' તરીકે મશહૂર થયેલી આ યુવતીઓ, સુધરેલા પ્રદેશોમાંની એમની ભગિનીઓ જે સરળતાથી ખરીદી અર્થે બજારમાં પહોંચી જાય છે તેટલી જ નિર્ભયતાથી અકલ્પ્ય એવાં જોખમભર્યાં વન્ય સ્થાનોની ભીતરમાં ગરી જાય છે.

ટાઉનસેન્ડને સમજાયું છે કે ભાઈઓ કરતાં બહેનોને જોખમ ઓછું છે કારણ આ જંગલવાસીઓ, પોતાના ગજે દુનિયાને માપતા હોવાથી, એવો ખ્યાલ ધરાવે છે કે 'અરે, આ તો બિચારી બહેનો છે. એ આપણને શું નુકશાન કરવાની હતી! કદાચ એ તો ધણીની શોધમાં આપણે ત્યાં આવી પડી હશે!'

શરૂ શરૂમાં તો આવી જોખમી જગાઓએ બહેનોને મોકલતાં ટાઉનસેન્ડનોય જીવ ચાલતો નહોતો પણ એક વખત બે બહેનોએ એને વિવશ બનાવ્યો. એણે જોખમની વાત કરી એટલે એ બોલી, 'તમે તો કહો છો કે પ્રભુ સૌનો રક્ષણહાર છે તો તમારી ને પ્રભુની સૌની વ્યાખ્યામાં બહેનોનો સમાવેશ નથી થતો?'

એણે એ બહેનોને જવાની છૂટી આપી ને પ્રભુએ આજદિન સુધી એનો આ બાબતમાં લાજ રાખી છે. એનો ઉત્તમ દાખલો લોરેટાનો છે

લોરેટા શાપરા ટોળીમાં સેવા આપે છે. નવ વરસ પહેલાં આ ટોળીની ગણના સૌથી વધુ ર ને માનવભક્ષી જાતમાં થતી. આ ટોળીનો આગેવાન, આગેવાનપદુ પણ, લોહીથી જ પ્રાપ્ત કરી શકયો છે. પોતાના પુરોગામીને કાપી નાખી એ નેતા થઈ પડયો ને બાકીનાને એણે તલવાર બતાવી, યુદ્ધનું આહ્‌વાહન આપ્યું હતું. સને ૧૯૫૦માં એક દિવસ, લોરેટા ને એની સાથીદાર રોબી એક હોડકામાં આ ટોળીના ગામના કિનારે ઊતર્યાં ત્યારે આ બે ગોરી બહેનોની હિંમતથી અંજાઈ ગયેલા આદિવાસીઓ એમની બન્ને પડખે ઊભા હતા. પેલી બહેનો તો સીધી એમના આગેવાન પાસે પહોંચી અને એમની બોલીના જે થોડા શબ્દો આવડતા હતા તે વાપરી જણાવ્યું કે એ એમની ભાષા ભણવા, એમના ભેગા રહેવા આવી હતી.

ટોળીનો નેતા ટેરીરી, કેટલીય વાર સુધી મૂકદૃષ્ટિએ, આ બે છોકરીઓ તરફ તાકી રહ્યો. પછી એણે એકદમ હુકમ આપ્યો કે એમને માટે એક ઝૂંપડી ખાલી કરી દો. એમની તહેનાતમાં બે વૃદ્ધાઓને મૂકી દો. વરસો પછી એણે ટાઉનસેન્ડને જણાવ્યું કે જો આ વખતે પુરુષો આવ્યા હોત તો એ એમને તત્કાલ મારી જ નાખત, જો એક સ્ત્રી ને એક પુરુષ આવ્યાં હોત તો પુરુષને પૂરો કરી, સ્ત્રીને પોતાની જમાતમાં સમાવી દેત. પણ આ તો સાવ કફોડી સ્થિતિ! બે બહેનો એકલી આવી એને ભાઈ કહી સંબોધવા લાગી!

એમનું જંગલ એના આગવા સૌંદર્યથી શોભતું: શું એનાં કાળાં ભમ્મર વાદળો કે શું એનાં સપ્તરંગી પતંગિયાં, એની વનશ્રીની શોભા તો વર્ણવી જ કેમ જાય? છતાં રાત્રે એ વનમાંથી ઊઠતા અવાજ કેવા ભયપ્રેરક ને ભયંકર હતા તેમાંય જાગુઆરનો અવાજ તો ધ્રુજાવી દે તેવો!

પણ આ બધાય કરતાં આ બહેનોને હેરાન કરનાર વૃંદ તો હતું માખીઓનું ને કીડાનું. કીડા ને વંદા, કરોળિયા ને ઉધઈ એ બધાનો હુમલો તો ત્રાસજનક નીવડતો.

શરૂઆતના પાંચ મહિના તો ભાગ્યે કોઈ રાત એમને વીત્યા સિવાય ગઈ. પણ ત્યારે જ એ સૌથી વધુ એકાગ્ર મને પ્રાર્થના કરતાં.

એમની કસોટીની ઘડી તો એક રાત્રે આવી પહોંચી. મીણબત્તીને અજવાળે એ પોતાની નોંધવહી તૈયાર કરી રહી હતી ત્યાં એક સ્થાનિક બહેન દોડતી આવી ધ્રાસકો પડે એવા સમાચાર આપી ગઈ કે ટોળીના માણસો નશો કરી, ભાન ગુમાવી, આ બહેનોની લાજ લેવાની બૂમો પાડતા, એમની ઓરડી ભણી ધસી રહ્યા છે.

એ બહેનની સૂચનાનુસાર છોકરીઓ નાઠી ને જંગલમાં આખી રાત્રિ ભરાઈ રહી. વળતી સવારે રેડિયો પર

એમણે, ચારસો માઈલ દૂર રહેતા એમના નિમાયકને બોલાવ્યા, ને રાતની વીતક કહી.

ટેરીરીને તરત રેડિયો પર બોલાવ્યો અને એ કાળી પેટીમાંથી એક કડક અવાજ, ટેરીરીના કાન પર અથડાયો, 'અરે, તમે અગુઆ છો ને તમારી ટોળીના માણસોને તમે કબજે રાખી શકતા નથી?'

પોતાની સત્તા પર ત્રાપ પડતાં ઘવાયેલા ટેરીરીએ સામો જવાબ વાળ્યો, 'હું જ વડો છું ને વચન આપું છું કે આ સન્નારીઓને કશી ઈજા નહીં થાય.'

આટલી બધી તકલીફો ને મુશ્કેલીઓમાંય એ બન્ને બહેનોએ એમની બોલી પકડવાનું ભારે શ્રમયુક્ત કાર્ય આદર્યું. તેમાંયે એમના કેટલાક શબ્દો પકડવાનું તો એમને ગળે પ્રાણ લાવે તેવું નીવડ્યું. ઘણા મહિનાઓની આ બહેનોની અથાગ મહેનતથી અને એમની દવાદારૂ વગેરેની મદદથી, ટોળીનું મન પીગળ્યું અને પછી તો આ બહેનો ચીંધે તે વસ્તુ કે ચીજનો પોતાની બોલીનો શબ્દ એ ખુશીથી આપવા લાગ્યાં. થોડા જ વખતમાં શાપરા ભાષાના શબ્દો ને શબ્દ-પ્રયોગથી એમની નોંધવહીઓ ભરાવા લાગી.

પછી તો આ બન્ને બહેનોએ એમને માટે બાળપોથી તૈયાર કરીને લખવા વાંચવાનું શીખવવા માંડ્યું. એમની લોકકથાઓ એમણે ભાષામાં ઉતારી અને બાઈબલના શ્લોકનો પણ સ્થાનિક ભાષામાં અનુવાદ થયો.

અચાનક એક દિવસ ટેરીરી આ વિદ્યાર્થી વૃંદમાં જોડાયો. પાઠ જેમ આગળ વધતો રહ્યો તેમ એ ચૂરકતો રહ્યો. પછી જ્યારે બાઈબલની કડીઓ શરૂ કરવામાં આવી ત્યારે એમણે એને વારંવાર બોલાવડાવી અને આખરે એ બોલી ઊઠ્યો, 'મારું હૃદય ઊછાળા મારે છે અને આનંદ અનુભવે છે.'

પછી પેલી બે બહેનો તરફ ફરી એ બોલ્યો, 'તમે આવ્યાં ત્યારે તમારા આગમનને હું સમજી શક્યો નહીં. હવે મને સમજાય છે કે તમે જે કરો છો તે અમારા લોકને વધુ સુખી અને વધુ આપકાળજી લઈ શકે તેવા બનાવે છે.'

આ પ્રસંગ વીત્યે ટેરીરી એમને ત્યાં નિયમિત આવવા લાગ્યો, તેમને શબ્દો પકડવામાં સહાય કરવા લાગ્યો, એમની વાર્તાઓ લખાવવા લાગ્યો અને બાઈબલના વધુ ને વધુ ફકરાના અનુવાદમાં મદદ દેવા મંડ્યો. આ કાર્ય જેમ આગળ વધતું ગયું તેમ ટેરીરીનામાં સૂક્ષ્મ પરિવર્તન થવા લાગ્યું. આ છોકરીઓને અહીં આવ્યે ત્રણ વરસ થયાં તે પછી સને ૧૯૫૪માં તેણે પોતાની આખી ટોળીને એકત્ર કરી એક અણધારી જાહેરાત કરી:—

'આ ગોરી છોકરીઓનો પ્રભુ મને ગમે છે. એણે આપણને ઘણી ઘણી સારી ચીજો બક્ષી છે. હવે હું સર્પપૂજા બંધ કરવાનો છું.'

થોડા જ સમયમાં બન્ને બહેનોને ખાત્રી થઈ કે ટેરીરીનું પરિવર્તન સમગ્ર યાને આમૂલાગ્ર હતું. એણે સર્પપૂજાની જેમ, દોરાધાગા, જંતરમંતર, ભૂતભૂવા બધું બંધ કરી દીધું, ખૂનની બંધી કરી અને માનવ શિકારને દેશનિકાલ કર્યો.

સને ૧૯૫૫માં જ્યારે ટાઉનસેન્ડે પોતાના મંડળના પેરુના કાર્યની દશવર્ષીય ઉજવણી રાખી ત્યારે ટેરીરીને એ લીમા લઈ ગયો. લોરેટાએ એના દુભાષિયા તરીકે કામ કર્યું અને એમ ટેરીરીએ દેશના પ્રમુખ, છાપાના પ્રતિનિધિઓ અને વિદ્યાર્થીઓ સૌની સાથે છૂટથી વાતો કરી. પોતે ટોળીનો વડો છે એ ભાનસહિત આગેવાનની છટાથી એ બધો વખત વર્ત્યો. બે વરસ પછી એનો કાર્યક્રમ અમેરિકન ટેલીવીઝન પર ગોઠવાયો ત્યારે લાખો લોકો એની અદા ને છટા પર વારી ગયા.

ટેરીરીની ખ્રિસ્તીધર્મની શ્રદ્ધાની અગ્નિપરીક્ષા થોડા વખત પછી જ થઈ. જંગલમાં એક વખત એના પર એક દુશ્મન ટુકડીએ હુમલો કર્યો ને એની ગોળી મારી. એની ટોળીના કેટલાક જુવાનો એમાં ખુવાર થયા. જંગલના કાયદાના હિસાબે તો માથા સાથે માથું જ ખપે પણ ટેરીરીની-ખ્રિસ્તીશ્રદ્ધા એટલી

અચળ નીવડી કે એણે પોતાના અનુયાયીઓનાં હથિયાર હેઠાં મુકાવ્યાં અને લોરેટાને બોલાવી કહ્યું, 'બાઈબલનો પેલો ઉપદેશ વાંચો જે કહે છે કે બુરાઈનો બદલો બુરાઈથી ન આપશો.'

આ બધાનું સીધું પરિણામ એ આવ્યું છે કે આ વિસ્તારમાં સંખ્યાબંધ શાળાઓ શરૂ થઈ છે, શાપરા બોલી ભાષાનું સ્વરૂપ પામી છે. શાપરા જુવાનોમાંથી કેટલાક હાલ શિક્ષક તરીકે તાલીમ પામી રહ્યા છે. સંખ્યાબંધ માણસોએ ખ્રિસ્તી ધર્મ અંગીકાર કર્યો છે. છતાં હજુ બીજાં પાંચથી સાત વરસ આ યુદ્ધ ચાલુ રખાશે ત્યારે જ નિરક્ષરતા નિવારણ બહેનો સુધી પહોંચશે.

આ કઠિન યુદ્ધ ચલાવી રહેલાં ભાષાપ્રેમીઓનાં કષ્ટોનો અંત આટલે આવ્યો નથી. આ પ્રદેશ એવો છે કે સંખ્યાબંધ મુશ્કેલીઓ એક પછી એક આવતી જ રહે છે. અજ્ઞાનરૂપી રોગની સાથે દેહરોગોનોય પાર નથી. ત્રિદોષ તો સર્વ સામાન્ય. હાથીપગાપણું ઠેકાણે ઠેકાણે. ઉપરાંત રેતમાખથી પ્રસરતો પેલો રોગ તો એવો ભયંકર કે નાક ને ગળું બંધ થઈ જાય ને દરદી ભૂખે રામશરણ થાય.

આવાં ભાષા–સેવકોનો એક ઉત્તમ નમૂનો જૂની ગ્રોવર છે. ભૂરી આંખવાળી, ઓછાબોલી જૂની માનવશિકારી એવી ભયંકર જીવારો ટોળીમાં વસી છે. એની સાથીદાર છે મીલી લારસન. બન્નેએ મળી અગિયાર શાળાઓ આ જંગલમાં ઊભી કરી છે. એક જ ઓરડાનાં પર્ણકુટિરશાં વનથી ઘેરાયેલ આ ટચુકડાં વિદ્યાધામોમાં ૬૦૦ છોકરા–છોકરીઓ ભાષાશિક્ષણ પ્રાપ્ત કરે છે. હાલમાં તો એમનાં શિક્ષકોય છે એમની જ જાતિનાં, થોડાં વર્ષ પૂર્વેના સાવ અબુધ એવા જીવારો. એક ઐતિહાસિક વાત તો સન ૧૯૫૬ના જૂનમાં એ બની કે આ જીવારોના સૂજનજૂના જીવનમાં સર્વ પ્રથમ દસ જણ દેશની ચૂંટણીમાં મત આપી આવ્યા!

આ બન્ને બહેનોનું નિવાસસ્થાન છે એક ઝૂંપડી. એની એક બાજુએ ધોધમાર વહેતી નદી છે તો બીજી ત્રણ બાજુ દિવાલો ઘીચ જંગલથી સર્જાઈ છે. ઝૂંપડી સામે ખુલ્લું ચોગાન છે. જેમાં નવરાશના સમયે આ આદિવાસીઓનો મેળો જામે છે. પીપ જેવી છાતી, ભરાવદાર શરીર, ટટ્ટાર સીનો, વેધક દૃષ્ટિ, લંગોટિયો પોશાક, રાતાં છૂંદણાંવાળા અને પતંગિયાની પાંખો ને પંખીનાં પીંછાંથી શણગારાયેલા આ આદિવાસીઓને હવે જુઓ તો તમને જરાય ન લાગે કે એક કાળે આ જ લોકો માનવભક્ષી હશે!

હાલ તો દરરોજ ત્રીસ જેટલાં આ લોક નાની મોટી સારવાર માટે આ યુવતીઓની કુટિરે પહોંચી જાય છે તો બીજાંને માટે એમને વર્ષાથી ભીંજાયેલા વનમાં, સારવાર–પેટી બગલમાં મારી, કેળનાં પાનની છત્રી બનાવી, જંગલ ખૂંદવાં પડે છે વા ઊછળતી કૂદતી નદીમાં ડોલતી નૈયામાં નાસવું પડે છે.

આપણા જેવાને સ્વાભાવિક સવાલ થાય કે આ લોકોને કશી ભીતિ નહીં પજવતી હોય? હા, એમના મન પર એક ભીતિ કાયમ સવાર રહે છે અને તે દવા ખૂટી પડવાની!

એક વખત આ ભીતિ ખરી પડી! ઊંટાટિયાનો વાવર આખી ટોળીમાં પ્રસરી ગયો ને જોતજોતામાં બસો જણ પટકાઈ પડ્યા. એની દવા ખૂટી ગઈ. અને એ મૂંઝાઈ પણ એણે રેડિયો દ્વારા સંદેશો મોકલ્યો ને વિમાનમાં દવાનો પૂરતો જથ્થો લાદી એક ડૉક્ટર જૂનીની વહારે ધાયો અને દસ દિવસમાં એમણે વાવરને કાબૂમાં લઈ લીધો.

આ બહેનોના આગમન પૂર્વે આ વિસ્તારનાં સૌ દર્દોનો રામબાણ ઈલાજ કરનાર હતો ટોળીનો ભૂવો. કોઈ માણસ માંદો પડતાં જ એને તેડું પહોંચી જાય છે ને આ કીમિયાગર દેશી દારૂની પ્યાલીઓ ચડાવી, દરદી પાસે પહોંચી જાય છે. ચૂંગીના ધુમાડા ને દારૂની પ્યાલીઓ વચ્ચે એ સીસકારા મારતો દરદીની ચામડી ચૂમે છે ને એમ કરતાં લોહી નીકળે એટલે એનો કોગળો જમીન પર કરે છે. આ ક્રિયા પતતાં જ એ લોહિયાળ જમીન પર ધિક્કાર વરસાવે છે ને





નશામાં ને નશામાં, દરદીની ચારેકોર એવો નાચે છે ને કૂદે છે કે બેભાન થઈ ઢળી પડે છે. આ અર્ધ-ભાનાવસ્થામાં જે કોઈનો ચહેરો એની સ્મૃતિમાં ચમકે છે એને એ આ દરદના મૂળ યા પિતા તરીકે જાહેર કરે છે. બિચારો એ આદમી ક્યાં તો દેશવટો પામે છે, કાં તો દેહાંતદંડ !

હવે તો બિચારો ભૂવો સાવ ધંધાહીન જેવો થઈ ગયો છે. કોઈક કોઈક એને બોલાવે છે પણ એનો જૂનો પ્રભાવ ને પુરાણી આબરુ સાવ ઓસરી ગયાં છે. એની શક્તિમાંથી અમને વિશ્વાસ ઊઠી ગયો છે એટલું જ નહીં એની પોતાની પણ એ જ સ્થિતિ છે. થોડા વખત પર એની દીકરી બિમાર પડી તો એને ઇંજેક્શન ને સલ્ફાની દવા માટે એ છેક અમારી પાસે આવી લાગ્યો.

આ દવાઓમાંની એમની શ્રદ્ધા દિનપ્રતિ દિન કેટલી બધી વિકસતી જાય છે તેનો પુરાવો એ વાતથી આવે છે કે સને ૧૯૪૯માં મફત મળેલી થોડી દવાઓ વડે, ડૉ. ફેનીએ શરૂ કરેલું દવાખાનું આજે બાર ઓરડા ધરાવે છે, એક્સરે સાથે અર્વાચીન લેબોરેટરી છે, અને પ્રતિવર્ષ દસ હજાર દરદીઓ એનો લાભ પામે છે.

આ દવાખાનું કાયમ દરદીઓથી ઉભરાયેલું રહે છે. એના ડૉક્ટરને પરિચારિકાઓની સંખ્યા પૂરતા પ્રમાણમાં ઉપલબ્ધ નથી છતાં ચોવીસે કલાક કામગીરી ચાલતી રહે છે. જંગલમાંથી વિમાનમાં આણેલા દરદીઓ ઉપરાંત, વનમાંથી સંદેશો આવતાંવેંત વિમાનમાર્ગે પહોંચી જવા એ કાયમ માટે ખડેપગે રહે છે. કોઈ પણ શહેરના ડૉક્ટરને આમ કાયમ તૈયાર રહેવું પડે છે પણ આ લોકોની મુશ્કેલી એ કારણે વધે છે કે એમનો ક્ષેત્રવિસ્તાર થોડા ચોરસ માઈલને બદલે દસલાખ ચોરસ માઈલ છે, એમની મોટા ભાગની સલાહ રેડિયોદ્વારા અપાય છે અને એમની એમ્બ્યુલન્સ ગાડી એટલે તરાપો કે હોડકું. એમનાં દરદીઓની સંખ્યા લગભગ એક લાખ ત્રીસ હજાર !

સને ૧૯૫૪માં આ ડૉક્ટરોને ખબર પડી કે આ જંગલ વિસ્તારોમાંય પતિયાંનો પાર નથી એટલે એમણે પતિયાં સેવા શરૂ કરી. આ માટે બંને ડૉક્ટરો આંતરે આંતરે નીકળી પડે છે, ઉજ્જડ ગામોની મુલાકાત લે છે અને હદપાર થયેલા આ પીડિતોની સારવાર કરે છે. રોગથી આકારભ્રષ્ટ લાગેલા આ અપાર દુઃખી જીવો હાથ ઊંચા કરી એમને આશીર્વાદ આપે છે. અને આ લોકોના પ્રમાણિક પ્રયત્નના ફલસ્વરૂપ સેંકડો પતિયાં પોતાના કુટુંબ ભેગાં સાજાતાજા બની, પહોંચી ગયાં છે.

લાખો ચોરસ માઈલની સેવા બજાવતી આ ટુકડીઓનાં વનકેન્દ્રોમાં કામ કરતાં બહેનોને કદીક ગૂંચવણભર્યો કેસ હાથમાં આવે તો રેડિયો પર ડૉક્ટરની સૂચના લે છે. આ સૂચના પણ કેવી અસરકારક નીવડે છે તે નીચેના ઉદાહરણ પરથી સમજાશે.

એક વખત જંગલમાં એક છોકરીની કોણી ભાંગી. એ ભંગાણ એવું અસામાન્ય હતું કે રેડિયો પર સલાહ મંગાવાઈ. ડૉક્ટરે ઝીણવટથી સવાલો પૂછ્યા અને હાડકાંના ટુકડાને સાંધવામાં મદદ થાય તે માટે વજનિયા તરીકે પથ્થર બંધાવ્યા ને પૂઠાંનાં સ્થાને ઝાડની છાલ બાંધી. થોડા દિવસ પછી ડૉક્ટર ત્યાં પહોંચ્યા તો માલૂમ પડ્યું કે ઝપાટાબંધ રૂઝ આવી રહી છે.

એક બીજા કિસ્સામાં એવું બન્યું કે એક બહેનને પ્રસૂતિમાં પીડા ઊભી થઈ. પ્રસવ સરળ બન્યો નહીં ને બંનેનો જીવ જોખમમાં આવી ગયો. ક્ષણોનો સવાલ પેદા થયો ને ડૉક્ટરે સૂચના આપી કે દરદીના કમરામાં રેડિયો મૂકી, માની સૂચના મુજબ સારવાર કરો. પરિણામે પ્રસૂતિ પાંસરી ઊતરી, મા ને બાળક બંને જીવ્યાં ને આખી ટોળી આનંદમાં એવી ગાંડીતૂર બની કે રેડિયો દ્વારા, એમનો આનંદ ઘોંઘાટ ને નૃત્યચીસો ડૉક્ટરને દૂર દૂર સંભળાવા લાગ્યાં. સૌએ એને અપ્રતીમ ભૂવા તરીકે બિરદાવ્યો !

સૌથી મોટો સવાલ આ લોકોમાં ભણવાની વૃત્તિ પેદા



કરવાનો છે. એ કોયડાનો ઉકેલ આ ભાષાપ્રેમીઓ ત્રણ રીતે લાવે છે. સૌ આદિવાસીઓને પોતાની બોલી માટે એક પ્રકારના વિશિષ્ટ ગર્વની લાગણી હોય છે, એ લાગણીનો સદુપયોગ કરવામાં આવે છે. તદુપરાંત આ સૌના મનમાં આર્થિક રીતે કંઈક સારી સ્થિતિ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય છે. એ ઇચ્છા પરિપૂર્ણ કરવાનો એક રાજમાર્ગ શિક્ષણ છે એમ સમજતાં વાર લાગતી નથી. એક ત્રીજી ચીજ જે સહાયરૂપ નીવડે છે તે આ સૌની અદ્‌ભુત જિજ્ઞાસા-વૃત્તિ છે.

ટાઉનસેન્ડનું પાકું મંતવ્ય છે કે આ લોકોના જેવા જ્ઞાનઉત્સુક કે ઇંતેજાર બીજા લોકો ભાગ્યે મળે. આપણે ત્યારે સવાલ કરીએ કે તો આ વૃત્તિ કેમ આવિર્ભાવ પામતી નથી?

ટાઉનસેન્ડનો જવાબ સાવ સ્પષ્ટ ને સાચો છે. બીજી ટોળીઓની બીક, અને સુધરેલા લોકો, જે રબર ઉગાડનારા, સોનું શોધનારા કે અન્ય સાહસિકો તરીકે, આ લોકોના સંસર્ગમાં આવ્યા તેમણે સૌએ આદરેલી ચૂસણ ને શોષણનીતિએ આ લોકોને એવા ભડકાવી માર્યા છે કે પોતાના જંગલરૂપી લીલી જેલના દરવાજા બહાર ડોકિયું કરવાની એ હિંમત કરતા નથી.

આ લોકોને ભાષા ભણાવનારનો તાજુબીભર્યો અનુભવ એ રહ્યો છે કે એક વખત એક જણને જરાક અક્ષરઓળખ થઈ કે એ વાંચવા પાછળ એવો લાગી જાય છે કે એને રોકવો મુશ્કેલ પડે છે.

પોતાની ભાષા ઉપરાંત સ્પેનીશ ભાષા પણ આ લોકો ભારે ભાવથી ભણી લે છે. કારણ એ લોકો પૂરા પામી ગયા છે કે જે વેપારીઓ—બનિયા—જંગલ વિસ્તારમાં એમના માલની આપલે કરે છે એમની નાગચૂડમાંથી ઊગરવાનો—મુક્ત થવાનો—એક માત્ર માર્ગ એ ભાષા પકડી લેવાનો છે.

પેરુનાં જંગલોની એક અતિ ભયાનક ગણાતી મેચીગ્વેંગાસ ટોળીના વડાએ પોતાની આખી જાતિને ભણાવી દીધી. કારણભૂત હતી ગોરા વેપારીઓની ચૂસણનીતિ. આ ભાષાશિક્ષકોએ આણેલા પરિવર્તનનો એક જીવતો જાગતો નમૂનો એ છે.

એમના જંગલવિસ્તારમાં આસન જમાવી બેઠેલ સેવક છે સ્નેલ. બીજા વિશ્વયુદ્ધમાં દક્ષિણ પેસિફિક સમુદ્રના ટાપુઓમાં એ સેવા બજાવતો હતો ત્યારે આદિવાસીઓની જુદી જુદી વસાહતોના રોજિંદા જીવનમાં ડોકિયું કરવાનો મોકો એને મળ્યો, અને એને નવું જ ભાન થયું કે આ સાદાસીધા લોકો, અજ્ઞાન ભલે હોય, પણ ભગવાન ખ્રિસ્તનાં વચનોનો અનુભવ, પોતાના નિત્યજીવનમાં, સુધરેલા ને ભણેલા આપણા સૌ કરતાં, વિશેષ કરે છે. ત્યારે જ એણે મનમાં નક્કી કર્યું કે યુદ્ધ પૂરું થતાં લોકોની સેવામાં લાગી જવું ને ટાઉનસેન્ડની સેવકમંડળમાં ભરતી થઈ, ભયંકર ને બળવાન એવી આ જાતિમાં એ આવી પહોંચ્યો.

૧૯૫૨થી આજ સુધીના ગાળામાં સ્નેલ ને એની પત્નીએ સંખ્યાબંધ દ્વિભાષી શાળાઓ આ વિસ્તારમાં સ્થાપી છે; વાચન, લેખન ને ગણિતનાં પાઠ્યપુસ્તકો તૈયાર કર્યાં છે. ઉપરાંત ખેતીવાડી, આરોગ્ય, તંદુરસ્તી વગેરે અંગેની પુસ્તિકાઓ તૈયાર કરી એનો પ્રચાર કર્યો છે. પોતાની શાળાની આજુબાજુ એણે પદ્ધતિસરની ખેતી શરૂ કરાવી છે ને સૌથી વિશેષ વિસ્મયની વાત તો આ ટોળીના વડાના પૂર્ણતઃ ખ્રિસ્તીકરણની છે. એ માત્ર ધર્મે ખ્રિસ્તી નથી, કર્મેય એ ભગવાન ઈસુનાં બોધવચનો રજૂ કરે છે. ચાર વરસ અગાઉ એ ખ્રિસ્તી થયો ત્યારથી એણે ફરમાન કાઢ્યું છે, 'કોઈનેય મારવાનો નહીં', કોઈ નશાયુક્ત મિજબાની ગોઠવવાની નહીં', બીજી ટોળીઓની સ્ત્રીઓનું હરણ કરવા કોઈ ધાડ કે હલ્લો લઈ જવાનો નહીં.' પોતાના આ આદેશના અમલ તરીકે પોતાની અનેક રખાતો ને પત્નીઓને એણે મુક્ત કરી દીધી અને સ્નેલની સહાયથી એક સાથે વિધિયુક્ત લગ્ન કર્યું.

સ્નેલને આ નાયકનો મેળાપ પણ એક નાટકીય સંયોગોમાં થયેલો. સ્નેલ ત્યારે આ ટોળીથી, એકાદ દિવસની મુસાફરી જેટલે દૂર, એક નાના ગામમાં ઝૂંપડી બાંધી રહ્યો હતો. આ નાયક શીરાન્કામાવા





જનાનામાં સ્ત્રીઓની સંખ્યા એને ઓછી લાગી એટલે એ પૂરવઠો પ્રાપ્ત કરવા, એ સ્નેલના ગામે ધાડ લઈ આવ્યો હતો. એ ધાડમાં સ્નેલની ઝૂંપડીમાં એ પહોંચી ગયો તો આ ગોરા યુગલને જોઈ વિસ્મય પામ્યો. એમની હિંમતથી પ્રભાવિત થઈ એણે સૌ સાથીદારોને દૂર રાખી, એમના આગમનનું કારણ પૂછ્યું તો જણાયું કે આ લોકોને ભાષા ભણાવવા એ આવ્યો છે. બસ થઈ રહ્યું ! એકદમ એણે પાછા ફરવાનો હુકમ આપ્યો ને દોડતાં દોડતાં સ્નેલને જણાવ્યું, 'હું ફરી કદીક આપને મળીશ.'

ચંદ દિવસોમાં શીરાન્કામા, સ્નેલની ઝૂંપડીએ, બાળકોના એક ઝૂંડ સાથે આવી લાગ્યો ને કહ્યું, 'તમે શાળા શરૂ કરો છો ને ?'

આમ પોતાનાં બાળકો ને પાછળથી પોતાની જાત ને સમગ્ર ટોળીને એણે સ્નેલના સહારે સોંપીને દ્વિજ બન્યો.

એની આ ઉત્કટ ભાવનાના બીજમાં, એના વિસ્તારમાં અડ્ડો જમાવી પડેલ એક ગોરાની ચૂસણનીતિ જ હતી. એ એવો તો હરામખોર હતો કે માછલી પકડવાના એક કાંટાના બદલામાં પીપ ભરીને ચોખા લેતો. સૌ તંગ આવી ગયા કારણ જેને એ ઉધાર આપે તેને જીવનભર દાસ તરીકે દસ્તાવેજ કરી લે. એક વખત આવા બે દાસોએ એનું કામ કરવાની ના પાડી તો શીરાન્કામા પાસે એ ફરિયાદ લઈ ગયો. પેલા ધૂતારાએ શીરાન્કામાને બંદૂક આપી જણાવ્યું, 'આ લોકો કામ કરતા નથી એટલે પૂરા કર.' શીરાન્કામાએ ધનનન કરતી ગોળીઓ છોડીને પેલા બે દાસને બદલે, એ ગોરાના બે આડતિયા કે હાથાને રામશરણ કર્યા ને ગર્જી ઊઠ્યો, 'હવે કોઈ તમને ગુલામ નહીં બનાવે. જાવ, તમે સૌ મુક્ત છો.'

શીરાન્કામા કહે છે કે આ ગોરાએ જ મને શીખવાડ્યું કે જેને વાંચતાં લખતાં આવડે તેના હાથમાં એક નવી જ શક્તિ આવે છે. એ શક્તિના બળે કરીને માણસ છેતરાતો નથી, ગુલામ થતો નથી એટલે મેં મનમાં ઠરાવ્યું કે મારે ને મારા પ્રજાજને તુરતાતુરત લખતાં વાંચતાં શીખી લેવું.

હવે તો પોલા વૃક્ષથડમાંથી બનાવેલ એમનો શાળાઘંટ બજે તે પહેલાં સૌ બાળકો ને મોટેરાં હાજર થઈ જાય છે. પાટી ધ્યાનવૃત્તિથી દરેક શબ્દ એ પકડી લે છે, અને રજા પડે એય તેમને ગમતું નથી. એમનો આગ્રહ રહે છે કે શાળા આખો દી ચલાવો. હવે તો એમનામાંથીય કેટલાક તૈયાર થઈ ગયા છે ને એય શિક્ષક તરીકે કામ કરે છે ને આમ નિશદિન દૂર દૂરનાં અગમ્ય કે દુર્ગમ એવા વિસ્તારોમાં જ્ઞાન-ધૂણી ધખાવ્યા કરે છે.

પોતાની નેમ સ્પષ્ટ કરતાં ટાઉનસેન્ડ જણાવે છે કે મારે આ આદિવાસીઓને જંગલ બહાર નથી લઈ જવા. મારે તો મળી એમનામાં વસેલું, ઘર કરી બેઠેલું જંગલીપણું ટાળવું છે. પોતાના આ પ્રયત્નમાં એ અખૂટ શ્રદ્ધાથી લાગેલો છે ને એની એ શ્રદ્ધાનાં મૂળ પ્રભુભક્તિમાં છે, એનો ધ્રુવતારક નિયમ એ છે કે પ્રભુ ના દોરે એવા સ્થાને કદીય ન ડગ દેવું ને એ દોરે ત્યાં પહોંચી જવું જ. ત્યારે સવાલ એમ થાય કે પ્રભુની આ દોરવણી પ્રાપ્ત શી રીતે કરવી ? પ્રાર્થના દ્વારા. પોતાના સમગ્ર વ્યક્તિત્વને પ્રભુચરણે સમર્પણ કરતાં એ એને પ્રાર્થનામાં પૂછે છે, 'આ માત્ર અમારી જ નહીં પણ તારીય ઇચ્છા હોય તો અમારો માર્ગ મોકળો કર.'

ટાઉનસેન્ડના પ્રભુપ્રેરિત અને પ્રભુદોરિત અજ્ઞાન સામેના યુદ્ધની સાચી તારીફ હમણાં જ એક આદિવાસીએ કરી. એ કદરદાનીનાં પુષ્પો રજૂ કરી, આ જ્ઞાનસેવકોનાં ચરણોમાં માથું ઝૂકાવી, આપણે સૌ પ્રાર્થના કરીશું કે હે દેવાધિદેવ, આ સૌના જ્ઞાનયજ્ઞને, કાયમ પ્રજ્વલિત રાખતાં, તારા પ્રત્યેની શ્રદ્ધાનાં અમી તું ટકાવી રાખજે.

એમેઝોનના જંગલના એ અબુધ આગેવાનની હૃદયની બાની આ રહી ! 'હે મહાનુભાવ, આપના આગમન અગાઉ અહીં સર્વત્ર પ્રકાશ પ્રકાશ છે.'



રંભાબહેન ગાંધી

# સ્મરણોની સુવાસ

કલ્પનાઓ કરતાં સત્ય કે વાસ્તવિકતા દિલને વધુ સ્પર્શે છે. જાણીતાં એકાંકી-કાર અહીં તેમના જીવનનાં કેટલાંક સ્મરણોની હારમાળા લઈને આવે છે એ વાચકોને એટલે જ વાંચવાં રસપ્રદ થઈ પડશે—સચ્ચાઈનો રણકો હોવાથી તો વિશેષ...

કેટકેટલા ભૂતકાળનાં સ્મરણો સ્મૃતિપટ પર અંકાયેલાં છે. ચિત્રપટની વાર્તા જેમ વર્તમાનમાંથી ભૂતકાળમાં હું સરી પડું છું ને યાદ આવે છે મારું બાળપણ. પિતા તો નાનપણમાં જ ગુમાવ્યા. ભાઈબહેન હતાં જ નહિ. જોઈ હતી જનની જ. ને એની જ છબી સ્મૃતિપટ પર પથરાયેલી છે. ને એ માં—જનની પણ કેવી હતી ? ફરી ફરી એની જ કુખે જન્મ લેવાનું મન થાય એવી જ. એનાં રૂપ અથાગ હતાં ને મોં તો ચંદ્ર જેવું શીળું ને શોભતું હતું. ને એના હૈયામાં સ્નેહના સાગર છલકાતા.

માંની હું એકની એક એટલે જરા લાડકી તો ખરી જ. માંના ખોળામાં રોજ સૂવું, માંનું ધોળા ફૂલ જેવું, મેંદાના લોટના પીંડા જેવું પેટ પંપાળવું, તેને બચ્ચીઓ ભરવી એ જાણે કે મારો નિત્યનો ક્રમ—માં ઘણીવાર કહે કે શું ગાંડપણ કરે છે ? પરસેવો થયો હોય ને બચ્ચી ભરે તે તને કેમ ગમે છે ? પણ મને કેમ ગમે છે તે સવાલ જ નહોતો થતો ને ? બસ ગમતું જ. ખૂબ જ ગમતું.

માં યાદ આવતાં યાદ આવે છે મારી બાળપણની ગંભીર માંદગી...માંને ડર લાગ્યો કે દીકરી જવાની જ અને એ ભયે એનું ખાવું પીવું, ઊંઘ ને આરામ હરામ થઈ ગયાં. વિધવા માંએ દીકરીને કાવડમાં ઘાલીને ગામેગામ ફરીને કંઈક ડૉક્ટરોને દેખાડી. આખરે એક ગામમાં ડૉક્ટરે આશા આપીને કહ્યું કે સાજી થશે—પણ માંને માનવામાં ન આવ્યું. આંખમાં આંસુ સાથે ડૉક્ટરને કહ્યું : 'ડૉક્ટર મારે તો આ એક જ દીકરી છે... દીકરી કે દીકરો જે ગણો તે મારે તો આ જ છે. સાત ખોટના દીકરાના હારની છે, એનું મોં જોઈ ને જ જીવતર વીતાવી રહી છું. રૂપિયા તમારે જોઈએ તો પહેલેથી લો—પણ પૂરી ખાત્રી હોય તો જ હા કહો. નહિ તો હું બીજે જઈ ને દેખાડું.' ભલા ડૉક્ટર માંની વેદના સમજ્યા...ને પૂરી હિંમત આપીને મને સાજી પણ કરી. આ માંદગી દરમ્યાન માંએ કરેલી મારી ચાકરી, માંની વ્યથા, મારા દુઃખ સામે એની આંખમાંથી દડદડ પડતી આંસુની ધારાઓ, ને મને ગમે તે ભોગે સાજી કરવાનો તનતોડ પ્રયાસ એ હું કેમ કરીને વીસરી શકું ?

આવી સ્નેહાળ ને લાડ કરાવતી માં ફક્ત સ્નેહ જ નહોતી દેખાડતી ને ફક્ત લાડ પણ નહોતી કરાવતી—ધમકાવતી પણ સારી રીતે. એ કહેતી કે એક આંખમાં સ્નેહ ને બીજી આંખમાં ધાક જોઈએ જ. ને એ ધાક પણ આજે યાદ આવે છે. અમારું નાનું એવું ગામ...પાસે જ લવજીભાઈની દુકાન. ત્યાંથી એક પઈની ધાણાની દાળ લેવા બાએ મને મોકલી ને હાથમાં એક પૈસો આપ્યો. આજે પૈસાની કિંમત છે તેથી અનેકગણી તે વખતે પઈની કિંમત હતી ને એક પઈમાં ઘણું આવતું.

આપણે તો દુકાને જઈને લવજીભાઈને કહ્યું પઈની ધાણાની દાળ આપો ને બે પઈ પાછી આપો. લવજીભાઈએ પહેલા મારા હાથમાં બે પઈ મૂકી... ને પછી એક પઈની ધાણાની દાળનું પડીકું વાળ્યું તે આપ્યું. પછી બિચારા પેલી આપેલી બે પઈની વાત ભૂલી ગયા તેથી ફરી બે પઈ આપી. આપણે તો સમજ્યાં છતાં હોંશિયારીથી એ બે પઈ બીજા હાથમાં લઈ ને મલકાતાં મલકાતાં આપણી હોંશિયારીની શેખી મારવા માં પાસે દોડ્યાં ને માંને હોશિયારીની વાત કરીને ને કુલ ચાર પઈ ને ધાણાની દાળનું પડીકું દેખાડ્યું. માન્યું હતું કે બા દીકરીની આ હોશિયારી પર ખુશ થઈ જશે ને વાંસો થાબડીને કહેશે કે દીકરી શા...બા...શ...પણ ના રે ના...... માંએ તો ઊધડી જ લીધી, ઝૂડી જ નાખી...કહે કે તને શરમ ન આવી આવું કરતાં...તું આવું શીખી





ક્યાંથી ? લવજી ભૂલી ગયો 'તો, તું તો ભૂલી નહોતી ને ? તારાથી વધારાની બે પઈ લેવાણી જ શી રીતે ? જા હમણાં ને હમણાં પાછી જા...ને લવજીભાઈની માફી માગીને આ બે પઈ પાછી આપી આવ.

મારી દશા તો સાપે છછુંદર ગળ્યા જેવી થઈ, પાછી જાઉં તો આબરુ જાય ને ન જાઉં તો માં ધમકાવે... મેં વચલો માર્ગ કાઢયો. કહ્યું કે બા, નાના ભાઈને મોકલ ને......બા કહે ના આવું કામ તેં કર્યું છે. તારે જ જવું જોઈએ. તું જ જા...ને મને મોકલી ...એટલું જ નહિ પરન્તુ મારા પર ભરોસો ન હતો તેથી મારા ભઈજીના દીકરા નાના ભાઈને મારી પાછળ પણ મોકલ્યો ને કહ્યું કે તું જા ને જોજે કે રંભા માફી માગે છે કે નહિ ? અનીતિ કરાય નહિ. જૂઠું બોલાય નહિ, કોઈને છેતરાય નહિ એ બોધપાઠ માંએ એવો તો શીખવી દીધો કે જે કદીયે વીસરી શકી નથી.

બાળપણ યાદ આવતાં યાદ આવે છે એક પ્રસંગ. મારા ભઈજીના વચેટ દીકરાને સરપ કરડયો, એટલા ભાગમાં કાપ મૂકીને લોહી કાઢી નાખ્યું. દવા કરી, ને સરપ ઝેરી નહોતો. ધૂડીયું હતું. છતાંયે...બેદરકાર ન રહેતાં રાત આખી જાગવું એમ નક્કી કર્યું. ને જાગવા માટે પાનાં કે ચોપાટ રમવી. રમતમાં ચાર તો જોઈએ જ. ભાઈના બે મિત્રો હતા. ત્રણ થયા ને ચોથું ખૂટતું હતું એટલે પાછા આપણા સ્વભાવ પ્રમાણે ટપકી પડ્યાં ને કહ્યું કે હું રમીશ તમારી સાથે. ને એ સાંભળતાં જ ભાઈ તાડુકી ઊઠ્યા કે શરમાતી નથી, ભાયડા સાથે તું પાનાં રમવા બેસીશ ? ને હું તો ચૂપ જ થઈ ગઈ. આજે ક્લબોમાં પુરુષો સાથે સ્ત્રીઓને લહેરથી પાનાં રમતી જોઉં છું ત્યારે સહેજે એ સ્મરણ તાજું થઈ જાય છે. ક્યાં એ જમાનો અને ક્યાં આજનો જમાનો.

એવો જ બીજો કિસ્સો યાદ આવે છે. ભાઈ પાસે મેં બજારમાંથી કાચની ચાર બંગડી મંગાવી હતી. ભાઈ બહારથી આવ્યા ને એકદમ મેં એમના કોટના બહારના મોટા ખિસ્સામાં બંગડી માટે હાથ ઘાલ્યો ને માંએ એ હાથ પર જ લગાવી દીધી ને બોલી કે મોંએથી બંગડી નથી મંગાતી. નથી પુછાતું કે ભાઈ બંગડી લાવ્યા ? આમ ખિસ્સામાં હાથ નાખવા દોડી જાય છે તે. હવે કંઈ નાની છું ?

મારી બંગડીની હોંશ ઊડી ગઈ. મન દુ:ખી થઈ ગયું. ને ઓરડામાં ભરાઈ ગઈ. આજે જ્યારે સ્ત્રી-પુરુષોને નિસંકોચપણે એકબીજાને સ્પર્શતાં જોઉં છું, નૃત્ય કરતાં કે આલિંગન આપતાં જોઉં છું ત્યારે સહેજે ભાઈવાળી ને બંગડીવાળી ઘટના યાદ આવી જ જાય છે. હું જ્યાં ઊછરી છું એ સમાજમાં, એ કાળે એક ભાઈના ખિસ્સામાં હાથ નાખવો એ પણ ખોટું ગણાતું. છૂટ ગણાતી. આવા સંસ્કારમાં ઉછરેલી હોઈને આજે પણ કોઈ પુરુષ વગર કારણે સ્પર્શ કરે—કે વાંસામાં ધબ્બો મારે કે કંઈ અડપલું કરવા જાય તો સહેજે શરીર સંકોચાઈ જ જાય છે. એમાં સારું શું ને ખોટું શું એ કહેવા માગતી નથી પરંતુ સંસ્કાર પડ્યા છે તે. ને તેની સ્મૃતિ જ અહીં ટાંકુ છું.

બાળપણ યાદ આવતાં યાદ આવે છે ત્યાંની શાળા ને ત્યાં કરેલાં તોફાન, મસ્તી ને થોડો ઘણો ખાધેલો માર પણ. એ સમયે બાળકોને ન મારવું એવું તો હતું જ નહિ. હું ત્રીજા ધોરણમાં હતી ને ઉંમર આઠ વર્ષની. ભણાવનાર બહેનનું નામ ઝબુબહેન. આમ તો ભલાં, પણ જરા ક્રોધી પણ ખરાં. દાખલામાં હું કાચી ને તે દિવસે દુર્ભાગ્યે મારા બધા જ દાખલા ખરા પડ્યા. ને ઝબુબહેનને વહેમ ગયો કે રંભાએ જરૂર કોઈ પાસે દાખલા કરાવ્યા લાગે છે. ને મને એમણે પૂછ્યું કે દાખલા તારી મેળે જ ગણ્યા છે ? ને આપણે તો કહી દીધું : હા બહેન. પણ ઝબુબહેન એમ ક્યાં છોડે એવાં હતાં ? એમણે તો વાતનો તાગ લીધો જ. મારી પાસે જ રહેતાં ને સાથે જ ભણતાં વિજુફોઈબાને પૂછ્યું કે વિજયા ! રંભાને દાખલા તેં કરાવ્યા છે ? ને વિજુફોઈએ ટપ દઈને હા કહી દીધી. ને પછી જોઈ લ્યો ઝબુબહેનનો મિજાજ...જુઠ્ઠું બોલે

છે? એમ કરતાંક ને મારો કાન પકડીને જ મને ઊંચી કરી દીધી. મારો કાન એટલો ખેંચાયો કે લોહી નીકળીને પહેરેલી વાળીની આસપાસ જામી ગયું, મરી ગયું ને ત્યાં ખાસો એવો ગાઠો થઈ ગયો પરંતુ કહું કોને? બાને તો કહેવાય એમ હતું જ નહિ. ધાણાની દાળનો બનાવ તો તાજો હતો જ. બા તો એમ જ કહે કે ખોટું બોલી જ શા માટે? ચોરની માં કોઠીમાં મોં ઘાલી રૂએ એવી મારી તો દશા થઈ. મૂગા મોંએ સહન કર્યે જ છૂટકો...પણ છાનું રહે ક્યાં સુધી... અઠવાડિયે બા...માથે નવરાવવા બેઠી ને...જ્યાં સાબુ દઈ ને કાન ચોળવા ગઈ ને આપણાથી તો ચીસ મરાઈ ગઈ. બા કહે શું થયું છે જોઉં! જોયું તો લોહીનો જામેલો ગઠ્ઠો...ને સૂઝેલો એ ભાગ દેખાયો ને, એ કેમ થયું તે પૂછ્યું એટલે ખરી હકીકત કહેવી જ પડી. બાએ કહ્યું: 'ખોટું બોલવાનું પરિણામ જોયું ને...શા માટે તું ખોટું બોલે છે. નક્કી કર કે આજથી કદી ખોટું નહિ બોલું.' બાએ બીજો પાઠ શીખવ્યો. આવા તો બાએ કંઈક પાઠો શીખવ્યા છે. જ્યારે 'શ્યામચી આઈ'ની વાર્તા વાંચું છું ત્યારે મને પણ થાય છે કે મારી આઈ વિષે લખું તો પણ આવું ઘણું ઘણું લખાય...ખરેખર મારી માં તો માં જ હતી...આજે પણ એની યાદ આવતાં આંખમાં આંસુ જ ઊભરાઈ આવે છે. કહેનારે ખરું જ કહ્યું છે...' માં એ માં ને બીજા બધા સંસારના વા...' ને આજે એ મારી માં...મારી બાડી નથી ત્યારે લાગે છે કે જેવો ગોળ વિનાનો કંસાર એવો માતા વિનાનો સંસાર છે. એ માંની ખોટ કોઈ પૂરી શકે એમ નથી.

શાળાની વાત કરતાં યાદ આવે છે ત્યાંનું ભણતર ને શિક્ષિકાઓનો સ્નેહ. એ સમયે બહેનો ભણનાર પર વ્યક્તિગત ધ્યાન આપતાં. એ સમયે ખાસ વાલીદિન યોજાતા નહોતા. એની જરૂર પણ નહોતી. રસ્તામાં, પાણીને આરે...કે મંદિરે કે બજારે જતાં શિક્ષિકાઓ મા–બાપને મળી જતી...ને મા–બાપ છોકરીનાં ભણતર વિષે પૂછી લેતાં. એ શાળાની યાદ સાથે યાદ આવે છે ત્યાં દર વર્ષે થતા મેળાવડાઓ. આ મેળાવડામાં કાર્યક્રમ થતો ને ઇનામો વહેંચાતાં. આવા જ એક મેળાવડાની સ્મૃતિ તાજી થાય છે. ગરબા, સંવાદ, કસરત બધામાં જ તે સમયે હું રહેલી ને તે જ સમયે બારેય મહિના પહેલું નામ રાખવા માટે મને સ્કૉલરશીપ મળેલી. ઉપરાંત ભરતગૂંથણ, રસોઈ વગેરેમાં ઇનામો પણ મળેલાં. એ બધાના રૂપિયા ભેગા કરીને બહેને કહ્યું કે સોનું લે ને ગમતી વસ્તુ બનાવી છે. ને મેં દોઢેક તોલો સોનું લઈને માથામાં નાખવાનો ચાક બનાવ્યો...ને એ ચાક મેળાવડાના દિને...ઠાકોરસાહેબની બા બાળાસાહેબના હાથે મને અપાવ્યો. ત્યારે એ રાજમાતાને પણ મારા જેવી હળવી પાતળી નાનકડી છોકરી પર લાગણી થઈ આવી ને મોટાબહેનને પૂછ્યું કે છોડીની સગાઈ કરી છે? બહેને કહ્યું: હા... તો પૂછ્યું કે સાસરું કેવું મળ્યું છે? એનું આ ભણતર, હોંશિયારી એળે જાય ને છાણા થાપવા પડે એવું નથી ને...બહેન કહે: ના સારું મળ્યું છે. સાંભળીને રાજમાતા ખુશ ખુશ થયાં ને મારો વાંસો થાબડીને કહે સુખી થજે ને જ્યાં જાય ત્યાં આપણા વઢવાણનું નાક રાખજે. કહીને એમના જ હાથે એ ચાક મારા અંબોડામાં પહેરાવ્યો. આજે તો નથી રાજ્યો, નથી રાજા કે ઠાકોર કે નથી રાજમાતા પરંતુ એમનાં સ્મરણો સ્મૃતિમાં એવાં ને એવાં જ તાજાં છે. નિશાળની વાત યાદ આવતાં યાદ આવે છે જૈનશાળા. ધર્મનું શિક્ષણ મેળવવા રોજ જૈનશાળાએ જવું જ પડતું. ત્યાં સાધુ સાધ્વી અને ભણાવનાર બહેન જાતજાતની બાધા આપે. કાંદા લસણનું તો નામ જ ન લેવાય. પરંતુ કંદમૂળ બધા જ બંધ કરાવે. એક દિવસ બહેને બાધા આપી કે ઊઠીને મા–બાપને રોજ પગે લાગવું. ને તે પ્રમાણે આપણે તો બાને બીજે દા'ડે ઊઠીને પગે લાગ્યાં તો બા કહે કે આખો દાડો કુટાવો છો એ કુટાવો નહિ તો પગે લાગ્યા જેવું જ છે. ને આપણે તો મૂંઝાયાં. પછી તો સાપ મરે નહિ ને લાઠી ભાંગે નહિ તેવું કર્યું. બા પીઠ વાળીને બેઠાં હોય ત્યાં પાછળથી જ પગે લાગવા માંડ્યું. પ્રતિજ્ઞા તૂટે





નહિ ને બા બોલે તે સાંભળવું પડે નહિ. પરંતુ આ યુક્તિ લાંબી ચાલી નહિ...બાને જૈનશાળાની બ્હેને વ્યાખ્યાનમાં પૂછ્યું કે રંભા પગે લાગે છે ને? અને બા કહે: ના, ભાઈ. ને આપણી ચોખવટ નકામી નીવડી ને સામે મોંએ જ પગે લાગવાનો હુકમ કરવામાં આવ્યો. ને જેમ તેમ ઝડપથી એનું મેં પાલન કરવા માંડ્યું.

બાની વાત યાદ આવતાં યાદ આવે છે બીજી વાત. બાના ખોળામાં માથું નાખીને રોજ સૂઉં...ન સૂઉં તો ઊંઘ આવે જ નહિ. ત્યાં ઊંઘવા માંડું ત્યારે જ બિછાનામાં જાઉં એવી ટેવ. એ નિત્યક્રમ પ્રમાણે રાતના બાના ખોળામાં સૂતી ને બા તાડૂકી ઊઠ્યાં: 'રંભા! લસણ ખાધું છે?' આપણે તો ગભરાયાં. બાધા બે દા'ડાથી જ છૂટી હતી ને બહેનપણીએ દાળીયા ને લસણની ચટણી દીધી તે શોખથી ઝાપટી ગઈ હતી. બાને ગભરાતાં ગભરાતાં આ કહ્યું. બા કહે: 'એમ કહે ને કે તારું મન જ મક્કમ નથી, આપણે મક્કમ હોઈએ તો કોણ ખવરાવી શકે? તારું મન જ ઢચુ-પચુ રહે છે. જ્યાં સુધી તારામાં મક્કમતા નહિ આવે ત્યાં સુધી તું કોઈના કહ્યે ચાલવાની છે. ને એમ થશે તો જિંદગીમાં કશું જ કરી શકીશ નહિ. તે ધ્યાન રાખજે.' ચાલો નવો બોધપાઠ શીખ્યાં મક્કમતાનો.

માં સાથે યાદ આવે છે મીઠું મોસાળ, મામા મામી ભાઈ બહેન તથા મોટાંમાં. મોટાંમાં એટલે મારી બાની બા. મારી બા કરતાંયે જાણે એમનાં અથાગ રૂપ હતાં. ને શાન્ત તો કેટલાં? કદી મેં એમને કોઈ પર તપી જતાં જોયાં નહોતાં. મરતાંનેય મર ન કહે એવાં મારાં મોટાંમાં. અમને ભાણેજડાંને તો જીવ પેઠે જાળવે. એ મોટાં માંની છેલ્લી ઘડીઓ ગણાતી હતી, એમના જ હાથથી દોરીને ગાય દક્ષિણામાં આપી, પાસે જ ધૂપ–દીપ હતાં. બા તથા મામા નાહીધોઈને પ્રભુની મૂર્તિ માં સામે રાખીને, ભક્તાંબરના શ્લોકો બોલતાં હતાં. માં આંખો બંધ કરીને, હાથ જોડીને પડ્યાં હતાં. બધી જ બાધાઓ લેવાઈ ગઈ હતી. જાણે કે હવે તો કહી રહ્યાં હતાં કે હે દેવ! આવો ને લઈ જાઓ, ત્યાં આવવાની સંપૂર્ણ તૈયારી છે. નહિ મૃત્યુનો ડર કે નહિ કશી હાયવોય. નહિ છેલ્લી ઘડીએ ડૉક્ટરોની ધમાધમ કે ઇન્જેક્શનના ગોદા. નહિ ઘરની કે છોકરાં છૈયાંની મમતા. બધા જ એ મોહ માયાના તારને તોડીને પરમાત્મા સાથેનું જ જાણે જોડાણ... કેવું ભવ્ય એ દર્શન હતું? એમની એ અગાધ શાન્તિમાં ભંગ ન થાય, ઘોંઘાટ ન થાય એ માટે અમને છોકરાંઓને બહાર મોકલી દેવામાં આવ્યાં હતાં—ને તે દિવસે બહાર અમે શું તોફાન કર્યાં? ભાઈને ગાડાના ઊંટડેથી કેમ ધડાક દઈને પાડ્યો. ને કેવા એની લોહી નીતરતી કોણીમાં દુકાનમાંથી જાળાં લઈને એ પર ચોડી દીધાં એ સ્મરણો આજે પણ એવાં જ તાજાં જ છે. માંની એ અગાધ શાંતિ ને મૃત્યુની ભવ્ય તૈયારીએ સમજાવ્યું છે કે મૃત્યુ તો સૌને માટે છે જ, અનિવાર્ય છે જ. માટે એના માટેની તૈયારી જ રાખવી જોઈએ. અર્થાત જીવન જ એવું જીવવું જોઈએ કે મરતાં દુઃખ જ ન થાય. કબીર કહે છે તેમ ડાઘડુઘ વિનાની ચાદર જ રાખીએ કે છેવટે હાયવોય થાય નહિ ને કિરતારને સોંપી દેવાય કે લે આપી હતી તેવી જ ચાદર છે ને? પાડ્યો છે ક્યાંય ડાઘ?

મોટાં માંના મૃત્યુ પછી બાના મૃત્યુએ પણ એ જ પાઠ શીખવ્યો છે. મોતનો એમને ડર નહોતો. જાણે કે સમય થતાં એને આનંદથી ભેટવા તૈયાર હતાં. મોસાળની તો અનેક વાતો યાદ આવે છે. ભમરડા ફેરવતાં...આજે પણ છોકરાંઓના ભમરડા જોઉં છું ને પટ દેતાંકને લઉં છું ને ફેરવી દઉં છું ત્યારે છોકરાંને અને એની માંઓને નવાઈ લાગે છે. કહે છે કે ફઈબા તો ભમરડો પણ મજાનો ફેરવી જાણે છે ને...હું જવાબ આપું છું કે ફઈબાએ નાનપણમાં બીજું કર્યું છે શું? ભમરડા ફેરવવા, ફરતાને હાથમાં લેવા, કોઈનો ફરતો હોય એની ઉપર જ એને ટાંચીને મારવો, કડી લઈને ગોળ પૈડાં ફેરવવાં, ફેરવતાં ફેરવતાં એક ગામડેથી બીજા ગામડાના પાદર સુધી પહોંચી

જવું. ખેતરમાં ઘૂસીને સાંઠા ખાઈ જવા. ઘોડાગાડીના પગ મૂકવાના ભાગમાં પાછળ બેસી જવું—આવાં તો કંઈક તોફાનો સ્મૃતિપટ પર અંકાયેલાં છે, પણ એ બધાં કહેવા બેસું તો લેખ નહિ, એક પુસ્તક થાય. છતાંયે એક વાત તો કહ્યા સિવાય રહી શકાતું જ નથી.

મારા મામા ગામડામાં રહેતા. એક ગામડેથી બીજે ગામડે જવામાં નજીક હોય તો મોટાં તો ચાલી નાખે પણ નાનાનું શું ? ચોમાસામાં રસ્તા ઘણા જ ખરાબ હોય એટલે ગાડાં તો ચાલે નહિ. તેથી અમને નાનાંને ઘોડા ઉપર બેસાડે. મામાનાં ઘેર પાણીદાર ઘોડો રાખતા પરન્તુ એના પર તો અમને ડર લાગે એટલે એક નાનું ટટ્ટુ કોઈનું લઈને મને તથા મામાના દીકરાને બેસાડ્યાં...ઘોડું જતું 'તું ત્યાં વચમાં તળાવની પાળે એક મોટો વડ આવ્યો : ભાઈ કહે રંભાબે'ન, પેલી વડની ડાળી પકડજે ...ને હું પણ પકડીશ. આપણે કહ્યું ભલે. ને ઘોડું વડ નીચે આવ્યું ત્યાં ભાઈ–બહેને ડાળી પકડી ને પેલું ટટ્ટુ નીચેથી ચાલ્યું ગયું ને ઢોળાવવાળા તળાવ પરથી નીચે ઊતરી ગયું ને અમે ભાઈ–બહેન વડની ડાળીએ લટકતાં જ રહી ગયાં. ડાળ પણ જાડી નહિ તેથી થોડીવારે જ અમને નિર્દયતાથી એણે નીચે ફેંકી દીધાં ને અમે બન્ને જમીન પર ટીચાયાં. જેનો દુઃખાવો ખાસા આઠ દા'ડા ભોગવ્યો. આવાં તો કંઈક તોફાનો નાનપણમાં કર્યાં હતાં ને એનાં મીઠાં સ્મરણો હજુ પણ તાજાં જ છે. ને યાદ આવતાં એ જ આનંદ આપી જાય છે.

બાળપણની વાત મૂકીને હવે લગ્ન પછીનાં સ્મરણો તાજા કરું. ક્યાં એ જીવન અને ક્યાં લગ્ન પછીનું જીવન ? તદ્દન જુદું જ. નાના ગામથી મોટા શહેરમાં આવી. મોટામાં મોટું શહેર ભાવનગર જોયું હતું તેમાં એકદમ મુંબઈ કલકત્તા આવી પહોંચી. ક્યાં બાનાં ઘરનું વાતાવરણ ને ક્યાં સસરાના ઘરનું વાતાવરણ ? બાના ઘેર બહાર ખાવાનું નહિ જ, ભાતભાતનો વિચાર કરવાનો જ, રાતના જમવાની તો વાત જ નહિ. અને અહીં ! હોટેલ રેસ્ટોરાંમાં અવારનવાર જમવું. કલબમાં તો જવાનું જ. ને પાર્ટી મિજબાનીઓમાં તો અવારનવાર હાજરી આપવાની. બાને ત્યાં રાતના પાણી પણ મોંમાં નહિ નાખવાનું ને અહીં રાત વિના જમવાનું જ નહિ. બાને ત્યાં ચા પીવા જ ન મળે, ને માંદે સાજે મળે તો ગુજરાતી રીતની જ ચા. ને જો કોઈ દા'ડો ખાંડ ઓછી હોય ને ઉપરથી નાખો તો હલાવવા માટે ચમચી મળે જ નહિ, કાં મળે મોટો ચમચો. જેના પાછલા દાંડે ચા હલાવવાની અગર વેલણના ડાંડે હલાવવાની. ને અહીં સાસરામાં છરી કાંટા ચમચા ચમચીની તો વણઝાર હતી. જમવા માટે બાને ત્યાં પાટલોયે અમને નહોતો મળતો. અમારો પાટલો ધરતી ને અહીં જમવા માટે ટેબલ ખુરશી જ વપરાતાં. બાના ત્યાં લાજનો રિવાજ જોયો હતો. ને અહીં તો જોડની જોડે બોલવાનું, જમવાનું અને બીઝીક રમવાનું હતું. મારી સ્થિતિ તો રિપવેન વીંકલ જેવી જ હતી. બાપગોતર બ્રેડ, (પાઉં) ભાળી નહોતી. ખાખરા જ ખાતાં. ને અહીં એ ટૂચો જોઈને કેવો ભાવ થયો તે કહેવા બેસું તો તમે મૂર્ખી જ કહો. ટૂંકમાં હું એક જુદી જ દુનિયામાં ધકેલાઈ ગઈ હતી. એ દુનિયામાં હું કેમ પલોટાણી, કેટલો સમય લાગ્યો, ચમચી ચમચા ને અંતે કાંટા છરીનો ઉપયોગ કરતાં કેમ શીખી, કેટલા છબરડા વાળ્યા એ સ્મરણો યાદ કરતાં આજે પણ મને હસવું આવે છે.

મારી બુદ્ધિનાં તો હું શું વખાણ કરું ? ભલે ઇનામમાં સોનાનો ચાક મળ્યો. પરન્તુ લાંબી બુદ્ધિ નહિ જ. મારા પતિનો પહેલો પત્ર મળ્યો. ઉપર લખ્યું કે, અ. સૌ. રંભા. ને મેં મારા મામાના દીકરા ભાઈને પૂછ્યું કે ભાઈ, અ. મીંડું. સૌ. મીંડું. અને પછી રંભા લખ્યું છે તો એ અ. સૌ. શું ? ભાઈ પણ બહેનને આંટી મારે એવો જ હતો ને. એ કહે, બે'ન, કોણ જાણે ? આની સમજ ક્યારે પડી તે તો યાદ નથી. ટૂંકમાં આટલી આપણી હોશિયારી

હતી. મને બૅડમીન્ટનના રૅકેટ સાથે મારા પિયરના પાડોશી આઈ. સી. એસ. ભાઈએ (શ્રી. એસ. પી. શાહે) જોઈ ત્યારે કહે, બે'ન ધોળી પોળમાં આ રૅકેટ ભાળ્યું હતું ? ને મેં કહ્યું : ના, ભાઈ ના. રૅકેટ શું રમતનું નામેય સાંભળ્યું નહોતું ને. અને અમે બન્ને ભાઈ–બહેન હસી પડ્યા હતાં.

યાદ આવે છે મારી યુરોપની મુસાફરી. મારા પતિને ડેલીગેશનમાં જવાનું થયું ને હું પણ સાથે ગઈ. અમારી સાથે એક મારવાડી ગૃહસ્થ અને એમનાં પત્ની પણ હતાં. એ મિસ્ટર ગીસીસને ઘણી પાર્ટીઓમાં જવું પડતું તેથી મેં એ બહેનને પૂછ્યું કે તમને અંગ્રેજી તો આવડતું નથી તો શું કરો છો ? કેમ વાતો કરો છો ? તો એ કહે, મને કોઈ પૂછે કે How are મીસીસ મેતા ? તો હું કહું કે Alright. ને પછી કંઈ આગળ પૂછે તો ચોખ્ખું જ કહી દઉં કે 'આગે ઇંગ્લીશ નો.' ને એ સાંભળતાં હું ખડખડાટ હસી પડી. પરન્તુ સાથે જ યાદ પણ આવ્યું કે એક દિવસ મારી પણ એ દશા હતી ને? 'આગે ઇંગ્લીશ નો' જેવી જ. પરન્તુ મારા પતિની મને ભણાવવાની અનહદ હોંશ, અજબ સાથ ને ખૂબ જ પ્રોત્સાહનને કારણે જ હું ગ્રેજ્યુએટ થઈ. ને છેલ્લી પરીક્ષામાં સારી રીતે પાસ થઈને સાથ કોલોજીનું તિલક પ્રાઇઝ પણ મેળવવા ભાગ્યશાળી થઈ. એ બધું યાદ આવતાં આજે પણ અનહદ સુખ અનુભવું છું ને અજ્ઞાનના ગાઢ અંધકારમાંથી કાઢીને, જ્ઞાનનાં પ્રકાશમાં મૂકવા બદલ, મારા પતિનો આભાર માનું છું. આભાર શબ્દ મારી લાગણી દર્શાવવા પૂરતો તો નથી જ. પરન્તુ એટલું તો લાગે છે જ ને હરહમ્મેશ લાગે છે જ કે આજે હું જે કંઈ છું, જે કંઈ કરી શકી છું કે કરું છું તે બધું મારા પતિને લઈને જ છે, એમ કહેવામાં જરાયે અતિશયોક્તિ નથી જ.

પતિ અને સાસરા સાથે સાસુની યાદ આવે એ સ્વાભાવિક જ છે. એ યાદ મીઠી છે. કાઠિયાવાડની સાસુઓ વગોવાણી છે, લોકગીતોમાં ગવાયેલી છે. ને કોઈ કોઈ તો ગોઝારીનું બિરુદ પણ પામી છે. પરન્તુ મારાં સાસુમાં એમાંનો એક પણ અંશ નહોતો. માં જેવાં જ સાસુ હતાં. માંથીયે અધિક. માં તો ધમકાવતી, તે મને મારી બાનો ડર પણ લાગતો. પણ કદીયે સાસુનો ડર લાગ્યો નથી. એમના સ્નેહનો એક જ દાખલો આપું તો બસ થશે. મારી બાને અને મારી સાસુને બહુ જ બનતું. એકવાર મારી બાએ વાતવાતમાં મારાં સાસુને કહી દીધું કે રંભાને ખીચડી રોટલા રોટલી ભાવે નહિ એટલે સાંજે બરાબર વાળુ કરે જ નહિ ને પછી રાતનાં ભૂખી થાય. એટલે મારે એના માટે મગજ, પેંડા, ગુલાબજાંબુ એવું રાખવું પડે. જો કે આ ટેવ મોટાં થતાં તો માંએ છોડાવી દીધી હતી ને સમજણ આવતાં તો ઘણીવાર ચોવીહાર પણ કરતી. છતાંયે કોઈવાર આવું ખાતી ખરી. મારાં સાસુએ એ વાત યાદ રાખી. ને મારા માટે સુકો મેવો, પેંડા વગેરે મંગાવ્યું ને મને કહે, જુઓ વહુ, ઘરમાં હું ને તમે બે જ છીએ. હું તો આવું કંઈ ખાતી નથી. આ તમારા માટે જ મંગાવ્યું છે તો ભૂખ લાગે ત્યારે ખાજો. ને સાસરું ગણીને મૂંઝાતી નહિ.—આવાં પ્રેમાળ સાસુની મીઠી યાદ કદીયે વીસરાતી નથી. જ્યારે ત્યારે એક જ વાક્ય બોલતાં : કે માંની એકની એક છે. એની પાસે કેટલું કામ કરાવાય ? એની માંને કેવું લાગે ? આવાં સાસુ મળવા એ પણ મારું મોટું સદ્ભાગ્ય હતું ને તેમને લઈને મને કદીયે સાસરું સાસરું લાગ્યું જ નથી.

યાદ આવે છે સીમલા અને એની ધારાસભા. એ સમયે શ્રી. વિઠ્ઠલભાઈ પટેલ એના પ્રમુખ હતા. અમે બીરલાજીને ત્યાં રહેતાં ને ત્યાં જ એક જુદા ભાગમાં પંડિત મદનમોહન માલવીયજીનો ઉતારો હતો. સફેદ દૂધ જેવો ખેસ, સફેદ અચકણ, ઊંચી પાઘડી ને કપાળમાં ચાંદલો. એ ભવ્ય મૂર્તિને જોતાં જ મસ્તક સહેજે નમી પડતું. અને એ વિઠ્ઠલભાઈ. ભારે

ભડવીર. અંગ્રેજને તો એ નથ્થુ જ કહેતા. ને શું એ અંગ્રેજ બચ્ચાઓને કાબૂમાં રાખતા, ને એની ઠેકડી ઊડાવતા ! ક્યાં તે સમયની ધારાસભા, સભ્યો, પ્રમુખો અને તેનો રૂઆબ ને ક્યાં આજની ? સહેજે તુલના થઈ જ જાય છે.

યાદ આવે છે મહાત્મા ગાંધીજી અને કસ્તુરબા. એ કલકત્તામાં આવ્યા ને જીવણલાલ લિમિટેડવાળા શ્રી. જીવણભાઈને બંગલે ઊતર્યા. અમને કામ સોંપ્યું ચોકી કરવાનું. કોઈને ત્યાં વગર કામે જવા ન દેવું, વ્યવસ્થા જાળવવી વગેરે. ને અમે સૌએ એ કામ ઉલટભેર કર્યું પરન્તુ એનો બદલો પણ માગ્યો. અમે કહ્યું : બાપુ અમને બહેનોને પાંચ મિનિટ ન આપે ? બાપુએ હા કહી ને અમે પાંચ સાત બહેનો અંદર ગઈ, બાપુ જમતા હતા ને બા બધું આપતાં હતાં. અમે બેઠાં, એકાદ ક્ષણ કોઈ કશું બોલ્યું નહિ એટલે બાપુ કહે તમારે કંઈ પૂછવાનું કે કહેવાનું તો છે નહિ માટે જઈ શકો છો. અમે તો ગભરાયાં. ને એક બહેને યાદ આવ્યો તે સવાલ પૂછી નાખ્યો. પછી મેં પૂછ્યું કે બાપુ ! ઘણાં એમ કહે છે કે જો રોજ ખાદી ન જ પહેરતાં હોઈએ તો પછી ગાંધીજી પાસે ખાદી જ પહેરીને જવું એ ઢોંગ છે. તો આપ શું કહો છો ? બાપુ કહે, હું તો ઇચ્છું કે મારી પાસે તો ખાદી પહેરીને જ આવે. કારણ કે એમ કરતાં એ વ્યક્તિને એટલું તો થશે જ ને કે ગાંધી પાસે તો મીલ પહેરીને નહિ જ જવાય. એ પણ ઘણું છે. બાપુનું એ ખડખડાટ હાસ્ય, બાની સેવા સ્મૃતિપટ પર એવાં ને એવાં જ છે. પ્રાર્થનામાં નીકળે ને બાને ન જુએ તો તુરત પુછે બા ગઈ ? અમે ત્યાં બેઠાં હતાં ને ત્યારે જ ડૉ. અતુલ સેન આવ્યા ને એમણે બાપુનો જમતી વખતે જ ફોટો લઈ લીધો. જેની એક કોપી મને મળી છે ને હજીયે એ ફોટો મારા રૂમમાં છે. એકવાર હું ને મારા પતિ સાથે બાપુને મળવા ગયાં. મારા પતિએ બાપુના પત્રો, પણ મારા પતિના સિરનામે આવેલા, બાપુ સામે ધર્યા ને કહે કે છે આપના બાપુ, પણ સિરનામું મારું છે. એમાં લખ્યું હતું કે તમે હિન્દુસ્તાનના એક મહાન પુત્ર છો. ક્રાઈસ્ટ જેવા છો, તમારા હસ્તાક્ષર મોકલો—બાપુએ હસીને કહ્યું કે મોકલી દેતા 'તા ને ? પછી કહે કે કાં તમે તમારું નામ બદલો કાં હું મારું બદલું. કહીને ખડખડાટ હસી પડ્યા. આમ બનવાનું કારણ એ જ હતું કે Who is who માં પહેલાં એમ. પી. ગાંધીનું નામ હતું. ને પછી M K. ગાંધીનું. જો કે મારા પતિના નામ સાથે એમ પણ હતું કે ઇન્ડિયન ચેમ્બરના સેક્રેટરી, સુગર કોટન ઇન્ડસ્ટ્રી એન્યુઅલના લેખક વગેરે. પણ એવું ઝીણું પરદેશમાં કોણ જુએ ? એટલે લખી નાખે પત્રો ને માગે હસ્તાક્ષર. બાપુની આવી તો અનેક સ્મૃતિઓ મનમાં તાજી છે.

બાપુની યાદ આવતાં યાદ આવે છે અસહકારની લડત. લગ્ન વખતે, એકની એક દીકરીને બાએ ખૂબ જ કરિયાવર કર્યો હતો ને ભારે ભારે કપડાં કરેલાં એ બધાં જ પરદેશી કપડાં મેં કાઢી નાખ્યાં. કોઈને દઈ દીધાં. થોડા પરદેશી કપડાંને હોળીમાં બાળી દીધા. ને ખાદી પહેરતી જ થઈ ગઈ. સાસરીમાં તો એ વખતે બધાં ખાદીધારી જ હતાં. (જો કે અત્યારે તો કોઈ નથી) એ સમયે મોટી મોટી મીટીંગો ભરાતી, એમાં હું જતી, ને ફાવે તેવાં ભાષણો ઠપકારતી, ભાષણોમાં શું બોલી એનું મહત્ત્વ નહોતું જ. કેમ બોલી એનું જ હતું. ને આપણને સંકોચ થતો નહિ એટલે હાવભાવ, હલનચલન સાથે બોલ્યે રાખતાં. ને સૌ કહેતા વાહ રુપાભાઈની દીકરી તો ભઈ ભારે હોશિયાર. ને આપણે ફુલાતા. પરન્તુ તમે તો મારી હોશિયારી જાણો છો ને ? અ. મીંડું સૌ. મીડાનું તો ભાન નહોતું એવી હતી એ સમયની આપણી હોશિયારી. આવી રીતે ચ્યાર શેરીના ચોકમાં, માચડે ચડીને, હાથ લાંબા પહોળા કરીને ભાષણ કરતાં એક સાસરીયાની સખીએ મને જોઈ. ને મારા સાસુને ફરિયાદ કરી કે એ કોના ઘરની દીકરી કોના ઘરની વહુ, ને આમ માચડે ચડીને ચોક વચ્ચે ભાષણ કરે તે કેવું લાગે ? સાસુએ બાને લખ્યું. ને બાએ મને વારી. મેં બાને પૂછ્યું કે બા ! આમાં કંઈ ખોટું





કામ કરું છું ? બા કહે, ના. ને ઉમેર્યું કે તારાં સાસુને ન ગમે તો ન કરવું. મેં કહ્યું, બા ! યાદ છે ને તેં જ પાઠ શીખવ્યો છે. મક્કમતા જોઈએ. ખોટું કરીએ તો ડરવાનું, બાકી આમાં શા માટે ડરવું ?

આજ બોલી શકું છું કે ડીબેટ વગેરેમાં ભાગ લઈ શકું છું તે પેલાં ભાષણોનાં પ્રતાપે જ. એ જ દિવસોએ બોલવાની તાલીમ આપી. જો એ વખતે મને બાએ રોકી જ લીધી હોત, અગર હું ડરને કારણે રોકાઈ ગઈ હોત તો આજે કદાચ બોલી શકત નહિ એમ હું માનું છું.

મારું અજ્ઞાન, નામનું ભણતર—એ બધું યાદ કરતાં સહેજે થાય છે કે માણસ ધારે એ કરી શકે છે. જે, અ. બીંડુ સૌ. બીંડુ પણ સમજી શકી નહોતી તે આજે રેડિયો પર બોલી શકે છે, નાટકો લખી શકે છે, અભિનય કરી શકે છે એ વાત તમને સૌને પ્રેરણા નથી આપતી ? કોઈ શીખીને જન્મતું નથી, પરિશ્રમથી અને મક્કમતાથી ધ્યેયને પહોંચવાનો નિરધાર કરવાથી ધાર્યું પ્રાપ્ત કરી શકાય છે એમ નથી લાગતું ?

ને હાં છેલ્લે યાદ આવે છે આ રેડિયો. બારેક વર્ષ પહેલાં રેડિયો પર નાટક ભજવવાં શરૂ કર્યાં ને પહેલીવાર રેડિયો પર નાટકમાં ભાગ લીધો. ત્યારે કેટલો રોમાંચ થયો હતો તે ભૂલી શકાતું નથી. રેડિયો-ઘર, ચાર દિવાલ, સામે માઈક, બીજા ઓરડામાં સતત સમય ઉચ્ચાર ને અભિનયનું ધ્યાન રાખતી આંખો. ને એ ખાલી હોલમાં માઈક સામે હસવાનો, રડવાનો, દુઃખનો, સુખનો, આનંદનો ઉદ્વેગનો અભિનય કરવાનો એ બધું જ આજે યાદ આવે છે. માઈક તો ભારે ચાડીખાણું છે. નાના નિસાસાયે એ નોંધીને જનતા સામે ધરી દે છે. રેડિયો જાણે મને ગમી ગયો ને હું રેડિયાને ગમી ગઈ. યાદ આવે છે મહિલા મંડળમાં આવતા બહેનોના મીઠા પત્રો. ને યાદ આવે છે એમનો અગાધ સ્નેહ. સાથે જ યાદ આવે છે રેડિયો–કર્મચારીઓનો સ્નેહ, મમતા અને પ્રોત્સાહન. રેડિયો માટે કેટલાંયે નાટકો લખ્યાં, ભજવ્યાં, ને એનાં જ કારણે હું બધું લખતી થઈ. નાનેથી શરૂઆત કરીને આજે તો કેટલાંયે પુસ્તકો છપાયાં છે. આનો યશ રેડિયોને છે ને એનું ઋણ હું ન સ્વીકારું તો કૃતઘ્ની કહેવાઉં.

આવાં તો કંઈ કંઈ મીઠાં સંભારણાં ને સ્મૃતિઓ ભરી છે. શું કહું ને શું નહિ ? સંભારણાં ને સ્મૃતિઓ આ ક્ષણે પણ જાણે ટોળાબંધ સ્મૃતિપટ પર આવી રહ્યાં છે. પરન્તુ અહીં સમયની મર્યાદા છે. તેથી આ મીઠી સ્મૃતિ પર અહીં જ પડદો નાખી દઉં છું. ને અંતમાં એટલું જ કહું છું કે માણસ ધારે તે કરી શકે છે, કાળા માથાનું માનવી ધારે તે કરી શકે છે. નિરધાર કરો તો પાકે ઘડે પણ કાંઠા ચડે છે. ને યોગ્ય રસ્તે જતાં મક્કમ રહીએ તો ધારેલા ધ્યેયે પહોંચી પણ શકાય છે એમાં મને તો શંકા નથી જ. આશા રાખું કે હવે તો તમનેય નહિ રહી હોય.

*



આ પણ મન, ધારે તે બધું જ કરાવી શકે અને છતાં કયારેક ઉપરવટ થઈ ને વશમાં ન રહે એવું પણ બને એનું શું કારણ ....? મનના તરંગો માત્ર તરંગો રૂપે જ નથી રહેવાના, તેને વાસ્તવિક દુનિયા સાથે અનુભવાના છે. અને એ અનુભવવના પ્રતાપે કેટલીક વાર ધાર્યું પાર પાડવું મુશ્કેલ પડે છે. કેટલાક પ્રસંગો એવા ઉપસ્થિત થાય છે. ત્યારે મન શુંનું શું કરાવે છે. દુનિયાના રંગે રંગાઈ ને, બધે આમ જ ચાલતું હોય છે તેમ માનીને જાતજાતનું ભરમાવનારું આચરણ પણ આ મન જ કરાવે છે.

જેવું જેનું મન. મક્કમ બનીને ધારે તો સત્યનું જ આચરણ કરાવી શકે. પછી ગમે તેવા સંજોગોમાં પણ અફર નિર્ણયને વળગી રહે. પણ મન નબળું બને ત્યારે. તે કોઈની પરવા કરતું નથી. ત્યારે સાચું સુખ શેમાંથી મળે છે એ પણ માનવી ભૂલી જાય છે અને ધનલોલુપતા, બાહ્ય મોજશોખ, ઉપરછલ્લી આળપંપાળમાં સપડાઈને આવેલ સુખને હાથે કરીને દૂર ધક્કેલે છે. અને દુઃખ તો ત્યારે થાય છે કે આ બધાંમાંથી સુખ અને આનંદ પ્રાપ્ત કરવાને બદલે પોતાના મનને ઉપરચોટીયું બનાવનાર વ્યક્તિ અંતરથી દુઃખી થાય છે., તે કદાચ બહારથી કીર્તિ મેળવતી હશે. કુટુંબીઓ પાસે અમુક કહી તેમને આનંદિત બનાવતી હશે. પણ એ ક્ષુલ્લક આનંદ એને રાત દિવસ જંપીને બેસવા દેતો નથી. મનનોયે કીડો એવો તો સળવળતો હોય છે કે એની ઊંઘ હરી લે છે. અને વ્યક્તિની ઊંઘ હરાઈ ત્યાં આનંદ પણ હણાયેલો જ રહેવાનો. કેટલીક વાર કુટુંબ પ્રત્યેની ફરજ, માભોમ પ્રત્યેની ફરજ ચૂકીને સ્વાર્થી બની જાય છે. પૈસો મારો પરમેશ્વર એ સૂત્ર અપનાવતાં ગમે તે દ્રોહ કરતાં અચકાતાં નથી. માનવી ત્યારે દેશદ્રોહી બને છે. માભોમની જે ધરતી પર મોટાં થયાં, પોતાનો દેશ ગણ્યો, તેનાં જ બાળક બન્યાં છતાં તેની સાથે દગો રમતાં ખરાબ કર્યું છે એવું નથી થતું. દુનિયામાં નામ બોલાતું નથી પણ પોતાની બહાદુરી પર મુસ્તાક બને છે. જૂઠું કહીને દેશને દગો દઈને જીવવું મરવા સમાન છે એવું ભાન તો થતું જ નથી. પણ પૈસાદ્વારા કેટલું સરળતથી કામ પાર પાડ્યું, કઢાવ્યું તે જ બડાશ તેમનું મન હાંકે છે. લાંચ રૂશ્વત આમ વધતાં જાય છે અને દેશદ્રોહી પણ વધતા જાય છે. અને જે માત્ર સત્યને જ વળગી મનથી વિરૂદ્ધ ન જવા તૈયાર થાય, જેને કંઈક ડંખતું હોય તે માનવીની કિંમત આ દુનિયામાં ન હોય તો પણ એની મહત્તા ઈશ્વરને ઘેર તો છે જ.



## ઓપનો અંચળો

કનકબહેન વાતો ખૂબ મોટી કરે. તે બાબતમાં ડહાપણેય એટલું બધું, પણ તેમનું મન સાવ નબળું. જે કોઈ કહે તે પ્રમાણે કરે. પોતે પોતાના મનમાં જાણે માલિક જ ન હોય! ચીનાઓનું આક્રમણ શરૂ થયું અને એમનો આ લાગણીવશ સ્વભાવ ખળભળી ઊઠયો. તે એટલે સુધી કે મોરચે પહોંચવાની વાતો પણ એ કરવા લાગ્યાં!

એમ તો એય કંઈ ફક્કડરામ નહોતાં. ખાસ્સું કુટુંબ હતું. અને સમાજમાં પ્રતિષ્ઠિત ગણાય એટલો પૈસો પણ હતો. ત્યાગની અને સેવાની અને બીજાંનાં દુઃખોથી દ્રવવાની વાતો જ એ કરી શકતાં. સંરક્ષણ ફંડ શરૂ થયાં ને બહેનો માટેના તાલીમવર્ગો શરૂ થયા. રીક્ષાવાળાને અડધાને બદલે આખો રૂપિયો આપે અને સૈનિકફાળામાં જમા કરાવતી રીક્ષામાં પોતે બેઠાની બડાઈ હાંકે. પણ મોજશોખમાં વપરાતા પૈસાને કાબૂમાં ન રાખી શકે.

ખરીદીનો અને મોજશોખની વસ્તુઓનો તેમનો ગજબનો શોખ. સિનેમા પાછળ પણ એ ઘેલાં જ થઈ જાય. દેશને આજે કરકસરની, જરૂરપૂરતી ખરીદીની જરૂર છે. બચેલું નાણું દેશ માટે વપરાય તે પણ એટલું જ જરૂરી છે. ત્યારે કનકબહેન જેવાં મોટી મોટી વાતો કરનારાં કેટલાંય આજે બિનજરૂરી ચીજોની ખરીદી પાછળ, સિનેમાઓ પાછળ, મોજશોખ પાછળ કે બસમાં જઈ શકે ત્યાં રીક્ષા કે ટેકસી પાછળ ધૂમ ખર્ચા કરીને જે દ્રોહ કરી રહ્યાં છે તે ખરેખર દરેકને મન વિચારવા જેવો છે. કનકબહેન પોતાના મનને મજબૂત બનાવી શકતાં નથી એટલે જ લાગણીઓના પ્રવાહને આડો ને અવળો, ઊંધો ને ચત્તો વહેવાડાવી રહ્યાં છે. પણ એ જ શક્તિને સ્થિર અને કેંદ્રિત કરે તો એક કનકબહેન જ કેટલાં બધાં ઉપયોગી નીવડી શકે!

કનકબહેન પોતાની મોટાઈ અને મોભો બતાવવા માટે 'સોસાયટી'માં ભળવાનો ખાસ આગ્રહ રાખે. એવો પ્રસંગ કે તક એ ચૂકે જ નહિ કે જ્યાં વાતડાહ્યાંઓ ભેગાં થઈને ગામ આખાની ચોવટ કરતાં હોય. કનકબહેન તેમના મળતાવડા સ્વભાવને લીધે બધાં પોતાનાં હોય એ રીતે વર્તી શકતાં અને પોતે મોટાં હોવાના દેખાવથી ઉપરછલ્લો આનંદ પામતાં.

આવી તો અનેક બહેનો હશે. સમયની તેમને તંગી નથી હોતી. પૈસાની તેમને તંગી નથી હોતી. શક્તિ તો તેમની પાસે અખૂટ હોય છે. પણ દેખાવ કરવામાં જ આ બધું વેડફાઈ જાય છે.

આજે દેશને જરૂર છે વેડફાતી શક્તિનો સંચય થઈને પડખે ઊભા રહેવાની. કનકબહેન પણ આમ સંચય કરીને શક્તિ દેશને ચરણે ધરે તો તે શક્તિ અનેકગણી દીપી ઊઠે.

આપણી આવી કંઈક કનકબહેનો આજથી જ નવી સવાર ગણતાં શીખી જાય તો દેશને કોઈ દુશ્મન દાબી ન શકે. પણ આપણો એ ઉપરછલ્લા ઓપનો અંચળો દૂર ફગાવીએ ત્યારે ને?

# અધૂરો અભ્યાસ પૂરો કર્યો

ખૂબ લાડકોડમાં ઉછરેલો એકનો એક નીતિન નાનપણથી જેવો તોફાની હતો તેવો જ બુદ્ધિશાળી પણ હતો. એનું મગજ એટલી ત્વરાએ દોડતું કે એ વખતે નાના છોકરાઓનું વધારે પડતું તોફાન કેવું નડતરરૂપ થઈ પડે છે તેવું નીતિનનું થતું. બહારનાં સગાં સંબંધીઓ એને તોફાનીનું બિરૂદ આપતાં અને એમ કરીને એની કિંમત ઓછી આંકતા. કોઈની પાસે એની વાત નીકળે તો એટલા નાના બાળકને ઉતારી પાડતાં વિચાર ન કરતાં. 'ઠીક હવે, ઓળખ્યો એ નીતિનને. અત્યારે આવો બદબદીઓ તોફાની છે તો પછી તો શું કરશે!' એમ ચર્ચાસ્થાને ચડેલો નીતિન મશ્કરો પણ વધુ હતો. તે મોટાંની પણ એવી સુંદર તથ્યવાળી મશ્કરી કરતો કે એ સમયે કોઈ માનસશાસ્ત્રીએ એનો અભ્યાસ કર્યો હોત તો જરૂર એની બુદ્ધિમત્તાનું પ્રમાણ નીકળી શકત.

પરંતુ મા વગરના એ નાના નીતિનને કુટુંબમાં એની સાથે રમી શકે, ભાગ લઈ શકે, એના પ્રશ્નોનું નિરાકરણ કરી શકે તેવું કોઈ જ હતું નહિ. પિતા વેપારી હતા એટલે એમના ધંધામાં મશગૂલ હતા. અને તેમનો દીકરો બીજી રીતે ભણીગણી હોશિયાર થાય તેવી તમન્ના નહોતી. પિતાનો વારસો સાચવી રાખવા એ જ ધંધામાં સમજણો થયે ખેંચી લેવાનો તેમનો ઈરાદો હતો અને તે ઈરાદો પાર પાડવામાં તે સફળ પણ થયા.

નીતિન અઢાર વર્ષનો થયો એટલે પિતાએ દીકરાની મરજી વિરૂદ્ધ જઈને આગળ ભણવાનું બંધ કરાવ્યું. અને પોતાની સાથે ધંધામાં પ્રવીણ બનાવવા પ્રયત્ન આદર્યો. નીતિનને આગળ ભણવાની ખૂબ હોંશ હતી. પણ તે પાર પડી નહિ. ઉપરથી ન ગમતી વસ્તુમાં પરાણે મન પરોવવું પડ્યું. કેટલા બધા પ્રયત્નો છતાં તેમાં તે મન પરોવી શક્યો નહિ. પિતાની ઉંમર થવા આવી હતી. અને જિંદગીનો પણ શું ભરોસો? એટલે બધો જ ખ્યાલ સમજાવીને નીતિનને તે આપતા હતા. મિલકત સારી હતી અને એને સારી રીતે અવેરવા નીતિન સિવાય કોઈ જ નહોતું એટલે વધારે ચિંતાગ્રસ્ત મને તેમણે નીતિનને સમજાવ્યો હતો. અને એટલે જ નીતિન પોતાના મનની વિરૂદ્ધ જઈ ને પિતાના મત સાથે અનુકૂળ થવા પ્રયત્ન કરતો હતો.

નીતિન ધંધામાં જોઈએ તેટલો પ્રવીણ બની શક્યો નહિ. પરંતુ ધંધાની તરકીબ, પિતાનું કામકાજ વગેરે બરોબર સમજી ગયો હતો. એની હોશિયારી બતાવવા પૂરતું પણ હાથમાં લીધું છે તો પૂરું કરીને જ રહેવું એવું પણ એના દિલને થતું ખરૂં. અને આમ પિતાએ ઘર સભર જોવા દીકરાને ખૂબ ઉત્સાહથી પરણાવ્યો પણ ખરો. આ લગ્નમાં જરૂર તેમણે દીકરાની પસંદગીને પોતાની ગણી અને એક આદર્શ ઘર ફરી પાછું ગૃહિણીવાળું જોઈ પિતા ખુશ થયા.

અચાનક પિતા માંદા પડ્યા. નીતિન અને તેની પત્નીની ચાકરી કારગત ન નીવડી અને એક દિવસ તેઓ ચાલ્યા ગયા.





દિવસો વીતતા ગયા તેમ તેમ નીતિનની તબિયત ઉપર પણ અસર થવા માંડી. અંતે ધંધામાંથી નિવૃત્ત થવાનું તેણે સ્વીકાર્યું. પોતાની આવડત પ્રમાણે મિલકતને પોતાની કરી લીધી. અને ફરીથી ભણવાનું શરૂ કર્યું.

તેનું અભ્યાસુ મગજ તેને સફળતા અપાવવામાં ખૂબ મદદરૂપ નીવડયું. આજે નીતિન વિદ્વાનોની ગણત્રીમાં ગણાય છે. તેનું સ્થાન આગળ પડતું છે. દેશને ઉપયોગી થઈ પોતાના મનનો સંતોષ માણી આનંદથી જીવન વિતાવે છે.

## બહેનપણીઓની હુંફ

તન્ના અને પન્ના બન્ને દિલોજાન દોસ્ત. બન્નેના જીવનમાં ઘણું સામીપ્ય હતું એટલે પણ એકબીજાને ખૂબ ફાવતું તન્નાનાં માતાપિતા બન્ને તેને નાની છ વર્ષની મૂકીને વારાફરતી સ્વર્ગે સીધાવ્યાં હતા. જયારે પન્નાની માતા પણ એવી જ રીતે તેને નાની મૂકીને ચાલી ગઈ હતી. પન્નાના પિતા આર્થિક સંકડામણ ભોગવી રહ્યા હતા અને એકલામાં તાકાત પણ નહોતી કે પોતાનાં બાળકોને મોટાં કરી શકે. છેવટે કોઈ રસ્તો નહિ દેખાતાં પન્નાને ને તેની નાની બહેનને આશ્રમમાં મૂકવાનું નક્કી કર્યું. બાળકોનું ભરણપોષણ ન કરી શકે એવી પરિસ્થિતિમાં મુકાયેલાં માટે અને અનાથ બાળકો માટે સરકાર પણ મદદરૂપ થતી હતી. અને આવા આશ્રમમાં તેવાં બાળકો માટે રહેવા ખાવાની તથા તેમનું જીવનધોરણ ઊંચું લાવવા માટે અભ્યાસ ઉદ્યોગ વગેરે શીખવવાની પણ વ્યવસ્થા હતી. આમ તન્ના અને પન્ના સરખા દુઃખીયારાં એક જ આશ્રમમાં ભેગાં થયાં. બન્ને ઉંમરે સરખાં હતાં એટલે ભણવામાં પણ સાથે જ હતાં. પોતે અનાથ છે. એવું વારંવાર તેમને ભાન થતું. માતૃવાત્સલ્યની વાતો સાંભળી તેઓ વાત્સલ્યથી કયાંય દૂર ધકેલાઈ ગયાં છે. ભગવાને તેમને મોટી સજા કરી છે. અને હવે એમના ખ્યાલોમાંનું માતાનું વહાલ મળવાનું જ નથી એટલે કોઈ દિવસ ઊંચા સાદે કંઈ કહે નહિ. ફાવે તેમ વર્તવા દે, જે માગે તે મળી રહે અને એ લાડ આગળ પછી બીજાને કંઈ કહેવાપણું જ રહે નહિ. એમની માન્યતા અનુભવ વિનાની કેટલી ભૂલભરેલ હતી તે તો તેમને અનુભવ વગર સમજાય પણ કયાંથી........!

રહેવાનું આશ્રમમાં અને હવાઈ કિલ્લા બાંધવાના. બન્નેનો મેળ કયાંથી જામે! આશ્રમમાં તેમને બધું જ નિયમિત સમય પ્રમાણે વર્તવું પડતું. ગૃહપતિના વાત્સલ્ય સાથે કયારેક બે શબ્દોના કડવા ઘૂંટડા પણ ગળવા પડતા. આટલી બધી વ્યક્તિઓ વચ્ચે એકનું ધારેલું પાર પણ કેવી રીતે પડે!

તન્ના અને પન્ના બન્ને મોટાં થયાં તેમ તેમ તેમનું દુઃખ વધતું ગયું. પરિણામે બન્નેમાં ઉદ્ધતાઈ પેસી ગઈ. કોઈ કામમાં દિલ પરોવે નહિ, વ્યવસ્થિત પણ રહે નહિ અને ઉધામા મચાવે. પન્ના જરા જીદ્દી પણ વધારે એટલે બેઉ બહેનપણીઓ વારંવાર અબોલા લે. અબોલા પછી એવા હોય કે દિવસો સુધી



બોલે નહિ. કારણ નજીવું જ હોય પણ નાનાં બાળકોની રમત માફક તેમાંથી આનંદ લેતાં. આવો જ આનંદ ક્યારેક બીજાં કાર્યકરો સાથે પણ રીસાઈ ને લેતાં, બન્ને બહેનપણીઓ મસ્તીખોર તો ખરી જ. તેમને ગમતી વ્યક્તિ જેની તરફથી લાગણી, પ્રેમ, મીઠાં વચનો સાંભળવા મળતાં હોય તેમની તરફ બન્નેનો હક્ક સરખો રહેતો. પરંતુ એ કાર્યકર બહેન જો એકની સાથે વધુ વાત કરે તો બીજી ઈર્ષાથી બળી જાય. તમને તો તમારી તન્ના જ વહાલી છે એટલે મારો તો ભાવ જ શેના પૂછો! આમ રીસાવાનો એક પ્રકાર શરૂ થાય. અને છતાંય બન્નેની એ બહેન પ્રત્યે લાગણી પણ કેટલી! એમનું સર્વસ્વ એ જ હોય તેમ એમની પાસેની તેઓ હુંફ મેળવતાં. કલ્પનાના સાગરમાં જીવી શકતાં. ન બોલે, રીસાય તો પણ એમની ગેરહાજરી તે સહી ન શકે. જીદ્દી પન્નાને સમજાવવી જરા કઠિન હતી. એનું ધાર્યું મક્કમપણે કરતી પરંતુ તેના દિલમાંયે લાગણી કેવું ઘર કરી બેઠી હતી તે તો તેના પત્રો ઉપરથી જ સમજાતું. અને બહેન પણ તેઓને સમજાવીને હતાં તેવા કરી મૂકતાં. બેઉ બહેનપણીઓ પાછી એક થઈ જતી અને મસ્તીભર્યું, ઉલ્લાસમય જીવન જીવવા પ્રયત્ન કરતી. નિર્દોષ પ્રેમ-મસ્તી આગળ બીજું બધું ભૂંસાઈ જતું.

☆

## ગુજરાતી સાહિત્ય પરિષદની શ્રી અરવિંદ સુવર્ણચંદ્રક અંગે જાહેરાત

પોતાનું નામ ગુપ્ત રાખવા ઇચ્છતા એક ભાવનાશાળી દાતા તરફથી તેમની શ્રી અરવિંદ પ્રત્યેની ભક્તિના પ્રતીકરૂપે વર્ષોવર્ષ શ્રી અરવિંદ સુવર્ણચંદ્રકનું વિતરણ ગુજરાતી સાહિત્ય પરિષદ તરફથી થાય તે વાસ્તે પરિષદને રૂ. ૧૫,૦૦૦નું દાન કરવામાં આવ્યું છે. પરિષદે નીમેલી નિર્ણાયક સમિતિએ નીચે દર્શાવેલા પ્રકારોમાંથી જે કૃતિને વર્ષભરની શ્રેષ્ઠ કૃતિ તરીકે પસંદ કરી હોય તેના લેખકને શ્રી અરવિંદ સુવર્ણચંદ્રક અર્પણ થશે.

(૧) ભક્તિવિષયક ઉત્તમ મૌલિક રચના.

(૨) જનહૃદયમાં ઉચ્ચ પ્રેરણા જગવી શકે એવી ઉત્તમ મૌલિક સાહિત્યકૃતિ.

(૩) પરાક્રમ, સાહસ, ધૈર્ય, ત્યાગ, ઉદારતા, સહિષ્ણુતા, આદિ ગુણોને દર્શાવે તેવી ઉત્તમ મૌલિક વાર્તાઓનો સંગ્રહ.

સુવર્ણચંદ્રકનું મૂલ્ય રૂ. ૫૦૦ થી રૂ. ૬૦૦ જેટલું હશે. સુવર્ણચંદ્રક આપવો કે ન આપવો તેમ જ કોને આપવો એ અંગે નિર્ણાયક સમિતિનો નિર્ણય છેવટનો ગણાશે.

આથી સર્વ લેખકો, પ્રકાશકો અને ગ્રંથવિક્રેતાઓને વિનંતી કે ૧૯૬૨ અને ૧૯૬૩ના વર્ષ દરમ્યાન ઉપર દર્શાવેલા પ્રકારની જે કૃતિઓ પ્રકાશિત થઈ હોય તે દરેકની બે બે નકલો પરિષદ કાર્યાલયને તા. ૩૧ જાન્યુઆરી ૧૯૬૪ની મુદત સુધી કેર ઑફ શ્રી હ. કા. આર્ટ્સ કૉલેજ, ર. છો. માર્ગ, અમદાવાદ-૯—એ સરનામે પહોંચાડ્યા કરવી.





[હું એક ભટકતો શાયર છું–૬૬મા પાનાથી ચાલુ]
મંગળવારે ? . કેટલા વાગે ?...બપોરના ?...ઠીક... અચ્છા...ફીલન ડાંક !...આઉફવીડાહ્યોરન !— આઉફવીડાઝેન !

*

—આમને મળો : મિસિસ એહમદ ! આ છે મિસ્ટર આણુવાલા. આવતા માસથી એ આપણે ત્યાં આસિસ્ટંટ લાયબ્રેરિયન તરીકે જોડાવાના છે.
પારસ્પરિક હસ્તધૂનન. પારસ્પરિક સ્મિત વિનિમય. મિસિસ એહમદ ? ઊજળો વાન...કાજલકાળી આંખો .. શ્યામ કેશ...( બૉબ્ડ કટ )...પાશ્ચાત્ય લેબાસ... તુર્કસ્તાની હશે? ઈરાની હશે?...મેં અંગ્રેજીમાં સવાલ કર્યો :
—મિસિસ એહમદ, ક્યાંથી આવો છો તમે ?
મિસિસ એહમદે સ્વચ્છ સ્વરે કહ્યું.
—પાકિસ્તાન.
હું સાશ્ચર્ય બોલી ઊઠ્યો :
—પાકિસ્તાન ! !
—હા, કરાંચી.
—શાનો અભ્યાસ કરો છો ?
અર્થશાસ્ત્રનો. ડૉક્ટ્રેટની તૈયારી કરું છું અને બાકીના સમયે લાયબ્રેરીમાં કામ કરું છું.
—તમારા પતિ...
—એ પણ અહીં પીએચ. ડી કરે છે.
—માફ કરજો, મિસ ડનલોપે તમારો પરિચય મિસિસ એહમદ તરીકે આપ્યો એટલે તમારી અટક....
—હા એહમદ મારા હસ્બંડની અટક છે.

*

હું મિસિસ એહમદ જોડે સામાન્યતઃ અંગ્રેજીમાં જ વાત કરતો : એનો પાશ્ચાત્ય લેબાસ અને વેશ જોતાં કોણ જાણે કેમ પણ મને એમ જ થતું કે આ ઢીંગલીને તે વળી કંઈ ઉર્દૂ કે હિંદી આવડતું હોય ? એની અંગ્રેજી ભાષા પણ ભારે રુઆબદાર, મધમીઠી અને સરલતરલ. એ બોલે તો બેધડ સાંભળ્યા કરવાનું મને થાય. મિસિસ એહમદ જર્મન પણ બોલે, પણ તે અંગ્રેજી જેવું નહિ. એક દિવસે એના પતિ મિસ્ટર એહમદનોય પરિચય થયો. પતિપત્ની પણ મુખ્યત્વે અંગ્રેજીમાં જ વાત કરે. થોડા દિવસ પછી મને સમજાયું કે આ દંપતી શા માટે અંગ્રેજીમાં વાત કરે છે. એ બેઉએ ચાર પાંચ વરસ યુ. એસ. એ. માં ગાળેલાં અને મિસિસ એહમદને મન અમેરિકા ‘ અગર ફિરદૌસ બર રૂએ ઝમીન ’સ્ત : હમીન ’સ્તો હમીન ’સ્તો હમીન ’સ્ત ! ’ હતું. અમેરિકા શા માટે સ્વર્ગ સમું હતું તેનું એક કારણ એ પણ હતું કે મિસિસ એહમદના મન ઉપર જર્મનીએ (અર્થાત્ જર્મન પ્રજાએ) સારી છાપ પાડી નહોતી. દોઢએક વરસના નિવાસ દરમિયાન થયેલા અનુભવોએ એની એ માન્યતાને વધુ દૃઢ બનાવી દીધી હતી.
એક વાર મેં મિસિસ એહમદને કહ્યું ( અલબત્ત, અંગ્રેજીમાં ) :
—હુંય છેલ્લાં બેએક વરસથી માઈન્ટ્સમાં રહું છું; આ શહેરમાં મનેય કડવા અનુભવો થયા છે, તેમાં વાંક જર્મન પ્રજાનો નહિ પણ આ નગરનો હોય તેવું અનુમાન બાંધવા લલચાઉં છું. તમારે માઈન્ટ્સ છોડી ક્યાંક બીજે જવું જોઈએ, ત્યાં તમને જરૂર મીઠા અનુભવો થશે.
મિસિસ એહમદે મક્કમ સ્વરે કહ્યું :
—એ હું માનું નહિ. માઈન્ટ્સ જોયું તેમાં જર્મની દેશનુંય દર્શન થઈ ગયું. તમે જાણો છો જે એપાર્ટમેન્ટમાં અમે રહીએ છીએ તેનું ભાડુ કેટલું આપીએ છીએ ? ત્રણસો ! અને તેટલા માટે મારે આ લાયબ્રેરીમાં સર્વિસ કરવી પડે છે. મારું નસીબ સારું કે આ લાયબ્રેરી જર્મન નહિ પણ અમેરિકન છે. અને લાયબ્રેરીમાં અમેરિકનોની જ અવરજવર હોવાને કારણે જાણે હું લોસ એંજલિસમાં હોઉં તેવું જ લાગ્યા કરે છે.
લોસ એંજલિસનું નામ લેવાયું એટલે કોણ જાણે કેમ મને ડમુ પાઠક યાદ આવી ગયા. મેં પૂછ્યું :



—લોસ એંજલિસમાં તમે અભ્યાસ કરતાં હતાં તો તમે રામુ પંડિત અને હર્ષિદા પંડિતને અવશ્ય ઓળખતાં હશો?

...અને અમે જર્મનીનો વિષય પડતો મેલી પંડિત દંપતી વિશે વાતો કરવા મંડી ગયાં.

*

એક વાર એહમદ દંપતીએ મને પોતાને એપાર્ટમેન્ટ નોતર્યો: 'પાકિસ્તાની' ભોજનનો રસાસ્વાદ લેવા! કોલસા અને બટાકા સંઘરવાના ઉપયોગમાં લેવાતા મકાનના ભોંયરાને અદ્ભુત એપાર્ટમેન્ટમાં ફેરવી દઈ અદ્ભુત આવક કરવાની જર્મન મકાનમાલિકની અદ્ભુત કલા સાચે જ અદ્ભુત લાગી! મિસિસ એહમદે માત્ર ત્રણ શબ્દો જ કહ્યા:

—Did you see? (જોયું ને તમે?)

*

એકવાર મિસિસ એહમદે મને પૂછ્યું:

—મિસ્ટર આબુવાલા, તમારી માતૃભાષા કઈ?

મેં કહ્યું:

—ગુજરાતી. (થોડીવાર રહીને) અને તમારી અમેરિકન હશે, ખરું ને?

એણે મારા ભણી પોતાની મક્કમ દૃષ્ટિ ફેંકી અને હસી પડી, અને પ્રથમવાર એણે અંગ્રેજીમાં જવાબ નહિ આપ્યો.

—મૈં લખનૌ કી રહેનેવાલી હૂં, જનાબ! હમારે યહાં 'જિગર' મુરાદાબાદી અકસર આયા કરતે થે.

હું સ્તબ્ધ બની એનું ઉર્દૂ સાંભળી રહ્યો. ત્યાર પછી અમે મોટે ભાગે ઉર્દૂમાં જ વાત કરતાં.

*

એહમદ દંપતીને શાયરીનો ભારે શોખ. મિસ્ટર એહમદનો કંઠ પણ કર્ણપ્રિય. એકવાર એણે સ્વરચિત ઉર્દૂ ગઝલ 'મેરે સાથ મિલકર હઝારોંને પી લી' સંભળાવી ત્યારે જર્મનીની જમીનનો ટુકડો હિંદુસ્તાનમાં ફેરવાઈ ગયો. પછી તો અવારનવાર શેરોશાયરી ચાલતી. હું અમદાવાદનો ગુજરાતી (કે ગુજરાતનો અમદાવાદી) ઉર્દૂ શેરો ઉપર દાદની ઝડી વરસાવું તે એ દંપતીને મન કોયડો હોય તેવું મને થયા કરતું. આ કોયડાનો ઉકેલ સરલ હતો. મેં મારી સુપ્ત સ્મૃતિને ઢંઢોળી. ગાલિબ, અદમ, જોશ, ઇકબાલ, મજાઝ, કતીલ, જઝબી, સાહિર...તેમ જૂના અને જાણીતા શાયરોની મૂડી ઉપર વેપાર આરંભી દીધો. એ દંપતીના મુખ ઉપર પ્રભાવિત થયાનાં ચિહ્નો ઉપસ્થિત થયાં ત્યારે જ મેં મારી હાટડી આટોપી. પણ જાણે તેમાંથી બીજો કોયડો ઉપસ્થિત થયો; શાયરીમાં આટલો બધો રસ કેવી રીતે?—આનો ઉકેલ પણ સરલ હતો, આ રહ્યા પુરાવા: 'ચાંદની'! 'સોનેરી લટ'!! 'અજંપો'!!! બંદા શાયર છે અને ગુજરાતી અને ઉર્દૂ વિષયો રાખી બી. એ. થયેલા છે!

સહેજ બાલિશ; ખરું ને? પણ બીજું થાયે શું? કવિની આદત! અને જોર ન કરે તો પછી આદત શાની?

*

મેં સાત આઠ મહિના એ અમેરિકન લાયબ્રેરીમાં કામ કર્યું હશે. અને તે સમય દરમિયાન મિસિસ એહમદ જોડે આમતેમની વાતો કરતી વેળા કદાચ સાતસો આઠસો વાર મેં મારાં 'વહાલસોયાં' પુસ્તકોનો (સીધો કે આડકતરો) ઉલ્લેખ કર્યો હશે! (ઉલ્લેખની નોંધ રાખી નથી એટલે સ્વાભાવિક રીતે અતિશયોક્તિનો ભય ખરો!) પણ જરૂર કરતાં વધુ વાર ઉલ્લેખ કર્યો હતો તે નકારવાની ધૃષ્ટતા નહિ કરું! પ્રગટ થયેલાં મારાં પુસ્તકો જાણે મારું ગૌરવ હતાં—મારો ગર્વ હતાં—મારી શાન હતાં! જાણે હું મિસિસ એહમદને કહેતો હતો: મેં તમારી જેમ યૂ.એન.માં કામ કર્યું નથી; અમેરિકામાં ચારપાંચ વરસ ગાળ્યાં નથી, 'જિગર' મુરાદાબાદી જેવા મશહૂર શાયરના સહવાસમાં આવ્યો નથી, તમારાં લોકની જેમ હું સરલતાથી મારું કૉન્ટ્રેક્ટ કરી શકતો નથી... પણ હું પુસ્તકો લખી શકું છું! હા, હું પુસ્તકો લખી શકું છું!



અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

# ગ્રંથસમીક્ષા

**નીલમ અને પોખરાજ :**

[ લે. વિજયરાય ક. વૈદ્ય. પ્રકાશક : એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨. મૂલ્ય : રૂ. ૬/— ]

'સાહિત્યદર્શન', જૂઈ અને કેતકી' અને 'ગત શતકનું સાહિત્ય' પછીનો શ્રી વિજયરાય વૈદ્યના વિવેચનલેખોનો ચોથો સંગ્રહ 'નીલમ અને પોખરાજ' આગળના ગ્રંથો કરતાં જુદો પડે છે એના લેખોના વૈવિધ્ય અને એની જુદા જ પ્રકારની સામગ્રીને પરિણામે.

ગ્રંથમાંના લેખોને આ પ્રમાણેના વિભાગોમાં વહેંચી નાખવામાં આવ્યા છે. ૧. સંસ્કૃત સાહિત્ય અંગેના લેખો, ૨. નર્મદ અને ગો. મા. ત્રિ. કૃત 'સાક્ષર જીવન' પરનાં વ્યાખ્યાનો, ૩. આપણા કેટલાક સાહિત્યકારો સાથેના સ્મરણ–પ્રસંગો, ૪. આકાશવાણી પરથી આપેલાં છૂટક વ્યાખ્યાનો, ૫. મહર્ષિ અરવિન્દના જીવન અને યોગનું અનુશીલન કરતા લેખો, અને ૬. પ્રકીર્ણ લેખો.

સંસ્કૃત સાહિત્ય અંગેના લેખોમાં 'જગન્નાથના રસમંદિરે' અને 'પ્રિયાવિરહનાં સંસ્કૃતકાવ્યો' એ બે લેખોનો સમાવેશ થાય છે. પંડિતરાજ જગન્નાથ પરનો લેખ વધુ અંશે જીવનચરિત્રાત્મક અને ઓછે અંશે વિવેચનાત્મક બન્યો છે. જીવનચરિત્રાત્મક માહિતી લેખકે જગન્નાથના ગ્રંથોને આધારે અને પ્રચલિત કિંવદન્તીઓને આધારે મોટેભાગે પૂરી પાડી છે. જગન્નાથ સંસ્કૃત ભાષા અને સાહિત્યના પતીના કહી શકાય એવા સમયમાં થઈ ગયા અને પરિણામે એમનું કાર્ય વિશેષ મહત્ત્વનું ઠરે છે એમ નિર્દેશી વિજયરાયે તત્કાલીન પરિસ્થિતિની ઉચિત ભૂમિકા પૂરી પાડી છે. ભૂમિકા જે ગંભીરતાથી એમણે બાંધી છે તે ગંભીરતા આખાયે લેખ દરમ્યાન જળવાઈ હોત તો આપણને ખરેખર એક સમૃદ્ધ અભ્યાસલેખ મળી રહેત. પણ ભૂમિકા બાંધ્યા પછી તરત જ લેખક એમની રંગદર્શી શૈલીમાં કલ્પનાનો આશ્રય

---

જાણે બસ હવે બહુ થયું !

માઈન્ટ્રસ છોડી બૉન જવાના મારા સંકલ્પે મને આસિસ્ટંટ લાયબ્રેરિયનની નિવૃત્તિ જેવી પ્રવૃત્તિને તિલાંજલિ આપવા મજબૂર કર્યો, મેં મિસિસ એહમદની વિદાય લીધી.

—અચ્છા મિસિસ એહમદ ! ફિર મિલેંગે અગર ખુદા લાયા !

હસ્તધૂનન. સ્મિતવિનિમય.

હું જવાનું કરતો હતો કે મિસિસ એહમદે મને રોક્યો અને કહ્યું :

—મિસ્ટર આબુવાલા, તમે જાઓ છો ત્યારે એક હકીકત સાંભળતા જાઓ. હું પરણી નહોતી ત્યારે મારું નામ સુરૈયા ઉમર હતું. કોઈ પણ જવાબદાર ઉર્દૂ બુકસેલરને ત્યાં જઈ કહેજો : 'મારે 'અઢારસે પહિલે' નવલિકાસંગ્રહ ખરીદવો છે.' બુકસેલર તમારા હાથમાં પુસ્તક મૂકે ત્યારે પૂંઠા ઉપર નજર નાખજો. ત્યાં તમને પુસ્તક લખનારનું નામ દેખાશે : માત્ર બે શબ્દો : ઉમર સુરૈયા.



લઈ જગન્નાથનું વર્ણન કરે છે: 'સગૌરવ મંડાતાં તેનાં પગલાંમાં આત્મશ્રદ્ધા હતી; શરીરયષ્ટિ ધારવાની છટામાં સંસ્કારિતા અને અસંતોષ હતાં; નયન રસાર્દ્ર હતાં ને નાકનો મરોડ ગર્વિષ્ઠતા સૂચવતો; રસભર ને દૃઢતાથી બીડાએલા તેના હોઠમાંથી થોડી થોડી વારે સ્વરચિત શ્લોકના ધ્વનિ ઊઠતા.' આ વર્ણન વાંચતાં એમ લાગે કે જાણે આપણે શ્રી મુનશીની નવલકથાઓના કોઈક પ્રતાપી નાયકનો પરિચય કરી રહ્યા છીએ. અભ્યાસલેખોમાં આવાં વર્ણનોનું કેટલું સ્થાન એ વિચારી લેવું જોઈએ. અભ્યાસનીય બનાવવા કરતાં લેખને રસિક બનાવવા તરફ લેખકનું ધ્યાન સવિશેષ રોકાયું હોય એમ લાગે છે.

પંડિત જગન્નાથના કવિત્વનો પરિચય કરાવતાં લેખકે એની કૃતિઓમાંથી કેટલાક જાણીતા શ્લોકો ટાંકી બતાવ્યા છે પણ 'રસગંગાધર'નો તો માત્ર નામનિર્દેશ કર્યા જેવું જ કર્યું છે. પરિણામે જગન્નાથના પાંડિત્યની સાચી ઓળખ વાચકને થતી નથી.

બીજા લેખમાં પ્રિયાવિરહનાં સંસ્કૃત કાવ્યોનો પરિચય કરાવતાં લેખકે મુખ્યત્વે કાલિદાસના 'રઘુવંશ'માંથી અજવિલાપ, ભવભૂતિના 'ઉત્તરરામચરિત'માંથી રામવિલાપ અને જગન્નાથકૃત 'ભામિનીવિલાસ'માંથી કરુણાવિલાસના પ્રસંગો કર્યા છે. એ સિવાય 'કુમારસંભવ'માંનો રતિવિલાપ અને 'કાદમ્બરી'માંનું મહાશ્વેતાનું આક્રંદ—એ બે 'પ્રિયતમાઓની વિરહવ્યથા'-ઓને લેખક 'પ્રસંગોપાત્ત ઉલ્લેખ કરવા યોગ્ય' ગણે છે. ઉપરના પ્રસંગો પરથી જણાશે કે 'પ્રિયાવિરહ' શબ્દનો અર્થ 'પ્રિયનો ચિર વિરહ' શ્રી. વિજયરાયને અભિપ્રેત છે. જો એમ ન હોત તો 'મેઘદૂત'ને પણ એમણે જરૂર યાદ કર્યું હોત. ભવભૂતિમાં વિરહના વિપ્રલાપની વિશિષ્ટતા એના નૈસર્ગિક ભાવોદ્રેકમાં છે એમ નોંધી એના સમર્થનરૂપે રામ અને વાસંતી વચ્ચેનો મહત્ત્વનો સંવાદ યથાપ્રસંગ ઉચિત રીતે જ આપ્યો છે. એમ કહી શકાય કે કાલિદાસમાં તો વિરહનો વિલાપ ગાતાં એનો નાયક ક્યાંક ક્યાંક પાછલાં સુખદ સ્મરણોને યાદ કરી વિરહનો વિલાસ પણ ગાઈ લે છે. ભવભૂતિમાં છે આરણ્યક સ્વાભાવિકતા, કાલિદાસમાં છે નાગરકવિદગ્ધતા.

આ બન્નેય લેખો લેખવિષયમાં ઊંડું અવગાહન નહિ પણ એનો ઈષત્પરિચય કરાવી જાય છે. ઊંડું અવગાહન કરવા વાચકને પ્રેરે એવી રસિકતાથી આ લેખો લખાયા છે.

ગ્રંથનો બીજો વિભાગ અન્ય વિભાગોની સરખામણીએ વિશેષ સમૃદ્ધ છે. એમાં નર્મદના જીવનકાર્યને અવલોકતું કર્તાએ ૧૯૫૬માં જૂનાગઢમાં 'સૌરાષ્ટ્ર સરકાર'ના આશ્રયે આપેલું વ્યાખ્યાન અને નડિયાદમાં ગો. મા. ત્રિ.' સ્મારક-વ્યાખ્યાનરૂપે આપેલું ગોવર્ધનરામકૃત 'સાક્ષરજીવન' પરનું વ્યાખ્યાન—એમ બે માહિતીપૂર્ણ વ્યાખ્યાન-લેખોનો સમાવેશ થાય છે.

નર્મદના જીવનકાર્યને અવલોકતાં લેખકે માત્ર નર્મદનાં જ લખાણો જોઈ સંતોષ માન્યો નથી; યથાપ્રસંગ તેઓ વ્યાખ્યાનવિષય પરનાં અન્ય લેખકોનાં મંતવ્યો પણ યાદ કરે છે અને ક્યારેક એમાંનાં કેટલાંકને મૂલવે છે પણ ખરા. શ્રી વિજયરાયની નર્મદભક્તિ જાણીતી છે. એ ભક્તિથી પ્રેરાઈને જ એમણે અહીં એ વીરજીવનની 'મહત્તા દર્શાવવાનું બીડું' ઝડપ્યું છે; અને કહેવું જોઈએ કે આ ટૂંકા વ્યાખ્યાનમાં પણ નર્મદને એના જમાનાના રિવાજો અને ક્યારેક પ્રસંગોનો ઉલ્લેખ કરી એની સાચી પાર્શ્વભૂમિકા પર મૂલવવાનો, મૂલવીને બિરદાવવાનો અંતઃકરણની સચ્ચાઈનો પ્રયત્ન છે. 'નવયુગના ગદ્ય-લેખનનો અગ્રયાયી' નર્મદ અહીં મોટેભાગે અને વિશેષ કરીને સાહિત્યકાર તરીકે જોવાયો છે. એ દર્શનમાં તેના જમાનાનો આછા ઘેરા રંગો પૂરીને લેખકે આ વીરજીવનના આ લેખને આબેહૂબ અને જીવંત બનાવવાનો સંનિષ્ઠ પ્રયત્ન કર્યો છે—ક્યારેક નર્મદના જ શબ્દોમાં તત્કાલીન પરિસ્થિતિનું નિદાન કરાવીને. પૂર્વવયનું નર્મદનું સાક્ષરજીવન અને ઉત્તરવયનું એનું સંતજીવન એમ કવિજીવનના બે





વિભિન્ન પ્રદેશોનું ઐતિહાસિક સંદર્ભમાં લેખકે મૂલ્ય આંક્યું છે. વધુ પડતાં અવતરણો આવવાથી લખાણનું પોત ફિસ્સું પડી જાય એ ભયસ્થાન આ લેખને નડ્યું તો છે જ, પણ નામૂલં લિખ્યતે કિંચિત્નો આગ્રહ રાખનારને આવી મર્યાદા ક્યારેક અનિવાર્યપણે વેઠી લેવી પડતી હોય છે. નર્મદ આપણા અભ્યાસીઓને માટે અભ્યાસનો સદાનો મહાન વિષય રહ્યો છે. એના જીવનકાર્યનું સર્વાંગીણ અધ્યયન તો થાય ત્યારે ખરું. પણ ત્યારેય આવા અભ્યાસ-નિબંધોનું મૂલ્ય ઓછું નહિ ઊતરે. આપણા વિવેચનસાહિત્યમાં નર્મદ વિશેના જે કેટલાક સારા નિબંધો છે તેમાં આ નિબંધ ગણનાપાત્ર ઉમેરો કરે છે.

ગોવર્ધનરામકૃત 'સાક્ષરજીવન' પરનું લેખકનું વ્યાખ્યાન જેટલું વિવેચનાત્મક નથી તેટલું સારગ્રાહી છે. પોતાનો ઉપક્રમ જણાવતાં એમણે કહ્યું છે: 'એમાંની બહુવિધ વિચારસમૃદ્ધિ છે તો એવી ને એટલી કે એનું માત્ર પરિચયાત્મક દિગ્દર્શન પણ વિષયને કાંઈ કે ન્યાય થાય તેમ કરાવવા સારુ એક જ વ્યાખ્યાન કે નિબંધ બસ થાય નહિ; તેથી આપણી પાસે સ્થળ ને સમય છે તેમાં સમાય એટલું સંક્ષિપ્ત સારદોહન કરવું અને ગ્રન્થગત મુખ્ય વિચારોને ક્રમવાર રજૂ કરતા જઈ, એના પ્રકાશમાં સાંપ્રત સાક્ષરજીવનને શું શું ઉપયોગી છે તે ચીંધવાનો યત્ન કરવો : આટલું જ આજે તો બની શકશે.' કેટલાક ગ્રંથો એવા હોય છે કે એમાં નિરૂપાયેલ વિચારસામગ્રીનું વિવરણ કે દોહન કરીને જ વિવેચનાને ક્યારેક સંતોષ માનવો પડે છે. 'સાક્ષરજીવન' એ કક્ષાનો 'મહાન લઘુગ્રંથ' છે એ વિશે તો ભાગ્યે જ બે મત હોઈ શકે. એના વિચારરાશિનું દોહન અને મંથન જેમ જેમ થતું જશે તેમ તેમ કેટલાંક સંદિગ્ધ સ્થાનો, ગ્રંથ ક્રમશઃ 'સમાલોચક'માં હપ્તારૂપે પ્રગટ થયેલો તેથી અનિવાર્ય રીતે આવેલાં, વિશદ થતાં જવાનાં. સ્વ. બળવંતરાય ઠાકોરના એ દિશાના મહાન પ્રયત્ન પછીનો આ બીજો સંનિષ્ઠ નોંધપાત્ર પ્રયત્ન છે.

ગ્રંથનો ત્રીજો ભાગ શ્રી વિજયરાયનાં, તંત્રી તરીકેનાં આપણા કેટલાક સાહિત્યકારો સાથેનાં મિલન-મુલાકાતોનાં સ્મરણોનો છે. નરસિંહરાવના અવસાન સમયે લખેલા સ્મરણલેખમાં લેખક કહે છે: 'પ્રસંગયોગાનુસાર સારામાઠા કે ખાટામીઠા, અનુભવોનાં થોડાંક સ્મરણો 'સ્મરણમુકુર'ની ઝગઝગતી જ્યોતમાંથી યથામતિ આ ઝાંખી શી જ્યોત જગવાને—એની જેમ લૌકિક શિષ્ટાચારને કંઈક ઓછામાં લેખવી, સત્યકથન અને રસનિષ્પત્તિના ઉચ્ચગ્રાહને યથાશક્તિ ભજતાં ભજતાં—અહીં ચમકવા દઉં છું.' આ વિધાન અન્ય સાહિત્યકારોના સ્મરણલેખો માટે પણ સાચું ઠરે છે. સાહિત્યપદાર્થ સમાજને માટે આકર્ષણનો અભ્યાસનો અને પ્રેરણાનો વિષય બની શકે, બનતો આવ્યો છે, પણ સાહિત્યકાર ? સાહિત્યકારો ક્યારેક સમાજથી ઉવેખાયેલા રહ્યા છે એ સ્વીકારીએ તો પણ એ તો સાચું જ છે કે સાહિત્યકારોના જીવનની નાનીમોટી વિગતો સમાજને માટે એક કુતૂહલનો વિષય રહ્યા કરી છે. યથાપ્રસંગ પ્રગટની એવી સામગ્રી સમાજના કુતૂહલને સંતોષે છે અને જો એ 'સત્યકથન અને રસનિષ્પત્તિના ઉચ્ચગ્રાહથી' આલેખાયેલા હોય તો તે તે સાહિત્યકારના સાહિત્યરાશિ પ્રત્યે અભિમુખ બનાવે છે અને વ્યક્તિનાં કેટલાંક સ્વભાવગત પાસાંઓનો સમ્યક્ પરિચય કરાવી એને વિશે ક્યારેક પ્રચલિત થયેલા ગેરસમજોને દૂર પણ કરે છે. શ્રી વિજયરાયે આપેલા નરસિંહરાવ, હાજી મહંમદ અલારખિયા, કૃષ્ણલાલ મો. ઝવેરી, અંબાલાલ બુલાખીરામ જાની, ર. વ. દેસાઈ, ખબરદાર, ન્હાનાલાલ અને એમના 'સહચારી' બટુભાઈ ઉમરવાડિયા અંગેના સ્મરણ-લેખો આ દૃષ્ટિએ રોચક સામગ્રી પૂરી પાડે છે. ક્યારેક, નરસિંહરાવની બાબતમાં બન્યું છે તેમ, ગ્રંથકારના એકાદ ગ્રંથ વિશે વિવેચનાત્મક નોંધ પણ મળી આવે છે: ''સ્મરણમુકુર'ના એવી રીતે અપાયલા અને છપાયલા લેખાંકો માટે રા. મુનશીએ એમને નમૂનો તો લોર્ડ મોર્લી-

કૃત 'રેકલેશનન્સ'નો સૂચવ્યો હતો. પણ શેલી–વર્ડ્‌સ્વર્થના ન્યૂનાધિક અંશે સફળ અનુકરણ કરનાર નરસિંહરાવ મોર્લીનું અનુકરણ ભાગ્યે જ કરી શકે તેમ હતા. એ કે ત્રણ જ પાનાંમાં પોતાના સહજીવી સાક્ષરનું ચિત્ર નિષ્કામભાવી વૃત્તિથી, ગુણદોષને યથાસ્થાન બેસાડની છતાં દોષ પર ભાર નહિ મૂકતી પદ્ધતિથી, સુરેખ અને પ્રાણવંત શૈલીમાં દોરવાની એ સમર્થ શબ્દસ્વામીની શક્તિ આપણા સંસ્મરણકારમાં નહોતી. એ કાર્ય માટેનું તેમનું દૃષ્ટિબિંદુ અને પદ્ધતિ, બંને જુદાં હતાં. તેથી જ, બીજી ઘણીખરી બાબતોમાં વિક્ટોરિયન ભાવનાઓને ભજનાર નરસિંહરાવ 'સ્મરણમુકુર'માં કેટલીયે વાર નવતર જ્યૉર્જિયનની સત્યપ્રિયતા અને નિખાલસતાથી, વધુ પડતા આત્મભાનથી પોતાના વિષયનું ચિત્ર દોરતા આપણને દેખાય છે.' આવા સ્મરણલેખોની એક સ્વરૂપગત મર્યાદા હોય છે. વ્યક્તિ વ્યક્તિના પરિચયમાં આવે છે ત્યારે વૈયક્તિક સંબંધોના સ્વરૂપને કારણે દર્શનની એકાંગિતા આવી જવાનું ભયસ્થાન તો રહે જ છે. સ્મરણકાર એ મર્યાદા જેટલે અંશે વટાવી શકે, અંગત છતાંય બિનંગત રહી શકે, તેટલે અંશે સ્મરણલેખ વધુ માતબર બને. શ્રી વિજયરાયનો એક નિખાલસ એકરાર એમની સ્વ–પરની સ્મરણલીલાની 'ધૂપછાંવ' ઠીક ઠીક સમજાવી શકે તેમ છે: 'હું એકલો ઊડું'—ના સ્વર્ગીય તાનમાં ડૂબ્યો રહીને, મેં તંત્રીપણાના લહાવ લૂંટ્યાં છે, એની કાળી જહેમત ઉઠાવી છે અને ઘણાંના ઘણા ઘા ઝીલ્યા છે તો એથીય કદાચ વધુ માર્યા પણ છે—મોટે ભાગે જો કર્તવ્યને ખાતર, તો કોઈ વાર લેખણલીલાના મોહપાશમાં પડીને પણ.'

આકાશવાણી પરથી આપેલા વાર્તાલાપોમાં 'નારાયણ હેમચંદ્ર,' 'મહાદેવભાઈ દેસાઈ' અને 'રોજનીશી' ત્રણ લેખોનો સમાવેશ અહીં કરવામાં આવ્યો છે. નારાયણ હેમચંદ્ર પરનું અહીં પ્રગટ થયું છે તેના કરતાં વધુ સારું લખાણ લેખકના 'ગત શતકનુ સાહિત્ય' એ ગ્રંથમાં મળી રહે છે. મહાદેવભાઈ પરનો લેખ સર્વગ્રાહિતા અને મિતભાષિતાના આગ્રહથી લખાયેલો છે; અને એમાં મહાદેવભાઈના જીવનનાં બે મહત્ત્વનાં પાસાં—ધાર્મિક અને રાષ્ટ્રીય—ઠીક ઠીક ઉઠાવ પામ્યાં છે. લેખકે મહાદેવભાઈના પત્રકારત્વના આદર્શના અનુલક્ષમાં એમના કાર્યને જોવાનો પણ પ્રયત્ન કર્યો છે અને અંતમાં એમના ભાષાન્તરકાર્ય પાછળની સંનિષ્ઠાની પણ નોંધ લીધી છે. સ્વ. મહાદેવભાઈની વૈયક્તિક વિશેષતાઓ આલેખતો 'મનોવિહાર'-માંનો સ્વ. રા. વિ. પાઠકનો લેખ પણ અભ્યાસીને આ પ્રસંગે યાદ આવે. 'રોજનીશી' પરનો લેખ 'રેડિયો તરફથી અપાયેલાં નામોની જ રોજનીશી પર બોલવાનું' હોવાથી સર્વગ્રાહી બની શક્યો નથી. એમા દુર્ગારામ મહેતાજી, નર્મદ, નવલરામ, ભોળાનાથ અને મહાદેવભાઈની રોજનીશીઓનું સંક્ષિપ્ત અવલોકન છે.

શ્રી અરવિંદના યોગ અને જીવનનું અનુશીલન કરતો ગ્રંથવિભાગ સમૃદ્ધ ન કહી શકાય. 'નવીનપુરનો યાત્રી' જેવાં પ્રકરણ તો લેખકના આશ્રમમુલાકાતના સ્મરણલેખ જેવાં બની રહ્યાં છે. કેટલાંક પ્રકરણોમાં પુનરુક્તિઓ પણ દેખાઈ આવે છે. 'શ્રી અરવિન્દ–પ્રણીત વેદનું અર્થઘટન' અને 'પૂર્ણયોગની બારાક્ષરી' જેવા તાત્ત્વિક લેખો પણ તલગામી ઊંડાણ બતાવી શકતા નથી.

ગ્રંથનો છેલ્લો ભાગ 'પ્રકીર્ણ' લેખોનો છે. એમાં 'નાની પણ મહેચ્છાએ આભમાં ઊંડળ ભરનારી' સાહિત્યસંસદને વીશ વર્ષ પૂરાં થયાં ત્યારે લખાયેલો લેખ, 'અખિલ ભારતીય સંસ્કૃતિ–સંમેલન'ના 'રિવ્યુ' જેવો લેખ, નરસિંહરાવે એલ્ફિન્સ્ટન કૉલેજનાં ગુજરાતી સાહિત્ય મંડળના વિદ્યાર્થીઓ સમક્ષ કરેલા એક વ્યાખ્યાનની વિવેચનાત્મક વિસ્તૃત નોંધ અને રવીન્દ્રનાથ તથા શ્રી અરવિંદના 'અગમનિગમ'નો 'ઈષિતપરિચય' કરતા લઘુ લેખનો સમાવેશ થાય છે. સાહિત્યસંસદની સિદ્ધિઓ અને મર્યાદાઓ લેખકે તટસ્થભાવે અવલોકી છે. આપણી કેટલીક સાહિત્ય–વિદ્યાકીય સંસ્થાઓના કાર્ય પરત્વે પણ આવાં વિહંગાવલોકનો થતાં રહે



એ જરૂરી છે. આવા લેખો વર્તમાન સંસ્થાઓને પણ પોતાના કાર્ય પરત્વે સજાગ રહેવાનું સૂચવે એમાં એમનું મૂલ્ય રહેલું છે. અન્ય લેખોમાં અભ્યાસનું ઊંડાણ વરતાતું નથી. પ્રસંગોપાત લખાયેલા બધા જ લેખો—જેમાંના કેટલાક કચાશવાળા પણ હોય—ગ્રંથસ્થ કરવાનો મોહ ટાળવા જેવો તો ખરો જ. શ્રી. વિજયરાય જેવા પીઢ વિવેચક પાસેથી તો હવે કચાશ કે છીછરાશવાળું કશું જ ન ખપે.

**વૈજયંતી :**

[ લે. પૂજાલાલ. પ્રકાશક : વારા ઍન્ડ કું. પબ્લીશર્સ પ્રા. લિ., મુંબઈ-૨. મૂલ્ય રૂ. ૩/૫૦ ].

શ્રી પૂજાલાલના પ્રથમ કાવ્યસંગ્રહ 'પારિજાત'ને સ્વ. બળવંતરાય ઠાકોરના લાંબા અભ્યાસપૂર્ણ આવકારનો અને આપણા અગ્રણી વિવેચકો શ્રી ડોલરરાય માંકડ અને શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીની વિવેચનાઓનો પણ લાભ મળ્યો હતો. 'પારિજાત', 'પાંચજન્ય' અને 'ગૂર્જરી' પછીનો આ એમનો કાવ્યસંગ્રહ છે.

'પારિજાત'નું અવલોકન કરતાં શ્રી ડોલરરાય માંકડે કહેલું કે, 'આ કાવ્યો વાંચતાં જ જણાય છે કે કવિનું હૃદય તત્ત્વતઃ ભક્તહૃદય છે.' 'વૈજયંતી'નાં કાવ્યો વાંચતાં પણ એમ જ કહેવું પડે. ભક્તિ એ શ્રી પૂજાલાલની કવિતાનો એકલ રંગ છે. એનાં ભિન્ન ભિન્ન આવિષ્કરણોમાં એ પ્રભુભક્તિ, દેશભક્તિ કે કુદરતભક્તિરૂપે તો કયારેક વાત્સલ્યભાવે વ્યક્ત થાય છે.

'વૈજયંતી'નાં સ્વદેશ-પ્રીતિનાં કાવ્યો મોટેભાગે સ્તોત્રશૈલીનાં છે. એમાં ભાવની સચ્ચાઈ છે તેટલું અભિવ્યક્તિનું નાવીન્ય નથી. પ્રકૃતિનાં કાવ્યોમાં અન્ય વિષયોનાં કાવ્યોને મુકાબલે ઠીક ઠીક સિદ્ધિ મળી છે. 'મધરાતે' અને 'એક સવાર' જેવાં એમનાં કેટલાંક જાણીતાં કાવ્યો આમાં સ્થાન પામ્યાં છે. પ્રકૃતિનાં રુદ્રરમ્ય રૂપો પાછળ રહેલું અગમ-અગોચર તત્ત્વ શ્રી પૂજાલાલની પ્રકૃતિકવિતામાં એક પ્રકારની રહસ્યમયતા મૂકી જાય છે. પ્રભુપ્રેમનાં કાવ્યોમાં ઝંખનાનો—તલસાટનો સૂર છે. ઝાંખીનો આનંદ નથી. કવિને તો ઝંખન-ઝાળે ઝબોળાયેલા હૈયાનાં 'જ્વાળાગીત' ગાવાં છે. પણ એ 'જ્વાળાગીત' જેની અપેક્ષા રાખે એવી બળવાળી વાણી આ કાવ્યોમાં ઊતરી શકી નથી.

'ભાસ્વર ભારે ભગાડ ભૂતાવળો
કાળપાશ કાળુડા કાપ'
(એક જ જાપ)

જેવી દલપતશાઈ વર્ણસગાઈમાં અને અન્ય શબ્દાલંકારોમાં રાચતી વાણીમાં 'જ્વાળાગીત'ની ઝંખના અટવાઈ ગઈ ગઈ છે. 'પારિજાત'ની કાવ્યબાનીની કેટલીક લઢણો અહીં મોટેભાગે એના નબળા સ્વરૂપે પ્રકટ થઈ છે. આંતરયમક પ્રયત્નસાધ્ય બન્યા છે—

'વિકટ વાટનો થાક પટક, અટક ના કયાંય તું.'
(શિખરોના ચઢનાર !)

તો કયાંક ગદ્યાળુતા પણ પેસી ગઈ છે—

'શું મારું જીવન આનંદમાં જાય છે !'
(મારું જીવન)

'અણુ શા અંતરમાં આ માઓ એવા થાઓ.'
(હરિ !)

'વૈજયંતી' એના પુરોગામી કાવ્યસંગ્રહો કરતાં જુદો પડે છે, એના કવનવિષયને કારણે નહીં પણ એની અભિવ્યક્તિરીતિ અને ઈમારતને કારણે. 'નિવેદન'માં કવિ કહે છે :

''પારિજાત'ની કોટિનાં કાવ્યો પ્રકટ કરવાનો વિચાર હતો; પરંતુ મારા એ પ્રથમ કાવ્યસંગ્રહના પ્રકાશન પછી પરોક્ષ-અપરોક્ષ થયેલી સહૃદયોની સૂચનાઓને માન આપી મારા કાવ્યસર્જનમાં સંસ્કૃતપ્રધાન ભાષાશૈલીનું પરિશીલન કરી જોવાનો મેં જે સંકલ્પ કરેલો તેનો અમલ આ સંગ્રહમાં થયેલો હોઈ એને જ પ્રથમ પ્રકટ કરવાનું રાખ્યું.'

× ×

'મારા આ નવા પ્રયોગે મને પ્રત્યક્ષ કરાવ્યું છે કે એકની એક વસ્તુ અનેકવિધ ભાવાશૈલીમાં પ્રકટ કરવી

હોય તો તે કરી શકાય એમ છે.'

મોટાભાગના કવિઓને માટે, વર્ડ્ઝવર્થની જેમ, લાંબા ગાળા સુધી પોતાની વિશિષ્ટ શૈલીએ અને હથોટીએ કાવ્યરચનાઓ કર્યા પછી એમાં આમૂલ ફેરફાર કરી નાખે અથવા તો જુદો જ વળાંક લઈ કવિતાપ્રવૃત્તિ આગળ ધપે એવી ઝંખના જન્માવતી ઘડી આવતી હોય છે. પણ ઝંખનાજન્ય સંકલ્પ એક વસ્તુ છે, સિદ્ધિ બીજી વસ્તુ છે.

માત્રામેળ છંદોમાં અને સ્વરમેળ ઢાળોમાં સઘનતા સાધવી એ અઘરું કામ છે. ભાવાનુભૂતિની ઉત્કટતા ભલે પહેલાં એટલી જ માત્રાએ અનુભવી હોય, પણ તેની ગમે તે માર્ગે એટલી જ ફાવટથી ઉચિત અભિવ્યક્તિ એને આપી શકાશે એમ માની શકાય નહીં. અનુભૂતિને મળતો કલાઘાટ વિશેષ પ્રકારની માવજતની અપેક્ષા રાખે છે અને સાથે જ એની પરંપરાને પણ આત્મસાત કરવી પડે છે. એટલું જ નહિ, પરંપરામાંથી મેળવેલી કાવ્યબાની પણ નવા બળની અપેક્ષા રાખે છે. બાકી એ સિવાય તો 'વસમા વિયોગ', 'હેનનો સાગર', 'દિવ્ય પ્રભાતો', 'પ્રેમ તણા પંખાઓ', 'દ્વારો દિલનાં' એવાં એવાં લપટાં પડી ગયેલાં શબ્દગુચ્છો વાપર્યાં તેથી કવિતા સિદ્ધ ન થાય.

સ્વમેળ ઢાળો, ગીતો કવિને 'પારિજાત'માંયે નહોતાં ફાવ્યાં એનો નિર્દેશ કરતાં શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ નોંધેલું પણ ખરું, કે 'છંદોબદ્ધ કવિતામાં સુઘનતા અને માધુર્ય નવીનોમાંથી ઘણા કરતાં અને જૂનામાંથી ઠાકોર, ખબરદાર, બોટાદકર કરતાં ઘણું વધારે તે લાવી શકે છે. પણ ગેય રચનામાં તે કામ આવ્યું લાગતું નથી. ગેય રચના રંગપ્રેમી સ્વભાવને વધારે ગોઠતી હશે ?'

કવિનું ભક્તહૃદય ગાય છે :

'મેળવવું બસ માંગ્યામાં મોંઘું',
એ જ દૈવતનો દાવો !'
(આવો કો આવો)

આપણે ઇચ્છીએ કે કવિતાપદાર્થને માટે પણ આ જ આરત કવિની હો અને વૈજયંતી થાઓ.

☆



'ઊર્મિ–નવરચના' અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે, વ્યવસ્થામાં સુગમતા પડે તે માટે, આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું ક્યારેય ભૂલશો નહિ.





## ધરતીના પેટાળમાં વહેતી અખંડ સરવાણી જેવી ચૌદ નવી વાર્તાઓનો સંગ્રહ

# માડીનું દૂધ

લેખક :

**શ્રી દેવશંકર મહેતા**

મૂલ્ય : રૂ. ૫/૫૦
[ રજિ. પો. રૂ. ૧/- ]

ધરતીના ધબકારને ઝીલતી નવલકથાઓના વિખ્યાત લેખક શ્રી. દેવશંકર મહેતાની ચૌદ નવી વાર્તાઓનો આ સંગ્રહ પણ એ જ એમની કુદરતી બક્ષિસને રજૂ કરે છે. ધરતીના પેટાળમાં વહેતી પાણીની અખંડ સરવાણી સમી સજીવન લોકબોલી એ આ ચૌદેય વાર્તાઓનો પ્રાણ છે.

ધરતીની વચ્ચે રહીને ધરતીનાં જ પાત્રોને સજીવન કરનાર અને લેખનની કુદરતી બક્ષિસ પામનાર આ લેખકની નવલકથાઓની ગુજરાતને પ્રતીતિ થઈ જ છે. આ નવા વાર્તાસંગ્રહથી એ પ્રતીતિ અનેકગણી વધશે એવી સફળ વાર્તાઓ આ સંગ્રહમાં સમાવવામાં આવી છે. વાર્તા-રસિક ગુજરાતને આ વાર્તાઓ અનેક રીતે સંતોષશે એમાં શંકા નથી જ. આ બધી વાર્તાઓમાં ધરતીનો જે ઊંડો ધબકાર સંભળાય છે એ જ એની સફળતાની સાચી પ્રતીતિ છે. ગ્રામ્ય ધરતીના અને તળપદી બોલીના સફળ આલેખકની આ વાર્તાઓ વાંચ્યા-વસાવ્યા વિના રહી શી રીતે શકાય?

માડીનું દૂધ

દેવશંકર મહેતા

**ભારતી સાહિત્ય સંઘ પ્રા૦ લિમિટેડ** ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ ગાંધીરોડ **અમદાવાદ, ૧**

પૂંઠું • દીપક પ્રિન્ટરી • અમદાવાદ



મોતને મર્દ, ભેટી લો!
  સોણલાં સૌ સમેટી લો!
    ભાળવા ન ઘરદીવા.

આભમાં જો ચડે આંધી,
  ખાપણો લો શિરે બાંધી!
    મસ્તરંગ મરજીવા.

નેણલે નેજવાં માંડી,
  નીરખો શું દીવાદાંડી!
    કે બચાવ બંદરના?

આફતે આશરો મેલે.
  બાવડાંને બળે ખેલે,
    સાવઝો સમંદરના.

જિન્દગી જોખમે તોળી,
  આજ કાયા કરી ઘોળી,
    ભાઈ, નાણજો છાતી.

વીજળી–લેખણે આંકી,
  આપણી મર્દમાં બાંકી,
    નોંધણી ભલે થાતી.

કાળ, ઝંઝા પલાણી લે!
  મોત, મેળાપ માણી લે!
    જીવના જુવાળોથી.

હાડના હો ભલે ચૂરા,
  આંજશે આભને પૂરા,
    શૂર પ્રાણઝાળોથી.

ઘોર તોફાનને માથે,
  પાય દેતી જશે સાથે,
    સ્વારી આપણી ગાતી

કે પછી સોડમાં તાણી,
  રંગશું ભૂખરાં પાણી,
    રંગઝાલકે રાત

ઘૂઘતો દરિયો ગાંડો,
  શંભુના બેટડા માંડો,
    ઝેર ઘૂંટડે પીવ

કંઠ મૂગા કથા છેલ્લી,
  બોલશે કે હતા બેલી!
    મસ્તરંગ મરજીવા.

[શ્રી. મકરન્દ દવેકૃત 'ગોરજ'માંથી]

# સોવિયેત મેગેઝીનોનાં લવાજમો ભરી વિશિષ્ટ ભેટો મફત મેળવો

| | ૧ વર્ષ | ૨ વર્ષ | ૩ વર્ષ |
|---|---|---|---|
| સોવિયેત દેશ | ૪-૦૦ | ૭-૦૦ | ૧૦-૦૦ |
| સોવિયેત લેન્ડ | ૫-૦૦ | ૯-૦૦ | ૧૩-૦૦ |
| સોવિયેત સંઘ | ૬-૭૫ | ૧૦-૦૦ | — |
| સોવિયેત નારી | ૪-૨૫ | ૬-૦૦ | — |
| મોસ્કો ન્યૂઝ | ૫-૦૦ | ૭-૫૦ | — |
| ન્યૂ ટાઈમ્સ | ૬-૦૦ | ૯-૦૦ | — |
| સોવિયેત ફિલ્મ | ૬-૭૫ | ૧૦-૦૦ | — |
| કલ્ચર એન્ડ લાઈફ | ૬-૦૦ | ૯-૦૦ | — |
| સોવિયેત લિટરેચર | ૬-૦૦ | ૯-૦૦ | — |
| ઈન્ટરનેશનલ એફેર્સ | ૬-૫૭ | ૧૦-૦૦ | — |

(૧) ૧૯૬૩ની વિશિષ્ટ માહિતી ભરપૂર સર્વશ્રેષ્ઠ સૌરભડાયરી
(૨) પ્રકાશક તરફથી અપાતું વિવિધરંગી આકર્ષક કેલેન્ડર
(૩) બે કે ત્રણ વર્ષના લવાજમ ઉપર સૌરભની યાદગાર ભેટ
(૪) ચાર ગ્રાહકોનું લવાજમ મેળવી મોકલી આપનારને પોતાનું લવાજમ ફ્રી મફત ભરી આપવામાં આવશે.
(૫) બહારગામના ગ્રાહકોએ મનીઓર્ડર ખર્ચ કાપીને રકમ મોકલવી.
(૬) અમદાવાદના ગ્રાહકોને બસભાડું સંસ્થા તરફથી અપાશે.
(૭) રૂબરૂમાં લવાજમ ભરનારને સૌરભની ભેટો તરત જ ફ્રી અપાશે. બહારગામના ગ્રાહકોએ પોસ્ટેજ ખર્ચના ૭૫ નયા પૈસા વધુ મોકલવા જરૂરી છે.

**ખાસ નોંધ:** ઉપરની ભેટો માત્ર સોવિયેત મેગેઝીનોનાં લવાજમ ભરનારને જ અપાશે.

## પચાસ ટકા કન્સેશન

[જગવિખ્યાત સચિત્ર અમેરિકન મેગેઝીનો]

**ટાઈમ** [અઠવાડિક] [વિશ્વના સર્વાંગી ઝડપી સમાચાર આપતું મેગેઝીન]

| | છૂટક નકલના હિસાબે કિંમત | કન્સેશન ભાવથી લવાજમ ભરો |
|---|---|---|
| ૪૦ અંક | રૂ. ૬૦-૦૦ | ૩૦-૦૦ |
| ૭૮ અંક | રૂ. ૧૧૭-૦૦ | ૫૫-૦૦ |
| [૩ વર્ષ] ૧૫૬ અંક | રૂ. ૨૩૪-૦૦ | ૯૬-૦૦ |
| [૫ વર્ષ] ૨૩૦ અંક | રૂ. ૩૯૦-૦૦ | ૧૪૪-૦૦ |

**લાઈફ** [પખવાડિક] [જગવિખ્યાત ફોટોગ્રાફી અને માહિતીપ્રદ લેખો આપતું સુંદર સચિત્ર મેગેઝીન]

| | | |
|---|---|---|
| ૧૯ અંક | રૂ. ૨૩-૭૫ | ૧૨-૦૦ |
| ૩૯ અંક | રૂ. ૪૮-૭૫ | ૨૪-૫૦ |

**ન્યૂઝ વીક** [અઠવાડિક] [વિશ્વના સર્વાંગી ઝડપી સમાચાર આપતું મેગેઝીન]

| | | |
|---|---|---|
| ૭૮ અંક | રૂ. ૧૧૭ | ૫૮-૫૦ |
| ૪૦ અંક | રૂ. ૬૦ | ૩૦-૦૦ |

## સ્પાન સ્પાન સ્પાન

અમેરિકન માહિતીખાતા તરફથી સાહિત્ય, સંસ્કાર, સંસ્કૃતિ, કળા અને ઉપયોગી માહિતીના ખાસ લેખો પ્રગટ કરતું આ એક સુંદર અંગ્રેજી ભાષામાં પ્રગટ થતું સચિત્ર માસિક છે.

| લવાજમના દર | ૧ વર્ષ | ૨ વર્ષ | ૩ વર્ષ |
|---|---|---|---|
| | ૪ ૦૦ | ૯-૦૦ | ૧૦-૦૦ |

★ ★ ★

## જી. ડી. આર. રિવ્યૂ

[સચિત્ર જર્મન માસિક]

ભવ્ય પુરુષાર્થ આદરીને પ્રગતિશીલ બનેલ જર્મનીનું આ એક સુંદર સચિત્ર માસિક છે અંગ્રેજી ભાષામાં સુંદર વિવિધરંગી ચિત્રો અને માહિતીસભર લેખો આર્ટપેપર પર પ્રગટ કરતા આ માસિકના આજે જ ગ્રાહક બનો :-

લવાજમ : ૧ વર્ષનું રૂ. ૪-૦
૨ વર્ષ રૂ. ૮-૦૦

પ્રકાશક તરફથી યોજના મુજબ ભેટ ગ્રાહકને સીધી ટપાલમાં મોકલાય છે.

સૌરભ દ્વારા લવાજમ ભરી ઝડપી સર્વિસ મેળવો.

આજે જ આપનું લવાજમ મનીઓર્ડરથી યા રૂબરૂ મોકલી આપો
અન્ય મેગેઝીનોનું વિસ્તૃત માહિતીનું લિસ્ટ મફત મંગાવો.

{ યાદ રાખો, સૌરભની સર્વિસ ગુજરાતભરમાં સૌથી મોખરે છે. }

# સૌરભ પુસ્તક ભંડાર

સંચાલક : જયકાન્ત કામદાર

પાદશાહની પોળ સામે, મેડા ઉપર
૬૬૫, રિલીફ રોડ, અમદાવાદ.

# ઈનામમાં કરેલો બેવડો વધારો..

## પ્રવેશ ફી વગર દર મહિને મેળવો

| | |
|---|---|
| પ્રવેશ ફી વગર દર મહિને મેળવો | પહેલું ઇનામ રૂ. ૨૦૦/= |
| | બીજું ઇનામ રૂ. ૧૦૦/= |
| | ત્રીજું ઇનામ રૂ. ૫૦/= |

'રામતીર્થ' (હિન્દી માસિક) માં આપવામાં આવતા લેખો-માંથી સર્વશ્રેષ્ઠ લેખ પસંદ કરીને મોકલો અને ઉપરનાં ઇનામ મેળવવા ભાગ્યવંતા બનો.





પ્રવેશ પત્ર તથા નિયમો-શરતો અને વધુ વિગતો માટે 'રામતીર્થ' (હિન્દી માસિક) જુઓ. બધા ન્યુસપેપર સ્ટોલ પર મળે છે. માસિકની કિંમત ૫૦ નયા પૈસા. ટપાલથી મંગાવનાર માટે ૬૫ નયા પૈસા (પોસ્ટ ખર્ચ સાથે.)

## શ્રી રામતીર્થ યોગાશ્રમ

દાદર (સેન્ટ્રલ રેલ્વે) મુંબઈ-૧૪

ટેલીફોન : ૬૨૮૯૯

COTY : RM

પુસ્તકાલયોનાં બજેટ વેળાએ સમાવેશ કરી શકાય તેવાં

# 'ભારતી'નાં બાળ–કિશોર–પ્રૌઢો માટેનાં સુંદર પુસ્તકો

## શ્રી. ધૂમકેતુકૃત

| | |
|---|---|
| જ્ઞાનગોષ્ઠિ | ૧-૦૦ |
| જ્ઞાનકુંજ | ૧-૦૦ |
| જ્ઞાનદીપ | ૧-૦૦ |
| ચારિત્ર્યકથાઓ | ૧-૦૦ |
| બોધકથાઓ | ૧-૦૦ |

## શ્રી. ઝવેરચંદ મેઘાણીકૃત

| | |
|---|---|
| સંસાર | ૧-૨૫ |
| રેલગાડીની સૃષ્ટિ | ૧-૨૫ |
| સંત દેવીદાસ | ૧-૨૫ |

## શ્રી. જીવરામ જોષીકૃત

| | |
|---|---|
| છકો અને મકો (૮ ભાગમાં) | ૧૩-૫૦ |
| ચતુર બિરબલ | ૧-૨૫ |
| દોઢડાહ્યો | ૧-૨૫ |
| મિયાં ફુસકી ચગડોળમાં | ૦-૭૫ |
| બોધમાળા (૧૦ ભાગમાં) | ૪-૦૦ |
| અડુકિયો-દડુકિયો | ૦-૫૦ |

## શ્રી નિરંજન વર્મા : જયમલ્લ પરમારકૃત

| | |
|---|---|
| સોના પદમણી | ૧-૨૫ |
| ચૌબોલારાણી | ૧-૨૫ |
| દોલતપરી | ૧-૨૫ |
| પંજાબની વાતો | ૧-૨૫ |
| કાઠિયાવાડની વાતો | ૧-૨૫ |
| રાજસ્થાનની વાતો | ૧-૨૫ |
| શેખચલ્લી | ૧-૨૫ |

## ઈશ્વર પેટલીકરકૃત

| | |
|---|---|
| ગ્રામસમાજ માળા (૪ ભાગમાં) | ૨-૦૦ |
| રાષ્ટ્રના સેનાની | ૧-૦૦ |
| પંચામૃત | ૧-૨૫ |
| ભુલાય એ શે કહી ? | ૧-૨૫ |
| ગૃહસંસાર | ૨-૦૦ |
| સંસ્કારની સુવાસ | ૨-૦૦ |
| પ્રેમસગાઈ | ૨-૦૦ |

## વિવિધ લેખકોનાં

| | | |
|---|---|---|
| આપણી ધર્મકથાઓ | રા. ના. પાઠક | ૭-૦૦ |
| ડિંગડોંગ | હેમેન્દ્રકુમાર રૉય | ૧-૫૦ |
| ગાંધીજી અને બાળકો | પુરાતન બૂચ | ૦-૬૨ |
| નવ સંતો | યશોધર મહેતા | ૧-૦૦ |
| દ્વિરેફનું વાર્તામધુ | રા. વિ. પાઠક | ૧-૫૦ |
| હરિનો મારગ | ગુલાબદાસ બ્રોકર | ૧-૦૦ |
| વિશ્વાસનું વાવેતર | પન્નાલાલ પટેલ | ૦-૭૫ |
| કેસૂડાંનાં ફૂલ | પીતાંબર પટેલ | ૧-૨૫ |
| ગામડાની કેડીએ | ,, ,, | ૧-૨૫ |
| ધરમ તારો સંભાળ રે | ,, ,, | ૧-૫૦ |
| નૂતન ભારતનાં તીરથ | ,, ,, | ૩-૦૦ |
| નવો અવતાર | ,, ,, | ૦-૭૫ |
| વીર પસલી | ,, ,, | ૦-૭૫ |
| બાપની આબરૂ | મનુભાઈ જોધાણી | ૧-૦૦ |
| પીળું પાંદડું | ,, ,, | ૧-૦૦ |
| કુળ હત્યા | ,, ,, | ૧-૨૫ |
| શૌર્યકથાઓ | ,, ,, | ૧-૨૫ |
| સાચી જાતરા | રમણીક અરાલવાળા | ૧-૨૫ |
| છબીમા | વિજયકુમાર ત્રિવેદી | ૧-૨૫ |
| શીગીશીગી | ઈશ્વરભાઈ પટેલ | ૧-૦૦ |
| સાગરવીર | ,, ,, | ૦-૫૦ |
| જંગલનું વેર | શિવુભાઈ ત્રિવેદી | ૧-૫૦ |
| ચાંદા ચાંદા પોળી | વ. જોધાણી | ૦-૭૫ |
| સાહસની શોધમાં | નવનીત સેવક | ૨-૫૦ |
| મોતની ખીણમાં | ,, ,, | ૨-૫૦ |
| ભૂતિયા પહાડમાં | ,, ,, | ૨-૫૦ |
| શંકરાચાર્ય | હરજીવન સોમૈયા | ૦-૭૫ |
| કરુણાદેવી સાને ગુરુજી | અનુ૦ જયન્ત પરમાર | ૧-૨૫ |
| ગોઠગોષ્ઠિ | ,, ,, | ૧-૫૦ |
| રંગ રંગ વાદળિયાં | સુન્દરમ્ | ૧-૨૫ |
| મેંદીની મંજરી | વિનોદિની નીલકંઠ | ૧-૫૦ |
| અટકી વીરો | શ્રીકાન્ત ત્રિવેદી | ૧-૫૦ |

**ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિમિટેડ** ૬૪, ફ્લૉન્ટીઝ બ્રિજ : માર્કોરોડ અમદાવાદ, ૧

અંક ૨૧ : ફેબ્રુ૦ '૬૩
સળંગ અંક ૩૯૫
સમાજમાં સંસ્કાર અને



'ઊર્મિ' : વર્ષ ૩૩
'નવરચના' : વર્ષ ૨૭
સાહિત્ય પ્રેરતું સામયિક

## ક્રમ





## સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા). વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫.
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી.થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* ગ્રાહકોએ દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો બીડવી જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબર માટેનું, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :–

**'ઊર્મિ–નવરચના'**
ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિ.,
ગાંધીરોડ : ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ
**અમદાવાદ, ૧**

પ્રકાશક: ઈશ્વરલાલ મો. દવેએ અને મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલે માલિક: ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિમિટેડ વતી ગાંધીરોડ, ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદથી પ્રસિદ્ધ કર્યું અને મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદમાં છાપ્યું.
તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે અને સંપાદક : જયન્ત પરમાર.



આળપંપાળ અને લાગણીશીલતા જ્યારે ખૂબ પ્રબળ બની જાય છે ત્યારે એ આવેશમાં આપણે ઘણું એવું પણ કરી બેસીએ છીએ કે જેને માટે પાછળથી ભારોભાર પસ્તાવું પડે. અને એ પશ્ચાત્તાપ પણ જાણે પૂરતો ન હોય તેમ એ બધું જેની પર ઢોળવાયું હોય એ વ્યક્તિ જ આપણી જિંદગી સાથે નઠોર થઈને ચેડાં કરે છે ત્યારે તો લાગણીનો સાચો માયનો પણ મરી જતો દેખાય છે. લાગણી આવી રીતે અવળે પંથે પળે ત્યારે એ લાગણી કહેવાય પણ ક્યાંથી?

લાગણીમાંથી જ આળપંપાળ જન્મે છે. વધુ પડતી લાગણીવશતામાંથી જેમ આત્મીયતા જન્મે છે તેમ એ આત્મીય માટે આળપંપાળ કરવાનું પણ શીખી જવાય છે. અને એમાંથી જ સામાના દિલને બહેલાવવા, સામાનો પડ્યો બોલ ઝીલવા, સામાને ગમતું જ બધું કરવાની ઘેલછા જાગે છે. આ બધું પૂરેપૂરા વિચાર વગરનું જ્યારે માણસમાં ભરાય છે ત્યારે એ વ્યક્તિ માટે ખતરનાક પણ નીવડે છે.

લાગણીનો અતિરેક એટલે જ ખતરનાક બની બેસે છે. લાગણીમાં પણ મર્યાદા હોવી જોઈએ એ આટલું મોડું સમજાય છે એટલે જ લાગણીને કોઈ નિયંત્રણમાં નથી રાખી શકતું ને? અને જ્યાં નિયંત્રણ, મર્યાદા અને સંયમ ન હોય ત્યાં કોઈનું કશું ચાલતું નથી, કોઈ કશું કરી પણ શકતું નથી.

☆

નવરચના

તંત્રી: ઈશ્વરલાલ મો. દવે • સંપાદક: જયન્ત પરમાર

'મિત્ર'

## છેદવા અન્યાયને

ગાવું છે સહુને મુક્તિનું ગાન !
ચાલીસ કરોડ આપણે ભેગાં મળી
આપણાં હાથ પગ સાથે હલાવી
ધીરે ધીરે સહુ બંધનો ફગાવી
ગાવું છે ! ના ના, ગાવું નથી—
જીવવું છે હવે મુક્તિ કેરું ગાન.
સૃષ્ટિમાં આપણે એકલાં નથી,
દીન હીન સહુ; ન અન્યાયથી
છીનવાઈ છે સ્વતંત્રતા જેની
સહુ તે માનવ–મહેરામણ આંહી
ભેળો થશે છેદવા અન્યાયને
ને જીવવા મુકત માનવ બનીને.

☆

'પતીલ'

## સમુદ્ર

જલપાથરણું અહ ! કેવું દીસે ?
અતિ ભીષણ, ભવ્ય અનેક મિષે :
નિજ પૂર્ણ પથે પથરાતું જતું
દુનિયા નિજ એક નવી રચતું;
અવિરામ અમોઘ તરંગ તણી
નવ સંકલના થતી રમ્ય ઘણી;
વસતા જહીં મીન અને મકરો,
સુખલોલુપ મોહક તોયચરો.
તસુયે નથી જેમની ભૂમિ રહી
વપુ નાખી શકે નિજ શ્રાન્ત કહીં ?
જન ધીવર, નાવિક, સાહસિકો,
નિજ કર્મી શિકાર તણા રસિકો !
તુજ જોઈ દમામભરી ભરતી
ઉર લોચનને નહીં તૃપ્તિ થતી;
નીકળે સુજહાજ વહાણુવટે,
સફરી જનનો અવસાદ ઘટે;
તટ છાવણીનાં પ્રતિબિંબ પડે
અનુમાર્જિત કંપ, વિકંપ વડે;
ઊતરી જ્યહીં સુંદર સાંધ્ય વિભા,
નિજ વાનગીરૂપ રહે પ્રતિમા :
અવકાશ તણું ત્યમ અબ્ધિતણું
થતું સાંધણ જ્યાં અભિરામ ઘણું
તહીં એક દિવાલ રચાઈ ગઈ,
નવ હર્મ્ય સમી નિરમાઈ ગઈ !
વસતાં જળમાં જળનાં શિશુઓ
જયમ પારણિયે જગનાં અનુજો,
શ્રુતિગોચર નિત્ય થયાં કરતું
મીઠું હાલરડું સહુને ગમતું !

☆

જેઠાલાલ ત્રિવેદી

## કૂચગીત

હઠો ચિનાઈ ચાંચિયા, પ્રબુદ્ધ હિંદ હાક દે,
હિમાલયી એ ચોટિયો, આ ભોમ કેરું નાક છે.
હઠો ચિનાઈ૦

ઊઠો જુવાન ! રંગમાં, ઝુકાવો સર્વ જંગમાં,
ઉમંગ અંગ–અંગમાં, સુધીર સાથી સંગમાં.
હઠો ચિનાઈ૦

અમે મહાવીરો ખડા, શે ભોમી-ભંગ સાંખીએ ?
હટાવી ચાઉ–માઉને, ભૂમિનું તેજ ભાખીએ.
હઠો ચિનાઈ૦

હઠો હમારી માતનો, જ્વલંત શિર-મોર છે,
હિમે છવાઈ ભોમકા તો કાળજાની કોર છે.
હઠો ચિનાઈ૦

દબાય માતૃભોમકા, ત્યાં આગ અંગ અંગમાં–
ભભૂકી ઊઠી ભારતે, શૂરા ઝુકાવો જંગમાં.
હઠો ચિનાઈ૦

☆





ગની દહીંવાળા

## ઓ માદરે વતન!

ઓ માદરે વતન! ઓ માદરે વતન!
અમે ખડા છીએ શિરે સજાવીને કફન....ઓ૦

ધર્યો 'તો શત્રુઓએ મિત્રતાનો અંચળો;
નીંદરમાં ઘા કરી ગયાં છે પાશવી બળો.
સજાગ થૈ હવે અમે કરી રહ્યા જતન....ઓ૦

ચમકશું રાત ને દિવસ, છીએ એ તારકો,
સ્વતંત્રાના રક્ષકો, વતનના ચાહકો,
અમારી ઉન્નતિને કાજ તું થજે ગગન....ઓ૦

અનેક પ્રાણ લેશું એક પ્રાણ ખોઈને,
ન આવશું રણાંગણે સ્વમાન ખોઈને,
રહેંસી શત્રુને હૃદયની ઠારશું અગન....ઓ૦

અરિએ આ ભૂમિ ઉપર ફરી નજર કરી,
તો ફેંસલો થશે અમારો એનો આખરી.
કરીશું શત્રુ સાથ એનો ગર્વ પણ દફન....ઓ૦

★

પારાશર્ય

## આગે કદમ

બે બાજુ વાડ, વચ્ચે અહીંતહીં સઘળે
હાથલા થોર કાંપ્યા,
ગાડાકેડે ઉઘાડે પગ, ડગમગતે,
અંધને ઉગ્ર વાગ્યા.
શોચે : આ શી વ્યવસ્થા, વિકલ;
તહીં સુણે રાજ્ય–ઉદ્‌ઘોષણાઓ :
'સીધો છે માર્ગ, આગે કદમ, કુચ કરો.
રાષ્ટ્ર ઉત્થાન સાધો.

★

પ્રો. ગોવિન્દભાઈ પટેલ

## જય જય ધરતી મારી

જય જય ધરતી મારી,
લાખ લાખ નંદનવનથી તું ઇન્દ્રભુવનથી ન્યારી.
જય જય ધરતી મારી.

અહીં હિમાદ્રિ ગૌર ગૌર ને ઉન્નત શૃંગે ગરવો,
અહીં સિંધુગંગાયમુનાનો જલરાશિ શો નરવો!
અધિક અધિક એથી યોગે ને પુણ્યે તું હરિયાળી.
જય જય ધરતી મારી.

ભ્રમર તણી હોરીથી કેવી ભરી ભરી વનરાઈ!
મૃગલાંના ખેલનમાં ઉરની ઝરતી શી અરુણાઈ!
અલખ તણી લખ આકૃતિ આંહી ઉપસે શી ભમરાળી!
જય જય ધરતી મારી.

આંસુ ને તલસાટ થકી ત્યાં પ્રેમ પામતો અર્ઘ્યો,
સ્વાર્પણ ને સર્વાર્પણથી ત્યાં ઘરઘર નવલાં સ્વર્ગો,
શાશ્વતથીયે ક્ષણના ઝાઝા મહિમાથી રઢિયાળી.
જય જય ધરતી મારી.

તારાથી પોષાયું તન ને તનના સર્વે ધર્મો,
અર્પણ એ સહુ તુજને, મારાં અર્પણ હો તપ કર્મો,
તારાં ક્ષેમ મહીં મુજ કુશળ, તુજ જય એ જીત મારી.
જય જય ધરતી મારી.

☆

પ્રબોધ

## ઉષાની આશામાં

ઉષાની આશામાં રજનિભર હું જાગ્રત રહ્યો.
વિખેરાયા તારા, ગગનપટ ખુલ્લો પણ થયો.
પધારે તે પ્હેલાં ઉરકુસુમની સૌરભ લઈ
વહી આવી મીઠી ક્ષિતિજ પરથી મંદ લહરી.
જરા પી લેવા એ મધુરપ કર્યાં બંધ નયનો,
ઊઘાડી આંખો ત્યાં ગગન બળતું ઉગ્ર તડકે.

☆



'રાજહંસ'

# સમયના શોર-બકોર

### મૃત્યુની ખીણ આગળથી પીછેહઠ

ત્રીજું વિશ્વયુદ્ધ ઘણું ભયંકર હશે એવી વારંવાર જે ઘોષણાઓ ઠેર ઠેર થઈ તેથી ઘણાં રાષ્ટ્રો ભયભીત બન્યાં, અને નમતું જોખીને, સમાધાનો ખોળીને, કે માર્ગ દઈને શાંતિ ખરીદવા એવી મનોવૃત્તિ કરનારાં રહ્યા. શાંતિ એમ મળતી નથી. એવી શાંતિ મળે તો પણ એની વરાળ થઈને ઊડી જતાં વાર લાગતી નથી.

હવે એવી સ્થિતિ આવી છે કે યુદ્ધ કરતાં એનો ધાક જીરવવો મુશ્કેલ છે. ધમકીને જે વશ થયો એ છતે સૈન્યે ને સાધને હારે. પછી એ જીવી શકે પણ એની વાણીમાં તાકાત ના રહે. દુનિયામાં એનો વિશ્વાસ નહીં થાય. એટલે માર્ગ એક જ છે, યુદ્ધના પડકારને શાંતિમંત્રોથી નહીં પણ યુદ્ધના સબળ પડકાર વડે જ જવાબ વાળી શકાય. એવો જવાબ દેવા માટે તૈયારી પણ જોઈએ અને માનસ પણ જોઈએ. પરન્તુ, યુદ્ધના ભયનું જે રટણ કરે છે તેમનું માનસ શિથિલ હોવાનું એમા શંકા શી!

યુદ્ધનો હુંકાર કરવો સહેલ છે, યુદ્ધમાં ઊતરી પડવું મુશ્કેલ છે. બંને સત્તાજુથો—અમેરિકા અને રશિયા—એકબીજાની તાકાતનું માપ જાણે છે. યુદ્ધ પછી કેવી સ્થિતિ હોય તે પણ સમજે છે. એટલે યુદ્ધના હુંકાર આ છાવણીમાં સંભળાય કે પેલી છાવણીમાં—બંનેને મોટું યુદ્ધ ખપતું નથી. છેક મૃત્યુની ખીણ આગળ ધસી જઈને બંનેએ પીછેહઠ કરી છે. આવી છેલ્લી પીછેહઠ ખ્રુશ્ચેવે ક્યુબામાં કરી બતાવી તે. એણે જ ક્યુબામા ભયકર શસ્ત્રોનો ઢગલો કર્યો ને એણે જ એ છાવણી સંકેલી લીધી. એમાથી ફરી જાહેર થયું કે યુદ્ધનો હુંકાર સતત કરવો છે, યુદ્ધ કરવું નથી. અગર અમેરિકાએ હુંકારથી ગભરાટ બતાવ્યો હોત, નમતું જોખ્યું હોત તો એની હાર થઈ જાત. ક્યુબા ઉપર અમેરિકાનો અધિકાર નહોતો. છતાં, એણે પડકાર ઝીલી લીધો. યુદ્ધની ભયંકરતા બાજુ પર હડસેલી ચૂપચાપ સહી લેવાની નાલેશીમાં એણે હીણપત જોઈ. એમાંથી યુદ્ધ કદાચ આવી પડત ને એથી દુનિયા આખીને શોષવું પડત. પણ દુનિયાના કોઈ રાષ્ટ્રે આવું જોખમ ખેડવા બદલ અમેરિકાની નિંદા નથી કરી. એની નીડરતાથી સહુ પ્રભાવિત થયા છે. ખ્રુશ્ચેવ પણ મુગ્ધ થયો છે. એણે તો ત્યાં સુધી કહ્યું છે: 'કેનેડીની જગ્યાએ હું હોત તો બરાબર આમ જ કરત!' ખ્રુશ્ચેવને યુદ્ધ નહોતું કરવું, એનો ધાક વાપરી ખાવો હતો.

આ પછીયે આપણે યુદ્ધની ભયંકરતાનાં રોદણાં રડીશું! અહિંસાનો વિજય કરાવવા આપણે અધીરા બન્યા છીએ, એમ જ કહો ને. પણ, મૃત્યુની ખીણ સુધી જઈને માનવીને પાછા વળવાની સૂઝ આવી છે. પહેલી નજરે એ પીછેહઠ જણાઈ પણ પાછળથી એમાં રહેલું ડહાપણ સહુને સમજાયું છે. આનું શાણપણ માનવી ક્યારે ક્યારે ગુમાવશે ને તોયે એ ફરી મેળવતો રહેશે.

અગર માનવી એ દિવ્યને ઝીલનારું પાત્ર થવાનો છે, એવું એનું ભાવિ છે ને એવો આપણો આપણામાં વિશ્વાસ છે તો પછી અણુબૉંબથી ગભરાવાની જરૂર નથી.

### આવતી કાલનાં દ્વાર ખૂલે છે

અણુબૉંબ અને અવકાશયાત્રા એ બંને દુનિયાને





મુંઝવે એવી આપણી શોધો છે. એના ઉપર કાબૂ રહી શકવાનો નથી. એટલું સમજી લીધા પછી મન ઉપરનો કાબૂ અનિવાર્ય ઠરે છે. આમ કરીને વિજ્ઞાન આપણને જ્ઞાન તરફ જવા ફરજ પાડે છે. આ શોધ જેવી બીજી ક્રાંતિકારી શોધો વિવિધ ક્ષેત્રે થઈ રહી છે. શરીરશાસ્ત્રના અભ્યાસીઓ જન્મ અને મૃત્યુનો સૂક્ષ્મ અભ્યાસ કરી રહ્યા છે. વીજાણુઓ, ચુંબકત્વ, જુદાં નક્ષત્રમંડળોમાંથી આવતા સંદેશા, શુક્રબીજમાં રહેલાં જીન્સની પ્રકૃતિ, આવી કેટલીય બાબતોનો અભ્યાસ માનવીને જ્ઞાન તરફ વાળી રહ્યો છે. બૉંબ ને રૉકેટ આપણને સંહારલીલાના નિમિત્ત થઈને જડયાં છે, પણ એ જ આપણાં મિત્ર બનીને રહેવાનાં છે, સહુ ભયોનો સામનો કરતાં આપણે જ શીખ્યા છીએ, ને એમની શક્તિ પારખીને ઉપયોગમાં લેતાં પણ આપણને જ આવડે છે.

આપણે જુઓ કે રંગભેદ સામે દુનિયાભરમાં શરમ જાગી છે. પરતંત્રતા આ જ દાયકામાં ખતમ થઈ જવાની છે. ને સ્વતંત્રતા તો ન હોય ત્યાં સુધી એની કિંમત છે. એક વાર એ મળી ગઈ પછી તો સ્વેચ્છાએ એના ઉપર મર્યાદાઓ મૂકવાની જ આવે છે. યુનોમાં ૧૧૦ રાષ્ટ્રો સ્વતંત્ર રાષ્ટ્રો તરીકે બેસે છે. ને એમાં વધારો થયા કરશે એ સહુએ પોતાની થોડી થોડી સ્વતંત્રતા સહુના સામાન્ય હિતમાં પાછી સોંપવાની તૈયારી કરવી જ જોઈશે. વ્યાધિ, દુષ્કાળ, કુદરતી આફતો, અછતો, અજ્ઞાન, ગરીબી, વહેમો, એ બધાંની સામે આપણી લડતો જામવાની છે. ને એ બધાં આ પ્રદેશમાં હોય કે બીજાં—માનવીનાં જ દુશ્મનો તરીકે ઓળખાયાં છે. આમ યુદ્ધનું ક્ષેત્ર જ બદલાઈ જવાનું છે.

આ કાંઈ બહુ દૂરની વાત નથી. પ્રચંડ સેના શક્તિ, અઢળક ધન, વૈજ્ઞાનિક શોધખોળોનો ઈજારો, જૂની મહત્તાની ખુમારી—એવું કૈં રહેવાનું નથી. એમનાં મૂલ્યો ધસાઈ જવાનાં છે. અગર દુનિયાના પ્રદેશો એકમેકની નજદીક આવી ગયા છે—સંદેશા ને વાહનની ઝડપથી—તો તે શોષણ માટે નહીં, પરસ્પરની સહાય માટે જ હોઈ શકે. શરૂઆત ગમે એવી ભૂંડી થઈ હોય, કે હજુયે થાય; પછી તો એમાંથી શુભ જ નીકળે છે. માનવીનો ઈતિહાસ ઉત્ક્રાંતિનો છે. કુદરતનો હેતુ પણ મંગલ જ છે. ને સૃષ્ટિનું ભાવિ પણ હેતુપ્રધાન છે, નિરર્થક ખેલ જેવું નથી.

આપણી આવતી કાલનાં દ્વાર ખૂલી જવાની તક આવી છે. એનો આપણે આનંદ કરીએ એ જ સાર્થક છે.

### ભલું થજો કે ઠોકર વાગી

ચીન સાથેની સરહદી લડાઈએ વીજળી જેવો ઝબકારો કર્યો ને એનું કામ બજાવી એ વિલીન પણ થયો. એનું મોટું કામ તો આ દેશમાં સામ્યવાદનું રહ્યું સહ્યું જે શેપ જોર હતું તે એણે ઓગાળી નાખ્યું. એ પદ્ધતિથી ભારતનો વિકાસ થઈ શકવાનો નથી એવો પાઠ કુદરતે આપણને બરાબર શીખવી દીધો. સામ્યવાદમાં ઘણા અર્થ સમાયા છે પણ સમૂહ રીતે તથા સહકારી આશ્રયે પ્રગતિ કરવી એ મુખ્ય છે. એમનો આધાર વ્યક્તિ નહીં પણ સમાજ છે. આ ભૂલ છે. આપણે ત્યાં પણ સમાજનો ઘણો ભરોસો કરવા આગ્રહ થાય છે તે અનુકરણનો દોષ છે. વ્યક્તિની પ્રગતિ વિના સમાજની પ્રગતિ જ નથી. વ્યક્તિના બળ વિના સમાજનું બળ નથી, જ્ઞાન નથી, ચિંતન નથી, સાધના નથી. કારણ કે આપણે સહુ ગાય ઘેટાંનાં ટોળાં જેવાં નથી ને થઈ શકીએ એમ પણ નથી. આપણા દરેકનું નોખું હૈવત છે, ને ખુબી એ છે કે એને દરેક જણ અનોખું બનાવી પણ શકે છે.

વ્યક્તિ તરીકે અડગ, નિર્ભય, આનંદી ને કર્તવ્યપરાયણ રહી શકે તો સૃષ્ટિ પર એકલો માનવી જ છે. એથી એને એકાંત ખોળવું ગમે છે, મૌન ગમે છે, ધ્યાન ગમે છે. એ અને એનો અંતર્યામી બંને એકલાં એકલાં ગોઠડી કરે છે. અનેક કર્મો કરતો છતાં એ એનું પ્રારબ્ધ ઘડતો રહે છે તે ઠેઠ અવતારપદ સુધી

પહોંચી જનાર પણ એ જ છે.

ને છતાં વ્યક્તિ એ સમૂહનો કે એના સમાજનો દ્રોહી નથી. એનો સ્વાર્થ ક્રમે ક્રમે ઘસાતો જાય છે. સમૂહના હિતમાં એ પોતાનું હિત જોઈ શક્યો છે ને સમૂહને માટે જાતને ઘસી નાખતાં એને ખુશી પણ ઊપજે છે. જ્યારે એ કાંઈ આપી શકવાની સ્થિતિમાં આવે ને આપવાની વૃત્તિ તેમજ વર્તન રાખે ત્યારે એના વ્યક્તિત્વનું માન ખીલે છે. એ જ મિટાવી દઈને કોઈ સમાજ કે કોઈ રાષ્ટ્ર આગળ નહીં વધી શકે.

ચીને એક બીજું મિત્રકાર્ય એ કર્યું છે કે આપણે સંરક્ષણની જવાબદારી શીખ્યા છીએ. ગોવામાં જતાં જતાં આપણે ચૌદ વર્ષ વિચાર કર્યો હતો એ ભૂલવા જેવું નથી. અને પાડોશીના કોઈ પણ મિત્ર-દેશને સંરક્ષણમાં સહાય જોઈતી હોય તો તે આપવાની આપણી હામ જ નહોતી. હવે બીજાની સહાય માગી-મેળવી છે તો ક્યારેક આપવી પણ જોઈશે જ ને! એ હામ આવશે ત્યારે હિંદનો પ્રભાવ વધશે. સમર્થ થતાં આપણને ચીને જ શીખવ્યું છે.

ચીન સાથે એક વાર આપણે વિચારભેદ ભૂલીને દોસ્તી કરી. એ દોસ્તી પછી પાકિસ્તાન, નેપાળ, બ્રહ્મદેશ એમ સહુને એનો ચસકો લાગ્યો. પાકિસ્તાન તો સામ્યવાદ સામે શસ્ત્રસજ્જ થયું હતું છતાં એણે આપણા ઘર્ષણ ટાણે ચીનની જ મૈત્રી જાહેર કરી. એ ખુલ્લી મજાક થઈ. હવે કાઠમંડુથી ઠેઠ લ્હાસા સુધીનો માર્ગ થવાનો, એટલે કે ઉત્તર પ્રદેશથી શરૂ થતા ત્રિભુવન રાજ્ય વડે લ્હાસાનો માર્ગ થવાનો— આપણી ઇચ્છા હોય કે ના હોય! અને એવે વખતે અમે 'દેશની ઈંચે ઈંચ જગ્યા પાછી મેળવીશું' એવાં વચનો આપતાં આપણા પ્રધાનો અચકાયા નહીં, જાણે પરિસ્થિતિથી એ અજાણ જ હોય ને!

આપણે સમાધાનપ્રિય છીએ એ હકીકત છે, આપણા લોહીમાં છૂટછાટો મૂકવાની ટેવ રહેલી છે. ગુમાવેલાં ઇંચેઇંચ પાછાં લેવાનો લડાયક જુસ્સો હતો નહીં ને છે પણ નહીં. આપણે હિત જોઈને સોદો કરી શકીશું એમાં શક નથી. આપણું આ લક્ષણ પણ ચીનની લડાઈમાં છતું થયું છે.

### ભૂદાનના કામમાં પલટો થશે?

એમ જણાય છે કે ભૂદાન-ગ્રામદાનમાં પ્રજાએ સારો સહકાર આપ્યો, પણ એમાં આગળની વ્યવસ્થા માટે યોગ્ય દોરવણી ના મળી એટલે હવે એ આંદોલનમાં ફેરફાર કરવાની જરૂર સમજાઈ છે. આપણે સહુ ઇચ્છીએ કે આમ બને તો ઘણું સારું. ભૂમિનું દાન એટલે કાયમી આવક સાધનનું દાન, પરિશ્રમ કાજેના સ્થાનનું દાન અને જેમાંથી પ્રારબ્ધ ઊભું કરવાનું છે તે તકનું દાન. ગ્રામદાન પછીનું પગલું પહેલેથી વિચારી રાખ્યું હોત તો એવા નેતૃત્વની સારી કદર થાત.

ગ્રામદાન કરતાં ગ્રામોદયનો વિચાર હવે આગળ આવવો જોઈએ. સંપ અને સહકાર વડે ગામની વ્યવસ્થા સેવાભાવથી ને ભેદભાવ વિના કરવી—કંઈક આવો હેતુ નવી પ્રવૃત્તિને આપી શકાય. માલિકીની ભાવનાને મિટાવી દેવાની જરૂર નથી. એને સંસ્કારી બનાવી શકાય તો પૂરતું છે અને સંસ્કારવાળી માલિકી જગતે ઘણી જગ્યાએ જોઈ છે.

ભૂદાન આંદોલનમાં ખેડૂતનો—માણસનો વિચાર આગળ રહ્યો છે, કેમકે જમીન થોડી અને એ જમીન ઉપર આધાર રાખનારા ઘણા જણ છે. એમને ન્યાય આપતાં ભૂલ એ થઈ છે કે ખેતી કે જેના વડે પેલો આધાર ઊભો રહે છે તેને જ માર પડ્યો છે. ખેતીનું ઉત્પાદન વધે તો જ ખેતી ઉપર આધાર રાખનારા-ઓની સ્થિતિ સુધરી શકે. ને એવું ઉત્પાદન શી રીતે કોણ વધારી શકે એની તપાસમાં કેમ જાણે અન્યાય આવી જતો હોય એમ છેટે રહી છે.

આ દેશનો મુખ્ય ઉદ્યોગ ખેતી છે. એના ઉપર ૭૦ ટકાથી વધારે વસતી આધાર રાખે છે. જેને એમાં હિસ્સો નથી મળતો તે રખડી પડે છે. એવાને ક્યાં રોકવા એ સવાલ છે. પણ એ સવાલ એટલો બધો મુશ્કેલ નથી. ન્યાય અને અનુકંપાની વૃત્તિ કામ નથી

કરતી. તેમ સમૂહની ભાવના પણ કામ નહીં જ કરે. એમની ભાવના કરતાં કોઈ જુદો વ્યવહારુ માર્ગ લેવાની જરૂર છે.

આ દેશમાં સારું પોષણ મળે એવું અન્ન, દૂધ, દૂધની વાનીઓ, શાક, ફળ, ઈંડાં, મરઘાં, મધ, શાક-ફળની વાનીઓ, તેલ, વગેરે ઘણી ખેતીમાંથી નીપજતી ચીજો ખાતરીબંધ મળતી નથી. એનું વૈજ્ઞાનિક ઉત્પન્ન નથી, સંઘરવાના સારા કોઠાર નથી, વહેંચવાની માન્ય પદ્ધતિ નથી. કાયદાથી ધરખમ ફેરફારો કર્યા વિના આ સ્થિતિ સુધારી શકાય એમ છે. ને એ કામમાં લાખો વધુ માણસોને રોકી શકાય એમ પણ છે.

આજે ભૂદાન આંદોલન ચાલે છે તે તો વહેલા લાગણીવશ થઈ જનારા સરળ માણસો ચલાવે છે. એમનું પુરાણું તપ છે એટલે લોકો એમને સાંભળે છે, માને છે ને પાછા ભૂલી જાય છે. એમની ધરેડ પૂજ્યભાવ વધારનારી છે, કામને પાટે ચઢાવનારી નથી. ધર્મધંધો તો એમને ખપતાં જ નથી. બધું ઠંડુ ઠંડુ ચલાવીને લોકોને ઠંડા રાખી પાડયા છે આંખે પાટા જ બાંધી રાખ્યા છે.

જ્યારે ભૂદાન કાર્યકરો અભ્યાસી બની ખેતીના નિષ્ણાતો અને બજારના જાણકારો થશે ત્યારે એમને નવી રીતો અજમાવતાં કોઈ રોકી નહીં શકે. લોકોની પાસે પરિશ્રમ માગી શકાય, પદ્ધતિ તો કોઈએ આપવી પડે છે. એ આપોઆપ ઊગી જતી નથી. પહેલું ઉત્પાદન અને પછી સમાસ એ પદ્ધતિ છે. જમીનના ટુકડા કરવા કે નિઃસહાયને એ ટુકડા વહેંચી આપવા એ પદ્ધતિ નથી. એથી તો બાવાનાં બેય બગડે છે— નથી ઉત્પાદન વધતું ને નથી રોજી મળતી કે સમાસ થતો. આવા અગત્યના કામમાં દાન માગવાની રીત આ દેશમાં આટલી ચાલી તે જ નવાઈ છે. માગ તો કામની હોવી જોઈએ. ગામડે ગામડે ને ઘેર ઘેર ખેતીનું એટલે દેશના આહાર પોષણનું જે જે સારું ઉત્પાદન થાય તે ઉઘરાવી શકે ને મહેનતાણું કે મૂલ્ય તરત ચૂકવી શકે, એ ચીજોનાં ઘટતાં રૂપાંતર કરી શકે, ને ઝડપી નિકાલ કરી શકે એવા કામ માટે આપણે ત્યાં ઘણી તક છે.

એ કામ માટે શરૂઆતમાં જે નાણાં જોઈએ તે પણ મળી શકે એમ છે. કરોડો રૂપીઆનું અનાજ અને દૂધના પાવડર આયાત કરીએ છીએ, એ માટે જો નાણાં મળી શકે તો આ કામ માટે કેમ ના મળી શકે? પણ, ના. આ બધી વેઠ લાગશે. આપણા કાર્યકરો ને પુરોહિતોની જેમ મંત્રો ભણવાનું, પદયાત્રાઓ કરવાનું, શ્રદ્ધા જગાડવાનું, ભક્તિ કરાવવાનું, પુણ્ય રળવાનું કામ ફાવી ગયું છે. એમાંથી જ્યારે છૂટાય ત્યારે ખરું. ભૂદાનના કામમાં ક્યારે પલટો આવશે? આપણી નવી સંસ્કૃતિનો પાયાલેખ ભૂદાનથી જ લખવો પડે એવું બળ એમાં ક્યાં છે?

સર્વોદયનો વિચાર નાહક ભૂદાન-ગ્રામદાનમાં અટવાયો છે. એમાંથી જ્યારે એ મુક્તિ પામશે ત્યારે જ એ આગળ વધી શકશે. ત્યાં સુધી એનો વૈજ્ઞાનિક વિકાસ સંભવી શકતો નથી. ચીનના સંકટ સમયે પણ ગ્રામદાનને તરણોપાય મનાવવા જીદ થઈ રહી છે. એમ કરીને સર્વોદયના વિચારને ગૌણ બનાવી ગુંગળાવી દેવો તો નથી ને!

### ઝવેરાત—એક સામાજિક અનિષ્ટ

સરકારને સોના તરફ નજર કરવી પડી છે. ચીનની લડાઈ એ નિમિત્ત અકસ્માતથી આવી ચઢ્યું. એ ના હોત તો પણ આર્થિક કટોકટીને લીધે સોનાને સંભારવું પડત. જે દેશને આર્થિક વિકાસ કરવો હોય તેણે સુવર્ણમોહ થોડોકાળ તજવો જોઈશે. વિકાસના ફળ ઊતરવાં માંડે ત્યાં સુધી રાહ જોવી પડશે. એ પછી તો સુવર્ણ પાછું મેળવતાં કોણ રોકે એમ છે? અમેરિકામાં પણ સુવર્ણનો સંગ્રહ થયો છે.

છતાં, આપણે ધીરે ધીરે સુવર્ણપ્રીતિ ઓછી કરવી જોઈશે. એનાથી આરોગ્ય જળવાતું નથી. શક્તિ આવતી નથી. અધ્યાત્મવૃત્તિના માર્ગમાં તો એ બાધક જ છે. સમાજની સમાનતા સ્થાપવામાં સુવર્ણ અંતરાયરૂપ છે. સુવર્ણમાં આપણે બે ગુણ જોયા છે—

એક તો ધનના સંયમનો અને બીજે એની શોભાનો. આ બીજો ગુણ હકીકતમાં અવગુણ જ છે. એને લીધે કોઈની શોભા વધતી નથી. સદાચારનાં જે મોટાં આભૂષણો છે તેના તરફ વળતાં સુવર્ણના અલંકારો રોકી પાડે છે. તંદુરસ્તીનું જે તેજ શરીરને દીપાવે છે તેને સુવર્ણ વિસારે પડાવે છે. અને સુવર્ણ પહેર્યાથી ઘમંડનો જે છાક ચઢે છે તે તો ગટરની બદબો કરતાં પણ ભૂંડો છે.

સુવર્ણની શોભાનો વિચાર કરતી વેળા હીરા મોતી વગેરે રત્નોને ટાળી શકાય એમ નથી. એકલા સુવર્ણને દોષપાત્ર ગણવા જતાં એનાથી વધારે હીન અને અસામનતાના મોટા જવાબદાર એવાં રત્નો તરફ લોકોની દોટ થવાની. જ્યારે સુવર્ણની શોભાનો નિકાલ કરવો હોય ત્યારે અલંકારોની નિંદા કરવાને બદલે એના મૂલ્યનો જ વિચાર કરવો જોઈશે. કિંમતી આભૂષણોનો વપરાશ એ સમાજવાદી પદ્ધતિને અનુકૂળ ના મનાય, અને કિંમતી ઘરેણાં પહેરી નહીં શકાય એવું ભાન જ્યારે સમાજમાં ફેલાશે ત્યારે એમાં રહેલા ધનનો સંચય કરવાની વૃત્તિ ઘટી જશે.

પરન્તુ, આપણે બીજે છેડેથી શરૂઆત કરી છે. અને એનું પરિણામ કદાચ એવું આવે પણ ખરું કે જેમ નશાબંધીથી દારૂ ગાળવાની ભઠ્ઠીઓનો ગ્રામોદ્યોગ ચાલુ થયો તેમ સુવર્ણના અંકુશોને લીધે સોનું ગાળવાની કે ઘરેણાં ઘડવાની સોનીઓની ગેરકાયદેસર ભઠ્ઠીઓ દેશમાં ઠેર ઠેર ચાલુ થઈ જાય. હમણાં જ શરૂ થયેલા સોના ઉપરના અંકુશમાં ખૂટતી કડીઓ ઉમેરાશે એમ તો જણાય છે. એ જે હોય તે. કાયદાની ઘણી મોટી મજાક બની રહે એવા ફેરફારો કરવાથી પ્રજાનું માનસ બિનજવાબદાર થતું જાય છે, એનો પણ ખ્યાલ રહેવો જોઈએ.

હીરા મોતી કે સોનાના અલંકારો પહેરનારને તેની અજુગતા માટે શરમ ઊભી થવી જોઈએ. એમને પરમીટ રાખવી જોઈએ. અને પરમીટ કરતાં વધારે કિંમતનું પહેરે તેણે ગુમાવવું પણ જોઈએ. આવી બીજી પરમીટ તે સંગ્રહની જોઈએ. પરમીટ કરતાં વધારે ઝવેરાત રાખી ના શકાય વધારે કિંમતનું હોય તો ગુમાવે. દારૂની પરમીટ તપાસવામાં આવે છે એમ જ ઝવેરાત પહેરનારની પરમીટ તપાસવી જોઈએ.

રાજ્યને સોનું જોઈએ છે, તે માટે વેચાણ ઉપર અંકુશો મૂકે તેની સાથે સંગ્રહ કે વપરાશ ઉપર પહેલી તકેદારી રાખવી જોઈશે. ઝવેરાતને એક સામાજિક અનિષ્ટ તરીકે લેખાવું જોઈશે. એટલી તૈયારી છે?



બીજા બધા દેવ–દેવલાંને છોડીને આપણી ચારેપાસ આ જે વિરાટ વ્યાપેલો છે તેની ઉપાસના કરો. સૌથી પહેલી ઉપાસના આ વિરાટની જ કરવાની છે, આ આપણી આસપાસના માનવ–મહેરામણની.
શું તમને એમ થાય છે કે દિવ્યતાના કરોડો વંશજો આજે પશુના જેવું જીવન જીવી રહ્યા છે? શું તમને એમ થાય છે કે કરોડો આજે ભૂખે મરી રહ્યા છે, અને જમાનાઓથી આમ મરતા આવ્યા છે? શું તમને એમ થાય છે કે અજ્ઞાનનું કાળું વાદળ આજે આ ધરતી પર છવાઈ ગયું છે? આ હકીકત તમારામાં અજંપો જન્માવે છે ખરી? એ તમારી ઊંઘ ઉડાડી મૂકે છે ખરી? શું એ તમારા લોહીમાં ભળી જઈને તમારી નસેનસથી અને તમારા હૃદય–ધબકાર દ્વારા પોકાર પાડે છે ખરી? શું એણે તમને પાગલ બનાવી મૂક્યા છે ખરા? શું આ કંગાલિયત ને દરિદ્રતાનો યથાર્થ ખ્યાલ તમને આવ્યો છે ખરો? અને તેને કારણે તમે શું તમારાં નામ ને કીર્તિ, તમારાં ઘરબાર, તમારાં પત્ની ને બાળકો, અરે તમારી જાતને સુદ્ધાં ભૂલી ગયા છો ખરા? દેશભક્ત બનવા માટેનું આ પહેલું પગલું છે, સૌથી પહેલું પગલું.

—સ્વામી વિવેકાનંદ



ધૂમકેતુ

# બળની નૈતિક તૈયારી

મોટી મોટી ગુલબાંગોમાંથી જ આપણે ઊંચા આવતાં નથી એટલે એને વધુ ને વધુ જોરથી ગજાડતાં જઈએ છીએ. આપણામાં નૈતિક હિંમત, નૈતિક રીતે બળની તૈયારી આજે પણ નથી—એ દરેક પ્રજાનું સાચું ભૂષણ છે, એ મેળવવા પ્રેરતો આ લેખ છે......

ભયનો પણ ભય—એટલે ધ્રૂજી જવાય એવી ભય અવસ્થા અને ભીષણનું પણ ભીષણ એવું ઈશ્વરીરૂપનું વર્ણન છે. ઈશ્વર શું માણસને ધ્રૂજાવી દે, એવા ભયમાં માણસ મુકાય, એમાં આનંદ લે ? એ ઈશ્વરના પ્રેમસ્વરૂપની સાથે સંગત છે? ત્યારે 'ભયાનાં ભયં ભીષણં ભીષણાનામ્' એ વાક્યનું રહસ્ય શું ?

કવિવર ટાગોરની ગીતાંજલિમાં એક કાવ્ય છે. એનો ભાવાર્થ એવો છે કે તારી અનંત કૃપાની જાણ મને ત્યારે થઈ જ્યારે એક દિવસ તેં મને કુદરતની ભેટ ધરી. અને બીજે દિવસે મારી શય્યામાં તેં સમશેરની ભેટ મૂકી ત્યારે જ મને સમજાયું કે ઓહો ! મને ઘડવા માટે તું તારી પાસે કેવી જુદી જુદી પ્રેમવસ્તુઓ રાખે છે ! તું જાણે તારી મૌનવાણીથી મને કહી રહ્યો હતો—આ બન્ને એક છે. ફૂલ અને કાંટા, હાર અને હથિયાર. આશા અને નિરાશા. જય અને પરાજય. આનંદ અને શોક. આ બન્ને એક છે.

જેમને માટે એ એક છે એ જીવનના રહસ્યનું પ્યાલું મેળવી ગયો છે.

આંહીં કોઈ ભય નથી. કોઈ ભીષણતા નથી. કોઈ શોક નથી. જેણે ભય ને ભીષણતાને પણ ઈશ્વરી ભેટ માની એ તમામ શોકને તરી ગયો. અને જે શોકને તરી ગયો તે એમાં રહેલા આનંદને મેળવી ગયો.

ચિત્રકાર ટર્નરની પેલી વિખ્યાત જીવનકથાની યાદ આવે છે.

જ્યારે સમુદ્રે 'ભીષણં ભીષણાનાં'નું રૂપ ધારણ કર્યું, અને સમુદ્રમાં ડુંગર ડુંગર જેવાં ઉછળતાં મોજાંઓએ વહાણને હાલક ડોલક કરી મૂક્યું ત્યારે આ વહાણમાં બેસનારા મુસાફરો—કોઈ રોવા મંડ્યા, કોઈ ભગવાનને પ્રાર્થના કરવા માંડ્યા, કોઈ ભાંડવા પણ મંડ્યા, કોઈ ઘેલા થઈ ગયા, કોઈ બેબાકળા થઈ ગયા, કેટલાક મૃત્યુમાં સાથે રહેવા એક બીજાને ભેટી રહ્યા, કેવળ એક જ માણસ ઈશ્વરનું આ ભીષણ સ્વરૂપ પોતાના તંતુએ તંતુમાં આનંદથી માણી રહ્યો હતો—જાણે કે પી રહ્યો હતો—અને તે હતો ચિત્રકાર ટર્નર !

એ વહાણ બચી ગયું. તોફાન શમી ગયું. ભીષણ સ્વરૂપે કોઈને કાંઈ ન આપ્યું. ને સૌ ઘેર ગયા. વાત ભૂલી ગયા.

કેવળ ચિત્રકાર ટર્નરે તે વખતે જે ચિત્ર કર્યું તે અમર થઈ ગયું !

આનું નામ 'ભીષણં ભીષણાનામ્'ની મર્મકથા સમજવાની શક્તિ !

પણ આમાંથી એક બીજી વાત સમજવા જેવી છે. હાલતાં ચાલતાં ધર્મસૂત્રો પઢ્યાં કરવાં કે બોલ્યા કરવાં એમાં અને ગાંડાના લવારામાં કાંઈ ફેર નથી. આમ બોલ્યા કરવું એ એક પ્રકારનું ગાંડપણ છે—જો એની પાછળ થોડોક

પણ ચિંતનનો, અનુભવનો, ઊંડી સમજણનો, સાથ ન હોય તો.

એક ઉદાહરણ લઈએ. આપણે બધા જ જીવહિંસાનો ઘણો વિરોધ કરીએ છીએ. આપણને એ ભયંકર પણ લાગે છે. પણ આપણે આપણા જ આશ્રિત નોકરનું માંદગીનું બીલ કોઈ વખત આપવું પડે તો કેટલો કકળાટ કરીએ છીએ? આ અહિંસા કયા પ્રકારની? આવી ભયંકર અહિંસા આપણી રગરગમાં ફેલાઈ ગઈ છે તેનાથી શું કલ્યાણ થવાનું? આપણી યાંત્રિક ઢબની આવી પ્રવૃત્તિઓ નથી આપણને ઉન્નત કરતી, કે નથી કોઈને ફાયદો કરતી. સમાજકલ્યાણમાં પડેલાં એક શ્રીમંત બહેનના ભૈયાએ મને એક વખત કહેલું કે સા'બ! યે પરોપકારી લોગ હમારા ગરીબ કા રોટલા કે બારેમેં કભી દેખતા ભી નહિ!

આ આપણી આખા સમાજની અવસ્થા છે. કેમ જાણે કોઈ જ્વાળામુખીના ફાટવા માટેની આ તૈયારી થઈ રહી હોય.

એક વખત હું એક બ્રાહ્મણ મહોદયને ત્યાં અતિથિ થયો. એ ભાઈ એના પિતા બોલતા હતા તેમ ગીતાના શ્લોકો બોલ્યા કરતા હતા. દરેક શ્લોક ખોટો ને ખોટી રીતે બોલાયેલો. એમના મનથી એ કોઈ ભારે ધાર્મિક કામ કરી રહ્યા હતા. અને એ બધો સમય ઘરમાં છોકરાં ધીંગામસ્તી કરતાં હતાં ને એક બીજાને અડબુથે દેતાં હતાં.

મને થયું કે આ ભાઈ ગીતાના શ્લોકો ખોટી રીતે ને બોલવાની ખાતર બોલવાને બદલે થોડો વખત આ છોકરાંનાં છોકરાંને કાંઈક વસ્તુ શીખવાડે તો એ એમનો સંસાર–ધર્મ એમના આ યાંત્રિક ધર્મ કરતાં વધારે સારો ન ગણાય? અને એમ એ કરે તો ગીતાના શ્લોકો બોલવાનો એમને સાચો અધિકાર પણ પ્રાપ્ત ન થાય?

આપણી નિત્યજીવનની સંકુચિત અને અધાર્મિક વૃત્તિને જો આપણે ટાળી શકીએ તો જ આપણે ધર્મજીવનનો સાચો મહિમા કે ધર્મ એ જ જીવન છે અને એ જ પ્રાણ છે એ સમજી શકીએ.

પણ આ માટે આપણે આપણા નિત્યજીવનના એક એક કાર્યને તોળી તોળીને કરવું પડે. આપણી આવી તૈયારી જ આપણને બળવાન અને ખરા અર્થમાં ધાર્મિક બનાવે. કાલિદાસે રઘુવંશી રાજાઓ માટે જે કહ્યું છે स पिता पितरं तासां केवलं जन्म हेतवः। આ વાત આજે આપણી પ્રજાથી ચૂંટયેલી સરકારને માટે વિચારવા જેવી છે. અનૈતિક હવા ફેલાઈ ગઈ છે. તેનો બચાવ એવા જ ખોટા રદીયાથી કરવામાં વાક્ચાતુરી અવશ્ય છે. પણ આપણી પ્રજાને જે બળવાન સંસ્કાર આપવાનો સંસ્કારી સરકારનો ધર્મ છે એની સાથે એનો મેળ ખાય તેમ નથી.

ખરી વાત તો એ હોઈ શકે કે જે જે વાતોથી પ્રજાની સંસ્કારિતાને જગાડી શકાય તેવી શક્યતા હોય તે તમામ વાતોનો અત્યારે આપણે ઉપયોગ કરીએ તો જ આપણે પ્રજાને નવો પ્રકાશ આપી શકીએ.

આવો પ્રકાશ આપવા માટે જ આપણી સંસ્કારી પ્રવૃત્તિઓનું સંચાલન કરવું ઘટે છે. એ પ્રવૃત્તિઓને તુમારને ટોલ્લે ચડવાનું મહદ ભાગ્ય આસ થયું કે જે અત્યારે બની રહ્યું છે તો આપણો ગૌરવભર્યો વારસો હોવા છતાં પ્રજા તરીકે આપણે નિર્બળ કહેવાઈશું. આપણે આ બળ પ્રાપ્ત કરીએ—વિકટ સમયને પસાર કરી જવાનું.





દ૦ બા૦ કાલેલકર

# વીરેશ્વર વિવેકાનન્દ

ભારતીય સંસ્કૃતિનું વિશ્વસરમાં મહત્ત્વ વધારનાર તરીકે સ્વામી વિવેકાનંદ જાણીતા છે જ. ૧૯૬૩નું આખું વર્ષ તેમની જન્મશતાબ્દીનું વર્ષ હોઈને ઊર્મિનાં વાચકોને માટે કાકાસાહેબનો આ મહત્ત્વનો લેખ ખૂબ પ્રેરક નીવડશે જ...

લોકમાન્ય તિલકે સ્વામી વિવેકાનન્દનું બહુમાન કરતાં તેમને દેશભક્ત સન્ત કહ્યા હતા. The patriotic saint of india—આ શબ્દો એ વખતે આખા દેશને ગમી ગયા હતા અને અંગ્રેજી બોલનાર ભારતવાસીઓની જીભે રમતા હતા. સ્વામી વિવેકાનન્દના દિલમાં ભારત માટેનો અસીમ પ્રેમ તો હતો જ. ભારતની ઊજળી આધ્યાત્મિક સંસ્કૃતિના એ તેજસ્વી પ્રતિનિધિ હતા. પણ તેમનું હૃદય માનવવ્યાપી, વિશ્વવ્યાપી હતું. એ ભારતના એ વખતના અધ્યાત્મવીર હતા.

જ્યારે સ્વામી વિવેકાનન્દે અમેરિકા જઈને શિકાગોની વિશ્વધર્મ પરિષદમાં સાચા વિશ્વધર્મ વેદાન્તનું નગારું વગાડ્યું ત્યારે તેમને દુનિયાએ અને દેશે ઓળખ્યા. અમેરિકાને માટે ખરેખર એ એક નવો સંદેશો હતો કે માનવમાત્ર અમૃતના પુત્રો છે અને મનુષ્યે જ આખરે ઈશ્વર બનવાનું છે. સ્વામીજી અમેરિકાથી પાછા આવતી વખતે ફ્રાન્સ, બ્રિટન વગેરે દેશોમાં થઈને ભારત આવ્યા. કોલમ્બોથી માંડીને અલ્મોડા સુધી જે પ્રવાસ તેમણે કર્યો એને દિગ્વિજયની યાત્રા કહી શકાય. સને ૧૮૫૭ પછી દેશમાં જે નિરાશા છાઈ હતી અને દેશે જે આત્મગૌરવ ગુમાવ્યું હતું એ માનસિક ગ્લાનિને ફગાવીને આત્મશ્રદ્ધા, સ્વાભિમાન, નિર્ભયતા, ત્યાગ, વૈરાગ્ય અને નિઃસ્વાર્થ સેવાનો આદર્શ સ્વામીજીએ ભારતની સામે મૂક્યો. રામકૃષ્ણ પરમહંસનાં ચરણોમાં બેસીને જે આધ્યાત્મિક પ્રેરણા સ્વામીજીના ગુરુબન્ધુઓએ મેળવી હતી એને સંગઠિત કરીને સેવા અને પ્રચાર મારફત દુનિયાભરમાં ફેલાવવાનો સંકલ્પ સ્વામીજીએ કર્યો. વેદાન્તમાં અદ્વૈત, વિશિષ્ટાદ્વૈત, શુદ્ધાદ્વૈત વગેરે જે વાડા હતા અને જે અંદરોઅંદર ચર્ચા અને શાસ્ત્રાર્થ કરવામાં જ સંતોષ માનતા હતા એને સ્વામીજીએ ગૌણ બનાવી દીધા. એ પોતે શંકરમતના અદ્વૈતવાદી હતા, પણ અદ્વૈતના આદ્ય આચાર્ય ગૌડપાદ પાસેથી તેમણે સમન્વય દૃષ્ટિ મેળવી હતી. તેથી તેમના અદ્વૈત સિદ્ધાન્ત કોઈની સાથે ઝઘડો નહોતા કરતા. જ્ઞાનમાર્ગ, કર્મમાર્ગ, ભક્તિમાર્ગ વગેરે બધા માર્ગોને એક સરખા ગણીને તેમણે તેમાંય સમન્વય લાવવાની પૂરેપૂરી કોશિષ કરી.

આપણા દેશમાં વેદાન્તનો પ્રચાર ઓછો નહોતો થયો. ગૌડપાદાચાર્ય, શંકરાચાર્ય, રામાનુજાચાર્ય, મધ્વાચાર્ય વગેરે મહાન ભાષ્યકારોએ વેદાન્તવિદ્યાનો વિસ્તાર માનવબુદ્ધિ પહોંચે ત્યાં સુધી પહોંચાડ્યો હતો. મહારાષ્ટ્રમાં જ્ઞાનેશ્વર, વામન પંડિત, દાસોપન્ત વગેરેએ ગીતાનો સંદેશ ઘેર–ઘેર પહોંચાડ્યો હતો. નામદેવ, જ્ઞાનદેવ, એકનાથ, તુકારામ અને રામદાસ જેવા સંતોએ વર્ણાશ્રમ વ્યવસ્થા ગૌણ બનાવીને અભેદ ભક્તિ દ્વારા સમાજમાં ધર્મજાગૃતિનું કામ કર્યું હતું. જે કામ મહારાષ્ટ્રમાં થયું એ જ દરેક ભાષાના અને દરેક પ્રદેશના સંતોએ અને ધર્મપરાયણ કવિઓએ પોતપોતાના પ્રદેશોમાં કર્યું હતું. ઈશ્વરભક્તિ, સદાચાર, સંતોષ, સેવા અને નામમાહાત્મ્ય એ તેમના કામનો નીચોડ હતો.

પણ દુન્યવી જીવન વિષે એમનું જોર જેટલું સદાચાર અને સંતોષ પર હતું એટલું તેજસ્વી પુરુષાર્થ, રાજદ્વારી અસ્મિતા, ભૌતિક જ્ઞાનોપાસના અને સામાજિક સુધારણા ઉપર નહોતું. અંગ્રેજોની અને અંગ્રેજી કેળવણીની અસર તો ઓગણીસમી સદીની શરૂઆતથી જ આપણા પર થઈ રહી હતી. પણ આખા દેશનું જીવન–પરિવર્તન તો ૧૮૫૭ પછી જ શરૂ થયું એમ કહી શકાય. આપણો ધર્મ, સંતોનું કાર્ય, ઉદ્યોગ–



હુન્નરની પ્રગતિ, કળાઓનો વિકાસ અને સાહિત્ય-સમૃદ્ધિ વગેરે બધું હોવા છતાંય આપણું રાષ્ટ્રીય જીવન અસંગઠિત, દુર્બળ અને ધવાયેલું સાબિત થયું. અને ત્રીસ ચાળીસ વરસ સુધી તો આપણે લગભગ કિંકર્તવ્યમૂઢ જ બની ગયા હતા. અંગ્રેજી, સંસ્કૃત અને અરબી-ફારસીમાં ગ્રંથસ્થ સંસ્કૃતિનું મૂલ્યાંકન કરવાનું આપણને જરૂરી લાગ્યું. જૂની સંસ્કૃતિનો પુનરુદ્ધાર કરનાર ઉદ્ધારક પક્ષ અને પુરાણી વાતો સત્ત્વહીન થઈ ગઈ છે એમ સમજીને સારી ચીજો જ્યાંથી મળે ત્યાંથી મેળવીને જીવનમાં નવું ચૈતન્ય લાવવાની હિમાયત કરનાર સુધારક પક્ષ—એ બન્ને વચ્ચે ખૂબ સંઘર્ષ થયો. એક તરફ બ્રહ્મ સમાજ અને બીજી બાજુ આર્ય સમાજ—બંને સમાજને પોતાની તરફ ખેંચતા રહ્યા અને બંને તરફ શંકાની નજરે જોનાર સનાતની સમાજ પુરાણી વાતોનું સમર્થન કરવામાં અસમર્થ સાબિત થયો. આર્ય સમાજમાં પણ બે પક્ષ પડી ગયા. આવી પરિસ્થિતિમાં ધર્માનુભવના પાયા પર સંસ્કૃતિમાં નવજીવન લાવવાની, કેળવણીમાં રાષ્ટ્રીયતા દાખલ કરવાની અને હુન્નરઉદ્યોગ મારફત આર્થિક અવદશા દૂર કરવાની જે સર્વાંગી જાગૃતિનો દેશમાં ઉદય થયો એના અગ્રદૂત સ્વામી વિવેકાનંદ હતા.

અમેરિકા જતા પહેલાં તેમણે સંન્યાસીવેશે આખા દેશમાં રખડપટ્ટી કરી પરિસ્થિતિનું ઊંડું અવલોકન અને પારખું કર્યું હતું. ઉદ્ધારનો માર્ગ એમની સામે ચોખ્ખો દેખાયો. જે સમાજે અને રાષ્ટ્રે આત્મવિશ્વાસ ખોયો છે એને માટે પ્રતિષ્ઠાની સંજીવની બહારથી જ લાવવી પડશે એ તેમને દેખાયું. એટલે એ અમેરિકા વગેરે પશ્ચિમી દેશોમાં ગયા. ત્યાં તેમને શિષ્યો પણ મળ્યા અને ધનની મદદ પણ મળી. ભારતીય સંસ્કૃતિને આમ પ્રતિષ્ઠિત અને પુનઃસ્થાપિત કરીને વિશ્વવિજયનો આધ્યાત્મિક આદર્શ દેશની સામે મૂક્યો અને જનતા-જનાર્દનની અને ખાસ કરીને દરિદ્રનારાયણની સેવાની શરૂઆત કરી.

સ્વામી વિવેકાનંદને સૌથી વધુ ચીડ હતી દુર્બળતાની. બીજાં બધાં પાપ એ ચલાવી લેતા, દુર્બળતાનું નહિ. તેમની બધી પ્રવૃત્તિને જો કોઈ સાચું નામ દેવું હોય તો આપણે તેને શક્તિની ઉપાસના કહી શકીએ.

પણ બંગાળ કાલિપૂજા અને પશુના બલિદાનને જ શક્તિ-ઉપાસના માનતું. સ્વામીજીના ગુરુ રામકૃષ્ણ પરમહંસે કાલિમાતાની પૂજા અને ભક્તિથી જ બધું મેળવ્યું હતું. એ કાલિપૂજાનો વિરોધ સ્વામી વિવેકાનંદના મનમાં નહોતો. પણ જે શક્તિની ઉપાસના એ ઇચ્છતા હતા એ તો જુદી જ હતી.

જ્યારે સ્વામીજી મહારાષ્ટ્રમાં ઘૂમતા હતા ત્યારે ત્યાં રામભક્તિ અને હનુમાનની ઉપાસના જોઈ અને હનુમાનની પૂજાની સાથે ચલાવાતા કુસ્તીના અખાડા પણ તેમણે જોયા. ત્યારે તેમણે કહ્યું : 'શક્તિની ઉપાસના માટે હનુમાનનો આદર્શ વધુ ઉપયોગી છે.' તેમણે તેમના મઠોમાં રામકથાને લગતું એક સૂત્ર ચલાવ્યું અને હનુમાનને નજર સામે રાખીને શક્તિની ઉપાસના ચલાવવી એ આજના યુગ માટે વધુ હિતકર છે એવું માનતા થયા.

તેમણે સ્થાપેલા અદ્વૈતઆશ્રમ અને સેવાશ્રમ દેશને માટે આધ્યાત્મિક પ્રેરણાના ચૈતન્ય-સ્રોત બન્યા. અને આ સંસ્થાઓએ એક તરફ ભણેલા અને વિદ્યાર્થીઓ વચ્ચે આત્મપરિચય અને આત્મગૌરવનું વાયુમંડળ પેદા કર્યું અને બીજી બાજુ દીન-હીન, પતિત અને ત્યજાયેલી જનતાને અપનાવીને આખા દેશમાં ભાવનાત્મક એકતાનું બળ પેદા કર્યું. સામાજિક સુધારણાનું કામ ધર્મની નિંદા કરીને નહિ પણ ધર્મમાંથી પ્રેરણા મેળવીને જ થઈ શકે છે એ સિદ્ધાન્તનો પરિચય સૌથી પહેલો સ્વામી વિવેકાનંદે જ દેશને કરાવ્યો.

જે લોકો ખ્રિસ્તી વગેરે લોકોને હિંદુ ધર્મના દુશ્મન માનતા હતા તેમની દૃષ્ટિ શુદ્ધ કરવાનું કામ પણ વિવેકાનંદે જ શરૂ કર્યું હતું. થિયોસૉફી સાથે તે ભળી ન શક્યા. પણ થિયોસૉફીનો સર્વધર્મ સમભાવ સ્વામી વિવેકાનંદે પૂરેપૂરો અપનાવી લીધો.





સ્વામી વિવેકાનંદની દેશ પર કેટલી અસર થઈ એનો અંદાજ કાઢવો હોય તો આપણે કહીશું કે કવિ રવીન્દ્રનાથ, શ્રી. અરવિંદ ઘોષ અને મહાત્મા ગાંધી એ ત્રણે પુરુષો વિવેકાનંદના વાયુમંડળમાં જ છવી શક્યા હતા.

હિંદુધર્મના દોષ જોઈને તેમાં 'સુધારા' કરનાર એક પક્ષ હતો, અને હિંદુ ધર્મની સુંદરતાનું વર્ણન કરીને એ ધર્મ તરફ લોકોની નિષ્ઠા વધારવાવાળો બીજો ઉદ્ધારક પક્ષ પણ હતો. એ બન્નેથી અલિપ્ત રહીને હિંદુ ધર્મનાં જે માનવહિતકારી તત્ત્વો છે તેને જ આગળ કરીને હિંદુ ધર્મને નવું સ્વરૂપ આપવાનું કામ અને એની દાર્શનિક ભૂમિકા વિશદ કરવાનું જે કામ સ્વામી વિવેકાનંદે કર્યું એ જ આપણી દૃષ્ટિએ આજે મહત્ત્વનું છે. એના આધારે જ આજે આપણે સામાજિક પ્રગતિ કરી શકીએ છીએ.



જે હિંદુ ધર્મ માટે આપણા મનમાં આજે ગૌરવ છે અને જેને કારણે આજની દુનિયા હિંદુ જીવનદર્શનને માનથી જુએ છે તે હિન્દુ ધર્મ કયો ?

રોટી-બેટી વ્યવહારમાં ફસાઈ પડેલો અને અનેક જ્ઞાતિઓના થરોથી ઊંચા-નીચાપણાને ધર્મ સર્વસ્વ માનવાવાળો હિન્દુ ધર્મ આજે કોઈનો પણ આદર મેળવી નથી શકતો. ખાનપાનના નિયમોનું જેમાં મહત્ત્વ છે એને સ્વામી વિવેકાનન્દે kitchen religion—ચૂલાનો ધર્મ કહીને તેનાથી બચવાની ચીમકી આજના જમાનાને આપી હતી. અદ્વૈત વગેરે દર્શનોમાં વ્યક્ત થયેલો વેદાન્તધર્મ જ સાચો હિન્દુ ધર્મ છે; સદાચાર, ભક્તિ, સેવાવૃત્તિ, માનવતા, નિર્ભયતા, તેજસ્વિતા અને ઉદારતાના સમુચ્ચયને જ સ્વામીજીએ સાચો હિંદુ ધર્મ કહ્યો છે. માનવમાત્રમાં જે આત્મતત્ત્વ, ઈશ્વરી તત્ત્વ સૂતેલું પડ્યું છે તેને જગાડવું, તેનો સાક્ષાત્કાર કરવો અને માનવ-હૃદયમાં જ ભગવાનને પ્રગટ કરવા એ જ સાધનાને સ્વામીજીએ રજૂ કરી છે. આજે પણ આપણે આ જ કરવાનું છે.

વર્ણાશ્રમ જ હિન્દુ ધર્મનું હાર્દ છે એવી બધે માન્યતા છે. આમાં આશ્રમવ્યવસ્થાને તો જરૂર જ કરી જોઈએ. કારણ કે બ્રહ્મચર્ય આશ્રમ 'સવર્ણોને જનોઈ આપવી' એટલું જ જાણે છે. બાકી તો એની ક્યારની કેડી ઊઠી ચૂકી છે. ગૃહસ્થાશ્રમ આખી દુનિયામાં ચાલે છે એવો આપણે ત્યાં પણ છે. પતિ-પત્નીની પરસ્પર નિષ્ઠા અને આતિથ્ય એ બે ગુણોનું મહત્ત્વ બધા ધર્મોમાં જોવા મળે છે. અને કેટલીક હદ સુધીની એની ઉપેક્ષા બીજાની જેમ આપણામાં પણ

ઈશ્વર પેટલીકર

# સોનાનો ચળકાટ !

આપત્તિકાળ વખતે ખપમાં લાગે એ માટે આપણે સોનું સંઘરતા આવ્યા છીએ. પણ દેશના આપત્તિકાળે એ સોનું આપણે નથી કાઢી શકતા એ હકીકત છે ત્યારે જ સોનું રાષ્ટ્રને ખપમાં આવે તે માટે કાયદો કરવો પડે છે—પ્રજાનો સાથ અને સહકાર મળશે ?...

બસમાં એક ભાઈ વાત કરતા હતા : 'આ વરસે જેમને ઘેર લગ્ન હશે તે ફાવી ગયા ! પેલી લડાઈમાં જમણવારોનો કાયદો હતો છતાં લોક છાનું-માનું પકડાવાય નહિ માટે જુદા જુદા ૫૦–૫૦ જણને બેસાડીનેય જમાડતા હતા. આ વખતે કાયદો નથી છતાં આ કપરા કાળમાં જમણવારો ન કરવાં જોઈએ, તે પ્રચાર ભારે નીવડ્યો છે. હું એક લગનમાં ગયો હતો ત્યાં આ શિયાળામાં સ્વાગતમાં કેવળ ટંડું પાણી જ હતું. જમણવારનો પૈસાનો ખર્ચ નહિ. તેમાં કોઈ શરમનો માર્યો કરવા જતો હોય તો પીકેટિંગ થાય છે, એટલે લોક જ સંકોચના માર્યા જમવું હોય તો ય ના જમી શકે. હું માનું છું કે આ તક જોઈને લોક આ વરસે બહુ લગ્નો ઉકેલી નાખશે.'

જે ભાઈ સાથે એ વાત કરતા હતા તેને બદલે બીજા ભાઈ બોલી ઊઠ્યા : 'લોકોને આબરૂ વહાલી છે. કેવળ પાણીના પ્યાલાથી સ્વાગત કરવાનું મોટા લોકોને પોષાય. આપણા જેવા મધ્યમ વર્ગને જિંદગીની કહેણી રહી જાય. એથી લોક આ વરસે લગન ઉકેલતા અટકી જશે. ઓછાં લગ્ન થશે.'

ત્રીજા ભાઈ કૂદી પડ્યા : 'જમણવારો ન થવા જોઈએ તે લડાઈ વખતે મોટા લોકોની જશ લેવાની વાતો છે. એમનાં તો આમેય પેટ ભરાયેલાં છે એટલે જમવાની ક્યાં જરૂર છે ? બાકી મધ્યમ વર્ગમાં તો લગ્નોય થવાનાં અને જમણવારોય થવાના. એમનો ખરો લાભ મોરારજીભાઈ કાયદો કરી સોનું જ બધું લઈ લે ત્યારે થાય એવો છે.'

જે ભાઈ સાંભળી રહ્યા હતા તે છેવટે બોલ્યા : 'સાચું પૂછો તો જે લોકો મોરારજીભાઈ સોનાનો કાયદો કરે

---

દેખાય છે. વાનપ્રસ્થઆશ્રમ અલોપ થયો છે અને સંન્યાસઆશ્રમ તો એટલો બધો રૂઢિનિષ્ઠ થયો છે કે સ્વામી વિવેકાનંદ જેવા સંન્યાસીઓએ એનું મોં ઊજળું ન કર્યું હોય તો સંન્યાસ-ધર્મ અને વિધવા-ધર્મમાં કોઈ ફરક ન દેખાતો હોત. આ ચાર આશ્રમોનું ગૌરવવંતું વર્ણન તો અનેક પુસ્તકોમાંથી આપણે વાંચી શકીએ છીએ. પણ એના પુનરુદ્ધારનો પ્રયત્ન નહિવત થઈ રહ્યો છે. ભગવદ્ગીતામાં તો ચાર આશ્રમોનો ઉલ્લેખ નામનો જ કરવામાં આવ્યો છે.

ચાર વર્ણની વ્યવસ્થા જેટલી શાસ્ત્રોમાં અને ગ્રંથોમાં છે એટલી સામાજિક જીવનમાં નથી દેખાતી. જ્ઞાતિ-વ્યવસ્થાના જંગલમાં વર્ણવ્યવસ્થા નામશેષ થઈ છે. એનું તાત્ત્વિક સમર્થન તો જરૂર કરી શકાય છે, પણ વર્ણવ્યવસ્થામાં ભયાનક દોષો પણ છે. વર્ણવ્યવસ્થામાંથી પ્રતિષ્ઠાના ઊંચનીચના ખ્યાલને દૂર કરવો સહેલો નથી. અને પોતપોતાના વર્ણને અનુસરીને ચાલનાર વ્યક્તિના જીવનમાં ચાર વર્ણના આદર્શોનો સમન્વય કર્યા વિના હિંદુ સમાજ મજબૂત થઈ શકશે નહિ. અને દુનિયામાં પ્રચલિત જે અનેકાનેક ધર્મો છે એમાં કૌટુંબિક સંબંધની સ્થાપના કર્યા વિના હિન્દુ ધર્મને સફળતાનો સંતોષ મળવાનો નથી.

સ્વામી વિવેકાનંદે આપેલી પ્રેરણા એટલી બધી અસરકારક હતી કે આજના સામાજિક નેતાઓના માનસમાં એ દૃઢીભૂત થઈ ગઈ છે. એ જ પ્રેરણાને આગળ કરીને રૂઢિ-પરાયણ સમાજનું જીવનપરિવર્તન કરવામાં આ આખું વર્ષ જો આપણે પ્રયત્ન કરીશું તો એ વિવેકાનંદ જન્મશતાબ્દીની સાચી ઊજવણી અને ફળપ્રાપ્તિ ગણાશે.

[હિંદી મંગલ પ્રભાતમાંથી અનુવાદિત]





ત્યાં સુધી લગ્ન ઉકેલવા થોભી જશે તેને ખરો ફાયદો થવાનો છે. અમારી નાતમાં તો લોકો ૧૦૦ તોલા સુધી સોનાની માગણી કરે છે. ૫૦ તોલા સોનું તો વગર માગણીએ આપવાનો ચીલો પડી ગયો છે. ચીનની માફક અહીં પણ કોઈની પાસે વાલની વીંટી ન રહેવા દે તો સાચું સ્વરાજ્ય કન્યાના બાપને આવી ગયું ગણાય.'

એક ભાઈએ દલીલ કરી : 'ઊંટે કર્યા ઢેકા તો માણસે કર્યા કાંઠા. સોનું બંધ થશે તો વરનો બાપ રોકડા માગશે, બચત સર્ટિફિકેટ માગશે. જેણે લોહી આપ્યું છે તે ઓછો સુધરી જવાનો છે ?'

'એ ખરું, પરંતુ સોનાના ચીલામાંથી બહાર નીકળાય તો બીજો ચીલો પડતાં વાર લાગે અને તેનો ફાયદો થયા વિના ન રહે. આફ્રિકામાં પાંચ સાત વરસ ઉપર લગ્નનો કાયદો આવવાનો હતો તેથી વહેલાં વહેલાં લગ્ન કરી નાખવા ત્યાંથી કન્યાઓ લઈને માબાપો દેશમાં ભાગ્યાં તે ન જોયું ચોમાસું, ભાદરવો મહિનો કે શ્રાદ્ધ પક્ષ. એવાં લગ્નોમાં ઘેર ક્યાં માંડવો બાંધવા બેસે, એટલે આણંદ, નડિયાદ, વડોદરા આર્ય સમાજ અને સંતરામ મંદિરમાં જઈને લગ્નો કર્યાં, તે રિવાજ પડી ગયો અને એ ચીલો પડી ગયો તે આજે અમારા લોક એ રીતે જઈને એક વેળામાં લગ્ન પતાવી નાખે છે. ઘેર કંઈ ધમાલ જ નહિ.'

બધાંને વાતમાં એટલો રસ પડ્યો હતો કે કંડક્ટર અને ડ્રાયવર પણ નિરાંતે, ગાડી ઉપાડવાનું ભૂલી જઈને સાંભળી રહ્યા હતા. સમય ઉપર પાંચ મિનિટ ગઈ ત્યારે એક ભાઈએ ધ્યાન દોર્યું અને અમારી બસ ઊપડી. શસ્ત્રવિરામ થતાં દિવસે દિવસે લડાઈની ચર્ચા ઓછી થતી જોવા મળે છે. તેમાંય શ્રી મોરારજીભાઈએ પોતે સોનાના ભાવ નીચા લાવવાનું વિચારી રહ્યા છે એમ અમદાવાદની જાહેર સભામાં કહ્યું ત્યારથી અમદાવાદમાં બસ અને રસ્તે આ અંગે તરેહ–તરેહ જાતનાં અનુમાન થઈ રહ્યાં છે. એમાંનું એક અનુમાન એ પણ છે કે વ્યક્તિ દીઠ અમુક તોલા જ સોનું ધરાવવાનો કાયદો આવશે. તે કેટલું હશે તે અંગે પણ અનુમાન થાય છે કે પાંચ તોલાથી વધુ નહિ હોય. અને જો આમ થાય તો પછી ૫૦ અને ૧૦૦ તોલા સોનું કન્યાના બાપ પાસે માગવાનો સવાલ જ ન રહે ! અને તેથી થોડો વિલંબ વેઠીને લગ્ન ઉકેલવા અધીરા ન થવું તેમ બસના પ્રવાસી ભાઈની માફક અમુક લોક જો તર્ક કરતા હોય તો નવાઈ નહિ. લગ્નમાંથી સોનું નીકળી જાય તો ? સામાજિક ક્ષેત્રે એક નવું જ દૃશ્ય જોવા મળે. ભારતમાં એવી કોઈ સ્ત્રી હશે કે જે શણગાર તરીકે સોનું ન ઝંખતી હોય ? અમુક સ્ત્રીઓ તેવો દાવો કરી શકે તેની ના નથી. પરંતુ ભારતની સ્ત્રીને માટે એ કેવળ શણગાર નથી, સલામતી પણ છે. જ્યાં વાંકડાનો રિવાજ છે ત્યાં કન્યાને સોનું એના પિતા તરફથી આપવું પડે છે. અને જ્યાં એ રિવાજ નથી ત્યાં કન્યાને પલ્લા તરીકે સોનું વરના પિતાને આપવું પડે છે.

જે મધ્યમ વર્ગ અને ગરીબ વર્ગ ખેંચાઈને પણ ઘરેણું સોનાનું વસાવે છે તે પાછળ શણગારની વૃત્તિ ઉપરાંત સ્ત્રીની માઠી દશામાં સલામતીની ભાવના છે. અને એ ભાવના લાંબા સમયથી ચાલી આવતી હોય એટલે તે રૂઢિ બની જાય, જડ રૂઢિ બની જાય તે સ્વાભાવિક છે. એ જડતા ત્યાં સુધી જોવા મળે છે કે ભાવિ સલામતીને બદલે એણે પ્રતિષ્ઠાનું એવું વિકરાળ રૂપ લીધું છે કે દેવું કરીને પણ કુટુંબને લગ્ન પ્રસંગે સોનાનાં ઘરેણાં ઘડાવવાં પડે છે અને માઠી અવસ્થામાં પણ તે છેવટ ના છૂટકે વેચાય છે. આની 'સર્વે' કરવામાં આવે તો એ ઘરેણાંએ સલામતીને બદલે દેવાદાર બનાવી અસલામતીને વહેલી નોતરી હોય એવા દાખલા રૂઢિને લીધે બનતા રહ્યા છે. છતાં સોનાએ દેશમાં પરંપરાથી પુરાણા કાળથી એવી પ્રતિષ્ઠા મેળવી છે કે કેવળ સંસારીઓ જ નહિ, મંદિરોએ પણ સોનાનો સંઘરો કરવામાં પ્રતિષ્ઠા માની છે.

આજે દેશમાં વ્યક્તિઓ–સંસ્થાઓ પાસે ૨૦૦૦ કરોડ રૂપિયાનું આંતરરાષ્ટ્રીય ભાવે સોનું સંઘરાવાનો જે

અંદાજ છે તેમાં ચોથા ભાગનું સોનું તો કેવળ આ મંદિરો પામે છે!

આપણા દેશમાં લોકો પાસે સોનું છે તો સરકાર એનો રસ્તો કાઢીને તે મેળવવા પ્રયત્ન કરશે. મેળવશે તો એને આ કપરા કાળમાં હૂંડિયામણ મેળવવામાં સહાયભૂત થશે. જુદા જુદા દેશોમાં જુદું જુદું નાણું ચાલે છે અને તે નાણું બીજા દેશમાં ચાલતું નથી. એ સંજોગોમાં સોનું એક જ એવું નાણું છે કે જે બધા દેશોમાં ચાલી શકે છે. અને આપણે જોઈએ છીએ કે એ સંઘરવામાં ઝાઝો ગેરફાયદો નથી. બજારમાં જેમ ચીજવસ્તુના ભાવ વધતા જાય છે તેમ સોનાના ભાવ પણ વધતા જાય છે. ૨૦ રૂપિયે તોલો સોનું જેમણે જોયું છે તેમણે ૧૫૦ રૂ. ભાવ પણ નજરે જોયો છે.

નાણું બદલાય તો એમાં જે જોખમ નાણું સંઘરનારને માથે આવતું હોય છે તે સોનું સંઘરનારને આવતું નથી. દસકા ઉપર સરકારે રૂ. ૧૦૦૦ની નોટો બદલી નાખવાની નીતિ અપનાવી તેથી કાળા બજારમાં સંઘરાયેલી એ નોટો વટાવવા માટે એનો ભાવ ૫૦–૬૦ ટકા નીચો ઊતરી ગયાનો અનુભવ સૌએ નજરે જોયો છે. આથી મંદિરો પછી બીજે નંબરે (કે પહેલે નંબરે પણ હોય તો નવાઈ નહિ.) સોનું કાળા બજારનું નાણું સંઘરનાર પાસે પડ્યું હોવાનો સંભવ છે. પહેલો–બીજો નંબર જવા દઈએ અને તે વર્ગ પાસે મંદિરો જેટલું સોનું હોય તેમ અડસટો માંડીએ તો સોનાનાં બે ત્રાજવામાં, એકમાં મંદિરો ને કાળાં નાણાંવાળા અને બીજામાં સામાન્ય જનતા. ૨૦૦૦ કરોડ રૂપિયાનું સોનું એટલે ૩૦ કરોડ તોલા સોનું થાય. તેમાંથી ૬૫ કરોડ તોલા સોનું સામાન્ય જનતા પાસે ઘરેણારૂપી કે સંઘરારૂપે છે, જે સરેરાશ અર્ધો તોલો પણ આવતું નથી.

કાળાં નાણાંથી ખરીદેલું સોનું બહાર લાવવાની ગણતરીએ સરકારે તે સોનું ક્યાંથી ખરીદું તે પૂછવામાં નહિ આવે તેમ જાહેરાત કરી છે અને એ લાભ એવો છે કે કાળાં નાણાં ચોપડે આવી ધોળાં નાણાં થવાની તક પ્રાપ્ત થતાં સોના બૉન્ડને સારો આવકાર મળશે તેમ સરકારે આશા રાખી હતી. પરંતુ તે યોજના આકર્ષક નથી નીવડી તેમ પુરવાર થયું છે. એ પાછળની મુશ્કેલી જણાવતાં એક વેપારી સ્નેહીએ મને કહ્યું હતું કે, સરકાર એ ક્યાંથી ખરીદ્યું તે પૂછવાની નથી તે સારું, પરંતુ એ બૉન્ડ ઉપર ૭ ટકા લેખે જે વ્યાજ મળવાનું છે એ ઈન્કમટેકસથી મુક્ત નથી અને તે ચોપડે બતાવવું પડે. આથી પોતે કેટલી ચોરી કરી છે તેનો અંદાજ ઈન્કમટેકસથી ખાતાને આવી જાય, તેથી નવા વરસના ચોપડામાં એ અંદાજે આવક છુપાયેલી હોય તેમ માની એ ચોપડા ચૂથે. આમ પેટ ચોળીને જાતે વેપારી શૂળ ઊભું કરે તેવો એ કાચો નથી.

વળી જે ઈન્કમટેકસ ખાતાને પહોંચી વળવાની ગણતરીએ કાળું નાણું ધોળું કરવાની તક જવા દેવા ન માગે તે સંઘરેલું સોનું કાઢવાને બદલે સંઘરેલાં નાણાંથી બજારમાં સોનું ખરીદવા નીકળે, અને ભાવ નીચા જતા હોય ત્યારે એમાં હિત પણ વધારે એટલે બજારમાં સોનાની માગ વધે. એને બદલે સરકાર બચત સર્ટિફિકેટમાં વ્યાજ સાથે પાકે ત્યાં સામટી રકમ આપે તો તાત્કાલિક ઈન્કમટેકસમાં ચૂંથાવાનો ભય ન રહે તેથી સોના બૉન્ડ ખરીદવા તરફ વળે. છતાં એમાંય એક ભય તો છે કે વ્યાજ સાથે આજના ભાવે સોનાની રકમ તે વખતે મળે તેવી એમાં ગણતરી રાખે તો પણ તે સમયે નાણાંની ખરીદશક્તિ જો ઘટી ગઈ હોય તો તેમાં ખોટ જ જાય. સોનું સંઘરેલું ફાયદામાં પડે.

જો આ કારણે મુડીવાદીઓની સ્ટ્રૉન્ગ રૂમોમાં પડેલું નાણું નીકળવાનું ન હોય તો પછી સામાન્ય પ્રજા જેની પાસે સંઘરો કહેવાય તે અર્થમાં નાણું નથી, પણ ઘરેણાં તરીકે અને સલામતીની ચાલી આવતી રીતિ પ્રમાણે પ્રતિષ્ઠાના સ્વરૂપમાં નાણું છે તે તરત શી રીતે નીકળવાનું હતું? સામાજિક પ્રતિષ્ઠાનું પ્રજાનું માનસ કેવું પકડવાળું હોય છે તે ચાલતા રિવાજનાં અનિષ્ટ સ્વીકાર્યા છતા છોડાતાં નથી તે ઉપરથી





પ્રત્યક્ષ થયેલું છે. એ સંજોગોમાં દેશ ઉપર આફત આવી છે ત્યારે સોનું દેશને આપવું જોઈએ એમ સમજ્યા છતાં પેલી સામાજિક પ્રતિષ્ઠા સોનાને છાતીએથી કાયદા વિના અળગું કરશે તેમ માની લેવું વધુ પડતું છે. એ સોનું મળશે—લોકોએ સ્વેચ્છાએ સંરક્ષણ ફંડમાં તે આપવાની ભાવના પણ બતાવી છે, પરંતુ એ મંદિરમાં અક્ષત પૂજા ભાવથી મુકાય તેટલું. એ અક્ષતની ખીચડીથી પૂજારીનું પેટ ન ભરાય તેમ દેશનું પણ ન ભરાય. આથી દેશને આજની ભીડમાં સોનું અસરકારક પ્રાપ્ત થાય તેવું કરવું હોય તો એનો કાયદો જ કરવો રહેશે.

એ કાયદો સોનાના અર્ધા એવા હિસ્સાને સ્પર્શવાનો છે કે એને સામાન્ય પ્રજા સાથે સીધો સબંધ નથી. મંદિરોમાં જે સોનું સંઘરાયું છે તે પ્રતિષ્ઠા સોનામાં નહિ પણ ભક્તોની શ્રદ્ધામાં રહે છે. સલામતી તરીકે એનાં બોન્ડ લેવાય તો જે સોનામાં આજે મંદિરને કંઈ આવક થતી નથી તે થશે અને સલામતીમાં વધારો કરશે. ફક્ત એમાં જે પ્રતિષ્ઠા પરંપરાથી મનાઈ છે તે માનસને જતું કરવાનો સવાલ છે. આ માનસ આજે પોષાઈ રહ્યું હોય તો એ લોકશાહીને આભારી છે. બાકી, જો ભારતને લોકશાહી મોરચે પીછેહઠ કરવી પડે અને ચીનનું આક્રમણ સામ્યવાદને ભારતમાં પ્રસરાવવાનું છે તેમાં એની જીત થાય તો દેશમાં કોઈની પાસે વાલની વીંટી જેટલું સોનું નથી રહેવાનું તે હકીકત છે. ચીનમાં સામ્યવાદી શાસન આવતાં કાયદાની કલમે પ્રજાજન પાસેથી સોનું રૂ. ૮૦ના ભાવે લઈને સરકારી તિજોરીમાં જમા કરી દેવામાં આવ્યું હતું. સવાલ એક જ છે કે લોકશાહી ભારત એવો કોઈ કાયદો કરી શકે?

પરંતુ લોકશાહી બંધારણમાં આ ન થઈ શકે એવું માનવું વાજબી નથી. ઈંગ્લેન્ડ અને અમેરિકાનાં બંધારણ આપણાથી શું ઓછાં લોકશાહી છે? છતાં અમેરિકા અને ઈંગ્લેન્ડમાં વ્યક્તિ કે સંસ્થાને સોનું રાખવા ઉપર કડક નિયંત્રણ છે. પરિણામે, પ્રતિષ્ઠા તરીકે કે સલામતી તરીકે સોનું સંઘરવાનું માનસ એ પ્રજામાંથી નાબૂદ થઈ ગયું છે અને ઘરેણાં સોનાનાં હોય તેમાં શોભા કે ગૌરવ પણ ગણાતું નથી. આથી અમેરિકા જેવા ધનાઢ્ય દેશમાં પણ સ્ત્રીઓ પાસે તદ્દન ઓછા કસના સોનાના દાગીના હોય છે, આપણી જેટલા શુદ્ધ સોનાના નહિ. એનો અર્થ સ્ત્રીઓને ત્યાં ઘરેણાંનો શોખ નથી એવું નહિ, પણ તે શોખ એ ખાસ પ્રકારનાં આભૂષણોથી પોષે છે. સોનું એ જો આંતરરાષ્ટ્રીય નાણું ગણાતું હોય તો એ દેશ પાસે જ હોવું જોઈએ, કારણ કે આંતરરાષ્ટ્રીય વેપારનું પાસું એને સરખું કરવાનું હોય છે. સામાન્ય પ્રજાજન પાસે રાષ્ટ્રીય નાણું હોવું જોઈએ, જેને રાષ્ટ્રની અંદર અંદર વ્યવહાર કરવાનો છે.

કુટુંબમાં પણ સંઘરેલું સોનું આફત વખતે કાઢી નાખવામાં આવે છે, તો રાષ્ટ્રની આફત વખતે પ્રજાજનો સોનું દેશને આપી દે તેવો કાયદો થાય તો તેમાં લોકશાહી બંધારણને નામે એનો વિરોધ ન થવો જોઈએ. એ માટે કાયદાની આંટીઘૂંટી હોય તો તે પૂરતો તેમાં સુધારો થઈ શકે. જમીન ધરાવવાનો હક જો ગણોતધારાએ લોકોનો લઈ લીધો હોય, જીવન વીમા કંપની ચલાવવા હક લઈ લેવાયો હોય અને છતાં લોકશાહી બંધારણને આંચ ન આવી હોય તો સોનું લઈ લેવાના કાયદાથી શા માટે આંચ આવવી જોઈએ? વળી એ સાથે જડાયેલું સામાજિક માનસ અસ્પૃશ્યતા નિવારણ જેવું કે હિંદુ કોડ બીલ જેવું ધાર્મિક પણ નથી. એથી અમુક સ્થાપિત હિતોને આંચકો લાગશે, પણ એમની કોઈ દયા નહિ ખાય, અમુક સુખી મધ્યમ વર્ગને બાંધેલે ભાવે સોનું આપી દેતાં લૂંટાઈ ગયા જેવું લાગશે અને પરંપરાગત સોનાની હૂંફથી જે પ્રતિષ્ઠાનો ડગલો શોભતો તે ઝાંખો પડ્યાનો રંજ થશે. પરંતુ આ દેશમાં ગરીબ અને મધ્યમ વર્ગ જ મોટો છે તેને તો થશે કે—ભલું થયું ભાંગી જંજાળ! દેવું કરીને સોનું ખરીદી ઘરેણાં ઘડાવવાનું કાયમનું દુઃખ માથા ઉપરથી ગયું!



હર્ષિદા પંડિત

# બાળકનું સામાજીકરણ

બાળમાનસ વિષેની નવી શરૂ થયેલી લેખમાળાનો એક મણકો ઊર્મિના દિવાળી અંકમાં આવી ગયેલો. આ લેખ પણ એ જ રસપ્રદ લેખમાળાનો નવો મણકો છે જે સર્વ-સામાન્ય જનને ઉપયોગી નીવડશે જ...

બાળક જે સમાજમાં જન્મ્યું અને ઊછર્યું હોય એની અસર એની રીતભાત, ભાષા, પહેરવેશ અને આચારવિચાર ઉપર પડ્યા વગર રહેતી નથી. સમાજથી અલિપ્ત રહીને કોઈપણ વ્યક્તિ પોતાનું ઘડતર કરી શકે જ નહીં. એ રીતે જોઈએ તો જન્મથી માંડીને પ્રથમ છ વર્ષ સુધીનો ગાળો બાળકના વિકાસની દૃષ્ટિએ ખૂબ અગત્યનો છે. બાળક આ વર્ષો દરમિયાન ઘરમાં વધુ વખત ગાળે છે અને ઘરના વાતાવરણમાંથી સમાજ, ધર્મ, દેશ, આડોશી–પાડોશી વગેરે વિષેનું સામાન્ય જ્ઞાન મેળવે છે. માતા–પિતા બંને પાસેથી એને આ બધું જ્ઞાન પ્રાપ્ત થાય છે. એનું વર્તન એના સમાજનાં સ્વીકારાયેલાં ધોરણોને અનુરૂપ થાય એ એનાં માબાપ જુવે છે. બાળકનાં શારીરિક પરિવર્તનો ને વિકાસની સાથે સાથે એનું માનસિક ઘડતર પણ થયે જાય છે. આ સંસ્કારગ્રહણની ક્રિયાને મનોવિજ્ઞાનની પરિભાષામાં સમાજ-દીક્ષા અથવા સામાજીકરણ કહેવામાં આવે છે. આ પ્રક્રિયાને પરિણામે મુસ્લિમ બાળક 'આદાબ અર્જ', હિંદુ બાળક 'નમસ્તે,' અને અમેરિકન બાળક 'હાય, હાઉ આર યુ ?' એમ અનુકરણ વડે શીખે છે. આમ સંસ્કારગ્રહણની ક્રિયા ખૂબ સ્વાભાવિક લાગતી પ્રક્રિયા છે અને દરેક બાળક એમાંથી પસાર થાય છે. એથી જ તો એની સારી નરસી ટેવોનાં બીજ વવાય છે, એનાં વ્યક્તિગત, સામાજિક ને ધાર્મિક મૂલ્યો ઘડાય છે અને પોતાના તેમજ અન્ય સમાજ વિષેના એના અભિપ્રાયો આ ગાળામાં આકાર લે છે. આ દૃષ્ટિએ સામાજીકરણની ક્રિયાની અગત્ય બાળમનોવિજ્ઞાનના ક્ષેત્રમાં ઘણી વધી પડે છે.

આમજનાં વાસ્તવિક પરિસ્થિતિમાં બાળવિકાસના આ ગાળા દરમિયાન માબાપ હમેશાં જાગૃત નથી પણ જોવામાં આવતાં અને આપણાં બાળકોને જે રીતે સમાજદીક્ષા મળવી જોઈએ તે નથી મળતી. આ જ બાળકો મોટાં થઈને કુમાર તરીકે, કિશોર તરીકે અને યુવાન તરીકે અમુક રીતે વર્તે છે ત્યારે મા-બાપને ખૂબ આશ્ચર્ય થાય છે ને કોઈ કોઈકવાર રંજ પણ થાય છે. એ વખતે આપણે અમુક વર્તનનાં કારણો તપાસવા માંડીએ છીએ પણ આ સામાજીકરણની રીતમાં રહેલી ખામી શોધવા આપણે ક્યારેય પ્રયત્ન કર્યો છે ખરો ? આપણે બધાં જ એવી અપેક્ષા રાખીએ છીએ કે આપણું બાળક સદ્‌ગુણી થાય, સામી વ્યક્તિ સાથે સલાહસંપથી વર્તે ને સામાજિક સંબંધો સરસ રીતે જાળવીને એનું સામાજિક અનુકૂલન કરે. પણ ઘરમાં, શાળામાં ને સમાજમાં એને અનુકૂળ વાતાવરણ ન મળે તો બાળક આવું બની શકે ખરું ? જે ઘરમાં મોટાંઓ સદ્‌ગુણી ન હોય, સલાહસંપથી ન વર્તતાં હોય અને સામાજિક અનુકૂલનો હંમેશ નિષ્ફળ જતાં હોય એ ઘરમાં ઉછરેલું બાળક પણ એવું જ બને એમાં શી નવાઈ ?

નવજાત શિશુ 'સ્વ'માં રચ્યું–પચ્યું રહેનારું છે. એની શારીરિક ને માનસિક જરૂરિયાતો સંતોષાય તો એને કોઈનાય પડી નથી હોતી. એટલે સામાજીકરણની પ્રક્રિયાથી એ તદ્દન અજ્ઞાત જ હોય છે. પણ જન્મ પછીના થોડાં અઠવાડિયાં બાદ એ આજુબાજુનો અવાજ સાંભળીને ડોકું ફેરવતું થાય છે. એને એમ લાગવા માંડે છે કે એના સિવાય બીજું પણ કોઈ છે ખરું અને એનો સ્વપ્રેમ થોડો ઓછો થવા માંડે છે. વળી જેમ જેમ એનું જ્ઞાનતંત્ર વિકસે છે તેમ તેમ તે નજર માંડતું, અવાજને યોગ્ય પ્રતિયોગ આપતું, પોતાનો જ અવાજ સાંભળીને નવી મેળવેલ સિદ્ધિથી જ્ઞાત બનીને એવી જ કિલકારીઓ વારંવાર કરવાનું એને મન થાય છે. પોતાની મેળે ઊંધું પડતાં, બેસતાં, પકડીને ઊભું રહેતાં, ડગ માંડતાં અને ધીમે ધીમે





અદ્ધર ચાલતાં શીખે છે. એમાં બાળકની શારીરિક તૈયારી, ટેવ અને કુટુંબીઓના પ્રોત્સાહનનો ખપ પડે છે. જો કે સામાન્ય રીતે બાળક તંદુરસ્ત હોય ને સામાન્ય બુદ્ધિ ધરાવતું હોય તો આ બધી ક્રિયાઓ પ્રથમ વર્ષ દરમિયાન શીખી જાય છે. એ જ વખતે એનો સામાજિક વિકાસ પણ થાય છે. આ વિકાસમાં મા–બાપ, કુટુંબ અને વાતાવરણ ખૂબ અગત્યનાં અંગો છે.

બાળક ચાલતું થાય—ભાંખડીયે ને પછી આપમેળે—ત્યારે ઘરની અંદર ગોઠવેલી વસ્તુ તરફ તેનું ધ્યાન જાય છે. એની અંદર રહેલી કુતૂહલતાની સહજવૃત્તિ ( instinct ) એને દરેક વસ્તુ હાથમાં લેવા ને મોંમાં નાખવા પ્રેરે છે. હવે ઘરની જેટલી વસ્તુઓ એને આકર્ષે એ બધાંનો તે આ રીતે જ્ઞાન મેળવવામાં ઉપયોગ કરી શકે નહીં એ સ્વાભાવિક છે. આપણી રોકટોક એને નિરાશ કરે ખરી. પણ સામાજીકરણની પ્રક્રિયામાં નિરાશાનો અનુભવ પણ જરૂરી માનવામાં આવે છે. કારણ કે બાળકની બધી આવશ્યકતાઓ સંતોષાય એવું વાતાવરણ કોઈ સમાજ પેશ કરી શકે નહીં. બાળકની ઇચ્છાઓ કેટલીકવાર નાદાન અને વાહિયાત હોય એવું પણ બને. રામચંદ્રે ચંદ્રને રમકડા તરીકે મેળવવા લીધેલી હઠ અને એ જે રીતે પૂરી કરવામાં આવી એથી આપણે સૌ વાકેફ છીએ. દરેક સંસ્કૃતિની અમુક માંગ હોય છે. અને એ રીતે, અમુક હદ સુધીની જરૂરિયાતો જ સંતોષી શકાય છે. અમુક ઉંમરના થતાં સુધીમાં બાળકે એની હાજતો ઉપરનું નિયંત્રણ મેળવી લેવું જોઈએ, ખાવા–પીવાની એના સમાજની રહેણીકરણી પ્રમાણે એણે ખાતાં–પીતાં ને કપડાં પહેરતાં શીખી લેવું જોઈએ. અને ડરાવે તેવા સંજોગોને દૂર કરતાં પણ શીખવું જ જોઈએ. દરેક સમાજ—સભ્ય કે અસભ્ય—પોતાનાં બાળકો પાસે આટલી તો અપેક્ષા રાખે જ છે.

માનવબાળ શરૂઆતની જિંદગીનાં થોડાં વર્ષો માતા ઉપર ખૂબ આધાર રાખે છે. આથી સામાજીકરણની પ્રક્રિયામાં બાળકના વર્તનને ઘડવામાં માતા કે અન્ય કોઈ દેખરેખ રાખનારનું ખૂબ મહત્ત્વ છે. એક રીતે જોઈએ તો કુટુંબની દરેક વ્યક્તિ આમાં સારો–ખોટો ફાળો આપતી હોય છે. આથી તો માનસશાસ્ત્રીઓ કુટુંબના વાતાવરણની સંવાદિતા પર પુષ્કળ ભાર મૂકે છે. મોટા થઈને બાળકે જે દુનિયામાં ઝઝૂમવાનું છે એની કેળવણી એને કુટુંબમાંથી મળવાની છે. ખાસ કરીને બાળક પોતાનાં વલણો અને સારી–ખોટી ટેવો કુટુંબ પાસેથી જ મેળવે છે. કોઈવાર એવું બને કે બાળકના મનમાં પોતાની શારીરિક જરૂરિયાતો અને માતાપિતા જે શિસ્ત કે નીતિનિયમો ( mores ) લાદવા માગતાં હોય એ બંને વચ્ચે ઘર્ષણ જન્મે. દા. ત. એક બાળકને આખો દિવસ રમવાનું ગમે છે. રમતમાં ને રમતમાં એને ખાવા–પીવાનું પણ ધ્યાન રહેતું નથી. વળી રમકડાં એટલાં વહાલાં છે કે એને છોડવાં ગમતાં નથી. રમતમાં એ એટલું મશગૂલ બને છે કે એને થાકનું પણ ભાન રહેતું નથી અને આરામ કરવા માટે માતા વારંવાર ટોકતી હોય છતાં 'થોડી-વાર પછી' એમ કહીને એ માતાને ટાળે છે. આવે વખતે માતા રમતમાંથી એનું ધ્યાન બીજી બાજુ દોરવા પ્રયત્ન કરે છે. એની સમક્ષ ખાવાનું મૂકીને એ કહેશે કે 'લે, તું ખા, ને તારાં હાથી–ઘોડાને પણ ખવડાવ.' આ જાતની સમાધાનવૃત્તિ અપના-વીને માતા બાળકને જરાય દુઃખી કર્યા વગર એના મનને બીજી બાજુ વાળે છે, ઘર્ષણ દૂર કરે છે ને સામાજીકરણ પ્રતિ સફળતાપૂર્વક પહેલું પગથિયું ચડાવે છે.

સામાજીકરણની પ્રક્રિયામાં બીજી વસ્તુ ખાસ એ ધ્યાન રાખવાની છે કે બાળકમાં જે આવડત ન કેળવાઈ હોય એને લગતા વર્તાવની માગણી ન કરવી. દા. ત. જે બાળકને બરાબર ખાતાં આવડ્યું નથી, એને માટે કોળિયો બરાબર પકડીને પાડ્યા વગર મોંમાં મૂકવાનું મુશ્કેલ લાગવાનું. જે સમાજમાં છરી–કાંટા –ચમચીનો ઉપયોગ ખાવા માટે કરવામાં આવે છે

ત્યાં આગળ બાળક અમુક જ રીતે ચમચી પકડે, અમુક જ હાથમાં છરી પકડે ને કાંટો અમુક જ રીતે રાખે એ બધી અપેક્ષાઓ અસ્થાને ગણાય. આવું જ એની ચાલવાની ક્રિયા વિષે. એને પકડીને ઊભા થતાંય ન આવડ્યું હોય ત્યારે એ અદ્ધર ચાલે એવી અપેક્ષા મૂગું બાળક કેવી રીતે પૂરી કરી શકે? બાળવિકાસના ક્ષેત્રમાં નિષ્ણાત એવા બે અવલોકનકારો ગીસેલ અને ઈલ્ગ એમ સૂચવે છે કે દરેક બાળક એના વિકાસની મુદત નક્કી કરે છે ને એ પ્રમાણે અનુસરે છે. આપણા પાડોશીનું બાળક વહેલું બોલતું થયું ને આપણું કેમ નહીં એવા પ્રશ્નો ઘણાંય માબાપને મૂઝવતા હોય છે એનો જવાબ ઉપરના મંતવ્યમાંથી જડી આવશે. દરેક બાળક જુદું છે, એનું વ્યક્તિત્વ જુદું છે. આથી એ એના કુદરતી ક્રમ પ્રમાણે વિકસશે એટવી ધીરજ માબાપે રાખવી રહી.

સામાજિક સંસ્કારમાં ત્રીજી અગત્યની વસ્તુ એ છે કે માબાપે બાળકને કદીય એમ ન લાગવા દેવું જોઈએ કે તેઓ એને ચાહતાં નથી કારણ કે એનામાં અમુક આવડત નથી. જો બાળક સામાજિક વર્તાવ બરાબર ન કરી શકતું હોય તો પણ કોઈ પણ જાતનું દબાણ કામિયાબ નહીં નીવડે. આવા પ્રસંગે જો લાગણીવશતાથી ઉશ્કેરાઈ જઈને કામ લેવામાં આવશે તો બાળકની લાગણી ઘવાશે ને એને ખૂબ દુઃખ થશે. આટલા માટે મનોવિજ્ઞાનીઓ બાળકને કરવામાં આવતી શિક્ષાનો વિરોધ કરે છે. એના કરતાં ધીરજ ને શાંતિથી કામ લેવાથી અને સારા વર્તન માટે ઈનામ આપવાથી બાળકનું વર્તન સુધારી શકાશે. એની સલામતી કદીય ન જોખમાવી જોઈએ. જો એ સામાજિક વ્યવહારમાં માબાપની અપેક્ષા નહીં પૂરી કરે તો માબાપ એને નહીં ચાહે એવી ભયની લાગણી એનામાં ન પ્રવેશવી જોઈએ. જો એવી લાગણી પ્રવેશે તો અપેક્ષિત વર્તનમાં એ સફળ નહીં જ થાય.

આપણા અને અન્ય સમાજમાં બાળકની વધારે નિકટ એની માતા હોય છે. પાંચ વર્ષનું થતાં સુધીમાં તો એના ઉપર માતાના આચારવિચારોની છાપ પડી જાય છે. માતા તરફથી એને માત્ર શારીરિક વારસો નહીં પણ વ્યક્તિત્વનાં લક્ષણો સુદ્ધાં મળ્યાં હોય છે; કારણ કે માતાએ અત્યાર સુધી એની અંગત સલામતી જાળવી છે, એના ગુણોની, આવડતની યોગ્ય કદર કરી છે. સાથે સાથે માતાએ પોતાની સફળતા–નિષ્ફળતા, ભય, આકાંક્ષા, પૂર્વગ્રહ, અને સહનશીલતાનો પણ વારસો બાળકને આપ્યો છે. આ જેટલું માતા માટે સાચું છે એટલું પિતા માટે પણ છે; પણ પિતાનો સંબંધ બાળક સાથે એટલો નિકટનો નથી હોતો કારણ કે મોટાભાગે એ ઘરની બહાર વધુ સમય ગાળે છે. આથી બાળક જેટલું તાદાત્મ્ય માતા સાથે અનુભવે છે તેટલું પિતા સાથે નહીં. આને લીધે જ ઉતાવળમાં કે માનસિક રીતે દુઃખી અવસ્થામાં માતા બાળકને દૂધ પીવડાવે છે ત્યારે બાળકના મનમાં બિનસલામતીની ભાવના આરોપિત કરે છે. આથી ઊલટું ખૂબ નિરાતે, નિશ્ચિંત અને આ ક્રિયા કરનાર માતા બાળકને સુખી, સલામત અને પ્રેમાળ વર્તાવવાળું બનાવે છે.

આમછતાં માતા જ્યારે બાળકને એની કુદરતી હાજતોનું નિયંત્રણ કરતાં શીખવતી હોય છે ત્યારે બાળક અને માતાના સંબંધો થોડાક જોખમાય છે. અમુક માતા પોતાના બાળકને ખૂબ વહેલું આ નિયંત્રણ શીખવે છે ને અમુક માતા મોડું. એને કારણે આપણા સમાજમાં એની ટીકા થવા પણ સંભવ છે. જે માતા ઝટઝટ આ બધું શીખવે છે તે પોતે ગૌરવ પણ લે છે. અગત્યનો મુદ્દો અહીં એ છે કે આપણે સામાજીકરણની આ ક્રિયામાં વધુ-પડતો ભાર લાગણી પર મૂકી દીધો છે જેથી બાળક પોતે સહકાર નહીં આપે તો માતાની લાગણી દુભાશે એમ સમજે છે. પરિણામે એનામાં સંયમ કેળવાતો નથી ને ઊલટી પ્રક્રિયા લંબાઈ જાય છે. કેટલીક વખત માતાના દબાણને વશ નહીં થઈ શકતું હોવાથી બાળક કબજિયાતનો ભોગ બને છે, માબાપ પ્રત્યે વિરોધ નોંધાવતું અને અસહકારી પણ બને છે.





સામાજીકરણનું ધ્યેય તો આખરે એક સ્વતંત્ર, સ્વાવલંબી અને જવાબદારીના ભાનવાળો નાગરિક સમાજને આપવાનું છે. આ ક્ષેત્રમાં થયેલાં સંશોધનો આપણને એમ માનવા પ્રેરે એવાં છે કે ઉપરના ધ્યેય સુધી પહોંચવા માટે બાળકને એની શારીરિક અને માનસિક યોગ્યતા અનુસાર સ્વતંત્ર બનવા દેવું જોઈએ. મોટાંઓ ઉપર એ બધી બાબતો માટે આધાર રાખનાર બને એ આદર્શ સ્થિતિ નથી. પણ જ્યાં સુધી એનામાં તાકાત ન હોય ત્યાં સુધી મદદ કરવી જરૂરી છે. બાળકનું અમુક હદ સુધીનું રક્ષણ એની સલામતી માટે જરૂરી છે માટે તો બાળક પૂરેપૂરું સમજણું ન થાય ત્યાંસુધી કાચનાં કે વીજળીનાં સાધનો એની પહોંચ બહાર મૂકીએ છીએ; અને જ્યારે જરૂર હોય ત્યારે એને રોકીએ છીએ, અટકાવીએ છીએ. બાળકની જરૂરિયાતો અને એના વર્તાવ અંગે પણ અમુક ધોરણો માબાપ કે સમાજ આથી જ નક્કી કરે છે. તદુપરાંત સામાજીકરણની ક્રિયામાં બાળકને જેટલું જલદી સ્વતંત્ર બનાવાય એટલું જલદી બનાવવા માટે દોડાદોડી કરવાની તરફેણમાં પણ જ્ઞાનીઓ નથી અને વધારેપડતા રક્ષણ અંગે પણ એમણે લાલબત્તી ધરેલી છે. કારણ કે બાળક ઝટ ઝટ સ્વાવલંબી બની જાય એવું ઈચ્છનાર માબાપ બાળકના ભાવનામય અને સામાજિક વિકાસને અવરોધે છે અને બાળકને પૂરતું રક્ષણ ન મળ્યું હોવાને કારણે બાળક ગુના તરફ આકર્ષાય છે. જ્યારે વધારેપડતી આળપંપાળને કારણે બાળક ખૂબ સ્વાર્થી, હઠી ને બીજાના ભોગે પણ પોતે સગવડ ભોગવે એવું બને છે. કોઈનું કહ્યું માનવાનું એને ગમતું નથી.

મોટાભાગની સમાજવ્યવસ્થામાં બાળક માબાપ પાસેથી બિનૌપચારિકરીતે (informally) સમાજ-દીક્ષા મેળવે છે: પાંચ વર્ષની ઉંમર પછી શાળાએ જતું થાય એટલે શિક્ષકો પાસેથી તે સમાજની રીતિનીતિ પ્રમાણે ઉપચારિકરીતે (formally) સામાજીકરણની દીક્ષા પામે છે. ઉપરાંત દરેક સમાજની આગવી એવી એકરૂપતા (conformity) હોય છે એને સામાન્યતઃ વ્યક્તિ તાબે થાય છે અને તાબે ન થાય તો એની સામે બળવો પુકારે છે. સામાજીકરણની પ્રક્રિયામાં આચારવિચારની સામ્યતા અને એકરૂપતાની આવશ્યકતા રહેલી છે. દરેક સમાજમાં બાળકો માબાપનું કહ્યું ન માને તો ઓછીવત્તી શિક્ષા કરવાની પ્રથા છે જ.

બાળકના વિકાસમાં અમુક કાળ એવો આવે જ છે કે જ્યારે એના શરીરની ગ્રંથિઓમાંથી અમુક આંતરિક રસો ઝરી રહ્યા હોવાને કારણે શારીરિક પરિવર્તન થઈ રહ્યું હોય છે. કિશોરાવસ્થા (adolescence) લગભગ ૧૨ થી ૧૮ વર્ષ સુધીના ગાળાને કહેવામાં આવે છે. આ અવસ્થામાં બાળકો બાળક જેવું નથી વર્તતાં, પુખ્તો જેવું પણ નહીં—માત્ર કિશોરો જેવું જ વર્તે છે. અનેક પ્રશ્નોની હારમાળા લઈને આવેલી કિશોરાવસ્થા માબાપ માટે પણ ઘણી મૂંઝવણો ઊભી કરે છે. આપણા સમાજમાં કિશોરાવસ્થાએ ઊભા કરેલા પ્રશ્નોનો તલસ્પર્શી અભ્યાસ કરીને હજુ સુધી કોઈએ તારણો આપ્યાં નથી. આમ છતાં સામાન્ય અવલોકન વડે એમ કહી શકાય ખરું કે આ અવસ્થા સંધિકાળ જેવી છે—આપણે કિશોરને યુવાન પણ નથી ગણી શકતાં ને બાળક પણ નહીં—એટલે કિશોર માટે કપરી પરિસ્થિતિ સર્જીએ છીએ. પોતાનો સામાજિક સ્વીકાર નહીં થતાં કિશોર નિરાશ થાય છે, જીવન એને બોજ જેવું લાગે છે; આમછતાં સામાન્ય સિદ્ધિઓનું ધોરણ સારું એવું ઊંચું જાય છે. કિશોરની જાતીય ઈચ્છાઓનું નિયંત્રણ દરેક સમાજ કરે છે, કારણ કે કોઈ પણ સભ્ય સમાજ કિશોરને વાસના સંતોષવાની છૂટ આપી શકે નહીં. આવે વખતે માબાપે ખૂબ જ સાવધાનીપૂર્વક એને શીખવવાનું રહે છે જેથી એ પોતાની નવી ઈચ્છાઓ અને નવી જવાબદારી વચ્ચે સમન્વય સાધી શકે. એની વાતો હસીને કાઢી નાખવા કરતાં, જીવન વિષેનું એનું દૃષ્ટિબિંદુ જવાબદારીભર્યું ને પક્વ થાય એ દિશામાં માબાપે પ્રયત્ન કરવા પડે છે. આ અવસ્થા દરમ્યાન

કિશોર માબાપની અવગણના પણ કરે છે કારણ કે એને સરખે-સરખી ટોળકીમાં એનું આગવું સ્થાન ઊભું કરવું છે. એને કારણે એ માબાપથી સ્વતંત્ર થવા ઇચ્છે છે. આપણે એક જ ફેશનનાં કપડાંમાં સુસજ્જ કિશોરો રોજ જોઈએ છીએ. એ લોકો કપડાંમાં તો એકબીજાની નકલ કરે છે પણ માથું પણ અમુક જ રીતે ઓળે છે અને બોલે છે પણ અમુક જ ઢબે. સામાજિક દૃષ્ટિએ ટોળીવય (gang-age) ખૂબ અગત્યની છે. સારી સારી સામૂહિક પ્રવૃત્તિઓ યોજીને એમને એક સાથે કામ કરતાં જરૂર શીખવી શકાય.

શીખવાની ક્રિયા (learning) અને સામાજીકરણને પણ ખૂબ ગાઢ સબંધ છે. શીખવવાની અસર લાંબો વખત આપણી સાથે રહે છે. એટલા માટે તો એમ માનવામાં આવે છે કે જો સામાજીકરણની પ્રથામાં પરિવર્તન કરવામાં આવે તો સામાજિક પરિવર્તન ઝટ આવે. આપણા ઘરમાં ઉછરતા નાના બાળકને જ્ઞાતિવ્યવસ્થાની ઉત્પત્તિ અને એની જડતા વિષે શિક્ષણ આપીને એમ કહીએ કે કોઈ પણ જાતતા ભેદભાવો પાયા વગરના છે તો એ વિચારોની અસર કાયમ રહે ખરી. આપણા સમાજમાં અનેક કોમો વચ્ચે જે પૂર્વગ્રહો જોવામાં આવે છે તે પણ સામાજીકરણની પ્રક્રિયામાં સૂચનનો ઉપયોગ કરીએ તો દૂર થાય. વિધર્મી વ્યક્તિઓ વચ્ચે ગાઢ મૈત્રી આપણે ત્યાં ખાસ જોવામાં નથી આવતી અને ભારત સરકારની અસ્પૃશ્યતાનિવારણની નીતિ મોટાં શહેરો બાદ કરતાં હજુ દુઃખદ રીતે નિષ્ફળ છે. આથી નાનપણથી બાળકને એમ શીખવવામાં આવે કે હરિજનોને અડવાથી અપવિત્ર ન થવાય, નહાવું ન પડે તો કાળક્રમે આ ભેદવૃત્તિ લુપ્ત થાય ખરી.

આપણે જોયું કે સામાજીકરણ બાળકના સમગ્ર જીવનને ઘડવા માટે ખૂબ જરૂરી છે. એમાં સૂચનની જેમ અનુકરણનું પણ એટલું જ મહત્ત્વ છે. બાળક માબાપને જે ભાષા બોલતાં સાંભળે છે તે પોતે શીખે છે. વળી ઘરનાં કુટુંબીઓ જેવું બોલે તેની અસર પણ બાળક પર પડે જ. બાળક બોલતાં શીખે ત્યારે માબાપને એની કાલીઘેલી ભાષા સાંભળવી ગમે છે અને એ લોભે ઘણાં માબાપ બાળક સાથે કાલી વાણી બોલે છે. બાળક પણ એનું અનુકરણ કરે છે. બાળક મોટું થાય ને પછી પણ કાલી બોલી ચાલુ રાખે છે ત્યારે માબાપને એ નથી ગમતું, પછી માબાપ એને સુધરવા માટે ટકોર કરે છે પણ પોતાનો વાંક એમને જડતો નથી.

માટે બાળકોને જો આપણે સારાં, પ્રામાણિક નાગરિક બનાવવાં હોય તો એનું સામાજીકરણ સંતોષકારક રીતે થવું ખૂબ જરૂરી છે. બાળકો સમાજોપયોગી નીવડે એમ આપણે બધાં ઇચ્છીએ છીએ. કોઈપણ સમાજને પોતાનાં બાળકો ગુનાહિત વલણવાળા બને એ ન જ પરવડે. સારા નાગરિક બનવા માટે બાળકનું મૈત્રીવર્તુળ સારું હોવું જોઈએ અને માતાપિતા ખૂબ જાગૃત હોવાં જોઈએ. આપણે ત્યાંની પરિસ્થિતિ બહુ આનંદ પમાડે એવી નથી કારણ કે આપણાં ઘણાંખરાં માબાપ જોઈએ તેટલાં સજાગ નથી પણ સમાજસુધારકો અને શિક્ષકો આ દિશામાં જાગૃત રહીને પ્રયત્ન કરશે તો ભાવિ પ્રજાનું ચારિત્ર્ય નહીં સુધરે એવું માનવાને કોઈ કારણ નથી.*





સ્વામી વિવેકાનંદ માત્ર એક આધ્યાત્મિક નેતા જ નહિ, પણ એક મહાન દેશભક્ત પણ હતા. તેમના વ્યક્તિત્વની તોલે આવે એવી વ્યક્તિઓ તવારીખમાં ગણીગાંઠી જ મળી આવે છે. પ્રજાને નિદ્રામાંથી જાગૃત કરી રાષ્ટ્રની મહત્ત્વાકાંક્ષાઓને તેમણે વાચા આપી હતી. વર્ષો પહેલાં તેમણે જે કહ્યું હતું તે આજની પરિસ્થિતિને બરાબર લાગુ પડે છે. તેમણે આપણને અભય, ધીરજ અને શાંતિથી પ્રશ્નોનો સામનો કરવા શીખવ્યું છે.

—જવાહરલાલ નેહરુ

પુષ્કર ચંદરવાકર

# પહેલા દલમાં, પછી દિલમાં

ભારતીય સંસ્કૃતિ અને નારીની મમતાએ એક અંગ્રેજને આકર્ષ્યો પણ એની ભાવના ભ્રામક નીવડી. ત્યારે જે કફોડી દશા એ અંગ્રેજે અનુભવી તે ત્યાગ ભાવના રજૂ કરતી આ વાર્તા આપણા સિદ્ધહસ્ત વાર્તાનવેશની છે...

પહેલગાંવથી સમાચાર આવ્યા, કેબલ દ્વારા, 'ન મોકલશો કોઈ પણ પ્રવાસીને શ્રીનગરથી આગળ ! બરફ પડી રહ્યો છે. અતિ પ્રબળ ને ગતિશીલ પવન ફૂંકાઈ રહ્યો છે. લશ્કરી કેમ્પના અમલદારો તંબુમાં તાપણાં સળગાવીને કેદ પુરાઈ રહ્યાં છે ! સર્વત્ર બરફ ...બરફ...બરફ !'

શ્રીનગરની ટૂરિસ્ટ કચેરીમાં સવારે સાત વાગ્યે જઈને મેં પહેલગાંવની મારી બસરીઝર્વેશનની ટિકિટ બતાવી કે કચેરીઅધિકારીએ મને કેબલની ટેક્સ્ટ્સ બતાવી ! હું કાંઈ પહેલી જ વખત પહેલગાંવ જવા માટે તૈયાર થયો હોઉં તેવુંય ન હતું. હા, છેલ્લાં અઢાર વર્ષના ગાળામાં કાશ્મીરની ભૂમિ પર મેં પગ નહોતો મૂક્યો. ભારતની નોકરી છોડ્યા પછી, અલબત, હું અહીં સ્વતંત્ર ભારતમાં પહેલી જ વાર આવ્યો હતો. પણ હું લાહોરની કૉલેજમાં આચાર્યપદે હતો ત્યારે અમે દર ઉનાળે શ્રીનગરમાં આવતાં.

મેં 'અમે' શબ્દ વાપર્યો છે. હા, જાણીબૂઝીને ! 'અમે'ના અર્થમાં મારી જીવનસખી અને હું સમાયેલાં છીએ.

જેને હું જીવનસખી કહી સંબોધી રહ્યો છું તે ભારતીય નારી હતી. ઑક્સફર્ડમાં જ્યારે હું ઇતિહાસનો વિષય લઈ બી. એ.ના છેલ્લા વર્ષમાં અભ્યાસ કરતો હતો ત્યારે કુ. મિશ્રા વનસ્પતિશાસ્ત્રના વિષયના છેલ્લા વર્ષમાં હતાં. પણ અમારો ભેટો કાંઈક વિચિત્ર સંજોગોમાં થયો હતો. ઑક્સફર્ડ વિશ્વવિદ્યાલયમાં આંતરરાષ્ટ્રિય ધોરણે વિદ્યાર્થીઓ વચ્ચે વકતૃત્વ સ્પર્ધા યોજાઈ હતી અને તે વર્ષે તેનો વિષય હતો : 'સમાજસેવા જ જીવનનો ઉન્નતિકર માર્ગ છે.'

આ વકતૃત્વસ્પર્ધામાં મેં ભાગ નહોતો લીધો, પણ કુ. મિશ્રાએ ભાગ લીધો હતો, અને સૌ શ્રોતાને મુગ્ધ કરીને પ્રથમ પારિતોષિકનાં વિજેતા તેઓ બન્યાં હતાં.

આટલુંય અમારા મિલનમાં પૂરતું કારણ ન હતું. પણ તેમણે આ સ્પર્ધામાં જે જે દૃષ્ટાંતો આપ્યાં, અને વાક્છટાથી વિષયની રજુઆત કરી તે સર્વ ભારતીય વર્તમાન જીવન, પ્રાચીન સંસ્કૃતિ, પુરાણ, ઇતિહાસ અને લોકજીવનમાંથી હતાં. મને ત્યારે ભારત પ્રત્યે, ભારતના માનવી પ્રત્યે એક જુદા જ પ્રકારની સહાનુભૂતિ હતી, મારો ખાસ વિષય પણ ભારતનો પ્રાચીન ઇતિહાસ હતો, ને તેના કારણે પ્રાચીન ભારતીય સંસ્કૃતિ પણ આકર્ષતી હતી.

ક્યાં વનસ્પતિશાસ્ત્ર ને ક્યાં આ ભારતીય સંસ્કૃતિની વાત કરનાર વિદૂષી નારી ! મારા મનમાં, આથી જ કુ. મિશ્રા પ્રત્યે ભાવ જન્મ્યો.

હું ઑક્સફર્ડ નદીને તીરે વિમાસણમાં પડ્યો પડ્યો ઘટમાં આ વિચારને ઘૂંટતો હતો, ત્યાં કુ. મિશ્રા આવ્યાં. મેં પણ સ્ત્રી-દાક્ષિણ્ય બતાવી ઊભા થઈને તેમને મારી આગળ ચાલવા વિનંતિ કરી ને પછી પ્રકૃતિરમ્ય અને નયનમનોહર નદીવળાંક શોધી ત્યાં જ લીલોતરી વચ્ચે અમે બન્ને ગોઠવાયાં. 'કુ. મિશ્રા, મને ભારત માટે પક્ષપાત છે. આદર છે. મારી મા-ભોમ જેમ તેને હું ચાહું છું.'

'સંભવ છે !'

'તે દિવસની તમારી ચર્ચા ગમી, પણ ખરેખર અભ્યાસ પછી તમે સમાજસેવા માટેની તૈયારી કરી રહ્યાં છો ?'

'નિશ્ચિત નથી.'

'સમજ્યો !'

અને ત્યારે મનમાં પ્રશ્ન જન્મ્યો : 'તો પછી આટલી વેધક વાણી જન્મી શા કાજે ? સ્ત્રીહૃદયને માપવું મુશ્કેલ હોય છે !'

તે દિવસ ધુમ્મસે છાયેલો હતો, તેથી કુ. મિશ્રાએ કદાચ આવો ઉત્તર વાળ્યો હશે એવો કવિતાભર્યો ખુલાસો ચિત્ત સાથે કરી ઊભો થયો. પણ મને તેમનું સાહચર્ય રુચ્યું.

કુ. મિશ્રા ઑક્સફર્ડમાંય વિશેષ ભારતીય પહેરવેશમાં રહેતાં, તેમનો લહરાતો સાડીનો પાલવ અમારું જબરું આકર્ષણ બન્યો હતો, તેથી એક દિવસ હિંમત કરીને મેં તેમના પાલવની પ્રસંશા કરતાં કહ્યું: 'અંધારી રાતના દક્ષિણ ક્ષિતિજના જેટલો તમારો પાલવ મંડિત અને સુશોભિત છે !'

'અરે, તમે કવિ છો ?'

'ના, ઇતિહાસકાર...પણ ભારતીય સંસ્કૃતિનો ઉપાસક જીવ !'

'સમજી !'

પણ આ ટૂંકા સંવાદમાંય કાંઈ જાદુ ન હતું. પણ ભારતીય જીવનની ગહનતા મારા માટેનું આકર્ષણ હતું.

દિવસે દિવસે અમારો પરિચય વધ્યો, મેં મારી પરીક્ષા આપી, અને મને યશ મળ્યો તેવી કક્ષાએ મેં પરીક્ષા પસાર કરી. કોઈ અંગ્રેજ બચ્ચાને—જ્યારે અમારું સામ્રાજ્ય પૃથ્વી પર તપતું હતું ત્યારે—નોકરીની વિમાસણ ક્યાં ભોગવવી પડી છે ! કુ. મિશ્રાના હૈયે મારી નિમણૂંકના સમાચાર સાંભળીને ઉમળકો આવ્યો, અને તેઓ મને અભિનંદવા આવ્યાં: 'મિ. કલાર્ક તમે અમને પરાજય આપ્યો છે.'

હું હસ્યો અને સ્વીકારમાં માથું નમાવ્યું, નમ્ર બનીને !

'હું જાણું છું કે અમે પરાજિત પ્રજા છીએ. અમારા સર્વક્ષેત્રે તમે લોક જ મોવડીઓ છો ! અમારા લોકની સેવા કરવાના ક્ષેત્રે પણ તમારા પાદરીઓ !'

'તમારું, જીવનસુકાન હવે કઈ દિશાએ ?'

'ભારતમાં. હું ભારતને ચાહું છું, ભારતની ભૂમિને માભોમ સમી માનું છું. ભારતની નારીનું ગૌરવ કરું છું. તેની સંસ્કૃતિનો હું આશક છું. પૂજક છું અને તે પ્રગટ થાય છે ભારતીય નારીદ્વારા !'

'સમજી ! તો ક્યારે ભારતમાં...'

'કેમ, તમે સાથે આવવા...'

'તો મારો 'ચાર્જ' એક ટર્મ પૂરતો મોડો લઉં.'

'તમને નોકરી મળી ગઈ, ખરું કે ?' જાણીબૂઝીને પ્રશ્ન કર્યો. મેં સરળતાથી ઉત્તર આપ્યો, 'હા, લાહોરની સરકારી કૉલેજના આચાર્યપદે અને ઇતિહાસના મુખ્ય અધ્યાપક તરીકે !'

'કેવું સદ્‌ભાગ્ય ! બાકી પ્રિય વિષય માટે જીવન વ્યતીત કરવા કોને ક્યાં તકો મળે છે ? ભારતમાં તો હરગીઝ નહીં.'

'આભાર, તમારી હમદર્દી બદલ હું મારી તે જવાબદારીને યોગ્ય બનવા શક્ય તેટલું બધુંય કરીશ.'

પણ ત્યારે મને કુ. મિશ્રાના હૃદયપટના કોઈ ભાવને જોવા નહોતો મળ્યો, પણ તેણે આવીને એક સાંજે મને કહ્યું, 'કલાર્કસાહેબ...'

મને તો આ સંબોધન જ ન રુચ્યું. મેં તેનો થોડો વિરોધ પણ કર્યો.

'તમને ન ગમે તેવો મેં નિર્ણય લીધો છે.'

'કેમ ન ગમે ?'

'હું તમારી સાથે લાહોર આવું તો ?'

'મારી સાથે લાહોર ?'

મારા ચિત્રમાંથી આટલું દશ્ય પસાર થઈ ગયું ત્યારે મને વિચાર આવ્યો: કેટલાં વર્ષ પહેલાંનાં આ રમણીય અને મનમધુર સ્વપ્નચિત્રો !

ટૂરિસ્ટ સેન્ટર બહાર નીકળી મેં ટાંગાવાળાને બૂમ પાડી અને પાછી હું 'હિલ'માં જવા માટે વિચારતો ઊભો. ટૂરિસ્ટ સેન્ટરની સામેના મેદાનમાંથી મને ગોરાને દેખીને નવજવાન રંગીલો ખાન મલપતી ચાલે તેના ઘોડાને દોરતો મારી તરફ આવ્યો. હું ઘોડાગાડીમાં બેઠો. સુમધુર મંદમંદ પવનવીંઝણો વાઈ રહ્યો હતો. શંકરાચાર્યના પર્વતના છેડા પાસેથી ઘોડાગાડી પસાર થઈ ત્યારે મારી નજર દલ પર પડી. વૈદુર્યમણિને ગાળીને જાણે દલ સરોવરને ભર્યું ન હોય, તેવું તે રૂપકડું બન્યું હતું !





માનસમાંથી, સ્મૃતિના રુળ પરથી પેલી અઢારથી વીસ વર્ષની મારી જૂની સ્મૃતિ પાછી જાણે ભૂંસાઈ ગઈ ન હોય તેવું તમને સૌને લાગશે. ખરેખર, કાશ્મીરના જળરાશિસૌંદર્યમાં જીવનનું ઘણુંય માનવી ગુમાવી જાય છે. મેં મારું એકાકીપણું તો ખરેખર આટલા દિવસો પૂરતું ગુમાવ્યું છે ! અને દલ સરોવરનાં પાણી જેમ ભૌતિકદેહ માટે દર્પણરૂપ બને છે તેમ આંતર-દેહના માટે ગળાઈ ગયેલ સ્મૃતિઓને પાછી તાજી કરીને, દર્પણ શા બને છે. ગગરીદલના ત્રીજા ઘાટ પાસે મેં ટાંગાવાળા ખાનને ગાડી થંભાવવા હિંદીમાં આજ્ઞા આપી, ને તેના હાથમાં બે રૂપિયાની નોટ મૂકી. મેં ઘાટના શિકારાવાળાને કહ્યું : 'શિકારો લઈ ચાલો !'

હવામાં જરૂર ઠંડી પ્રવેશી હતી. ગગરીદલની દક્ષિણના સુલેમાન પર્વતની ગિરિમાળાનાં શિખરોએ જાણે ખાદીની સફેદ ટોપી પહેરી હોય તેવાં ટોચથી સફેદ બની ગયાં હતાં ! તો ગગરીદલના નીલરંગી નીરમાં શંકરાચાર્યની ચોટીની નજાકતભરી રેખાઓ વાંકીચૂંકી બનીને ખેલ કરી રહી હતી, તેના ઉત્તર પડખે ઊભેલ શરુવૃક્ષોની ભવ્યતા જળરાશિમાં નમણું રૂપ ધારણ કરીને પ્રતિબિંબિત થતી.

શિકારા ચલાવનારા જવાને મને પૂછ્યું : 'સાહબ, કૌન્સ બોટહાઉસમેં ! '

'દિલમેં'

'જી હાં, સરકાર ! નેહરુ પાર્કકી પીછે ! '

'હા ! '

'કમલકા બડા સરોવર હૈ ઔર ઉસકી બિચમેં રહમાન ઝુલસી કી હૈ વો 'દિલ 'મેં.'

મેં માત્ર ઈશારાથી હા કહી, કેમકે આજનું પ્રકૃતિનું રૂપ કોઈ નવા જ સ્વાંગમાં હોય તેવું લાગ્યું અને એ પ્રકૃતિરૂપમાં મેં કુ. મિશ્રાનાં સ્મરણોને ધસમસતાં આવતાં આંતરમનમાં જોયાં.—

અને હા, અમે બંને ઠીકઠીક સમય ઓક્સફર્ડ, લંડન અને ઇંગ્લાંડનાં અન્ય નગરોમાં ઘૂમ્યાં. ફ્રાન્સની સફર પણ સાથે જ કરી અને અતિ પરિચય પછી બંનેએ નિર્ણય કર્યો કે લગ્નગ્રંથિથી જોડાવું ! મારામાં સજાગ ભારતપ્રેમ, તેના કારણે આ નિર્ણય પર આવ્યો.

આજે હું માનતો થયો છું કે આવી લાગણીઓ, ઊર્મિઓ અને સંવેદનાઓ પણ માનવદુઃખનું કારણ બને છે !

આ બધા જ પ્રસંગોમાં, આજે કુ. મિશ્રાનું રૂપ—આંતરરૂપ કાંઈક મને વિચિત્ર લાગેલું. અમે શાસકો હતા, છતાંય જે અક્કડપણું મારામાં ન હતું તે એનામાં હતું. મારામાં જે હુંકાર ન હતો તે એનામાં હતો. વ્યક્તિત્વની ઉગ્રતા મારામાં ન હતી તે તેનામાં હતી પણ આ બધુંય અમે છૂટાં પડ્યા પછી મને તેનામાં જોવા મળ્યું છે. આજે આ સર્વ વિચારી શકું છું. તમે સૌ જેને માયા ને મમતાનાં જાળાં કહો છો, તેવાં જાળાં ત્યારે મારાં નયન આડે હતાં, કુ મિશ્રા માટે ! પ્રેમનું રૂપ ધારણ કરીને ચિત્તમાં તેઓ સર-જાયાં હતાં.

ત્યાં તો ખાને બૂમ પાડી : 'સરકાર, 'દિલ ' આ ગયા ! '

મારી વિચારમાળા તૂટી. શિકારામાંથી ઊભા થઈ મેં ગજવામાં હાથ નાખ્યો, ને જેબમાંથી પરચુરણ કાઢી મેં થોડા સિક્કાઓ તેના હાથમાં મૂક્યા. સલામ કરીને ગીત ગાતો તે શિકારાને ચલાવીને જવા લાગ્યો, ને હું નાનકડો દાદર કૂદીને બોટહાઉસના દીવાનખાનામાં, સોફામાં જઈ બેઠો. મારા સોફા સામે જ નીચી અભ-રાઈ પર ફીલિપ્સનો નાનકડો રેડિયો હતો, તેને મેં સ્વીચ ઓવર કર્યો, ને તેમાંથી ઝીણું છતાંય મધુરું અને કર્ણપ્રિય વાદ્યસંગીતનું ગીત ગૂંજતું હતું. પણ મને તે ક્યાં સ્પર્શે તેમ હતું ?

ફરીથી કહું કે અમે લગ્નગ્રંથિથી જોડાયાં, અને લાહો-રમાં ચાલ્યાં ગયાં. કુ. મિશ્રાએ લગ્ન પછી પણ તે જ અટક ચાલુ રાખી. મને તેની સામે લવલેશ વિરોધ પણ ન હતો અને મારા ત્યાંના સૌ મિત્રો પણ તેમને શ્રીમતી મિશ્રાના નામે જ સંબોધતા હતા.



લાહોરમાં મારા પર સવિશેષ વહીવટી બોજો હતો તેમ પણ ન હતું. વળી મારી સાથેના પ્રોફેસરોમાંથી પીઢ, ખંતીલા અને મહેનતુ એવા પકવવય અને બુદ્ધિના પ્રોફેસર મારા કામમાંથી કાંઈક બોજો ઓછો કરતા તેથી સવિશેષ સમય હું મારા અભ્યાસમાં અને લેખનમાં આપતો. શ્રીમતી મિશ્રાએ અહીં આવી પણ લોકસેવામાં સમય આપવાનું ચાલુ રાખ્યું હતું. તેની સામે મારો શરૂઆતમાં જરાય વાંધો, વિરોધ કે રોષ ન હતો, પણ શ્રીમતી મિશ્રાએ જ્યારે વિશેષ સમય તેમાં આપવા માંડ્યો, અને ઘણી વખતે લંચ લેવાના સમયે લંચ–ટેબલ પર માત્ર હું જ હોઉં ત્યારે મને એકલાપણું લાગતું. મને આ તત્ત્વ અભારતીય લાગ્યું. અને એથી એક સાંજે જ્યારે હું ટેનિસ રમવા જવાની તૈયારીમાં હતો, ત્યારે શ્રીમતી મિશ્રા શ્વાસભેર આવ્યાં.

મેં કહ્યું : 'તમે લંચમાં...'

'ક્ષમા યાચું છું. હમણાં હું ખૂબ કામમાં છું.'

'પણ સવારમાં નાસ્તો...'

'હા, આજે તે પણ લઈ શકી નથી.'

'મને ખાનસામાએ કહ્યું ! તો પછી તબિયત નહીં બગાડો ?'

'કોઈ વ્યક્તિના જીવનને બગડતું અટકાવવામાં જો જરા તબિયત બગડે તો તેમાં ખોટુંય છે શું ?'

આ ઉત્તર સામે મેં પ્રશ્ન ન કર્યો અને શ્રીમતી મિશ્રા ખાનસામાને સૂચના આપીને ચાલી નીકળ્યાં, અને સૂચનામાં આટલું જ : 'રાત્રે જમવાનું મોડું થાય, તો સાહેબને ખવડાવી લેશો. હું મોડી પણ આવું. ઘણું મોડું પણ થઈ જાય !'

હું આ શબ્દો સાંભળી રહ્યો.

રાત્રે હું ડાઈનીંગ હોલમાં એકલો અને લાહોરમાં મારા મિત્રમાં માત્ર શ્રીમતી મિશ્રા. એક જ વિચાર મનમાં ઘોળાતો હતો કે લગ્નજીવન એટલે એકલા ટટળવાની દશા ?

મેં ભારતીય નારીની પસંદગી આ જ કારણે કરી હતી કે તે જીવનસખી બની રહે !

ખાનસામાએ ડાઈનીંગ ટેબલ પર મારું ખાણું ગોઠવ્યું. મેં એકલા બેઠા બેઠા હાથ અને દાંતને હલાવવાના બદલે સવિશેષ ચિત્તનું ચક્ર ચલાવ્યું. તેની ગતિ અનેકગણી હોય છે તેમ માનસશાસ્ત્રીઓ કહે છે. તેની જેટલી ગતિ તેટલી ગતિએ ચિત્ત કાર્યરત બન્યું હતું.

ખાનસામા ત્રણેક વખત મારા ટેબલ પાસે આવી પાછો ચાલ્યો ગયો. તેનાય મનમાં કદાચ મારા પ્રત્યેની કાંઈક ગડમથલ ચાલી રહી હશે.

મારો બીઅરનો બાટલો જેમનો તેમજ રહ્યો. હું લગ્નજીવનનો હવે કોયડો શોધવાની મથામણમાં હતો. ત્યાં શ્રીમતી મિશ્રા આવ્યાં. તેમણે ડાઈનીંગ હોલમાં પગ મૂક્યો કે તરત જ જરાક મરકતાં અને મોટેથી કહ્યું : 'હલ્લો કલાર્કસાહેબ, ગૂડ નાઈટ !'

'ગૂડ નાઈટ !'

'તમારે એકલા ખાણું લેવું પડ્યું તે બદલ હું દુઃખ અનુભવું છું !'

'ધેટ ઈઝ ઓલ રાઈટ !' હું ગંભીર બનીને બોલ્યો.. શ્રીમતી મિશ્રા, કદાચ મારી આ ટકોરને પામી ગયાં હશે, પણ તેમણે મરકતાં કહ્યું : 'મિ. કલાર્ક આ ભૂમિમાં જન્મી છું, તેથી તેનું પણ ઋણ છે ને !'

'બરાબર !'

'તો તેના પ્રત્યે વફાઈ કેળવી...'

'કોણ ના પાડે છે ?'

હું મૂંગો રહ્યો. શ્રીમતી મિશ્રા ઘડીભર મૂંગાં રહ્યાં.

'મિ. કલાર્ક, આજે હું પતિતાઓ વચ્ચે ગઈ હતી.'

મેં માત્ર સાંભળ્યા કર્યું.

'તેમના જીવનમાં રોમાંચકતા છે, કરુણતા છે અને દિલદરિયાવી છે.'

'એટલે તમો વેશ્યાઓમાં કામ કરવાનું...'

'વિચારું છું !'

'સેવાનો અર્થ...?'

'હા, નારીનાં દુઃખો માટેની વિચારણા કરવી હોય





……અને તેને મુક્ત કરવી હોય તો આવાં કામો જરૂર કરવાં પડશે.'

'પણ.. ?' હું કશુંય ન બોલ્યો. ત્યાં ખાનસામા આવ્યો. શ્રીમતી મિશ્રા માટે ખાણું લાવવા માટે વિનંતિ કરી.

'ના, ના!' તેમણે નાટ્યાત્મક અભિનય અને વાણીથી ના પાડી, 'હજુ વાર છે.'

હું મૂગો બન્યો, અને ટેબલ પરથી ઊભો થઈ શયનગૃહમાં જઈ 'કોટ'માં આડો પડ્યો, ક્યાંય વાર સુધી. મને ખબર નથી કે માનિની ક્યારે આવ્યાં!

હું પોતે કવિઓ, નવલકથાકારો, ને નાટ્યકારોથી જરાય ઓછો સંવેદનશીલ નથી, અને આ કારણે મેં નિર્ણય લીધો કે સેવાનો માયનો એ થતો હોય કે સ્વજન, આપ્તજન અને પતિને ટટળતા મૂકી સમાજની પતિતાના ઉદ્ધારાર્થે દોડ્યા જવું?

મારા માટે મારા સ્થાનનો પ્રશ્ન પણ વિચારવાનો હતો.

આથી સવારે શ્રીમતી મિશ્રા મને મળ્યાં, ત્યારે મલકતાં ને મરકતાં હાથ જોડીને નમસ્કાર કરતાં બોલ્યાં: 'ગૂડ મોર્નિંગ!'

મને લાગ્યું અને સમજાયું કે તેઓ મારા કરતાં કાંઈક વહેલાં ઊઠ્યાં હોવાં જોઈએ. મેં વળતિયો આપ્યો:

'ગૂડ મોર્નિંગ!'

'મિ. કલાર્ક, તમારે મને આજેય ક્ષમા આપવી રહેશે!'

'કેમ?'

'આજે નાસ્તો કર્યા વગર જ મારા કાર્યક્ષેત્રે પહોંચી જવા ઇચ્છું છું!'

'પણ…પણ…' મારા અવાજમાં મુંઝારો હતો.

'કેમ, પણ શા માટે?'

'પણ મારા સ્થાનનો વિચાર તો કરો?'

'સ્થાનનો વિચાર કરવાનો હોય તો પેલી પતિતાના સ્થાનનો, જેમનું કોઈ નથી. સમાજના ધનિકોથી માંડીને સૌ કોઈ તેમનું શોષણ કરે છે. અને છતાંય તેમને સમાજની શરમ બનીને જીવવું પડે છે! તેમાં ક્રાન્તિ લાવવી પડશે. દેશ મારો છે, તેથી તે માટે મને મમત્વ વધુ હોય, તે તમે સમજી શકશો.'

હું કશુંય ન બોલ્યો. તે તો થોડીવારમાં મારા દેખતાં છતાંય ગાડીમાં બેસીને ચાલી ગયાં. મેં સંકલ્પ કર્યો, હવે બને તેટલું ઓછું બોલવું!

પણ તેમાંથી સવિશેષ એકાકી બન્યો. અહીં મિત્રો પણ ન બનાવી શક્યો, કેમકે સ્થાનને મારી વફાદારી વરી ચૂકી હતી.

પરિણામે બાયબલના પાત્ર જોબની દશા બની. ટોમસહાર્ડીનો હેન્યાર્ડ સ્મૃતિપટે આવતો. મેથ્યુ આર્નોલ્ડના 'આયસોલેશન' કાવ્યની પંક્તિએ પંક્તિ સજાગ બની ખડી રહેવા લાગી. કાળિદાસના મેઘદૂતના યક્ષની દશા રામગિરિમાં મારા જેવી જ હતી ને ભારતીય તત્ત્વજ્ઞાનમાંના દ્વીપદશાનો સિદ્ધાંત સમજવા લાગ્યો, અને લોર્ડ કર્ઝનનું ઉચ્ચારણ Splendid Isolation શું હોઈ શકે તે અનુભવવા લાગ્યો પરિણામે એક સાંજે નિર્ણય કર્યો: 'આ ભારત છોડવું. આ ભારતીય નારી છોડવી!'

આની ટકોર મેં શ્રીમતી મિશ્રાને કરી, ત્યારે તેમણે ઉડાઉ ઉત્તર આપ્યો:

'I am wedded to my cause!'

આથી મેં મારો નિર્ણય પાકો કર્યો, અને પ્રાચીન ભવ્ય સંસ્કૃતિને મેં છેહ દીધો, હું મારા માદરેવતનમાં ગયો, એકલો જ. જોબ જેવી દશામાં!

મને ઑક્સફર્ડના મહાવિદ્યાલયમાં પ્રાચીન ભારતના ઇતિહાસના અધ્યાપક તરીકેનું સ્થાન પ્રાપ્ત થયું અને મારા કાર્યમાં રત બન્યો.

વળી શ્રીમતી મિશ્રાના પ્રસંગ પછી મને નારી પ્રત્યેનું આકર્ષણ નષ્ટ થયું. હજુય હું એકલો રહ્યો છું, પણ મારી લાંબી છુટ્ટીઓમાં કોઈ વાર આલ્પ્સની ડુંગરમાળમાં જતો, ત્યાંય નીલઘેરી નયનવાળી ફ્રાન્સની નખરાખોર નારીઓનો ભેટો થતો, પણ તેમના સામે

મારાં નયન ન ઠરતાં. જર્મનની ઘરરખ્ખુ ને શાણી નારીઓ મળતી, પણ તેય હૃદયમાં ગોઠવાઈ શકતી ન હતી, કેમકે શ્રીમતી મિશ્રાના કાળા નયનમાં અને સાડીના પાલવમાં જે ચારુતા જોઈ હતી, તે આમાં ક્યાંય ન હતી.

અને આજે અઢારમા વર્ષે સ્વરાજ ભારતને સાંપડ્યા પછી ફરી ભારતમાં આવ્યો છું. દેવભૂમિ અને શારદાપીઠ સમી મનાતી આ કાશ્મીરની ભૂમિ પર ! અવંતિપુરનાં અવશેષો જોયા પછી આ હાઉસબોટમાં રહ્યો છું. પેલી પ્રકૃતિના સ્વભાવને સમજવા, જેમાં મને નારીસ્વભાવના દર્શન કોઈ કોઈવાર થતાં.

મારી વિચારમાળા તૂટી. ઝૂલ્સીએ પોતે આવીને સલામ કરીને પ્રશ્ન કર્યો :

'સા'બ, આપકા પ્રોગ્રામ ક્યા હૈ ? સબ પર્વતોકી ચોટી પર સીર્ફ બર્ફ હૈ !'

'ઘૂમને કે લિયે...ચશ્મેશાહી, શાલીમાર, નિશાત, ચાર ચીનારકા ટાપુ પર...'

'અચ્છા, ખાના આ કર ખાયેંગા ?'

'યસ !'

'તો શિકારાકા...બંદોબસ્ત...'

'કરના ચાહીએ !'

'સરકાર, હૈ ત્યાર !'

'અચ્છા, મૈં ભી ત્યાર હું, ઔર દેખો, કુછ એપલ્સ ઔર અખરોટ !'

'જી હાં, શિકારા મેં રખતા હું !'

તે સલામ કરીને ગયો. મેં મારી બેગમાંથી કૅમેરા અને બાયનોક્યુલર કાઢ્યાં. માથા પર ફૅલ્ટ મૂકી. ઠંડો પવન શરૂ થઈ ગયો હતો તેથી ઓવર કોટ લીધો.

ઝૂલ્સી આવ્યો અને કુરનીસ બજાવીને કહ્યું, 'ચલીએ સરકાર !'

તેની પાછળ શિકારામાં ગયો, ત્યારે મનમાં વિચાર આવ્યો : 'ભાવનાવાદ ચઢે કે ભૌતિકવાદ ? ઝૂલ્સી ભાડુઆતી વ્યક્તિ છે, જ્યારે શ્રીમતી મિશ્રા ને હું ભાવનાથી જોડાયેલાં હતાં અને છતાંય તેમનામાં...! ત્યાગ અને આજ્ઞાંકિતપણું ખૂટે છે. નમ્રતાનું નામોનિશાન ન મળે !'

પણ આ ભૂમિ પર આદર્શ—સવિશેષ આદર્શ હનુમાને—સેવકોએ જ સેવ્યા છે ને !

હું શિકારામાં બેઠો.

શિકારાનો ચલાવનાર પણ રંગીલો જુવાન હતો. તેની કાશ્મીરી ભરત ભરેલી લાલ ટોપી, તેનો પઠાણી પહોળો સુરવાલ, બદન પર ગરમ કફની ને તે પર કાશ્મીરી ઢબનું જાકીટ. ખરેખર કલાત્મક પોશાક, પણ તેની પ્રશસ્તિ કરવાની ચિત્તે ના પાડી, તેથી મેં મારું બાયનોક્યુલર કાઢ્યું, ને તેને આંખો પર ચઢાવીને ચોદિશ જોવા માંડ્યું.

મારો શિકારો ગગરીદલમાંથી સરરસરર સરી રહ્યો હતો નેહરુ પાર્ક તરફ અને તેને ઘસીને તે દલ સરોવરમાં જાય, તેવી શિકારા ચલાવનાર ખાનની સૂઝ હોય તેવું લાગ્યું.

શિકારો એની મલપતી ચાલે સરી રહ્યો હતો, ત્યારે બાયનોક્યુલરથી હું રમ્ય પ્રકૃતિની લહાણ માણતો દલ સરોવરમાં ઊગેલ ઝીલની બિછાત દલના નીરને ભગવાન શંકરના કંઠના નીલબિન્દુ શા નીલરંગી બનાવતા, તો ક્યારેક ક્યારેક વાદળી આવી દલના દર્પણમાં તેનું મોં જોઈ જતી. દલના કિનારા પર અંગ્રેજોની ગયેલ રિયાસતનું સ્મરણ આપતાં ઊભેલ દીવાઓ તેમની મુખાકૃતિ અને દેહયષ્ટિને દલને મોટું દર્પણ માનાને જોવાનું ન ચૂકતાં.

મેં બાયનોક્યુલર આંખ પરથી દૂર કરીને શિકરાવાળાને કહ્યું : 'ખાન, વો આયલેંડ પર શિકારા કો લે ચલો.'

'જી હાં, વો ચાર ચીનાર હૈ ! વહાં ઠેરને કા છોટા હટ હૈ...લેકન કબૂતરખાના—જબ રિયાસત થી, તબ સદ્રેરિયાસત યહાં આકર...'

ખાન બોલી રહ્યો ત્યારે ફરી મેં બાયનોક્યુલર આંખો પર મૂક્યું : 'શો પાલવ !'



મને મનમાં થયું : 'કોઈ નારી, ને તેય ભારતીય, તેની પીઠ પાછળનો પાલવ હવામાં લહેરિયાં લઈ રહ્યો છે, અને પાલવની માંહી બૂટ્ટાદાર, જરીભર્યું ભરત !'

મેં ખભા પર હાથ મૂક્યો. કૅમેરા હતો. મનમાં થયું : 'કેવો ફક્કડ ઍન્ગલ છે ! એકાદ શૉટ દૂરથી શિકારાને પાણીમાં થંભાવીને...'

'સાહબ, કબૂતરખાના...'

'આગે ચલો, ઓર જલ્દીસે ! ચાર ચીનાર પર લે ચલો !'

અને એ નારીની અદાને હું નિરખતો હતો, તેનો એક હાથ લંબાવીને તેણે ચીનારના કદાવર થડ સાથે ટેકવ્યો હતો. તેની ગરદન સહેજ ઊંચી હતી, સાડીનો એક છેડો સરી પડેલો હતો, તેથી માથાની પાછળનો ભરાવદાર ચોટલો સ્પષ્ટ થતો હતો, અને તેની મધ્યમાં નાનકડા ગુલાબી કમળને ગોઠવ્યું હતું. હું મનમાં બોલ્યો : 'કોઈ રૂપની ઉપાસક નારી હોવી જોઈએ !'

શિકારો લગભગ ચાર ચીનારના ટાપુ પાસે આવ્યો, ત્યારે મેં તેને થોભવા કહ્યું કે મેં કૅમેરા હાથમાં લીધો, પણ ત્યાં તો તે નારીએ સહેજ પડખું ફેરવ્યું. પેલો 'ઍન્ગલ' ગયો, નારીના રૂપમાં અને રેખામાં પરિવર્તન આવ્યું. મારા ફોટોગ્રાફનું રૂપ વેડફાયું. મેં શિકારાને આગળ ચલાવવા કહ્યું અને એ જ મિનિટમાં અમે કિનારે પહોંચ્યા, ત્યાં તો અરે ! કાંઈક અદ્ભુત દેખાયું. બે ચીનારના તોતીંગ વૃક્ષો વચ્ચે ગોઠવાયેલ દેહયષ્ટિ અને માથેથી સૂર્ય જાણે આ રૂપને રંગછાંટણા છાંટવા આવ્યો હોય, તેમ તેના પર તડકો છાંટી રહ્યો હતો. ચીનારના વૃક્ષોમાંથી ગળાઈને જ તલક-ચાંદરડાં આવતાં, તે ભાતીગળ બિછાત ઊભી કરતાં. મેં ધીમે ડગ દીધાં, પણ સાથોસાથ મનમાં એ પણ ઊગ્યું 'આ અવિનય નહીં લેખાય ?'

ધીરે ડગ દેતો નારી તરફ જવા લાગ્યો, ત્યારે ચિત્તમાં રમતી હતી શ્રીમતી મિશ્રાની કાળી ભમ્મર આંખો, તેની કીકીઓ અને ભાસ્કર શું રૂપકડું મોં ! અને હાથ પરની સુવર્ણરેખાએ જડેલ હાથીદાંતની પાતળી પાતળી ચૂડીઓ !

મારી ઉરધબક વધી. શ્રીમતી મિશ્રાને પ્રથમ મળેલો ત્યારે આટલી ઉરધબક નહોતી જાગી હૈયે ! આજે પક્વ વય છતાંય આ ઉરધબક શાને કાજે ?

એક સ્વપ્નું રેલાઈ ગયું હતું અને તેની નિષ્ફળતા ક્યાં બીજા સ્વપ્નાની રેખાય સરજવા દે છે ?

મનમાં થતું : મારા જેવો કોઈ એકાકી જીવ હશે, જીવનના કોઈ શેતરંજપ્યાદામાંથી એકલું પડી ગયેલું પ્યાદું હશે.

હું ખૂબ ચૂપકીથી તેની પાસે જાઉં છું ત્યાં તેણે પીઠ ફેરવીને ઉદ્‌ગાર કાઢ્યો : 'પ્રિન્સિપાલ ક્લાર્ક-સાહેબ ?' તેની જબાનમાં મીઠાશ, કુમાશ અને આર્દ્રતા હતી.

હું તે નારી સામે તાકી રહ્યો, માથાના કપાળ તરફના જમણા લમણામાં થોડા ધોળા વાળ, મોં પર સહેજ-સાજ કરચલીઓ...

'હા, હું ક્લાર્ક...પ્રોફેસર ક્લાર્ક !'

'તમે એકલા છો ?'

'જીવનભરને માટે ! પણ તમે...?'

'આપના વ્રતને અનુસરનાર નારી !'

'શ્રીમતી મિશ્રા ?' પેલાં કાળાં ભમ્મર નયનો, થોડો ઘેરો રહી ગયેલ કંઠ અને તેમની ઉત્તર આપવાની લઢણ.

'હા, શ્રીમતી મિશ્રા !'

'તો ચીનારના થડે હાથ રાખી, પાલવને લહેરાતો રાખી ઊભાં રહેશે ? સ્મરણમાં તે ચિત્રની જરૂર છે !'

તે હસી પડી. શ્રીમતી મિશ્રાએ પૂછ્યું : 'તમે ક્યાં ?'

'દિલમાં !'

'શિકારો લઈને...?'

'હા !'

'તમે પણ...'

'શિકારો લઈને.'

'તો...?'

'તમારા શિકારામાં...હિલમાં'

બંને ચાલી નીકળ્યાં, ખાને અમને જોઈને તૈયારી કરી. અમે શિકારામાં સામસામાં ગોઠવાયાં. હું વિમાસણમાં ઉન્માદમાં ને આજના...મિલનમાં અઢાર વર્ષનું મારે મૌન તોડવું હતું, પણ તેમ તોડાય પણ શાનું? શ્રીમતી મિશ્રા તો મારી સામે જોઈ મરક મરક માત્ર મરકતાં હતાં.

'તમે ઇંગ્લંડમાં સ્થિર થયા...'

'અને તમે?'

'મારી જન્મભોમ, જેમ તમે, તેમ હું!'

શ્રીમતી મિશ્રાનો સ્વભાવ પ્રગટવા લાગ્યો. શી છે આ નારી!

પવન ગજબનો ફૂંકાતો હતો. તેથી મિશ્રાનો પાલવ ઊડીને મારા ગળે વીંટાયો, ત્યારે તેને ઉકેલતા તે બોલ્યાં: 'પણ...' અને તેઓ ખડખડાટ હસ્યાં.

હું તેને અટ્ટહાસ્ય માની બેઠો.

શિકારો હિલ પાસે આવ્યો. અમે બન્ને ઊતરીને હિલમાં ગયા. મેં શિકારાવાળાને પાંચ રૂપિયાની નોટ આપી, તે કુરનીશ બજાવીને ચાલતો થયો. અમે બંને એક જ સોફામાં ગોઠવાયાં. શ્રીમતી મિશ્રાના રોમેરોમમાં ઉન્માદ, આનંદ અને તોફાન હતાં. નારીમાં શું હશે તેની ત્યારે મને જાણ ન હતી.

'શ્રીમતિ મિશ્રા, હું isolated છું.'

'જીવનને ગોઠવી ન શક્યા હોત?'

ત્યારે પણ તેઓ મરક્યાં.

'અને હવે શું?' મેં પ્રશ્ન કર્યો. ઊભા થઈને કાચની ડીશમાં સફરજન લાવી મેં તેમની સામે ધર્યાં. છરીથી એકાદ ચીપ કાપીને મારી સામે ધરી, એક પોતે! સફરજનની ચીપ ચાવતાં ચાવતાં શ્રીમતી મિશ્રાએ કહ્યું: 'સ્મૃતિઓને જાળવીને જીવીએ, તે જ સુખી જીવન...'

'સ્મૃતિઓને સાચવીને જ માત્ર જીવવાનું?'

તે આગળ કશુંય ન બોલ્યાં, ઊભાં થયાં, હાથ જોડી નમસ્કાર કર્યા અને શિકારાવાળાને હાથની તાળી પાડી બોલાવ્યો, શિકારામાં બેસી તેઓ ગયાં, હું હિલના પાર્કમાં ઊભો ઊભો પીઠ પાછળ લહરાતો પાલવ, તેનાં અલંકારો અને શોભાને નિરખતો ક્યાંય વાર સુધી ઊભો જ રહ્યો. ત્યારે ગુલ્સીએ આવીને કહ્યું.

'સા'બ, પહેલગાંવકા રસ્તા ખુલ ગયા હૈ, રાસ્તેસેં સબ બરફ હટા દિયા, ઔર આફતાબને બડી મહેરબાની કી.'

'અચ્છા'

'લંચ હાજર કરું?'

'ઠેરો!'

અને બીજા દિવસે એકલો જ પહેલગાંવ જવા નીકળ્યો...જીવનની જૂની રફતાર શરૂ થઈ!



'ભગવન્, અમારે સ્ત્રી જાતિ સાથે કેવો વ્યવહાર રાખવો?'
'તેમના તરફ નજર સરખી ન કરવી, આનન્દ!'
'પણ જો અમારી નજર તેમના ઉપર પડી જાય તો શું કરવું?'
'તો આનન્દ, તેમની સાથે વાત ન કરવી.'
'પણ ભગવન્! તેઓ અમારી સાથે વાત કરે તો અમારે શું કરવું?'
'તો આનન્દ, જાગૃત રહેવું.'

—ભગવાન બુદ્ધ




ડૉ. એચ. એમ. દેસાઈ

# રોગ અને તંદુરસ્તીમાં 'વિટામિન'

આપણા શરીરને પોષણ માટે સત્ત્વવાળો ખોરાકની જરૂર છે. એ સત્ત્વો ક્યારે અને ક્યાં લેવાં તે સમજાવતો આ લેખ દરેકને સરખો જ ઉપયોગી નીવડશે...

આહારની કુદરતી સ્થિતિમાંથી વિટામિન મોટે ભાગે મળતાં હોય છે. અને અમુક જથ્થામાં વિટામિનો સામાન્ય સ્વાસ્થ્ય માટે આવશ્યક હોય છે. જો કે આહારમાં વિટામિનોની અગત્ય હજુ હમણાં જ સ્વીકારાઈ છે એમ કહી શકાય. આ સદીના શરૂઆતના ગાળા સુધી તો એવી માન્યતા હતી કે પ્રોટીન, ચરબી, કાર્બોહાઈડ્રેટ અને ખનિજ દ્રવ્યો જ શરીરના સ્વાસ્થ્ય માટે અને જાળવણી માટે જરૂરી છે. પાછળથી એક રહસ્ય છતું થયું કે કેટલાંક રિફાઈન કર્યા વગરના કુદરતી આહારમાં એવાં કેટલાંક તત્ત્વો છે કે જે જીવન-પ્રક્રિયાની જાળવણીમાં ખૂબ મહત્ત્વનાં છે. લેટિનમાં વિટા એટલે જીવન એવો અર્થ થાય છે. આ ઉપરથી એ તત્ત્વોનું નામ 'વિટામિન' પડ્યું. એથી વધુ આગળ જતાં સંખ્યાબંધ રોગોના મૂળ કારણમાં એક યા બીજા વિટામિનની ખામી હોવાનું જણાયું. આવા રોગોને 'વિટામિનની ખામી'ના રોગ કહેવાય છે.

વળી હવે તો ધીમે ધીમે એવું પણ સ્વીકારાતું જાય છે કે, મોટા ડોઝમાં આ વિટામિનો, 'વિટામિનની ખામી વગરના' રોગોમાં પણ ઉપચાર તરીકે સફળતાપૂર્વક વાપરી શકાય છે. દાખલા તરીકે વિટામિન સી ઘા રૂઝવવામાં અને વિટામિન બી-૬ ગર્ભાધાનકાળની ઊલટીઓ વગેરે માટે વાપરી શકાય છે. આમ કોઈ પણ ઉપચારકાર્યમાં વિટામિનોનો ઉપયોગ રોગનાબૂદી માટે કરી શકાય છે. એ સાથે પૂરતાં પ્રોટીન, ચરબી, કાર્બોહાઈડ્રેટ્સ અને ખનિજ દ્રવ્યો યુક્ત સમતુલિત આહાર પણ આવશ્યક છે.

વિટામિનોની ખામીના રોગોમાં મહત્ત્વની વાત એ છે કે એવા રોગમાં કોઈ એક વિટામિનની ખામી નથી હોતી પણ ઘણાં વિટામિનોની ખામી હોય છે એટલે સીંથેટીક સ્વરૂપમાં કોઈ એકાદ વિટામિનનો ઉપયોગ સ્વાસ્થ્યની ફરિયાદ દૂર કરવાને બદલે વધારી મૂકવાનો સંભવ રહે છે. પ્રયોગશાળામાં જેનું ઉત્પાદન થયું હોય તેવાં સીંથેટીક વિટામિનો કરતાં કુદરતી અવસ્થામાં હોય તેવાં વિટામિનો વધારે સારાં પરિણામો લાવે છે કેમકે એ વિટામિનો સાથે બીજાં પણ ઘણાં વિટામિનો હોય છે. એટલું જ નહિ પણ અગત્યના આહાર-અંશો પણ હોય છે.

શાકાહારી કે માંસાહારી પણ ભોજન જો સમતુલિત હોય તો એમાં તમામ આવશ્યક વિટામિનો હોય છે. અને સામાન્ય રીતે લેવાતા આહારથી જે માણસ પોતાનું સ્વાસ્થ્ય ટકાવી રાખી શકે, જુસ્સો ટકાવી રાખી શકે તેને માટે જાહેરખબરોવાળી વિટામિન ટીકડીઓ કે ટૉનિકોના પ્રલોભનમાં પડવાની જરૂર નથી. પોતાના પ્રામાણિક રીતે રળેલા પૈસા વેડફી દેવાની જરૂર નથી. સગર્ભા સ્ત્રીઓ અને ધાવતા બાળકવાળી માતાઓ માટે અલબત્ત વધારે વિટામિનો યુક્ત આહાર જરૂરી છે. એમાં ભરપૂર દૂધ, તાજાં શાકભાજી, ફળો, ઇંડાં, કોડલીવર ઑઈલ અને સૂર્યનો પ્રકાશ એ સઘળી ચીજો સહાયક નીવડી શકે. અપૂરતા પોષણવાળા કે પાચનતંત્રની ફરિયાદવાળા કે અશક્તિ લાવનારા રોગોથી પીડાનારા માટે વધારાનાં વિટામિનો જરૂરી છે. વિટામિનો બે પ્રકારનાં હોય છે. એક ચરબીમાં દ્રવે છે, બીજાં પાણીમાં. પહેલાં છે એ, ડી, ઈ, અને કે. બીજાં છે બી ગ્રુપનાં વિટામિનો તેમજ વિટામિન સી, વિટામિન એ (ચેપ વિરોધી).

ચોખ્ખા દૂધ, ઘીમાં, દહીં, માખણ, માછલીના લીવરના તેલમાં, શાર્કના તેલમાં વગેરે પદાર્થોમાં આ વિટામિનો મળી રહે છે. લીલાં પાંદડાંવાળી શાકભાજી કે ફળોમાં વિટામિન 'એ' પોતે નથી હોતું પરંતુ એમાં રહેલ કેરોટીન નામનું તત્ત્વ ઉપર્યુક્ત પદાર્થો



બનાવટી · 'ઈ' પ્રજીવક આલ્ફા ટોકોફેરોલ પ્રજીવક 'ઈ' મોટા પ્રમાણમાં આપવાનું હોય ત્યારે આનો ઉપયોગ થાય છે પણ તે ઘઉંના થૂલા કરતાં હલકી કોટિનો હોય છે.

સ્નાયુઓનું ડીસ્ટ્રોફી અને સ્યુડોહાયરટ્રોફીક ડીસ્ટ્રોફી (સ્નાયુઓનું અસમતોલ પોષણ) પ્રજીવક 'ઈ'ની ખામીને કારણે આ રોગો થાય છે. પહેલાં જણાવેલા રોગોમાં અશક્તિ અને તળિયાનાં સાંધાઓનો દુઃખાવો થાય છે. પછી આગળ વધતાં ઉપરના સાંધાનો વારો આવે છે. બીજા રોગોમાં સાંધા ઢીલા થઈ જાય છે અને સ્નાયુઓ ફૂલવા માંડે છે. ઘઉંના થૂલાના તેલનો ઉપયોગ બાળકોના અવિકસિત સ્નાયુઓના દર્દ સામે બહુ સફળતાપૂર્વક થયો છે. અને આલ્ફા–ટોકો–ફેરોલના દર્દમાં અશક્તિ અને સામાન્ય નબળાઈમાં મોટાઓને ઇન્જેકશન દ્વારા અપાય છે. માણસને આ તત્ત્વની કેટલી જરૂર હોય છે તેનું પ્રમાણ નક્કી થઈ શકયું નથી.

પ્રજીવક કે અથવા કહેવાતું હેમરેજવિરોધી પ્રજીવક તે ફ્લાવર કોબી સ્પીનેચ અને સોયાબીનમાં વિપુલ પ્રમાણમાં મળી આવે છે. તે ટામેટાં, સ્ટ્રોબેરી, નારંગી મધ, ભાજી, વટાણા ગાજર અને બટાટામાં પણ થોડા પ્રમાણમાં મળે છે. બનકના કાળજામાં પણ તે હોય છે. લેબોરેટરીમાં તે બેકટેરીઆની મદદથી બનાવટી રૂપે બનાવી શકાય છે.

લોહીના કુદરતી જામી જવાના ગુણ માટે તેની જરૂર રહે છે એને હેમરેજ વિરોધી કહેવામાં આવે છે. તે ખોટે રસ્તે દોરવનારું છે કારણ કે સામાન્ય તંદુરસ્ત માણસના વહી જતા લોહીને તે અટકાવી શકતું નથી, તેમજ (લોહી વહેતા) હીમોફીલીયા રોગ, પરપ્યુરા (ચામડી નીચેનો હેમરેજ) અને તેવા રોગોમાં તે બિનઉપયોગી છે. કાળજામાંથી નીકળતા 'બાઈલ'ની તેને પચાવવામાં જરૂર રહે છે પણ બનાવટી પ્રજીવક 'કે'ને પચાવવા તેની જરૂર નથી. પેરાફીન પ્રવાહી અને બીજાં ખનિજ તેલો તેના પાચનમાં અવરોધક છે તે થોડા પ્રમાણમાં લીવરમાં સંગ્રહાય છે અને બાકીનું મળ વાટે જતું રહે છે. તેની માનવ જરૂરિયાતનું પ્રમાણ નક્કી થયું નથી. નવા જન્મેલા બાળકના આંતરડાની વિટામિન 'કે'ને પચાવવાની તૈયારી હોતી નથી એટલે તેમના હેમરેજીક ડાયાથીસીસ નામના રોગમાં આ પ્રજીવકનો ઉપયોગ થાય છે.

પલ્મોનરી ટયુબરકયુલસીસના રોગમાં ફેફસામાંથી વહેતા લોહી વખતે આ વિટામિનની અસર થતી નથી. એનોક્ષેરીયા નર્વોસા નામનો રોગ વિટામિન 'કે'ની ખામીને કારણે થાય છે. જેમાં ખોરાક પ્રત્યે અરુચિ થવા ઉપરાંત પપ્યુરા થાય છે.

પાણીમાં ઓગળતાં પ્રજીવકો 'બી' ગ્રુપનાં વિટામિનો (બી કોમ્પ્લેકસ) અને સી વિટામિન.

**વિટામિન બી કોમ્પ્લેક્સ :** આ વર્ગમાં ઘણાં પ્રજીવકો છે. આની ખામીને કારણે થતા રોગો ખાસ નથી અને તેથી આ વર્ગના એક પ્રજીવકની ખામીને કારણે થતા રોગમાં આખા વર્ગના પ્રજીવકો મોટા પ્રમાણમાં આપવાથી આ વર્ગના બીજા પ્રજીવકનો અભાવ થઈ જાય છે. અને વળી તેનો રોગ થવા સંભવ હોય છે.

**વિટામિન 'બી–૧' :** આખા કઠોળમાં, ચણાની જાતોમાં આથો આવેલી વસ્તુઓમાં, વનસ્પતિના ગુંદરમાં, બટાટા અને બતકના માંસમાં તે હોય છે. કઠોળ અને અનાજનાં છોડીયાં વગેરે નીકળી જવાને લીધે રંધાયેલી આ ચીજોમાંથી આ વર્ગના પ્રજીવકનો ઘણો નાશ થાય છે. ફૂટાડેલા કઠોળમાં બી–૧ નું પ્રમાણ વધી જાય છે. પણ શાકભાજીનો રંગ વધારવા માટે ઉમેરાતા સોડાને કારણે આ પ્રજીવક નાશ પામે છે. આ તત્ત્વ દૂધમાં વધુ ઓછું છે. એક પુખ્ત વયના માણસની સરેરાશ દૈનિક જરૂરિયાત આશરે ૧–૨ થી ૧–૬ મિલિગ્રામ હોય છે.

બી–૧ ની અછતને કારણે બેરી બેરી નામનો રોગ થાય છે. જેમાં શરૂઆતમાં કંટાળો આવે, માથું દુઃખે, ભૂખ મરી જાય, ઊંઘ ન આવે, પગ જકડાઈ જાય, વગેરે ચિહ્નો દેખાવા લાગે છે. આગળ જતાં શ્વાસ અવરોધાય, છાતીના ધબકારા વધી જાય,





સ્નાયુઓ સૂજી જાય અને હૃદયનું કદ વધી જાય છે, જો આની દવા લેવામાં ન આવે તો હાર્ટફેઈલ થાય છે. ભીના બેરી બેરીમાં શરીર સૂકાવાને બદલે સોજા ચડે છે.

જન્મના થોડા જ માસમાં બાળકોને આ રોગ થાય છે, અને તરત કાળજી લેવાય નહિ તો થોડા માસમાં બાળકનું મૃત્યુ થાય છે.

આની સારવાર ઘણી અસરકારક હોય છે. આ રોગમાં બી-૧ પ્રજીવકની ગોળીઓ અને ગંભીર સ્થિતિમાં તેનાં ઇંજેકશન સાથે સાથે બી-કોમ્પ્લેક્સ પ્રજીવક અને એ તેમજ સી પ્રજીવકો ધરાવતો ખોરાક, પ્રોટીન્સ, લોહ અને બીજાં ખનિજ તત્ત્વો ધરાવતો ખોરાક આપવો જોઈએ.

બી વિટામિનની અછતને કારણે ના હોય તેવા બીજા રોગો જેવા કે, હર્પસઝોસ્ટર, અને બીજી-યુરોસીનની સ્થિતિમાં, તમાકુ અને આલ્કોહોલને લીધે થતા એમ્બ્લીઓપીઆ વાયુ અને આંતરડાની ફરિયાદો બાળકોમાં ધીમો શારીરિક વિકાસ આ બધામાં પણ બી-૧માં પ્રજીવકનો ઉપયોગ ફાયદાકારક જણાયો છે. જો કે આ બધા રોગોના દર્દીઓ બી કોમ્પ્લેકસ પ્રજીવક અને ઓછા ખોરાકને લીધે માંદાં પડયાં હોય તે પણ સંભવિત છે.

**વિટામિન 'બી-૨':**-પાંદડાવાળાં શાકભાજી, દૂધ, પનીર, આથો આવે તેવાં, ઇંડાંના સફેદ ભાગમાં, માછલી, કાળજું, મૂત્રાશય, હૃદય, માંસના નિચોડમાં, વગેરેમાં તે સારા પ્રમાણમાં મળી આવે છે. તાજા વટાણા અને એવા કઠોળમાં પણ તે થોડા પ્રમાણમાં હોય છે. સૂર્યના પ્રકાશમાં દૂધ વધુ સમય રહે તો આ પ્રજીવક મોટા પ્રમાણમાં નાશ પામે છે. પણ પેસ્ચ્યુરાઈઝ કરેલા દૂધમાં તેનો નાશ થતો નથી. સૂકવેલા (પાવડર બનાવેલા) દૂધમાં રીબોફ્લેવીનનું પ્રમાણ સારું હોય છે. સાદી પદ્ધતિથી રંધાયેલા ખોરાકમાંથી આ તત્વ ઊડી જતું નથી. પણ સોડા નાખવાથી તેનો નાશ થાય છે. બાળકોને રોજ ૧ મિલિગ્રામથી માંડીને પુખ્ત વયનાને ૧.૩૨ મિલિગ્રામ સુધી દૈનિક જરૂરિયાત આ પ્રજીવકની પડે છે.

રીબોફ્લેવીનની અછતથી જીભ અને હોઠનો સોજો, જીભ લીસી અને લાલ થઈ જવી, મોઢાના સાંધાનો સોજો અને આંખના પોપચાંનો સોજો થઈ આવે છે. પુરુષ અને સ્ત્રીનાં જનનઅંગો અને ગુદામાર્ગને પણ સોજો ચડે છે. ઘણીવાર આંખોમાં બળતરા, પાણી વહેવું, આંખોમાં ચાંદુ પડવું, આંખના સફેદ ભાગમાં ચાંદુ પડવું અને લોહીની ગ્રંથિઓ જામવી, અને સ્પષ્ટ ન દેખાવું. આ બધું પણ આગળ જતાં થાય છે. વળી, દુ:ખાવો સ્નાયુઓની જડતા, પગના સ્નાયુઓની અશક્તિ પણ થઈ આવે છે.

સારવારમાં ૫ થી ૧૫ મિલિગ્રામ રીબોફ્લેવીન મોઢાથી બી વર્ગના બીજા પ્રજીવકો સાથે આપવાથી ફાયદો થાય છે. નીકોટોનીક એસિડ સાથે રીબોફ્લેવીન આપવાથી સ્પ્રુના રોગમાં સારાં પરિણામ આવે છે.

કોર્નીઅલ અલ્સર, સીફીલીટી કેરેટીટીસ, ફ્લીકટેન્યુલર, કેરેટો, કંજકટીવીટીઝ વગેરે રોગો જે રીબોફ્લેવીનની અછતને લીધે થયા ન હોય તે પર પણ એની સારી અસર જણાય છે.

આખા અનાજના દાણામાં, પીનટ અને મશરૂમ, આથો, માંસ, કાળજું, મૂત્રાશય વગેરેમાં આ તત્ત્વ મળી આવે છે. સફેદ આટો, દૂધ, ઇડાં, પનીર વગેરેમાં તે ખાસ નથી. આ તત્વની દૈનિક જરૂરિયાત ૧૦ થી ૧૬ મિલિગ્રામ છે.

પેલેગ્રા નામનો રોગ નીકોટીન એસિડ અને બીજાં તત્ત્વોના અભાવને કારણે થાય છે. રીબોફ્લેવીનની અછતને લીધે થતા રોગો જેવાં જ પેલેગ્રાનાં ચિહ્નો હોય છે.

આ પ્રજીવકની અછતને લીધે દેખાતાં અગત્યનાં લક્ષણો આ પ્રમાણે છે.

આંતરડાં અને વાયુને લગતાં કબજિયાત અને તેમાંથી ડાયેરીઆ, એનોરેકસીઆ, નોશીઆ, ઊલટી વગેરે થઈને વજન ઘટે, શક્તિ ઓછી થઈ જાય, વાંસાનો

દુઃખાવો, મોઢાનો સોજો, જીભની કિનારી અને ટેરવું લાલ થવું વગેરે થાય છે.

ખુલ્લાં અને ચપોચપ કપડાં પહેરાયેલાં હોય તેવા ભાગો પર સોજો ચડી આવે છે. સાથે માથાનો દુખાવો, ઊંઘ ન આવવી, સુસ્તી અને ચીડીયાપણું, નિરાશા અથવા ઉત્તેજના, મેનીયા અથવા ડેલીરીયમ વગેરે પણ દેખાય. જલદી ઉપાય ન લેવાય તો દર્દી કાયમ માટે પાગલ થઈ જાય.

બીજાં લક્ષણોમાં એનીમીયા, મીકચ્યુરેશન વખતે બળતરા અને હૃદયને લગતી બિમારી થાય છે.

ટીઓફ્લેવીન અને બી વર્ગનાં બીજાં પ્રજીવકો અને આ તત્ત્વો સારા પ્રમાણમાં ધરાવતા ખોરાક સાથે નીકોટીનેમાઈડ (કારણ કે પેરીફેરલ રક્ત ગ્રંથિઓનું સૂજી જવાનું અને ચામડી ફાટવાનું તેનાથી થતું નથી.) આપવાથી સારો અને ઝડપી ફાયદો થાય છે. સામાન્ય અસમાન પોષણ, ડાયાબીટીશ જેમાં બીજો ખોરાક ખાવાની મનાઈ હોય, અને જુદા જુદા ચામડીના રોગો જે આ તત્ત્વની ખામીનાં સીધાં પરિણામો ન હોય ત્યાં પણ આ કામ લાગે છે. રક્તવાહિનીઓ વિકસાવવાના તેના ગુણને લીધે તેના અને હૃદયના રોગો તેમજ એન્જીના પેકટોરીસ જેવા રોગોમાં તે કામ લાગે છે.

**વિટામિન 'બી-૬'** : કઠોળ, દાળ, આથો અને કાળજામાં તે સારા પ્રમાણમાં હોય છે. આથો સુકાય ત્યારે તે સૌથી વધુ પ્રમાણમાં હોય છે. ફુટાડેલાં કઠોળ, વગેરેમાં તે ઘણા સારા પ્રમાણમાં હોય છે. દૂધ અને શાકભાજીમાં તે ખાસ નથી. આ તત્ત્વને ભેળવી દેવા ખોરાક રાંધવો જરૂરી છે.

પોષણ માટે પ્રજીવક બી-૬ જરૂરી ગણાયું નથી. પરંતુ નોશિયા, ગર્ભ રહ્યો હોય ત્યારની ઊલટી અને એકસ-રે આગળ વધારે વખત રહેવાથી આવતી માંદગીમાં તેનો ઉપયોગ સફળ રીતે થયો છે. ફાલીક એસિડ લીલાં પાંદડાં, મશરૂમ, આથો, કાળજું અને મૂત્રાશય આ તત્ત્વ વધારે પ્રમાણમાં ધરાવે છે. રાંધવાથી આ તત્ત્વનો ઘણો નાશ થઈ જાય છે. રોજની તેની જરૂરિયાત ૧·૪ મિલિગ્રામની હોય છે. મેક્રોસાઈટીક એનીમીયામાં તે ખૂબ ઉપયોગી છે.

વિટામિન બી-૧૨ કાળજામાંથી ખાસ મળી આવે છે. પર્નીશીયસ એનીમીયામાં તે ખૂબ સફળતાથી અપાય છે અને મોઢેથી ગળી શકાય છે. તે લીવર એકસ્ટ્રેકટ, ખોરાકમાં કાળજું અગર ઇન્જેકશન વડે તે લઈ શકાય છે. વખતો વખત ખોરાકમાં કાળજું લીધું હોય તો માત્ર બી-૧૨ જ નહિ પણ બી વર્ગનાં બધાં પ્રજીવકો સાથે એ અને ડી પ્રજીવકો પણ મળે છે.

પ્રજીવક સી અથવા એસ્કોર્બીક એસીડ (એન્ટી સ્કર્વી વિટામિન) તાજાં લીલાં શાકભાજી, તાજાં ફળ અને છોડ, વગેરે તે સારા પ્રમાણમાં ધરાવે છે. નારંગી અને લીંબુ સીધાં ખાવાથી તેના રસ કરતાં વધારે વિટામિન મળે છે. રાંધવાની સાદી પદ્ધત્તિથી તેનો ખાસ વિનાશ થતો નથી. ખાસ કરીને જેમાં શાક વગેરે બાફ્યું હોય તે પાણી ફેંકી ન દેવાય તો. પણ સોડા નાખીને લાંબો સમય ઉકાળવા કરતાં વરાળમાં ખોરાક ચડવવાથી વિટામિનનો નાશ ઓછો થાય છે. જ્યારે શાકભાજી કાપીને અગર એમ જ લાંબો સમય રાખી વાસી અથવા સૂકાં થઈ જવા દેવાય ત્યારે સી પ્રજીવક નાશ પામે છે. ધીમા તાપે ઝડપથી તળી લેવામાં આવે તો પણ તેનો નાશ ઓછો થાય છે. તેથી જ જેટલા બટાટા બાફ્યાં અગર શેકયાં હોય તેટલા જ તળવામાં આવે તો તળેલાં બટાટામાં પ્રજીવક સી બીજા કરતાં વધારે હોય છે. શાકભાજી અને ફળો કાપવા લોખંડની છરી વાપરવાથી ઘણું વિટામિન સી નાશ પામે છે. પશુનાં કરતાં માતાના દૂધમાં આ પ્રજીવક વધારે હોય છે. પશુના દૂધને તાંબાના વાસણમાં રાખવાથી, સૂર્યના તાપમાં રાખવાથી, પેશ્ચુરાઈઝ કરવાથી સી પ્રજીવક નાશ પામે છે.

આપણા દેશમાં સૌથી સસ્તું અને વિપુલ પ્રમાણમાં પ્રજીવક સી મેળવવા માટે આમળા અને નૈસૌકાઈ છે.





નારંગીના રસમાંથી જેટલું આ વિટામિન મળે તેટલા જ વજનનાં આમળાના રસમાંથી ૨૦ ગણું વધારે મળે છે. આમળાના એક બોરમાં એક અથવા બે નારંગી જેટલું પ્રજીવક સી હોય છે. તેમાં રહેલો એસીડીક રસ આમળાને ગરમ કરવામાં અગર સૂકવવામાં આવે તો પણ પ્રજીવક સીને ટકાવી રાખવામાં મદદ કરે છે. આમળાના બારીક ટુકડા કરી તેને ઝડપથી સૂકવીને પાવડર બનાવવામાં આવે અને ઠંડી સૂકી જગાએ રખાય તો આ પ્રજીવક તેમાં મહિનાઓ સુધી ટકી રહે છે. તેમાં મીઠું અથવા સાકર નાખવાથી પણ તે સારા પ્રમાણમાં ટકી રહે છે.

ઓછામાં ઓછી દૈનિક જરૂરિયાત વિષે હજી જો કે, નક્કી ગણતરી થઈ શકી નથી, છતાં સ્કર્વી અટકાવવા અને તંદુરસ્તી ટકાવી રાખવા ૭૦ થી ૭૫ મિલિગ્રામ બાળકોને અને ૧૦૦ થી ૧૫૦ મિલિગ્રામ પુખ્ત વયનાને આ પ્રજીવક મળવું જોઈએ. જે બાળકોને જલદી ધાવણ છોડાવી પશુના દૂધ પર રાખવામાં આવે છે તેમને સાથે સાથે શાકભાજી અને ફળો દ્વારા વધારાનાં વિટામિન અપાવાં જોઈએ.

**પ્રજીવક સીની અછતથી દેખાતી અસરો :—** શરૂઆતમાં સામાન્ય અશક્તિ, થાક, હાથ–પગનો દુઃખાવો, છાતીના ધબકારાનો વધારો, શ્વાસ લેવામાં મુશ્કેલી અને આખા શરીરે નાનાં નાનાં હેમરેજ થાય છે. આગળ જતાં પેઢાં ફૂલી જાય છે. લોહી વહે, દાંત ઢીલા થઈ જાય, મોઢામાંથી ગંદી વાસ આવવા લાગે, નાકમાંથી લોહી વહે, ઝાડા પેશાબમાં લોહી પડે, સબકંજકટીવલ હેમરેજ થાય, હાડકાંની આજુબાજુ હેમરેજ થાય, વધુ અડચણ આવવી વગેરે થાય છે.

**બાળકોમાં સ્કર્વી :** આ રોગમાં સ્કર્વી સાથે હાડકાં નરમ અને વાંકા થઈ જાય છે. ખૂબ ઉકાળેલા અને કન્ડેન્સ કરેલા દૂધ પર ઊછેરવામાં આવતાં બાળકોમાં તે દેખા દે છે. બાળક નબળું ફિક્કું ચીડીયું થઈ જાય છે. અને અડનાવેંત રડવા લાગે છે. નાડીના ધબકારા વધી જાય છે અને ડાયેરીયા, ઊલટી પણ થાય છે. બીજી નિશાનીઓ પુખ્ત વયના દર્દીને સ્કર્વી થાય તેવી જ હોય છે. સારવારમાં ફળોનો રસ અને હાડકાં નરમ વાંકા થાય ત્યારે અપાતી દવા આપવી જોઈએ.

શરૂઆતના કેસોમાં તાજા લીલાં શાક અને ફળો પુષ્કળ આપવાં જોઈએ (આમળાનું મહત્ત્વ આપણે આગળ જોયું) ગંભીર કિસ્સામાં કુદરતી વિટામિન સી ટીકડી અથવા ઈન્જેક્શન દ્વારા મોટા પ્રમાણમાં આપવું જોઈએ.

જો કે સ્કર્વી માટે પ્રજીવક સીનો ખાસ ઉપયોગ થાય છે પણ બીજા રોગોમાં પણ તેનો સફળતાપૂર્વક પ્રયોગ થાય છે. જેવી કે ઘા રુઝવવા માટે, ફેફસાંના ક્ષય વખતે, ફેફસાંના સોજા ઉપર, આંખોમાં મોતીયાની શરૂઆત વખતે, પેટના ચાંદામાં અને ડયુઓડેનમાં (ખાસ કરીને તેના ઓપરેશન પહેલાં) નાકમાંથી લોહી વહે, અડચણમાં લોહી વધારે વહે અને કસુવવાડ થઈ જવાનો ભય હોય ત્યારે પણ તેનો ઉપયોગ થાય છે. પ્રજીવક સી વધારે પ્રમાણમાં અપાઈ જાય તો પણ તેની માઠી અસર થયેલી નોંધાઈ નથી અને ગંભીર કિસ્સાઓમાં તો જુદા ડોઝમાં વહેંચીને ૫૦૦ થી ૧૦૦૦ મિલિગ્રામ આપી શકાય છે. સાચા અગર બનાવટી સ્વરૂપે પ્રજીવક સી જમતી વખતે અથવા જમ્યા પછી તરત લેવાય તો વધુ ફાયદો થાય છે. કારણ કે પેટના રસો તેને પચાવી દે છે.



પવિત્રતાના ઉમંગથી તરવરતા, ઈશ્વરમાંના અવિચળ વિશ્વાસવાળા, સિંહની હિંમતવાળા અને ગરીબો પતિતો ને દલિતો પ્રત્યેની કરુણાવાળાં લાખો યુવક–યુવતીઓ આજે આ ભૂમિના ખૂણેખૂણામાં પહોંચી જાઓ, તથા મુક્તિનો, સહયોગનો, સામાજિક ઉત્થાનનો, સમાનતાનો મંત્ર પ્રસરાવી દો. દરેકે દરેક વ્યક્તિને એ સમજાવી દો કે દિવ્ય આત્મા તમારી ભીતર છે અને દરેકે પોતાની મુક્તિ સ્વયં સાધવાની છે. —સ્વામી વિવેકાનંદ

'સેવકરામ'

# વહેમ અને અંધશ્રદ્ધાનાં આવરણ

આપણી ગ્રામજનતા એવી ને એવી જ વહેમો અને અંધશ્રદ્ધામાં આજે પણ સબડે છે એની પ્રતીતિ કરાવતા આ લેખના ચાર પ્રસંગો સચોટતાની છાપ મૂકી જાય છે...

'આ અમારું હેલ્થ સેન્ટર. અહીં પ્રસૂતિ માટેની બધી વ્યવસ્થા છે. ટ્રેઈન્ડ દાઈ-બહેન છે, નર્સ છે. અમે કલીનીક પણ ચલાવીએ છીએ. જેમાં હેલ્થ વિઝિટર બહેનોને પ્રસૂતિ પહેલાં રાખવી જોઈતી કાળજી વિશે સલાહ આપે છે. શક્તિની ગોળીઓ આપે છે અને અઠવાડિયે અઠવાડિયે તપાસ પણ કરવામાં આવે છે. બાળકોનું વજન કરવામાં આવે છે. ઓછાં વજનનાં બાળકોને દૂધ અને વિટામિનની ગોળીઓ અપાય છે. પણ કોણ જાણે કેમ પણ ગામની બહેનો આનો લાભ લેતી નથી.'

હેલ્થ સેન્ટરના મેડિકલ ઓફિસર મને દવાખાનામાં ફેરવી રહ્યા હતા. પ્રસૂતિગૃહ માટેના બે મોટા ઓરડા હતા. છ ખાટલા હતા. ઘોડિયાંની પણ સગવડ કરવામાં આવી હતી. એ દેખાડીને ડૉકટરે કહ્યું:

'પ્રસૂતિગૃહ માટે આવશ્યક એવી બધી જ સાધન સામગ્રી છે. હવા ઉજાસવાળા આવા બે ઓરડા છે. દાઈ બાઈ છે, નર્સ છે, દવાખાનું છે. છતાં લોકો અંધારા ઘરમાં સુવાવડ કરાવે છે. આ હેલ્થ સેન્ટરનો લાભ લેતા નથી.'

'શાથી નથી લેતા?'

'વહેમ, બીજું શું? લોકોમાં વાતો થાય છે કે આ જગ્યાએ મુસ્લીમોની કબરો હતી. એ જગ્યાએ આ દવાખાનું કર્યું છે. એટલે રાતના જીન આવે છે. એ આવી બાળકોને ઉપાડી જાય છે.'

'કોઈનું બાળક ઉપાડી ગયા છે?'

'ના રે...અત્યાર સુધીમાં માત્ર એક બહેનની અહીં સુવાવડ થઈ છે. એ તેમનો બાબો લઈ ઘેર ગયેલાં. એ બાળક પણ કિલોલ કરે છે.'

'તો પછી શાનો વહેમ?'

'સેવકરામ! આ તો પેલી કહેવત જેવું છે. વહેમનું કંઈ ઓસડ નથી. હેલ્થ વિઝિટર બહેન ઉત્સાહી છે. એ ફરી ફરીને બહેનોને સમજાવે છે. વિઝિટ કરે છે. પણ એ લોકો હજુ મનમાંથી જીનનું ભૂત કાઢી શકતાં નથાં અને ઘેર જ સુવાવડ કરાવે છે.'

'ગામ-આગેવાનોને સમજાવી, તેમના ઘેર આવો પ્રસંગ આવે ત્યારે પ્રસૂતિગૃહનો જ લાભ લે તો આ વહેમ ભાગે.'

'અમારું પણ એ જ કહેવું છે. આપ અહીં પધાર્યા છો તો લોકોને સમજાવો તો સારું. જે પંચાયતના સભાસદો છે એ પણ આનો લાભ લેતા નથી. એક બહેન તો પંચાયતનાં સભ્ય હતાં. તેમની સુવાવડ હતી. તેમને ઘણુંયે સમજાવ્યાં. પણ હા...હા...કરતાં રહ્યાં અને છેવટે ઘેર જ સુવાવડ કરી. એવી શિક્ષિત બહેનો આવે તો જ બીજી સ્ત્રીઓનો વહેમ ભાગે. આ બાબતમાં આપ સભામાં પ્રકાશ પાડો તો સારું.'

ડૉકટર આગ્રહપૂર્વક વિનંતિ કરી રહ્યા હતા. તેમની લાગણી સમજી શકાય એવી હતી. છતાં સાધને ગામ-લોકો તેનો લાભ ન લે એ કેવી મોટી કરુણતા કહેવાય?

ગ્રામ જનતાને બધી વાતે સમજાવી શકાય છે. પણ વહેમનું ઓસડ શોધાયું નથી. ગામડામાં હજીયે ભૂત પલિત અને શિકોતરાં લોકમાનસમાં ઘર કરીને બેઠાં છે. ગામડાંની અજ્ઞાનતા, જડતા ગાઢ અંધકાર જેવી છે. ગરીબાઈ અને વહેમ પણ જાણે હાથ મિલાવીને તેમની સાથે જ જીવે છે. એથી તો લોકો જુનવાણી માનસમાંથી પણ મુક્ત થઈ શકયા નથી.

વિકાસ ઘટક આવ્યું. તેના પરિણામે હેલ્થ સેન્ટર આવ્યું. લોકોને સુવિધા મળી. પણ લોકો તેનો લાભ લે ત્યારે ને!





પંચાયતમાં બેસતી બહેનો પણ વહેમથી મુક્ત નથી તો અભણ લોકોને તો શું કહેવું ? વિકાસ ઘટક આવતાં આર્થિક ઉત્થાન થતું હશે પણ સામાજિક જીવનમાં ક્રાંતિ આવતી નથી. જીવનની રહેણીકરણી અને જીવનનો ઢાંચો બદલાતો નથી. એ માટે પણ લક્ષ અપાય તો સારું.

*

આવું જ દર્શન બીજે ગામ થયું.

ગામમાં શીતળાના કેસ થયા હતા. એક બે કેસ થયા પણ કોઈએ ગણકાર્યું નહિ. સરપંચે પણ આરોગ્ય-ખાતાને જાણ ન કરી. શીતળાનો ઉપદ્રવ વધતો ચાલ્યો. બેના ચાર અને ચારના ચોવીસ કેસ થયા. ત્રણચાર કેસ બગડ્યા પણ ખરા. પણ હવે તો જાણે ગામમાં માતાજીનો કોપ ઊતર્યો હોય તેમ લોકોએ જ ડૉક્ટરને બોલાવવાની ધસીને ના પાડી. માતાજીની બાધા રાખી. માતાજીની બાધા રાખી એટલે દવા તો કેમ કરી શકાય ? કેસ બગડ્યા લથડ્યા પણ જાણ કોણ કરે ?

એ તો પાડોશી ગામના કોઈકે જાણ્યું અને આરોગ્ય-ખાતાને લખ્યું. છાપામાં સમાચાર આવ્યા. એટલે તો શીતળાવાળા લોક આવ્યા. શીતળાની રસી આપી. કેસ તપાસ્યા. કેટલાંક બાળકો તો આંખ પણ ઊઘાડતાં નહોતાં. આંધળાં થવાની પૂરી બીક હતી, છતાં ડોશીઓ દવા કરવા દેતી નહોતી. પોલીસની ધમકી આપી ત્યારે તો દવા કરવા દીધી.

આવી અજ્ઞાનતાને શું કહેવું ? બાળકો મરે તોયે દવા ન કરે. દવા કરાવે તો માતાજી કોપે. આવી માન્યતા ગામડાંમાં, ખાસ કરીને પછાત કોમોમાં તો ખાસ ઘર કરી રહી છે. આ અજ્ઞાન સમાજને અજ્ઞાનતામાંથી અને વહેમમાંથી પણ કેવી રીતે મુક્ત કરવો ? આ માટેનું લોકશિક્ષણ આપવાનું કામ કોણ કરશે ?

*

એક ગામમાં ભારે કૌતુક જોયું.

ગામે નાકાથી ગામના ચોક સુધી પાકો રસ્તો કર્યો હતો. પહેલાં ચોમાસામાં પાણી ભરાઈ રહેતું અને ગામનાં ઢોર આવજા કરે એટલે ભારે કીચડ થતો. એવો કીચડ કે ત્યાંથી ચાલવુંયે મુશ્કેલ બને. ક્યારેક તો પગનાં ચંપલ કીચડમાં ભરાઈ રહે. એવી દશા ચાલનારની થાય. હવે રસ્તો પાકો થતાં ચોમાસાનું પાણી વહી જતું અને કીચડ થતો નહોતો. એથી ગામમાં ગંદકી પણ ઓછી થઈ હતી. બણબણ કરતી માખીઓ પણ ઓછી થઈ હતી.

પણ રસ્તા વચ્ચે એક મોટો પથ્થર પડ્યો હતો ત્યાંનો ત્યાં પડી રહ્યો હતો. રસ્તા વચ્ચે પથ્થર શીદને રહેવા દીધો હશે ? જતાં આવતાં રસ્તામાં અડચણ કરે. ગાડાંને અને ખટારાઓને નડે. રસ્તા વચ્ચે પથ્થર પડ્યો છે તો કેમ ખસેડતા નહિ હોય ?

એ ગામમાં જવાનું થયું એટલે મેં સરપંચને સહજ પૂછ્યું :

'રસ્તા વચ્ચે પથ્થર શું કરવા રહેવા દીધો છે ?'

'કયો પથરો ?:

'આ તમારા માઢની આગળ, રસ્તા વચ્ચે પડ્યો છે એ ?'

'એની વાત કરો છો ?' સહેજ હસીને સરપંચ બોલ્યા : 'એનોયે ઇતિહાસ છે. પહેલાં પાકો રસ્તો નહોતો થયો ત્યારે પણ એ પથ્થર ત્યાં જ હતો. કેટલાંયે વર્ષથી એ પથ્થર ત્યાંનો ત્યાં હતો. કોઈ ખસેડતું નહોતું અને પથરો કેમ પડ્યો છે એ વિશે કોઈ પૂછતુંયે નહોતું.

પણ રસ્તો પાકો કરવાનું નક્કી કર્યું એટલે પથ્થર તો ખસેડવો જ પડે ને ! પથ્થર ખસેડ્યો. રસ્તોયે સીમેન્ટનો કર્યો. પથ્થર બાજુમાં ખસેડાઈ ગયો.

પણ બેચાર મહિના પછી ગામમાં એક બે ઢોર બિમાર પડ્યા. એક જણની ભેંસ ફાટી પડી. ત્યારથી ગામમાં ચણભણ થવા લાગી કે એ તો માતાજીનું થાનક હતું. એ શા માટે ખસેડ્યું ? માતાજી કોપાયમાન થયાં છે. અંદર અંદર ચણભણાટ ચાલ્યા કરતો હતો. પણ કોઈ દાદ આપતું નહોતું. પણ આ



ચોમાસામાં ભેંસોને કંઈ ખાવામાં આવ્યું કે શું થયું તે પાછી બિમારી આવી. ઢોરોના ડૉક્ટરો તાબડતોબ બોલાવ્યા. રોગ કાબૂમાં આવ્યો. પણ બે ભેંસો મરી ગઈ. એટલે પેલા અંધશ્રદ્ધાળુઓ ઉકળી ઊઠ્યા :

'તમે ગામને પૂછ્યા સિવાય માતાજીનો પથરો ખસેડ્યો જ કેમ ?'

'રસ્તો છો ને ચૂલામાં જાય...અમારે તો એ પથ્થર જોઈએ. જોતા નથી, માતાજી કોપે છે એ...આટલો તો દેખાડે છે. પછી વિફરશે અને ટપોટપ ઢોર કે માણસો મરશે ત્યારે શું જવાબ આપશો ?'

'માતાજીની વાતમાં આડે આવવાની શી જરૂર ? કાલ ઊઠીને કાંઈ થશે તો ગામને માથે કાળી ટીલી રહી જશે.'

ને ગામનો ઉશ્કેરાટ વધી ગયો. માતાજીની વાત આવી, વચ્ચે કોણ બોલે ? રસ્તા વચ્ચે પથરો જતાં આવતાં નડે છે એમ પણ કોણ કહે ?

અમે તો જોતા રહ્યા અને કેટલાકે રાતના એ પથ્થર ખસેડી, અગાઉ જ્યાં હતો ત્યાં મૂક્યો. હવે એને ખસેડવો પણ કઈ રીતે ? પંચાયત ખસેડવા જાય છે તો ખુદ પંચાયતના સભાસદો પણ હવે તો વિરોધ કરે છે. વચ્ચે મેં પંચાયતમાં આ વાત મૂકી તો કેટલાકે કહ્યું :

'માતાજીની, ધર્મની બાબતમાં પંચાયતે ડખલગીરી કરવાની જરૂર નથી. ગામને પથરો નડશે તો ગામ ખસેડશે.'

'બસ ત્યારથી આ પથ્થર આ રસ્તા વચ્ચે પડ્યો છે.'

'અગાઉ આ પથ્થર હતો ત્યારે ગામમાં રોગચાળો નહિ થયેલો ?'

'થયેલો જ તો...અરે ગામમાં શીતળા નીકળેલા, ઢોર પણ મરેલાં...'

'તો પછી પથ્થર ખસેડવાથી જ ઢોર મર્યાં એમ કેમ માની લીધું ?' મેં સવાલ કર્યો.

'એ જ ગામડાંની અજ્ઞાનતા છે ને ! હું તો સેવકરામ, તમારા વિચારનો છું. હું માનું છું કે આ અંધશ્રદ્ધા છે, અજ્ઞાનતા છે. આમાં માતાજીને વચ્ચે લાવવાની જરૂર નથી. માતા તો તેનાં છોરુની રક્ષા કરે કે ભક્ષા ? પણ મારું કોણ સાંભળે છે ! જ્યાં ધર્મની, માતાની, દેવની, માનતાની વાત આવે છે ત્યાં અમારા હાથ હેઠા પડે છે. અમારી વાત કોઈ માનતું નથી. તમે તો જાણો છો કે ગામના માણસનું આવી બાબતમાં ગામ સામું ઉપજતું નથી. તમે આવ્યા છો તો ગામને આ બાબતમાં સમજાવો તો સારું.'

સરપંચ જુવાન હતા. ભણેલા હતા અને ઉત્સાહી પણ હતા. રાતના તેમણે ગામની સભા કરી. મેં યુદ્ધ-પ્રયાસની સાથે આ અંધશ્રદ્ધાની અને પથ્થરવાળી વાત કરી.

પણ અંધશ્રદ્ધા કોને કહી ? ત્યાં બુદ્ધિનો પ્રકાશ પહોંચતો નથી. ત્યાં દલીલ થઈ શકતી નથી. માન્યતા એટલે માન્યતા. એમાં વળી શંકા જ શાની કરવાની ? આ અંધશ્રદ્ધાનું આવરણ કોણ દૂર કરશે ?

*

અમદાવાદમાં શંકરાચાર્યની ઉપસ્થિતિમાં યુદ્ધવિજય માટેનો ત્રણ દિવસનો યજ્ઞ થતો હતો. તેની જાહેરાત છાપામાં આવી હતી. તે લઈને એક ભાઈ મારી પાસે આવ્યા :

'સેવકરામ, જોયું ?'

'શું છે ?' રેંટિયો કાંતતાં કાંતતાં મેં તેમના હાથમાંના છાપા સામે નજર કરીને કહ્યું. હું કામથી પરવારી બપોરે છાપું વાંચતો, કે કાંતવા બેસું ત્યારે કોઈ વાંચતું હોય તો સાંભળું. તે દિવસનું છાપું મેં જોયું જ નહોતું.

'અમદાવાદમાં આપણી સામે યુદ્ધ ઝઝૂમી રહ્યું છે એમાંથી વિજય મેળવવા માટેનો યજ્ઞ થયો છે.'

'વિજય માટેનો યજ્ઞ !'

'હા...અને પ્રધાનો પણ હાજર રહેવાના છે. પ્રધાનો આવામાં હાજરી આપે એટલે લોકો તો ખેંચાય જ ને ! એમને તો એમ કે પ્રધાનો જાય છે તો આપણે





પણ જવું જોઈએ. આ બરાબર થતું નથી. યજ્ઞ કરવાથી વિજય મળતો હોય તો પછી લડવાની શી જરૂર? જે મોટો યજ્ઞ કરે, વધુ ઘી હોમે તેને મોટો વિજય પ્રાપ્ત થાય. તમે ગામમાં અંધશ્રદ્ધા અને વહેમ સામે પ્રવચનો કરો છો અને આપણા પ્રધાનો આવા યજ્ઞોનાં ઉદ્ઘાટન કરે છે અને પૂર્ણાહુતિ પણ કરે છે. તેમને માટે આ યોગ્ય કહેવાય?'

મને પણ આ સાંભળી આશ્ચર્ય થયું. એટલે મેં કહ્યું: 'લાવો તો જોઉં...' ને મેં તેમના હાથમાંનું છાપું જોયું. પેલા યજ્ઞની જાહેરાત પણ વાંચી.

અલબત્ત, યજ્ઞના સંચાલકોએ ચાતુરી વાપરી હતી. પ્રધાનો યજ્ઞમાં હાજરી આપવા આવે છે એમ દર્શાવવાને બદલે એ ટાણે તેમણે ધર્મપરીક્ષા યોજી હતી. એ ધર્મપરીક્ષાનું ઉદ્ઘાટન અને પૂર્ણાહુતિ પ્રધાનો કરવાના હતા. છેલ્લા દિવસે યજ્ઞના દર્શને આવનાર લોકો જે દાન આપે તે સૈનિકફાળામાં અપાશે એવી પણ જાહેરાત કરવામાં આવી હતી.

સૈનિકફાળા માટે પણ અંધશ્રદ્ધાનો આશરો લેવો પડે તે મને વ્યાજબી ન લાગ્યું. તેમ આ પ્રધાનોએ વિજય માટે યોજાતા યજ્ઞોને પ્રોત્સાહિત ન કરવા જોઈએ. જે વાત ગામડા ગામનો યુવાન સમજે છે કે યુદ્ધ-પ્રયાસની આ રીત નથી. આ રીતે યુદ્ધો ન લડાય! એ વાત આપણા પ્રધાનો ન સમજે એમ કેમ બને? પણ તેઓ આ બાબતમાં લોકોને સાચી વાત સમજાવવાને બદલે, તેમની અજ્ઞાનતાને પંપાળે છે. એક જ વર્ષ પહેલાં એક જગ્યાએ વિશ્વશાંતિ યજ્ઞ થયેલો. ત્યારે પણ પ્રધાનોએ હાજરી આપેલી. જો યજ્ઞથી શાંતિ સ્થપાતી હોય તો તેના ફળ રૂપે આ ભૂમિમાં તો યુદ્ધ ન થવું જોઈએ. છતાં ચીની આક્રમણ અહીં થયું. એ દાખલો આંખ સામે હોવા છતાં આ પ્રધાનો વિજય માટે યજ્ઞનો આશરો લે છે!

આ પ્રધાનો કે ધર્માચાર્યો, સૌ એકમેકના પૂરક બની પોતાની ગાદી ટકાવી રાખવાના પ્રયત્નો કરે છે. ચૂંટણીમાં આ ધર્માચાર્યો, ભક્તો તેમના પ્રચારમાં નીકળે છે. અને એ પ્રધાનો આ ભક્તો કે ધર્માચાર્યોના યજ્ઞોને પ્રસિદ્ધિ અપાવવા પોતે હાજરી આપે છે. આમાં નથી ધર્મ સચવાતો કે નથી લોકશક્તિ પ્રગટતી. કેવળ અજ્ઞાનતા અને અંધશ્રદ્ધા જ પોષાય છે. લોકશાહીમાં પણ ધર્મના નામે અને કોમના નામે મત લેવાય છે અને એ મત લઈ પ્રધાનની ગાદીએ બેસાય છે. જ્યાં આવી લોકદ્રોહ થતી હોય ત્યાં પ્રધાનોને તો શું કહેવું અને પેલા ધર્માચાર્યોને પણ શું કહેવું? લોકો જાગે અને તેમની આ ચાલ ખુલ્લી પાડે એવો સોનાનો સૂરજ ઝટ ઊગે એમ ઇચ્છીએ.

☆





પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

# કસ્યા અને રાજાલાલ

પંખીઓ અને પ્રાણીઓની વચ્ચે આપણે હરતાં ફરતાં હોઈએ છીએ છતાં એમને વિષે જાણતાં નથી હોતાં. ગુજરાતના જાણીતા પક્ષી–વિશારદ—લેખક એવાં ઉપયોગી લેખો ઊર્મિનાં વાચકો માટે લખે છે તેમાંનો આ પણ છે...

### કાંટનો લટોરો

બુલબુલના કદનો આ કાંટનો લટોરો પીઠ ઉપર ઘેરા રાખોડી કથ્થાઈ રંગનો અને આંખ ઉપર ધોળા નેણ અને ચહેરા ઉપર કાળી લીટીવાળો હોય છે. તેની દાઢી ધોળી, છાતી ઉપર રાખોડી ઝાંય અને પેટાળ સાફ સફેદ રહે છે. ચાંચનો રંગ મૂળમાં કથ્થાઈ અને છેડે કાળી હોય. તેની ખાસ વિશિષ્ટતા તો તેના નાક આગળ ચોખ્ખા દેખાતા વાળ છે. પૂંછડીની બંને બાજુ આવનાં પીંછાં ધોળાં હોય છે. પગનો રંગ કાળો રહે છે. તેની સામાન્ય ખાસિયત માખીમાર પંખીના કુટુંબને મળતી આવે છે. કારણ કે તે ઊડવામાં ચપળ રહે છે. આ પંખી દેખાયા કરતાં સાંભળવામાં વધુ આવે છે જેમાં 'વીટ્ વીટ્ વીટ્' જેવી સીટી વારે વારે દીધા જ કરે છે. નર માદાના રંગમાં તફાવત આવતો નથી અને તેને વૃક્ષની સૌથી ઊંચી ડાળી ઉપર બેસવાનું બહુ ગમે છે.

આ પંખી કાંઈ કાંટમાં જ જોવામાં આવે છે એવું નથી પણ નાના થળાં અને વૃક્ષ હોય ત્યાં પણ સાંભળવામાં આવે છે. ખાસ કરીને તેના પ્રજનન કાળમાં તે ફરતાં નથી પણ અમુક જગ્યામાં જ વસે છે. અને કદાચ વરસો વરસ એ જ તખ્તો માળો બાંધી બચ્ચાં ઉછેરવા માટે પસંદ કરતાં હોય છે. જોડીમાં જ ફરવાનું તેને વધારે ગમે છે. અને સ્વભાવે તે શરમાળ પણ નથી.

ભારતમાં તમામ સ્થળોએ તેનો વસવાટ છે. એટલે ગુજરાત રાજ્યમાં તો તે તમામ જગ્યાએ હોય જ. પણ દક્ષિણ ગુજરાતમાં મલબારનો કાંટનો લટોરો જોવામાં આવે છે. તેના રંગમાં ફેર એટલો કે તેનું માથું ઘેરું ભૂરાશ પડતું રાખોડી અને પૂંછડીનાં છેડામાં પીંછાંનો રંગ કથ્થાઈ અને રતાશ પડતો છેડે હોય છે.

કાંટનો લટોરો આપણે ત્યાં ઉનાળામાં પ્રજનન કરે છે જે માર્ચથી શરૂ થઈ જુલાઈ સુધી ચાલે છે. અને જ્યાં જેવી સગવડ એવો તે માળો બનાવી લે છે. વૃક્ષ મોટું હોય તો તેની ઝૂકતી ડાળીના બેલાખામાં તે માળો બાંધે છે. બહુ કડક માળો બનાવતા નથી પણ બહારની બાજુ કરોળીઆના જાળા ચોંટાડે છે. તેમાં તે ત્રણથી ચાર ઈંડાં મૂકે છે જેનો રંગ પીળાશ પડતો અને પહોળા છેડા તરફ લીલાશ પડતો કથ્થાઈ રહે છે. વચ્ચે ડાઘા હોય છે. અને પોતાનાં બચ્ચાંને જીવાતના ચારા ઉપર મોટાં કરે છે અને તે પણ ઊડતાં જ પકડીને કરે છે.

કાંટના લટોરાને અંગ્રેજીમાં The common wood shrike કહેવાય છે અને વૈજ્ઞાનિક રીતે ઓળખવા માટે Tephrodornis pondicerianus ( Gmelin ), કહેવું જોઈએ.

### મોટો કસ્યો

કબૂતરના કદ કરતાં થોડો નાનો અને પાતળો હોય છે. નરનો ચહેરો ઘેરો રાખોડી રહે છે. માથું અને પીઠ રાખોડી રંગનાં, છાતી આછી રાખોડી અને બાકીનો પેટાળનો ભાગ સફેદ રહે છે. ચાંચ અને પગ રંગે કાળા અને આંખો રાતા રંગની હોય છે. જ્યારે માદા આંખની પટ્ટી અને ચહેરે ઓછી ઘેરી રહે છે. વળી તેની આંખો પણ કથ્થાઈ રંગની થાય છે. એ ઉપરાંત છાતી અને પેટાળ લીટીઓવાળું રાખોડી રહે છે જે નરમાં એક સરખું આછા ધોળા રંગનું હોય છે.

મોટા કસ્યાને ઊંચા વૃક્ષ બેસવા માટે વધારે ગમે છે અને તેમાં સૌથી ઊંચી ડાળી પસંદ કરે છે અને પછી તે ધીરે ધીરે પાંદડામાં ઘૂસતો જાય છે. સામાન્ય રીતે તેનો સ્વભાવ શરમાળ કહેવાય પણ જ્યારે તે એકલો ઊડે છે ત્યારે તેનો ખાસ અવાજ કાઢતો

ઊડતો હોવાથી તે વરતાઈ આવે છે અને જ્યારે વૃક્ષની ડાળી ઉપર બેસે છે ત્યારે લગભગ સાવ સીધો બેસે છે. એ ઉપરાંત તે ઊડતો હોય ત્યારે તેની ધોળી કડ બરાબર જોવામાં આવે છે.

આપણા બાગ બગીચામાં તે શિયાળામાં દેખાય છે છતાં તેની ગણત્રી પાકા મુસાફર પંખીમાં નથી. એનો વસવાટ ગુજરાતમાં છે પણ કચ્છને તેણે વસવાટ માટે પસંદ નથી કર્યું પણ સૌરાષ્ટ્રની ગીરમાં તે વસીને કુટુંબઉછેર પણ કરે છે અને શિયાળામાં મોટાં વૃક્ષોવાળા બગીચા અને આંબાવાડીઆમાં એમ વનમાં તે જરૂર સાંભળવામાં આવે છે. આપણે જોવા જઈએ તો શરમાઈને ઘેરાં પાંદડાવાળી ડાળીમાં ઘૂસી જાય છે. તેની ઉડાન ઘડીક પાંખો વીંઝયા પછી પાછી સરવાની છે. આમ તો શરમાળ છે જ પણ કુટુંબઉછેર વખતે પણ તે તેનો સ્વભાવ બદલતો નથી.

તેના માળા એપ્રિલથી જૂન માસમાં દેખાય છે. અને તે મોટા વૃક્ષની ઝૂકતી ડાળી હોય તે માળો બાંધવા પસંદ કરે છે. તેમાં કોઈ વખત તો પાંદડાં વગરની ડાળી પણ પસંદ કરે છે. સાંઠીકડાં અને રેસા વાપરીને માળો બનાવી તેમાં લીલાશ પડતી ભોં ઉપર મોટા જાંબુડીઆ અને કથ્થાઈ ધાબાંવાળાં બેથી ત્રણ ઈંડાં મૂકે છે અને પોતે તથા બચ્ચાંને જીવાતના ચારા ઉપર નભાવે છે.

મોટા કસ્યાને અંગ્રેજીમાં The large indian cuckoo-Shrike કહે છે અને Coracina novaehollandiae macei (Lcsson) એ એનું વૈજ્ઞાનિક નામ છે.

### કાળા માથાનો કસ્યો

આ કસ્યો બુલબુલના કદનો જ છે. નરનો રંગ ગળે, પીઠે અને છાતીએ કાળો હોય છે. પણ પીઠથી પૂંછડી તરફ જતાં તે રાખોડી થઈ જાય છે. પૂંછડી ઘેરી રાખોડી રહે છે. છાતી નીચેથી દૂમ સુધી ધોળો રંગ આવે છે. ચાંચ અને પગ કાળા રંગનાં અને આંખો રતાશ પડતી હોય છે. માદા માથાથી પૂંછડી સુધી સરખી રાખોડી રંગની રહે છે. છાતી આછી ધોળા રંગની પણ પેટાળ તરફ જતાં તે ધોળી થતી જાય છે. વળી તેમાં થોડા લીટા ઝાંખાં પણ દેખાય છે. એ સિવાય તેની આંખો કથ્થાઈ રંગની રહેતી હોવાથી તેને નરથી જુદી તારવી શકાય છે. કહે છે કે નરને થોડું સંગીત છે પણ મેં તેને કોઈ વખત બોલતાં સાંભળ્યો નથી. આ કસ્યો પણ શિયાળામાં આપણે ત્યાં લગભગ ઊંચાં વૃક્ષોવાળી જગ્યામાં જરૂર જોવામાં આવે છે. પણ તે સ્થાનિક પ્રવાસી છે. આપણે ત્યાં સૌરાષ્ટ્રમાં તેઓ ગીર અને ગીરનારની ઝાડીમાં બચ્ચાં ઉછેરે છે.

ભારતમાં તે તમામ અનુકૂળ જગ્યાએ વસે છે. એ જ માફક ગુજરાતમાં પણ અને સૌરાષ્ટ્રમાં પણ કચ્છમાં તે નથી જતો. ના. ધર્મકુમારસિંહજીસાહેબે ગીરમાં તેને બચ્ચાં ઉછેરતાં જોયો છે.

મેથી ઓગસ્ટ માસ તેના કુટુંબ ઉછેરવાના મહિનાઓ છે. જે વખતે મોટા વૃક્ષની બેશાખાવાળી ડાળીમાં ઘાસ અને કરોળીઆનાં જાળાં વાપરી ન દેખાય એવો માળો બનાવે છે. જે દસથી ત્રીસ ફૂટ ઊંચો હોય છે. વળી જે વૃક્ષ પસંદ કરે છે તે ડુંગરની પેટાળમાં હોય છે. આવા માળામાં તે બેથી ત્રણ ક્રીમ રંગનાં કથ્થાઈ ધાબાંવાળાં ઈંડાં મૂકે છે. પોતાનો આહાર તથા બચ્ચાં જીવાત અને વૃક્ષની છાલમાં ભરાઈને વસતા ઢાલીઆનો ચારો આપી મોટાં કરે છે.

કાળા માથાના કસ્યાને અંગ્રેજીમાં The Black-Headed cuckoo-Shrike કહેવાય છે અને Coracina melanoptera sykesi (Strickland) એ એનું વૈજ્ઞાનિક નામ છે.

### ધર્મકુમારસિંહજીનો રાજાલાલ

આ ધર્મકુમારસિંહજીના રાજાલાલનું કદ ચકલી જેવડું પણ દેહની કાઠી પાતળી અને લાંબી પૂંછડીવાળી હોય છે.

તેમાં નરનો રંગ માથા અને પીઠ ઉપર ઘેરો રાખોડી, ગળું કાળા રંગનું, છાતી ભભકતા નારંગી રંગની

અને પૂંછડી તરફ આવતાં સફેદ થતી જાય છે. કડ નારંગી રાતી, પૂંછડીનો વધારે ભાગ કાળો. એ જ માફક ચાંચ અને પગ પણ કાળા રંગનાં રહે છે. ચાંચ જરા ટૂંકી અને પૂંછડી પાતળી અને લંબાઈ-વાળી હોય છે. કેટલાક રાજાલાલને વધારે નારંગી રાતો રંગ આવે છે અને કેટલાક પેટાળમાં વધારે ધોળા રંગના રહે છે.

માદાનો રંગ નર કરતાં સાવ જુદો હોય છે. તેની પીઠ આછી રાખોડી રંગની રહે છે અને પેટાળ ધોળાશ ઉપર હોય છે. કેટલીકને ઝાંખો પીળો રંગ પેટ અને પડખામાં આવે છે. પણ પીળાશ પડતા રાતા રંગની કડ તો જરૂર હોય છે. પાંખ ઉપર નરને જે આછો નારંગી રંગનો ડાઘ આવે છે તે માદામાં આછો પીળા રંગનો હોય છે. આ પંખી કાંટમાં ખાસ દેખાય છે. બગીચા જો કાંટ પાસે હોય તો વળી તે આવી ચડે છે.

ધર્મકુમારસિંહના રાજાલાલનો નર બહુ ખુબસૂરત પંખી છે અને તેની બેઠક પણ સીધી હોય છે. કાં તો જોડીમાં કે કાં તો સમૂહમાં તે દેખાય છે. એમાં નર તરત જ વરતાઈ આવે છે. સામાન્ય રીતે તેને જાડી કાંટ વધારે પસંદ છે પણ તેમ છતાં તે કાંઈ આછી જગ્યામાં આવતા નથી એવું નથી વળી તેની પસંદગી કાંટાવાળાં વૃક્ષ ઉપર વધારે છે અને તેવાં વૃક્ષમાંથી તે પોતાનો આહાર શોધી લે છે. જ્યારે ઊડે છે ત્યારે અમુક પ્રકારની સીટી દેતાં ઊડે છે. અને તે સીટી એક વખત વરતી લીધા પછી પીછાન પડતાં વખત નથી લાગતો. આથી એક વાત ચોક્કસએ કે તે દેખાયા કરતાં સંભળાયા છે વહેલો. ના. ધર્મકુમારસિંહજી સાહેબે તેને પોતાના વસવાટનો કાંટથી દૂર દરિયા-કિનારે જોયા છે એવી જ રીતે પોતે તેને આખો વખત એક વડલામાં વિતાવીને બીજે દિવસ સવારના પ્રવાસે ઊપડી જતાં પણ જોયા છે. છતાં એ પણ કહ્યા વગર ચાલે તેમ નથી કે તે સામાન્ય રીતે પોતાના વાસવાટની જગ્યા છોડતો નથી. તેનો આહાર શોધવાનો સમય વહેલી સવાર અને સાંજનો છે. એ સમયે તે વૃક્ષનાં પાંદડાં નીચેથી ઝીણી જીવાત અને કરોળીઆ શોધી ખાય છે અને વૃક્ષની છાલ ઊખડી ગઈ હોય ત્યાં તેને હમેશાં ખોરાક મળી રહે છે. અને આહાર શોધતાં તે પોતાની 'સીટ સીટ' જેવી તીણી સીટી બોલ્યા કરે છે. આ પંખી આખો વખત એક વૃક્ષ ઉપરથી બીજા વૃક્ષ· એમ ભમ્યા જ કરે છે. વળી તેનો સમૂહ ઊડે એટલે એક જાય તેની પાછળ બીજું હોય તેની પાછળ ત્રીજું હોય એમ એક કતારમાં ઊડવાનું પસંદ કરે છે. બનતાં લગી આ સમૂહમાં એક નર અને માદા તથા બચ્ચાં હોય છે એટલે અંગ્રેજીમાં તેને 'લવર ઓફ સેવન ડેમસેલ્સ' કહેવાય છે. છતાં એકલા નરનું બ્રહ્મચારી ટોળું પણ થાય છે. આ ટોળું પ્રજનન ઋતુમાં માદા મેળવવા છૂટું પડી જતું હોય છે.

પશ્ચિમ ભારતથી દક્ષિણ રાજસ્થાન અને સૌરાષ્ટ્રના ઘણા ભાગોમાં અને કચ્છમાં પણ કદાચ તેની વસ્તી છે. કાયમી વસવાટ કરવાવાળા છે. છતાં શિયાળામાં થોડી મુસાફરી કરી નાખે છે.

મેથી સપ્ટેમ્બર માસ તેના બચ્ચાં ઊછેરના મહિના છે. પણ જેવો વરસાદ શરૂ થયો કે તે માળો બાંધવાની શરૂઆત કરી દે છે. તેનો માળો શોધવો ખૂબ મુશ્કેલ છે અને તે નાની વાટકી જેવો હોય છે. એ ડાળી સાથે એવી રીતે ચોટાડયો હોય છે કે તે માળો છે એમ પહેલી નજરે ખબર ન પડે. અને એમ જ લાગે કે તે ડાળી ઉપર પડેલી કુદરતી ગાંઠ છે. ઘણી વખત તેના માળા ત્રણથી આઠ ફૂટની ઊંચાઈએ જોવા મળી આવે છે. આ માળામાં ઘાસ અને ઉપરથી કરોળીઆના જાળાનો મઢેર કરેલો હોય છે. સામાન્ય રીતે ત્રણ આછી પીળી જમીન ઉપર રતાશ પડતા કથ્થાઈ છાંટા પડે છે. તે તેના મોટા પહોળા છેડે આવતાં વર્તુલ બને છે. આ પંખી પોતાનાં બચ્ચાં ઊછેરવાનો તખ્તો બદલતું નથી. તેનો માળો શોધવો ઘણો મુશ્કેલ છે. એ તો તે જોડીના એક

પંખીને અમુક જગ્યામાં ફરતાં જોયા કરીએ અને બીજું આવે જાય તે ઉપરથી તેની આટલામાં જગ્યા છે પછી તો માદા ક્યાં સેવવા બેસી જાય છે તેનું ધ્યાન રાખવું પડે છે. પણ બચ્ચાં હોય તો કંઈક સહેલું પડે છે. કારણ કે મા–બાપ બને, બચ્ચાંના ઊછેરમાં રસ લે છે. બચ્ચાં માળો છોડીને ઊડે છે ત્યારે તેનો રંગ માદાને વધારે મળતો હોય છે.

ધર્મકુમારસિંહજીના રાજાલાલને અંગ્રેજીમાં The Dharmakumar's small minivet કહે છે. અને તેનું વૈજ્ઞાનિક નામ Pericrocotus peregrnnus dharmakumari (Koelz) એમ કહેવું જોઈએ.

### કાબરો રાજાલાલ

કદમાં આગળ જોઈ ગયા તેટલો જ આ કાબરો રાજાલાલ નામ ઉપરથી જણાય છે કે નર કાળો અને ધોળો, ઉપલી છાતી ગુલાબી રાતા રંગની, સફેદ પૂંછડીમાં પણ બે રંગ પણ વધારે કાળો રંગ હોય છે. પાંખ ઉપર પણ વધારે સફેદ રંગ વરતાય છે. પીઠ ઉપર કાળો રંગ આવે છે. કડ ઉપર લાલ ચટક રંગ વરતાય છે. માદાનો રંગ પીઠ ઉપર ઘેરો કથ્થાઈ રાખોડી અને છાતી ઉપર રંગ હોતો નથી અને કડ ઉપર તે રંગ ઝાંખો રહે છે. તેનો અવાજ અથવા સીટી 'ચીપ ચીપ' જેવી લાગે છે. નર થોડું મીઠું સંગીત પણ કરે છે.

સૌરાષ્ટ્રમાં આ પંખી થાય છે તેની નોંધ ના. જસદણ યુવરાજ સાહેબ અને કુ. લવકુમાર સાહેબે લીધી છે. સૂકી કાંટ આ પંખી પસંદ કરે છે. હીંગોળગઢ (જસદણ) આસપાસની કાંટમાં અને ગીર પાસે જોવામાં આવે છે. મેં તેને હીંગોળગઢની કાંટમાં જોયું છે. જ્યાં તે કાયમી વસવાવાળું છે.

આ કાબરા રાજાલાલને સૂકો પ્રદેશ વધારે પસંદ હોય એમ જણાય છે એટલે તે કચ્છમાં સામાન્ય છે. પણ મધ્ય સૌરાષ્ટ્રના સૂકા પ્રદેશમાં તેણે નિવાસ કર્યો છે ખરો.

જૂનથી ઑક્ટોબર માસમાં તે માળા બાંધી બચ્ચાં ઊછેરે છે. ગીચ કાંટ કરતાં આછી ડુંગરના પેટાળની કાંટ તે માળો બાંધવા માટે વધારે પસંદ કરે છે. તેનો માળો આગળ જોઈ ગયા તે રાજાલાલ કરતાં જરા કદમાં મોટો હોય છે અને ઊંચા વૃક્ષને પસંદ કરે છે. નરમાદા માળો બાંધવા એકબીજાને મદદ કરે છે પણ સેવણ તો માદા જ કરે છે પણ બચ્ચાંનો ઊછેર કરવા માટે નર હમેશાં તત્પર રહે છે. બચ્ચાં રંગે પીઠ ઉપર આછાં રાખોડી પણ તેમાં થોડી લીટીઓ દેખાય છે. પાંખમાં સફેદ ડાઘો, કડમાં રંગ આવેલો હોતો નથી. પેટાળ ધોળું અને પૂંછડીનો છેડો ધોળા રંગનો હોય છે. મોંની અંદર પીળો રંગ હોય છે જ્યારે નાના રાજાલાલ બચ્ચાને અંદર ચળકતો નારંગી રાતો રંગ રહે છે. આહારમાં તે ઝીણી જીવાત અને કરોળીઆ લે છે.

કાબરા રાજાલાલને અંગ્રેજીમાં The white-bellied minivet કહેવાય અને વૈજ્ઞાનિક રીતે Pericrocotus erythiopygius (jerdon) એ નામ કહેવું જોઈએ.

### કેસરીઓ રાજાલાલ

સહેજ મોટા કદનો આ કેસરીઓ રાજાલાલ રંગમાં માથે અને પીઠ ઉપર, પાંખ અને પૂંછડીનાં વચલાં પીંછાં કાળાં રહે છે. બાકીના પેટાળનો રંગ તો તેજ નારંગી અને તે જ રંગના પાંખમાં ડાઘા, કડ ઉપરનો ડાઘ અને પૂંછડીનાં બીજાં પીછાં પણ એ જ રંગનાં રહે છે. માદાનો રંગ કેસરીઆને બદલે પીળો હોય છે. અને કાળા રંગને બદલે રાખોડી કથ્થાઈ રંગ રહે છે. કપાળ પીળા રંગનું અને ચહેરો પણ એ જ રંગનો હોય છે. બચ્ચાં માદાને મળતા રંગનાં હોય છે.

નીલપર્ણી વનોમાં આ કેસરીઓ રાજાલાલ વસે છે. અને છાયાંવાળા વૃક્ષમાં ઘૂસી જાય છે. શિયાળામાં સમૂહમાં જોવામાં આવે છે. બાકી તો સામાન્ય રીતે જોડીમાં ફરે છે. આ રાજાલાલ પ્રમાણમાં શરમાળ

ઓછો છે. એટલે શાંત ઊભા કે બેઠા હોઈએ તો જીવાત શોધવા નજીકની ડાળ ઉપર આવી જાય છે. અને એક ઊડે કે પાછળ આખો સમૂહ એક કતારમાં ઊડતાં જોવાની મજા આવે છે. નરનું રૂપ ઘણું સરસ જણાય છે.

સીલોન, નીલગીરી અને પશ્ચિમઘાટથી ઠેઠ ડાંગ અને દક્ષિણ ગુજરાતના સોનગઢ સુધી તેની વસ્તી છે.

મેથી જુલાઈ માસમાં તે બહુ ઊંચી ડાળીએ નાનો છીછરી વાટકી જેવો માળો બનાવી ઉપર લીન્ચનનો મઠેર કરીને વૃક્ષના રંગની સાથે મેળવી દે છે. તેમાં તે લીલાશ પડતી ભોં ઉપર જાંબુડીઆ અને રતાશ પડતા કથ્થાઈ ડાઘાવાળાં ઇંડાં મૂકે છે.

કેસરીઆ રાજાલાલને અંગ્રેજીમાં The Orange minivet કહેવાય છે. અને વૈજ્ઞાનિક નામ છે Pericrocotus flammeus flammeus ( Forster. )

**નાની ચાંચવાળો રાજાલાલ**

આગળના રાજાલાલ કરતાં જરા નાના કદનો નાની ચાંચવાળો રાજાલાલના નરની પીઠ કાળી પેટાળ રાતું ચટક રહે છે. પાંખમાં પણ આવા જ રંગનો ડાઘો આવે છે. કડ પણ રાતા રંગની અને પૂંછડીનાં પીંછાં પણ એ જ રંગનાં આવે છે. પણ પૂંછડી વચ્ચે આવતાં પીંછાં કાળા રંગનાં હોય છે. માદામાં રાતાને બદલે લીલાશ પડતો પીળો રંગ થાય છે અને કાળો રંગ રાખોડી બને છે જ્યારે કડ અને કડનાં પીંછાં પીળાં કે નારંગી પીળાં આવે છે.

આ રાજાલાલને ઘાટાં વન પસંદ છે તેમ છતાં ઊઘાડમાં આવી જાય છે. પણ ત્યાં ઘાટા વૃક્ષ તો જોઈએ. શિયાળામાં સમૂહમાં ફરે છે. અને વારે વારે એક બીજાને બોલાવ્યા કરે છે.

હિમાલયમાં તે પ્રજનન કરે છે અને શિયાળામાં ઉત્તર ભારતમાં પથરાય છે. ગુજરાતમાં આબુ અને ઉત્તર ગુજરાતમાં દેખાય છે.

અંગ્રેજીમાં નાની ચાંચવાળા રાજાલાલને The indian short–billed minivet કહેવાય છે અને Pericrocotus ethologus ( Bangs અને Phillips ) એ એનું વૈજ્ઞાનિક નામ છે.





ભારત અત્યારે કટોકટીમાંથી પસાર થઈ રહ્યુ છે ત્યારે આંતરરાષ્ટ્રીય વ્યવહાર માટે સોનું એ એક જ એવું વ્યવહારુ નાણું છે કે જેની જરૂર આજે દેશને છે. બાજુના ચિત્રમાં શ્રીમતી ઇન્દિરા ગાંધી તેમના રહ્યાં સહ્યાં ઘરેણાં રાષ્ટ્રીય સંરક્ષણ ફાળામાં આપી રહ્યાં છે. આ ઘરેણામાં તેમની બચપણમાં ઢીંગલીને પરણાવી તે વખતનાં ઘરેણાં પણ છે.

જૅક હૅરિસન પૉલૅક

# સારા વાતચીત કરનાર બનો

આપણે છુટ્ટીદોર વાતો કરીએ છીએ. પણ એમાં જે રીત વાપરવી જોઈએ તે નથી વાપરતા. એવી દસ રીતો શ્રી શાંતિલાલ અ. જોશીએ અંગ્રેજી સામયિક 'હેલ્થ'માંથી અનુવાદ કરીને અહીં મૂકી છે...

**૧. ધ્યાનપૂર્વક સાંભળો :**— આપણામાંના ઘણા આપણે આગળ જે કહેવા માગીએ છીએ તે વિષે એટલા બધા તત્પર હોઈએ છીએ કે આપણે ખરેખર સામો માણસ જે કહેતો હોય છે તે સાંભળતા નથી.

જો તમે બીજા માણસોને ધ્યાનપૂર્વક સાંભળશો તો તેઓ જ્યારે તમે બોલશો ત્યારે વધારે ધ્યાન આપશે.

**૨. સામા માણસને જેમાં રસ હોય તે વિષે વાત કરો :**—તમારી પોતાની બુદ્ધિ પ્રદર્શિત કરવા કરતાં સામા માણસને તેની બુદ્ધિ પ્રદર્શિત કરવા માટેની તક આપવામાં વાતચીતની વધુ મઝા રહેલી છે. જો તમે સામા માણસને તેના પ્રિય વિષયો વિષે વાત કરવા પ્રોત્સાહિત કરશો તો તમારે કફોડી શાંતિ માટે કદી ચિંતા કરવાની રહેશે નહિ. અને તમે ઘણું કરીને એટલા બધા તલ્લીન થઈ ગયા હશો કે આત્મભાનની લાગણી અનુભવવા તમને સમય રહેશે નહિ—જે આરામ-સમયની વાતચીતમાં સૌથી મોટો અંતરાય છે.

**૩. કંટાળાજનક વિગતોને ટાળો :**—કંટાળાજનક બનવાનું ગુપ્ત કારણ દરેક વસ્તુ કહેવામાં રહેલું છે. આપણે બધા જે માણસ વિષયાંતર કરે છે અને બિનજરૂરી હકીકત કદી છોડી દેતો નથી તેને જાણીએ છીએ. 'આપણે વિચારીએ, તે શુક્રવાર હતો કે શનિવાર? ઠીક, લગભગ ૧૦ અથવા ૧૦-૩૦ વાગ્યા હશે, કારણ કે બાગની સામે આવેલ મારા ભાઈના ઘેરથી હું હમણાં જ આવ્યો હતો અને હું......' આ પ્રમાણે બોલનાર તેનો મુદ્દો રજૂ કરે તેનાથી ઘણા સમય પહેલાં તમે કંટાળી ગયા હો છો.

**૪. એકના એક શબ્દોને ટાળો :**—થોડા શબ્દો વાપરનાર માણસ કે જે તે શબ્દોને વારંવાર વાપરે છે તેવા માણસ તરીકે વર્ણન થવા દેશો નહિ. કેટલીક સ્ત્રીઓ લગભગ દરેક વાકયમાં 'આશ્ચર્યજનક' શબ્દ ઉચ્ચારે છે. બીજા વાતચીત કરનારા 'સંપૂર્ણ રીતે', 'ચોક્કસ', 'હું તદ્દન સંમત છું,' 'જુઓ, હું શું સમજું છું?'—એમ વારંવાર બોલ્યા કરે છે. આવા શબ્દો વાપરો નહિ.

**૫. જરૂર પૂરતું જ બોલો :**—પહેલાં તમારા શબ્દોને તોળવા એક ક્ષણવાર થોભો. વાકય બરાબર સાચું જ પડશે એવી આશા રાખી એકદમ વાકય બોલો નહિ.

એક બાબત પરથી બીજી બાબત પર ઊતરી પડો નહિ. જ્યારે તમે પરસ્પર આનંદ માટે પૂરતો સમય એક વિષય પર બોલવાનું ચાલુ રાખો ત્યારે વાતચીત વધુ રસમય બને છે.

તમે એવી રીતે વાત કરો કે તમે જે કહ્યું તે ફરીથી કહેવા સામો માણસ તમને કહે નહિ.

**૬. સાચો પ્રશ્ન પૂછો :**—તે તેનામાં અને તેના અભિપ્રાયમાં સાચો રસ સૂચવે છે.

'કેમ ચાલે છે?' અથવા 'શી નવાજૂની છે?'—જેવા પ્રશ્નો અર્થ વગરના છે. પરંતુ 'તમે તમારા ધંધાની કેવી રીતે શરૂઆત કરી?' અથવા 'જો તમે બધું ફરીથી શરૂ કરવાના હો તો તમે આ શહેરમાં રહેશો?'—જેવા પ્રશ્નો સાચો રસ દર્શાવે છે અને સાવચેતીભર્યાં વાકયો જેવાં કે: 'તમે ધારતા નથી?' અથવા 'તમને તે કેમ લાગે છે?'—બીજા માણસને ઘણીવાર વાત કરતો ચાલુ રાખશે અને તમને અત્યંત વાત કરતા અટકાવશે.

**૭. અસંમત થવા માટે કેવી રીતે સંમત થવું તે શીખો :**—ઘણીવાર તમે શું કહો છો તે નહિ પરંતુ તમે કેવી રીતે કહો છો તે બહુ મહત્ત્વનું હોય



છે. બેન્જામીન ફ્રેન્કલીન મુત્સદ્દીગીરીથી કહેતો. 'આ મુદ્દા સાથે હું સંમત છું. પરંતુ બીજા સાથે જો વાંધો ન હોય તો હું જુદો પડું ?'

મિત્રતાભરી દલીલ ઘણીવાર વાતચીતને સમૃદ્ધ બનાવે છે પરંતુ—'હુ જાગીરના એજન્ટોને ધિક્કારૂં છું. તેઓ બધા ધૂર્ત હોય છે'—જેવા ઝડપી કથનથી દલીલ શરૂ કરશો નહિ. આવી સ્વાભિપ્રાયવાળી ટીકા વિનયી વાતચીત માટે અત્યંત જોરથી બધાં તત્ત્વોને તમારી સામે એકઠાં કરશે.

સૌથી વધુ અગત્યનું તો એ છે કે—કોઈનેય તેણે જે કહ્યું હોય તેનાથી ઊલટું સીધી રીતે કહો નહિ—તે ખોટો છે તેની તમોને ખાત્રી હોય તેમ છતાં 'તે વિચારને હું ટેકો આપી શકતો નથી, તે જણાવતાં મને ભય રહે છે.' એમ કહો.

**૮. વચમાં બોલશો નહિ :**—કોઈકવાર તમને જો વાતચીતમાં દરમિયાનગીરી કરવાની ફરજ પડે તો 'મી. રામુ, તમે હમણાં જ જે કહ્યું તેમાં મહેરબાની કરીને હું કંઈક ઉમેરો કરું ?' એવા સુંદર શબ્દોનો જો તમે ઉપયોગ કરશો તો તમારી દરમિયાનગીરી ઓછી અવિનયી લાગશે.

તમે જે માણસની વાતચીતમાં વચમાં બોલતા હો તે માણસ, જો તમે તેનું નામ વાપરશો, તો સ્વાભાવિક રીતે વધારે ધ્યાનથી સાંભળશે.

જો તમારી વાતચીતમાં કોઈએ દરમિયાનગીરી કરી હોય તો પછીથી તે જ વિષય પર પાછા ફરવાનો આગ્રહ રાખશો નહિ. નવી વાતચીતમાં રસ લેતા થાવ, તમે જે બાબત વિષે ચર્ચા કરતા હતા તે બાબત પર પાછા ફરવા જો લોકો તમને ઇચ્છતા હશે તો તેઓ તેમ કહેશે.

**૯. સહનશીલ અને કુનેહબાજ બનવા પ્રયત્ન કરો :**—જે લોકો આપણને ગુસ્સે કરતા હોય છે અથવા પજવતા હોય છે તેમની સાથે આપણે બધાએ કોઈકવાર વાતચીત કરવી પડે છે. ત્યારે તમારે ચર્ચાતા વિષય પર કેન્દ્રિત કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. હકીકતો આખરે અંગત હોતી નથી. જો તમે પ્રમાણિકપણે ઉદાર અને સહનશીલ વલણ વિકસાવવા પ્રયત્ન કરશો તો તમે વધુ સારા વાતચીત કરનાર બનશો.

**૧૦. સહેજ પ્રશંસા કેટલીક વાર મદદ કરે છે :**—જો તમે લોકોનાં વખાણ કેવી રીતે કરવાં તે શીખશો તો તમારી વાતચીત વધારે સારી બનશે.

કદરના શબ્દો કહેતાં તમે વખાણ પણ કરી શકો છો. તમારા મહેમાન વક્તાને આ પ્રમાણે કહો નહિ : 'તમારી વાતમાં મને મઝા પડી.' તેમણે જે કંઈ કહ્યું તેના પર ચોક્કસ રીતે ટીકા કરો. અથવા તમે ધ્યાનપૂર્વક સાંભળ્યું તે દર્શાવવા તેમની એકાદ ટીકા વિસ્તારવા તેમને કહો.

જો તમે આ દસ સૂચનો અનુસરશો તો તે તમારી વાતચીત વધુ રસમય બનાવવામાં અને તમારા મિત્રો વધારવામાં મદદરૂપ થશે.

[પ્રેરક : પુ. હ. મહાજન પુસ્તકાલય, કપડવણજ]



**'ઊર્મિ–નવરચના'** અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે, વ્યવસ્થામાં સુગમતા પડે તે માટે, આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું ક્યારેય ભૂલશો નહિ.





યેવજેની કોન્દ્રાતીએવ

# પાપડની જેમ વણાશે કાપડ

પાપડની જેમ કાપડને વણવાની વાત આજે તો આપણને બરોબર નથી લાગતી. પણ વિજ્ઞાન એટલું પ્રગતિશીલ છે કે એમાં કોઈ અશક્યતા લાગતી જ નથી. આ પ્રગતિ-પંથનો એક વધુ તબક્કો પણ છે...

'માનવી જે જે ક્ષેત્રે સિદ્ધિ મેળવવા મથી રહ્યો છે તે તે ક્ષેત્રે રસાયણશાસ્ત્રે પોતાના હસ્ત પ્રસાર્યા છે.'

રશિયાના મહાન વૈજ્ઞાનિક મિખાઈલ લોમોસોવે આજથી બે દાયકા પૂર્વે ઉચ્ચારેલા આ શબ્દો દૂર દૂરના એ દિવસોમાં સાચા જણાયા તો આજે તો તે શબ્દશઃ ખરા લાગવા જોઈએ. માનવજાતના રોજિંદા જીવનમાં રસાયણશાસ્ત્ર એવું આબાદ ગોઠવાઈ ગયું છે કે તેના વગરના આપણા જમાનાની કલ્પના પણ થઈ શકતી નથી.

એની સહાયથી આધુનિક સમાજે કુદરતી સંપત્તિને ઉપયોગમાં લેવામાં જબરજસ્ત પ્રગતિ સાધી છે. નૈસર્ગિક કાચાં દ્રવ્યોમાંથી રોજબરોજના વપરાશની ચીજો તથા ઉત્પાદનનાં સાધનો નિર્માણ કરવામાંય તે મદદરૂપ થાય છે.

ધાર્યા મુજબના ગુણધર્મ ધરાવતાં દ્રવ્યો પેદા કરવા એ રસાયણશાસ્ત્ર સમક્ષ પડેલી અનેક સમસ્યાઓની એક સમસ્યા છે. દાખલા તરીકે, બાંધકામ કરનારાઓને પાણી, હિમ, પીગળતો બરફ તથા શુષ્ક વાતાવરણનો પ્રતિકાર કરી શકે તેવા સિમેન્ટની જરૂરત હતી. વૈજ્ઞાનિકોએ એવો સિમેન્ટ સફળતાપૂર્વક બનાવ્યો.

પોલીમર દ્રવ્યો અંગે કરવામાં આવેલાં સંશોધનોનાં પરિણામો જોતાં એ દિવસ હવે દૂર નથી લાગતો કે જ્યારે 'વણેલાં કપડાં' તથા 'વણવું' એ શબ્દો નિત્ય વપરાશમાંથી વિસરાઈ જશે. તાર વણીને પેદા કરવામાં આવતા અત્યારનાં વસ્ત્રોને સ્થાને છિદ્રાળુ પડ તથા કૃત્રિમ દ્રવ્યોને અમુક રીતે દાબીને તૈયાર કરવામાં આવેલા પદાર્થો ઉપયોગમાં આવશે. કાંતવાના તેમજ વણાટકામના વિભાગોનો લોપ થશે. વસ્ત્રોને સીવવામાં નહીં આવે, તેઓના ભાગોને ચોંટાડીને વસ્ત્રો તૈયાર કરવામાં આવશે. આને લીધે રાષ્ટ્રીય અર્થકારણને જબ્બર આર્થિક લાભ થશે એ તો દેખીતું છે.

ભવિષ્યમાં કદાચ આપણે એવાં તોતીંગ વહાણો પણ જોઈએ કે જે મહદ અંશે, વજનમાં હલકાં પણ અતિશય મજબૂત પ્લાસ્ટિકમાંથી બનાવાયાં હશે. શહેરની શેરીઓ તથા પટાંગણો પણ હલકાં વજનવાળાં અને ટકાઉ સેન્દ્રિય પદાર્થો વડે આવરી લેવાયાં હશે.

અત્યારે પોલીમર ખાસ કરીને, કાર્બન–ઓક્સિજન તથા કાર્બન–નાઈટ્રોજનના બનેલાં રાસાયણિક સંયોજનો—કંપાઉન્ડઝ—પરથી રચવામાં આવે છે; પરંતુ મેન્ડેલેયેવના કોઠા અનુસાર, પોલીમર એકસોથી પણ વધારે તત્ત્વોમાંથી બનાવી શકાય છે. વૈજ્ઞાનિકો એ બધાં જ ચૈતન્ય તથા ચૈતન્યરહિત તત્ત્વોના ઝૂમલાની શોધખોળ કરશે અને મેન્ડેલેયેવના કોઠામાં જે જે તત્ત્વોનો ઉલ્લેખ છે તે બધા પરથી સંયોજનો રચી તેનું આગવું રસાયણશાસ્ત્ર નિર્માણ કરશે.

હાલ અસ્તિત્વ ધરાવતાં સિન્થેટીક દ્રવ્યો જેવાં કે, કૃત્રિમ રૂંવા, વોટરપ્રુફ–જલાભેદ્ય–વસ્તુઓ વગેરે પ્રકાશ, ગરમી કે એવી બીજી બાહ્ય અસર હેઠળ આસ્તે આસ્તે નાશ પામે છે કારણ કે, એમાં રહેલા પરમાણુઓના ઝૂમખા છૂટા પડી પોતાની આજુબાજુના વાતાવરણમાંના પદાર્થો સાથે સ્વતંત્રપણે રાસાયણિક પ્રક્રિયાઓ સાધે છે. આવા ઝૂમખાને મૂળ પોલીમર પદાર્થમાંથી છૂટા પડતા તથા અનિચ્છનીય રાસાયણિક પ્રક્રિયા સાધતા અટકાવી શકે તેવા પદાર્થ શોધાય તો પોલીમર પદાર્થોનો નાશ થાય નહીં.

રસાયણશાસ્ત્રની દૃષ્ટિએ અતીવ સ્વચ્છ દ્રવ્યો બનાવવાં એ પણ અત્યંત અગત્યનું છે. કેટલાક પાયાના

પોલીમરનાં સંયોજન સાધવા જે તત્ત્વો વપરાય છે તેમાં સામાન્યતઃ પાણીની વરાળ, એસીટીલેન, કાર્બન–ઓક્સાઇડ વગેરે દ્રવ્યોનો ભેગ રહી જાય છે. ઉચ્ચ ગુણવત્તા ધરાવતા પોલીમરમાં આવા ભેગનું પ્રમાણ સમગ્ર પદાર્થના એક લાખ કે એક કરોડમાં ભાગથી વધારે હોતું નથી. આવા અતીવ સ્વચ્છ પદાર્થોની નિત્ય વધતી જતી માંગને લીધે આ રીતો અપૂરતી થઈ પડે છે. એટલે પદાર્થોમાંથી ભેગને દૂર રાખવા તેઓને સ્વચ્છ કરવા માટેની વધુ સારી રીતો શોધવાનું કાર્ય વૈજ્ઞાનિકો સમક્ષ હજી પડયું છે.

જાહેર સ્વાસ્થ્ય સેવા પર રાસાયણિક સંશોધનોની અસર વધુ ને વધુ પ્રમાણમાં પડતી જાય છે. બળિયા, વિષૂચિકા–કોલેરા, મરકી, મેલેરિયા વગેરે ભયાનક દર્દોને કયારનાં નાબૂદ કર્યાં છે જે માટેનું કંઈક માન સેન્દ્રિય–ઓરગેનીક–રસાયણશાસ્ત્રને ફાળે જાય છે. ઉક્ત દર્દોને થતાં અટકાવવા અને થયાં હોય તેની ચિકિત્સા કરવાની અનેક અસરકારક દવાઓ શોધવામાં આવી છે.

કૃષિવિકાસમાં પણ રસાયણશાસ્ત્ર અસરકારક ભાગ ભજવે છે. રાસાયણિક ખાતરનું ઉત્પાદન ઝડપથી વધતું જાય છે. એના લીધે પાક વધુ ઊતરે છે. પાકને નુકશાન થાય નહીં તે રીતે નકામા છોડને નાબૂદ કરવા માટેની રાસાયણિક દવાઓ તૈયાર કરવામાં આવી છે જે મધ્ય એશિયા તથા ટ્રાન્સ–કોકેસસમાં આવેલા રૂના, તખ્તાઓ–પ્લાન્ટેશન્સ–માં યુક્રેઈન ખાતે આવેલા શર્કરાયુક્ત બીટના ખેતરોમાં તથા મોલ્દેવિયાના દ્રાક્ષના વાડામાં વ્યાપકપણે ઉપયોગમાં લેવાય છે.

તાજેતરનાં વર્ષોમાં, ફોસ્ફરસમાંથી હજાર ઉપરાંત સેન્દ્રિય રાસાયણિક સંયોજનો તૈયાર કરવામાં આવ્યાં છે જે તબીબીક્ષેત્રે, ઉદ્યોગોમાં તથા ખેતીના ક્ષેત્રે વ્યાપકપણે વપરાશમાં લેવાય છે. જેમકે, પાયરોસલ્ફાઈટ નામની દવા પાકને લીલો રાખે છે અને માછલીઓના આચરકૂચરને તાજો રાખે છે. વળી તે પાકને બગડી જતો અટકાવે છે. ફળવાડી તથા દ્રાક્ષના વાડાને જંતુઓના ઉપદ્રવમાંથી બચાવવા માટે મેથીલ ઈથીલ થીઓફોસનો ઉપયોગ કરવામાં આવે છે.

જમીનની સપાટી પર પાંગરતા છોડો, નકામાં છોડવાંઓ તથા લાકડાંઓમાં કાર્બો–હાઈડ્રેટ તથા પ્રોટીન મોટા પ્રમાણમાં હોય છે. તેમાંનો ઘણો ભાગ ખાવા માટે વાપરી શકાતો નથી પરંતુ તે પર અમુક રાસાયણિક પ્રક્રિયા કરવાથી તેમાંથી ઉત્તમ ખાદ્યપદાર્થ બનાવી શકાય છે. એ ખોરાક માનવીને માટે નહીં તો પશુઓ માટે અથવા એય નહીં તો ફુગ તથા બેકટેરિયા જેવા સૂક્ષ્મ જીવાણુઓ માટે વાપરી શકાય છે. અને આવા ખાદ્યપદાર્થ ઢોરોના ખાણ તરીકે વાપરી શકાય છે. આ ક્ષેત્રે અમુક પ્રગતિ તો થઈ ચૂકી છે. સોવિયેત સંઘના રાસાયણિક ઉદ્યોગો ઘણા સમયથી, ચોક્કસ રાસાયણિક પ્રક્રિયા દ્વારા લાકડામાંથી સાકર તથા એથીલ આલ્કોહોલ બનાવે છે. વળી તેઓ કાગળના માવામાં એવો આથો બનાવે છે જે ઢોરોની ચંદી બનાવવામાં કામ લાગે છે, પણ આ તો હજી શરૂઆત જ છે. એક વખત એવો આવશે કે જયારે બધા જ છોડમાંથી ઉત્તમ કોટિની ખાદ્યસામગ્રી કેમ બનાવવી તેનું જ્ઞાન રસાયણશાસ્ત્રીઓને પ્રાપ્ત થશે.

માનવકોષ અંગે છેલ્લાં કેટલાંક વર્ષોથી સંશોધન થઈ રહ્યું છે. જીવનનાં રહસ્યોનો તાગ મેળવવાની અણીએ રસાયણશાસ્ત્ર આવી ઊભું છે. એ રહસ્યની જાણ થતાં, માનવદેહમાં થતી રાસાયણિક ક્રિયાઓ તથા તેના પરિણામે પ્રોટીન્સ, ચરબી, શર્કરા વગેરે અતિ ઉપયોગી દ્રવ્યો કેવી રીતે પેદા થાય છે તેનું આપણને જ્ઞાન થશે અને ત્યારે આપણે માનવકોષમાં તૈયાર થતાં આવાં અગત્યનાં તત્ત્વો તથા ઉત્સેચકો કૃત્રિમ રીતે—રાસાયણિક સંયોજનો દ્વારા—બનાવી શકીશું અને પ્રોટીન તો ત્યારે કારખાનાંમાં બનતું હશે.





# સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**કંટકછાયો પંથ** (ભાગ ૧–૨–૩–૪) : સુનીલાલ વર્ધમાન શાહ. પાનાં ૧૬૪+૨૫૮+૨૮૩+૩૩૬. સામટું મૂલ્ય રૂ. ૨૦/— પ્રકા૦ ગાંડીવ સાહિત્ય મંદિર, સૂરત. **સાંધ્યતેજ** : ધૂમકેતુ પાનાં ૧૯૭ રૂ. ૩/—. **પરાધીન ગુજરાત** : ધૂમકેતુ. પાનાં ૪૫૯. રૂ. ૭/૨૫. **બાલકાંડ—અયોધ્યાકાંડ** : હંસા મહેતા. પાના ૩૬૨. રૂ. ૧૦/— ત્રણેના પ્રકા૦ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. **અમે બે બહેનો** (ભાગ ૧–૨) : પન્નાલાલ પટેલ. પાનાં ૨૮૬+૨૮૮. રૂ. ૧૧/—. **શૂન્યતા અને શાંતિ** : યશોધર મહેતા. પાનાં ૨૮૮. રૂ. ૪/૫૦. **સંધ્યારાગ** : યશોધર મહેતા. પાનાં ૨૮૭. રૂ. ૫/—. –ત્રણેના પ્રકા૦ હરિહર પુસ્તકાલય, સુરત. **અનુભવનાં મોતી** : સં૦ મગનભાઈ જો૦ પટેલ. પાનાં ૪૬. ન. પૈ. —/૫૦. **એલેકઝાન્ડર ફ્લેમિંગ** : બંસીધર હી૦ ગાંધી. પાનાં ૯૧. રૂ. ૧/૨૫. **ભક્તરાજ** : મુકુલભાઈ કલાર્થી. હિંદીમાં અનુ. મણિભાઈ પટેલ. પાનાં. ૮૭. રૂ. ૧/—. —ત્રણેના પ્રકા૦ ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, ૧૪. **કાશ્મીરનું કોકડું** : ડી. આર. માંકેકર. પાનાં ૩૨. ન. પૈ. – /૫૦. **શિસ્તની સમસ્યા** ; પ્રહ્લાદ પારેખ. પાનાં ૩૨. ન. પૈ. —/૫૦. **પક્ષો શા માટે ?** : ઉષા મહેતા. પાનાં ૩૨. ન. પૈ. —/૫૦. **ચીનનું આક્રમણ** : રવિશંકર વિ૦ મહેતા. પાનાં ૩૨. ન. પૈ. —/૫૦. **હવે સોનું દેશ માટે** : વાડીલાલ ડગલી. પાનાં. ૩૨ ન. પૈ. —/૫૦. **કાચની કથા** : જયવદન તકતાવાળા. પાનાં ૩૨. ન. પૈ. —/૫૦. **અંગ્રેજોનો દેશ** : સ્ટિફન હુ–જોન્સ. પાનાં ૩૨. ન. પૈ.—/૫૦. **હિંદી સાહિત્યમાં ડોકિયું** : જગદીશચંદ્ર જૈન. પાનાં ૩૨. ન. પૈ. —/૫૦. —આઠેયના પ્રકા૦ પરિચય ટ્રસ્ટ, મુંબઈ, ૧. **ખેડૂત ડાયરી સં. ૨૦૧૯** : પાનાં ૧૮૪. રૂ. ૨/—. ગુજરાત સરકારનું માહિતી ખાતું, અમદાવાદ, ૧૫. **કસુંબીનો રંગ** : ઝવેરચંદ મેઘાણી. પાનાં ૭૨. ન. પૈ. —/૫૦. મહાકવિ ન્હાનાલાલ સ્મા૦ સમિતિ, અમદાવાદ. **એક સફેદ ફૂલ** : અનુ૦ બિપીન આઝાદ. પાનાં ૩૦૪. રૂ. ૪/—. જીવન સેલ્સ કોર્પોરેશન, અમદાવાદ. **માનવ તારું ભાવિ ?** બર્ટ્રાન્ડ રસેલ. અનુ૦ સુભદ્રા ગાંધી. પાનાં ૧૭૨. રૂ ૧/૪૦. **વિજ્ઞાનયુગ** : વિનોબા. પાના ૭૧. ન. પૈ. —/૬૦. **સર્વોદયની રાજનીતિ** : વિનોબા. પાનાં ૮૦. ન. પૈ. —/૬૦. **ચીન–ભારત સંઘર્ષ** : પાનાં ૭૨. ન. પૈ. —/૫૦. —ચારેયના પ્રકા૦ યજ્ઞ પ્રકાશન, વડોદરા. **ચમત્કાર કે સદાચાર ?** : રણછોડજી પરાગજી મહેતા. પાનાં ૧૭૧. રૂ. ૨/૨૫. **સુબોધ કથાઓ** : રણછોડજી પ૦ મહેતા. પાનાં ૧૬૪. રૂ. ૨/૫૦. —બન્નેના પ્રકા૦ ગુજરાત પુસ્તકાલય સ. સ. મંડળ લિ., વડોદરા. **ધરતીનો ધબકાર** : મીઠાભાઈ પરસાણા. પાનાં ૧૮૨. રૂ. ૩/૬૦. લોક સાહિત્ય સંશોધન મંદિર, રાજકોટ. **તુષાર** : નાઝિર દેખૈયા. પાનાં ૫૪. રૂ. ૧/૨૫. સુરાલય કિતાબમાળા, ભાવનગર. **યુદ્ધગીતો** : નાનુભાઈ નાયક. પાનાં ૮૮. રૂ. ૨/—. સાહિત્ય સંગમ, સૂરત, ૨. **ગીત ભારતી** : સં૦ પ્ર૦ પ્રભાબહેન પજવાણી. પાનાં ૨૧. ન. પૈ. —/૨૫. વડોદરા. **આહ્વાન** : પાનાં ૧૮. ન. પૈ. —/૨૦. ગુજરાત સંગીત નૃત્ય નાટ્ય અકાદમી; અમદાવાદ. **રણભેરી** : અનિરુદ્ધ પરીખ. પાનાં ૧૬. ન. પૈ. —/૩૦. નૂતન પ્રકાશન મંદિર, સાદરા. **નારોગીતા અને સ્વમૂત્રનો ઉપયોગ** : શાંતિભાઈ દેસાઈ. પાનાં ૧૪૪. રૂ. ૧/—. ભારત સેવક સમાજ, અમદાવાદ, ૧. **અભી પ્રુન્ય શેષ હૈ** : ગુલાબદાસ બ્રોકર. હિંદીમાં અનુ૦ શાન્તિ આંકડિયાકર. પાનાં ૧૬૯. રૂ. ૩/૫૦. હિંદી ગ્રંથ રત્નાકર લિ., મુંબઈ, ૪. **જળ અને જ્વાળા** : મનસુખલાલ ઝવેરી. પાનાં ૨૭૪. રૂ. ૫/૫૦. **ધરતીની ધરી** : મનસુખલાલ ઝવેરી. પાનાં ૨૬૮. રૂ. ૫/૫૦.—બન્નેના પ્રકાશક : સુમન પ્રકાશન, મુંબઈ, ૯.







દીકરી અને દીકરો—એક જ માબાપનાં સંતાન હોવા છતાં કેટલો બધો તફાવત, જુદાઈ આજે પણ દાખવવામાં આવે છે. બહુ ઓછાં કુટુંબો હશે જ્યાં બન્નેને સરખી રીતે ગણવામાં આવતાં હશે છતાંય ઊંડે ઊંડે જોતાં કંઈક ભેદ દેખાય છે. સ્ત્રી સન્માનની વાતો કરીએ છીએ પણ એને તો જન્મે ત્યારથી જ જુદાઈ અનુભવવી પડે છે અને તેમાંય સ્ત્રીને જ પુત્રીની કિંમત હોતી નથી. કેટલાંયને એવું બોલતાં સાંભળ્યા છે : 'ટાઢું હિમ જેવું દર્દ હતું તે 'પથરો' જ હશે.' પુત્રી 'પથરો' અને પુત્ર....!

પુત્રી પરકું ધન છે. પરણીને પારકે ઘેર જતી રહેવાની છે એ એટલી જ સાચી વાત છે. શરૂઆતથી જ તેને સારો પતિ મળે તે માટે બધા જ પ્રયત્નો કરવામાં આવે છે. આજકાલના નવા (મોડર્ન) યુગમાં એ જ કારણે તેને ભણાવે છે, બહારનો સંપર્ક વધુ રાખવા દે છે. બધું હોવા છતાં ક્યારેક એવી જગ્યાએ તેને બંધ બેસતી કરી દેવામાં આવે છે. જ્યાં નજરે દેખાતું કજોડું જ હોય, માબાપ પોતાને માથેથી ભાર ઊતારવા પૂરતો આગળ પાછળનો વિચાર કરી શકતાં નથી. પોતાની દીકરી કુંવારી છે, કોઈ મળતું નથી એવું સાંભળવું તેમને આકરું લાગે છે. પુત્રીમાં ખુન્નસ ભરેલું હોય, ખુમારી હોય તો આવી પડેલી વિપત્તિને કોઈપણ રીતે વાળી લઈને પોતાના જ પગ પર ઊભા રહેવાની હિંમત એકઠી કરે છે જ્યારે બીજાં રડતાં રઝળતાં માબાપને ત્યાં પાછાં આવે છે. માબાપ જીવ બાળે છે પણ નસીબ ઉપર છોડી સમજાવટથી અને ક્યારેક તુમાખીથી વર્તે છે.

પુત્રને પારકે ઘેર જવાનું નથી હોતું. પણ પરણીને ઘરમાં પારકી દીકરી તો લાવવાની જ હોય છે. જો સીધું ચાલ્યું તો તે ઘરમાં માતા પિતાની સાથે સંપથી રહી શકશે. નહિતર એ પણ પોતાનું અલગ ઘર લઈને બેસી જશે. પુત્રનું માબાપ તરફનું વહાલ ક્યાંય નાસી જાય છે અને એકતરફી બની જાય છે. દીકરો મોટો થશે, કમાશે, પિતાને મદદ કરશે, પિતા નિવૃત્તિ ભોગવશે અને પુત્રના સુખમાં રાચશે એ બધાં સ્વપ્નાંનો ભાંગીને ભૂક્કો થઈ જાય છે. જ્યારે દીકરી પારકે ઘેર હશે તોપણ અવારનવાર આવીને માતાપિતાની ચાકરી કરશે. કદીરીને જેટલું દાઝશે તેટલું કોઈને નહિ દાઝે અને જ્યાં હશે ત્યાંથી દોડીને પણ એ જ આવશે. માતા આ સમજે છે છતાં પણ દીકરી–દીકરા વચ્ચે નાનપણથી જ આટલો ભેદ શાને....!



# કસોટીને પંથે

પલ્લવીને ભાઈબહેનોનું મોટું કુટુંબ હતું. કુટુંબમાં પૈસો તો સારા પ્રમાણમાં હતો એટલે આર્થિક રીતે બીજો કોઈ જ બાધ નહોતો. બધી બહેનોમાં પલ્લવી કંઈક વધુ હોશિયાર આવડતવાળી અને સમજુ હતી. મેટ્રિક સુધી તેણે સારા માકર્સ મેળવી અભ્યાસ કર્યો. આગળ ભણી શકવાની કોઈ શકયતા નહોતી. વડીલોમાં રુઢિચુસ્તતા વધુ હતી. ખૂબ જ મર્યાદા સહિત રહેવાનું. આ વાતાવરણમાં પલ્લવી કે બીજા કોઈનું ધાર્યું થઈ શકતું નહિ. તેર ચૌદ વર્ષની છોકરી થાય એટલે મુરતીયાની શોધાશોધ શરૂ થઈ જતી અને કયારે એ કામ પતે તેમ તેના પિતા ઈચ્છતા. કારણ દીકરીઓનો વસ્તાર મોટો હતો. એક પછી એક કેવી રીતે જલદી પતે તે જ જોવાનું હતું.

પૈસાપાત્ર કુટુંબમાં ઉછરેલો અને મોટા શહેરમાં રહેતો ગૌતમ દેખાવે ગૌરવર્ણ અને શરીરે ગોળમટોળ હતો. તેના મોં ઉપરથી જ જાડી બુદ્ધિ અને રોલા જેવો જણાતો. પછી બીજી આવડત જોવાનો તો પ્રશ્ન જ કયાં રહ્યો. સત્તરેક વર્ષનો થયો એટલે એના પિતાએ ઘરની પેઢીમાં બેસાડી ધંધે વળગાડયો. દીકરો ધંધે લાગી ગયો પછી તેની કોઈ ચિંતા નહિ. ઘરની પેઢી એટલે આવડત અણઆવડતનો પ્રશ્ન બહુ ભયાનક ન લાગે, ધીમે ધીમે બધું શીખી જશે એમ માની થોડી બેદરકારી પણ સેવવાની રહી.

પલ્લવીના પિતાને આ ગૌરવર્ણો ગૌતમ દાઢમાં બેસી ગયો અને બીજો વિચાર કર્યા વગર પલ્લવીનું માગુ મોકલી આપ્યું. પૈસાપાત્ર ઘર હતું અને ઘરની પેઢી હતી એટલે તેમને બીજી કોઈ ચિંતા નહોતી. થોડા સમયમાં તો બન્નેનું સગપણ નક્કી થઈ ગયું.

પલ્લવીને તો બીજો વિચાર કરવાનો જ નહોતો. પિતા જે કરે તે ગમે તેવું હોય તો પણ નસીબ ઉપર છોડીને જીવવાનું હતું. પણ એની બહેનપણીઓએ એને છોડી નહિ. જેને જેને પલ્લવીમાં અંગત રસ હતો તેઓને દુઃખ થયું અને ન રહેવાયું એટલ પલ્લવીને વિગતે ખ્યાલ આપ્યો. ગૌતમમાં કોઈ જાતની આવડત નથી. ખુદ તેના ઘરના અને બહારનાં તેની બનાવટ કરી જાય છે બીકણ પણ ખૂબ છે પલ્લવીનું જીવન શી રીતે જશે? તેને હિંમત એકઠી કરીને પિતાને ના પાડી દેવા સૌએ આગ્રહ કર્યો.

પલ્લવી એ ખૂબ વિચાર્યું. નાની ઉંમરમાં પણ તેના અમુક વિચારો પરિપકવ હતા. નાનપણથી જ મા-બાપને જરા પણ દુઃખ ન થાય તે રીતે તે વર્તતી આવી હતી અને અત્યારે તેમ કરવા જતાં કેટલો મોટો કંકાસ ઊભો થશે? એ વિચારની સાથે એને બીજો વિચાર આવ્યો. સારામાં આવડત છે તો હું એને કેમ નહિ સુધારી શકું? શું પુરુષોનો જ દાવો સ્ત્રીઓને સુધારવાનો છે? ગૌતમનું જીવન આવું થવામાં કુટુંબનું વાતાવરણ કેટલું બધું જવાબદાર હશે તેનો તે વિચાર કરતાં કંપી જતી. મારા નસીબમાં જે લખ્યું છે અને પિતાએ નક્કી કર્યું છે તેમાં જ મારા જીવનને સાર્થક બનાવવા પ્રયત્ન કરીશ. મને

પડશે, લોકો આંગળી ચીંધશે, ટીકા કરશે પણ જો આર્યનારીની હિંમત કેળવીશ અને ગૌતમને સુધારવાના પ્રયત્નમાં સફળતા મેળવીશ, તો એક વ્યક્તિને સુધાર્યાનો આનંદ માણીશ. પલ્લવીને બીજાંઓએ એ પણ ખ્યાલ આપ્યો કે આ બધું કામ ધારીએ તેટલું સરળ જેમ. વિચારવું અને વર્તવું તેમાં પણ ઘણો ફરક છે. હજુ તક છે. હાથે કરીને કૂવામાં પડીને જિંદગીને ગુમાવી દેવી તે સારું નથી. જીવનમાં નિરાશા વ્યાપી જશે તો સુધારવા જતાં કંઈક વિકૃતિઓ પેસી જશે.

પણ પલ્લવી એકની બે ન થઈ. તેના પિતા પાસે પણ ગૌતમની કમઅક્કલની ખૂબ વાતો આવી. પણ તેઓ તો બોલ બોલ્યા હતા એટલે હવે ફોક કરાય જ કેમ ! અને પલ્લવીકે હિંમત કેળવી તેમના વિચારને વળગી રહેવું જોઈએ તેવી માન્યતા લઈને ઘૂમતા હતા.

અંતે પલ્લવી–ગૌતમનાં ધામધૂમથી લગ્ન થયાં. લોકોએ ખૂબ વાતો કરી–મશ્કરી કરી પણ પલ્લવીએ બુદ્ધિ અને લાગણીને મધ્યમાં રાખીને જીવનની કસોટીમાં પાર ઉતરવા કમ્મર કસી.

## રગસિયા ગાડા જેવું જીવન

જીનુ નાની હતી ત્યારથી ભણવામાં ઢ હતી. અભ્યાસમાં તે રસ લઈ શકતી જ નહોતી અને તેના ઘરમાં પણ એવું ઉત્સાહપ્રેરક વાતાવરણ નહોતું. બધાં જ જાણે મંદપ્રકૃતિના અને ઘરેડ પ્રમાણે જીવન વિતાવવાની વૃત્તિવાળાં. 'છોકરીઓને ભણીને ક્યાં મોટાં પંડિત થવાનું છે? અંતે તો ચૂલો જ ફૂંકવાનો છે, એના વગર ચાલવાનું પણ નથી.' આવી બધી માન્યતા અને વાતાવરણ વચ્ચે ઉછરેલી જીનુ બીજું કંઈ વિચારી પણ ક્યાંથી શકે? માંડ પાંચ ચોપડી ભણીને તે ઘેર બેસી ગઈ. હવે તો તેને માટે ઘરકામ અને વ્યવહાર શીખવાનો રહ્યો. સાથે નવરાશના સમયમાં બહેનપણીઓ સાથે ટોળટપ્પાં મારવા સિવાય બીજું કંઈ રહ્યું નહિ.

એ સમયમાં અમુક વર્ગ છોકરીઓને ભણાવવામાં માનતો નહોતો પણ એનું જલદી કેમ ગોઠવાઈ જાય તેની પેરવીમાં રહેતો. જીનુ પણ એ જ પરિસ્થિતિમાં હતી. હવે એને માટે મૂરતિયાની પસંદગી થઈ રહી હતી. અને તેમાંથી તે પસાર પણ થઈ ગઈ. આમ રુઢિચુસ્ત ગણાતું કુટુંબ હતું પણ યુવાન વર્ગ આગળ તેઓ કંઈ ચલાવી શકતાં નહિ. જીનુને અવારનવાર એના ભાવિ પતિ સાથે ફરવા મોકલવી પડતી. જીનુ એના ભાવિ પતિ વિમલ સાથે વાત—ચર્ચા કરતાં મનમાં નાનમ અનુભવતી હતી. કંઈક ભય તેના મનમાં ત્રાટકી રહેલો હતો.

વિમલ સ્વભાવે મિલનસાર અને વાચાળ હતો. તે મિત્રોમાં વધુ રચ્યોપચ્યો રહેતો. એટલે જ્યારે તેઓ બન્ને બહાર નીકળે ત્યારે એની સાથે એના મિત્રો હોય જ. જ્યારે જીનુની પ્રકૃતિ જુદી જ હતી. તેને એકલાં જવાનો શોખ હતો તે તેનો મનમાં જ રહી ગયો. અને એવું થયું કે તે ઉપરથી વિમલના મિત્રો, મિત્રપત્ની સાથે રસ લઈ શકતી ખરી પણ વિમલને ખૂબ જ ઉત્સાહથી, આનંદથી તે બધાં સાથે ભળતો જોઈને મનમાં બળી જતી. કોની સાથે વધુ તે વાત કરી શકે છે,





એનામાં કોણ વધુ રસ લે છે તે તરફ જ તેનું ધ્યાન વધુ રહેતું. અને આમ છૂપી ઈર્ષાએ જીનુમાં દાવાનળ પ્રગટાવ્યો. જેનો ખ્યાલ એ સમયે વિમલને પણ ન આવ્યો.

થોડા સમય પછી બન્નેનાં લગ્ન થયાં. જીનુને હતું કે લગ્ન પછી કંઈ ફેર પડશે પરંતુ સ્વભાવની પ્રકૃતિ એમ કંઈ ઓછી બદલાય છે! જીનુને ઘરગથ્થુ અને સગાવહાલાં મિત્રોની વાતો સિવાય બીજી પ્રવૃત્તિમાં કે વાતોમાં રસ નહોતો એટલે એની સાથે બીજી વાતો પણ શું થઈ શકે? જ્યારે વિમલ તેના મિત્રો અને ભણેલી મિત્રપત્નીઓ સાથે વધુ રસ લઈ ચર્ચા કરતો. કામધંધેથી પરવાર્યા પછી સાંજનો સમય માનસિક સંતોષ મેળવવા દરેક વ્યક્તિને જોઈએ તેમ વિમલ પણ બાહ્ય વાતાવરણમાં તેના મળતાવડા સ્વભાવને કારણે વધુ રસ લઈ શકતો.

સંયુક્ત કુટુંબમાં કામકાજની ધમાલમાંથી જીનુ ઝટ પરવારતી પણ નહિ. વિમલ સ્વભાવ મુજબ જીનુની સરખામણી પણ ક્યારેક બીજાની સાથે કરી બેસતો. અને એટલે જ વધુ ને વધુ ઈર્ષા જીનુના મનમાં પ્રગટેલી રહેતી. જીનુ અસંતોષી બની અને એક ભયંકર દુઃખ તેને કોરી રહ્યું હોય તેમ મૂગી રહી સહન કરવા લાગી. શરીરે ધીમે ધીમે ઘસાવા લાગી, વિમલ તેની ખોટી ઈર્ષા અને આળપંપાળને દાદ આપી શક્યો નહિ. ભભૂકેલી ઈર્ષાને વગર વાંકે તે સંતોષી શકે તેમ નહોતો. અને એ રીતે જીનુને છાપરે ચઢાવવા પોતાના ભોગે માનતો પણ નહોતો. અને એને સ્ત્રી ચારિત્ર્ય માની સંતોષવામાં જાણીબૂઝીને પાછળ રહ્યો અને આમ એમના દાંપત્ય જીવનમાં રંગસિયાપણું પેસી ગયું.

*

અરે! દેશના આ દરિદ્રોનો કોઈ વિચાર નથી કરતું, ખરી રીતે તેઓ દેશની કરોડરજ્જુ છે. તેઓ પરસેવો પાડીને અન્ન પકવે છે અને એમની મહેનતમજૂરીને આધારે બધો વ્યવહાર ચાલે છે. કોઈ એમના પ્રત્યે, સહાનુભૂતિ નથી બતાવતું, કોઈ એમને એમની કંગાલિયતમાં સાંત્વન નથી આપતું.
વેદાંતની જન્મભૂમિ એવા આ આપણા દેશની સાધારણ જનતા ઉપર વર્ષોથી મૂઢ મારવામાં આવી છે. દીનહીન દશામાં તે જન્મે છે અને જિંદગીભર દીનહીન દશામાં રહે છે! અને પરિણામે તે ક્ષીણ થઈ રહી છે, ક્ષીણ થઈ રહી છે; અને માણસ જેટલા નીચેમાં નીચેના સ્તરે આવી શકે એ સ્તરે આવી પહોંચી છે. એનું હીર નિચોવાઈ રહ્યું છે. અને આને માટેનો દોષ બીજા કોઈ પર ન ઢોળતા. એવી અબુધતાની ભૂલ રખે કરતા! પરિણામ અહીં છે, અને તેનું કારણ પણ અહીં જ છે. આ બધા માટે દોષિત આપણે જ છીએ. આગળ આવો, નીડર બનો અને દોષનો સ્વીકાર કરી લો.
અને એ દોષમાંથી મુક્ત થવા આજે હવે સંગીન પુરુષાર્થની જરૂર છે. સૌ પ્રથમ તો તમારે ક્ષીણ બનતી જતી આ ભારતની કરોડોની જનતા પાસે જવાનું છે. એની પાસે જાઓ અને એનો હાથ પકડો. મારા યુવાન બંધુઓ આ માટે ધનવાનો પર નજર ન નાખો. દુનિયાના બધા જ મહાન ને ભગીરથ કાર્યો ગરીબ ને સામાન્ય માણસોએ જ કર્યાં છે. તમે ભલે ગરીબ હો, પણ એક વાર તમે સાચે માર્ગે આગળ વધશો કે અનેકો તમને અનુસરશે. મમત્વ કેળવો, નિર્મળ બનો, નિખાલસ બનો, આત્મવિશ્વાસ રાખો. તમારે ભારતની મુક્તિનું કામ કરવાનું છે. એ એક-બે દિવસનું કામ નથી. એટલે મારું હૃદય પોકારી તમને આ કહે છે. મારા યુવાન મિત્રો! તમારું આ જીવનકાર્ય છે, મારું આ જીવનકાર્ય છે.

—સ્વામી વિવેકાનંદ



વધુ એ અધિકારી ગણાય. એ અધિકારને છાજે એવી શક્તિશાળી કલમ–સૂઝ તો ગુજરાતે શ્રી ઈશ્વરભાઈ પાસેથી માણેલી છે. એટલે આ નાનકડું છતાં મહત્ત્વનું પુસ્તક આપણા જીવનચરિત્ર સાહિત્યમાં સારો અને સાચો ઉમેરો કરે છે.

શિષ્ટ અને સુંદર સાહિત્યનો પ્રચાર કરતી ગુજરાતની જાણીતી સંસ્થા ગુજરાત પુસ્તકાલય મંડળ, વડોદરા આ પુસ્તક પ્રગટ કરે છે એ પણ સાચું તર્પણ ગણાય. પુસ્તકાલય પ્રવૃત્તિઓના પ્રેરક એવા મોતીભાઈ ગુજરાતને તો અજાણ નથી જ. પણ એમનું કડીબદ્ધ જીવન આમ ગ્રંથસ્થ થયેલું મળે એ ખૂબ જરૂરી હતું. આપણા ઘરદીવડા આમ તેમના તેજથી ઝબકતા રહે અને અકાળે વિલાઈ જતા કેટલાંય જીવન–તેજને ઝાંખા થતા અટકાવે તેવા સુંદર જીવનચરિત્રોનાં પુસ્તકોની આજે ગુજરાતી સાહિત્યમાં જરૂર છે. આ પુસ્તક એવી જરૂરનો એક ભાગ બની રહે છે એમાં શંકા નથી.

સંસ્કારી ઘરના નાનકડા પુસ્તકાલયમાં આ નાનકડું પુસ્તક સહેલાઈથી વસાવી શકાય.

### રવિચ્છવિનું ઉપસ્થાન અને તર્પણ :

[ લે. કાકા કાલેલકર. પ્રકા. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, ૧૪. મૂલ્ય રૂ. ૨/—. ]

કાકાસાહેબ કાલેલકરે ૧૯૨૦માં ગુજરાતી ભાષામાં પહેલવહેલો લેખ લખેલો, અને તે પણ રવીન્દ્રનાથ વિષે. એ પહેલો અને તેમના અવસાન નિમિત્તે અપાયેલ અંજલિનો છેલ્લો એમ બે લેખો કવિવરના જીવનને સ્પર્શતા, આલોચતા, ઉચ્ચાધિકારી બનાવતા અને કવિવરનાં પુસ્તકો વિષે લખેલા બાર લેખો એકત્રિત કરીને રવીન્દ્ર શતાબ્દી નિમિત્તે એક ઉપયોગી પુસ્તક તૈયાર થઈ શક્યું તે આ.

રવીન્દ્રનાથ તેમના સાહિત્યથી આજે તો વિશ્વસાહિત્યમાં સ્થાન પામ્યા છે. તેમનાં પુસ્તકોનો તલસ્પર્શી પરિચય કાકાસાહેબ જેવા અભ્યાસુ અને દૃષ્ટિવંત લેખક કરાવે અને તે બધા એકી સાથે એક જ પુસ્તકમાંથી સાંપડે. તે જરૂરી હતું. આ પુસ્તક એ કારણે પણ અભ્યાસુઓ અને રવીન્દ્રચાહકોને માટે એક સાચું સાથી અને જરૂરી મદદગાર બની રહેશે. રવીન્દ્રનાથની વિશ્વપ્રતિભાને બિરદાવનાર અનેક કલમોમાંથી એટલું બધું સાહિત્ય રચાતું આવ્યું છે કે તે વિષે ક્યારેક ભુલાવામાં પણ પડી જવાય. કાકાસાહેબ રવીન્દ્રસાહિત્યના સાચા પારખુ અને ચાહક છે. રવીન્દ્રસાહિત્યના સાચા અભ્યાસુ પણ છે. 'રવીન્દ્રસૌરભ' જેવું મહત્ત્વનું પુસ્તક પણ તેમણે જ લખેલું છે. એટલે તેમનું આ પુસ્તક પણ એટલું જ ઉદ્દેશ્યસિદ્ધ બનશે તે વિષે બે મત નથી. રવીન્દ્રશતાબ્દી ઉત્સવ માટેની અંજલિરૂપે પ્રસિદ્ધ થયેલું આ નાનકડું પુસ્તક એટલે જ આગવા મહત્ત્વવાળું બની શકે છે જે સાહિત્યના સાચા અભ્યાસુને દરેક રીતે પ્રેરક નીવડશે.









# ભારતી સંઘનાં નવાં પ્રકાશનો

| | | |
|---|---|---|
| **શ્રેયોમાર્ગ** શ્રી ચુનીલાલ વ. શાહનું રાજ્ય પારિતોષિક પ્રાપ્ત પુસ્તક | રૂ. | ૩–૨૫ |
| **મૂળરાજ સોલંકી** શ્રી. ચુનીલાલ વ. શાહની ઐતિહાસિક નવલની નવી આવૃત્તિ | રૂ. | ૬–૦૦ |
| **હૈયાનું ધામ** શ્રી. ચુનીલાલ વ. શાહની પ્રૌઢો માટેની નવી લાંબી વાર્તા | રૂ. | ૧–૦૦ |
| **નવું લોહી** શ્રી. પન્નાલાલ પટેલની વખણાયેલી નવલની નવી આવૃત્તિ | રૂ. | ૬–૨૫ |
| **પાછલે બારણે** શ્રી પન્નાલાલ પટેલની ગ્રામ્યજીવનની નવલની નવી આવૃત્તિ | રૂ. | ૩–૨૫ |
| **ગૃહસંસાર** શ્રી. ઈશ્વર પેટલીકરના સમાજોપયોગી લેખોનો નવો સંગ્રહ | રૂ. | ૨–૦૦ |
| **સંસ્કારની સુવાસ** શ્રી. ઈશ્વર પેટલીકરના સંસ્કારપ્રેરક લેખોનો નવો સંગ્રહ | રૂ. | ૨–૦૦ |
| **નવો અવતાર** શ્રી પીતાંબર પટેલની ગ્રામ્યજીવનની વાર્તાઓનો સચિત્ર સંગ્રહ | ન. પૈ. | ૦–૭૫ |
| **શ્યામ** શ્રી. સાને ગુરુજીની શ્રી. જયન્ત પરમાર અનુવાદિત નવી નવલકથા | રૂ. | ૮–૭૫ |
| **ઉષા અને અરુણ** શ્રી. ડાહ્યાભાઈ પટેલની દ૦ આફ્રિકાને સ્પર્શતી નવી નવલકથા | રૂ. | ૮–૭૫ |
| **એકલ પંથ પ્રવાસી** શ્રી. ચંદ્રહાસ શેલતે લખેલી નવી સામાજિક નવલકથા | રૂ. | ૩–૨૫ |
| **માટીનું દૂધ** શ્રી. દેવશંકર મહેતાની ધરતીને સ્પર્શતી નવી વાર્તાઓનો સંગ્રહ | રૂ. | ૫–૫૦ |
| **અધૂરાં અરમાન** શ્રી. પ્રહ્લાદ બ્રહ્મભટ્ટની નવી સામાજિક નવલકથા | રૂ. | ૫–૫૦ |
| **પુણ્ય પરવાર્યું નથી** શ્રી. ગુલાબદાસ બ્રોકરકૃત સત્યકથાઓની નવી આવૃત્તિ | રૂ. | ૪–૦૦ |
| **કરુણાદેવી** શ્રી. સાને ગુરુજીકૃત જાણીતી બાળવાર્તાની પ્રગટેલી નવી આવૃત્તિ | રૂ. | ૧–૨૫ |
| **રોગ અને આસન** ડૉ. ભૂપતરાય દવે-ડૉ. શંકરલાલ દવેકૃત પુસ્તકની ન. આ. | રૂ. | ૪–૨૫ |
| **સંસાર-સાગરને તીરેથી** શ્રી. રંભાબહેન ગાંધીનો સંસારોપયોગી પત્રસંગ્રહ | રૂ. | ૪–૦૦ |
| **જીવનમધુ** શ્રી. જયન્ત પરમારકૃત જીવનમાં માધુર્ય પ્રેરતી વાર્તાઓનો સંગ્રહ | રૂ. | ૪–૫૦ |
| **આફ્રિકાની શ્રેષ્ઠ વાર્તાઓ** શ્રી. આફ્રિકાના ગુજરાતી લેખકોની વાર્તાઓ | રૂ. | ૫–૦૦ |
| **વેડફાતાં જીવતર** શ્રી. બળવંત નાયકકૃત નવી સામાજિક નવલકથા | રૂ. | ૬–૦૦ |
| **અસ્તરીનો અવતાર** શ્રી 'ગૌરીકાન્ત'ની ગ્રામ્યજીવનની નવી નવલકથા | રૂ. | ૫–૦૦ |
| **ગુજરાત રાજ્ય પંચાયતધારો** શ્રી. જી. મો. ઠાકોરકૃત પંચાયતોપયોગી પુસ્તક | રૂ. | ૧૦–૦૦ |
| **અટકી વીરો** શ્રી. શ્રીકાન્ત ત્રિવેદીની બાળવાર્તાનો સચિત્ર નવો સંગ્રહ | રૂ. | ૧–૫૦ |
| **વિશ્વની શ્રેષ્ઠ સાહસ કથાઓ** શ્રી. બળવંત નાયક : ભા. ઓ. વ્યાસ સંપાદિત | રૂ | ૪–૫૦ |
| **મહારાજ જયસિંહદેવ** શ્રી. કૃષ્ણપ્રસાદ ભટ્ટ કૃત ગુજરાતના ઇતિહાસની નવલકથા | રૂ | ૫–૫૦ |
| **ભવાટવિમાં ભૂલાં પડયાં** શ્રી. પ્રહ્લાદ બ્રહ્મભટ્ટકૃત નવી શૈલીવાળી નવલકથા | રૂ. | ૪–૭૫ |
| **આ પાર, પેલે પાર** શ્રી. ભાનુશંકર ઓ. વ્યાસકૃત નવી સામાજિક નવલકથા | રૂ. | ૫–૦૦ |
| **પ્રેમની પાંખે** શ્રી. બાબુભાઈ કે. પટેલકૃત નવી સામાજિક નવલકથા | રૂ. | ૪–૨૫ |

—: અમારાં આ પ્રકાશનો તેમજ ગુજરાતી સાહિત્યનાં તમામ પુસ્તકો માટે :—

ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિમિટેડ ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ ગાંધીરોડ અમદાવાદ. ૧

# ગુજરાત રાજ્ય પંચાયત ધારો



— જી. મો. ઠાકોર

આવી રહેલા પંચાયતી રાજ્ય માટેનુ ઉપયોગી અને છેલ્લી માહિતીઓથી ભરપૂર પુસ્તક • મૂલ્ય રૂ. ૧૦/— • [ રજિ. પો. રૂ. ૧/૫૦ ]

આપની નકલ મેળવવાનું મુખ્ય સ્થળ :

**ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિમિટેડ • ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ, ગાંધીરોડ, અમદાવાદ, ૧**

# નવચેતન

તંત્રી : ઈશ્વરલાલ મો. દવે ❀ સંપાદક : જયન્ત પરમાર

વર્ષ ૩૩ ◦ અંક ૧૨ ◦ માર્ચ '૬૩ ◦ સળંગ અંક ૩૯૬



રોમનો અને સેબાઈનોનું યુદ્ધ

ચિત્રકાર : જેકવીઝ લુઈ ડેવિડ

# સૌરભ ડાયરી-પેન-મનીપર્સ-ડીક્ષનેરી-નહેરુની ૬૫ તસ્વીરો મફત

એકી સાથે પાંચ કે વધુ લવાજમ નીચેની યાદીમાંથી ભરનારને અમારી ૭૩ ભેટોમાંથી (સ્ટોકમાં હશે તે) ગમે તે ૧ ભેટ મફત મળશે.

**સ્કૂલો-સંસ્થાઓને ખાસ કમિશન અને અનન્ય લાભ. વિસ્તૃત માહિતીનું સૂચિપત્ર મંગાવો.**

ખાસ નોંધ : પરદેશના ગ્રાહકોએ છાપેલા લવાજમ કરતાં રૂપિયાની કિંમતમાં દોઢું લવાજમ મોકલવું. વધઘટ મજરે અપાશે.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ઊર્મિ-નવરચના | ૭.૫૦ | સંદેશ | ૪૩.૫૦ | —— હિંદી —— | | સ્પો.-પાસ્ટાઇમ | ૧૯.૭૬ |
| તંદુરસ્તી | ૫.૫૦ | મુંબઈ સમાચાર | ૫૦.૦૦ | નવનીત | ૧૦.૦૦ | સનશાઈન | ૬.૦૦ |
| નવચેતન | ૭.૫૦ | જન્મભૂમિ | ૪૮.૦૦ | ધર્મયુગ | ૨૮.૦૦ | હેરિ. એન્ડકોસિંસ | ૯.૦૦ |
| સબરસ | ૮.૫૦ | સમર્પણ | ૫.૦૦ | જ્ઞાનોદય | ૧૦.૦૦ | બ્લીટ્ઝ | ૧૪.૫૦ |
| સ્ત્રી (અઠ.) | ૧૦.૦૦ | મહેંદી | ૬.૦૦ | આરોગ્ય | ૫.૦૦ | ઈમ્પ્રીન્ટ | ૧૫.૦૦ |
| રમકડું | ૧૨.૦૦ | વિશ્વમાનવ | ૯.૦૦ | હિન્દી શિક્ષક | ૫.૦૦ | કરન્ટ | ૧૨.૦૦ |
| રસરંજન | ૧૦.૦૦ | કુમાર | ૧૦.૦૦ | સરિતા | ૧૦.૦૦ | કેરેવાન | ૧૦.૦૦ |
| બાલસંદેશ | ૮.૫૦ | નવનીત | ૧૦.૦૦ | વિજ્ઞાન લોક | ૯.૦૦ | ફીલ્મફેર | ૨૦.૩૦ |
| ઝગમગ | ૮.૫૦ | સુકાની (અઠ.) | ૧૨.૦૦ | વિજ્ઞાન પ્રગતિ | ૫.૦૦ | ફેમિના | ૧૪.૫૦ |
| સ્ત્રીજીવન | ૮.૦૦ | સંદેશ-પ્રજાબંધુ | ૧૨.૦૦ | વિજ્ઞાન જગત | ૯.૦૦ | મોડર્ન રિવ્યૂ | ૧૫.૦૦ |
| સંસ્કારલક્ષ્મી | ૯.૦૦ | નૂતન ગુજરાત | ૧૦.૦૦ | સરસ્વતી | ૭.૫૦ | ઇન્ડિયન એક્ષપ્રેસ | ૪૫.૦૦ |
| ચાંદની | ૬.૦૦ | જન્મ. પ્રવાસી | ૧૦.૦૦ | નિહારિકા | ૭.૦૦ | ટાઇમ્સ ઓફ ઇન્ડિયા | ૬૫.૭૦ |
| મિલાપ | ૧૦.૦૦ | મું.સમાચાર(અઠ.) | ૧૦.૦૦ | નવભારત ટાઈમ્સ | ૫૧.૦૦ | ટ્રેઝર ચેસ્ટ | ૨.૫૦ |
| ક્ષિતિજ | ૧૦.૦૦ | વ્યાપાર | ૨૦.૦૦ | સ્વાસ્થ્યઔરજીવન | ૬.૭૫ | જનરલ નોલેજ | ૧૨.૦૦ |
| આરામ | ૬.૦૦ | પરિચયપુસ્તિકા | ૧૦.૦૦ | બ્લીટ્ઝ | ૧૪.૦૦ | સેમિનાર | ૧૦.૦૦ |
| શ્રીરંગ | ૮.૦૦ | નૂતન શિક્ષણ | ૫.૦૦ | જનરલ | ૧૨.૦૦ | એજ્યુકેશનલ ઇન્ડિયા | ૫.૫૦ |
| ગાંડીવ | ૭.૨૫ | જીવનમાધુરી | ૭.૫૦ | —— અંગ્રેજી —— | | એજ્યુકેશનલ રિવ્યૂ | ૫.૦૦ |
| ચિત્રલેખા | ૧૫.૦૦ | વ્યાયામ | ૩.૫૦ | સ્પાન | ૪.૦૦ | જી. ડી. આર રિવ્યૂ | ૫.૦૦ |
| જી | ૮.૦૦ | રંગતરંગ | ૮.૦૦ | ઇલસ્ટ્રેટેડ વીકલી | ૪૧.૦૦ | પિક્ચર પોસ્ટ | ૯.૦૦ |
| બીજ | ૬.૦૦ | વિદ્યુતરંગ | ૫.૦૦ | ઇકોનોમિક રિવ્યૂ | ૮.૦૦ | | |
| ગુજ. સમાચાર | ૪૩.૫૦ | નૂતન S. S. C. મેગે. | ૧૮.૦૦ | સ્ક્રીન | ૧૩.૦૦ | | |
| જનસત્તા | ૪૩.૫૦ | | | લીન્ક | ૨૫.૦૦ | | |
| | | | | શંકર્સ વીકલી | ૨૫.૦૦ | | |

**——— મફત……સૌરભ ડાયરી—ડીક્ષનેરી—પેન—કેલેન્ડર ભેટ ———**

| | ૧ વરસ | ૨ વરસ | ૩ વરસ | |
|---|---|---|---|---|
| | | | | ● મનીઓર્ડર ખર્ચ કાપીને મોકલો |
| સોવિયેત દેશ | ૪-૦૦ | ૭-૦૦ | ૧૦-૦૦ | ● અમદાવાદમાં બસ ભાડું મફત |
| સોવિયેત લેન્ડ | ૫-૦૦ | ૯-૦૦ | ૧૩-૦૦ | ● રૂબરૂમાં જ ભેટ તરત ફ્રી અપાશે. |

**સૌરભ ડાયરીની વિશિષ્ટતા જોયા પછી અન્ય ડાયરીઓ ફીક્કી લાગશે.**

૧ વરસના રૂા. ૪-૦૦ લવાજમમાં રૂા. ૨-૦૦ ની સૌરભ ડાયરી અને કેલેન્ડર

૨ વરસના રૂા. ૭-૦૦ લવાજમમાં સૌરભ ડાયરી, ભેટ પુસ્તક અને કેલેન્ડર બે વર્ષ સુધી.

૩ વરસના રૂા. ૧૦-૦૦ લવાજમમાં રૂા. ૪-૫૦ ની ૫૫૦ પેજની અંગ્રેજી-ગુજરાતી લેટેસ્ટ ડીક્ષનેરી અથવા ભારે કિંમતની આકર્ષક ફાઉન્ટન પેન અને કેલેન્ડર ત્રણ વર્ષ સુધી.

સોવિયેત દેશના ચાર ગ્રાહકોનું લવાજમ મેળવી મોકલી આપનારને પોતાનું લવાજમ ફ્રી-મફત ભરી આપવામાં આવશે.

**ઉપરની ભેટો માત્ર સોવિયેત મેગેઝીનોનાં લવાજમ ભરનારને જ અપાશે.**

**૫૦૦ ઉપરાંત મેગેઝીનોની વિસ્તૃત યાદી માટે ૧૫ પૈસાની ટિકિટ મોકલો.**

## સૌરભ પુસ્તક ભંડાર

પાદશાહની પોળ સામે, મેડા ઉપર,
૬૧૫, રિલીફ રોડ, અમદાવાદ

સંચાલક : જયકાન્ત કામદાર

ખાસ નોંધ : અમારા તરફથી જે ભેટ અપાય છે તે રૂબરૂમાં તરત જ ફ્રી અપાય છે. બહારગામના ગ્રાહકોએ સૌરભ ડાયરી અથવા અન્ય ભેટ માટે પોસ્ટેજ ખર્ચના ૭૫ પૈસા અને ડીક્ષનેરી માટે પોસ્ટેજ ખર્ચના ૧૨૫ પૈસા વધુ મોકલવા.

## નવાં 'સ્વાતિ પ્રકાશનો'

ચન્દ્રકાન્ત બક્ષી
**આકાર** (નવલકથા) કિંમત : રૂ. ૫-૫૦

મોહમ્મદ માંકડ
**હીરની ગાંઠ** (નવલકથા) કિંમત રૂ. ૬-૭૫

હરીન્દ્ર દવે
**અગનપંખી** (નવલકથા) કિંમત રૂ. ૫-૦૦

રંભાબેન ગાંધી
**પ્રીત ન કરીયો કોઈ** (ત્રિઅંકી) રૂ. ૨-૫૦

અવનીન્દ્રનાથ ઠાકુર : અનુ૦ રમણિક મેઘાણી
**જોડા સાંકોર ધારે** (આત્મકથા) કિંમત રૂ. ૪-૫૦



શિવકુમાર જોષી

- **શ્રાવણી** નવલકથા— રૂ. ૭-૫૦
- **અનંગરાગ** નવલકથા રૂ. ૧૦-૦૦
- **કંચુકીબંધ** નવલકથા રૂ. ૮-૦૦
- **રાત અંધારી** વાર્તા-સંગ્રહ રૂ. ૪-૫૦
- **રહસ્યનગરી** નવલિકાસંગ્રહ રૂ. ૪-૦૦
- **નીલાંચલ** એકાંકી સંગ્રહ રૂ. ૪-૭૫
- **સુવર્ણરેખા** નાટક રૂ. ૨-૫૦
- **ઘટા ઘીરી ઘીરી આઈ** (નાટક) રૂ. ૨-૫૦
- **દેવદાસ** નાટક રૂ. ૨-૫૦
- **એકને ટકોરે** નાટક રૂ. ૨-૦૦

ચન્દ્રકાન્ત બક્ષી

- **પડઘા ડૂબી ગયા.....** નવલકથા રૂ. ૪-૦૦
- **રોમા** નવલકથા રૂ. ૩-૭૫
- **એકલતાના કિનારા** (નવલકથા)-ચંદ્રકાન્ત બક્ષી રૂ. ૪-૫૦
- **પ્યાર** નવલિકાસંગ્રહ રૂ. ૪-૨૫
- **એક સાંજની મુલાકાત** (વાર્તા-સંગ્રહ) રૂ. ૪-૫૦

હીરાલાલ ફોફલીઆ

- **શ્રાવણ ભાદરવો** વાર્તા-સંગ્રહ રૂ. ૪-૫૦

જયંતી પટેલ

- **નેના અભિનેતા** નાટક રૂ. ૨-૫૦

સુરેશ દલાલ

- **ઈટ્ટા કિટ્ટા** બાળકાવ્યો . ૧-૦૦

## ☆ સ્વાતિ પ્રકાશન ☆

૨૨૬, સેમ્યુઅલ સ્ટ્રીટ
મુંબઈ ૩

તા, ૧ લી એપ્રિલ, ૧૯૬૨થી
સમસ્ત ગુજરાત રાજ્યમાં મેટ્રિક
પદ્ધતિમાં તોલનો ઉપયોગ
ફરજીઆત બન્યો છે....

રોજીંદા વ્યવહારમાં
લેવડ-દેવડ કરતી વખતે,
શેરને બદલે કિલોગ્રામ,
મણને બદલે કવીન્ટલ અને
તોલાને બદલે ગ્રામમાં જ
આપની ખરીદી તેમજ
ભાવો કરવાનો આગ્રહ રાખો.

મેટ્રિક પદ્ધતિ સિવાયનાં અન્ય વજન પાસે રાખવા એ, સજાને પાત્ર ગુનો બને છે. જૂના તોલ-વજન વાપરનાર શિક્ષાને પાત્ર બને છે.

સરળતા અને સમાનતા માટે મેટ્રિક પદ્ધતિ અપનાવો.

માહિતી ખાતું, ગુજરાત રાજ્ય, સચિવાલય, અમદાવાદ દ્વારા પ્રકાશિત.

અંક ૧૨ : માર્ચ '૬૩ 'ઊર્મિ' : વર્ષ ૩૩
સળંગ અંક ૩૯૬ 'નવરચના' : વર્ષ ૨૭
સમાજમાં સંસ્કાર અને સાહિત્ય પ્રેરતું સામયિક



## ક્રમ



૧૮૨૯૨

## સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા). વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫.
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી.થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* ગ્રાહકોએ દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો બીડવી જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબર માટેનું, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :–

'ઊર્મિ—નવરચના'
ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિ.,
ગાંધીરોડ : ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ
અમદાવાદ, ૧

પ્રકાશકઃ ઈશ્વરલાલ મો. દવેએ અને મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલે માલિકઃ ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિમિટેડ વતી ગાંધીરોડ, ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદથી પ્રસિદ્ધ કર્યું અને મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદમાં છાપ્યું.
તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે અને સંપાદક : જયન્ત પરમાર.

વચનો અને આશ્વાસનો જેમ મોટાં, જેમ ખૂબ ગાજી ગાજીને, ગરજી ગરજીને આપવામાં આવેલાં હોય તેમ એની પોકળતા વધુ, એનું આયુષ્ય ટૂંકું અને એના પર કોઈને વિશ્વાસ પણ ન પડે. અને છતાં એ જ વ્યક્તિ માટે બારેબાર આકર્ષણ રહે, એને માટે ખુમારી પણ વહોરી લેવાય—માનસિક અને શારીરિક—તો પણ એ એટલી જ વિશ્વાસઘાતી. એટલી જ નિર્દય, એટલી જ દંભી, એટલી જે પોકળ રહેવા મજબૂર બને ત્યારે એ વ્યક્તિના માણસાઈ ક્યા ગજથી માપવી !

માણસની માનવતા માણસને હમેશાં સારે પથે વાળે છે. પણ આમ અવળપથે પળેલી વ્યક્તિને જ્યારે સારો પંથ કોઈ ન ચીંધે ત્યારે ખરાબ પંથ બતાવનારાં ઘણાં મળી આવે છે અને આવી ડામાડોળ વ્યક્તિ એના પંજામાં સહેલાઈથી ધસી પણ જાય છે આવી અધકચરી વ્યક્તિનો ગેરલાભ ઉઠાવવાની તક આવે વખતે ઝડપી લેવા કેટલાંય જાણે રાહ જ જોઈ રહ્યાં હોય છે. અને ત્યારે આવી વ્યક્તિ એવી પકડમાં આવી જાય છે કે એ કોઈનું બૂરું કરી રહી છે તે વિષે કલ્પનાય કરી શકતી નથી !

માણસાઈને ક્યારેય આવું શોભે ખરું ? પણ અંધ બનેલ માનવી આમ સાચો માર્ગ મેળવય ક્યાંથી ? એ તો એને વધુ આંધળુકીયાં કરાવનારનું રમકડું બનીને રહેવામાં જ રાચે છે.

✱




તંત્રી: ઇશ્વરલાલ મો. દવે • સંપાદક: જયન્ત પરમાર

'સિત્રા'

## પથ્થર ?

આરોપવી હતી શ્રદ્ધામાળ મારે
વિશાળહૃદયી કો માનવહૈયા મહીં.
ને એમ કો મારગદીવડો રાખી
જીવનવાટ શોધવી આ આરે.

બહારથી આદર્શની માળજાળ રચી
ત્યાં જોયો માત્ર દંભ સહુની મહીં.
શાંત સ્નિગ્ધ સુંદર મુખ જે જોયું
પણ રે ! તેય દંભથી ભરેલું.

ન કોઈ હતું જ્યાં શ્રદ્ધા રખાયે
ન વિશ્વાસ કો પરે ! દિલ ભાંગે
કોઈ નવ હતું જે દીવો ચેતવે
આખરે મૂકી શ્રદ્ધા પથ્થર પરે.

પથ્થર નિર્જીવ છે તો શું થઈ ગયું ?
શ્રદ્ધા–વિશ્વાસનો ચૂરો તો નહીં થશે ? ! !

★

'મધુરમ્'

## માનવીનું પંચશીલ

આહીં ઘણાં વર્ષ અગાઉ વાણી
વહી હતી માનવ ઊર્ધ્વગામી,
એ બુદ્ધ ભાખે જન પંચશીલે
ગુંથો ઉરે આતમ જીત પામો.

પાળો અહિંસા જીવ માત્ર જાણો
વિભો તણા અંશ દયાર્દ્ર હૈયે
રાખો નહીં લાલચ કોઈ રીતે
લગામ ખેંચી મન અશ્વ નાથો.

એ સંયમી આતમ જીત સાચી
ગણો નહીં કોઈ ફત્તેહ મોટી,
બોલો ન જુઠ્ઠાં વચનો કદાયે
ગણો સુધારો નિજનો જ મોટો.

સેવો નશો ના, બસ માનવી એ
થયો જ સાચો નવજન્મ પામી.

★

વિજયશંકર કામદાર

## મળ્યા જ્યાં આત્મા બે

વાટે મળ્યો શ્યામલ સ્નિગ્ધ માનવી !
હેરી ગયો કર અહીં મધુ છાંયડીમાં
કદંબની એ, રસનાથ કૃષ્ણે
રાધાથી કીધ રસકેલિ જહીં સુદિવ્ય.

ને ડાળથી કોમળ પુષ્પ તાજું
ચૂંટી ધર્યું કેશકલાપ મારે :
તોયે ન માગ્યું, નહિ યાચના કશી
એણે કરી, મન વિશે સહુ ભાવ દાટી.

મેંયે ન પૂછ્યું, રહી મૂક ઊભી,
એ વૃક્ષરાજ, નમણી રસવેલ શી હું :
તોયે ન ચૂમી !
તૃષા ન લેશે મુજ નેન ઊગી.

હું તો સુતૃપ્ત સુરભિથકી એ કદંબની !
સિદ્ધિ જાણે ભવ–ભવતણી દર્શને માત્ર એનાં.

★

દેવજી રા૦ મોઢા

## કઠિયારી

મલય-વનની ભીલડી શી હું સ્મરણોની વહું ભારી;
ચંદન-કાષ્ઠ સમી રેલાવે ભીતર-સૌરભ ન્યારી.
મઘમઘતી જીવન-ક્યારી:
હું અલબેલી કઠિયારી !

ભારીમાં શૈશવને બાંધ્યું, બાંધી યુવા અલગારી;
અંતર-જડી બે બાંધી એમાં આંખ્યું કામણગારી.
છલછલતી નેહલ ઝારી:
હું અલબેલી કઠિયારી !

માઘ-રાત્રિના પ્રથમ મિલનની ચાંદની ચમકે પ્યારી;
અષાઢનીયે ભળી એમાં વળી વિરહ-આંધી અકારી.
ઝણઝણતી પ્રણય-સિતારી:
હું અલબેલી કઠિયારી !

વાટે ઘાટે હાટે છોડું; સંસ્મરણોની ભારી;
નવાં ઉમેરી, આગળ વાધું પંથનો થાક વિસારી.
ઝળહળતી નેમ-ફુવારી:
હું અલબેલી કઠિયારી !



'જ્ઞાનપિપાસી'

## ઝોંકો

રમતો 'તો બાળ એક બંગડી લૈ હાથમાં
એમાં વાગી ગયો ઝોંકો,
'બંગડી વાગી, મને બંગડી વાગી'
એમ પાડી રહ્યો ખૂબ પોકો;
બોલી જવાયું ત્યારે મારાથી એટલું,
કે 'એનો ન હોય ભાઈ ધોખો
એ બંગડીના ઝોંકા તો વાગ્યા છે કૈંકને,
ને વેદનાની બૂમ પછી પાડે છે લોકો'.



'સરોદ'

## રંગ

રંગ જુવાનો રંગ
ખેલો જોબનવંતો જંગ જુવાનો.
રંગ જુવાનો, રંગ.

હેમાળાના હિમગિરિઓમાં
જાણે બરફ શિલાની છોમાં
રક્ત તણી રંગોળી પૂરી
ચિતરો અમર પ્રસંગ જુવાનો.
રંગ જુવાનો, રંગ.

નદીઓના ઘૂઘવતા નીરે,
સૂસવતા શિયાળુ સમીરે,
કંપાવો અરિઓને ત્રાડે
કેસરી જેવી અભંગ જુવાનો.
રંગ જુવાનો, રંગ.

તેજસ્વી તારલિયાં સંગે
સીટડી માંડો રક્તિમ રંગે;
અંબર-ઉન્નત ભોમ મહીં
તમ જુદ્ધ જુએ સહુ દંગ જુવાનો
રંગ જુવાનો, રંગ



રતિલાલ 'અનિલ'

## અધીરું વહાલ

તમારી વાતમાં અમને સરસ અણુસાર મળતો 'તો
અધીરા કંઈ થયા એવા કે બસ સૂરત પૂછી બેઠા !
અરે તસવીર દોરાતી જતી 'તી એક સુંદર ત્યાં
નકામા વહાલથી તસવીરની રેખા ભૂંસી બેઠા !





'રાજહંસ'

# સમયનાં એંધાણ

## ચીન-રશિયા ની સરખી નાત

શું ચીન અને રશિયા વચ્ચે ફૂટ થઈ છે ખરી? કે પછી બંનેની નાત એક જ? એ બંનેના ધ્યેયમાં, તંત્રમાં કે કાર્યપદ્ધતિમાં શો ફેર જણાયો છે? બંને દેશોમાં રાજકીય પક્ષ એક જ છે—સામ્યવાદી પક્ષ. એનો આગેવાન એક જ છે—સરમુખત્યાર. એનું ધ્યેય એક જ છે—સામ્યવાદને દુનિયાભરમાં ફેલાવવો તે. બંને દેશની ચૂંટણીઓમાં ૯૯.૬ ટકા એટલે કે સર્વાનુમતે 'પ્રતિનિધિ'ઓ ચૂંટાય છે. બંને દેશની ધારાસભામાં એવી જ બહુમતિથી ઠરાવો પસાર થાય છે. બંને દેશમાં ખરું બળ લોકોનું નથી પણ લશ્કરનું છે. બંને દેશ આક્રમણખોર રહ્યા છે, બંને શાહીવાદી એટલે કે બીજાં રાજ્યો ઉપર બળજબરીથી હકુમત ચલાવનારા દેશો છે. બંને દેશમાં આંતરિક હેરફેર માટે પ્રતિબંધો છે, બહારથી આવનાર પર નિયંત્રણો છે, દેશમાંથી બહાર જવાની દરેકને મનાઈ છે. બંને દેશોમાં શિક્ષણની છૂટ નથી, ધંધાની છૂટ નથી. બળજબરીની વેઠ કરવી પડે છે, બળજબરીથી સમૂહ ખેતી કરવી પડે છે. જ્યાં મૂકે ત્યાં કામે જવું પડે છે, માગે એવી લોન લેવી પડે છે, બંને દેશમાં હડતાળ પાડવાની મનાઈ છે, જે મજૂરસંઘો છે તે શિસ્તનું પાલન કરાવનારાં—જુલમ ગુજારનારાં છે. જે યોજનાઓ છે તે ડોળ કરનારી છે, અરાજકતા કાયમ કરનારી છે, એક નવા શોષણખોરોના વર્ગના હાથમાં કાયમની સત્તા રાખનારી છે. જે કોઈ ના માને કે માથું ઊંચકે એને ઉડાવી જવા, કબુલાતો ઓકાવવી, શાપિતોની છાવણીઓમાં ધકેલી દેવા, સ્થાન ઉપરથી ઉતારી પાડવા, કે ખતમ કરી દેવા—આ પદ્ધતિ બંને દેશોમાં સરખી છે. એમની પદ્ધતિની વિગતે વિગત સરખી છે. નેતાનાં વખાણ, પક્ષનાં વખાણ, કારખાનામાં માન આપવાની કે કલંકિત કરવાની સરખી રીત. સાહિત્યમાં પણ સરમુખત્યારી, જાહેરાતોમાં પ્રચારમાં ને ભાષણોમાં નર્યો વિસ્તાર ને નર્યું જૂઠાણું. એવી જ લશ્કરી પરેડો છે, સરખી ધજાઓ છે. દમનના કાયદાઓ ઉપર લોકો સરખી રીતે હર્ષ કરે છે! બંને દેશ ઇતિહાસ પણ સરખી રીતે બદલે છે ને એમાં નહીં જ બનેલ બનાવો ઉમેરે છે. બળના આધારે અને જનતાને નામે વ્યક્તિને ખસેડી સમૂહપદ્ધતિ ચલાવે અને છતાં ટોચ ઉપર તે વ્યક્તિનું જ જોર રહે છે. બંને દેશ જુદા ને મોટા, બંનેની સંસ્કૃતિ ને ઇતિહાસ જુદાં છતાં સામ્યવાદી સામ્ય કેટલું બધું! કહે છે કે મૃત્યુમાં બધું સરખું જ હોય છે, ક્યારેય વિવિધતા હોતી નથી. મૃત્યુ પછી જે નીપજે છે તે એક જ હોય છે—મુડદાં!

## ફેર આટલો : લૂંટની છૂટ જોઈએ

ચીન ખુલ્લું કહે છે કે સામ્યવાદને આગળ ધપાવવા યુદ્ધનો એક જ માર્ગ છે. જે કોઈ સામનો કરવાની વાત કરે તેનામાં બળ નથી, એ બધા કાગળના વાઘ છે, ચૂંથી શકાય એવા છે અને કાગળના વાઘના ભૂકા કરવાની ઘડી પણ હમણાં જ છે. શું એ જ રીત રશિયાએ નહોતી રાખી? પોલેંડ, પૂર્વ જર્મની, રૂમાનીઆ, ફિન્લેન્ડ, ચેકોસ્લોવાકિયા, હંગેરી—આ બધા એની પડોશનાં રાજ્યો એની દાઢમાં ભરાઈ ગયેલાં





છે. ઈરાન, તુર્કી, ગ્રીસ, અફઘાનિસ્તાન વગેરે દેશો એ દાઢોમાં ભરાઈ જતાં માંડ ઉગર્યા છે. બીજા કેટલાયે દેશો એની ધાકમાં જીવે છે. અગર રશિયાને એવી છૂટ હોય તો ચીનને કેમ નહીં ? એ પણ એનાં પડોશી રાજ્યો પચાવી શકે. તિબેટને પચાવીને એની ભૂખ વધારે પ્રદીપ્ત થઈ છે. ત્યાંની ઓછી વસતીમાં એ ચીનનો વસતીવધારો ઠાલવી શકે છે. તિબેટની ખનિજસંપત્તિને વાપરી શકે છે. એક મુલક કબજે કરી એનો ઉપયોગ બીજા મુલકને કાયમી રંજાડવા કરી શકે છે. એમ કરતાં ચીનને રશિયા કેમ રોકી શકે ? ફેર હોય તો આટલો જ છે. એકે ધાડો પાડીને લૂંટ કરી લીધી છે. બીજાને એવી ફાવટ જોઈએ છે. એકની પાસે અણુબોંબનો જથ્થો છે, બીજાને એવો જ જથ્થો કરવો છે. એકને કદાચ થોડી સમજ ઊગી છે કે એ જશે તો દેખાડવાનો છે—વાપરવાનો નથી. બીજાને એવી સમજ આવવાની નથી. ફેર છે તે આટલો જ છે, નામનો છે. કેમ કે બીજાનીય પાસે અણુબોંબ તો જવાનો જ છે; સિવાય કે તે પહેલાં અણુબોંબ ઉપર જગતની પ્રજાઓ પ્રતિબંધ મૂકી શકે.

એ વાત ખરી છે કે રશિયાના બળની ધાકે જગતના અમુક દેશોને વહેલી મુક્તિ મળી. વિવિધ રાષ્ટ્રોની મુક્તિકૂચ ભારતમાંથી શરૂ થઈ, ને એને રશિયન બળથી ગતિ મળી. પણ સ્વતંત્રતાનો પવન ફૂંકાય એવી રશિયાની ઇચ્છા છે એવું કોઈ કહી શકે એમ નથી. એને તો પશ્ચિમી સત્તાઓની પીડ ભાંગવી હતી તેથી સંસ્થાનોની મુક્તિ માટે અવાજ ઉઠાવ્યો હતો. મુક્ત થયેલાં સંસ્થાનોમાં પોતાની લાગવગ ઘુસાડવી હતી, અને ત્યાં સામ્યવાદ ફેલાવવો હતો. કં નહીં તો અમુક દેશને વિખુટા પાડી સામેની સત્તાને હંફાવવી હતી. કોઈ સારું ધ્યેય પ્રચલિત કરે એવી રશિયાની બુદ્ધિ કે શાણપણ કયારેય જણાં નથી, સમૂહવાદને આગળ કરી એણે દુનિયાને કં ઉપયોગી આપ્યું નથી.

**વ્યક્તિ વિના યોગ નથી, સામ્યયોગ પણ નથી**

વ્યક્તિને ગૌણપદે મૂકી સમૂહને આગળ કરવા વિનોબાએ સામ્યયોગ શબ્દ અજમાવ્યો છે બળજબરી કર્યા વિના, કાયદાનો ઉપયોગ કર્યા વિના, અને યંત્ર-મજૂરોના સંગઠન કર્યા વિના માત્ર લોકલાગણીના જોરે સમૂહનો ઘંટ વાગી શકે છે કે નહીં એ પ્રયોગ શરૂ કર્યાને પણ ઠીક ઠીક વખત વીતી ચૂકયો છે. આંદોલન પણ ખાસું મોટું ચાલ્યું છે. ગાંધીજીના અનુયાયીઓની એક આખી પાંખ એમાં ભળી છે ને બીજી પાંખ એના તરફ મીઠી નજરે જુએ છે, હમણાં જ કરોડ રૂપિયા કાઢી આપવા ઠરાવ્યું છે. ધર્મપ્રેમી લોકો ભક્તિપૂર્વક જે પોકારે છે. છતાં સમૂહપદ્ધતિ અહીંના સમાજમાં ઊતરે એવાં ચિહ્નો જણાતાં નથી. પણ અહીં જ શા માટે, કોઈ દેશમાં એ જણાયાં નથી.

સહુને ભેગા મળી સહિયારી પદ્ધતિથી રહેવાનું સૂઝે તો તે સંકટ સમયે—પ્લેગમાં ધરતીકંપમાં કે લડાઈમાં એ તો અણધારી ને અસામાન્ય પરિસ્થિતિ થઈ. એવું વાદળ વિખરાયું કે સહુ પોતપોતાનું વર્તુળ દોરી લેવાના. એવા વર્તુળને કોઈ મર્યાદા કે બંધન કે અંતરાય ગણાવે તે ભૂલ છે, એ વર્તુળ કુદરતી છે, આપણે વિવિધતા દ્વારા એકતા લાવતાં શીખ્યા છીએ. વિવિધતામાં નવીનતા છે, રૂપ છે, વિકાસ છે. ને એની મારફતે આવેલી એકતા સમૃદ્ધ હોવાની.

વ્યક્તિઓ વિવિધતા દૂર કરે તો તે પછી એમની ઇચ્છા, પસંદ, મથામણ, સર્જન—એમાંનું શું રહેશે ? વ્યક્તિના ગુણવિકાસ વડે સમૂહની શોભા છે. વ્યક્તિના લોકસંગ્રહના પ્રયાસને આપણે યોગ માન્યો છે. એવી પ્રાપ્તિ હશે તો એ વડે બીજાને સંભાળશે ને દોરશે. ઈશ્વરની જેમ વ્યક્તિનો પણ એકડો છે જેની ઉપર એ શુભ વિચાર અને કર્મ વડે ઘણાં મીંડાં ઉમેરી શકે છે. એનો જ છેદ ઉડાવી દઈ, સમૂહમાં વિલીન કરી દઈ, આપણે યોગ જોઈ શકવાના નથી કે સામ્યયોગ પામી શકવાના નથી.

જે સામ્યની આપણે કદર કરવાની છે ને ગુણ વિશેષની છે. નીચલી સપાટીએ અધિકાર નહીં પણ

અનુકંપ શોભે છે, કે સહાય આપે છે. ચેતનાને સંઘમાં ઉતારવી તે એક વાત છે અને સંઘમાં એ જેવી છે તેવી શ્રેષ્ઠ જ છે એમ માનવું તે જુદી વાત છે. જે બધે જ સમતા જુએ છે તે વ્યક્તિનો વિકાસ છે. એની ઊંચી ભૂમિકા છે એ ભાવ સમૂહ પચાવી શકે નહીં.

ના, સામ્યયોગ આમ નહીં આવી શકે. સમૂહની પાસે જતાં પહેલાં દરેકે પોતાનું શ્રેષ્ઠ મૂલ્ય નૈવેદ્ય તરીકે આગળ ધરવું જોઈશે—કાચો કાચલાં લઈને નહીં જઈ શકાય. એ નૈવેદ્યનું ઉત્તમ રસાયણ વ્યક્તિ જાણી શકે ને એ જ તૈયાર કરી શકે, એ જ એનું જીવનકાર્ય છે. એવી વ્યક્તિને સમૂહમાં ઓગાળી નાખવાથી સામ્યયોગ સંભવતો નથી.

### નેહરુ ને વિનોબા

ગાંધીજીએ એક વારસ નીમ્યો હતો—જવાહરલાલ નેહરુને. કહો કે દેશની નાવનું સુકાન એને ભળાવ્યું હતું. એની શક્તિઓ પારખી હતી. આવતી કાલનો પુરુષ એ જ છે એમ જાણી લીધું હતું. નેહરુએ વારસદાર થવાનું પસંદ નથી કર્યું પણ ચીંધેલું કામ તો કર્યું છે.

ઘણા જણ ખેદ કરે છે કે નેહરુએ ગાંધીમાર્ગ તજી દીધો છે. એમના મનથી તો ચરખો, ગામડું, હાથ-ઉદ્યોગ, હિંદી ને હરિજન ગોખી રાખે તો જ ગાંધીમાર્ગ સચવાયો ગણાય. આ ટૂંકી નજર છે. સારું થયું કે નેહરુને પણ એવો ભ્રમ નથી રહ્યો. વેદનો ધર્મ એના એ જ રૂપમાં આજે કામનો નથી, એમાંથી નવા અર્થ શોધવા જોઈએ છે. તો જ એ જીવે છે. ગાંધીજીનું કેટલુંક જાળવી લેવા જેવું નેહરુ નહીં જાળવી શક્યા હોય; છતાં, કેટલીક બાબતોનો એમણે એવો પ્રસાર કર્યો છે કે લોકોએ તેમજ જગતે એમનો વારસો કબૂલ રાખ્યો છે.

ગાંધીજીના બીજા વારસ તરીકે કેટલાકે વિનોબાને ઓળખાવ્યા છે. વેશે, બોલીએ, પદયાત્રાએ, લાગણીએ, સંઘે, એ ગાંધીજીની વધારે નિકટ દેખાયા છે. પરંતુ એમના હાડમાં કોઈ વાતની જીદ નથી, વ્યૂહ નથી, મથામણ નથી, લડત નથી. એમનાથી જવાબદારી ઉઠાવી શકાતી નથી, વિગતોમાં ઊતરી શકાતું નથી. પકડ નથી ને મચોડ નથી. એ સરળ છે. એમની નજર સમક્ષ આવતી કાલનું ચિત્ર નથી. નજદીકના ધ્યેયને એ ઓળખી શકતા નથી કે ઓળખાવી શકતા નથી. એમનું હૃદય ભક્તનું છે—પણ અક્રૂર જેવાનું છે, અર્જુન જેવાનું નથી. એમણે દેશમાં ફરી ફરીને લોકોના મન ઉપરથી મેલ ધોયો છે પણ ત્યાં કોઈ બીજ વાવી શક્યા નથી. છતાંયે, એ ગાંધીજીના બીજા વારસ મનાય છે ને મનાતા રહેશે.

### અધિકાર ખરા, જવાબદારી નહીં

ખેતીની ઉપજ બે વર્ષથી ધાર્યા કરતાં ઓછી ઊતરી છે એમ શ્રીમન્નારાયણે જાહેર કર્યું છે. વરસાદનો દોષ કાઢ્યો નથી. તેમ નક્કી કરેલી ટોચમાં ભૂલ હતી એવું પણ નથી કહ્યું. આવી નિખાલસ જાહેરાતો કરતાં ઊંચા દરજ્જાના માણસો ડરતા નથી એ દેશનું સદ્ભાગ્ય ગણાય. પરન્તુ, શાથી ઓછી ઉપજ થઈ, તેનાં કારણો વિષે મતભેદ રાખીને, એની જવાબદારી કોઈ લેવાનું નથી. દેશનું એ દુર્ભાગ્ય છે. આપણા ખોરાક પ્રધાન છાતી ઠોકીને ઘણીવાર કહે છે કે દેશમાં અન્નની અછત નથી. એ તો વળી કહે છે કે આપણે અનાજમાં સ્વાવલંબી થઈ જઈશું ને નિકાસ પણ કરીશું ! એમનો કોઈ કાન પકડતું નથી એ કેવી નવાઈ છે ? ઘઉં, ચોખા, રૂ અને દૂધની ભૂકી આપણે પરદેશથી લાવીએ છીએ ને એમાં કરોડો રૂપીઆનું હુંડિયામણ વાપરી નાખીએ છીએ. આ સરકારની કોઈ મોટી નાલેશી હોય તો આ છે. પણ એની જવાબદારી કોઈ લે નહીં તેમ કોઈના ઉપર ઢોળાય નહીં ! કેવો ઢંગ છે !

આપણી લોકપ્રિય સરકારે હવે સગીર સ્વભાવ તજી દઈને પ્રૌઢત્વ લેવું જોઈએ, જવાબદારીઓ સ્વીકારવી જોઈએ, ને પ્રાયશ્ચિતો કરવાં જોઈએ. એમની લાપરવાહી તંત્રમાં ઠેઠ નીચે સુધી ઊતરે છે. બસ એ જાહેર વાહન વ્યવહાર છે. એના મુકામની સંજ્ઞા





ખરેખર જણાવવી જોઈએ. ખાનગી વાહનો જો ચૂક કરત તો તરત દંડ ભરવા પડત પણ જાહેર ખાતામાં કોઈ જવાબદારી નથી લેતું. આવું ઠેર ઠેર ચાલે છે. પ્રધાન કે અમલદાર જે અધિકારો ભોગવે છે તેની જવાબદારી નથી લેતા, પ્રાયશ્ચિત તો કરે જ શેના! અને પ્રજા જેમને નથી ચૂંટતી તેમને તો સરકાર ઊંચી ભારે પગારની જગ્યાઓ બક્ષિસ કરે છે!

લોકશાહીના પાયા ક્યાં ખોદાય છે તે જોવું હોય તો દૂર જવું પડે એમ નથી.

### રાષ્ટ્રીય રમત ક્યાં છે?

હમણાં મોર પંખીને રાષ્ટ્રીય પંખી' ગણવાની જાહેરાત થઈ છે. એથી ગામડાંઓ ભલે હરખ કરે: શહેરનાં ચકલી કાગડા નહીં પણ ગામડાંનો મોર પરખાયો છે.

પંખી વિષે ભલે નિર્ણય થયો, હવે રમત વિષે ક્યારે નિર્ણય લેવાશે? હિંદની રાષ્ટ્રીય રમત કઈ? રાષ્ટ્રભાષા નક્કી કરવી એ કામ કેટલાકને સહેલું જણાયું હતું પણ પાછળથી સમજાયું કે ઉતાવળમાં કરેલા નિર્ણયને દેશમાં માન્ય ઠેરવવાનું કામ કપરું છે. હિંદી ભાષા બીજાં વીશ વર્ષે પણ રાષ્ટ્રભાષા થઈ શકે એમ નથી. સત્તાના જોરે થશે તો દેશ પાછો પડશે ને તૂટ પડશે. ભાષામાં તો પ્રાંતની અને અંગ્રેજી એ જ ભાષાઓનું મહત્ત્વ છે. હિંદીનો મહાવરો હોય તો પૂરતું છે. ભાષા કરતાંયે રાષ્ટ્રીય રમત નક્કી કરવાનું કામ મુશ્કેલ છે. આપણા દેશનો સ્વભાવ ભજન કરવાનો છે. મંજીરાં ને કરતાલ, ઢોલ ને મૃદંગ, તંબુરો ને વાંસળી – એ વડે બેઠાં બેઠાં, કરતાં ને ચાલતાં જે ધૂન, ભજન, કીર્તનોની મસ્તી રેલાય છે, ઝમક આવે છે, પરસેવા નીતરે છે, ગળાં ફાટે છે, ધરણી ધ્રૂજે છે, નાનાં મોટાં સહુ સાથે મળીને એનો આનંદ લૂટે છે, ઘરઆંગણે ને ફળિયામાં, મંદિરના ચોકમાં, નદીના ઓવારે, સંતની સમાધિએ, વાર ને તહેવારે, પૂનમ ને એકાદશીએ જે રમઝટ ચાલે છે તે રાષ્ટ્રીય રમત નથી શું?

પણ ના, રમત તો આંતરરાષ્ટ્રીય ઢબની જોઈએ! હૉકી, ફૂટબૉલ, ટેનિસ, ક્રિકેટ, તરવું, કુસ્તી, એવી કોઈ રમત હોવી જોઈએ. એમાં કબડી નહીં ચાલે, ને પીંગપોંગ પણ નહીં શોભે. ગીલ્લીદંડા ઘણાં ગામડામાં રમાય છે, આંબલી–પીપળી રમાય છે, ખોખો રમાય છે. એ ભલે રમાય. પણ એમાં વિક્રમ શો, કપ ક્યાંથી અપાય!

જે રમતને રાષ્ટ્રીય રૂપ આપવું હોય તેનો નિર્ણય લેવાવો જોઈએ. એટલું જ નહીં, એને પવનવેગે પ્રચલિત બનાવવી જોઈએ. અહીં લોકપ્રિય થઈ હશે તો બીજે એ લાક્ષણિક મનાશે. કોઈ રખે જાહેર કરી દે કે રાષ્ટ્રીય રમત તો નક્કી થયેલી જ છે, ક્રિકેટના આંખો દેખ્યા હાલ રેડિયો ઉપર નથી સાંભળ્યા?



## આ અંકના પૂંઠા પરનું ચિત્ર

વિખ્યાત ફ્રેંચ ચિત્રકાર ડેવિડ નેપોલિયન–શાસિત સામ્રાજ્યનો રાજમાન્ય ચિત્રકાર હતો. (ઈ. સ. ૧૭૬૪ થી ૧૮૨૪). યુરોપભરમાં નવી પદ્ધતિના કળામાં ક્રાંતિ થઈ રહી હતી તેમાં ડેવિડની કળા મોખરે રહી.

૧૨' – ૮" × ૧૭' ફૂટના વિશાળ ફલક ઉપર આલેખાયેલું આ પૂર્ણરંગી મૂળ ચિત્ર રોમની બાજુમાંની પહાડીમાં વસતા સેબાઈનો સાથેના રોમનોના યુદ્ધનું છે. પહાડી સેબાઈનોની સ્ત્રીઓને રોમનો ઉઠાવી લાવતા તેથી આ યુદ્ધ થયેલું. ૧૭૯૪ માં ડેવિડ કેદમાં હતો ત્યારે આ ચિત્રની રેખાઓ આલેખેલી. ઘણા સમયથી અદૃશ્ય બનેલી તેની પત્ની ત્યાં તેને મળવા આવેલી તેમાંથી તેને આ ચિત્રનું વસ્તુ સ્ફુરેલું. દુશ્મનો વચ્ચે સુલેહ કરાવવામાં સ્ત્રી મહત્ત્વનો ભાગ ભજવે છે એ ધ્વનિને આબેહૂબ રજૂ કરતા આ ચિત્રમાં સેબાઈન હર્સિલિયા પોતાના પિતા તાટિયસ અને રોમન રોમ્યુલસ વચ્ચે સુલેહ કરાવવા મથતી દેખાય છે. પાછળ દેખાતી બીજી સેબાઈન સ્ત્રીઓ પણ એ જ શાંતિના રાહ ચીંધતી દેખાય છે.

ધૂમકેતુ

# ચાર દૃષ્ટાંતકથાઓ

કોઈને આપેલો ઉપદેશ લાગતો નથી. બધાં પોતાના મન સાથે નક્કી કરે છે ત્યારે જ કંઈક પરિવર્તન આણી શકે છે. પણ સીધા ઉપદેશ કરતાંય દૃષ્ટાંતો જીવનઘડતરમાં મોટો ભાગ ભજવે છે. અહીં આપેલી ચારેય દૃષ્ટાંતકથાઓ પ્રેરક નીવડશે...

ઊંટને તો જંગલ જોઈને મજા પડી. એ તો આ ઝાડને પેલું ઝાડ જોતું ચાલ્યું. એને થઈ ગયું કે આંહીં તો ભારે મજા છે. જેટલું ખાવું હોય તેટલું. માત્ર ડોક જ લાંબી કરવાની છે!

એક વાંદરો આ જુએ. એને થયું કે આ આ ઊંટભાઈ સમજ્યા વિના જંગલમાં ઊંટની પેઠે હાલ્યા તો જાય છે, પણ જો કોઈ વાઘકાકો છૂપાયો હશે તો એના બાર વાગી જાશે. માટે એને ચેતવવા દે. એણે પોતાના હાથમાં એક નાળિયેર તોડીને રાખ્યું. ઊંટ નીકળે કે તરત એના ઉપર ફેંકવું! એટલે એ જાય દોડયું.ને વાઘના ઝપાટામાંથી બચી જાય.

એક શિયાળ બેઠું એ જુએ. એણે વાંદરાને કહ્યું, વાંદરાભાઈ! તમે આ મૂરખાઈ કરો છો હો! આ ઊંટ છે મૂરખ. એને તમે બચાવી શકવાના નથી ને મફતના વાઘની આંખે ચડશો.

પણ વાંદરાભાઈએ તો ઊંટને બચાવવા માટે તૈયારી કરી રાખી. ઊંટ આવે તો એના ઉપર નાળિયેર ફેંકવું એટલે દોડયું જાય!

પણ એટલામાં ભોગજોગે બન્યું એવું કે ઊંટભાઈ ત્યાંથી નીકળ્યા ને એને બગાસું આવ્યું. એટલે ઊંટભાઈ ફરી ગયા પાછા અને ત્યાંથી બચી ગયા.

પણ થોડા પાછા ગયા ને પછી જંગલ ઝાડી જોઈને એ તો ગમે-તેમ ફરવા માંડયા.

શિયાળ તો એ જાણતું હતું એટલે એ એની પાછળ ફરે

ઊંટભાઈ શિકાર થઈ ગયા. શિયાળભાઈને પણ આઠ દસ દિવસનું ભોજન પાકયું.

પેલા વાંદરાભાઈ બિચારા નાળિયેર પકડીને ત્યાં હમેશાં બેસતા રહ્યા.

એ જોઈને કાગડાએ એને કહ્યું:

વાંદરાભાઈ! મૂરખને બચાવવા જતાં હવે તમે જ કયાંક કોઈકની નજરે ચડી જાઓ નહિ! તમારા ઊંટભાઈ તો હવે આંહી આવી રહ્યા. એ તો જેને લાયક હતા—શિકાર થવાને—તે વાત મેળવીને રસ્તે પડી ગયા છે! એટલે હવે નાળિયેરમાંથી ટોપરૂં ખાવ!

*

એક વખત એક રાજાને કાને વાત આવી કે એના રાજમાં એક એવો સંન્યાસી છે જે તૃષ્ણાથી પર છે.

રાજાએ વિચાર કર્યો કે માણસ જીવતાં તો તૃષ્ણાથી પર થઈ શકતો નથી અને મર્યા પછી પણ તૃષ્ણાને છોડી શકતો નથી. માટે આપણે તેની પરીક્ષા કરવી.

પછી તે પોતાની સાથે સોનાના કાર્ષાપણ અને અસંખ્ય વસ્ત્રાભૂષણો લઈને સંન્યાસી પાસે ગયો. જઈને સંન્યાસી પાસે બેઠો. બન્નેની વચ્ચે જ્ઞાનગોષ્ઠિ ચાલી. રાજાને લાગ્યું કે સંન્યાસી ખરેખર જ્ઞાની છે. એટલે એણે બે હાથ જોડીને કહ્યું કે મહારાજ! મારી ભેટ સ્વીકારો,

સંન્યાસીએ હસીને કહ્યું : 'હે રાજા! મને અફસોસ આ વાતનો થાય છે કે આપણે બન્નેએ અત્યારની ઘણી અમૂલ્ય પળોને નિરર્થક ખોઈ દીધી. માણસનો સિક્કો પડી જાય તો તે શોધવા માટે એ આકાશ–પાતાળ એક કરે છે. પણ જે એને પાછી મળવાની નથી એવી પળને માટે એને જરાય અફસોસ થતો નથી. આપણે જે વાત કરી તે જો તમે સમજ્યા હોત તો આ ભેટ ધરત નહિ. ભેટ ધરનારા માપ કાઢવા માટે ભેટ ધરતા હોય છે. પણ કોઈ માણસની આવી નબળાઈ શોધવા માટે પ્રયત્ન કરવો એ જ મોટી નબળાઈ છે. માટે આ ભેટ પાછી વાળી છે. એ કિંવદંતીથી મને જે કીર્તિ મળવાનો સંભવ છે એ હવે મારે ખંખેરવી પડે એવું તમે કર્યું છે એટલે આજથી હું આ પ્રદેશ પણ છોડી દઉં છું.

*

એક વખત એક માણસ જંગલમાં ફરવા ગયો. તેને જંગલનો શોખ હતો. જંગલમાં એ અનેક વૃક્ષો પક્ષીઓ ફૂલો રંગો જોતો જોતો ફરતો હતો. એવામાં એની દૃષ્ટિએ એક પંખી પડ્યું. એણે પોતે પણ આવું પંખી કોઈ દિવસ જોયું ન હતું. એટલું સશક્ત મોટું અને ગતિવાન. એની પાંખો જોઈ હોય તો મોટી ને તીક્ષ્ણ.

એ પંખી એટલા વેગથી જતું હતું કે એમ જ લાગે કે જાણે કોઈ પવનવેગી પંખી છે.

પણ નવાઈની વાત આ હતી. એવડું મોટું એ હતું, એવી તીક્ષ્ણ મોટી આંખો એની હતી, એવો વેગ પણ એનો હતો છતાં જાણે એ કાંઈ સમજતું ન હોય, કાંઈ જાણતું ન હોય, તેમ જે આવે તેની સાથે ભટકાતું જતું હતું. પેલો વિદ્વાન આ નવી નવાઈની વાતથી આશ્ચર્ય પામ્યો. એને થયું કે આની આંખો મોટી છતાં નબળી લાગે છે. આંખો મોટી છે છતાં જોઈ શકતી લાગતી નથી. વેગ ઘણો છે છતાં એ પોતાને આધીન થયો એટલે એ મોટું છતાં જાણે નાનકડું હોય તેમ-બધે જ ભટકાતું જાય છે.

હજી તો પેલો વિદ્વાન એ પંખીને એમ જુએ છે ત્યાં એણે આઘું જોયું કે જંગલમાં એક ઠેકાણે કોઈ એક નાનકડું પ્રાણી ઝાડની છાયામાં આરામ કરતું બેઠું છે. અને આ મોટું પંખી એના તરફ જ દોટ મૂકી રહ્યું છે. એ જાણે એનું નિશાન હોય, એનું ધ્યેય હોય, અને એ જલદી મેળવી લેવાનો ભારે લોભ હોય, તેમ એના તરફ જ એની સીધી ચોટ દેખાતી હતી. અને તેથી પોતાના આ મોટા લોભને લીધે એ જેની તેની સાથે ભટકાતું જતું હતું. પેલા વિદ્વાનને પણ એણે કોરો નહોતો મૂકયો. એને પણ એ ભટકાતું ગયું.

અને ત્યાં તો થોડીવારમાં જ એણે પેલા વૃક્ષની છાયામાં બેઠેલા નાનકડા પ્રાણી તરફ એને ધસારો કરતું જોયું.

પણ પેલું પ્રાણી તો એની કાયા જોઈને ક્યારનું ચેતી ગયું હતું એટલે જ્યાં એ ચોટ મારે છે ત્યાં એ તો પાસેના ઝાંખરાં-છોડવાંમાં ભરાઈ ગયું અને આ લોભના માર્યા આંધળા બનેલા મોટા પંખીની બધી જ ગતિ નિરર્થક કરી નાખી.



એ પોતાના લોભમાં પોતે આંધળું બીત બનીને સૌ સાથે ભટકાતું ઊડ્યું હતું, પણ એ એનું ભટકાવું પણ એને જ ભારે પડી ગયું. એ જોઈને પેલો વિદ્વાન હવે સમજ્યો કે એ પંખી કેમ આંધળું હતું, કેમ સમજતું ન હતું, કેમ વેગમાં દોટ મૂકતાં બધા સાથે ભટકાતું જતું હતું.

વિદ્વાન એ જોઈને મોટેથી હસતાં હસતાં જાણે પોતાને કહેતો હોય તેમ બોલ્યો : માણસો એક બીજાને ભટકાઈને એક બીજાને હઠાવવા ચાહે છે તે પોતાના લોભમાં. એક-બીજાને નુકશાન કરે છે તે પણ પોતાના જ લાભ અને લોભમાં.

મેળવી લેવાના લોભમાં માણસો મોટામાં મોટી એક વાત હમેશાં ભૂલી જાય છે—માણસાઈ. આ પંખીનું પણ એવું થયું. પોતે પેલા પ્રાણીનો આંધળો શિકાર કરવા જતાં, પોતાની જ જાતને હાનિ પહોંચાડી.

*

એક વખત ચીનનો વેંગ વાંગ રાજા ફરવા નીકળ્યો. એમ ફરતાં ફરતાં એણે એક જગ્યાએ એક એવા વૃદ્ધ માણસને જોયો કે જેની દરેકેદરેક હિલચાલમાં એણે અત્યંત સાવધાની ને સંયમ જોયાં. એણે તરત વિચાર કર્યો કે આવો માણસ રાજમાં હોય તો ઘણો ઉપ-યોગી થાય.

પણ જો એને પરબારો પોતે લાવે તો બીજાઓ ગુસ્સે થઈ જાય.

એટલા માટે એણે પોતાને એક સ્વપ્ન આવ્યાની વાત અધિકારીઓને કરી, અને એક માણસ આ દિશામાંથી આવશે. તે તમને રાજમાં ઉપયોગી થશે એવી સ્વપ્નવાણી કહી બતાવી.

અને પછી એક વિશ્વાસુ માણસને મોકલીને પેલા વૃદ્ધને એ દિશામાંથી અચાનક આવ-વાનું કહેરાવ્યું.

આ પ્રમાણે એણે પેલા વૃદ્ધ અનુભવીને પોતાને ત્યાં રાખ્યો.

પણ પેલો વૃદ્ધ તો કાંઈના કાંઈ ફેરફાર કરી નાખશે એમ રાજાએ ધાર્યું હતું તેને બદલે તેણે એક પણ નિયમ ફેરવ્યો નહિ કે ચાલતી આવતી વાતમાં અમસ્તી અમસ્તી ઘાલમેલ પણ કારણ વિનાની કરી નહિ.

પણ એને બદલે એણે તો એટલું જ કર્યું કે બીજી બધી નકામી દોડાદોડી છોડી દીધી. અને પોતે જાતે જ બધે દેખરેખ રાખવા માટે અધિકારીઓ કાર્ય કરતા હોય ત્યારે ફરવા માંડ્યો.

એથી લોકોની આ સભા, તે સભા, આ કામ, તે કામ, આંહીં દોડવું ત્યાં દોડવું એ બધું જ એણે પોતાને માથેથી કાઢી નાખ્યું.

પણ લોકો સમજી ગયા કે આ માણસે ફેર-ફાર કરી બતાવ્યો છે, માટે એ ખરો વિદ્વાન છે. એથી રાજાની કીર્તિ વધી.

પણ એક વખત રાજાએ આ માણસને કહ્યું: 'આપણે આ બધી સુવ્યવસ્થા આણવા આપણી પડખેના રાજાઓને કહેવરાવીએ. એવી આપણી કીર્તિ વહે. ને એ બધા આપણા આશ્રિત પણ થાય.'

પેલા વૃદ્ધે કાંઈ જવાબ આપ્યો નહિ. તે કાંઈ બોલ્યા વિના જ ઘેર ગયો.





ઈશ્વર પેટલીકર

# અનિષ્ટો જન્માવતું યુદ્ધ

યુદ્ધને લીધે જે ખુવારી થાય છે એ ખુવારી અનિવાર્ય છે પણ યુદ્ધ અનેક અનિષ્ટો પણ જન્માવે છે. એ અનિષ્ટો દૂર કરવાને બદલે વધારવા માટે જ પ્રયત્નો થાય ત્યારે? એ સીધી વાત આ મહત્ત્વનો લેખ સમજાવે છે...

ચીનના આક્રમણને લીધે દેશ ઉપર યુદ્ધનો આર્થિક બોજો વધ્યો છે. આ આફતને તક માની લઈ દારૂબંધીનો જે વિરોધી વર્ગ છે તેણે તે માર્ગ છોડી દઈ સરકારે ૨૦૦ કરોડની આવક મેળવી લેવી જોઈએ તેમ પ્રચારયુદ્ધ શરૂ કર્યું છે, એને બળ મળ્યું છે ઉત્તર પ્રદેશ અને કેરલ સરકાર તરફથી. ઉત્તર પ્રદેશે નક્કી કર્યું છે કે એ પ્રદેશમાં જે અંશતઃ દારૂબંધી હતી—૧૧ જિલ્લાઓમાં—તે નાબૂદ કરવી અને આખા રાજ્યમાં અઠવાડિએ એક દિવસ મંગળવારે દારૂની દુકાનો બંધ રહે.

નાણાંપ્રધાન શ્રી. કમલાપતિ ત્રિપાઠી તેનો બચાવ કરે છે કે, અમે દારૂબંધીની નીતિને તિલાંજલિ આપી નથી પણ અમારી જરૂરિયાત પ્રમાણે તેની પુનર્રચના કરી છે. આ પુનર્રચનાથી રાજ્યને ૧.૭૫ કરોડ રૂપિયાની આવક વધશે તે ગણતરી છે. કેરલ સરકારના દારૂબંધી ખાતાના પ્રધાન શ્રી.કે.ટી. અચ્યુતને એવો દાખલો માંડ્યો છે કે રાજ્યમાં અત્યારે જે પ્રદેશમાં દારૂબંધી છે તેથી સરકારને ૪.૧૦ કરોડ રૂપિયાની આવક જતી કરવી પડે છે, આખા રાજ્યમાં તે દાખલ કરવામાં આવે તો વધુ રૂ. ૩ કરોડની આવક જતી કરવી પડે. એને બદલે ઉત્તર પ્રદેશની માફક એ પણ અમુક દિવસ સુક્કા નક્કી કરવા માગે છે—જે દિવસે દારૂ વેચાય નહિ. આથી રાજ્યને ૩ કરોડની આવક થશે.

આખા દેશમાં સંપૂર્ણ દારૂબંધી હોય તેવાં ત્રણ રાજ્યો છે. મદ્રાસ, મહારાષ્ટ્ર અને ગુજરાત. સગવડ છે, જે રાજ્યોએ તેનો સંપૂર્ણ અમલ કર્યો નથી તે. એ રાજ્યોએ કેન્દ્રને અગાઉ જણાવેલું છે કે જો એ ખોટનું વળતર ભરપાઈ કરી આપે તો જ અમે તેનો અમલ કરી શકીએ તેમ છીએ. આથી લડાઈના સંજોગો આવતાં એવો સગવડ થતાં રાજ્યોને પીછેહઠ કરવાનો મોકો મળી ગયો છે અને તેની નેતાગીરી ઉત્તર પ્રદેશ જેવા સૌથી મોટા રાજ્યે લીધી એટલે કેરલ જેવાં બીજાં રાજ્યો એને પગલે ચાલવા તલપાપડ થઈ ગયાં છે.

તા. ૨૦મી જાન્યુઆરીએ દિલ્હીમાં શ્રી લાલબહાદુર શાસ્ત્રીના પ્રમુખપણા નીચે રાજ્યના મુખ્ય પ્રધાનોની પરિષદમાં આ પ્રશ્ન છણાયો છે. તેથી કોઈ રાજ્યે તે સર્વ સંમત નિર્ણય થતા અગાઉ વ્યક્તિગત પોતાના રાજ્યનો નિર્ણય ન લેવો તેમ જાહેર થયું છે.

દારૂબંધી દેશમાં દાખલ થાય તેના વિરોધમાં પહેલેથી એક વર્ગ છે તેના જુદાં જુદાં કારણો હોવાનો સંભવ છે. એક દારૂબંધી દ્વારા વ્યક્તિસ્વાતંત્ર્ય ઉપર કાપ આવે છે. પશ્ચિમમાં આ જાતની ડખલ નથી અને ભારતમાં પણ અંગ્રેજી અમલ દરમિયાન ન હતી. બીજું, દેશમાં દારૂ પીનાર જે નાનો સરખો વર્ગ છે તેને માટે બીજા વર્ગે શું કામ કરવેરા ભરી આર્થિક રીતે સહન કરવું? ત્રીજો વર્ગ એવો પણ હોવાનો સંભવ

---

રાજાને પણ નવાઈ લાગી. પણ બીજે દિવસે એણે પોતાના માણસને એને બોલાવવા મોકલ્યો તો ત્યાં પેલો વૃદ્ધ હતો નહિ. એને બદલે એની એક લખેલી ચબરખી ત્યાં પડી હતી: 'લોભે લક્ષણ જાય!'

કીર્તિનો લોભ, સત્તાનો લોભ, લોકપ્રિયતાનો લોભ, કોઈપણ લોભ જેનામાં હોય તે શાસન ન કરે. એનું નામ સુ-શાસન!



છે કે, જો દારૂબંધી સફળ થાય તેમ બુદ્ધિપૂર્વક ન સ્વીકારનો હોય ચોથો વર્ગ, સ્થાપિત હિતવાળો હોઈ શકે. જેને દારૂના ધંધા સાથે પોતાનું હિત છે. ઉપરાંત, મૂડીવાદી વર્ગને પણ બીક હોય કે સરકાર લડાઈના બોજને પહોંચી વળવા નવા કરવેરા નાખશે તે વધુમ. વધુ આપણા ઉપર આવશે માટે દારૂની આવક તરફ સરકાર વળે તો એટલો બોજો આપણા ઉપર ઓછો પડે। અને છેલ્લે દારૂના વ્યસનમાં રાચે છે તે તો ખરો જ.

આથી આ વર્ગ દારૂબંધી શરૂ થઈ ત્યારથી તે નિષ્ફળ નીવડી છે તેમ બૂમો પાડતો રહ્યો છે. એ નિષ્ફળતાનાં કારણો આ છે—લોકો દારૂ પીતા બંધ થયા નથી. ગેરકાયદે દારૂ ગળાય છે. બહારથી બીજાં રાજ્યમાંથી ગેરકાયદે આયાત થાય છે, સરકારી તંત્રને લાંચ લેવાની તકો મળે છે. મતલબ કે, જેમને સુધારવા પ્રયોગ થયો છે તે સફળ થયો નથી અને દંડાયા છે જે ન પીનારા, નાહક કર ભરીને।

આ માનસનો પડઘો 'ટાઇમ્સ ઑફ ઈન્ડિયા'ના તા. ૩૦મી નવેમ્બર '૬૨ના અગ્રલેખમાં ચોખ્ખો જોવા મળે છે. ઉત્તર પ્રદેશે જે પીછેહઠ કરી તેને એણે હિંમતભર્યું ગણાવ્યું છે અને તેને બુદ્ધિયુક્ત અભિપ્રાય ધરાવનાર દેશનો વર્ગ આવકારશે, તેમ ભાખ્યું છે. બુદ્ધિનો દાખલો માંડી એણે બતાવ્યું છે કે આજે ઉત્તર પ્રદેશના ૧/૫ ભાગમાં દારૂબંધી છે. તેને બદલે આખા રાજ્યમાં એક દિવસ દારૂબંધી થાય એટલે ૧/૭ ભાગ થયો ગણાય. તે ખાસ ઘટયો ન ગણાય અને રાજ્યને બદલામાં ૧.૭૫ કરોડ રૂપિયાનો લાભ થાય છે!

આ ગણિતની ગૂંચ પછી જોઈએ પણ તેથીયે આગળ વધી કહે છે કે, દારૂબંધીના પ્રયોગે ભલા કરતાં બૂરું વધારે કર્યું છે. માટે જો ઉત્તર પ્રદેશને પગલે બીજાં રાજ્યો ચાલશે તો કરોડો રૂપિયાનો તિજોરીને ફાયદો થશે. પરંતુ મહારાષ્ટ્ર સરકારે તેનો ઈન્કાર કર્યો તેને ઉદ્દેશી તે જણાવે છે—આ ડહાપણવાળું પગલું બીજાં રાજ્યો ભરે તેવું હાલ દેખાતું નથી. જે પ્રયોગમાં મહારાષ્ટ્ર સરકાર તદ્દન નિષ્ફળ ગઈ છે અને જે કદી સફળ થવાની નથી તેને વળગી રહેવાનું એણે નક્કી કર્યું છે।

'ટાઇમ્સ ઑફ ઈન્ડિયા' જેવું બુદ્ધિશાળી અભિપ્રાય ધરાવવાનો દાવો કરતું પત્ર અભિપ્રાય આપે કે- દારૂબંધીએ ભલા કરતાં બૂરું વધારે કર્યું છે અને તે કદી સફળ થઈ ન શકે, ત્યારે એ અભિપ્રાયને બુદ્ધિયુક્ત માનવો કે પૂર્વગ્રહયુક્ત? આ પત્ર પહેલેથી દારૂબંધીનું વિરોધી રહ્યું છે અને દારૂબંધી નિષ્ફળ ગઈ છે તેમ એણે શરૂઆતથી મત બાંધીને ચાલવા માંડેલું છે. પરંતુ એ પ્રચાર બુઠ્ઠો થઈ ગયો હતો ત્યાં ચીનના આક્રમણનું નિમિત્ત મળી ગયું છે.

દારૂબંધીની નિષ્ફળતાનો નિર્ણય કેવળ લોકો ગેરકાયદે પીએ છે, ગળાય છે, તેટલા ઉપરથી કાઢવો તે ઉપલક જ કહેવાય. દારૂબંધીનું જેમ આર્થિક પાસું છે તેમ સામાજિક પાસુ પણ છે. જે કુટુંબોમાં દારૂ પીવાનો હતો તે બંધ થતાં એમને આર્થિક ફાયદો થયેલો ચોખ્ખો દેખાય છે. એવો જ ફાયદો દારૂ છાનો પીવાતો હશે તો પણ સામાજિક લાભ ચોખ્ખો થયો છે તે ભૂલવું ન જોઈએ, આજે દારૂ પીનારને તે છાનો પીવો પડે છે અને તે જાહેરમાં આવે તો પકડાઈ જવાની બીક રહે છે. પરિણામે, દારૂના વ્યસનને લીધે કુટુંબમાં અને સમાજમાં જે ટંટાઓ—તોફાનો થતાં અને તેનાં દૂરગામી પરિણામો તરીકે સામસામી કોર્ટમાં ફોજદારીઓ થતી તથા વેર બંધાતાં તેમાં કેટલો ફાયદો થયો છે તે તો શહેરોથી દૂર ગામડાંના સમાજની તપાસણી કરવામાં આવે ત્યારે જોઈ શકાય.

દારૂ ગાળવાની અને પીવાની જે અતિશયોકિતભરી રજૂઆત થાય છે, તે પણ ઔદ્યોગિક શહેરો અને તેની આજુબાજુનાં ગામડાં સુધી એ અનિષ્ટ જેટલું ફેલાયેલું જોવા મળે છે તેથી દૂરનાં ગામડાંમાં સ્થિતિ ભિન્ન છે. દારૂ ગળાવાનું અને પીવાનું પ્રમાણ ઘટી ગયું છે અને એને કારણે થતાં તોફાનો નહિવત્ બની ગયાં છે, શહેરમાં બેઠેલો બુદ્ધિજીવી વર્ગ શહેરનાં

દૂષણોની ગણતરીએ આખા દેશની જો સરેરાશ કાઢે તો એ શ્રામક નીવડવા સર્જાયેલી છે. આ અંગેનો લોકમત જોવો હોય તો ગામડાંઓમાં જઈને પૂછો કે તમારે દારૂબંધી રાખવી છે કે કાઢવી છે? મોટે ભાગે રાખવાનો મત જ પડશે અને તેમાંય સ્ત્રી-વર્ગ તો સંપૂર્ણપણે ટેકો આપશે. આ દારૂબંધીની સફળતા નથી તો શું છે?

દારૂબંધી એ વ્યક્તિસ્વાતંત્ર્ય ઉપર કાપ નથી, તેમજ તે સફળ ન થઈ શકે તેવો આકાશકુસુમવત્ આદર્શ પણ નથી. સૈકા પહેલાં જેને સમાજવાદની રાજ્યનીતિને લીધે નિયંત્રણ આવતું ગયું છે. અને તેને ભિન્ન ભિન્ન પ્રજાઓ સ્વીકારીને ચાલે છે.

દારૂબંધીનો જ દાખલો લઈએ તો અમેરિકાએ તે દાખલ કરી જોયેલી છે. એ ત્યાં નિષ્ફળ ગયેલી લાગતાં તેને રદ કરી તે જુદી વાત છે, પરંતુ તે દાખલ કરી તે જ બનાવી આપે છે કે વ્યક્તિ-સ્વાતંત્ર્યની એ બાધક નથી. પરંતુ જે પ્રજાનો મોટો વર્ગ તે વ્યસન સેવતો હોય તેમાં એને સફળ થવાની ઓછી તક છે. પરંતુ ભારત જેવા દેશમાં તે વ્યસની-ઓની લઘુમતી છે—નાની લઘુમતી છે. તેમાં પણ તે નિષ્ફળ જાય તેમ માનીને ચાલવું તે બુદ્ધિયુક્ત નથી. જે દેશમાં દસ ટકા વર્ગને એ વ્યસન વળગેલું છે અને નેવું ટકા એનાથી મુક્ત છે, તેમાં તે નાબૂદ ન થાય તેમ માનવાનું શું કારણ છે? અને એ દસ ટકામાંય રીઢા–રોજિંદા વ્યસનીઓની ટકાવારી અર્ધી પણ નથી.

પરંતુ જે લોકો એમ માનતા હોય કે એના નાના વર્ગ માટે બીજાઓએ શું કામ સહન કરવું? તો એ દલીલ કલ્યાણ રાજ્યના ધ્યેય સાથે સુસંગત નથી, દારૂનું વ્યસન એ આર્થિક, સામાજિક અને નૈતિક રીતે જો અનિષ્ટ છે તેમ સ્વીકારવામાં આવતું હોય અને જે પ્રજાઓ તેમાં ડૂબેલી છે તે પણ એનો ઈન્કાર કરતી નથી. ત્યારે ભારત એ વ્યસન પોતાના દેશમાંથી નિર્મૂળ કરવા એની બંધી કરે એ જ સાચો માર્ગ છે. બાકી, તે વ્યસન ઔદ્યોગિક વિકાસની સાથે સાથે વધવાના પૂરેપૂરા સંજોગો છે. આજે દારૂનું વ્યસન અપ્રતિષ્ઠિત ગણાય છે, તેને ઔદ્યોગિક યુગમાં પશ્ચિમની માફક પ્રતિષ્ઠા મળવા માંડે તો એને ઘટવા કરતાં વધવાની જ પૂરેપૂરી તક છે. જે વ્યસન પ્રજાની પાયમાલી નોતરે તેમ સાબિત થયેલું હોય તેને કલ્યાણરાજ્યમાં છૂટો દોર આપવો તે શી રીતે ધ્યેયને સુસંગત છે? ભારતના બંધારણે આ અર્થમાં દારૂબંધીના ધ્યેયનો સ્વીકાર કરેલો છે.

જો આ આદર્શને શ્રદ્ધાપૂર્વક સ્વીકારવામાં આવ્યો હોત તો તેને થતી આવકનો વિચાર થઈ શકે નહિ, ૨૦૦ કરોડની આવક વચ્ચે પડતી છે. નિયોજન પંચના સભ્ય શ્રી. શ્રીમન્નારાયણ તેને ૫૦ કરોડ જેટલી અંદાજે છે. એ આવક ૫૦ કરોડ કે ૨૦૦ કરોડ સ્વીકારીએ તો પણ એનાથી નિદાન પાંચ ગણું નાણું પ્રજાનાં એ વ્યસનમાં વેડફાય છે, તે સામે ૨૦ ટકાની સરકારની ખોટ એ ખરી રીતે ખોટ નથી પણ નફો છે, પ્રજા એમાંથી બચેલાં નાણાં બીજા રૂપમાં ખર્ચે છે અને તે ઉપર સરકારને આડકતરી આવક થાય છે એટલે એ સીધી બતાવાતી ખોટ સાચી પણ નથી. બાકી, ઉત્તર પ્રદેશે લીધેલું પગલું એ પીછેહઠનું જ છે અને તેથી રાજ્યમાં દારૂબંધીનો અંત આવે છે તેમ સ્વીકારવું જોઈએ. અઠવાડિયામાં એક દિવસ દારૂ ન વેચાય તેથી લોકો ન પી શકે તેવો અર્થ થતો નથી. તેને બદલે તે દિવસ પૂરતો લોકો દારૂ અગાઉથી ખરીદીને ઘેર લઈ જાય. ઉપવાસને દિવસે આપણા લોકો ફરાળ ને બીજી વાનગીઓ રોજ કરતાં વધારે આરોગે છે અને ઉપવાસીનો સંતોષ લે છે તેવો આ ઘાટ કહેવાય.

હવે વાત હાથમાંથી જઈ રહી છે. અને ઉત્તર પ્રદેશ જેવું સૌથી મોટું રાજ્ય પીછેહઠ કરી રહ્યું છે ત્યારે એ જ રાજ્યના નેતા શ્રી રાજાજી રાજ્યોને આદેશ આપે છે કે થોભી જાવ. એક સરખો નિર્ણય દેશ



પન્નાલાલ પટેલ

# ત્યાગી–અનુરાગી

જાણીતા વાર્તાકાર સ્ત્રી-પુરુષના પ્રેમની અને પ્રેમ ખાતર ન્યોછાવરીની, સાચા ત્યાગની, સાચા સમર્પણની સીધી સાદી વાત રજૂ કરવામાં અહીં વધુ સફળ બન્યા છે તે તો આ વાર્તાની અંત સુધીની પકડ જ કહી આપશે...

ફોન આવ્યો. ઉપાડ્યો તો નવીન હતો. કહે છે: 'સાથે આવે તો તનુને આપણે મળવા જઈએ.'

'કોણ તનુ?' મારા મગજમાં એક સુંદર અને સ્પોર્ટ્સમેન છોકરી ચક્કર ચક્કર કરતી હતી. પણ એને ને નવીનને શું? હતું તો ઘણું હતું પણ હવે એ ગઈ પછી શું?

નવીન કહે છે: 'કેવો તું વિચિત્ર માણસ છે? તનુને ભૂલી ગયો?'

'પરણી ગઈ પછી ભૂલી જ જવી જોઈએ ને?'

'છોડ હવે મઝાક, પણ મને એમ લાગ્યા કરે છે કે આપણે એને આવા વખતે મળવું જોઈએ.' નવીને કહ્યું.

'કેવે વખતે?'

નવીન ચિઢાયો: 'કેમ તું આજે આવા સવાલ પૂછે છે?'

'કારણ કે તું આજે, તનુને પરણી ગયે બે વર્ષ થઈ ગયા છતાંય યાદ કરે છે.'

'અરે પણ હું કંઈ બીજા કારણે ઓછી એને યાદ કરું છું?'

'તો?'

'આ તો—એના દુઃખના સમયમાં આપણે જરા મળી આવીએ ને દિલાસો દઈએ તો એના જીવને ઠીક લાગે.'

'દિલાસાની એને જરૂર છે ખરી?'

નવીન કંટાળ્યો હોય તેમ લાગ્યું. બોલ્યો: 'આજે મને લાગે છે તારું ચક્કર જ ફરી ગયું છે.'

મેં ટૂંકમાં પતાવ્યું: 'ચક્કર તો કોણ જાણે કોનું ફર્યું છે. પણ તારો આગ્રહ હોય તો તારી સાથે આવવામાં મને કંઈ વાંધો નથી.'

'ઠીક તો, મોટર લઈને પાંચ મિનિટમાં આવી લાગું છું. તૈયાર રહેજે!' ને ખટાક દઈ નવીને રિસીવર મૂકી દીધું.

મેં બાજુના સોફામાં સ્થાન લીધું. માનસપટ ઉપરથી ચારેક વર્ષની સેવાળ એક કોરે કાઢી એ વખતના વર્તમાનમાં ડોકિયું કર્યું.

ચોમાસાની ઋતુ. સાંજના ચારનો સમય. હું નવીન ને અમારો એક જોગી જેવો મિત્ર પરેશ ત્રણે એન્જિનિયરિંગનો કલાસ ભરી સાયકલ ઉપર ઘર તરફ જઈ રહ્યા હતા. હું સડકના વચલા ભાગ તરફ હતો. વચ્ચે નવીન ને પરેશ ફૂટપાથ તરફ, હું ને નવીન વાતો કરતા હતા. પરેશ પોતાનામાં મસ્ત હતો.

અમારી આગળ આર્ટ્સમાંથી છૂટેલી બે છોકરીઓ પણ ઘોડે ચઢેલી હતી, આમાંની એક આ તનુ હતી. હું તથા નવીન એને સારી પેઠે ઓળખતા હતા. પરેશ પણ જાણતો હતો. બે વર્ષ ઉપર એ યુનિવર્સિટીમાં બીજા વર્ષમાં પહેલે નંબર આવી હતી.

મેં ને નવીને એ છોકરીઓથી આગળ જવા પેડલ

---

માટે લેવાતા સુધી વ્યક્તિગત નિર્ણય લેશો નહિ. મોડે મોડે પણ દારૂબંધીના માર્ગે સક્રિય નીતિ સમગ્ર દેશ માટે વિચારાશે તેવી આશા રાખીએ. આશાનું કિરણ એ છે કે જે ત્રણ રાજ્યોમાં સંપૂર્ણ દારૂબંધી છે તેમાંથી કોઈ પાછું હઠવા માગતું નથી. ત્યારે બીજાં રાજ્યોએ યુદ્ધબોજને આગળ ધરવો ન જોઈએ. જો એ રીતે વિચારાશે તો યુદ્ધબોજ માટેના બીજા માર્ગ જડી રહેશે. યુદ્ધ અનિષ્ટોને જન્મ આપે છે. તે સંજોગોમાં દારૂબંધીના અંતનું અનિષ્ટ ન જન્મે તે માટે ચેતતા રહેવું જોઈએ.







માર્યો. પરેશ ધસડાયો પણ પાછળથી—સંભવ છે સંકડામણને લીધે તનુથી ધસડાઈને નીકળવા સરખું લાગતાં એ ખચકાયો હોય તો.

મારું તથા નવીનનું લક્ષબિંદુ તનુ હતી એટલે અમે સહેજ આગળ નીકળ્યા કે સ્વાભાવિક રીતે જ બાજુમાંથી એના તરફ નજર નાખી.

સખી સાથે વાતે વળેલી તનુનું અમારા લક્ષે (પાછળથી એણે અમને કહ્યું હતું કે, એ વખતે એ ખૂબ ગુસ્સામાં હતી) લક્ષ ખેંચ્યું.

ને અમારા તરફ ડોક ફેરવવા જતાં છાતી આગળ નાગની જેમ લટકી રહેલા ચોટલાને એણે એવા જોરથી પાછળ ફેંક્યો કે—

કોઈને કહીએ તો માને જ નહિ. ખુદ અમારા સહાધ્યાયી જ આ વાત સાંભળી કહેતા હતા કે અમે આ એક ફિલ્મી દુનિયાનો ગોળો જ ગબડાવ્યો છે!

પણ એ લાંબા ચોટલાના છેડે બાંધેલા ત્રણ ગોટાનું ફુમતું પરેશની આંખ ઉપર સીધું જ ભટકાયું હતું. એ મેં મારી સગી આંખે જોયેલી હકીકત હતી.

બધી જ સાયકલો થંભી ગઈ. બ્રેક મારી એક પગ નીચે ટેકવી સાયકલ ઉપર બેઠેલો પરેશ ડાબા હાથથી ડાબી આંખ દબાવી રહ્યો હતો.

નવીને તનુને ઠપકો આપવાની તક ઝડપી લીધી: 'જોતી નથી તનુ?'

તનુ નવીનની સોસાયટીમાં જ રહેતી હતી. પણ નવીનના શબ્દોમાં કહીએ તો એ એને કોઠું આપતી ન હતી.

મારે ને તનુને પણ ગઈ સાલ રાષ્ટ્રીય યુનિવર્સિટીની નાટ્ય હરીફાઈમાં દિલ્હી જવાનું થયું હતું ત્યારથી સાહેબજીની આપલે કરવા જેટલો સંબંધ બંધાયો હતો.

મેં પણ દિલગીરીભરી નજર તનુ તરફ નાખી લીધી.

તનુ ખરેખર પસ્તાઈ ગઈ હતી. બહેનપણીને સાયકલ પકડાવી એ સીધી પરેશ પાસે આવી. પરેશે દબાવી રાખેલો હાથ ઉઠાવવા કરતાં બોલી: 'સોરી! બહુ વાગ્યું છે!'

પરેશને ને તનુને કંઈ ઓળખાણ ન હતી પણ અમે ત્રણ મિત્રો ઝાઝે ભાગે સાથે રહેતા એટલે જાણતી હતી કે અમારો એ જીગરી દોસ્ત છે:

પરેશ પથ્થર જેવો હતો. સહનશક્તિમાં કઠણ અને બોલવામાં થોડોક બેપરવા—આખાબોલો પણ ખરો. ચોટ જેવા માગતી ઝીણીઝીણી તનુને એણે એટલી વેદનામાંય કહ્યું હતું: 'આ તો તમે બીજી ચોટ મારવા જેવું કરી રહ્યાં છો.'

નવીન બોલી ઊઠ્યો હતો: 'અમસ્થો ઢોંગ કરતો લાગે છે.'

પરંતુ પાણી નીતરતી પરેશની આંખ જોઈ જ્યારે સ્પેશિયાલિસ્ટે કહ્યું કે લાંબી સારવાર કરતાંય આંખ બચે ત્યારે જાણ્યું કે બચી. ત્યારે તો અમારા બધાંનાં ને તેમાં પણ તનુનું મોં તો ખાસ જોવા જેવું હતું!...

પરેશની આંખની લાંબી સારવાર શરૂ થઈ. એ પોતે બે ટ્યુશન કરીને જેમતેમ ગાડું ગબડાવતો હતો એ પણ ઘચમં પડ્યું. તનુને આ વાતની પાછળથી ખબર પડી (મારી જ મારફતે) એટલે જાણે, એ ગાડું તો, સુખી કરી શકાય એવી તનુની સહાયને લીધે પાછું ચીલે ચઢી ગયું. એ સહાય પણ જો કે મારાં માસી પાસેથી ઊછીની લઈને આપતો હોઉં એમ જ કહ્યું હતું.

મારી મારફત એટલા માટે કે તનુની મદદ પરેશ લે એ શક્ય જ ન હતું. તનુ એની રૂમ ઉપર અવારનવાર સમાચાર પૂછવા આવતી હતી એ પણ એને નહોતું ગમતું.

બે-અઢી માસની સારવાર પછી એકવાર મારી તથા નવીનની હાજરીમાં તનુને એણે કહ્યું હતું: 'તું ખબર કાઢવા ન આવે તો મારી આંખ કદાચ જલદી સારી થઈ જશે તનુ.'

નવીન પહેલેથી જ તનુને તું કહેતો હતો. પરેશની દેખભાળના મહિના બાદ મેં એને તું કહેવું શરૂ કર્યું. તો પરેશે પણ હમણાં હમણાંનું તું કહેવા માંડ્યું હતું.

મારા ધારવા પ્રમાણે તનુ કદાચ પરેશની આ ટકોર પછી એની રૂમ ઉપર આવવાનું બંધ પણ કરી દેત. પણ નવીન ઇચ્છતો હતો—તનુને એણે આ જાતની સલાહ આપી હોય તો પણ ના નહિ કે એ પરેશની ખબર કાઢતી રહે તો ઘરમાં પુરાઈ રહેલા પરેશના જીવને ઠીક લાગે.

ગમે તેમ પણ આ ત્રણેક માસથી પરેશની રૂમ અમારા ચારેય માટે રિક્રીએશનના ધામ જેવી એટલે કે વગર ફીની કલબ બની ગઈ હતી.

એકવાર નવીને મને કહ્યું : 'આમ કરતાં કરતાં તનુ પરેશના પ્રેમમાં તો નહિ પડી જાય ?'

'એ તો હવે તું જાણે.'

મને ખબર હતી નવીન તનુને ખૂબ ખૂબ ચાહતો હતો. એણે મને આ વાત પણ કરી હતી.

નવીને કહ્યું : 'પરેશ હમણાં હમણાંનો તનુને અવારનવાર કહ્યા કરે છે કે તું મારી રૂમ ઉપર ન આવ. એટલે મને લાગે છે કે એને તનુ માટેનું આકર્ષણ થવા પણ લાગ્યું હોય.'

'આકર્ષણ થાય તો શા માટે પરેશ ના પાડે ?'

'વધે નહિ એટલે.'

'વધે તો પરેશને શો વાંધો ?'

'જોતો નથી એ ધૂની છે એ ?'

'તનુથી એનું ધૂનીપણું અજાણ્યું તો નહિ જ હોય.'

'હા પણ—નોકરી નથી કરવી છતાંય ઝાઝે ભાગે નોકરી જ કરવી પડે એવી એણે એન્જિનિયરની લાઈન લીધી જ છે—ને એ રીતે આમાં પણ લગ્ન નથી કરવું છતાંય ને લાખ વાતની એક વાત કહી નાખી.'

'ધૂની માણસોનું ભલું પૂછવું યાર !'

મને હસવું આવ્યું. કહ્યું : 'તારું પણ એવું જ છે ને ?......એક બાજુ તને પરેશનો ભય છે ને બીજી બાજુ તનુ અહીં આવ્યા કરે એવું તું ઇચ્છી રહ્યો છે.'

નવીનને કંઈ સૂઝ ન પડતાં ચૂપ થઈ ગયો...

તો ફરી એક વાર નવીને મને એવી પણ વિનંતી કરી કે મારે તનુને એના માટે સિફારસ કરવી !

ને ખૂબીની વાત એ બની કે નવીનની સિફારસ હજી કરવાની હતી ત્યાં જ પરેશે અવળી વાત કરી : 'તનુને તું સમજાવ કે હું પોતાને એટલો તો ઓળખું જ છું કે ન તો કોઈને સુખી કરી શકું કે ન પોતે થઈ શકું. સુખની મારી વ્યાખ્યા જ જુદી છે !'

'કઈ ?'

'મને પણ બરાબર તો નથી સમજાતું. પણ એટલું સમજાય છે કે મને ક્યાંય બંધાવું ગમતું નથી. ને બંધાઉં તો એ બંધન નિભાવી શકું કે કેમ એ પણ સવાલ છે !'

'તો તું જ એને (તનુને) કહે ને.'

'કહ્યું.'

'પછી ?'

'એ કહે છે મને પણ આવું જ છે.'

'કેવું ?' મેં પરેશને પૂછ્યું.

'કહે છે : કોઈ મને બાંધી ન લે એવું.'

'બસ તો તને શો વાંધો છે ?' પરેશ મૂંગો હતો.

મેં પૂછ્યું : 'તું તનુને ચાહતો નથી ?'

પરેશ વિચિત્ર અર્ધું હસ્યો. બોલ્યો : 'હું મને—મારી જિંદગીને જ નથી ચાહતો પછી ?'

'આ બધું તેં તનુને કહ્યું તો હશે ને ? બસ તો પછી. તું કહે છે ને કે જીવન એ બંધાઈ રહેવા માટે નથી, અનુભવ બધા માટે છે. તો ભલે ને આ લગ્ન પણ—'

પરેશની આંખ ઠીક થઈ ગયા પછી પરીક્ષા પતાવી લાગલાં જ એ પરણી ગયાં.

નવીનને આઘાત લાગ્યો હતો. પણ એ આઘાતેય આ બે વર્ષનાં ગાળામાં નવીનના શબ્દોમાં કહીએ તો સમયે ને ધંધામાંના રોકાણોએ રુઝવી નાખ્યો હતો.

પરેશ અને તનુ સાથેનો સંબંધ પણ તૂટી ગયા સરખો હતો. એ લોકો રહેતાં હતાં પણ અમારાથી





સામે દિશામાં—મણિનગર. તનુ એક સ્કૂલ ચલાવતી હતી. પરેશ ભગવાન જાણે શું કરતો હતો. નવીન તો હવે વાત પણ એ લોકોની ભાગ્યે જ કાઢતો હતો.

એટલે જ તો એની સાથે મોટરમાં બેઠા પછી મેં એને કહ્યું ને : 'રુઝાયલા ઘાને શું કામ પાછો ઉખેળવા માગે છે નવીન ?'

'ક્યાં ઊખેળું છું ભલા માણસ ! આ તો ખાલી પરેશના જતાં એ બિચારી એકલી પડી ગઈ છે તો મિત્ર તરીકે આપણી ફરજ છે એને દિલાસો આપવો.'

છતાંય હું વ્યંગ કર્યા વગર ન રહી શક્યો : 'જરૂર હોય તો કંપની પણ, કેમ ?'

નવીન હસ્યો, પણ છોભીલું બોલ્યો : 'જરૂર હોય તો તો કંપની પણ ખરી ત્યારે. બાકી હું તને સાચું કહું ? પરેશ સાથે પરણવાનો તનુએ નિર્ણય કર્યો ત્યારે મેં એને એ અવધૂત જેવા માણસ માટે ચેતવી હતી.'

'પછી ?'

પહેલાં તો એણે મને આમ જ કહ્યું હતું : 'મને અવધૂત જેવા માણસો જ ગમે છે.' પણ પછી એણે કહ્યું હતું કે આ જમાનામાં કોન્ટ્રેક્ટ લગ્નો ક્યાં નથી થતાં !'

હું, 'હાં હાં' કરી હુંકારો જ ભરી રહ્યો.

તનુને ત્યાં પહોંચ્યા પછી પણ હું તો મારે ખપ પૂરતું જ બોલતો હતો.

પહેલાની જેમ પ્રેક્ષકનો પાઠ ભજવી રહ્યો હતો.

નવીને બેઠા પછી તનુ આગળ પ્રાસ્તાવિક વાત કરતાં કહ્યું : 'અમે તો તે દિવસ છાપામાં વાંચ્યું ત્યારે જાણ્યું.' ને સીધો જ પછી તનુને સવાલ કર્યો : 'કેમ કંઈ એકાએક પરેશે સૈન્યમાં ભરતી થવાનો નિર્ણય લીધો ?'

'એ જે કંઈ કરે છે એ એકાએક જ કરતો હોય છે ને ?' તનુએ કહ્યું.

હું બારીકાઈથી તનુના મોં ઉપરના ભાવો જોતો હતો.

'પણ તેં એને રોક્યો નહિ ?' નવીને પૂછ્યું.

'શું કામ રોકું ?'

'કેમ શું કામ ?' નવીનના મોં ઉપર નવાઈ કરતાં ઈન્તેજારી વધારે હતી.

તનુ બેપરવાઈ દેખાડતાં મારી સામે જોઈ બોલી : 'આપણે તો આ માણસ જોડે પરણ્યાં ત્યારથી જ માનતાં હતાં કે જેટલાં વર્ષ જોડે રહ્યાં એટલાં વર્ષનાં કોન્ટ્રેક્ટ મેરેજ ગણવાનાં.' ને પછી નવીન સામે જોઈ લાગણીભર્યા સૂરમાં ઉમેર્યું :

'તેમાં પણ અહીં તો એ માતૃભૂમિના રક્ષણ માટે જતો હતો એટલે મારાથી કેમ રોકી શકાય !'

આ પછી નવીને દલીલ કરી હતી કે મોરચા ઉપર જઈને મરી ખપવું એ જ એક રક્ષણનું કાર્ય નથી. ગ્રામરક્ષકદળ અને બીજાં પણ ઘણાં બધાં સક્રિય કામો છે.

'હશે. બાકી મોરચા પરનું કામ વધારે અગત્યનું ગણાય, નવીન !' મારે કહેવું પડ્યું.

આના સામેય નવીને દલીલ કરી હતી : 'હા પણ મોરચા ઉપર જનાર ને ભણેલાઓ કરતાં વધારે ખુન્નસથી લડનાર ભારતમાં કંઈ ઓછા નથી કે.—'

'ઘણા છે પણ આ માણસને તો તું પણ ક્યાં નથી જાણતો. કોઈ પણ કાર્યમાં પોતાની જાનને ન જોડે ત્યાં સુધી એને કાર્ય કર્યાનો સંતોષ જ નહોતો મળતો !' તનુએ કહ્યું.

નવીને એક ભારે શ્વાસ લઈ દુઃખ વ્યક્ત કરતાં કહ્યું : 'હું તો પહેલેથી જ તને કહેતો હતો કે આ માણસ—'

'હું પણ ક્યાં નો'તી કહેતી નવીન.' તનુના મોં ઉપર દુઃખ હતું પણ મને લાગે છે નવીન પ્રત્યેની દયા પણ કંઈ કમ ન હતી.

આ પછી આડીઅવળી બીજી વાતો કરી નવીન ઊભો થયો. તનુ સામે જોઈ કહ્યું : 'ઠીક છે. પણ મારા લાયક કંઈ કામકાજ હોય તો કહાવજે.'

પોતાનું કાર્ડ આપતાં ઉમેર્યું : 'હું જો કે અવરનવર તને મળતો રહીશ પણ એ સિવાય કંઈ કામ હોય

તો આ મારો ફોન નંબર.'

મારે પણ તનુને કહેવું પડયું : ' મને પણ તું ગમે ત્યારે કોઈ પણ કામ ચીંધી શકે છે.'

'કેમ નહિ. મારા મનથી તો તમને એને હું દિયર જ માનું છું.' તનુએ અમને વિદાય આપતાં કહ્યું હતું.

નવીનને આ દિયર શબ્દમાં ખાસ કંઈ ભેદ નહિ લાગ્યો. બાકી મને તો એટલો બધો ગહન અર્થ લાગ્યો હતો કે...

વળી પાછો નવીનનો પેલો જૂનો ઘા ઊખળતો જોઈને મને એની દયા આવતાં આ જ શબ્દ મેં એની આગળ તાજો કર્યો : 'ભૂલી ગયો તે દિવસ તનુએ આપણા માટે દિયર શબ્દ વાપર્યો હતો એ ?'

'હા પણ સાથે સાથે કોન્ટ્રેક્ટ મેરેજની વાત પણ એણે ક્યાં નો'તી કરી ?'

હું સમજી ગયો. મહા નદીનું વહેણ બદલવું સરળ છે પણ અદના માણસનીય માન્યતા બદલવી દુષ્કર છે. ચૂપ થઈ ગયો.

ને વળી પાછો સાક્ષી બની નવીન–તનુના સંબંધોને હું જોવા લાગ્યો...

ત્યાં તો મહિનો–માસ માંડ થયો ને એક સાંજે નવીને જ મને સમાચાર આપ્યા : ' ખબર છે તનુ રેડક્રોસમાં જોડાઈ રહી છે એ ? '

' ના ભાઈ ! ' ખરેખર મને નવાઈ લાગી.

' આજે હું બેઠો હતો ને ઈન્ટરવ્યુનો તાર આવ્યો !'

' પછી ? '

' પછી શું. જવાની છે ! '

' ક્યાં ? '

' દિલ્હી ઇન્ટરવ્યુ આપવા. નિમણૂક થાય તો પાછી એ ન પણ આવે ! '

મને પણ આઘાત જેવું કંઈક થતું હતું. નવીનને કહ્યું : ' તેં પોતે કહ્યું નહિ કે કોન્ટ્રેક્ટ મેરેજ ગણતી હતી ત્યારે '—

' કહ્યું હતું. પણ એને તો આ ઈન્ટરવ્યુનો તાર એ જ એટલા બધા આનંદનો વિષય હતો કે, કહે છે, ' હું ને પરેશ મળીશું ત્યારે કોન્ટ્રેક્ટ ને છૂટાં પડીશું ત્યારે છૂટાછેડા. ' અને કંઈક ચીઢ સાથે નવીને ઉમેર્યું : ' મને તો એ થોડીક નફરત પણ લાગી.'

મને નવીન માટે કંઈક દુઃખ થયુ. કહ્યું : ' જેમ તું પરેશને ધૂતી ગણે છે એ રીતે આને પણ 'નફરત'માં જ ખપાવે છે નવીન ! '

' કેમ ? '

મેં કહ્યું : ' પેલા માણસને સત્તાનો શોખ ન હતો, એને એવી કોઈ બેઠી કે ઊભી મિલકત ન હતી કે ચીની સામ્યવાદ આવતાં ચાલી જવાની ચિંતા હતી. નો'તો કોઈ ' વાદી ' યા વિચારક કે ચીન આવતાં દૂંદવાઈ જવાનો ભય રહે છતાંય માત્ર માતૃભૂમિની શાનને ખાતર તનુ જેવી સ્નેહાળ અને સોહામણી પત્નીનો ત્યાગ કરીને'—તે આવેશનો માર્યો હું બોલી ઊઠયો : ' ના ના નવીન ! આપણે તો ઊલટાનાં આ ત્યાગી– અનુરાગી મિત્રોને વંદન કરવાં ઘટે. અભિમાન લેવું જોઈએ કે એમના આપણ મિત્ર છીએ ! '

નવીન પણ મારી વાત સમજ્યો હતો. લાગણીભર્યા અવાજે બોલી ઊઠ્યો. ' પરેશની તો સાચી વાત છે પણ તનુને રેડક્રોસમાં જોડાવાની શી જરૂર હતી ? '

હું હસ્યો.

નવીને પોતાનો બચાવ કર્યો : ' તું એમ ન સમજતો કે મેં હવે તનુની કોઈ આશા રાખી છે. પણ તું જ વિચાર કર ને, તનુ આ અર્ધસૈનિક જેવી નોકરીમાં ન જોડાઈ હોત તો પરેશ કોઈવાર રજા ઉપર આવે ત્યારે કે આ તો કાં તો એકને રજા હોય તો બીજાને ન હોય ને . નાહકની ઉપાધિમાં પડી રહી છે ! તું એને સમજાવી તો જો ! '

ને સારું થયું કે હું તનુને સમજાવવા ગયો. નહિ તો આટલી હદે વાત પહોચી હતી છતાંય તનુના હૃદયને અશેષપણે તો હું ન જ સમજી શકયો હોત. મેં એને નવીનની દલીલ સમજાવ્યા પછી કહ્યું, બલ્કે વિનંતી કરી : ' એટલે તું પણ પાછા બીજા બંધનમાં ન પડે તો સારું, તનુ. '








## [૨૯] નાસો—પણ ઘર લઈને !

खत लिखेंगे गरचे मतलब कुछ न हो
—ગાલિબ

હું આખી રાત જિજ્ઞાસાપૂર્ણ તરંગો કરતો રહ્યો, પણ કેમે કરી મારું ઉત્સુક, વિહ્વલ મન એ બેદા બંધુના ખાનગી પત્રનો ભેદ પામવા સમર્થ નીવડી શક્યું નહિ. સૌ પ્રથમ મને થઈ આવ્યું : પ્રેમપત્ર હશે ! પણ એનો રડું રડું થતો ચહેરો, ત્રણ–ચાર દિવસની માંદી દાઢી, ઢંગધડા વગરનાં મેલાંઘેલાં કપડાં, તમાકુની ગંધ મારતું મોઢું : આ બધું જોતાં જ પ્રેમપત્રનો તરંગ કોણ જાણે કેમ પણ એકાએક શમી ગયો. પરદેશી છે અને કાયમ કહ્યા કરે છે કે પોતે કોઈ ખાનગી કારણસર જર્મની આવેલો છે અને પોતાનું એ ખાનગી કામ પાર પડ્યું નથી તેથી બીજા કોઈ ખાનગી કારણસર કારખાનામાં કામચલાઉ કામ કરી રહ્યો છે એટલે સહજ વિચાર આવી ગયો : તો પછી જાસૂસ હશે ! નહિતર બોન શહેરની પસંદગી એ શા માટે કરે ?... જાસૂસ !......હું પોતે હસી પડ્યો. મારાથી મારી પોતાની ટીકા થઈ ગઈ: ઘેલા માનવી, તુંય કેવી ઘેલી કલ્પના કરે છે !...તો પછી એ ખાનગી—બેહદ ખાનગી—અત્યંત ખાનગી—top secret (ટોપ સિક્રેટ) સમા ખાનગી પત્રનું વસ્તુ શું હશે ? વિષય શો હશે ? અને જો પત્ર એટલો બધો ખાનગી જ હોય તો પછી એણે મારા જેવા આગંતુક ઉપર શા માટે વિશ્વાસ મૂક્યો હશે ? શું હુંય પરદેશી છું એટલા વાસ્તે ? પણ હિંદુસ્તાનને અને હોલાંડને તે વળી શી લેવાદેવા ? એ ખાનગી પત્રનું રહસ્ય જાણવા સારું મારે આખી રાત અને આખો દિવસ રાહ જોવી રહી.

*

ચારેકોર નજર ફેરવી, નાકે આંગળી ધરી, આંખો સહેજ પહોળી કરી, હળવો એવો સિસકારો બોલાવી અંતે એણે પોતાની પાટલૂનના ખિસ્સામાંથી કાગળની એક ચબરખી કાઢી તો ખરી, પણ એ કાગળના

---

તનુએ મારી વાત સાંભળવા ખાતરેય સાંભળી હોય એ રીતે હસવાનો પ્રયત્ન કરતાં બોલી : 'ભાઈ ! એ કંઈ સૈન્યમાં નોકરી કરવા નથી ગયો પણ માભોમને હુમલાખોરોના ને પોતાના લોહીનું તર્પણ કરવા નીકળ્યો છે ! પછી એને રજાઓ પડે ને ઘેર આવે એવી વાટ જોતી હું અહીં કેવી રીતે બેસી રહી શકું !' રુંધાયેલું ગળું સાફ કરી સ્વગતની જેમ ઉમેર્યું: 'ને આમાં જો હું ન જોડાઉં તો બીજું કોણ '...પણ આગળ એ બોલી જ ન શકી.

હું પણ ચૂપ થઈ ગયો. પ્રેમી માણસો પાગલ હોય છે—પછી ભલે દેશ તરફનો પ્રેમ હો યા પ્રિયતમ પ્રત્યેનો ! દલીલને અવકાશ જ નથી હોતો.

★

ટુકડાનું દર્શન થતાંની સાથે જ મારી કલ્પનાની ઈમારત કંપવા લાગી—ધ્રુજવા લાગી. શું આ કાગળના મેલાઘેલા કટકામાં એનો ખાનગી પત્રનું સમસ્ત રહસ્ય સમાયેલું હશે ? શું આ ચીંથરામાં રતન ઢંકાયેલું હશે ? શું આ ચૂંથાયેલી ચબરખીને કારણ હું આખી રાત અને આખો દિવસ જાત જાતના તરંગો કરતો રહ્યો ?—ભાત ભાતની કલ્પનાઓ કરતો રહ્યો ? એણે કાગળની એ ચબરખી પ્લાસ્ટિકની રંગબેરંગી બાટલીઓ પેક કરવાના એક ખોખા ઉપર મૂકી : ચીવટપૂર્વક એણે એ ચબરખીને સમારી–મઠારી—મતલબ કે સીધી કરી ! પછી એણે મને કહ્યું :

—વાંચ, મારા અક્ષર ઊકલે છે તો ખરા ને ?

મેં એ ચીંથરાના રતનની ઝલક જોઈ: માત્ર એક જ વાક્ય અને તેય બેહાલ જર્મનમાં ! મેં ફરીવાર એ એકલવાયા વાક્યનો સંપર્ક સાધી જોયો, પણ એ તો જાણે રહસ્યદેવીનું કોઈ છૂટું પડી ગયેલું અંગ હોય તેવું દેખાતું હતું. મેં પૂછ્યું :

—પત્ર ક્યાં છે ? આ તો માત્ર એક જ વાક્ય છે.

એણે ઝટઝટ સિસકારો બોલાવ્યો અને કહ્યું :

—આમ મોટેથી બોલ મા, ક્યાંક કોઈ સાંભળી જશે.

મેં હળવે સાદે પૂછ્યું :

—પત્ર ક્યાં છે ? આ તો માત્ર એક વાક્ય જ છે.

એણે સંતોષનો શ્વાસ લીધો—મારા ધીમા સાદને કારણે. સહેજ મરક મરક થતા વદને એ બોલ્યો :

—બોલ, આ વાક્યનો તું તરજુમો કરી શકે છે ?

મેં કહ્યું :

—હા. પણ તેનો શો અર્થ ? વ્યવસ્થિત આખો પત્ર જોઈએ, આમ એક વાક્ય તે કંઈ ચાલતું હશે ?

—ચાલ આ વાક્યનો અનુવાદ તો કરી બતાડ !

મેં એના બરબાદ જર્મનમાં લખાયેલા વાક્યનો આબાદ અંગ્રેજીમાં તરજુમો લખી બતાડ્યો : 'મારા ખાનગી પત્રનો તમે જવાબ આપ્યો નથી તેથી હું આ બીજીવાર પત્ર લખી રહ્યો છું.' એણે એ અનુવાદિત વાક્ય વાંચવાનો યત્ન કરી જોયો, પણ એ વાંચી શક્યો હોય તેમ લાગ્યું નહિ. એણે સહેજ વ્યાકૂલ સ્વરે કહ્યું :

—તું પોતે વાંચી બતાડ.

મેં બતાડેલું વાક્ય વાંચી પણ બતાડ્યું. એણે એ વાક્ય બેચારવાર વંચાવડાવ્યું અને અંતે કહ્યું :

—આવતે અઠવાડિયે આપણે બોન બાનહોફના વાર્ટેઝાલમાં મળીએ તો કેવું ? સાંજના પાંચેક વાગે.

—આવતે અઠવાડિયે ?

—કેમ તારી પાસે સમય નથી ?

એણે મારા મનમાં જગાડેલી જિજ્ઞાસા પોતાની મેલીઘેલી ચબરખી દેખાડી સહેજ શમાવી તો દીધી હતી, પણ તોય જિજ્ઞાસા એમ સહેલાઈથી સખણી રહે તેવી કંઈ ખરી ? મેં કહ્યું :

—સોમે રાખીએ. પણ તું આખો ખાનગી પત્ર લઈને આવજે.

એણે રહસ્યભરી ચુપકીદી દાખવી.

*

સોમની સાંજે બરાબર પાંચ વાગે અમે બોન બાન હોફ(રેલવે સ્ટેશન )ના વાર્ટેઝાલ (વેઇટિંગ રૂમ)માં મળ્યા. એક નિર્જન ખૂણામાં ગોઠવાયેલા ટેબલ કને જગા લીધી.

—'શું પીશ ? બીઅર કે કોફી ?

એણે મને પૂછ્યું. મેં કહ્યું :

—કોફી. પત્ર ક્યાં છે :

એણે પુનઃ રહસ્યભર્યું મૌન ધર્યું.

કેલનર આવ્યો એટલે એણે કહ્યું :

—હેર ઓબર, આઈને ટાસે કાફે ઉન્ટ આઈને ફ્લાશે લામો, બિટે !

કેલનર ગયો એટલે એણે પોતાની પાટલૂનના ખિસ્સામાં હાથ નાખ્યો. આ વખતે એણે કાગળની જાડી ગડી બહાર કાઢી, જાણે એણે મોરલી છેડી : મારી જિજ્ઞાસા





નાગણની જેમ ડોલવા લાગી સિફતપૂર્વક ગડીને ઉકેલતાં એણે કહ્યું :

—ચાલ, ફરી વચન આપ. કોઈને આ પત્ર વિશે વાત કરીશ નહિ. આ પત્ર બેહદ ખાનગી છે કારખાનામાં પણ કોઈ ને કહેતો નહિ.

એણે પોતાનો જમણો હાથ લંબાવ્યો. મેં એને મારો હાથ આપ્યો. હસ્તધૂનને એના વદન ઉપર સંતોષનું તેજ પાથરી દીધું. ગડી ઉકેલાઈ ગઈ એટલે એણે ટેબલ ઉપર મૂકવાને બદલે એ ખાનગી પત્રને મારા ખોળા ઉપર પાથર્યો.

મેં કહ્યું :

—ટેબલ ઉપર મૂકીએ તો સારું. આમ અનુકૂળ રીતે વાંચી શકાશે નહિ.

એણે બેચાર પલ મનોમંથન કર્યું અને પછી તરત જ બોલી ઊઠ્યો :

—સારું, પણ ટેબલ ઉપર નહિ, પત્રને તારા હાથમાં રાખ અને વાંચ—પણ મનમાં.

છેવટે મેં એ ખાનગી પત્રનું વાચન આદર્યું. પત્ર જર્મનમાં લખાયેલો હતો : પણ તેની વાક્યરચના તેમ જ શબ્દપ્રયોગો એવાં હતાં જાણે એ ભેદી બંધુ જર્મન ભાષામાં ક્રાંતિ આણવાનો પ્રયોગ કરી રહ્યો હતો ! દરેક વાક્ય મારે મન કોયડારૂપ હતું. અરે વાક્ય જ નહિ પરન્તુ દરેક શબ્દ જાણે એક જીવતી સમસ્યા હતી. કયો અર્થ બેસાડવો તે મૂંઝવણ કેમે કરી દૂર થતી નહોતી. શબ્દશઃ તરજૂમો એકમાત્ર ઉકેલ હતો. પણ...

—શબ્દશ : ભાષાંતર કરવાની જરૂર નથી. હું પત્રમાં જે કહેવા માગું છું તે તું સમજી ગયો હોઈશ, ખરું ને ?

એણે મને કહ્યું.

મેં વિચાર્યું : આ ભેદી બંધુ 'કહેવા માગે' છે કે 'કહેવા મથે' છે ? અને એ જે કાંઈ કહેવા મથે છે તે હું સમજવા માગું છું, કે પછી હુંય 'સમજવા માગું' છું કે 'સમજવા મથું' છું ? એ ખાનગી પત્રનું વસ્તુ સમજતાં મને ત્રણ કલાક લાગ્યા.

મેં કહ્યું :

—આપણે આવતા સોમે ફરી મળીશું. હું જર્મન-અંગ્રેજી શબ્દકોશ પણ લેતો આવીશ. આઠ વાગ્યા છે અને આપણે પોણા દસે કામે ચઢવાનું છે.

એણે ઘડિયાળ સામું જોયું, પોતાના ખાનગી પત્ર ઉપર દૃષ્ટિ ફેંકી, સહેજ મનોમંથન કર્યું અને કહ્યું :

—સારું. આવતે સોમે પાંચ વાગે. આ જ જગ્યાએ.

મેં કહ્યું :

—આ જ જગ્યાએ, પણ બપોરના ત્રણ વાગે !

*

બપોરના ત્રણ વાગ્યાનો શરૂ કરેલો તરજુમો રાતના આઠ વાગ્યે પણ હું પૂરો કરી શક્યો નહિ તેની બેચેની અમને બેઉને સતાવતી હતી. પણ બેઉની બેચેનીઓ ભિન્ન પ્રકારની હતી. મારી બેચેનીમાં કંટાળાની માત્રા અધિક હતી. એની બેચેનીમાં પત્ર મોડો રવાના કરી શકાશે અને તે કારણે ભયમાં મુકાયેલી માનવજાતની સેવા મોડી બજાવી શકાશે તેની ચિંતાનું પ્રમાણ વધુ હતું.

એણે કહ્યું :

—આવતી કાલે મળીએ. હવે તો માત્ર બેચાર પેરેગ્રાફ જ બાકી છે. એ તો માત્ર આંખના પલકારામાં પૂરા કરી શકાશે.

મેં રાહતની લાગણી અનુભવી.

—અચ્છા ત્યારે, મંગલની સાંજે.

—હા, મંગલની સાંજે, ચાર વાગે.

*

એ ભેદી બંધુએ પોતાનો ખાનગી પત્ર જે રીતે લખ્યો હતો તેનો હું અહીં શબ્દશઃ ગુજરાતી તરજુમો ઉતારું તો વાચક (લેખકની જેમ) કાંઈ પણ સમજી શકશે નહિ તેની મને સો ટકા ખાતરી છે. કલાકો સુધી થયેલી ચર્ચાવિચારણા તેમ જ પ્રશ્નોત્તરીને પરિણામે જે અર્થ અમારા બેઉની સંમતિ પામ્યો છે તે યોગ્ય હશે એમ માનવા તેમ જ મનાવવાનું પ્રલોભન જતું કરી શકાતું નથી. એ પત્ર આ પ્રમાણે હતો : ઈંગ્લાં-



કના સંરક્ષણ પ્રધાન ઉપર ખાનગી રીતે લખવામાં આવ્યો હતો.

માનનીય પ્રધાન સાહેબ,

આપના દેશે વિશ્વયુદ્ધમાં બે વાર ભાગ લીધેલો છે એટલે આપને પૂરેપૂરી રીતે ખબર હશે કે બોમ્બમારો એ કેવી ખતરનાક ચીજ છે. પુલો, રસ્તા, દેવળો અને મકાનો ખંડેરમાં ફેરવાઇ જાય છે. પણ માનવજાતને વધુ ક્યારે સહન કરવું પડે છે? મારી જેમ આપનેય કદાચ અનુભવ હશે કે બોમ્બમારાના તોળાતા ભયને કારણે જ્યારે નગરજનો પોતાનું નગર છોડી નાસતાં હોય છે ત્યારે એ કરુણ દૃશ્ય પથ્થરની આંખમાંય પાણી લાવી દે તેવું છે. પણ એ દૃશ્ય કરુણ શા માટે છે? કારણ: નગરજનો નગર છોડે છે ત્યારે પોતાના પ્રિય ઘરનો સાથ પણ છોડે છે, ઘરબાર વિનાના દુઃખી જીવો છત્રછાયા વિના રખડતા રહે છે, કોઈ તેઓને મદદ કરી શકતું નથી. કોઈ તેમનાં આંસુ લૂછી શકતું નથી. પણ મારી પાસે એક યોજના છે જે ઘરવિહોણા દુઃખી જીવોને સાન્ત્વન આપી શકશે—એમનાં આંસુ લૂછી શકશે. આ મારી યોજનાનો ઈંગ્લાંડની સરકાર સ્વીકાર કરશે તેવી આશા સાથે હું આ પત્ર દ્વારા મારી યોજના મોકલી રહ્યો છું.

મારી યોજના અટપટી છે, પણ તેને હું સ્થાપત્યનો નવો અવતાર ગણું છું.

મારી યોજના પ્રમાણે જો અમલ કરવામાં આવશે તો બોમ્બમારાના ભયને કારણે નાસી જતાં નગરજનોએ ઘર વિના નાસવું નહિ પડે તેની હું ખાતરી આપું છું...પછી તમે નિરાંતે યુદ્ધ કરી શકશો—અણુબોમ્બનોય નિર્ભય રીતે ઉપયોગ કરી શકશો—તમે જગતને—જગતનાં નગરવાસીઓને નવું સૂત્ર આપી શકશો: **નાસો—પણ ઘર લઈને!**

ફોલ્ડિંગ હાઉસની મારી યોજના આ પ્રમાણેની છે.. વગેરે—વગેરે—

*

એ ફોલ્ડિંગ હાઉસની સમજણ આપવી મારે માટે લગભગ અશક્ય છે. વાસ્તુવિદ્યાની પરિભાષા તેમ જ સ્થાપત્યનું ઊંડું જ્ઞાન: કદાચ આ બેઉની ઊણપ મારી કલમને અટકાવે છે. પ્રથમવાર જ્યારે મેં એની યોજના સમજવાનો પ્રયત્ન કર્યો ત્યારે હું તો એવું જ સમજ્યો કે આ ક્રાંતિકારી ફોલ્ડિંગ હાઉસ એટલે એક પીંછા જેવું હલકું, બગલમાં લઈ નાસી શકાય તેવું મકાન: જૂની ફેશનનો સ્થપતિ જો એ બાંધવા કોશિશ કરે તો ઊંધું જ મારે: છાપરું ભોંયે અને ભોંયરું છાપરે! કંઈક આવા વિચારો મને આવ્યા હતા.

મંગલવારે એણે મારી રાહ જોઈ હશે ત્યારે એને જરૂર ખ્યાલ આવ્યો હશે કે ઇંગ્લાંડની સરકાર એના પત્રની રાહ જોતી હશે ત્યારે તેને કેવું દુઃખ થતું હશે! કમનસીબ બિચારી બ્રિટિશ સરકાર!

☆

મહાન શિલ્પી રોદિન કહેતો—'જ્યારે કોઈ સ્ત્રી પોતાના માથાના વાળ ઓળે છે ત્યારે એના હાવભાવમાં સિતારાઓની ગતિ જોઈ શકાય છે.' ૧૯૧૭ માં રોદિનનું અવસાન થયું એ પહેલાં એણે તારાઓની આવી હજારો ગતિ જોઈ હતી.

એના આખરી દિવસોમાં જ્યારે 'ચિંતક' જેવાં એનાં મહાન શિલ્પોએ ઐતિહાસિક સ્વરૂપ ધારણ કરી લીધું હતું ત્યારે રોદિન ઓછું કામ કરતો પરંતુ માયકલ એંજેલોના કોઇ પયગમ્બર જેવો જણાતો આ શ્વેત દાઢીધારી મહાન કલાકાર કોઈ ને કોઈ કામમાં લીન રહેતો. એ હમેશાં કહેતો—'હું હમેશાં એક કારીગરની જેમ જીવ્યો છું, કામના આનંદે જ મને હમેશાં દરેક બાબત સહન કરી લેવાની શક્તિ આપી છે.'



નાનુભાઈ દવે

# નવો સમાજવાદ

। જાણીતા મૌલિક વિચારક અને અભ્યાસુ લેખકનો આ મનનીય લેખ દરેકને ઉપયોગી થઈ પડે તેવો છે. ઊર્મિનાં વાચકોને જાણીતા લેખક અહીં સાચા વિચારો દર્શાવતો મહત્ત્વનો લેખ રજૂ કરે છે...

સમાજવાદની નવી ઢબ ખોળવાનું આપણે બીડું ઝડપ્યું છે.

રશિયા, ચીન, બ્રિટનનો મજૂર પક્ષ—એમ ઠેકઠેકાણે પોતાના દેશના ભૂતકાળને અનુકૂળ રહીને નવી ઢબનો વણાટ થતો રહ્યો છે. ક્યાંક દેખાદેખીથી વણાય છે તો ક્યાંક વણેલું ઉકેલી નાખવુંયે પડે છે. દરેક દેશનું ને ત્યાંની પ્રજાનું દર્શન જુદું છે, એમની સંસ્કૃતિ જુદી છે, ઇતિહાસ જુદા છે, ભૌગોલિક સમૃદ્ધિ જુદી છે. અને એથી લોકોના સ્વભાવ જુદા છે, આકાંક્ષાઓ જુદી છે, રિવાજો ને પ્રણાલીઓ જુદી છે. આથી નવી ઢબમાં ફેર તો રહેવાનો, ફેર હોય તે સ્વાભાવિક છે. નકલથી કામ ના ચાલે.

સમાજવાદમાં એવું કયું આકર્ષણ છે કે આપણે એનો પાયો સ્વીકારી લઈએ છીએ ?

રાજાઓની વારસાગત શાસનપદ્ધતિ ખલાસ થઈ તે પહેલાં સંપ્રદાયની શક્તિ પણ વિલીન થઈ. એ પછી શાસનનો તખ્તો ગોઠવવા જે મથામણ ચાલે છે, જે અખતરા ચાલે છે એથી સંતોષ નથી થતો. ઘડીકમાં ધનનો કાબૂ વધી જતો જણાય છે, તો ક્યારેક કોઈ જૂથ અડ્ડો જમાવી પાડે છે. લશ્કરી બળના આધારે ઉથલપાથલ થઈ જાય તો વળી આપખુદ સરસુખત્યારનું સ્વરૂપ જોવા મળે કે પછી કોઈ ટોળકી દોર ચલાવે. એથી શું વળે ? કોઈ વ્યક્તિ કે કોઈ ટોળી વ્યવસ્થા લાવી આપે કે લોકહિત જાળવે તોયે એનો વિશ્વાસ ના કરાય, કારણ કે શાસનના હેતુઓ જાળવવા જોઈએ એવું એમને કોણ કહી શકે ? એમને તો રુચે તે હેતુ ખરો !

શાસનમાં સારા હેતુઓનું નિર્માણ કરવું જોઈએ એ વાત અગર નવી નથી, તો એ સિદ્ધ થયેલી પણ નથી. મેગ્ના ચાર્ટા, ફ્રાન્સની ક્રાન્તિ, માર્ક્સનો સિદ્ધાંત, રશિયાનો પ્રયોગ—એમ હેતુઓની ખોજ અને એના પ્રયોગ ચાલુ છે. આપણે ત્યાં ગાંધીજીએ પણ એ દિશામાં પુરુષાર્થ કર્યો છે. અને નેહરુ પારાવારનો શ્રમ લઈ રહ્યા છે. આ યત્નોમાં વ્યક્તિને બદલે પ્રજાનો ખ્યાલ આગળ રહ્યો છે. જેમાં આખો સમાજ ઘડાતો હોય તેવા હેતુઓ હવે ખપે છે. જે વાદ ચાલે તે સમાજ કાજે હોવો જોઈએ. વ્યક્તિઓ, કોમ, જૂથ, પ્રદેશ, વર્ગ, સંપ્રદાય કે એવો મર્યાદાવાળો આગ્રહ ના હોય.

સમાજવાદમાં માણસની સમાનતા કબૂલી એટલે જે ગરીબ હોય પછાત હોય દુર્બળ હોય પીડિત હોય એમનો પક્ષ કરીને સમાન બનાવવાના. એમના પ્રત્યે દયા નહિ, ન્યાય કરવાનો. હક આપી તેમને લટકતા નહિ રાખવાના પણ બેઠા કરી ટેકો આપવાનો, એમને સરખી તકો મળી રહે એ જોવાનું. એમને આભારના ભાર નીચે કચડી ઓશિયાળા નહિ કરવાના, પણ હકદાર ભાઈ ગણવાના, સાથી બનાવવાના. એમની સંગાથે સુખદુઃખ વહેંચી લેવાનાં. ને સમાન દરજ્જો હોય કે તકો સરખી હોય, પછી કોઈ એકમેકના ઓશિયાળા ના રહે, ચઢતા–ઊતરતા કે ઊંચનીચ ના રહે, શોષણ ના રહે ને ફરિયાદ ના રહે.

આવી સમાનતા લાવવી હોય તો સામાજિક ક્ષેત્રે રાજકીય ક્ષેત્રે અને આર્થિક ક્ષેત્રે પ્રયોગો કરવા રહ્યા. પ્રબળ અને સંકળાયેલા એમાં એક ક્ષેત્રે પ્રગતિ કરી લીધા પછી બીજા ક્ષેત્રે જવાય એવું નથી. એ કૃત્ય સાથે થવી જોઈએ. સામાજિક સમાનતા લાવવી હોય તો આર્થિક સમાનતા લાવવી પડે. ને એમ કરતાં જેઓ સલામત વિસ્તારમાં ગોઠવાઈ ગયા હોય તેમને કૈંક ગુમાવવું પડે. વિનોબા સ્વેચ્છાથી ગુમાવવાનું કહે તો બીજા લોકો કાયદાના જોર વડે એમ કહે. દેખીતું છે કે તવંગર–ગરીબ વચ્ચે બહુ તફાવત રહે તો

સમાનતા ના જળવાય. અને આવો તફાવત એકવાર કાઢી નાખ્યાથીયે ના ચાલે. એવો તફાવત સમાજમાં થવા ના પામે એ રીતે વ્યવસ્થા આવવી જોઈએ.

એવી વ્યવસ્થા લાવવી હોય તો ધનનો સંગ્રહ ના થાય તેવી પદ્ધતિઓ શોધવી રહી. એ પદ્ધતિઓ સ્વેચ્છાથી અપનાવવામાં આવે તો તો પૂછવું જ શું! પણ એવું ના બને એટલે એ પદ્ધતિઓ અમલી બનાવવા સત્તા જોઈએ, કાયદો જોઈએ, બળ જોઈએ. વારસાવેરા, આવકવેરા, ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ, મોટા વેતન ઉપર કાપ એમ કરીને વ્યક્તિઓ પાસે મિલકતો વધે નહિ એવી રીત શરૂ થઈ. બીજી તરફ નીચલા વર્ગમાં વધારે પગાર, વધારે સગવડો, પ્રચારની વધારે છૂટ, વધારે પ્રતિષ્ઠા એવી રીત આવી. બંને છેડેથી કામ ચાલુ થયું એટલે વર્ગભેદ ઓછા થાય અને સમાનતા નજદીક આવે. એકને ઘેર હાથી ઝૂલે અને બીજો કપડે કોળિયે આપદા ભોગવે એવું કેમ નભે?

ગમે એમ પણ ગરીબો તરફની સહાનુભૂતિ વધતી જાય છે કારણ કે 'માનવીની સમાનતા' એ નવું બળ જોર કરે છે. ન્યાયની સીમામાં રહીને આ સમાનતા લાવી શકાય તો ઠીક છે, નહિ તો ગેરરીતિથી એ આવે તોયે એ વાત દુનિયાને આજે ખૂંચતી નથી. ગેરકાયદેસર રીતે પક્ષપાતથી બળજબરીથી કે મારફાડથીયે સમાનતા લાવી શકાય એવો પવન ચાલ્યો છે. સારા હેતુઓ આગળ સાધનો ભલે નબળાં હોય એમ મનાય છે. અને આ પગથિયે ભારત ચોંકીને ઊભું છે. આપણેય શું માનવીની સમાનતા સ્થાપવાના ઊંચા હેતુ માટે નબળાં સાધનો કબૂલ રાખવાં?

અને એ નબળાં સાધનો પણ કેવાં? આર્થિક શોષણ ચાલતું હોય ત્યાં ભાગીદારી માગનારો વર્ગ ઊભો કરવો, એને પંપાળવો પોષવો, એને અધિકારો આપવા અને એ વર્ગને ઉત્તેજીત કરી વ્યવસ્થા ભાંગી પાડવી. એમને હાથે હડતાળો પડાવી તોફાનો કરાવવાં, ભાંગફોડ ચલાવવી, અને એક એક તબક્કે વધારે સત્તા મેળવવી. વખત આવ્યે ઉપલા વર્ગને કનડવો, એનું ઝૂંટવી લેવું, રઝળાવવા, નિકંદન કાઢી નાખવું. અને આમ ચાલતું હોય ત્યારે સમાનતાની ઘોષણાઓ વડે કલંકોને ઢાળી દેવાં. એક સારા હેતુ કાજે બીજા અનેક શુભ હેતુઓનું બલિદાન દેવું.

કેટલા પુરુષાર્થ પછી માણસે પોતાનામાં થોડા સદ્‌ગુણો કેળવ્યા છે! કોઈ નિખાલસ બને, કોઈ સાચું બોલે, કોઈ પરગજુ થાય, કોઈ પ્રમાણિક રહે, કોઈ સંયમી બને, તો એની નજદીકમાં ઊભા રહી આપણે હરખાઈએ છીએ, એનું બહુમાન કરીએ છીએ. એ સદ્‌ગુણોની ઈમારત બાંધતાં ને એની મરમ્મત કરતાં કૈંક વીતે છે, ભારે મૂલ્ય ચૂકવવું પડે છે. પણ એમાં ગાબડાં પાડવાં એ તો સહેલ છે. નીચલા ઢાળની દોટમાં ઝડપ વધારે આવે છે. આપણે જે સંસ્કૃતિનો વારસો મેળવ્યો છે એમાં સદ્‌ગુણોનો મહિમા ઘણો છે. સેવા, કર્મનો અધિકાર, સંયમ, ત્યાગ, સત્ય, પાપભીરુતા— એ બધું આપણું ધન છે અને તે વેડફાઈ જતું હોય તો આપણે સમાનતાના સિદ્ધાંતને ધડોક થંભાવવો રહ્યો.

આ સમાનતા શું છે તે તો જોઈ લઈએ. કાગડા સમાન છે—જેવો એક એવા બીજા. ભેંશો સમાન છે —એક એવી બીજી. ઝાડ પણ એક એવું બીજું. એમના ગુણ અવગુણ સામાન્ય છે. પશુપંખી વનસ્પતિમાં એવી સમાનતા છે, પણ માણસમાં નથી. એને મન બુદ્ધિ ને નિષ્ઠાની કુદરતી ભેટ મળી છે. એ વડે દરેક વ્યક્તિ અલગ રીતે જુએ છે, જાણે છે, વર્તે છે. એથી એની શક્તિઓ વધે ઘટે છે, એના સ્વભાવ ભિન્ન બને છે, એની વૃત્તિઓમાં ફેર પડે છે. માનવી માનવીમાં ફેર છે—મતિમાં ભાવનામાં સર્જનશક્તિમાં. એ સમાન નથી કારણ કે એ પશુપંખી જેવો નથી, વિશેષ છે. એનામાં જે વિશેષ છે તે ઈશ્વરી અંશ છે અને તેથી સારાપણું એને રુચે છે. સૈકાઓથી એ છે તે કરતાં સારો થવા મથે છે. ભૂલો કરે છે ને સુધારે છે. જે શોધે છે એમાં હેતુઓનું નિર્માણ કરવા લાગે છે, બીજાને એ તરફ વાળે છે. માણસે





માણસને ખરાબ થતાં રોક્યો છે એ એની મહાનતા જેવી તેવી છે।

ચોરી ના થાય એવું ઘટાવ્યા પછી એ સમજનો એણે વ્યવહાર બનાવ્યો, નીતિ બનાવી, નિયમ ગણી એનો કાયદો કર્યો. જે એવી સમજ સ્વીકારે એના ગુણ ગાયા ને જે ભંગ કરે એને દંડ દીધો. એમ માનવીએ પોતાના ઉપર નિયંત્રણો નાખ્યાં ને કબૂલ્યાં. એમાંયે નિયંત્રણો સ્વેચ્છાથી પળાય તે વધારે પસંદ કર્યું, કાયદા વડે પાલન કરાવવું પડે તે ના છૂટકાનું ગણ્યું.

માનવીની સમાનતા લાવવા જતાં આવો બીજા સિદ્ધાંતોનો ભોગ ના આપવો પડે અને કાયદાનું—સત્તાનું પ્રમાણ વધી ના જાય એ ખાસ જોવાતું રહ્યું. એમ બની શકે ખરું?

સ્વેચ્છાનું નિયંત્રણ ગમે એવું આકર્ષક બનાવીએ તોયે માનવીનો જે સ્વભાવ હજુ રહ્યો છે એ જોતાં ઘણા થોડાનું એ ગજુ છે. માણસને સારા રહેવું ગમે છે પણ નઠારા બનવું એને સહેલું લાગે છે એટલે એ ગલી તરફ એ ઝટ વળે છે. નહિ કરવા જેવું કરી નાખવાની એને લાલચ વળગેલી છે. એ વખતે એનો નિશ્ચય ઊડી જાય છે અને નુકશાન દેખાતું નથી. આ એની ઊણપ છે. ધાર્મિક બંધનો વડે રક્ષિત બનાવેલાં છતાં નિયંત્રણો ટકતાં નથી.

એના સ્વભાવનું એક બીજું પાસું છે—મોજનું. એને આરામ કરવો છે ને ફળ ભોગવવાં છે. જે મહેનત એ કરે કે જોખમ ઉઠાવે એનો લાભ એને લેવો છે. એને યશ જોઈએ છે અને બીજાઓની સરખામણીમાં પોતાને કાજે મોટાઈ મેળવવી છે. સુખી થવાય તો ઠીક છે, નહિ તો બીજા આગળ સુખી દેખાઈને પણ એને સંતોષ મેળવવો છે. પોતાનું સુખ બીજાને ના જણાવી શકે તો એનું અભિમાન ઘવાય છે. બીજાની કને એ કબૂલ કરાવીને જંપે છે કે એની પાસે કંઈક વિશેષ છે. આવો લાભ ના મળતો હોય તેવા કામમાંથી એનો રસ ઊડી જાય છે.

દેખીતી વાત છે કે જમાનાની પરિસ્થિતિ હેઠળ મોટાઈ ભોગવવી હોય તો પૈસા જોઈએ, એ પૈસાનો સંગ્રહ જોઈએ. એના વડે ઘણું આવી મળે એમ મનાય છે. એટલે તો સદ્‌ગુણો કરતાંયે ધનની પ્રતિષ્ઠા વધી ગઈ છે. આપણે જો સમાજવાદમાં ભારતીય ઢબ વિકસાવવી હોય તો ધનની પ્રતિષ્ઠા મટાડવી રહી.

કેટલાક દેશોમાં ધનિકોની પ્રતિષ્ઠા ઝૂંટવી લીધી છે, પણ ધનનો મહિમા મટ્યો નથી. જે સત્તાધારીઓ થયા એમણે મોટાઈનાં પ્રદર્શનો ઓછાં નથી કર્યાં. મિજલસો ઓછી નથી ઉડાવી, સુખસગવડો ઓછી નથી ભોગવી. એ લોકો મહાલ્યા પણ નામ લોકોનું લીધું, શોભા દેશની ગણાવી, હેતુ જનતાનો બતાવ્યો. એ રીતે જે અસમાનતા આવી તેને અનિવાર્ય ગણાવી, વ્યવસ્થા-શક્તિ માટે આવશ્યક મનાવી. વ્યક્તિને ના હોય એવા અધિકાર અને એવાં પ્રદર્શન તંત્રના ઓઠાં હેઠળ ભોગવ્યાં. આ આત્મવંચના જ નહિ, નરી ચાલાકી છે, કપટ છે. માનવ સ્વભાવમાં રહેલી ક્ષુદ્રતા છે, ફળ ભોગવવાની લાલસા છે. બીજાને રોકીને પોતા કાજે અસીમ છૂટ રાખવાની પેરવી છે.

ત્યારે શું સરવાળે નિરાશા રહે છે? ના, એવું જરાય નથી. આપણે હજુ એ દિશામાં નવાં પગલાં ભરવા લાગ્યા છીએ. આપણી પાસે સમય છે ને સમજ પણ છે. આપણી પાસે જગતને કાંઈ નવું આપવાની મહત્ત્વાકાંક્ષા છે. માનવ વિકાસના ક્રમમાં નિમિત્ત બનવાનું આપણી પાસે ભાવિ છે. આપણા ધર્મે યુગોથી નાખેલા ચીલા છે. એ વાટે નવો સમાજવાદ લાવી શકીશું.

વ્યક્તિના સમાજ સાથેના વ્યવહાર ઉપર આપણે સૌમ્ય અને સાત્વિક ભાવવાળાં સ્વેચ્છાનાં નિયંત્રણો રાખ્યાં છે તે હવે દઢ કરીએ, એની આણાલિકાઓ રચીએ, એના નિયમો ઘડીએ. સોનું રૂપું કે હીરા-મોતીનાં આભૂષણો વડે જે સ્ત્રી-પુરુષો આપણને આંજી નાખવા મથતા હોય તેમને ભોંઠા પાડીએ અને એવાં પ્રદર્શનોથી એમને વારીએ. નોકર ચાકરો ઉપર



આધાર રાખી જે ઘરનો કારોબાર નીભાવતા હોય તેમની લાચારી ઊઘાડી પાડીએ અને પારકી સેવા લેવા બદલ મળતી મોટાઈ છીનવી લઈએ. મોટા મહાલયોને વ્યક્તિનાં રહેઠાણના ઉપયોગમાંથી રદ કરી દઈએ. મોટાં ખાનગી વાહનોનો ઉપયોગ બદલાવી દઈએ. અંગત કે કૌટુમ્બિક પ્રસંગોના હરખશોકના તમાશા કરવામાથી લોકોને વાળી લઈએ. એવા અંકુશ લાવી મૂકીએ કે સત્તા કે ધન હોવા છતાં વધારે ભોગ અને મોટાઈનું પ્રદર્શન સંભવી જ ના શકે.

કોઈ શંકા કરે છે કે એવું કરવા જતાં માનવીનો ઉમંગ જતો રહેશે, એના સાહસ ઓસરી જશે, એવી સિદ્ધિઓ વિલીન થઈ જશે, એનાં સર્જનો અને સંશોધનો વસુકી જશે. અગર એની પાસેથી એટલું મેળવવું છે તો એને રીઝવવો પડશે. ભલે, આંખ આડા કાન ધરવા પડે પણ પ્રતિભાનો ચમકારો તે સિવાય દેખાશે નહિ. અગર વિશેષ લાભ નહિ મળવાના હોય તો કોણ જોખમ ઉઠાવે ને કોણ પ્રયત્નશીલ રહે! કામની અંદર ચિત્ત દેવાનું ક્યારે ફાવે કે એમાંથી સુખ સગવડો, ઐશ્વર્ય, યશ, કુટુંબની સલામતી—એવું મળવાનું હોય તો, નહિ તો કોને પડી છે?

ને આવું બન્યું પણ છે. આગળ વધેલા રાષ્ટ્રોમાયે આવી ઉદાસીનતા આવી છે. સહિયારા કામમાં જવાબદારીનું ભાન ઘટયું છે, બેપરવાઈ વધી છે, માણસાઈ ઘટી છે. એ ભયસ્થાનનો ઉપાય આપણે શોધવો રહ્યો. માણસમાંથી વધારે સારા માણસ નીપજાવવાની યોજના હોય, એને સામાન્ય કરી મૂકવાનો યત્ન ના હોય. વધારે પ્રયત્નશીલ, વધારે સાચો, વધારે સંયમી, વધારે બુદ્ધિશાળી એવો માણસ ના નીપજે તો એ યોજનામાં ધૂળ પડી.

આપણો ધર્મ શીખવે છે કે માણસની બુદ્ધિ અને શક્તિ સંયમમાં કેળવાય છે ને વધે છે એમ ભોગવટામાં નથી બનતું. તો પછી આગ્રહ હોય તો પહેલા માર્ગનો જ હોય. માણસને રીઝવીને નહિ પણ કસીને તૈયાર કરવાની નીતિ ઉપર ભારતે મક્કમ રહેવું જોઈશે. એનો અર્થ એવો તો નથી કે સંસારને વૈરાગ્યથી ભરી દેવો. પણ યશ આપવો લેવો હોય તો મૂલ્યો બદલવાં જોઈશે. પ્રતિભાનો સ્વીકાર કરી સ્થાનનો મહિમા કાઢી નાખવો પડશે. વળી સલામતીની કુદરતી લાગણી કાજે આપણે જગ્યા રાખવી પડશે. પોતા માટે કે કુટુંબ માટે બચાવી શકાય, એમાં ખોટું નથી. ને ભોગ ઉપર મર્યાદા મુકાઈ હશે તો બચત મોટી થઈ જવાનો ડર પણ શેનો રહે?

અત્યાર સુધી જરૂરિયાતોની ચીજ વસ્તુઓ ઉપર નિયંત્રણો મૂકી એની વહેંચણીનું કામ આપણે સત્તા મારફત કરી જાણ્યું. હવે ભોગવટાનાં સાધનો ઉપર મર્યાદા મૂકી માનવીના સ્વભાવનું ઘડતર કરી લઈએ. જોઈએ તો ખરા કે સોનાના દાગીના પહેરી દેવદર્શને જવાની કે લગ્નમાં મહાલવાની જરૂર શાથી પડે છે? અને વ્યસનોનો શોખ પૂરો પાડવા માટે કોણ આજીજી કરે છે? કોને જરૂર કરતાં મોટા મહાલયોમાં રહેવાની કુમતિ સૂઝે છે? અને કોને પરદેશમાં રઝળીરખડી પૈસા ઉડાવી દેશનું નામ બદનામ કરવાનું ગમે છે? એમને છાવરીને નહિ, ખુલ્લા કરીને શરમિંદા બનાવીને આપણે રોકી શકીશું. જાહેર વાહનોમાં મુસાફરી કરતાં શરમ આવતી હોય તો આપણે એવી શરમ છોડાવવી રહી, અને હીરચીર વિના શરીર બીજાં વસ્ત્રો સાંખી ના શકે તો એને ખડતલ બનાવવું રહ્યું.

ભોગ ઉપરની મર્યાદા વિનાનો સમાજવાદ એ પીછેહઠ છે.

આપણા સમાજવાદમાં વધારે ધન પાછળની દોટ નિવારી શકીશું ત્યારે વધારે ઉત્પાદનની ઘેલછા પણ નહિ રહી હોય, વધારે ઝડપનો ઉન્માદ પણ ઘટ્યો હશે. યંત્ર એટલે જ ઝડપ. યંત્ર માણસની મહેનત બચાવે અને કામ ઝડપથી ચાલે. એકલી મહેનત બચે એવું યંત્ર હોય તો કેવું સારું! પણ અંદર ઝડપ ભળી છે એટલે યંત્ર માણસનો હરીફ બનીને હવે



શત્રુ થવા લાગ્યો છે. એકમાંથી અનેક યંત્રો બનવા લાગ્યાં. એણે નિષ્ણાતોની માગણી ઊભી કરી, કેન્દ્રો અનિવાર્ય બન્યાં, ને સત્તાનું તંત્ર એને વશ થઈ રહ્યું. એ યંત્રે અનેક વિખવાદો ઊભા કર્યા, માણસને ઘડી ઘડીમાં લાચાર બનાવી મૂક્યો, એનું ખમીર ભાંગી નાખ્યું. આપણા સમાજવાદમાં યંત્રને કાન પકડીને એના યોગ્ય સ્થાને લઈ જઈ મૂકવું પડશે. માણસને યંત્ર કને નહિ, યંત્રને માણસ કને મોકલવો છે. ગામડે ગામડે નાના પાયા ઉપરના ઉદ્યોગો ચાલુ કરી એમાં બે ત્રણ કલાકની પાળી મુજબ કામ કરી વધારાની આમદાની મેળવી આપણે જરૂરીઆતોયે મેળવીશું ને સંતોષ પણ મેળવીશું. પોતાના વતનથી દૂર કુટુંબથી દૂર અહોનિશ ચિંતામાં રત રહે એવી રીતે માણસને ઉછેરવો એ વાજબી નથી. એમ કરતાં તો એનું હાડ તૂટી જાય, દિવસે દિવસે નિર્બળ પ્રજા જન્મે, દવા દારૂ ઇંજેકશનો વધતાં જાય, સ્વભાવ રોગીયા ને ક્રોધી બને. એમ ચાલતું આવે છે માટે ચલાવવું એ લાચારી આપણે કાઢવી છે.

પણ તો પછી બેકારોનું શું? દર વર્ષે કરોડો બેકારો ટળવળે છે. એમનું દુઃખ આપણે શું જોયાં કરીશું? હરગીજ નહિ. વિજ્ઞાને આપણને રસ્તો બતાવ્યો છે તે અપનાવી આપણે આપણી સંખ્યા ઉપર પણ મર્યાદા મૂકીશું. કોઈ પણ યોજનાની સફળતા એનો ઉપયોગ કરનારની સંખ્યા ઉપર આધાર રાખે છે. દર બે વર્ષે કરોડની વસતી વધતી જાય અને મરણનું પ્રમાણ ઘટતું જાય ત્યારે આપણે ચેતવું જોઈએ. રેલ, દુષ્કાળ, મરકી એવાં કુદરતી કારણોની સામે આપણે ઝઝૂમ્યા અને એમને હઠાવ્યા. યુદ્ધ સામે આપણે ઝૂંબેશ ઉપાડી છે ને એમાંયે ફાવીશું. એમ વસતી ઘટવાનાં જૂનાં કારણો ઓછાં કરીશું તો વસતી વધતી રહે તેમ સમજપૂર્વક અટકાવીશું. મધ્યમ-વર્ગના મુંઝાયેલા થોડા લોકો ના છૂટકે નિયોજન કરે એટલું બસ નથી. એ ગુણ રાષ્ટ્રવ્યાપી કરી લઈશું. ત્રણ બાળકે સંતોષ અને સાથે જ ફરજીઆત ઓપરે-શન ને બે બાળકે એવી તૈયારી બતાવે એનો ખરચ માફ! આવી મર્યાદા માણસ નહિ મૂકે તો શું કૂતરાં કે ભૂંડ કે મરઘાં મૂકી શકવાનાં છે!

ત્યારે ક્યાંથી શરૂઆત કરવી?

હાલની દરેક યોજનાનું મૂળ જનતામાં નાખવામાં આવે છે. પણ આપણી જ ઢબનો સમાજવાદ રચવો હોય તો ઉપર નીચે અને સર્વત્ર એમ પ્રવૃત્તિ કરવી જોઈશે. ભોગની મર્યાદાનું મૂળ ઊંચે છે તો વસતી વધારાની મર્યાદાનું મૂળ નીચે છે. યંત્ર મર્યાદાનું મૂળ બધા શહેરોમાં છે. ઢોરઉછેર અને ઝાડઉછેરનું મૂળ હરકોઈ સ્થળે છે.

આપણા ખમીરને ટકાવવું હોય તો સહિયારી ખેતીની વાત ભૂલવી જોઈએ. એમાં ખેડૂત ઊંચો આવે કે નહિ એ તો કોણે જાણ્યું. પણ એથી ઉત્પન્ન વધવાનું નથી, તંત્ર અને નિયમોનાં જાળાં વધવાનાં છે. જેમ ઉદ્યોગોમાં ઓછા કલાકની પાળી બનાવી વધારે માણસોને ઘેર બેઠાં રોજીમાં વધારો કરી આપીએ તેમ ખેતીમાંયે ઢોર અને ધાનની દેખરેખ માટે વધારે માણસોને રોકી દઈએ. અને ધીરીધીરે સરકારી ખાતાંઓના રાફડા હાળી દઈએ.

આપણી યોજનાઓ પાંચ પાંચ વર્ષની શાથી ઘડાય છે? કદાચ, એમાં ફેરફાર ના જ કરી શકીએ તો પણ આવું આયોજન કરવા માટે ઓછામાં ઓછા બે દાયકા તો વીતે જ. ધીરજપૂર્વક, અનુભવ લેતાં લેતાં, સ્વાશ્રયવડે, આપણા ધર્મે ચીંધેલા રસ્તે જતાં જતાં ડર નથી તો પછી ભલે થોડો સમય વધારે લાગે. સમાજનું હિત કરતી વેળા આપણે એના પાયામાં ઊભેલી વ્યક્તિને ભૂલી નહિ શકીએ. એની હિંમત એની તિતિક્ષા, એની મેધા, ને એના સંતોષ ઉપર સમાજ ઊભો રહેવાનો છે. આ દેશે વ્યક્તિઓની કદર કરી છે, એમનો ઉત્કર્ષ માગ્યો છે. આ ભવનું સુધારી લેવાનું તેમજ પરભવ કાજેનાં પુણ્ય સંઘરી લેવાનું અહીં જ સૂઝ્યું છે. અહીં જ કર્મ અને પ્રારબ્ધ સંકળાયાં છે. અહીં જ માનવીને જ્ઞાનની



હાકલ થઈ છે. અહીં જ 'હું બ્રહ્મ છું' એવી ખુમારી માણસને સાંપડી છે. ને શું અહીં જ માણસ ઉપર યંત્ર તંત્ર કે સહિયારી મંડળીઓનાં ભારણ ચઢી લાગશે ?

બીજા દેશોને જુદી મહેચ્છાઓ છે. એમને પારકા દેશનાં બજારો સર કરવાં છે. લાગવગ વધારવી છે. પકડમાં આવી ગયેલા પ્રદેશો જકડી રાખવા છે. ઘણું ધન મેળવી ઘણા ભોગ ભોગવવા છે. કાંઈ લપ આપણને વળગી નથી તો હવે વળગાડવીયે નથી. એમ શાંતિથી આપણે રીઝીએ છીએ તો એ આપણે કેમ ના મેળવીએ ? કેમ ગુણના ભોગે સંખ્યાને વળગી રહીએ ને કેમ આપણા સમાજને પરદેશીઓએ ડહોળેલા કીચડમાં ગરક થવા કહીએ ?

કબૂલ છે કે આપણે જરૂરિયાતો પૂરી કરવી છે ને જીવનનું ધોરણ ઊંચે લઈ જવું છે. પણ જરૂર અને શોખની વચ્ચે કોઈથી સીમા આંકી શકાઈ નથી. દરેક જમાનો અને દરેક પ્રજા પોતાની સમજ પ્રમાણે એ સીમા આંકી શકે. જે નથી આંકતા તેઓ આંધળિયાં કરે છે. એ સીમા સ્થિર ના હોય તો ચાલે, પણ એ નજર આગળથી ખસી જાય એ ના ચાલે. સમાજના ધીર આગેવાનોએ એ સીમા તરફ પ્રજાનું ધ્યાન ખેંચવાનું છે.

આપણી પંચવર્ષીય યોજનાઓ વડે ઉત્પાદન વધારવાના સાધનો મેળવીશું. એ દ્વારા સમૃદ્ધિનો માર્ગ ખુલ્લો થશે. પણ એ વડે સમાજવાદની નવી ઢબ નહિ આવે. કદાચ ધારીએ એથી વિપરીત પણ બને, વૈભવી ઘેલછા વળગી પડે અને માનવી આછકલો અને તોરી દેખાય. નહેરોનાં પાણી, વીજળીની શક્તિ, લોખંડનાં ઓજારો, સિમેન્ટનાં બાંધકામ—એવું ઘણું આપણી સામે ખડકાઈ જાય તે પહેલાં ભારતીય સુજનતા વડે આપણે આપણું—માનવીનું આયોજન કરી લઈએ—યંત્રનું વિકેન્દ્રીકરણ, ભોગ ઉપરની મર્યાદા અને વસતીનું નિયોજન.

આટલું થયું હશે તો આપણી સામે ક્ષિતિજો વિશાળ બનશે, સ્પષ્ટ થશે. શું વ્યક્તિ કે શું સમાજ એના પ્રેયને જોશે અને શ્રેયને ભૂલી જશે ?





નેફા અને લડાખ મોરચે આપણા જવાનોની વીરતા અને પરાક્રમોથી સમગ્ર દેશ ગૌરવ અનુભવે છે. કદાચ જગતનું કોઈ લશ્કર, આજસુધી નહિ લડ્યું હોય એટલી ઊંચાઈએ લડતા આપણા જવાનોએ અને અફસરોએ અત્યંત ઉચ્ચ કોટિના શૌર્ય અને સમર્પણના ગુણો દાખવ્યા છે. દગાખોર અને બેશરમ દુશ્મનો સામે લડવામાં ક્રૂર હવામાન વેઠ્યું છે. બાજુના ચિત્રમાં લડાખ મોરચે પહાડ વીંધીને રસ્તો બનાવાય છે તે દેખાય છે.

વિજયકુમાર ત્રિવેદી

# ચીંથરે વીંટયા રતન

મોટા દેખાવ અને પ્રચાર કરનારા કામ કરવામાં ઘણીવાર પાછા પડતા હોય છે. પણ અહીં એવા નાના માણસની વાત છે કે જેનું કામ મોટેરાંઓને પણ પ્રેરણા આપે...

કલોલ તાલુકાનું આદ્રજ ગામ ઠાકોરભાઈઓનું છે. કેટલાય ભાઈઓ કલોલની મિલોમાં મજૂરીએ જાય છે અને કેટલાય ખેતી પણ કરે છે.

સ્વરાજ્ય આવ્યા પછી આખા દેશનું નવસર્જન થવા માંડ્યું છે. ગામેગામ પંચાયતો રચાવા માંડી છે. આદ્રજ પણ એમાંથી કેમ બાકી રહી જાય? ત્યાં પણ રાષ્ટ્રીય વિસ્તરણ યોજના [ એન. ઈ. એસ ] છે. પંચાયતની રચના થઈ છે અને ગામનું વિકાસનું કામ આગળ ધપવા માંડ્યું છે. ગામઆગેવાનો તથા પંચાયતના સભ્યોએ ત્યાં પુસ્તકાલયનું મકાન બાંધવાનું નક્કી કર્યું અને તે મકાનના ખાતમુહૂર્તનો વિધિ મારા પ્રમુખપણા નીચે કરવાનું વિચાર્યું.

હું એ પ્રસંગે આદ્રજ ગયો. ગામલોકોએ મારું સ્વાગત કર્યું. મારું ઠીક ઠીક સન્માન કર્યું. ઘણા કામનો બોજો હોવા છતાં હું ગામ ઉપર આવી શક્યો માટે મારો ઉપકાર માનવામાં આવ્યો. એક કાર્યકર તરીકે મારાં વખાણ કરવામાં આવ્યાં.

ઉજ્જડ ગામમાં એરંડા જેવી મારી દશા હતી. મારી સાથે કેટલાક નાના મોટા કાર્યકરો હતા. પરંતુ મારાં વખાણ સાંભળી મને થયું કે હું પણ કાર્યકર છું. સભામાં ટીંટોડાના આગેવાનભાઈ સાંકળચંદભાઈ આવ્યા હતા. તેમણે એ પ્રદેશના કામનો ખ્યાલ આપ્યો. ત્યાં પણ આજે ગામેગામ વોટરવર્ક્સ થઈ રહ્યાં છે. બીજાં નાનાં મોટાં વિકાસનાં કામ થઈ રહ્યાં છે. આ બધામાં સહુથી મહત્ત્વનું કામ તો સમાજ-સુધારણાનું ચાલે છે. તેમણે તેમના પ્રવચનમાં કહ્યું કે આ કામમાં તેમને એક વાઘરીભાઈ મદદ કરી રહ્યા છે.

સમારંભ પૂરો થયો અને અમે જમવાને ઊઠ્યા. જમવાની થોડીવાર હતી ત્યાં મિત્રોએ મને પેલા વાઘરીભાઈનો પરિચય કરાવ્યો. સાંકળચંદભાઈએ કહ્યું, 'જો તમારી રજા હોય તો બાપુનું એકાદ ગીત સંભળાવે.' હું તૈયાર જ હતો.

એ ભાઈએ ભજન શરૂ કર્યું. હારમોનિયમ નહોતું. કંઠ ઘણો મધુર હતો. લાગણીથી ભરેલું ગીત હતું. બાપુએ કેવી રીતે ગરીબો માટે જન્મ લઈ ગરીબોને ઉગાર્યા હતા તેની તેમાં વાતો હતી. દારૂમાંથી કેવી રીતે બચાવ્યા, કુરિવાજોમાંથી કેવી રીતે બચાવ્યા, ધનિકોને હાથે ચુસાતા કેવી રીતે બચાવ્યા તેની વાતો હતી. છેવટે બાપુને પગલે ચાલવાની સહુને શક્તિ મળે તેવી પ્રાર્થના હતી. ભજન જેમ જેમ આગળ વધવા માંડ્યું તેમ તેમ ગાનાર ભાવમાં ડૂબવા લાગ્યા. તેમની આંખોમાંથી અશ્રુધારા ચાલવા લાગી અને છેવટે જ્યારે છોટમની બાપુને પગલે ચાલવાની વાત આવી અને બાપુ આપણી વચ્ચે નથી તેનો ઈશારો થયો ત્યારે તો તેમને ડૂમો ભરાઈ આવ્યો અને અવાજ પણ ધીમો પડી ગયો.

પછી તેમના છોકરાએ દારૂબંધીનું એક ગીત ગાયું. મધુર કંઠ હતો. મને થયું કે આવાં તો કેટલાય ચીંથરે વીંટ્યાં રતનો ગામડાંમાં પડ્યાં છે. ઓલ ઈન્ડીઆ રેડીઓવાળા આવાં આવાંને શોધી કાઢે તો?

દારૂબંધી અને સમાજસુધારાના કામમાં આ ભાઈને ઘણો રસ છે. અમારી બધી સભાઓમાં રાત આવે છે.

કંઠ ઉપર ગ્રામજનતા મુગ્ધ છે. તેમના મિત્રોએ છોટા-ભગતનો પરિચય આપ્યો. 'ભગતનાં ભજનો ઘણાં સારાં, સાહેબ!' ગામના વૃદ્ધ ઠાકોર આગેવાનોએ પણ મારા મિત્રોની વાતોમાં સાથ પુરાવ્યો: 'છેલ્લાં કેટલાંય વર્ષોથી આ જ લગની લાગી છે. કેટલાંયને દારૂમાંથી બચાવ્યા છે અને સારા રાહ ઉપર લાવ્યા છે.' મિત્રોએ તેમનો વધુ પરિચય આપતાં કહ્યું.



તેમના જીવનનિર્વાહનું શું થતું હશે—મને મનમાં વિચાર આવ્યો. નાણાંના અભાવે અને રોટી કમાવાની ચિંતામાં આજ ઘણાયે સારા કાર્યકરોની શક્તિ નકામી વેડફાય છે.

'દિવસે એ ભગત કલાઈનું કામ કરે છે અને રાતે ભજન ગાય છે.' કાર્યકરોએ મારી મૂંઝવણ સમજીને ચોખવટ કરી : 'તેમને એક જ લગની છે, લોકોને દારૂમાંથી બચાવવા અને બાપુએ ચીંધેલા રાહ ઉપર લાવવા. પેટપૂરતું કલાઈમાંથી કમાઈ લે છે અને બાકીનો વખત પ્રચારમાં જ કાઢે છે. જાતે પણ સારાં ભજન બનાવી જાણે છે.' કાર્યકરોએ વધુ પરિચય આપ્યો.

'ભગત, સવર્ણો પણ કલાઈનું કામ તમારી પાસે કરાવે ખરા ?' મેં જરા કુતૂહલથી પૂછ્યું.

'બધા જ કરાવે. તેના જેવો પવિત્ર માણસ બીજો ક્યાં છે ?' ભગત જવાબ આપે તે પહેલાં જ ગામ-આગેવાનોએ જવાબ આપ્યો : 'છોકરાને તો કલાઈનું પણ હજી શિખવાડ્યું નથી. હજી તો ભજનો જ ગાય છે.' મિત્રોએ છોકરાનો પણ પરિચય કરાવ્યો.

સાચો કાર્યકર કોણ ? મારા મનમાં પ્રશ્ન ઊઠયો. માત્ર પેટ પૂરતું કમાઈ બાપુના ઉપદેશના પ્રચાર માટે ગામડે ગામડે રખડનાર છોટાભગત કે હું ? મારું સભામાંનું અભિમાન ઓગળી ગયું. મારી નજર સમક્ષ એકાદ અખા ભગત બેઠા હોય તેવું મને લાગ્યું અને મારું મન ભગતને વારંવાર પ્રણામ કરવા લાગ્યું. બાપુએ આવા કેટલાય દીપક દેશભરમાં પ્રગટાવ્યા છે, પણ તેમને જોવાની કોને પરવા છે ?





જનતાના તમામ વર્ગોમાં તત્પરતાની લાગણી ફેલાઈ ગઈ છે કારણ કે તેઓ જાણે છે કે આજે સંરક્ષણ માટે બહાદુર અને શસ્ત્રોથી સુસજ્જ લશ્કરની જરૂર છે. એટલું જ નહિ પરંતુ સમગ્ર વસતીના સર્વાંગી પ્રયાસોની પણ જરૂર છે. રાષ્ટ્રને વધુ સારી રીતે શક્તિશાળી બનાવવાની પ્રવૃત્તિઓમાં લોકો સક્રિય અને ઉત્સાહપૂર્વક ભાગ લઈ રહ્યા છે. બાજુના ચિત્રમાં ગૃહ રક્ષક દળની ટુકડી નિરાધારને બચાવી લેવાની તાલીમ લેતી નજરે ચડે છે.

હંસાબહેન પટેલ

# ઈદુ મિશમિ

આપણી ઉત્તર-પૂર્વી સરહદ પર આવેલ નેફા વિસ્તારમાં વસતા લોકો વિષે જાણવાની આજે દરેકને ઈંતેજારી થાય એ ઈંતેજારી આ અભ્યાસુ લેખ વાંચવાથી પૂરેપૂરી સંતોષાય એવો મહત્ત્વનો આ લેખ ખાસ ઊર્મિનાં વાચકો માટે જ લખાયો છે...

આપણા નેફા પ્રદેશે આજે જગતનું ધ્યાન ખેંચ્યું છે. એ આપણો ઉત્તર-પૂર્વી સરહદનો પ્રદેશ છે, તેથી તેને અંગ્રેજીમાં North East Frontier Agency—NEFA કહે છે. ડિબાન્ગ નદીની ખીણનો વિસ્તાર નાની મોટી ટેકરીઓ વડે સમૃદ્ધ છે. લીલોતરી લગભગ બારેમાસ હોય છે. નાનાં ઝરણાંઓમાં સ્ફટિક જેવું પાણી અને નવેમ્બર ડિસેમ્બરમાં વળી બરફનું વર્ષણ. આમ કુદરતી સૌંદર્ય પણ ચારે બાજુ વેરાયેલું પડેલું છે. અત્યારે જ્યાં ભારતની વીરતાની કસોટી થઈ રહી છે તે પ્રદેશમાં વસતા લોકો પણ કેવી શરીર સંપત્તિવાળા અને કેવા સમાજ જીવનમાં ઊછરેલા છે તે જાણવાની સહેજે આપણને જિજ્ઞાસા થાય છે.

આ પ્રદેશમાં ઈદુ મિશમિ નામે એક જાતિ વસે છે. આ જાતિનું મોઢું ચપટું અને પહોળું, નાક બૂચું અને ગોળ, આંખો મોઢાના પ્રમાણમાં નાની અને લંબગોળ હોય છે. પુરુષ કરતાં સ્ત્રી વધારે રૂપાળી હોય છે. પણ આ લોકોની વાળ કાપવાની રીત જરા વિચિત્ર હોય છે. પુરુષ અને સ્ત્રી વાળનો આગળનો ભાગ ગોળાકારે કાપી નાખે છે, અને પાછળથી વધેલા વાળની અંબોડા જેવી ગાંઠ વાળે છે. ઈદુઓની કેશ પદ્ધતિ તેમને તેમની આજુબાજુ વસતા આદિઝ અને ટરાઓન મિશમિ કરતાં જુદા પાડે છે. તેઓ તેમની વાળ ઓળવાની પદ્ધતિ માટે એક માન્યતા ધરાવે છે.

એકવાર ભગવાનને એવી ઇચ્છા થઈ કે પૃથ્વી ઉપર માણસો તો જોઈએ. એટલે એમણે ચાર માણસોનું સર્જન કર્યું—મેસા, અમી, મોસા અને ઈદુ. તેઓ જ્યારે પૃથ્વી ઉપર આવ્યા ત્યારે તેમને ભૂખ લાગી. તેમણે ભગવાનને પૂછ્યું શું ખાવું. ભગવાને કહ્યું કે તમને જે પ્રાણી જંગલમાં મળે તેનો શિકાર કરો અને એનાં માંસ ઉપર રહો. ભગવાનની સલાહ મુજબ તેઓ જંગલમાં ગયા અને અજગર મળ્યો. અજગરનો શિકાર કરી એના માંસને હોંશે હોંશે રાંધ્યું. બરાબર તૈયાર થયું એટલે તેઓ એક પંક્તિમાં બેઠા. મેસા તો સૌથી મોટો હતો. એટલે એણે બધાને જોઈતું પીરસ્યું. પણ ઈદુ પંક્તિમાં છેલ્લો હતો અને મોટેરાંઓથી જરા શરમાતો હતો. એટલે શરમમાં એણે જોઈતું ખાવાનું માગ્યું નહિ. એને ભાગે થોડું આવ્યું. પછી મેસાને ખબર પડી એટલે તે બહુ દિલગીર થયો. એને બોલાવીને કહ્યું કે તું ખૂણામાં છેલ્લો આંખો નીચી ઢાળીને ખાતો હતો એટલે મેં તને જાણ્યો નહિ. હવેથી તારે તારા માથા ઉપર નિશાની રૂપે આગળથી અર્ધો કપાળને અડે એટલા વાળ કાપીને રાખવા જેથી દૂરથીયે તને ઓળખી શકાય. ત્યારપછી ઈદુઓ પોતાના વાળ અમુક ચોક્કસ રીતથી કાપવા લાગ્યા.

તેઓ માને છે કે દેવો અને સ્ત્રીઓ આ જગતમાં પ્રથમ આવ્યાં અને પુરુષો તો પાછળથી જન્મ્યા. દેવોએ સ્ત્રીના ઉદરમાં પુરુષનું બીજ વાવ્યું.

શરૂઆતમાં પૃથ્વી ઉપર પુરુષનું અસ્તિત્વ ન હતું. પહેલાં એક સ્ત્રી અને સૂર્યદેવ, ચંદ્રદેવ, વાયુદેવ, અને અગ્નિદેવ આમ પાંચ જ જણ હતાં. દેવને જાતીય જ્ઞાન ન હતું. સ્ત્રી અને દેવ સાવ નગ્ન જ રહેતાં. તેઓને કપડાના ઉપયોગની ખબર ન હતી.

એક દિવસ ફરતાં ફરતાં સ્ત્રીને ઇચ્છા થઈ. પછી શું કરવું તે કંઈ ખબર પડી નહિ એટલે એક ટેકરી ઉપર બેઠી હતી. ત્યાં પવનદેવ રહેતા હતા. પવનદેવ તો જિજ્ઞાસા થવાથી તેના ઉદરમાં પ્રવેશ્યા. પછી તો સ્ત્રીનું ઉદર ધીમે ધીમે મોટું થવા માંડ્યું. કેટલાક સમય પછી તેણે એક પુરુષ બાળકને જન્મ આપ્યો. પછી તો એ મોટો થયો અને એ ઈદુ મિશમિનો



પિતા ગણાયો. અને ઇદુજાતિનો વંશવેલો ફાલ્યો ફૂલ્યો.

તેઓમાં રૂઢિગત માન્યતાઓ અને વહેમ ખૂબ છે. તેઓ વાઘ અને વાંદરાનો કદી શિકાર કરતા નથી. વાઘ, વાંદરાને તો પોતાના ભાતભાઈઓ સમજે છે. એને માટે પરાપૂર્વથી કેટલીક માન્યતાઓ ચાલી આવે છે. માણસજાત અને વાઘનો વંશ એક જ વેલામાંથી ઊતરી આવેલા છે. 'એકામો' નામના દેવ એ બંનેના પ્રપિતામહ છે.

'એકામો'ને એક દીકરી હતી. દીકરી ખૂબ જ રૂપાળી હતી. એનું નામ 'એરાયે'. એકામો પોતાની જ દીકરીના સૌંદર્યથી લોભાઈ એના પ્રેમમાં પડ્યો. એને પોતાની સાથે પત્ની જેમ રહેવા કહ્યું. એરાયે તો શરમાઈ ગઈ અને પોતાની જાતને બચાવવા અને પિતાની દુર્વાસનાથી મુક્ત થવા એક ઝાડ ઉપર ચઢી ગઈ અને ત્યાં આશરો લીધો. એકામો તેને એમ છોડે તેમ ન હતો. એણે તો ઊંદરને હુકમ કર્યો કે તારા તીણા દાંત વડે ઝાડને કાપી નાખ. ઊંદરે તો ઘણા દિવસ સુધી ઝાડના મૂળીઆંને કાપ્યાં. ઝાડ નાચે પડ્યું. એરાયેને નશીબને આધીન થવું પડ્યું. પછી તે તેના પિતા સાથે પત્ની તરીકે રહેવા લાગી.

કેટલાંક વર્ષ પછી એરાયેએ સમય કરતાં વહેલો એક વિચિત્ર પ્રાણીને જન્મ આપ્યો. એ પ્રાણી ઉપર કાળા ચટાપટા હતા. એરાયા એને જોઈને ગભરાઈ ગઈ. અને એકામોને કહ્યું કે આને લઈ જઈને જંગલમાં મૂકી આવો. એ વિચિત્ર પ્રાણી તે વાઘ. અને ત્યારથી વાઘ જંગલમાં વસવા લાગ્યા. આ રીતે માણસજાત અને વાઘને કંઈક સંબંધ છે એમ ઇદુઓ માને છે.

આવી જ બીજી એક દંતકથા વાંદરાઓ વિશે છે. એકવાર પૃથ્વી ઉપર ભયંકર આગ લાગી. આગમાં બધાં જ જીવતાં પ્રાણીઓ મરી ગયાં. ભગવાને પૃથ્વીને સાવ ખાલી ખાલી જોઈ અને નિરાશ થયા. પછી તો ફરીથી પૃથ્વીને માણસથી ભરી દેવાનો સંકલ્પ કર્યો.

ભગવાને તો ઈની અને એલા નામના બે દેવોને આ કામ સોંપ્યું. વખત જતાં એલાએ બે બાળકોને જન્મ આપ્યો. એમાં જે નાનો હતો તે વાંદરો. વખત જતાં એ તો મોટો થવા લાગ્યો. પણ તે બધાને બહુ રંજાડતો. ખેતરમાં ઊભા પાકને પણ તે નુકસાન કરતો. ઈની તો આની વર્તણૂકથી કંટાળવા લાગ્યો. એના પ્રત્યેના પ્રેમને બદલે એના ત્રાસથી ધીમે ધીમે તે તિરસ્કાર કરતો થયો. એનાથી ત્રાસીને એક દિવસ ઈનીએ એક યુક્તિ કરી. એક પથ્થરને તપાવીને વાંદરાને એના ઉપર બેસાડ્યો. વાંદરાનો પાછળનો ભાગ બધો બળી ગયો અને તે જંગલમાં જતો રહ્યો. ત્યાર પછી વાંદરાના વંશજો બધા જંગલમાં જ રહેવા લાગ્યા.

આમ રૂઢિગત કેટલીક માન્યતાઓ અને વહેમોને તેઓ ખૂબ આસક્તિથી વળગી રહે છે. છતાં એમનું કુટુંબ જીવન ખૂબ વ્યવસ્થિત રીતે ગોઠવાએલું છે.

કુટુંબમાં માતાપિતા, ભાઈઓ, બહેનો બધાં સાથે રહે છે. બહેનો પરણીને સાસરે જાય છે. ભાઈઓ ગમે તેટલા હોય, પરણે તો પણ સાથે જ રહે છે. તેઓ સંયુક્ત કુટુંબ પ્રથામાં માને છે. તેઓનાં ઘર એક જ સરખાં હોય છે. પણ કુટુંબમાં માણસોની સંખ્યા વધારે હોય તો ઓરડીઓ પણ વધારે હોય. કેટલીકવાર સામાજિક મોભા પ્રમાણે પણ ઘર નાનું મોટું હોય છે.

સામાન્ય રીતે ઘરનો દેખાવ ગાડીના ડબ્બા જેવો હોય છે. એક સાથે હારબંધ ઓરડીઓ તેઓ બાંધે છે, જેમ જેમ સંખ્યા વધતી જાય તેમ તેમ ઓરડીઓ પાછળની બાજુ વધારતા જવાય એવી સગવડ તેઓ રાખે છે. સૌથી આગળનો ભાગ અર્ધગોળાકાર અને ખુલ્લો વરંડા જેવો હોય છે. ઘર વાંસમાંથી બનાવે છે અને છાપરાનો ભાગ પામના પાંદડા કે બીજા ઘાસથી છાઈ દીધેલો હોય છે. પરણેલા ભાઈઓને દરેકને અલગ ઓરડી આપવામાં આવે છે. સૌથી આગળનો ખંડ જરા મોટો હોય છે અને તે ખાસ કરીને મહેમાનો અને બીજાં સગાંવહાલાં માટે વપ-





શય છે. મોટે ભાગે યુવાન અપરિણીત છોકરાઓ આગળના ખંડમાં સૂવે છે. મહેમાનો હોય ત્યારે તે પણ તેમાં સમાવી લે છે. છોકરીઓ માટે જુદો ખાસ ઓરડો હોય છે: દરેક ઓરડીની વચ્ચે સગડી રાખવાની વ્યવસ્થા હોય છે. એનો બેવડો ઉપયોગ થાય છે. દિવસે રાંધવા માટે અને ઠંડીમાં તાપવા માટે.

તેઓની ઘરવખરીમાં પ્રાણીનાં ચામડાં, ખેતીના ઓજારો, પિત્તળનાં થોડાંક વાસણો અને પતરાંની એક બે પેટીઓ હોય છે. બીડનાં ઘરેણાં, શિકારનાં હથિયારો અને હવે બંદૂક એ એમનો અમૂલ્ય ખજાનો છે.

ઘરવપરાશની ચીજવસ્તુઓ તેઓ પોતાની મેળે જ ઘેર વાંસ અને નેતરમાંથી બનાવી લે છે. વાંસ અને નેતરની બાસ્કેટ, સાદડી અને બીજાં નાનાં વાસણોનો તેઓ ઉપયોગ કરે છે. વાંસને ગાંઠ આગળ એમ જ રહેવા દઈ વચ્ચેથી કાપે. એ ગાંઠાવાળા ભાગમાં ઉભા નળાકારે નીચેથી બંધ એવું વાસણ જેવું તૈયાર થઈ જાય. તેમાં તેઓ મીઠું અને ચોખામાંથી બનાવેલો દારૂ રાખે છે. પાણી એવી નળીઓમાં ભરી લાવે છે. લોખંડ અને પિત્તળનાં વાસણોનો ઉપયોગ તેઓ ચૂલા ઉપર રાંધવામાં કરે છે. વાંસની સાદડીનો ઉપયોગ ખાસ કરીને ડાંગર સૂકવવા માટે કરે છે. તેઓ માટીકામ જાણતા નથી. ઘરેણાં, પૈસા અને કપડાં મૂકવા માટે તેઓ નેતર અને વાંસમાંથી ખાસ પ્રકારની બનાવેલી પેટીનો ઉપયોગ કરે છે.

તેઓની વિશિષ્ટ કલા ખાસ કરીને વણાટકામમાં, નેતર અને વાંસમાંથી બનાવેલી ચીજ વસ્તુમાં દેખાઈ આવે છે. તેઓની રંગમેળવણી અને વણાટમાં જે તરેહ ભરે છે તે ખરેખર એમની પોતાની આગવી વિશિષ્ટ સૂઝ બતાવે છે. ત્યાં માત્ર સ્ત્રીઓ જ વણાટકામ કરે છે. તેઓની શાળ નાની, સાદી અને ગમે ત્યાં લઈ જઈ શકાય તેવી હોય છે. રંગમાં ખાસ કરીને કાળો, પીળો, ઘેરોલીલો અને સફેદનો ઉપયોગ કરે છે. કાળામાં તેઓ લાલ, સફેદ અને પીળા રંગથી ડીઝાઈન કરે છે. મોટે ભાગે તેઓનાં કપડાં કાળામાં રંગબેરંગી દોરાથી વણાટ કરેલાં હોય છે. આપણે ત્યાં ગુજરાતમાં સૌરાષ્ટ્રના કણબી અને ભરવાડનાં કપડાં પણ આવાં જ રંગબેરંગી હોય છે. સ્ત્રીઓનાં અને પુરુષોનાં કપડાં સ્ત્રીઓ જ તૈયાર કરે છે. પુરુષો કાળા બાંય વગરના કોટ પહેરે છે. તેની કિનાર ભરેલી હોય છે. નીચે ટૂંકી ધોતી જેવું પહેરે છે. સ્ત્રીઓ ઉપરની બાજુ શિથિલ બંધવાળું અર્ધી બાંયનું કોટ જેવું અને કમરથી નીચે ઘૂંટણ સુધી રંગબેરંગી પટાવાળું ચણિયા જેવું પહેરે છે.

તેઓનાં ઘરેણાં સાદાં અને થોડાં છે. ગળામાં હાર બીડનો હોય છે. સ્ત્રી પુરુષ બેઉ પહેરે છે. કાનમાં વાંસની ગોળ રીંગો જેવું પહેરે છે. તે પુરુષો પણ પહેરે છે. કોઈ કોઈવાર ચાંદી કે બીડથી જડેલી રીંગો પણ પહેરે છે. હાથમાં ખૂબ પહોળાં બલૈયા જેવું સ્ત્રીઓ પહેરે છે. તે પિત્તળના પતરામાંથી બનેલાં હોય છે.

ઈદુઓનું વર્ષ આશરે સપ્ટેમ્બર–ઓક્ટોબરથી શરૂ થાય છે. બાર માસનું એક વર્ષ થાય. દરેક મહિનાને ત્રીસ દિવસ. મહિનાની ગણતરી ચંદ્ર દેખાય ત્યારથી કરે છે. એ લોકો સમયની ગણતરીમાં સમજતા નથી. આપણી જેમ સાત દિવસનું અઠવાડિયું અને દિવસને નામ નથી. તેઓને ગણવાની કોઈ ચોક્કસ રીત નથી. દિવસો ગણવા હોય તો ગાંઠ વાળીને ગણે છે અને મહિનાને ગણવો હોય તો સ્ત્રીના માસિક વખતથી ગણે છે. આવી જાતની સ્ત્રીના માસિક સમયથી ગણતરીની રીત વિશે તેઓમાં એક દંતકથા છે. એ દંતકથામાં ભગવાને એમ કહ્યું કે અમુક વખત પછી સ્ત્રીને ચોક્કસ સમય સુધી દર માસે લોહી નીકળે છે. એટલે ત્યારથી તમારે મહિનાની ગણતરી કરવી. એકવાર એ શરૂ થાય એટલે ઘણાં વર્ષો સુધી કેટલાક સમયને અંતરે આમ થાય છે. વચ્ચેનો આ સમય છે એને એક મહિનો કહેવો.

અનેક દંતકથાઓ અને વહેમોમાં આ પણ એક પરાપૂર્વથી ચાલતી આવે છે. છતાં ધાર્મિક પ્રક્રિયા માટે

આ વખત સ્ત્રીઓને માટે નિષિદ્ધ માને છે. ધાર્મિક વિધિઓમાં તેઓ ખૂબ શ્રદ્ધા ધરાવે છે. કંઈ પણ વિઘ્ન આવે તો તેઓ ધાર્મિક ક્રિયા કરવાની બાધા માને છે. કામ અને પ્રસંગ પ્રમાણે કેટલીક વિધિઓ નક્કી કરેલી છે. કોઈ પણ કાર્યનો પ્રારંભ કરતાં પહેલા વિધિ કરાવે છે. વિધિ કરવા છતાં વિઘ્ન આવે તો તેઓ માને છે કે વિધિ કરતી વખતે કંઈક ગોટાળો કર્યો હોય તો જ વિઘ્ન આવે.

કુટુંબમાં સૌથી મોટા માણસનું માન હોય છે અને એની ઈચ્છા પ્રમાણે જ ઘરમાં બધું થાય છે. પિતાના કુટુંબને માના કુટુંબ કરતાં વધારે ઊંચુ માને છે. બાપનાં માબાપને જેટલું માન આપે છે તેટલું માન માનાં માબાપને નથી આપતા. છતાં માના ભાઈ એટલે કે મામા પ્રત્યે બાપના ભાઈ કાકા કરતાં વિશિષ્ટ માન આપે છે. નાની કે યુવાન દીકરી ઘરકામમાં માને મદદ કરે છે. નાનાં છોકરાંને સાચવે છે. પાણી ભરી લાવે છે અને વણાટકામ કરે છે. રાંધવાનું સામાન્ય રીતે ઘરની મોટી સ્ત્રી કરે છે. તેઓનો ખોરાક ચોખા, બાજરી, વનસ્પતિ અને માંસ મુખ્ય છે. છોકરાઓ માટે અભ્યાસ વિશે કાંઈ ખ્યાલ ન હોવાથી તેઓ પોતાનો સમય શિકાર કરવા માટે અને ડુંગરાળ પ્રદેશોમાં રખડવામાં કાઢે છે. તેઓ શિકારની શરૂઆત ઊંદર, ખિસકોલી, બીજાં ઊડતાં પક્ષીઓથી કરે છે.

તેઓનાં લગ્ન મોટે ભાગે માબાપ ગોઠવે છે. પણ તેમ છતાં કોઈ છોકરાને કોઈ છોકરી સાથે લગ્ન કરવાં હોય તો પહેલાં વાતચીત કરે છે. જો છોકરીના મનમાં યુવક વસી જાય તો છોકરી તેની સાથે હસી–ખુશીને વાતો કરે છે. પછી યુવક તેને તમાકુ જેવી ચીજ વસ્તુની ભેટ આપે છે. આ બધામાં છોકરીનું મન અનુકૂળતા બતાવે તો યુવતીની હા છે એમ નક્કી થાય છે. પછી જ તેઓ એકબીજાને પ્રેમ કરે છે. આમ છતાં આખી ઘટના વિશે ચૂપકીદી સેવે છે. વાત બહાર ન પડે તેની કાળજી તેઓ લે છે. કારણ કે છોકરાને હમેશાં બહુ પૈસા છોકરીના માબાપને આપવાની બીક રહે છે. સામાન્ય રીતે યુવક જ્યારે છોકરીના પ્રેમમાં પડે છે પછી તે કોઈ વચ્ચેના દલાલને શોધી કાઢે છે જે છોકરીના માબાપ સાથે વાત ચલાવીને પૈસાનું નક્કી કરે છે. છોકરીના માબાપ પોતાના સગાંવહાલાં અને ગામના મોટા માણસોને પૂછે છે, છોકરીની ઇચ્છા પણ જાણે છે અને પછી જ સંબંધ નક્કી થાય છે. યુવકોના માબાપને વધૂ લાવવા માટે વધૂના માબાપને પૈસા આપવા પડે છે. પણ માબાપ આ બધું છોકરીને આપે છે અને છોકરી એ લઈને પતિગૃહે આવે છે. શીલની પવિત્રતામાં તેઓ ખૂબ માને છે. કોઈ બદચાલની છોકરી હોય તો વર મળતાં એને ખૂબ મુશ્કેલી પડે છે. ઘણીવાર શીલભંગ માટે છોકરીઓના હાથની આંગળીઓનાં ટેરવાં શિક્ષારૂપે કાપી નાખવામાં આવે છે.

ઈદુઓ બહુપત્નીત્વમાં માને છે અને કામમાં મદદ કરવા માટે તેઓ એકથી વધારે પત્ની કરે છે. પતિના અવસાન બાદ પત્નીનો કબજો છોકરાને મળે છે. પોતાની સગી મા સિવાયની બીજી વિધવાઓ ઉપર બધા અધિકાર તે છોકરાને રહે છે. જો પુત્ર ન હોય તો પતિના બીજા ભાઈઓ સાથે તે રહે છે. આપણે ત્યાં કેટલીક જ્ઞાતિઓમાં દેરવટાનો રિવાજ છે. લગભગ એને મળતો જ આ રિવાજ છે. ૧૩ પેઢીની સગાઈ સુધી તેઓ લગ્નને માન્ય કરતા નથી. પતિના કુટુમ્બમાં કે નજીકના સગામાં કોઈ ન હોય તો પણ પત્નીને કે પુત્રીને બાપનો વારસો મિલ્કત મળતી નથી. મિલ્કત બધી છોકરો ન હોય તો પતિના ભાઈઓને જાય. ભાઈ ન હોય તો દૂરના કોઈ પણ પતિના વંશના સગાને જાય પણ પુત્રી કે પત્નીને તે મળે નહિ. દત્તક લેવાની પ્રથા બહુ જ જૂજ છે. કોઈને દત્તક લે તો મિલ્કત બધી દત્તકને મળે.

ગર્ભ રહેવા માટે જાતીય સંબંધ એક જ કારણ છે એમ તેઓ માનતા નથી. કોઈ દૈવી શક્તિનો ચમત્કાર ન હોય તો ગર્ભ રહે નહિ એમ માને છે. જે સ્ત્રીને બાળક ન થતાં હોય તેને માટે ઘરમાં બહુ માન હોતું

'સેવકરામ'

# ગામડાંના કુરિવાજ

પંચાયતી રાજ આવી રહ્યું છે, ચીની આક્રમણને કારણે મુલત્વી રહેલું ૧લી એપ્રિલથી ગુજરાતમાં અમલમાં આવી રહ્યું છે ત્યારે ગામડાંઓ વધુ સજાગ બને તે જરૂરી છે આ પ્રસંગમાં તે વિષે અને હજુય જડ ઘાલી બેઠેલા કુરિવાજો વિષે સમજાવાયું છે...

લોકો વચ્ચે ફરતાં ક્યારેક વિચાર આવે છે :

'વિકાસ યોજનાઓ આવી છે. ગામડાંના વિકાસ માટે વિકાસ ઘટકો આપ્યાં છે. આંકડા તો બોલે છે કે ખેતી પેદાશ વધી છે. રાષ્ટ્રીય આવક વધી છે. માથા દીઠ આવક વધી છે. ગામડામાં ફરતાં નવાં મકાનો થયેલાં દેખાય છે. ક્યાંક શાળા થઈ છે. ક્યાંક વારિગૃહો થયાં છે. ક્યાંક પંચાયત ઘર, બાલમંદિરનાં મકાનો પણ થયાં છે. એમ જોવા જઈએ તો ગામડામાં વિકાસનું કંઈનું કંઈ કામ થયેલું દેખાય છે. પણ લોકોના ઘરમાં પગ મૂકતાં સવાલ થાય છે :

આ લોકોની રહેણીકરણી કેમ બદલાતી નહિ હોય ! જાણે વીસ વર્ષ પહેલાં, ત્રીસ વર્ષ પહેલાં લોકો જીવતાં હતાં તેમ જીવે છે. હજુયે સ્ત્રીઓ ઘૂમટો કાઢીને ફરે છે. હજી રોવાકૂટવાનું ચાલે છે. હજુયે ડૉક્ટરને બદલે બાધા આખડી અને દોરા ધાગા ચાલે છે. આજે પણ ભૂતપલિતને કાઢવા ડેકલાં વાગે છે. સ્ત્રીઓ પ્રત્યેના વર્તાવમાં ફરક પડ્યો નથી. છોકરીઓને ભણાવવાની અગત્ય સમજાઈ નથી. અસ્પૃશ્યતા, ઊંચનીચના ભેદ મનમાં ઘર કરી રહ્યા છે. આ દિશામાં તો ગામડું એવું ને એવું જ છે. તેમાં કેમ કશું પરિવર્તન નહિ થયું હોય !

ને લોકો ખોટી રીતે આંધળું ખર્ચ કરે છે. પણ ઘરમાં નાવણિયું (બાથરૂમ) જોઈએ એ અગત્ય તેમને સમજાઈ નથી. ઘરમાં ધુમાડો ઘૂમ્યા કરે, અંધારા રસોડામાં રોટલા કરનાર સ્ત્રીઓની આંખો બગડે એટલો ધુમાડો થાય છતાં નિર્ધૂમ ચૂલાની ઉપયોગિતા ગામડાંને સમજાઈ નથી. આવક વધી હશે પણ તેમની રહેણીકરણી અને રીતરિવાજો તો ખાળે ડૂચા અને દરવાજા ઉઘાડા જેવી છે. ફરજિયાત ખર્ચ કરવાનું હોય ત્યાં આ લોકો આંધળું ખર્ચ કરે છે. ક્યારેક તો દેવું કરીને પણ ખર્ચ કરે છે. ત્યારે થાય છે : આ લોકોને કુરિવાજોની ચુંગાલમાંથી છોડાવવાનું કામ વિકાસનું કે યોજનાઓનું નહિ ? વિકાસ યોજનાનો ખ્યાલ જો ગામડાંના સર્વાંગી વિકાસનો રાખ્યો હોય તો લોકજીવનની રહેણીકરણી અને આચારવિચાર બદલવા એ કામ પણ એટલું જ અગત્યનું

---

નથી. બાળક થવા માટે તેઓ ધાર્મિક વિધિઓ કરાવે છે. તેમ છતાં બાળક ન થાય તો ઈશ્વરનો કાંઈ ગુનો થયો હશે એમ માને છે. બાળક માટે ફરીથી લગ્ન પણ કરે છે. જીવનના દરેક અગત્યના તબક્કે તેઓમાં વિધિઓ નક્કી કરેલી છે. અરે સ્ત્રીને બાળક જન્મતાં વાર લાગે તો ય વિધિ કરાવે છે. આપણે ત્યાં પણ અન્નપ્રાશન, જનોઈ, લગ્ન, સીમંત એમ અનેકવિધ વિધિઓ અને સંસ્કારો છે જ.

સ્વરાજ્ય-પ્રાપ્તિ બાદ હવે ત્યાં આપણી કેન્દ્ર સરકાર દ્વારા એમનાં બાળકોને અભ્યાસ કરવા માટે સગવડો ઊભી કરવામાં આવી છે. એમના જે ઉદ્યોગો છે તેને વધુ પ્રોત્સાહન આપવા માટે અને વિકાસ માટે સહકારી મંડળીઓ પણ સ્થાપવામાં આવી છે. ત્યાંનું વણાટકામ ખૂબ જ વખણાય છે તેને સરકાર દ્વારા ઉત્તેજન આપવામાં આવે છે. તેઓની મૌલિક કલા જીવતી રહે અને વધુ પ્રચાર પામે તે માટેની વ્યવસ્થા પણ હસ્તકલા મંડળ દ્વારા વિચારાય છે. અનેકવિધ માન્યતાઓ અને રૂઢિમાં માનનારા હિંદુઓનું સામાજિક જીવન વ્યવસ્થિત ગોઠવાયેલું છે.*

* શ્રી ટી. એમ. બરુઆના અંગ્રેજી પુસ્તક ઉપરથી.

સમજી તેના પર પણ જરૂરી ભાર મુકાવો જોઈએ. અત્યારે તો જાણે એ તરફ દૃષ્ટિ જ ગઈ નથી. નહિ તો વિકાસ ઘટકની યોજનાઓ અને સમાજ કલ્યાણની યોજનાઓના કારણે વહેમ, અજ્ઞાનતા અને કુરિવાજની પકડ ઢીલી થવી જોઈતી હતી. વિકાસ ખાતું યુવક મંડળો, મહિલા મંડળો શરૂ કરે છે. પણ તે દ્વારા પ્રજાજીવનનું ઘડતર થવું જોઈએ તે થયું નથી. મને હમેશાં આ ક્ષતિ ઊડીને આંખે ચઢે છે. પણ શું થાય? જેઓ આ ખાતું ચલાવે છે તેઓ તો કદી આનો વિચાર કરતા નથી! નહિ તો દરેક વિકાસ ઘટક સમાજ શિક્ષણાધિકારી હોય છે. એ કયું સમાજનું શિક્ષણ કાર્ય કરે છે!

તાજેતરમાં જ મને એવો અનુભવ થયો.

એ ગામમાં પાણીનો ભારે ત્રાસ હતો. ગામના કૂવામાંથી ઉનાળો આવતાં પાણી સૂકાઈ જાય છે. પીવાના પાણી વગર કંઈ ચાલો દૂરથી ઉપાડી લાવવું પડે છે. એકવાર ગામલોકો મને ઉનાળાના દિવસોમાં એ ગામ લઈ ગયા હતા. લોકોએ કગારોળ કરી મૂકી: 'સેવકરામ! જુઓને કૂવાના તળિયે પણ પાણી દેખાય છે! લોકોને કેટલે દૂરથી પાણી ભરી લાવવું પડે છે! અમે સરકારમાં પાણી માટે લખીલખીને થાક્યા. પણ અમારું કોણ સાંભળે છે!

મને પણ થયું: સાચે જ ગામડે પાણીનો ભારે ત્રાસ છે. એટલે પ્રશ્ન હાથમાં લીધો. કલેક્ટર સાહેબને મળ્યો. તેમને લોકોની તકલીફનો ખ્યાલ આપ્યો અને આ કામ તાકીદે હાથ ધરવા જેવું છે એવી આગ્રહભરી વિનંતી કરી.

એમણે તપાસ કરીને કહ્યું: 'આ ઓફિસમાંથી બોરીંગ માટેનું એસ્ટીમેટ ગયું છે. ગામે ત્રીજા ભાગનું ખર્ચ તો આપવું જ પડે. એ લોકો ચાર હજાર ભરી જાય તો સરકાર આઠ હજાર આપે અને પાણીની સગવડ કરી શકાય.'

મેં જઈ ગામને વાત કરી; પણ એ લોકો તો લમણે હાથ દઈ નિસાસા નાખતા હોય તેમ બોલ્યા:

'સેવકરામ! તમે તો ગામની સ્થિતિ જુઓ છો. એટલા પૈસા ક્યાંથી લાવવા!'

'સરકાર બે ભાગના ખર્ચે છે તો નિયમ પ્રમાણે તમારે એક ભાગના તો ખર્ચવા જ પડે ને!'

પણ પાણીની ફરીઆદ કરનાર, પાણી વગર હેરાન થનાર એ લોક ગામફાળો કરી ચાર હજાર એકઠા કરવામાં સંમત ન થયા. એમને તો એમ હતું કે સરકાર માબાપ એમના પર દયા કરી મફતમાં બોરીંગ કરી આપે. લોકોની આ પામરતા પર રોષ ચઢતો હતો. લોકો એવા તો સ્વાર્થી અને ખંધા બની ગયા છે કે તેમને બધું મફતમાં જોઈએ છે. સરકાર બે ભાગના પૈસા ખર્ચે છે એ લાભ તેમને લાભ જ દેખાતો નથી. લોકોને ઘણા સમજાવ્યા, સ્ત્રીઓ ખાતર, તેમને ધોમ ધખતા બપોરે દૂરથી પાણી લાવવું પડે છે તેમની ખાતર બોરીંગ કરાવો! શા માટે હાથે કરીને હેરાન થાઓ છો! પણ મારી વાત કાને ન ધરી. એ તો કહેતા રહ્યા:

'સેવકરામ! તમે ગામ પર દયા કરી આટલું કામ કરાવી આપો તો ગામ તમારો ગણ નહિ ભૂલે. લોક ફાળો નહિ કરી શકે અને હેરાનગતિનો પાર નહિ રહે.'

હું પણ નિયમ વિરુદ્ધ ના પાડી કઈ રીતે કરી શકું! આ વાતને થયે મહિનોયે પૂરો નહિ થયો હોય ને મને ખબર મળ્યા કે ગામમાં એક ડોસા મરી ગયા છે અને તેની પાછળ બારમું કરે છે. બારમા પાછળ બે એક હજારનું ખર્ચ થશે. સગાંવહાલાંને તેડાવશે અને ગામ પણ ત્રણ દિવસ શીરો ખાશે. આ સમાચાર જાણી તાજ્જુબ થયો.

'આ તે કેવા લોક છે! પાણી માટે પૈસા મળતા નથી. તો મરણ પાછળના જમણમાં ક્યાંથી પૈસા મળે છે?'

ને હું બધાં કામ પડતાં મૂકી દોડતો એ ગામ ગયો, 'તમે લોકો આ શું કરવા બેઠા છો? પેલા દિવસે તો રોદણાં રોતા હતા. તો આ જમણવાર કેમ

આવ્યો છે ?'

'સેવકરામ ! શું કરીએ ! આ તો નાતનો રિવાજ છે. ભઈશાબ નાં કરીએ તો નાતમાં થુથુ થઈ જાય. પછી કન્યાએ ન આપે.'

'ગામમાં પીવાનું પાણી નથી એ જોઈ ગામમાં કોણ કન્યા નાખશે ! પહેલી જરૂરીઆત પાણીની છે કે આવા જમણવારની ! લોક તો એ દિવસ શીરો ખાઈ ચાલ્યું જશે, ખાધેલું વિસરાઈ પણ જશે. પણ બોરીંગ કરાવશો તો સૌ આશીર્વાદ આપશે અને હંમેશનું સુખ થશે. બીજું, તમે રાષ્ટ્રિય કટોકટીનો વિચાર કરો. આવા સંજોગોમાં આવું જમણવાર થતું હશે ?'

'સેવકરામ ! ભઈશાબ આ બાબતમાં તો કંઈ બોલશો જ નહિ. ગામેગામ ચિઠ્ઠાં નીકળી ગયાં છે એટલે હવે તો બીજું કંઈ બને તેમ નથી.'

આ લોકને તે શું કહેવું ! તેમને કેટકેટલા સમજાવ્યા. આવા સંજોગોમાં બચત કરવાની હોય. સંરક્ષણ પ્રયાસમાં અન્નનો બગાડ ન કરવો જોઈએ. તમારી પાસે પૈસા તો છે નહિ. તો શીદને લાંબા થાઓ છો. ઘણું કહ્યું, પણ કોણ માને છે !

આ ભલાભોળા દેખાતા લોકોને તે સ્વાર્થી કહેવા કે અજ્ઞાન કહેવા કે મૂર્ખ કહેવા ? એ પોતાનું હિત પણ સમજતા નથી અને રિવાજને, ગધેડાના પૂછડાની પેઠે, લાતો પડતી હોય તોયે પકડી રાખે છે.

આ લોકો વાર્ષિક બારસોથી ઓછી આવક દર્શાવી શાળામાંથી માફી મેળવે છે. એ લોક બારમા પાછળ બે હજાર ખર્ચ કરે છે. દીકરાને ભણાવવા પૈસા મળતા નથી. તો બારમું કરવા ક્યાંથી પૈસા મળે છે ? ગામમાં પાણી માટે પૈસા મળતા નથી અને શીરા માટે મળે છે. આવા લોકોની આંખ કઈ રીતે ઊઘાડવી !

તેમણે મારી એકે વાત ન માની. મેં ધમકીયે આપી :

'તો સરકાર તમારાં છોકરાંની માફી બંધ કરશે. શા માટે ખોટો ખર્ચ કરો છો ?'

તો એક જણાએ તો મને મોંએ ચોપડાવ્યું :

'ન હ, બધે તો ભસતાં રહેશે. આગુન્યે કેવાં ગ્રંથો વળી જવાનાં હતાં ! તો બેનીમાં કામમાં આવશે, હમણાં તો દાડિયાંયે મળતાં નથી. ભણાવીનેયે શું કાંદા કાઢવાના છે !'

આ લોકો તેમના હિતની વાત પણ સમજતા નથી, તેમને કહેવું શું ? કરવું શું ?

મારી એકે વાત કાને ન ધરી અને તેમણે બારમા તેરમા પાછળ બે હજારનું આંધણ મૂક્યું.

હજીયે ગામની સ્ત્રીઓ ઉનાળામાં પાણીનાં ત્રાસથી બૂમો મારે છે. લોકો નહાવા ધોવામાંયે છૂટથી પાણી વાપરી શકતા નથી. પણ તેમને એની ક્યાં પડી છે ?

આ જડ અને જુનવાણી માનસનું કેવી રીતે પરિવર્તન કરવું ? એ માટે લોકશિક્ષણની જરૂર છે. પંચાયતી રાજ્યમાં જો એ માટે પ્રયત્નો થાય તો જ લોકોનો સર્વાંગી વિકાસ થાય. નહિ તો આ રીતે ખોટું ખર્ચ કર્યા કરવાના.

એવી જ એક બીજી વાત સાંભળી.

એક જણને ટી. બી. થયેલો. દવા કરાવવા માટે પૈસા નહોતા. ગામના એક ભલા માણસે રેંટરી કલબ દ્વારા મફત ઈન્જેકશનો અપાવેલાં. પણ વડોદરા ઓપરેશન માટે જવાનું થયું. પૈસા તો હતા નહિ. કેટલાકે ઉઘરાવીને મદદ કરી. પણ એ બચી શક્યો નહિ. પાછળ વિધવા બાઈ અને ચાર નાનાં છોકરાં રડતાં રઝળતાં રહી ગયાં.

સાંભળ્યું કે એની પાછળ બારમું કર્યું.

કેવી કરુણતા છે ! દવા માટે પૈસા ન મળ્યા. પણ બારમું કર્યા વગર ન ચાલ્યું. કહે છે કે ખેતર વેચીને એ બાઈએ બારમું કર્યું. પાછળ છોકરાંનું શું ? એ શાના આધારે મોટાં થશે, તેમની કોણ દેખભાળ રાખશે, ઘરમાં કોઈ કમાય એવું મોટું નથી, આ બાઈ શું કરશે ? આ સવાલો શીરો ખાનારે કોઈએ ન વિચાર્યા.

આ શીરાભૂખ્યા લોકોને તે શું કહેવું ? ને આ ચાલને પણ શું કહેવું ? આવા માણસ પાછળ બારમું ન કર્યું હોત તો ન ચાલત ?

પણ આ પરગણામાં બારમાનો રિવાજ એવો તો વકરી ગયો છે કે સુધારકોનું પણ ચાલે તેમ નથી. જઈને પીકેટીંગ કરે ત્યારે. એ માટે માણસો નીકળે ત્યારે ને ! મારા જેવો એકલ દોકલ જાય તો શું વળે ?

આ બાબતમાં સરકારે સત્વરે કાયદો કરવો જોઈએ. કટોકટીને કારણે કાયદાને પણ આવકાર મળશે. તો ગરીબ અને પછાત કોમો એ કુરિવાજની ચુંગાલમાંથી બચી જશે. કાયદો ન કરે તો સૌ કાર્યકરોએ ચૂંટણી વખતે જેવો ગોકીરો કરી મૂકે છે તે રીતે પીકેટીંગ માટે દોડી જવું જોઈએ. એ વગર આ બારમાં અટકવાનાં નથી.

*

ચીની આક્રમણના કારણે ગુજરાતમાં તા. ૧લી જાન્યુઆરીએ આવનારું પંચાયતી રાજ્ય મોકુફ રાખ્યું હતું. હવે કટોકટી જરા હળવી થતાં તા. ૧લી એપ્રિલથી પંચાયતી રાજ્ય પાછું અમલમાં આવે છે. અલબત્ત એમાં તાલુકામાંથી જિલ્લામાં સીધી ચૂંટણી કરીને મોકલવાના પ્રતિનિધિઓ મોકલી શકાશે નહિ. પણ તાલુકામાંયે તો ચૂંટણીમાં કશો ફરક પડતો નથી. ત્યાં તો પૂર્વવત સરપંચો અને દસ ટકા ચૂંટાએલા સહકારી મંડળીના સભ્યો તાલુકા પંચાયતના પ્રમુખ અને ઉપપ્રમુખને ચૂંટશે.

આ ચૂંટણીની વાત આવી એટલે એક બે જણા મળવા આવ્યા :

'સેવકરામ તમારી શી સલાહ છે ?'

'શાની ?'

'આ પંચાયતી રાજ્ય આવે છે એ બાબતમાં.'

'હું તો માનું છું કે પંચાયતી રાજ્ય દ્વારા ગામડાંનું રાજ્ય આવે છે. ગાંધીજી જે અર્થમાં ગામડાંને સ્વાવલંબી અને સ્વાશ્રયી બનવાનું કહેતા હતા એવી તક આ વિકેન્દ્રિકરણમાં મળી રહે છે. ગામડું ધારે તો તે પોતાનો વિકાસ સ્વતંત્ર રીતે કરી શકે છે. પણ તેનો આધાર તમે કેવા માણસોના હાથમાં વહીવટ સુપ્રત કરો છો તેના પર રહે છે.

જેવું ગામડાનું છે તેવું જ તાલુકાનું છે. ખરું જોતાં તો પ્રજા સામે આ ચેલેન્જ છે. તમને તમારી રીતે વહીવટ કરવાની તક આપી. હવે તો તમે તમારો વિકાસ સાધો. જો હવે એ વિકાસ ન સાધો તો તેનો દોષ પ્રજાના શીરે રહેશે. એટલે તાલુકા કક્ષાએ પ્રમુખ તરીકે એવા માણસને પસંદ કરીને મૂકવો જોઈએ કે જે પૂરો સમય આપી શકે. જે કાર્યકાંડી હોય, કામ લઈ શકે એવો સૂઝવાળો, પ્રમાણિક અને શિક્ષિત હોવો જોઈએ. શક્ય હોય તો એવી જગ્યાએ ગ્રેજ્યુએટ કક્ષાનો માણસ મૂકવો જોઈએ. કાયદામાં તાલુકાના પ્રમુખને ઘર અને માસિક બસો રૂપિયા પગાર આપવાની જોગવાઈ કરવામાં આવી છે. તેનો અર્થ જ એ છે કે એ માણસે આ કામને પૂરો સમય આપવો જોઈએ અને દિલ દઈને કામ કરવું જોઈએ. એવા માણસોને શોધી શોધીને મૂકવા જોઈએ.'

'મૂકવા જોઈએ એમ તમે તો કહો છો, પણ કોણ મૂકે ?'

'કોણ તે ગામડાંના સરપંચો.'

'પણ અહીં તો રાજકીય પક્ષે ખેંચતાણ કરી છે. એ લોકો પોતાના ઉમેદવારને ચૂંટી મોકલવા દોડધામ કરી રહ્યા છે. એમાં અમારે શું કરવું ?'

'હું માનું છું કે જેમાં સીધી ચૂંટણી ન હોય તેમાં રાજકીય પક્ષોએ ન પડવું જોઈએ. છતાં પડે તોયે લોકોએ તો કામ કરે તેવા સાચકલા અને પૂરો સમય આપે તેવા શક્તિશાળી માણસને જ ચૂંટી મોકલવો જોઈએ. જો પંચાતિયા, ઘાલમેલિયા લોકો આવા સ્થાને ચઢી બેસશે તો રાજસ્થાન અને ઉત્તર પ્રદેશમાં બન્યું તેમ લોકોના પ્રશ્નો ગુંચવાશે અને લાભને બદલે હાનિ થશે. લોકશાહીનું આ એક મોટું ભયસ્થાન છે. જો તમે સાચા અને સારા માણસોને





ન ચૂંટો તો એ ચૂંટાયેલા ઉમેદવારનો લાભ નહિ મળે. અને ધારાસભામાં તો સામાન્ય શક્તિવાળાઓ નભે જાય. પણ પંચાયતી રાજ્યમાં તો વ્યક્તિએ જ નિર્ણય કરવાનો છે. તેણે જ કામ કરવાનું છે અને કામ લેવાનું છે. એટલે કામની ધગશવાળા અને સૂઝવાળા પ્રમાણિક માણસને ચૂંટી મોકલો તો જ ગામડાંના વિકાસના પ્રશ્નો હલ થઈ શકે.'

'અત્યારે તો ગામડાંના વિકાસનીયે ન પડી હોય તેમ સત્તાની સાઠમારી ચાલે જાય છે. આમાં લોકો ગુંચવાઈ જાય છે કે શું કરવું? એના કરતાં તો તમે કહો છો એમ બધા મળી કામ કરે એવા માણસને પ્રમુખ તરીકે ચૂંટી મોકલે એ વધુ સારું છે. પણ આ રાજકીય પક્ષો ક્યાં શાંતિથી વિચારે કરવા દે છે.'

આવી ખેંચતાણ બીજે પણ થતી દેખાય છે. એથી વાતાવરણ ડહોળાય છે. તેમ ગ્રામપંચાયતમાં સર્વાનુમતે ચૂંટણી કરવાનો આદર્શ સેવાયો છે તેમ તાલુકામાં પણ સેવાય તો સારું. કારણ કે આમાં કોઈ રાજકીય લઘુમતિ કે બહુમતિની દૃષ્ટિએ કામ કરવાનું નથી. પણ ગામડાના વિકાસની દૃષ્ટિએ કામ કરવાનું છે. તેમાં તો સૌનો વિશ્વાસ પ્રાપ્ત કરનાર પ્રમુખસ્થાને બેસે એ આવશ્યક છે. બીજું આ પરોક્ષ ચૂંટણી છે. સરપંચોને જ મત આપવાના હોય છે; સરપંચો કંઈ કોઈ પક્ષના ધોરણે ચૂંટાયેલા હોતા નથી. તેથી શા માટે તાલુકા પંચાયતમાં રાજકારણ લાવવું?

રાજકીય પક્ષોએ પણ સાચા અને સંનિષ્ઠ કાર્યકરોને જ મૂકવા જોઈએ. તો જ પ્રજાનું ભલું થશે અને તો જ પંચાયતીરાજ સફળ થશે.

ખરું જોતાં તો સૌ લક્ષ પંચાયતીરાજને સફળ કરવાનું હોવું જોઈએ. ગામડાં માટેનું સાચા અર્થમાં સ્વરાજ્ય તો હવે આવે છે. અત્યાર સુધી તો અંગ્રેજોની જગ્યાએ આપણા લોકો રાજ્ય કરતા હતા. પણ હવે પંચાયતીરાજમાં તો ગામડાં જ પોતાનું રાજ્ય કરશે. સત્તાનું વિકેન્દ્રિકરણ સફળ થાય તો પ્રજામાં સુતેલી તાકાત પ્રગટે અને દેશની રોનક બદલી નાખે. તો ભારતમાતાના ચહેરા પર પણ નવચેતનાનો પ્રકાશ ઝગમગી રહે.

આશા રાખીએ કે ગુજરાતમાં શરૂ થતો પંચાયતી રાજનો પ્રયોગ સફળ થશે અને લોકો તેનો લાભ ઉઠાવશે.



પેલેસ્ટાઈનમા આરબો અને યહુદીઓ વચ્ચે યુદ્ધ ચાલતું હતું ત્યારની આ વાત છે. એક દિવસ ઈઝરાયલના પાટનગર તલઅવિવ નજીકના રસ્તા પર એક મોટર ટ્રક ખોટવાઈને ઊભી રહી. ટ્રકના ડ્રાઈવરે પાછળ આવી રહેલી એક મોટરમાના માણસોને મદદે આવવા હાથ ઊંચો કર્યો. આ સમયે આરબ ગોળી કોઈ પણ દિશામાંથી આવવાનો ભય હતો. છતાં મોટરમાંથી બે જણા નીચે ઊતર્યા...આમાં એક હતો ઈઝરાયલનો વૃદ્ધ વડો પ્રધાન બેન ગુરિયોન અને બીજો હતો બંદૂકધારી અંગરક્ષક. વૃદ્ધ વડા પ્રધાને ટ્રકના ડ્રાઈવરને ધક્કો મારવામાં મદદ કરી અને અંગરક્ષક ચોકી કરતો ઊભો રહ્યો. ટ્રક જ્યારે ખરેખર ચાલુ થઈ ત્યારે જ વડા પ્રધાન પોતાની મોટરમાં બેઠા.

*

મહાન વૈજ્ઞાનિક આઈન્સ્ટાઈનને જેટલો સંગીત અને દરિયાઈ સફરમાં રસ હતો એટલો જ રસ નાના નાના યંત્રો અને કળ-કમાનવાળાં રમકડાં અને યાંત્રિક વસ્તુઓમાં હતો. તેઓ ઘણીવાર પાંચ-પાંચ અને દસ-દસ સેંટમાં વસ્તુઓ વેચતા સ્ટોરની મુલાકાત લેતા અને રંગીન ચળકતાં યાંત્રિક રમકડાં અને ચીજ વસ્તુઓ જોઈને ભારે આનંદ પામતા. એક વાર એક મિત્રે એમને એક 'ઝાઈપર બેગ' આપી. આ બેગમાં આ મહાન વૈજ્ઞાનિકને ભારે રસ પડી ગયો. કેટલીયે વાર સુધી એમણે બેગની સાંકળી ઉઘાડ-વાસ કર્યા કરી...સાંકળનો સરરર...અવાજ થાય અને એમને ખૂબ ગમ્મત પડે!



પદ્માકાન્ત ર. શાહ

# ટેરિલિન ( ડેક્રોન )

વિજ્ઞાનની પ્રગતિકૂચ વણથંભી ચાલુ જ રહી છે. વસ્ત્રોમાં પણ એ શોધખોળ તરક્કી કરતી જ રહી છે. એવા જ એક નવા વસ્ત્રતંતુનો ગુજરાતના જાણીતા વિજ્ઞાનવિદે ઊર્મિના વાચકોને પરિચય કરાવતો આ અભ્યાસુ લેખ લખ્યો છે જે દરેકને માહિતીસભર લાગશે...

વસ્ત્રનો વિષય માનવોના જીવનને સંસ્કૃતિના ઉદયકાળથી સ્પર્શતો આવ્યો છે. અત્યારના વિજ્ઞાનયુગમાં વસ્ત્રવિજ્ઞાન પણ કૂદકે ને ભૂસકે આગળ વધી રહ્યું છે. દિનપ્રતિદિન જીવનમા વસ્ત્રોનું વૈવિધ્ય વધતું જાય છે. 'એક નૂર આદમી અને હજાર નૂર કપડા' એ કહેવતની સાર્થકતા તો હજુ હવે પરિપૂર્ણ થતી લાગે છે. માનવસર્જિત વસ્ત્રતંતુઓમાંથી બનતું કાપડ જગત પર હવે એટલું વ્યાપક બનતું જાય છે કે કુદરતી તંતુઓના કાપડ તરફ તે પડકાર ફેંકી રહ્યું છે, એટલું જ નહિ પણ વસ્ત્રવિજ્ઞાનમાં તે ક્રાંતિ આણી રહ્યું છે. આ તબક્કે જગતના વિશેષ જાણીતા થયેલા વસ્ત્રતંતુ ટેરિલિન અથવા ડેક્રોનનો સામાન્ય જનને પરિચય કરાવવાનો પ્રસ્તુત લેખનો ઉદ્દેશ છે.

ટેરિલિન અથવા ડેક્રોન પ્રકારનો વસ્ત્રતંતુ તેના ગુણવૈશિષ્ટ્યને કારણે આજે જગતભરમાં એક ઉત્કૃષ્ટ વસ્ત્રતંતુ તરીકે પંકાઈ રહ્યો છે. તે પોલિએસ્ટર વર્ગનો વસ્ત્રતંતુ છે અને તેનું શાસ્ત્રીય નામ 'પોલિએથિલિન ટેરેફ્થેલેટ' છે. તેની પ્રથમ શોધ ઈંગ્લેન્ડમાં ૧૯૪૧મા થઈ હતી પણ તેનું મૂળ ૧૯૩૦માં અમેરિકાની ડ્યુપોન્ટ કંપનીની પ્રયોગશાળામાં ડૉ. વૉલેસ હ્યુમ કેરોધર્સ નામના વૈજ્ઞાનિકે કરેલા સંશોધનમાં હતું. ડૉ. કેરોધર્સ નાયલોનની શોધથી જગવિખ્યાત થઈ ગયા છે. તેઓના માર્ગદર્શન નીચે અનેક વિજ્ઞાનીઓએ માનવસર્જિત વસ્ત્રવિજ્ઞાન સંબંધી સંશોધનમાં ફાળો આપ્યો છે. આ વિષયમાં પાયાના સિદ્ધાંતો નીચે પ્રમાણે છે :–

૧. પદાર્થનો અણુભાર સામાન્ય રીતે ૧૦,૦૦૦ જેટલો હોવો જોઈએ.

૨. પદાર્થનો અણુ સુગઠિત અને સપ્રમાણ આંતરરચના ધરાવતો હોવો જોઈએ.

૩. પદાર્થના અણુઓની દિક્સ્થિતિ (અં. ઓરિએન્ટેશન) નિયમસર હોવી જોઈએ જેથી મજબૂત તંતુનું સર્જન થઈ શકે.

૪. પદાર્થના અણુઅણુઓ વચ્ચે સારું આકર્ષણ હોવું જોઈએ અને તેનું ગલનબિંદુ ( અં. મેલ્ટિંગ પોઈન્ટ) ઊંચું હોવું જોઈએ.

૫. પદાર્થમાં તાપ, પાણી અને રાસાયણિક પ્રક્રિયાઓ સામે પ્રતિકાર આપવાની શક્તિ સારા પ્રમાણમાં હોવી જોઈએ અને રાસાયણિક રંગોનો ઉપચાર કરી શકાવા માટે પણ ગુણ હોવો જોઈએ.

ડૉ. કેરોધર્સના કાર્ય વિષે વિશેષ ખ્યાલ મેળવવા માટે શરૂઆતમાં થોડી વૈજ્ઞાનિક ભૂમિકા સમજી લેવી ઠીક થઈ પડશે.

તંતુઓમાં અણુઓ એક માળાના મણકારૂપે જોડાયેલા હોય છે. એક અણુ બીજા અણુ સાથે કેવી રીતે યુક્ત થયો હોય છે તે દર્શાવવા એક સાંકળની કલ્પના કરવામાં આવે છે. આવી રીતે જોડાઈને તંતુઓના અણુઓ લાંબી સાંકળના સ્વરૂપના બને છે. તેઓ આથી મેક્રોમોલિક્યુલ્સ એટલે વિસ્તૃત અણુઓ કહેવાય છે. આ સાંકળને પરિણામે અણુઓનો આકાર તાર જેવો લાંબો થઈ શકે છે. સાંકળમાં મણકાઓને જુદી જુદી રીતે ગોઠવીને ભિન્ન ધર્મો ધરાવતા તંતુઓ ઉત્પન્ન કરી શકાય છે. તંતુઓના ગુણધર્મોમાંથી અગત્યના એક બે તરફ દ્રષ્ટિપાત કરીએ. પ્રથમ તો અણુઓ ખેંચી શકાય તેવા હોય છે, એટલે કે તંતુઓ જેના બનેલા છે તે અણુપરમાણુઓના ગુચ્છને ખેંચી શકાય છે. આવા ગુચ્છની ખેંચાવાની શક્તિ અણુઓ વચ્ચેના સાંધણ ઉપર અવલંબે છે. બીજું, આવા સંકલિત અણુઓ આજુબાજુથી પણ પોતાની સાથે બીજા અણુઓ ચોંટાડી દેવા સમર્થ હોય છે. તંતુઓના ગુણધર્મો અણુઓની આ સાંકળના પ્રકાર ઉપર અવ-





બંધે છે. હવે અણુઓની સાંકળની રચના થોડીક અનિયમિત અને થોડી સપ્રમાણ અથવા નિયમિત આકૃતિવાળી હોય છે. વિજ્ઞાનમાં અનિયમિત અથવા આકારહીન રચનાના પ્રકારને 'એમોરફસ' કહે છે જ્યારે નિયમિત પ્રકારને 'ક્રિસ્ટલિન' કહે છે. દૃષ્ટાંત તરીકે રબરનું બંધારણ એમોરફસ છે. તંતુઓની આંતરરચનામાં ક્રિસ્ટલિન અને એમોરફસ ભાગોનું સંગઠન હોય છે. અણિવક સાંકળનું બંધારણ આમ ક્રિસ્ટલિન અને એમોરફસ એ બે અંતિમો વચ્ચે સમાધાન ધારણ કરતા પ્રકારનું હોય છે. 'ઇલેક્ટ્રોન માઈક્રોસ્કોપ' જેવાં સાધનો વડે આ પ્રકારની રચના નિહાળવાનું શક્ય બની રહે છે. ક્રિસ્ટલિન એટલે સ્ફટિકાકૃતિવાળા ભાગો બળવાન હોય છે જ્યારે બાકીના ભાગમાં અણુઓને બાંધતી કડીઓ નબળી હોવાથી તેમાં ઢીલાશ હોય છે. આવી નબળી જગ્યાઓમાંથી તંતુઓમાં રાસાયણિક ક્રિયાઓ શરૂ થાય છે, તેમજ ભેજ પ્રવેશી શકે છે. તંતુઓના ગુણધર્મોનો આધાર સ્ફટિકમય તથા અન્ય ભાગો વચ્ચેના પ્રમાણ ઉપર રહેલો છે. તંતુઓમાં ખેંચાણ આપીને દિક્સ્થિતિ વિશિષ્ટપણે ગોઠવવાથી તંતુઓની મજબૂતાઈ વધે છે. ટેરિલિન અથવા ડેક્રોનના વસ્ત્રતંતુઓમાં અણુઓની આવી રચના વિશેષ પ્રમાણમાં હોય છે એટલે તેમાંથી બનાવેલું કાપડ ખૂબ મજબૂત બને છે.

વસ્ત્રતંતુઓના સર્જનમાં બીજું એવું જોવામાં આવ્યું છે કે તંતુઓ બનાવવાની શક્યતા અને અણુભાર વચ્ચે નીચે પ્રમાણે સંબંધ હોવો આવશ્યક છે:—

| અણુભાર | તંતુ બનવાની શક્યતા |
|---|---|
| ૪૦૦૦ નીચે | બિલકુલ નહિ. |
| ૪૦૦૦–૬૦૦૦ | ટૂંકા, નબળા અને બરડ તંતુઓ. |
| ૬૦૦૦–૮૦૦૦ | લાંબા, ઓછા બરડ, પણ નબળા તંતુઓ. |
| ૮૦૦૦-૧૦૦૦૦ | તંતુઓના સર્જનમાં વધારે સુગમતા અને વધતી જતી મજબૂતાઈ. |
| ૧૦,૦૦૦ ઉપર | ઉત્તમ તંતુઓ. |

ટેરિલિન, નાયલોન વગેરે પ્રકારના વસ્ત્રતંતુઓમાં અણુભાર ૧૨,૦૦૦ થી ૨૦,૦૦૦ જેટલો હોય છે.

અણિવક સાંકળમાં એકત્રિત થયેલા એક ગુચ્છને 'મોનોમર' કહે છે. આવા અનેક મોનોમર સંયુક્ત થઈને 'પોલિમર' બનાવે છે આ ક્રિયાને પોલિમેરાઈઝેશન' કહે છે. વસ્ત્રતંતુઓમાં આ ક્રિયા મૂળભૂત છે પોલિમરના અણુઓની સાંકળોના અંકોડાની સંખ્યાને 'ડિગ્રી ઓફ પોલિમેરાઈઝેશન' (ડી પી.) કહેવાય છે, જેના ઉપર તંતુની મજબૂતાઈનો આધાર રહ્યો છે. તંતુઓના આ વિજ્ઞાનને લક્ષમાં રાખી હાલ તેઓના સર્જન માટે નીચેની ત્રણ પદ્ધતિઓનો ઉપયોગ તેઓના પ્રકાર અનુસાર કરવામાં આવે છે:

૧. દ્રાવણમાંથી કાંતવાની પદ્ધતિ (અં. સોલ્વન્ટ સ્પિનિંગ): આ પદ્ધતિમાં જે દ્રવ્યમાંથી તાર ખેંચવાનો હોય છે તેના દ્રાવણને છિદ્રોવાળી ચારણી-(અં. સ્પિનેરેટ)માંથી બળપૂર્વક પસાર કરવામાં આવે છે. છિદ્રોની બહાર ગરમ હવાનો પ્રવાહ વહેતો હોય છે એટલે દ્રાવણ (એક ઉડ્ડયનશીલ દ્રવ્ય) ઊડી જાય છે અને મૂળ પદાર્થ સળંગ તંતુના સ્વરૂપે આવિષ્કાર પામે છે (દૃષ્ટાંત: એસિટેટ રેયોન)

૨. જલમાંથી કાંતવાની પદ્ધતિ (અં. વેટ સ્પિનિંગ): આ પદ્ધતિમાં પદાર્થના પાણીમાં ઓગાળેલા કોઈ રસાયણ સાથેના દ્રાવણને છિદ્રોવાળી ચારણીમાંથી બહાર કાઢવામાં આવે છે અને પછી તેને પાણીમાં જ ઓગાળેલા વિરુદ્ધ પ્રકારના રસાયણના દ્રાવણમાં સ્નાન કરાવવામાં આવે છે એટલે મૂળ પદાર્થ દ્રાવ્ય સ્વરૂપમાંથી ઘનસ્વરૂપમાં પુનર્જન્મ પામે છે. (દૃષ્ટાંત: વિસ્કોઝ રેયોન).

૩. ઘનપદાર્થને ઊંચા ઉષ્ણતામાને પ્રવાહી બનાવી તેમાંથી ચારણી દ્વારા તાર ખેંચીને તેને વધુ ખેંચાણે તંતુઓનું સ્વરૂપ આપવામાં આવે છે તે ત્રીજી કાંતવાની પદ્ધતિને ડ્રાય અથવા મેલ્ટ સ્પિનિંગ કહે છે આ પદ્ધતિ વડે નાયલોન, ડેક્રોન, ટેરિલિન, એક્રિલાન વગેરે

પ્રકારના તંતુઓ કાંતવામાં આવે છે.

વસ્ત્રતંતુના વિજ્ઞાનના આ પ્રાથમિક પરિચય પછી હવે આપણે ટેરિલિનના સર્જન વિષે વિચાર કરીએ.

ટેરિલિનની શોધ તો ૧૯૪૧મા થઈ હતી પણ બીજા વિશ્વયુદ્ધને લીધે તેનો વિકાસ થઈ શક્યો ન હતો, જો કે તે અંગેનું કામ તો બ્રિટનમાં વૈજ્ઞાનિક અને ઔદ્યોગિક સંશોધન સમિતિની પ્રયોગશાળામાં ચાલુ રહ્યું હતું. ડૉક્ટર ફેરોધર્સને પગલે પગલે લેંકેશાયરમાં આવેલી કેલિકો પ્રિન્ટર્સ એસોસિયેશન લિમિટેડની પ્રયોગશાળાના કામ કરતાં રિસર્ચ કેમિસ્ટો જે. આર. વ્હિનફીલ્ડ અને ડૉ. જે. ટી. ડિક્સને ટેરેફ્થેલિક એસિડ અને એથિલિન ગ્લાયકોલ નામનાં રાસાયણિક દ્રવ્યોમાંથી ૧૯૪૧માં ૫૦૦ ગ્રામ જેટલું પોલિએથિલિન ટેરેફ્થેલેટ (ટેરિલિન) નામનું રસાયણ બનાવ્યું. આ પદાર્થ માટે કાચો માલ કુદરતી વાયુ તથા પેટ્રોલિયમમાંથી ઉત્પન્ન કરી શકાય છે, જે નીચેની આકૃતિ પરથી જણાશે :

કુદરતી વાયુ → મિથેનોલ → ફોર માલ્ડીહાઈટ

એથિલિન ઑક્સાઈડ → એથિલિન ગ્લાયકોલ

પેટ્રોલિયમ → પારા–ઝાઈલીન → ડાયમેથિલ ટેરેફ્થેલેટ

એથિલિન ગ્લાયકોલ + ડાયમેથિલ ટેરેફ્થેલેટ } ટેરિલિન( ડેક્રોન )

શ્રી વ્હિનફીલ્ડે લખ્યું છે, 'જ્ઞાનથી સંશોધન થાય છે પણ અચાનકતાના તત્ત્વને લીધે તેમાં પ્રાણ પુરાય છે. જ્ઞાનને લીધે એમ લાગ્યું કે પોલિએથિલિન ટેરેફ્થેલેટ તંતુ બનાવી શકે તેવો પદાર્થ નીકળશે. વાસ્તવિક પ્રયોગ વડે જ આની સાબિતી મળી શકે એમ હતું. પદાર્થમાં તંતુ બનવાને લાયક ગુણધર્મોની અમે જે અપેક્ષા સેવી હતી તે ફળીભૂત થઈ. અમારી આશા મુજબ તેનું ગલનબિંદુ ૨૬૪ અંશ સેન્ટીગ્રેડ હતું.'

ટેરેફ્થેલિક એસિડ તે વખતે બહુ ઓછા પ્રમાણમાં ઉપલબ્ધ હતો. જો ટેરિલિન વસ્ત્રતંતુ ( આ નામ શ્રી વ્હિનફીલ્ડે પાડ્યું હતું )નું ઉત્પાદન શરૂ કરવું હોય તો ટેરેફ્થેલિક એસિડને મોટા પાયા પર બનાવવો પડે. આથી આ ઉદ્યોગને રસાયણક્ષેત્રે લઈ જવો પડે. આથી ૧૯૪૭માં કેલિકો પ્રિન્ટર્સ એસોસિયેશન લિમિટેડ કંપનીએ ઇમ્પીરિયિલ કેમિકલ ઇન્ડસ્ટ્રીઝ સાથે ટેરિલિનના ઉત્પાદન માટે વ્યવસ્થા કરી અને શ્રી વ્હિનફીલ્ડ ઇમ્પીરિયલ કેમિકલ ઇન્ડસ્ટ્રીઝ (આઈ. સી. આઈ)માં જોડાયા. દરમ્યાન અમેરિકામાં ડ્યુપોન્ટ કંપનીએ પણ ફાઈબર–વી નામથી આ વસ્ત્રતંતુની શોધ કરી હતી અને ત્યાં તે 'ડેક્રોન' નામથી બહાર પાડવામાં આવ્યું. ઇંગ્લેન્ડમાં આ સંશોધન પાછળ મોટો ખર્ચ કરવામાં આવ્યો હતો. સૌ પ્રથમ વિલ્ટન, યોર્કશાયરમાં આઈ. સી. આઈ. કંપનીએ ટેરિલિનના ઉત્પાદન માટે વાર્ષિક એક કરોડ દસ લાખ (૧૧ મિલિયન) રતલની શક્તિ ધરાવતો પ્લાન્ટ ૧૯૫૪ની આખરમા ચાલુ કર્યો, આજે અહીં તેનાથી બમણું ઉત્પાદન થઈ શકે છે.

'ટેરિલિન'ના સર્જનમાં સૌ પ્રથમ એથિલિન ગ્લાયકોલ અને ટેરેફ્થેલિક એસિડ વચ્ચેના અણુસંયોગ વડે તેનો પોલિમર બનાવવામાં આવે છે અને પછી આ પોલિમરને ઓગાળી ઉપર દર્શાવેલી 'મેલ્ટ સ્પિનિંગ'ની પદ્ધતિ વડે તેમાંથી તંતુઓ કાંતવામાં આવે છે. એથિલિન ગ્લાયકોલ તથા પારા–ઝાઈલીનની કિંમત રતલે એક રૂપિયા જેટલી લગભગ હોય છે. ટેરિલિનનો એક બીજો ગુણ તાજેતરમાં પ્રકાશમાં આવ્યો છે અને તે એ કે તાજા કાંતેલા ટેરિલિનના તંતુઓને અમુક ઉષ્ણતામાનની સ્થિતિમાં મૂળ લંબાઈ કરતાં ૭૫ ગણા ખેંચી શકાય છે અને સાથે સાથે તંતુઓમાં અણુઓની દિક્‌સ્થિતિ વિશેષ ફેરફાર પામતી નથી. આનાથી મુખ્ય ફાયદો એ થશે કે કાંતવાનું સાધન સસ્તું બનાવી શકાશે. કારણ કે પ્રથમ જાડા તંતુઓ બનાવીને તેમને ખેંચાણ આપીને બારીક કરી શકાશે અને જાડા તંતુઓ કાંતવાનું સાધન સ્વાભાવિક રીતે જ પાતળા તંતુઓ કાઢવાના સાધન કરતાં સસ્તું પડશે. આ પદ્ધતિ બરાબર સફળ થશે ત્યારે ટેરિલિનનું કાપડ વધુ સસ્તુ વેચી શકાશે.



ટેરિલિન તંતુ બે મુખ્ય સ્વરૂપોમાં બનાવવામાં આવે છે. એક તો સળંગ તંતુ (ફિલામેન્ટ)ના રૂપમાં અને બીજું સ્ટેપલ તંતુઓના રૂપમાં. સ્ટેપલ તંતુઓમાં પ્રથમ સળંગ તંતુઓ બનાવી તેમને લાંબા-ટૂંકા કાપી તેના ગુચ્છાઓમાંથી રૂ માફક પૂણી બનાવી તેમાંથી 'સૂતર' કાંતવામાં આવે છે. સ્ટેપલ ફાઈબરના સર્જનમાં શરૂઆતની ક્રિયા સળંગ તંતુની બનાવટ જેવી જ છે પરંતુ આ પદ્ધતિમાં સ્પિનેરેટ (ચારણી) અસંખ્ય છિદ્રો ધરાવે છે એટલે જ્યારે તંતુઓ છિદ્રોમાંથી બહાર નીકળે છે ત્યારે તેઓનું સ્વરૂપ દોરડા-જેવું હોય છે. અંગ્રેજીમાં આ દોરડાંને 'ટાઉ' કહે છે. પછી આ દોરડાના નાના મોટા ટૂકડા કરવામાં આવે છે. છેવટે તેમની ગાંસડીઓ બાંધી કાંતનારી મિલો ઉપર કાપડ બનાવવા માટે મોકલવામાં આવે છે. આ સ્ટેપલ ફાઈબર સાથે ઊન, રૂ, કંતાન વગેરે તંતુઓની મિલાવટ કરીને પણ કાપડ બનાવવામાં આવે છે. ટેરિલિન સ્ટેપલ ફાઈબરનો હાલ સૌથી મોટો ઉપયોગ ઊન સાથે મિશ્ર કરીને 'વોર્સ્ટેડ' વણાટનું કાપડ ઉત્પન્ન કરવામાં થાય છે. ૫૫ ટકા ટેરિલિન અને ૪૫ ટકા ઊનનું મિશ્રણ ધરાવતું કાપડ સૂટ, સ્કર્ટ વગેરે માટે ઉત્તમ ગણાય છે. કારણ કે તેમાં એક વાર ઈસ્ત્રી કરીને સળ પાડ્યા પછી ગમે તેટલી વાર ધોળાયા કે ધોવાયા છતાં તે પ્રમાણે જ કાયમ રહે છે. આ સગવડતાને લીધે તેનો વપરાશ હવે ખૂબ વ્યાપક બનવા લાગ્યો છે. ટેરિલિનમાં ભેજ ચૂસવાની શક્તિ ઘણી ઓછી છે. આથી તેના વસ્ત્રને ધોઈને સૂકવી દેવાથી થોડી જ મિનિટોમાં તે સૂકાઈ જાય છે. આ કારણને લીધે જ એવી જાહેરખબર કરવામાં આવે છે કે ટેરિલિનનું એક પેન્ટ અને શર્ટ અથવા એક સ્કર્ટ અને એક બ્લાઉઝ વડે વધુ કાપડ લીધા સિવાય સ્ત્રીપુરુષ દુનિયાનો પ્રવાસ ખેડી શકે છે.

જગતભરમાં હવે 'ટેરિલિન'નું ઉત્પાદન વિવિધ નામોએ શરૂ થઈ ચૂક્યું છે. ભારતમાં પણ આઈ. સી. આઈ. કંપની મહારાષ્ટ્રમાં પનવેલ પાસે 'જનરલ કેમિકલ અને ફાઈબર્સ' નામથી એક ટેરિલિન બનાવવાનું કારખાનું નાખવા માટે વ્યવસ્થા કરી રહી છે. અહીં કદાચ ટેરિલિનને બદલે 'ડિંદલિન' નામથી તે જાહેરમાં મૂકાશે એમ સમાચાર મળ્યા છે. ભારતના ગરમ પ્રદેશમાં ટેરિલિન સ્ટેપલ સાથે રૂનું મિશ્રણ ૬૭ : ૩૩ પ્રમાણમાં કરવામાં આવશે અને તે સંબંધી પ્રયોગો ચાલી રહ્યા છે. આ કાપડમાં ટેરિલિનના બધા જ ગુણો હોવા ઉપરાંત તે ચામડી પરથી પ્રસ્વેદ ચૂસી શકશે અને પહેરવામાં ઉત્તમ પોપલીન જેવું જ સગવડભર્યું નીવડશે.



આદર્શલોક

# પશુનો પ્રેમ

વિખ્યાત ફ્રેંચ લેખકની આ એક એવી વાર્તા છે કે જે વાચકોનાં રુંવાડાં ખડાં કરી મૂકે. શ્રી 'ઊર્મિલ' આ વાર્તાને ગુજરાતીમાં ઉતારવામાં જે રીતે સફળ બન્યા છે એટલી જ સફળતાપૂર્વક તેની રજૂઆત વાચકોના દિલને પણ સ્પર્શી જશે. આવી વાર્તાઓ ગુજરાતી ભાષામાં ક્વચિત જ લખાય છે એટલે આનું મહત્ત્વ હોઈ શકે...

સર્કસના ખેલાડીઓ સિંહવાઘ આદિ ક્રૂર પશુઓ સાથે જે ખેલો કરે છે એ ખરેખર ભયાનક દૃશ્યો હોય છે. એવાં ભયપ્રદ પશુઓને એ રીતે વશ કરી લેવાં—એમના પર વિશ્વાસ રાખી નિર્ભય બની રહેવું એ એકદમ તો સમસ્યા જેવું જ લાગે છે; પરંતુ વસ્તુતઃ એમાં પ્રકૃતિના નિયમ સિવાય બીજું કશું જ નથી. પશુઓમાં પણ સ્નેહ કરવાની ક્ષમતા હોય છે તેમ સભ્ય મનુષ્યોના લગભગ બધા જ ગુણદોષો એમને પણ શીખવી શકાય છે.

મહાન વીર નેપોલિયનની સાથે રહીને યુદ્ધોમાં જ આખું જીવન ગુજારનાર એક વૃદ્ધ સૈનિકના જીવનમાં બનેલો એક બનાવ પશુઓના પ્રેમની ક્ષમતાને ખૂબ સ્પષ્ટ કરી દે એવો છે. દારૂની એક જ બાટલી પીવડાવવાના બદલામાં એ વૃદ્ધ સૈનિકે પોતે જ પોતાના જીવનનો એ કિસ્સો મને કહી સંભળાવ્યો હતો.

ફ્રેંચના સેનાપતિ ડીસેએ મિસર ઉપર ચઢાઈ કરી હતી ત્યારે શત્રુદળના આરબોના પંજામાં એ સૈનિક એને નાઈલ નદી પારના અફાટ રેતીના રણ તરફ લઈ જવા લાગ્યા. રાત પડતાં એક કૂવાની પાસે એમણે મુકામ કર્યો અને મળી આવેલું ખજૂર ખાઈ પાણી પી તેઓ સૌ સૂઈ ગયા.

કેદ પકડાયેલા એ ફ્રેંચ સૈનિકે જોયું કે બધા જ આરબ સૈનિકો નિશ્ચિંત બની સૂઈ ગયા છે, ત્યારે ઘૂંટણીએ સરકીને થોડે દૂર પડેલી એક કટાર તેણે પોતાના દાંત વતી ઊઠાવી લીધી અને પ્રયત્નપૂર્વક પોતાનાં બંધનો કાપી નાખ્યાં. આ પ્રકારે મુક્ત બની રહ્યા પછી સૂતેલા એક આરબ સૈનિકની બંદૂક અને કટાર લઈને ઘોડેસ્વાર બની એ બહાદુર સૈનિક ત્યાંથી ભાગી નીકળ્યો. પોતાના ખ્યાલ પ્રમાણે ફ્રેંચ સૈનિકોની છાવણી તરફ જ તે ભાગી નીકળ્યો હતો પણ વાસ્તવમાં તે દિશા ભૂલ્યો હતો. છેવટે ખૂબ જ ઝડપથી દોડતો ઘોડો થાકીને લોથ બની ગયો અને સહેજ દૂર જઈ સહસા એણે પડતું મૂક્યું અને મરી ગયો. ફ્રેંચ સૈનિક સીમા વગરના એ અફાટ રેતીના રણમાં એકલો ઊભો રહ્યો.

એ સૈનિક બહાદુર હતો તેમ અસાધારણ સાહસી પણ હતો છતાં પગે ચાલીને તે ક્યાં સુધી જઈ શકે? થાકથી લોથ બની રહેતાં એને રોકાવું જ પડ્યું. રાત પડવાને હવે બહુ વાર ન હતી. પૂર્વનાં એ પ્રદેશની રાત્રિની અપૂર્વ શોભાથી મોહિત થઈ રહેવા છતાં પણ એનામાં હવે આગળ વધવાની શક્તિ ન હતી. પાસેના એક ટેકરા પરના ખજૂરના ઝાડ નીચે જઈને તે આડો પડ્યો અને ઊંઘી ગયો. જીવનની આશા જ તેણે તો હવે જાણે છોડી દીધી હતી. એણે એવી પ્રગાઢ ઊંઘ લીધી કે બીજા દિવસે સૂર્યનાં ગરમ કિરણોએ જ તેને જગાડ્યો.

જાગીને એણે ચારે તરફ જોયું તો કેવળ રેતીનો સમુદ્ર જ દૃષ્ટિગોચર થયો. આસમાન પણ એક તીવ્ર જ્યોતથી પ્લાવિત હતું; ચારે તરફની ભયાનક નીરવતા એના હૃદયને જાણે કસીને દબાવી રહી. આકાશમાં એક પણ વાદળ નથી. હવામાં કશો જ શબ્દ નથી, રેતીનો વિશાળ સમુદ્ર તદ્દન સ્થિર છે. અસીમ જ્વાલામય શૂન્યતા જાણે એના આખા અસ્તિત્વને પીડા પમાડી રહી. પાસેના ખજૂરના ઝાડને આલિંગીને એ સૈનિક રોવા લાગ્યો. અફાટ રેતીના આ રણમાં તો એના એ રુદનનો પણ પ્રતિધ્વનિ ઉપલબ્ધ ન થયો.

એ સમયે એની ઉંમર માત્ર એકવીસ વર્ષની હતી. થોડા સમય પછી આપઘાત કરવાને માટે એણે બંદૂકમાં ગોળી ભરી. પણ એ ક્ષણે તો એણે એનો ઉપયોગ ન કર્યો. એ બબડ્યો : 'આપઘાત માટે તો

ઘણો સમય મળશે.'

વળી પાછો એ ચારે બાજુનું નિરાનંદ દૃશ્ય જોઈ રહ્યો પછી એણે પોતાની માતૃભૂમિ ફ્રાન્સનાં સ્વપ્ન જોવા માંડ્યાં. કલ્પનામાં જ એ પેરિસની સડકોની ગંધ સૂંઘવા લાગ્યો. પોતાના સાથીઓના ચહેરાઓ, પોતાના જીવનની નાની મોટી ઘટનાઓ—એ બધાંનું સ્મરણ કરતાં કરતાં એનું ચિત્ત આનંદથી ઓતપ્રોત બની રહ્યું. અફાટ રેતીના આ રણની મૃગતૃષ્ણા વચ્ચે એ સૈનિકે પોતાના દેશની સુંદર ટેકરીઓ જોઈ. પરંતુ મૃગતૃષ્ણામાં તો ભયનો અંત નથી, એટલે આંખો ફેરવી ફેરવીને એ સૈનિકે ચારે બાજુ ફરવાનું ઠેકાણું શોધવા માંડ્યું. શોધતાં શોધતાં એક જગ્યાએ ગુફા મળી આવી. પ્રકૃતિએ જ જાણે એને બનાવી હતી. ગુફામાં એક ફાટેલી ચટાઈ પણ હતી. એ ઉપરથી સૈનિકને લાગ્યું કે આ જગ્યાએ ક્યારેક કોઈ ને કોઈ માણસનો જરૂર વાસ હતો, નજીકમાં જ ખજૂરનાં ઝાડો હતાં તેમ પાણીનું નાનું ઝરણું પણ વહેતું હતું. આ બધું જોઈને મનુષ્યની જીવન ધારણ કરવાની સ્વાભાવિક વૃત્તિ એ સૈનિકના મનમાં જાગૃત થઈ ઊઠી. એણે આશા ધરી કે અહીં રહેતાં રહેતાં પોતે જરૂર કોઈ મુસાફરની દૃષ્ટિએ પડશે અને એની મદદ પામશે.

સહસા એના મનમાં એક વાત ઊગી: કોઈ જંગલી પશુ અહીં આવી ચઢીને હુમલો કરશે તો? આ ઝરણાનું પાણી પીવા માટે એવું કોઈ પશુ અહીં આવે તો ખરું જ. રાતે સૂઈ જતાં પહેલાં ગુફાનો શરૂઆતનો ભાગ ઢંકાય તો સારું એમ વિચારીને એણે ખજૂરના એક ઝાડના ટુકડા કરવા માંડ્યા. પરંતુ આખા દિવસનો તડકો અને પરિશ્રમથી એ ખૂબ જ થાકી ગયો અને છેવટે ગુફામાં જઈ ત્યાં પડેલી ફાટેલ ચટાઈ પર પડી તે ઊંઘી ગયો......

અર્ધી રાત્રે કોઈ વિચિત્ર અવાજથી એ સહસા જાગી ઊઠ્યો. કોઈ જંગલી પશુના શ્વાસ લેવાનો જ એ અવાજ હતો. આંખો ખોલી સારી રીતે જોયું, તો તદ્દન નજીકમાં જ અંધારામાં બે પીળી આંખો ચમકતી હતી! સિંહ? ચિત્તો? એ ફ્રેંચ સૈનિકને જીવવિદ્યાનું જ્ઞાન અધિક ન હતું. એ ભયાનક આગન્તુકનો નિર્ણય સરળતાથી એ કરી શક્યો નહીં પણ એ એટલું તો જાણી જ ગયો કે કોઈ હિંસ્ર પશુના રાજભવનમાં જ આવીને પોતે આશ્રય લીધો છે. એના ભયનો પાર જ ન રહ્યો. થોડા સમય પછી ચંદ્રના આછા પ્રકાશમાં તેણે જોયું તો મિસર દેશનો સૌથી વધુ ભયપ્રદ એવો દીપડો એની પાસે જ લાંબો થઈને સૂતો હતો. એની બન્ને આંખો એક વાર ખૂલીને પછી બંધ થઈ હતી. એનું મોઢું બરાબર સૈનિકના સામું હતું. સૈનિકના મગજમાં સેંકડો વિચારો આવવા લાગ્યા. સર્વ પ્રથમ એણે દીપડાને બંદૂકના ગોળાએ મારવાનો વિચાર કર્યો, પણ એ પશુ એટલું નજીક સૂતું હતું કે બંદૂક પકડવાની પણ જગ્યા ન હતી. વળી બંદૂક ઉપાડતાં અવાજ થાય અને એ કદાચ જાગી જાય તો? ભયનો માર્યો એ સૈનિક હલનચલન પણ કરી શક્યો નહીં. અફાટ રેતીના રણની નીરવતામાં એ સૈનિકને પોતાના હૃદયનું સ્પન્દન પણ પ્રબળ સંભળાવા લાગ્યું. એ વખત એણે પોતાની કમર પર હાથ મૂક્યો, પણ એ દીપડાની ગરદન વાળથી ભરપૂર હોઈ એને વીંધી ઘા મારવો અસાધ્ય સમજી એ કોશિશ પણ એણે ત્યાગી દીધી. એક જ ઘામાં એને મારી શકાય તો તો ઠીક; બાકી એમ ન બન્યું તો તો પછી આવી જ બને. પછી તો જીવન બચાવવાનો કોઈ ઉપાય જ ન રહે.

છેવટે સવાર થાય ત્યાં સુધી ચૂપચાપ જાગતા પડી રહેવું સૈનિકને ઉચિત લાગ્યું. સાધારણ અજવાળું થતાં એણે જોયું કે એ સમયે પણ એ પશુના મોઢા પર લોહી લાગેલું જ હતું. સૈનિકે ધાર્યું કે થોડા સમય પહેલાં જ તે શિકાર કરીને પેટે તૃપ્ત બન્યું હશે—જાગૃત થઈને એકદમ તો એથી કદાચ એ હુમલો ન પણ કરે. અજવાળું જરા વધતાં તેને સમજાયું કે એ દીપડો નહીં પણ દીપડી હતી. એની છાતી

અને જાંઘોના વાળ સફેદ અને ચમકતા હતા. એના પંજાની ચારે બાજુ શ્યામરંગી ચાંદા દેખાતા હોઈ જાણે કોઈ સુંદરીએ બંગડીઓ ન પહેરી હોય એમ લાગતું હતું. તાજેતરમાં જ યૌવનમાં પ્રવેશેલી એ દીપડી ભયંકર હોવા છતાં સૈનિકને ઘણી સુંદર લાગી. એ જો પાંજરામાં બંધ હાલતમાં હોત તો એ પટ્ટા જેવી અને વિવિધ રંગોથી ખૂબસૂરત લાગતી દીપડીની એ સૈનિક ખૂબ જ પ્રશંસા કરત; પરંતુ આ સમયે તો દીપડીના એ ભયપ્રદ સૌંદર્યે એની દૃષ્ટિને જાણે ઝાંખપવાળી જ કરી દીધી.

સૂર્યોદય થતાં દીપડીએ આંખો ખોલી પછી પંજા લંબાવી એણે આળસ ખંખેર્યું એ પછી એણે પોતાની લાંબી જીભે પંજા પર તેમ શરીરના અન્ય ભાગો પર લાગેલું લોહી ચાટવા માડ્યું. એના લાંબા અને તીણા દાંત અને ખરબચડી જીભ જોઈને સૈનિક પોતાની અવદશા પૂરેપૂરી સમજી ગયો. કટારની મૂઠ હાથમાં મજબૂત પકડી તે ભયનો સામનો કરવા તૈયાર થઈ રહ્યો. દીપડીની સુસ્તી ઉડાડવાની બેપરવાઈ-ભરી રીતિઓ જોઈ આ સ્થિતિમાં પણ સૈનિકને જરા ગમ્મત પડી. એ પછી દીપડીએ રાજરાણીની અદાથી ઊંચું માથું કરી સૈનિક સામું તીવ્ર સ્થિર દૃષ્ટિથી જોયું, જોયા જ કર્યું. નિર્નિમેષપણે પોતાની સામે જોઈ રહેલી એ દીપડીની આંખો ભયંકર જરૂર હતી, પરંતુ એમાં સૈનિકને ઉગ્રતા ખાસ ન લાગી. દીપડી પછી ધીમે ધીમે ઊઠી અને એની પાસે આવી. સૈનિકનું હૃદય ખૂબ જ ધડકી રહ્યું. તદ્દન પાસે આવીને દીપડી ઊભી રહી ત્યારે સૈનિકે જરા સાહસી બની મૃદુતાથી એની પીઠે હાથ ફેરવ્યો. દીપડીને જાણે એ ખૂબ ગમ્યું હોય એમ એની દૃષ્ટિ જરા કોમળ બની અને આછો ઘુઘુરાટ કરી તે શાંત બનતી રહી. સૈનિકે વધુ હિમ્મત ધરી એના શરીરના વિવિધ ભાગો પર હાથ ફેરવવા માંડ્યો. એના એ પ્રકારના પ્યારથી જાણે ખુશ બની રહીને દીપડી પૂરેપૂરી શાંત થઈ ગઈ. આછો ઘુઘુરાટ કરી પોતાની પ્રસન્નતા પણ એણે વ્યક્ત કરી.

સૈનિકે જોયું કે દીપડીનો ક્રૂર ભાવ બિલકુલ નષ્ટ થઈ ગયો છે ત્યારે તે એનું શરીર પંપાળતો પંપાળતો ઊઠ્યો અને ધીમે રહીને ગુફામાંથી બહાર સરકી ગયો. દીપડીએ તેને તે વખતે તો રોક્યો નહીં, પણ તે જરા દૂર નીકળી ગયો ત્યારે તે છલંગ મારી દોડતી તેની પાસે આવી રહી અને પાળેલી બિલાડીની જેમ તેની સાથે લાડ કરવા લાગી, તેમ પોતાના સાથી સામું ઉજ્જ્વલ દૃષ્ટિથી જોઈ પ્રસન્નપણે તેણે જોરથી ગર્જના કરી.

એની એવી સ્નેહપિપાસા જોઈને સૈનિકે પુનઃ એનું માથું પંપાળ્યું તેમ શરીર થાબડ્યું. સફળતાથી એનું સાહસ વધી જતાં એણે પોતાની કટારથી એના માથામાં ગલગલીયાં કરી જોયાં. વસ્તુતઃ એણે ઘા મારવા અંગે યોગ્ય નરમ જગ્યા જ શોધી.

રેતીના રણની સુલતાનાએ માથું ઊંચું કરી વિવિધ ભાવો દ્વારા પોતાની પ્રસન્નતા પ્રગટ કરી. સૈનિકને વિચાર આવ્યો કે દીપડીની ગરદનમાં જોરથી કટાર હુલાવી દઈ એને ખતમ કરવાની ખરી તક છે. પરંતુ તેણે કટાર ઉઠાવી ત્યાં જ તે દીપડી ગજબના મનોહર ઢંગથી તેના પગ પાસે બેસી પડી અને એના સામે પ્રેમભરી મુગ્ધ દૃષ્ટિથી જોઈ રહી. સૈનિકે કટાર દૂર કરી દીધી અને પછી તે ઝાડ ઉપરથી ખજૂર તોડી તોડી ખાવા લાગ્યો.

ખજૂર ખાતાં ખાતાં સૈનિકે વિચાર્યું : 'અત્યારે તો આ દીપડી મારી સાથે લાડ કરે છે પણ એને જ્યારે ભૂખ લાગશે ત્યારે ?' આ વિચારે સૈનિક ભયથી કંપી ગયો, છતાં પણ એ બેઠો બેઠો દીપડીના દેહની સુંદરતા જોવા લાગ્યો. એની આખી જાતિમાં તે સુંદર ગણાતી હોવી જોઈએ. ત્રણ ફૂટ ઊંચી હતી તેમ ચાર પાંચ ફૂટ લાંબી હતી. એનું માથું પણ મોટું હતું તેમ એની પૂછડી પણ લાંબી હતી. એનામાં વાઘણ જેવી કઠોરતા જરૂર હતી તો પણ એની આંખોમાં એક ચતુર રમણીના ભાવ પ્રતીત થતા હોઈ એના આખા મુખ પરથી મનોહર સુકુમારપણું ટપકતું

હતું. રેતીના રણની આ રાણી કોઈનો શિકાર કરી એનું લોહી પી સંતુષ્ટ બની હતી અને હવે પોતાની પાસે લાડની ઇચ્છા વ્યક્ત કરતી હતી.

સૈનિકે પછી આમતેમ ફરવા માંડ્યું. દીપડીએ એમાં કશી હરકત ન કરી. એકાએક સૈનિકે ઝરણા પાસે પોતાના ઘોડાની લાશ પડેલી જોઈ. દીપડી જ તેને ત્યાં ઘસડી લાવી હતી અને એના શરીરમાંથી થોડો ભાગ તેણે ખાઈ લીધો હતો. પોતાની નિદ્રિત હાલતમાં દીપડીએ શાથી પોતાના ઉપર હલ્લો કર્યો નહીં અને એ કયા કામમાં વ્યસ્ત હતી એ સૈનિક સારી રીતે સમજી ગયો.

સૈનિકે પછી વિચાર્યું કે આમ ને આમ જો તે દીપડીને પ્રસન્ન રાખશે, તો ઘોડાની લાશ પૂરી થાય ત્યાં સુધી તેને તેના તરફથી હરકત નહીં આવે. આ વિચારથી ઉત્સાહિત બની રહીને એ વળી પાછો દીપડી પાસે ગયો. દીપડીએ પણ એના પાસે આવ્યાથી આનંદસૂચક પોતાની પૂંછડી હલાવી. સૈનિકે પછી ભયને સંપૂર્ણપણે હટાવી દઈને એની સાથે ખેલવા માંડ્યું. દીપડીનાં વિવિધ અંગો તે પંપાળવા લાગ્યો તેમ ખંજવાળવા લાગ્યો. એના પંજા પર એણે હાથ ફેરવ્યો તે વખતે દીપડીએ ઝટ પોતાના નખ સમેટી લીધા. સૈનિકને વાગી ન જાય એટલા માટે જ એણે એમ કર્યું. સૈનિકના એક હાથમાં એ વખતે પણ કટારની મૂઠ હતી. દીપડીના શરીરમાં કટાર ખોસી દેવાનો ઇરાદો એના મનમાંથી હજી પણ દૂર થયો નથી. પરંતુ એને ડર પણ હતો કે મરતાં મરતાં પણ દીપડી કદાચ તેને જીવતો તો નહીં જ મૂકે. આવા વિચારની શરમ પણ તેનામાં ન હતી એમ નહોતું. તે યથાર્થ રીતે સમજી ગયો હતો કે દીપડીએ એનું કશું જ બગાડ્યું નથી, બલ્કે પ્રેમ અને શ્રદ્ધા પ્રગટ કર્યાં હતાં. એનાં એ પ્રેમ અને શ્રદ્ધાનો ઘાત શી રીતે થાય? વળી આ નિર્જન રેતીના રણમાં એનું બીજું સાથી પણ કોણ હતું?

દીપડીનાં એવાં પ્રેમ અને શ્રદ્ધા જોઈ ને એ સૈનિકને એની પહેલી પ્રેમિકા યાદ આવી રહી. એ પ્રેમિકા સુંદર જરૂર હતી પણ ક્રૂર પણ તેવી જ હતી. એની સાથે સંબંધ રહ્યો ત્યાં સુધી તે સૈનિકને હમેશાં એની છુરીથી શંકિત રહેવું પડ્યું હતું. કેટલીય વખત એ સ્ત્રીએ એને છૂરી મારવાની ધમકી આપી હતી. સૈનિકે એને એના સ્વભાવને અનુરૂપ એવું એક નામ આપ્યું હતું. એ જ નામ એણે આ દીપડીને પણ આપ્યું.

સાંજ સુધીમાં તો તે સૈનિક દીપડી સાથે સરસ રીતે હળી ગયો. દીપડી પણ પછી તો એણે આપેલા નામથી બોલાવતાં આંખોની દૃષ્ટિ દ્વારા જવાબ આપવા લાગી. રાત પડતાં સૈનિકે મનોમન નિશ્ચય કર્યો કે દીપડી ઊંઘી જશે કે તરત જ તે ચુપકીદીથી ભાગી નીકળશે. ધીરજ ધરીને તે એ સમયની પ્રતીક્ષા કરી રહ્યો અને પછી એ ઊંઘી ગઈ છે એવું લાગતાં જ તે નાઈલ નદી તરફ ઝડપથી દોડવા લાગ્યો. પરંતુ તે એકાદ માઈલ પણ નહીં ગયો હોય એટલામાં તો દીપડી છલંગો મારતી દોડી આવી અને એની પાસે ઊભી રહી. સૈનિકે મનોમન કહ્યું: 'લાગે છે કે આણે મારી સાથે જ પોતાનો પ્રથમ પ્રેમ કરવા માંડ્યો છે. એની પોતાની જાતિના નરનો અનુભવ હજી એને થયો હોય એમ લાગતું નથી. ખેર, એના પ્રથમ પ્રેમી હોવાનું ગૌરવ પણ ઓછું નથી!'

થોડે દૂર આગળ જતાં જ એના પગો રેતીમાં ઊંડા ને ઊંડા ઊતરવા માંડ્યા. બહાર નીકળવા એણે જેમ વધુ જોર કર્યું એમ તે વધુ ઊંડો ઊતરતો ગયો. એને થયું કે રેતીના આ કળણમાંથી તો નહીં જ બચાય. બીકના માર્યા એનાથી ચીસ પડાઈ ગઈ. પણ ત્યાં તો દીપડી ચપળતાથી કૂદીને એની પાસે આવી અને એના ગળાનો કોલર પોતાના દાંતોથી મજબૂત પકડીને એણે એક જ કૂદકામાં એને બહાર ખેંચી કાઢ્યો. કૃતજ્ઞ બની રહેલા સૈનિકે ગજબ ઊમળકાથી દીપડીને આલિંગનમાં લીધી, ચૂંબનો પર ચૂંબનો કર્યાં અને હૃદયપૂર્વકના પ્રેમસહ કહ્યું: 'મારી રાણી! હું હવે સદાનો તારો મિત્ર. હવે કદી તને મારાથી વેગળી નહીં કરું.'

બંને પાછાં વળી ગયાં. દિવસો વીતતા ગયા. હવે સૈનિકને રેતીનું આ રણ સૂનું લાગતું નથી. જેની સાથે વાતો કરી શકાય, પ્યાર કરી શકાય એવો સાથી એને હવે તો ઉપલબ્ધ થઈ ચૂક્યો છે. દીપડીની સ્વાભાવિક ક્રૂરતાનું તો હવે સૈનિકને નામનિશાન પણ પ્રતીત થતું નથી. સવાર થતાં દીપડી દરરોજ ક્યાંક જઈને શિકાર કરી પેટ ભરી આવતી અને પછી સૈનિક પાસે લાડ કરતી, સૈનિક પણ પછી તો તેનાથી બિલકુલ નિર્ભય અને નિશ્ચિંત બની રહીને એને પ્રેમ કરતો હતો. દીપડીની તો જાણે પ્રકૃતિ જ બદલાઈ રહી. પોતાની બંને આંખોમાં ગજબ અનુરાગ ભરીને તે સૈનિક સામે જોયા કરતી એટલું જ નહીં પણ સૈનિક કદાચ રીસાયેલા જેવો લાગે તો ભાવ-ભંગીથી એની ખુશામત કરીને પણ એ એના પ્રેમની ભીખ માગતી. સૈનિક અને દીપડી બંને જાણે માનવી અને પશુ વચ્ચેની સીમાઓ જ વીસરી ગયાં હતાં.

સૈનિકનો અધિકાંશ સમય તો ઊંઘવામાં જ જતો, છતાં પોતાની મુક્તિના વિષયમાં તે સદા સતર્ક રહેતો હતો. પોતાનું ખમીસ તેણે ખજૂરના એક ઝાડ પર લટકાવ્યું હતું. કદાચ કોઈ આ રસ્તેથી નીકળે અને પોતાને મદદ કરે. દિવસો વીતતાં મુક્તિની આશા ઠગારી લાગતાં તે દીપડીને વધુ ને વધુ વળગતો અને પ્યાર કરતો. હવે તો એ એના સ્વરનો જરા જેટલો ફરક પણ સમજી જતો. એની વિભિન્ન દૃષ્ટિઓને પણ સમજી શકતો. દીપડી પણ હવે તો એની આજ્ઞાકારિણી બની ગઈ હોઇ એ જે કંઈ કરે તે કરવા દેતી. એની પૂંછડી પકડીને એ એને ખેંચતો તોપણ તે ચિડાતી નહીં. એ કૂદતી તેમ ખેલતી તે વખતની તેની ક્ષિપ્રતા તથા મનોહરતા જોઈને સૈનિક ચકિત તેમ આનંદિત બની રહેતો.

એક દિવસ બપોરના એક જરા મોટું પક્ષી ઊડતું ઊડતું ત્યાં આવી ચઢ્યું. સૈનિક દીપડીને છોડીને એના તરફ જરા આનંદપૂર્વક જોઈ રહ્યો. થોડી એક ક્ષણોમાં જ દીપડી એને એ રીતે જોઈ રહેલો જોઈ ગુસ્સે બની રહી અને પેલા પક્ષી સામું ગર્જવા લાગી. સૈનિકને એ જોઈ લાગ્યું કે ઈર્ષાને લીધે જ તે આટલી બધી ગુસ્સે થઈ છે. એના શરીરમાં અવશ્ય કોઈ માનવ સ્ત્રીના આત્માએ જ પ્રવેશ કર્યો છે!

પેલું પક્ષી ઊડી ગયું અને અદૃશ્ય બની રહ્યું. સૈનિક હસતો હસતો દીપડી તરફ વળ્યો અને એને પ્રેમ કરવા લાગ્યો. દીપડીએ તરત જ ગુસ્સો ત્યજી દીધો અને વળી પાછી પૂર્વવત જ એ સુંદર સ્ત્રીના જેવી સુકોમળ અને અનુરાગભરી બની રહી. સૈનિક તરફથી યથેચ્છ પ્રેમ પ્રાપ્ત કરીને તેમ એથી તૃપ્ત બની રહીને એ પછી એ દીપડી ઊંઘી પણ ગઈ.

સૈનિક એ નિદ્રિત દીપડીને જોઈ જ રહ્યો. રણની રેતીની જેમ જ એ દીપડીનો દેહ ચમકતો સોનેરી તેમ જ્વાલાભર્યો પ્રતીત થતો હતો. સૈનિક વળી મનોમન બબડ્યો: 'આનામાં જરૂર કોઈ માનવસ્ત્રીના આત્માએ જ વાસ કર્યો છે.'

*

લગભગ દરેક પ્રેમીઓનો અંત નાની શી ક્ષુલ્લક ભૂલોને કારણે દુઃખદ બની રહે છે. આ બે અજબ પ્રેમીઓનો અંત પણ દુઃખદ છે........પેલા વૃદ્ધ સૈનિકે મારી આપેલી દારૂની બાટલી ખાલી કરતાં અને આગળ કહ્યું: 'રોજની જેમ એક દિવસ હું એ દીપડીને વહાલ કરી રહ્યો હતો. દરમિયાન મારાથી દૈવ જાણે એને શુંયે દુઃખ અપાઈ ગયું હશે કે જેથી એકાએક તે ઝડપથી મારા સામું ફરી ગઈ અને મારી જાંગ પર એના દાંત બેસાડી દીધા. ઘણી ક્રૂરતાથી એણે એમ કર્યું હતું એમ ન હતું; છતાં હું બી ગયો અને આ હવે મને જરૂર મારી નાખશે એમ માની લઈ હાથમાંની કટાર મેં પૂરી શક્તિથી એના ગળામાં ભોંકી દીધી. મરણચીસ પાડી તે બિચારી એક બાજુ લથડી પડી. અને દુઃખથી કણસવા લાગી. મારી ભૂલ હું સમજી ગયો. મારા પશ્ચાતાપનો પાર ન રહ્યો. મરણોન્મુખ પડેલી મારી એ પ્રિયતમા મારી સામે જ જોઈ રહી હતી. એની એ આંખોમાં રતિભાર પણ ક્રોધ ન હતો. હતો કેવલ પ્રેમ. એની એવી પ્રેમભરી દૃષ્ટિ ફરી મેં

પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

# માખીમાર કુટુંબ

જાણીતા પક્ષી વિશારદ લેખક આ વખતે એક એવા પક્ષીનો પરિચય આપે છે કે જે આપણે રોજિંદા જીવનમાં રોજેરોજ અનુભવીએ છીએ આ પક્ષી આપણે પૂરેપૂરું પરખી લઈએ તેવી વિગતસભર માહિતી અહીં રજૂ થઈ છે જેને વાચકો આવકારશે...

### દૂધરાજ અથવા તરવારીઓ

બુલબુલના કદનો દૂધરાજ પૂંછડીએ ઘણો લાંબો પણ માદાની પૂંછડી લાંબી આવતી નથી. દૂધરાજને ગામડામાં ઘણા તરવારીઓ કહે છે કારણ કે તેની પૂંછડી તરવાર માફક પવનમાં વીંઝાય છે. પુખ્ત વયના દૂધરાજના નરનો રંગ માથા ઉપર લીલી ભૂરી ઝાંયવાળો કાળો હોય છે. તેનો આખો દેહ સાવ સફેદ રહે છે પણ તેનાં કેટલાંક પીંછાંમાં કાળી લીટી રહે છે. તેની પૂંછડીમાં લાંબા પીંછાં માત્ર બે છે બાકીનાં તો ટૂંકા રહે છે. ચાંચ અને પગનો રંગ સીસાના જેવા લીલા રંગનો હોય છે. છતાં ક્યારેક તે કાળો જોવામાં આવે છે. માદા માથે તો ભૂરા કાળા રંગની રહે છે પણ પીઠ ઉપર ચેસ્ટનટ કથ્થાઈ અને પૂંછડી પણ એ જ રંગની હોય છે. પહેલા વરસના બચ્ચા નરને માદાના રંગથી જુદો પાડવો મુશ્કેલ છે. બીજે વરસે તેનો રંગ તો માદા જેવો જ રહે છે પણ પૂંછડીનાં લાંબાં પીંછાં નીકળે છે. ત્રીજે વરસે તે પીઠ ઉપર ધોળાં પીંછાં ધારણ કરવા લાગે છે. એટલે તેમાં ચેસ્ટનટ અને ધોળો બંને રંગ દેખાય છે. આ પંખી આપણું પરીન્દાં-એ બોસ્તાં છે. એટલે સ્વર્ગનું પંખી છે. તેની દેહ શરેડી સીધી છે. નર પોતાની પૂરી લાંબી પૂંછડીથી ઊડતો જણાય ત્યારે તે હવામાં જેટ વિમાન જાય છે એવો લાગે છે. અને તેમાં હવા ચાલતી હોય તો તેની પૂંછડીનું ફરફરવું ખૂબ આકર્ષક લાગે છે. જો કે આ પંખી બહુ લાંબી ઊડાન કાઢતાં ખાસ જોવામાં આવતું નથી. અથવા તો ક્યારેક તે જોવા મળે છે. દૂધરાજની પાંખો પ્રમાણમાં ટૂંકી અને ગોળ રહે છે પણ તેની સાથે હવામાં પોતાના દેહનો સરસ કાબૂ જાળવી શકે છે. તેનો અવાજ ખાસ તો સાંજના બપોરા વખતે 'ક્રીટ-ક્રીટ' સાંભળવામાં આવે છે. અને આ અવાજ ઉપરથી તેની હાજરી વરતાઈ આવે છે. મેં તેને સંગીત કરતાં સાંભળ્યો છે અને મને તેનો અવાજ પસંદ આવ્યો છે પણ ઘણા તેના સંગીતને કર્કશ માને છે.

તરવારીઆને આપણે ત્યાં બાગ બગીચા અને લીલી કાંટા અને આંબાવાડીઓ વસવાટ માટે પસંદ પડે છે. તેની આવી ખાસિયત હોવા છતાં ઘણી વખત સૂકા પ્રદેશમાં તે જોવામાં આવી જાય છે. પણ ધારવા પ્રમાણે પ્રવાસ દરમિયાન તે આરામ લેવા રોકાતો હોય એમ લાગે છે. બાકી સામાન્ય રીતે છાંયાવાળી અને પાણી નજીક હોય એવી જગ્યા ઉપર તે વસે છે. વનની વનરાજી જે ગાળીઓમાં ગીચ હોય અને પાણી પણ નજીક હોય ત્યાં તે કુટુંબ ઉછેરે છે આમ તો સ્વભાવે તે શરમાળ છે પણ સહવાસમાં વસે પછી ડર છોડીને તે આપણે જોતા હોઈએ તો પણ ઊંચા વૃક્ષ ઉપરથી અને આસપાસ તથા નીચે ઊડતી જીવાત

---

ક્યાંય જોઈ નથી. પશ્ચાતાપની આગથી હું જાણે બળી રહ્યો. મારું સર્વસ્વ આપી દઈને પણ તેનું જીવન બચાવવા તે વખતે હું તૈયાર હતો. મારા જેવા અવિચારી, કપટી, કલંકિત માણસાઈવાળા પ્રેમી તરફ જોતાં જોતાં તે બિચારી અંતે મરણ પામી.

થોડા સમય પછી ફ્રેંચ સૈનિકોની એક ટુકડી ત્યાં આવી ચડી. ઝાડ ઉપર લટકાવેલ ગોરા ખમીસથી એમને મારી ભાળ મળી. એ લોકોએ ગુફામાં આવીને જોયું તો મરેલી એ દીપડીના શરીર ઉપર હાથ ફેરવતો ફેરવતો હું રડી રહ્યો હતો.



પકડતાં જોવામાં આવે છે. એ ભોંય ઉપર તો ક્યારેય આવતાં જોવામાં નથી આવ્યો. દૂધરાજ બહુ તરવરાટીયું પંખી છે. એટલે ઘડીકમાં આ ડાળ તો ઘડીકમાં પેલી ડાળી એમ આખો દિવસ ચારા પાછળ ઊડાન કાઢતો જ રહે છે. આપણા બાગ બગીચાનો આ પંખી એક શણગાર છે. પૂંછડીનાં લાંબાં પીંછાં નીકળી ગયા પછી નર પ્રજનનને માટે તૈયાર થઈ જાય છે. મેં તો આ પંખીને અહીં પ્રજનન કરતાં જોયું નથી પણ કાશ્મીરમાં તેનું સંવનન અને બચ્ચાં ઉછેરતું જોયું છે જેમાં તે પોતાની પાંખો પહોળી કરીને પૂંછડી ઊંચી કરતો હતો અને સાથે પોતાનું સંગીત છેડતો હતો. આ સમયે વળી તે ખાસ ચપળ બની જતો હતો.

આ પંખીમાં એક પ્રવાસી છે અને બીજું કાયમી વસવાવાળું છે. આખા ભારતમાં તે જ પ્રમાણે છે. સૌરાષ્ટ્રમાં પણ એમ જ છે. ગીરનાં જંગલ અને ગીરનારની વનરાજીમાં આ દૂધરાજ બચ્ચાં ઉછેરે છે એમ સાંભળવામાં આવ્યું છે. એ જ માફક જ્યાં તેને અનુકૂળતા સાંપડે છે ત્યાં પણ પ્રજનન કરતાં રોકાતો હોય છે. એક હલકા રંગની જાત આવે છે જેને વૈજ્ઞાનિક રીતે 'લ્યુકોગેસ્ટર' કહે છે તે કચ્છમાં આવે છે અને ત્યાંથી સૌરાષ્ટ્રમાં પણ શિયાળામાં આવી જાય છે.

મેથી ઓગસ્ટ માસ તેના માળા બાંધવાનો સમય છે. આ પંખીની જોડીએ પોતાની જગ્યા નક્કી કરી લીધા પછી ત્યાં બીજાને પેસવા દેતી નથી. માદા પણ બીજી માદાની હસ્તી ત્યાં સહન કરતી નથી આથી તેને મારીને કાઢે છે. માળો બાંધતી જોડી તેની માળાની જગ્યા તરત જ બતાવી આપે છે કારણ કે ત્યાં આગળ તે બહુ ચકચકાટ કરતાં સાંભળવામાં આવે છે. પોતાનો માળો આપણે પહોંચીએ એટલી ઊંચાઈએ હોય છે. એમ વીસ પચ્ચીસ ફૂટ ઊંચો પણ હોય છે. આ માળો ડાળીના બેલાખામાં બરાબર ચોંટાડેલો હોય છે અને તે દેખાય એમ હોય છે. આ માળામાં ઘાસ-મૂળીઆં અને રેસા વાપરી બહારથી કરોળીઆના જાળાનો મઢેર કરી નાખે છે અને એ રીતે વૃક્ષની છાલ સાથે તેનો રંગ આબાદ મેળવી લે છે. તેનો ઘાટ સરસ મજાની વાટકી જેવો હોય છે. આવા માળામાં નર જ્યારે સેવણ ઉપર બેઠો હોય ત્યારે તેનાં પીંછાં બહાર હવામાં ઊડતાં જોવાની બહુ મજા આવે છે. દૂધરાજ ગુલાબી ધોળા રંગનાં બેથી ત્રણ ઇંડાં મૂકે છે. અને તેના પહોળા છેડા ઉપર રતાશ પડતા કથ્થાઈ ટપકાં જોવામાં આવે છે. જીવાત ઉપર આ પંખીનો નિભાવ છે.

દૂધરાજને શાહ બુલબુલ પણ કહે છે અને અંગ્રેજીમાં તેને The Paradise Flycatcher કહેવાય છે અને વૈજ્ઞાનિક રીતે ઓળખવા માટે તેને Terpsiphone paradisi (Linn): કહેવું જોઈએ.

### ભૂરો માખીમાર

ચકલીથી જરા નાના કદનો ભૂરો માખીમાર રંગે, કપાળ, દાઢી, ઓડ અને ગળે કાળો રહે છે. બાકીનું માથું અને ગળાની બાજુ આસમાની ભૂરા રંગના હોય છે. આ રંગને તડકાના પ્રકાશમાં જોવાથી બહુ ચળકતો જણાય છે. પીઠ અને પૂંછડી ઘેરી ભૂરી, છાતી ચળકતી ભૂરી પણ નીચે જતાં તે ધોળી થાય છે. આંખો કથ્થાઈ, પણ પોપચાં ભૂરાં રહે છે. ચાંચ ભૂરા રંગની હોય છે અને પગ રાખોડી રંગના જણાય છે. માદા પીઠ ઉપર થોડી કથ્થાઈ માલૂમ પડે છે અને છાતી રાખોડી ભૂરી જણાય છે જ્યારે બાકીના ભાગોનો રંગ ધોળો રહે છે. તેની બેઠક સીધી છે.

આ માખીમાર મારા જોવામાં આવ્યો નથી. માત્ર ગોહેલવાડના ચાંચ બેટ ઉપર ના. ધર્મકુમાર સિંહજી-સાહેબે તેની એક વખત નોંધ લીધી છે અને શ્રી સલીમઅલીએ તેની નોંધ દ્વારકામાં એક વખત લીધી હતી. જ્યાં તે બાવળની કાંટમાં જોવામાં આવ્યો હતો. આ તો રખડેલ પંખી કહેવાય. કાંઈ દેખાય જ એવું નથી. અને તે જીવાત ખાય છે.

ભારતમાં ઘણે ઠેકાણે તે વસે છે. ગુજરાતમાં પણ તે વસતો હશે પણ કચ્છમાં તેની હસ્તી નથી.





બાકી આ ભૂરા માખીમાર વિશે હું તો કાંઈ જાણતો નથી. જે થોડું લખ્યું છે તે ના. ધર્મકુમારસિંહજી સાહેબનું નિરીક્ષણ છે.

ભૂરા માખીમારને અંગ્રેજીમાં The Blacknaked flycatcher કહેવાય છે અને Hypothymis azurea (Boddaert) એ એનું વૈજ્ઞાનિક નામ છે.

### ચટકી માખોમાર

ચકલીથી જરા નાના કદના ચટકી માખીમારની પીઠનો રંગ ઝાંખો કથ્થાઈ અને પૂંછડીનો રંગ કાળાશ પડતો અને તેમાં થોડાં સફેદ પીંછાં આવે છે. પેટાળ પીળાશ-પડતું ધોળું અથવા સાવ ધોળું પણ છાતી રાતી રહે છે. અને તાલકા ઉપર રાખોડી રંગ જણાય છે. ચાંચ અને પગો કાળા રંગના રહે છે. માદાની છાતી રાતી હોતી નથી. આ પંખી શિયાળામાં આપણે ત્યાં ઘણું સામાન્ય છે અને બિલકુલ ડર વગરનું છે. આપણે બેઠા હોઈએ તેની નજીક જ ભોંય ઉપર ચાલી જતી જીવાતને પકડવા આવે છે. તેની ખાસિયત લીલાં વૃક્ષમાં વસવાની છે એટલે ઘણી વખત નજરે બહાર જાય છે પણ તે વારે વારે "ટીક્ ટીક્ ટીક્" અથવા "ચરરરૂ" કરતો અવાજ કરે છે અને નાનું એવું ગીત પણ લલકારી નાખે છે.

ચટકી માખીમારનો વસવાટ મોટા બગીચા, આંબા-વાડીઓ, વન અને છાંયાવાળી જગ્યામાં છે. વળી તે જ્યાં વસે છે ત્યાં તેની જાતના બીજાને આવવા દેતું નથી અને તે પોતાની જગ્યા છોડતું નથી. અને આખો શિયાળો વિતાવી એપ્રિલ માસમાં તે ચાલ્યું જાય છે. આ નાનું એવું માખીમાર ઠેઠ સાઈબીરિયાથી અને યુરોપથી આપણે ત્યાં આવે છે. અને આપણા મુલ-કમાં તે સામાન્ય પંખી તરીકે શિયાળામાં વસે છે અને જીવાતનો આહાર કરે છે.

ચટકી માખીમારને અંગ્રેજીમાં The red-breasted fly catcher કહે છે અને Ficedula parva (Bechstein) એ એનું વૈજ્ઞાનિક નામ છે.

### અધરંગ

ચકલી જેવડા કદના અધરંગનો રંગ નરમાં માથું અને પીઠ અને પૂંછડી ઘેરા ભૂરા રંગનાં હોય છે. તેમાં આંખ અને પાંખ ઉપર તે રંગ ઘણો ચળકતો રહે છે. છાતી અને ગળું ઝાંખા નારંગી રંગનાં આવે છે. અને પેટ ધોળા રંગનું રહે છે. ચાંચ અને પગ કાળા રંગના હોય છે. માદાનો રંગ એટલો ઘેરો રહેતો નથી. આ રંગદાર માખીમારનો વસવાટ ગાઢી છાંય-વાળી જગ્યામાં છે જેવાં કે બગીચા, વડલા, આંબા-વાડી અને વાડી વજીફા છે. આ પંખી ખૂબ જ ચંચળ છે. અને વારે વારે પોતાની જીવાતનો આહાર પક-ડવા જમીન ઉપર પડેલાં પાંદડાં તેમજ હવામાં ઊડે છે. અધરંગનો કંઠ ભારે મીઠો. મેં પોતે અધરંગ પાળીને તેના સંગીતને ખૂબ સાંભળ્યું છે. વળી તે ખાસ ભડકતું પણ નથી. એ જ માફક જંગલમાં પણ તે ખાસ ડરતું નથી.

જૂનાગઢની ગીરમાં તે વસવાટ માટે ઘાટો પાણીકાંઠો અને છાંયાવાળી જગ્યા પસંદ કરે છે. જ્યાં તે એકાકી વસે છે. પણ પ્રજનન સમયે તે જોડીમાં દેખાય છે. અને ગીરમાં તેનું સંવનન જોવાય છે. જેમાં નર થર-કતાં અને એક બાજુ ઝૂકતાં દેખાય છે. જ્યારે તે આમ કરતો હોય ત્યારે તેનો દેહ જરાય હલતો નથી અને પોતાની પૂંછડીને પહોળી કરે છે. અને એક બાજુ વાળે છે.

ભારતમાં લગભગ ઘણા પ્રદેશમાં તેની વસ્તી છે. પણ કચ્છમાં તે થતો નથી. સૌરાષ્ટ્રમાં તો તે દેખાય છે એટલું જ નહીં પણ કેટલેક ઠેકાણે તો તે બારે માસ વસે છે અને ગીર, જૂનાગઢ, ગીરનાર અને બરડા ડુંગરમાં તો તે કુટુંબઉછેર પણ કરે છે. તે ઉપરાંત પાલીતાણાના સાત બારામાં પણ તે આખું વરસ દેખાય છે.

અધરંગની બચ્ચાં ઉછેરવાની મોસમ ઉનાળાના મે માસથી શરૂ થઈ ચોમાસાના ઑગસ્ટ માસ સુધી ચાલે છે. ગીરમાં તો મેં તેના માળા વૃક્ષની પોલમાં જોયા

શશીકલા ત્રિવેદી

# જાડાપણું—માનસિક રોગ ?

ચરબી કે જાડાપણું પણ રોગ છે—અને તે પણ માનસિક રોગ તે તો આ વિગતસભર-લેખ વાંચવાથી જ વધુ સ્પષ્ટ થઈ શકે. આજે ચરબી ઘટાડવા ફાંફા મારતો આપણો મોટો વર્ગ આ લેખમાંથી સાચું માર્ગદર્શન્ય મેળવી શકે...

સામાન્ય રીતે આપણે સહુ જાણીએ છીએ કે ખાઉધરાપણું અને જાડાપણું એક બીજા સાથે ગાઢ રીતે સંકળાયેલાં છે. ખૂબ ખાય તે ખૂબ જાડા થાય ! અને જેમ જેમ જાડા થતા જવાય એમ 'ડાયેટ' કરવું છે કરી ઓછું ખાવા જતાં વધુ ભૂખ લાગે અને વધુ ને વધુ ખાતા જવાય. પરંતુ ના, આમ ખાવાને જાડાઈ સાથે ખાસ સંબંધ નથી. છેલ્લામાં છેલ્લાં તબીબી સંશોધનો જણાવે છે કે જાડા થવા માટે ખાવું જ જરૂરી નથી. પરંતુ મનનું આનંદીપણું જાડા થવામાં વધુ ભાગ ભજવે છે. 'હસતા રહો અને શરીરમાં વધતા રહો' એ જાણીતી અંગ્રેજી કહેવત વધુ સાચી છે.

આજે તો સમાજમાં 'ડાયેટ' કરવું એ એક ફેશન થઈ પડી છે. કોઈ પણ ડીનર લંચ કે કોફી પાર્ટીમાં યે તદ્દન સપ્રમાણ કે કદાચ હાડકાના માળા જેવી વ્યક્તિઓ હાડકાવાળા હાથને હલાવતા ગર્વ લેતી કહે છે કે 'મારે આ ન ખપે, હું ડાયેટ પર છું' મને કેટલીક વાર એમના સામું જોતા મારા વધુ તંદુરસ્ત શરીરે સાચે જ 'ડાયેટ'ની જરૂર છે એમ લાગે છે.

પરંતુ હું તો માનું જ છું કે ખાવા કરતાં હસવા સાથે જ મારી 'અતિ તંદુરસ્તી' સંકળાએલી છે. અને મેં સાચે જ દાખલાં જોયા છે કે જે સ્વભાવનાં 'બળેલાં' છે, હાસ્ય કદીક ભૂલે ચૂકે જ એમની તરફ ફરકે છે તેવા માણસો ઘણું જ ખાતાં હોય છે અને છતાંય બિલકુલ એક જ સરખું શરીર નાનપણથી તે વૃદ્ધાવસ્થા સુધી રાખી શકે છે...અરે રાખે છે શું શરીર પર દોરાભાર ચઢાવાની જીગર નથી કરી શકતા —કરવા ઘણું માગે પણ એને ખોરાક સાથે જરાયે સંબંધ નથી. અને ઈશ્વરદત્ત સ્વભાવ કંઈ થોડો બદલાય છે ? આજે હું ઘણું વિચારું કે હસવું નથી, હસવાથી શરીર વધે છે પણ એના પર મારું નિયંત્રણ સાચે જ નથી. મોઢેથી ન હસું પણ અંદરથી જીવ બહુ ઓછો જ બળે, આનંદ ભાગ્યે જ ઓછો થાય, એટલે હસતા રહો અને શરીર વધે તેનું કોઈ 'ડાયેટ' થઈ શકતું નથી. એ સ્વભાવગત જાડાઈ છે.

આજે ડોકટર માને છે કે જાડાપણું અથવા મેદ એ માણસના મનનું પરિણામ છે. અલબત્ત, જાડા થવાને અને વધુ પડતું ખાવાને ગાઢ સંબંધ છે જ. જાડી

---

છે. બાકી બરડામાં તે ધાંતમાં માળા બાંધતાં દેખાયાં છે. પણ તે જગ્યા બનતાં સુધી નાળાના કાંઠે હોય છે. અને ત્યાં લીલી વનરાજી પણ હોય છે. આ માળામાં તે સૂકાં પાંદડાં અને અંદર બારીક ઘાસ વાપરે છે. ભોંયના કે ભીંતના ધાંતમાં તે આઠથી દશ ઈંચ ઊંડે માળો બનાવે છે. માળો બાંધનાર પંખી આપણી બીક વગર માળો બનાવતાં જોવામાં આવે છે. આવા માળામાં અધરંગ થોડા ફેરવાળાં જુદા રંગનાં ચારથી પાંચ કાં તો લીલાશ પડતાં કથ્થાઈ રંગનાં કે કાં તો કથ્થાઈ પીળા રંગનાં ઈંડાં મૂકે છે. અને પોતે અને તેના બચ્ચાંને ભોંયની અને ઊડતી જીવાત ખવડાવીને ઉછેરે છે.

અધરંગનો સ્વભાવ તકરારી હોવાથી એક નર જે જગ્યામાં વસતો હોય ત્યાં બીજા નરને કે માદાને આવવા દેતો નથી. મારી પાસે બે નર હતા તેને છૂટા કરીને ફરવા દેવામાં આવતા હતા અને પાછા તેના શોખથી પાંજરામાં પેસી જતા હતા.

અધરંગને અંગ્રેજીમાં The tickell's flycatcker કહેવાય છે અને Niltava tickeliae ticheliae (Blyth) એ એનું વૈજ્ઞાનિક નામ છે.



વ્યક્તિ પોતાની ખાવાની વૃત્તિને ગમે તેટલું મથે તો પણ કાબૂમાં રાખી શકતી નથી. દુઃખ અને ચિંતામાં કેટલાક માણસો ખાવાપીવાનું છોડી દે છે અને દૂબળા થતા લાગે છે. પરંતુ કેટલાક માણસો માટે તો દુઃખ અને ચિંતાનો દિલાસો તેમનું ભોજન હોય છે. અને એવી હાલતમાં તેઓ ઊલટું વધુ ખાય છે. જમણની મન પર સંતુલિત અસર પડે છે. વ્યાપારી અને રાજકીય સભાઓ, મુલાકાતો અને પરિષદો વખતે મોટા ભોજન-સમારંભો ગોઠવવાની પ્રથા પણ આ દૃષ્ટિએ સકારણ બની રહે છે.

માનસિક કારણે ઉદ્ભવતું જાડાપણું માણસના મગજમાં થતી અમુક પ્રક્રિયાનું પરિણામ છે. પશ્ચિમ જર્મનીમાં વુપેર્ટલ ખાતે આવેલી તબીબી અને જ્ઞાનતંતુને લગતી ઈસ્પિતાલના ડાયરેક્ટર પ્રોફેસર એલેકઝાન્ડર સ્ટર્મ જણાવે છે કે, માણસની ભૂખની વૃત્તિ વધુ ને વધુ બેકાબૂ બનતી જવાને પરિણામે તેનામાં મેદ વધવા માંડે છે. જાડા માણસને તેની રોટલી ઘટાડવા માટે સાદી અને સીધી સલાહ આપવામાં આવે છે કે 'ઓછું ખાઓ, ખોરાકનું પ્રમાણ અર્ધું કરી નાખો.' પરંતુ જાડા માણસ માટે તેમ કરવું સહેલું નથી. તેના મગજમાંની અમુક તંત્ર પ્રક્રિયા જ્યાં સુધી કાર્ય કરતી ન થાય ત્યાં સુધી તે પોતાની ખાવાની વૃત્તિ પર નિયંત્રણ કરી શકતી નથી. એ તો એના શરીરશાસ્ત્રીય કારણો શોધી કાઢીને તેને જ્યારે દૂર કરવામાં આવે ત્યારે જ તેની ભૂખને કાબૂમાં રાખવા તે શક્તિમાન બની શકે છે.

પ્રોફેસર સ્ટર્ગ જણાવે છે કે પક્ષીઓના મગજમાંનાં અમુક સ્થાનોને પ્રોત્સાહિત કરીને પક્ષીઓને જાડા બનાવવાનો પ્રયોગ સફળ થયો છે. દુઃખ કે ચિંતામાં ઘેરાએલા પક્ષીઓ સામાન્યપણે ખાવાપીવાનું છોડી દે છે. પક્ષીઓ પર નાનકડું ઓપરેશન કરીને અથવા વીજળીક સોય ભોંકીને તેમના મગજમાં આવેલા નાનકડા કેંદ્રસ્થાનોનો નાશ કરવામાં આવે છે, અને એ રીતે તેમનામાં ખૂબ જ ખાવાની વૃત્તિ સતેજ કરાવવામાં આવે છે. ધરાઈ જવાની કે તૃપ્ત થવાની તેમની વૃત્તિ સમૂળી નાશ પામે છે. અને તેઓ ખાઉધરા બનીને બેહદ પ્રમાણમાં ખાવા લાગે છે. પરિણામે થોડાં અઠવાડિયાઓમાં તેમનું વજન બમણું થયું હોવાનું જણાયું હતું. મગજમાં આવેલા આ કેંદ્રસ્થાનોને ભૂખ પર નિયંત્રણ કરતા 'તૃપ્તિ કેંદ્ર' જેવાં કહી શકાય પરંતુ આની સામે મગજમાં બીજું પ્રતિકેંદ્ર પણ હોય છે. જેને આપણે 'ભૂખ કેંદ્ર' કહી શકીએ. એ તૃપ્તિકેંદ્રની નજીકમાં જ આવેલું હોય છે. અને આ ભૂખકેંદ્રને નષ્ટ કરવાથી ભૂખ સદંતર નાશ પામે છે અને વજન એકદમ ઘટે છે.

પક્ષીઓની બાબતમાં કરાએલા પ્રયોગોનાં પરિણામો માણસને પૂરાં લાગુ પાડી શકાય તેમ નથી. છતાં પણ એટલું તો ખરું જ છે કે માણસનું જાડાપણું પણ એના મગજમાં થએલી કશીક ગેરવ્યવસ્થાનું પરિણામ છે. ખોપરી તથા મગજ પર સખત શારીરિક આઘાતો થવાના કારણે માણસમાં ચરબી વધવાના દાખલા પણ નોંધાએલા છે. આ ઉપરાંત વારસાગત રીતે પણ જાડાપણું ઉદ્ભવે છે. પરંતુ મગજ પર અસર કરતી બાહ્ય પ્રવૃત્તિઓને કારણે તેમાં ઘણો સુધારો કે બગાડો થતો હોય છે. ઘણીવાર યુવાન સ્ત્રીઓ પ્રસુતિ બાદ જાડી થવા લાગે છે. આ પ્રકારનું જાડાપણું એ પ્રસંગ સાથે સંકળાએલ શારીરિક તેમજ શરીરશાસ્ત્રીય સંઘાતોનું પરિણામ હોય છે. અને મગજના નિયંત્રણ હેઠળ હોય છે એવું માનવામાં આવે છે. કેટલીક વાર ખોટી શસ્ત્રક્રિયાના પરિણામે પણ આ જ રીતે મેદ વધવા માંડે છે. આઘાત, વ્યક્તિગત આંતરિક સંબંધો વગેરે ગંભીર પ્રકારનાં માનસિક દબાણોથી પણ ચરબી વધવાની ગ્રંથિ સતેજ બને છે. બાળકોની બાબતમાં જાડાપણું એ કેવળ માનસિક કેઈસ જ હોય છે. બાળકો વધુ ખાઉધરાં બને છે તેનું કારણ એ હોય છે કે તેમનાં માબાપો તેમને મોકળે મને બહાર હરવા ફરવા દેતાં



ફ્રેસ્ટન ઑસલર

# હું તમને મળીશ

એક અભિનેત્રીની ચડતી-પડતીની સત્યકથાને જાણીવા અંગ્રેજ-લેખકે કેવી આશાયેશથી બહેલાવી છે તે શ્રી છોટાલાલ માનસિંગ કામદારે કરેલા આ ગુજરાતી અનુવાદ ઉપરથી સમજાશે...

હૉલીવૂડની મારી એક સ્ત્રી મિત્રે મને અનંતતામાં મળવાનું વચન આપ્યું છે. તેનું નામ ફ્રાન્સેસ મેરિયન છે. છેલ્લી પા સદીથી તે સીનેરીઓ-લેખકોની સમ્રાજ્ઞી તથા સરસ ચલચિત્રો-નાટકની લેખિકા છે. જ્યારે આ વિચિત્ર બનાવો ખરેખર બન્યા ત્યારે ફ્રાન્સેસને કામ પર જવું પડતું હતું કેમકે તેના પિતાએ સાન ફ્રાન્સિસ્કોની આફતમાં પોતાના પૈસા ગુમાવ્યા હતા. તેની ઉંમર બરાબર સોળ વર્ષની હતી. જો કે તે સમયમાં હું તેને ઓળખતો નહોતો, છતાં મને ખાત્રી છે કે તે વખતે સુંદર હોવી જોઈએ, કારણ કે આજે હું તેને સુંદર સ્ત્રી તરીકે ઓળખું છું. જે વખતે સ્ત્રી-વૃત્તાંતનિવેદકો, જેમ આજે સ્ત્રીડાયરેક્ટરો ઓછા છે, તેમ વિરલ હતા ત્યારે તે વર્તમાનપત્રમાં નોકરી કરવા લાગી.

એક દિવસ બપોરે મોડેથી મેનેજીંગ ડિરેક્ટરે તેને બોલાવી અને હસીને કહ્યું, 'ફ્રાન્સેસ, હું તને મોટી તક આપવા માગું છું. આજ રાત્રે શહેરમાં મેરી ડેસ્લર પોતાના નવા ખેલની શરૂઆત કરવાની છે. તે કેવી કોઈને મચક ન આપે તેવી, ધૂની, આકર્ષક, યુવાન હાસ્ય નટી છે તેની તને ખબર છે. ખેલની શરૂઆત થાય ત્યારે રંગભૂમિના પાછળના ભાગમાં તેની મુલાકાત લેવાની છે. જો તને સારી મુલાકાત મળશે તો તે મુલાકાતના વર્ણનની નીચે હું તારું નામ છાપીશ અને તારો પગાર વધારીશ'. ફ્રાન્સેસે પૂછ્યું: 'અને મને મુલાકાત ન મળે તો?'

'વારુ. તકનો ઉપયોગ કરવાનું તારે જોવાનું છે.'

સાંજે બરફ પડતો હતો તે વખતે ફ્રાન્સેસ ઊપડી અને રંગભૂમિના દ્વાર પાસે પહોંચી. તારિકાના વસ્ત્ર-પરિધાનના ઓરડા નજીક તેણે બીજા વર્તમાનપત્રોના પ્રતિનિધિઓને ચકચકિત કપડાં પહેરેલી આનંદી યુવાન મેરીની રાહ જોઈને ઊભા રહેલા જોયા. તરત જ તે ઉનાળાના ઝૂલતા ખાટલાની જેમ મૈત્રી દર્શાવતી દાખલ થઈ. પણ તેણે સંભાળપૂર્વક દરેક વર્તમાનપત્ર તથા તેના વૃત્તાંતનિવેદકનાં નામ પૂછ્યાં, જ્યારે ફ્રાન્સેસે પોતાની ઓળખાણ આપી ત્યારે મેરી ડેસ્લર ગુસ્સાથી સળગી ઊઠી. તેણે પૂછ્યું: 'આ ફરીથી અજમાવવાની હજુ તેમનામાં હિંમત છે ખરી? અને તે પણ તારા જેવા બાળકની મારફત? હું તારી સાથે વાત કરી શકીશ નહિ. મારે તને સત્વર ચાલ્યા જવાનું કહેવું પડશે. તું તારા તંત્રીને કહી શકીશ કે તે કેવા પ્રકારનો માણસ છે તે તું જાણે છે. ખાસ તારી જાણ માટે હું કહું છું કે તારા પ્રકાશક સામે હું દાવો માંડવાની છું. અમારી વચ્ચે અણબનાવ થયાને અત્યારે લાંબો સમય થઈ ગયો છે. મેં તેને કહ્યું હતું કે 'તારા પેપરમાં છાપવા માટે હું એક શબ્દ પણ નહિ આપું.' તેણે એવી શરત મારી હતી કે 'તેમ છતાં હું મુલાકાતનું વર્ણન છાપીશ'—અને પોતાની શરત પૂરી કરવા તે તારા જેવી નાની બાળકીનો ઉપયોગ કરે છે, હવે મહેરબાની કરીને પાછી જા અને તેને કહેજે કે તેની યુક્તિ કામ આવી નથી.'

પછી મિસ ડેસ્લરે બીજા વૃત્તાંતનિવેદકોને પોતાના

---

નથી હોતાં. આવાં બાળકોનું જાડાપણું દૂર કરવાનો ઉપાય સહેલો છે. બાળકોમાં જીવનની મુસ્કેલીઓનો ડર પેસાડીને તેમને શારીરિક રીતે તેમજ માનસિક રીતે ક્રિયાશૂન્ય ન કરી નાખતાં તેમને યોગ્ય સહચાર, મૈત્રી, ખેલકૂદ અને કસરતની અનુકૂળતાઓ કરી આપવી જોઈએ.



વસ્ત્ર પરિધાનના ઓરડામાં બોલાવ્યા. ફ્રાન્સેસ મેરિયન હતી ત્યાં જ ઊભી રહી. તેને ગભરામણ થતી હતી. મુલાકાત લીધા વિના તે ઑફિસે પાછા જવાની હિંમત કરી શકતી નહોતી. તેની સ્થિતિમાં જાય તો તે નોકરી ગુમાવે. તે ઘેર જઈને હજુ માંદગીને અંગે પથારીમાં પડેલા તેના પિતાને કહી શકે તેમ નહોતું કે મને નોકરીમાંથી રજા આપવામાં આવી છે. તેથી તે ત્યાં જ ઊભી રહી.

થોડા સમય પછી તેણે જોયું કે બીજા વૃતાંત્ત નિવેદકો બહાર આવ્યા અને તેની દિશામાં નજર પણ નાખ્યા વિના રંગભૂમિના બારણા તરફ ચાલ્યા ગયા. તેણે ઓરકેસ્ટ્રામાં સંગીતકારોને વાદ્ય વગાડતાં સાંભળ્યા. પ્રેક્ષકો આવીને પોતાની જગ્યા પર બેસી જતા હતા તેનાં પગલાંનો ધીમો અવાજ સાંભળ્યો. તેણે રંગભૂમિના પાછલા ભાગમાંથી 'દશ મિનિટ', 'ઉપોદ્‌ઘાત ગાયન' તથા 'મહેરબાની, મેહેરબાની' શબ્દો સાંભળ્યા. તેણે વસ્ત્રભૂષિત નટોને પડદો ઊપડવાની રાહ જોતા તૈયાર જોયા. ખેલ શરૂ થયો અને ડેસ્લર પોતાના વસ્ત્ર બદલવાના ઓરડામાંથી બહાર આવીને સ્વાગતના અવાજો સાથે પહેલવહેલાં રંગભૂમિ પર આવી ત્યારે પણ તે ત્યાં પાટિયા પર જડાઈને ઊભી હતી. તેણે તારિકાને ગાતી અને નાચતી તથા પોતાના રમુજી અવાજથી ખડખડાટ હાસ્યને રેલાવતી સાંભળી. ફરી ફરીને ડેસ્લર જુદા જુદા પોષાક પહેરીને ઉતાવળથી આવજા કરતી હતી. દુઃખી બાળા તરફ તેની નજર પડતી નહોતી.

આખરે ખેલ પૂરો થયો. છેલ્લો પડદો પડયા પછી સફેદ ટાઈ તથા નરમ સુંવાળા ઉપાંગોવાળા પુરુષો અને આભૂષણથી ઝગહળતી મહાન સ્ત્રીઓ તારિકાને અભિનંદન આપવા રંગભૂમિના પાછળના ભાગમાં ટોળે વળ્યાં. રંગભૂમિની કૃત્રિમ રચના ઉપાડી લેવામાં આવી, રંગભૂમિના માલિકોનો સામાન એક બાજુએ મૂકવામાં આવ્યો તથા અદાકારો પોતપોતાની હોટેલે જતા હતા, રંગભૂમિમાંથી છેલ્લી જનાર મેરી ડેસ્લર હતી. હવે તેણે ઉજ્જડ થયેલ રંગભૂમિ પર ફરીથી ફ્રાન્સેસ મેરિયનને જોઈ. 'તું મારા ધાર્યા કરતાં વધારે હુશિયાર નીકળી. તું મારા હૃદયને ભાંગી પાડવા માગે છે. હું જાણું છું કે તે ગંદી રમત છે, પણ ઠીક. પાસેની હોટેલમાં મારા ઓરડામાં મારી સાથે વાળુ કરજે. હું તને વાર્તા આપીશ. પણ તારા તંત્રીને કહેજે કે છતાંયે હું દાવો તો માંડવાની છું જ.'

જ્યારે રાત્રે બંને છૂટાં પડયાં ત્યારે ફ્રાન્સેસના કરતાં બેવડા કદની મેરી ડેસ્લરે તેને પોતાના રૂંવાટીવાળા કોટમાં વીંટી લીધી. છેલ્લી વખત હસ્તધૂનન કરતાં તેણે તેને ચૂંબન કરીને કહ્યું કે 'હું તને લાંબા સમય સુધી મળીશ.'

તે વચન પૂરું થવા પહેલાં ત્રીસ વર્ષ વીતી જવાનાં હતાં. આ પરિવર્તનશીલ સમયમાં ડેસ્લરની લોકપ્રિયતા ખૂબ વધી અને પછી ખરી પડતા તારાની માફક અસ્ત થઈ. એક સમય એવો પણ આવ્યો કે જ્યારે તે કોના ટાપુ પર ચટણી વેચતી હતી. નવા હસ્યનટ ચાર્લી ચેપ્લિન સાથે તેને કામ કરવાની તક મળી ત્યારે આશા લગભગ ચાલી ગઈ હતી. આ ચિત્રે ચાર્લી ચેપ્લિનને ખ્યાતિ પ્રાપ્ત કરવામાં મદદ કરી પરંતુ વિવેચકોએ કહ્યું કે મેરી ડેસ્લર નિષ્ફળ ગઈ છે. તે વખતે તે એક બહેનપણી સાથે લોરેલ કેન્યનના એક મકાનમાં કરકસરભર્યું જીવન ગાળતી હતી. એક દિવસે દવાની દુકાનમાં ફ્રાન્સેસ મેરિયનનો તેને ભેટો થઈ ગયો. પણ અત્યારે ફ્રાન્સેસ સ્ટુડિયોમાં લેખિકા તરીકે માનભર્યું સ્થાન ધરાવતી હતી. ફ્રાન્સેસ મેરી સાથે ઘેર ગઈ અને ત્યાં બંનેએ પેટ ભરીને આઈરિશ ચા પીધી અને વાનીઓ ખાધી. યુવાન સ્ત્રીએ કમભાગી તારિકાના કમનશીબની વાત સાંભળી. વૃદ્ધ તારિકાને ચૂંબન લઈ રજા લેતી વખતે ફ્રાન્સેસે કહ્યું 'મેરી, હું તને લાંબા સમય સુધી મળીશ.'

એક કલાક પછી તે એમ. જી. એમ. સ્ટુડિયોના યુવાન માલિક અર્વિંગ થેલબર્ગ સાથે ટેલિફોન પર વાત

કરતી હતી.

તેણે કહ્યું ' અર્વિંગ, આપણા નવા ચિત્રમાં ભાગ ભજવવાને મેં હમણાં જ એક સ્ત્રીને શોધી કાઢી છે. તેનું નામ મેરી ડેસ્લર છે! હું તેને મેળવી શકીશ.'

થેલ્બર્ગે હસતાં હસતાં કહ્યું ' તને ઓથાર ચાંપ્યો લાગે છે, ડેસ્લરનું કામ તો ખલાસ થઈ ગયું છે. મારે તેનું કામ નથી. જો તે સારી હોય તો પણ તારા આ લખેલા પાત્ર જેવી તો તે નથી જ.'

ફ્રાન્સેસે તેને કહ્યું ' મેં જે રીતે સુધારો કર્યો છે તે જોયા સુધી રાહ જુઓ ' આમ કહીને તેણે ટેલિફોનનું રીસીવર ટાંગી દીધું.

તે દિવસે બપોરનો બધો સમય અને આખી રાત ફ્રાન્સેસે ટાઈપ રાઈટર પર બેસીને તેણે ચલચિત્રની વાર્તા ફરીથી લખી કાઢી. તેનું નવું રૂપાંતર વાંચીને થેલ્બર્ગ મૂછમાં હસ્યો.

તેણે કહ્યું : ' ફ્રાન્સેસ, તું મારી સાથે સ્ત્રીની રમત રમી ગઈ છો. પણ તું સાચી હો તેમ પણ બને. ડેસ્લરને અહીં તેડી લાવજે.'

તમને મેરી ડેસ્લરના વિકાસની વાત યાદ ન હોય તો ખરેખર તમે તે વખતે નાના હશો. તે માત્ર તારિકા નહોતી, પણ ધૂમકેતુ હતી. વધારે નોંધપાત્ર હકીકત તો એ છે કે તે પડદા પર કોઈ પણ સ્ત્રીને તેના જેટલું બીજા ચાહક નહોતા. હોલીવૂડની કેટલીયે યુવતીઓની તે માતા હતી. વર્ષો સુધી તેના પર વીતેલાં દુઃખને અંગે તેનું હૃદય કરુણાપૂર્ણ બન્યું હતું અને હવે તે દુઃખમાં પડેલા બીજાઓ પાસે કોમળતાપૂર્વક જ પહોંચી જતી. ઘરથી દૂર પડેલ ઘણીયે યુવતીઓ જ્યારે પ્રલોભન આકર્ષક હોય ત્યારે સીધા અને સાંકડા માર્ગ પર રહેવા બદલ મેરીનો આભાર માને છે.

તે કોઈ યુવાન આશાસ્પદ બાળાને કહેતી : ' તે માણસ કહે છે તે સાંભળીશ નહિ. તે દોરેલ રસ્તે જઈશ નહિ. તે તને કહે છે કે, હું તારા માટે મગરુબ છું એમ ને? તું તારી માતાને તારા માટે મગરુબ બનાવ.'

તેના મૃત્યુ પહેલાં થોડા મહિને એક ઉજ્જડ બંગલામાં હું તેનો પાડોશી હતો. હું તેનું વાસ્તવિક ડહાપણ અને લોકોમાં તેનો અસાધ્ય રસ કદી ભૂલીશ નહિ. તેણે મને કહ્યું કે લોકોના જીવન પર અસર કરવા તથા તદ્દન સાદાં અને હાસ્યથી ભરપૂર ઘરગથ્થું નાટકોથી તેમના જીવનને સમૃદ્ધ બનાવવા માટે ચિત્રો દોરવાં છે.

તે પછી બહુ જ થોડા સમયે ડૉકટરે તેને તડ ને ફડ સંભળાવી દીધું કે હવે તેનું આયુષ્ય થોડા જ મહિનાઓનું હતું. તે છેલ્લા થોડા મહિના ફ્રાન્સેસ મેરિયન મેરીને મળવા હમેશાં જતી હતી. તે તેના ખાટલા પર બેસતી અને તેઓ લાંબા સમય સુધી વાતો કરતાં હતાં. પણ એક દિવસે નર્સે ફ્રાન્સેસને ટેલિફોનથી કહ્યું કે ' તમારે આવવાની જરૂર નથી. મેરી બેભાન અવસ્થામાં છે અને તેનો અંત નજીકમાં છે.' પણ ફ્રાન્સેસ જલદી આવી અને કલાકો સુધી ત્યાં બેસી રહી. બપોર લગભગ વીતવા આવી હતી ત્યારે સાવચેત મિત્રે ભારે પોપચાંનો ફફડાટ સાંભળ્યો. પછી વૃદ્ધ હાથ કંઈ ફંફોળતો લાંબો થયો અને ફ્રાન્સેસે તે પકડી લીધો. નીચે નમીને તેણે મેરી ડેસ્લરનો ધીમો અવાજ સાંભળ્યો :

' ફ્રાન્સેસ ને ? '

' હા મેરી '

' હું તને મળીશ.'

અને ફ્રાન્સેસ મેરિયન જાણે છે કે તે મળવાનું સ્થાન અને મળવાનું વચન બીજી દુનિયામાં પાળવામાં આવશે.



લમ્બેગો (કટિ–સંધિવા)ના દર્દીઓના કરોડના મણકાની જગાએ હાડકાને બદલે પોલાદના બોલ-બેરીંગ્સ મૂકી સ્વીડનની ઉદેવલ્લી હોસ્પિટલ ખાતેના ડૉ. ઉલ્ફ ફેન્સ્ટ્રોમે પાત્રીસ સફળ ઓપરેશનો કર્યાં છે. આ પદ્ધતિમાં એક મહત્ત્વનો લાભ એ છે કે આનાથી કરોડરજ્જુની સ્થિતિસ્થાપકતા જળવાઈ રહે છે...

## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**કાવ્ય વિમર્શ :** મનસુખલાલ ઝવેરી. પાનાં ૧૯૨. રૂ. ૩/૭૫––વોરા એન્ડ કં. પ્રા. લિ., મુંબઈ, ૨. **કાગવાણી ૧–૨–૩ :** દુલા કાગ. પાનાં ૨૫૮+૨૨૨+૩૨૭. રૂ. ૧૦/૫૦. પ્રકા. દુલાભાઈ ભાયાભાઈ કાગ, મજાદર (સૌરાષ્ટ્ર) **ઉત્તરપાડા વ્યાખ્યાન :** શ્રી અરવિંદ. અનુ. સુન્દરમ્. પાનાં ૨૮. ન. પૈ. ––/૮૦. **શ્રી અરવિંદના ચાર પત્રો :** અનુ. સુન્દરમ્. પાનાં ૨૭. ન. પૈ. ––/૮૦ **શ્રી અરવિંદ મહાયોગી :** સુન્દરમ્. પાનાં ૪૬. રૂ. ૧/૨૫. **પૂર્ણતાને પંથે :** રામભાઈ ચૂનીભાઈ પટેલ. પાનાં ૧૦૧. રૂ. ૨/૫૦. **ચાર તપસ્યાઓ :** શ્રી માતાજી. અનુ સુન્દરમ્. પાનાં ૪૨. રૂ. ૧/૨૫.––પાંચેયના પ્રકા. શ્રી અરવિંદ આશ્રમ, પોંડિચેરી. **લોકશાહી ને તેના હરીફો :** ક્રિસ્ટોફર લૅયૂડ. અનુ. જયંત મ. શાહ. પાનાં ૧૯૪. રૂ. ૨/––. **સભ્યતાની કથા :** સી. ઈ. એમ. જોડ. અનુ મૂળશંકર ભટ્ટ. પાનાં ૮૮ રૂ. ૧/૫૦. **માનવીની આર્થિક સંપત્તિ :** લિઓ હુબરમેન. અનુ. બદરીપ્રસાદ મા. ભટ્ટ પાનાં ૩૧૮. રૂ. ૪/––. ––ત્રણેના પ્રકા૦ ટ્રાન્સલેશન ટ્રસ્ટ, ગાંધીસ્મૃતિ, ભાવનગર. **સુદર્શન અને પ્રિયંવદા :** ધીરુભાઈ ઠાકર. પાનાં ૨૧૩. રૂ. ૩/૫૦. **માણસનાં મન :** ગુલાબદાસ બ્રોકર. પાનાં ૨૨૪. રૂ. ૩/૫૦. **અર્વાચીન કાવ્ય સાહિત્યનાં વહેણો :** રામનારાયણ વિ. પાઠક. પાનાં ૨૩૩. રૂ. ૪/––. **રાગરૂપાંજલિ :** કવિચિત્રકાર ફૂલચંદભાઈ ઝ. શાહ. પાનાં ૩૨. રૂ. ૧/––. ––ચારેયના પ્રકા. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ, ૧ **કઠપૂતળી :** ઈશ્વર પેટલીકર. પાનાં ૨૭૧. રૂ. ૪/૭૫. **સુદર્શન :** ઈશ્વર પેટલીકર. પાનાં ૨૭૪. રૂ. ૪/૫૦. **ઋણાનુબંધ ૧–૨ :** ઈશ્વર પેટલીકર. પાનાં ૨૭૩+૨૯૯. રૂ. ૯/––. **ઇડરિયો ગઢ :** ગુણવંતરાય આચાર્ય. પાનાં ૩૦૦. રૂ. ૫/––. **સારંગદેવ ૧–૨ :** ગુણવંતરાય આચાર્ય. પાનાં ૩૦૨+૩૦૫. રૂ. ૧૦/––. **દરિદ્રનારાયણ ૧–૨ :** ગુણવંતરાય આચાર્ય. પાનાં ૨૯૮+૩૧૬. રૂ. ૧૦/––. **રામકહાણી :** ગુણવંતરાય આચાર્ય. પાનાં ૩૧૮. રૂ. ૫/૨૫. **વહેતી ગંગા :** ગુણવંતરાય આચાર્ય. પાનાં ૨૩૫. રૂ. ૪/––. **ભારતીય સંસ્કૃતિ :** રમણલાલ વ. દેસાઈ. પાનાં ૫૮૦. રૂ. ૧૦/––. **કલાભાવના :** રમણલાલ વ. દેસાઈ. પાનાં ૨૭૮. રૂ. ૪/૫૦. **અક્ષયપાત્ર :** સારંગ બારોટ. પાનાં ૨૧૦. રૂ. ૩/૫૦. **પારિજાતક :** વિ. સ. ખાંડેકર. અનુ. ગોપાળરાવ વિદ્વાંસ. પાનાં ૨૭૬. રૂ. ૪/૭૫. **મહાશ્વેતા :** ડૉ. સુમતિ ક્ષેત્રમાડે. અનુ. ગોપાળરાવ વિદ્વાંસ. પાનાં ૪૧૩. રૂ. ૬/૫૦. **અંતિમ પ્યાસ :** યશપાલ. અનુ. સુભદ્રા ગાંધી. પાનાં ૪૭૮. રૂ. ૭/૭૫. **અમિતા :** યશપાલ. અનુ. સુભદ્રા ગાંધી. પાનાં ૩૦૧. રૂ. ૫/––. **છેલ અને છબો :** (૬ ભાગમાં) : જીવરામ જોષી. રૂ. ૧૨/––, **વનમાનવનું વેર :** શ્રીકાન્ત ત્રિવેદી. પાનાં ૧૩૬. રૂ. ૨/––. **ચાંચિયાનો બેટો :** શ્રીકાન્ત ત્રિવેદી. પાનાં ૧૩૬. રૂ. ૨/––. **જાનસટોસટ :** શ્રીકાન્ત ત્રિવેદી. પાનાં ૧૨૮. રૂ. ૨/––. **વાનરદેશ :** શ્રીકાંત ત્રિવેદી. પાનાં ૧૫૦. રૂ. ૨/૨૫. **સાત સાગરની સફર :** શ્રીકાન્ત ત્રિવેદી. પાનાં ૧૨૬. રૂ. ૨/––. ––બાવીસેયના પ્રકાશક : આર. આર. શેઠની કંપની, મુંબઈ, ૨. **ગુજરાતી–હિન્દી શિક્ષક :** એન. જી. મહેતા. પાનાં ૧૬૮. રૂ. ૨/––. **ગુજરાતી–મરાઠી શિક્ષક :** એન. જી. મહેતા. પાનાં ૨૦૮. રૂ. ૨/––. **જપાની શિક્ષક :** એન. જી. મહેતા. પાનાં ૮૪. રૂ. ૧/૨૫. **જર્મન શિક્ષક :** એન. જી. મહેતા. પાનાં ૫૪. રૂ. ૧/––. **૧૬ભાષાએ બોલિયે :** એન. જી. મહેતા. પાનાં ૧૧૧. રૂ. ૧/૨૫. ––પાંચેયના પ્રકા. નૈકાત્મા પ્રકાશન, તપોવન, નાસિક. **સર્વમાન્ય લોકનેતા :** ચ્યવનરાય શુકલ. પાનાં ૧૧૭. રૂ. ૩/––. **વીર વિદ્યાર્થી :** ચીમન પરીખ. પાનાં ૬૦. રૂ. ૧/––. **વિદ્યાપીઠનાં વિધાતા :** નૌતમકાન્ત સાહિત્યવિલાસી. પાનાં ૧૩૨. રૂ. ૨/૫૦. **રુદ્રગીતો :** સંપા. મૂળજીભાઈ પી. શાહ. પાનાં ૭૨. રૂ. ૧/૫૦. **દારૂનિષેધ :** ચીમન પરીખ. પાનાં ૨૮. ન. પૈ. ––/૫૦. ––પાંચેયના પ્રકા૦ જનતા પ્રકાશન, વડોદરા.

*



માતૃત્વનો લહાવો નારી જીવનનો સૌથી મોટામાં મોટો લહાવો છે. સ્ત્રી પ્રેમી, પતિ, ભાઈ, પિતા, માતા, મિત્ર કે બીજું બધું મેળવે છે, સહજતાથી એ બધું એનું થઈ શકે છે. પણ જ્યારે સ્ત્રી માતા બને છે, માતૃત્વનું મોંઘેરું પદ પામે છે ત્યારે એની આગળ બીજા બધા સંબંધો કિસગીનતીમાં?—એવો અનુભવ કરે છે.

બાળક માતાના ઉદરમાં નવ માસ સુધી રહે છે. દરમિયાન માતા એ ભાવિ બાળક વિષે અવનવી કલ્પનાઓમાં રાચે છે. એ બાળકના ઉછેરથી માંડીને એ મોટું થઈને માતાની કુખ ઉજાળવા કયા કયા પ્રયત્નો કરશે એનો કડીબદ્ધ ઇતિહાસ માતાની આંખ સામે ખડો થાય છે. પોતાના ભાવિ બાળક વિષેની માતાની કલ્પનાનો કોઈ તાગ પામી શકતું નથી, ખૂદ માતા પણ નહિ. અને ત્યારે માતા એના બાળકની કલ્પના કરીને પોતાની ગર્ભાવસ્થાની પરેશાની અને પ્રસવની વેદના પણ વીસરી જાય છે.

અને અંતે આવી પહોંચે છે એ ઘડી કે જે ઘડી માટે એની ઝંખનાએ માઝા મૂકી હોય છે. બાળકના રુદનનો પહેલો સ્વર માતાને કાને પડે છે ને એના હર્ષની કોઈ સીમા નથી હોતી. એ હર્ષાવેશમાં એની પોતાના બાળકને તાત્કાલિક જોવાની ઝંખના પણ ઢીલી પડી જાય છે. પોતાનું જ બાળક હોવાની પ્રતીતિ અને અનુભવ જ એના જીવનને ધન્ય ધન્ય કરી મૂકે છે એ જ માતૃત્વની મહાન સિદ્ધિ ગણાય.

માતા અને બાળક એક એવું અદ્વૈત સાધી શકે છે કે એની આગળ દુન્યવી કોઈ અદ્વૈત ટકી શકતું નથી. કુદરતે મૂકેલું આ તત્ત્વ દરેક માતા અનુભવે છે—ભણેલી કે અભણ, ધનિક કે ગરીબ, તરછોડાયેલી કે હડધૂત થયેલી. ત્યાં સ્ત્રીને સ્ત્રી તરીકે નહિ પણ માતા તરીકે જ જોવાની હોય છે, સ્ત્રી માતૃત્વને જ અનુભવે છે. નારીનું આ અણમોલ ગૌરવ કોઈ ઉતારી શકે તેમ નથી. પોતાના બાળક માટેની નારીની આ ખેવના અને ઝંખના એટલે જ કોઈની સાથે સરખાવી શકાતી નથી. ફક્ત એ માટે માતા બનવું પડે, ત્યારે જ એ અનુભવી શકાય છે. વાત્સલ્ય અને અપત્ય પ્રેમ પૂરેપૂરો પામી શકાય છે. બાળક પ્રત્યેની આ કુદરતી ફરજો બજાવવામાં ધન્ય ધન્ય બની જતી નારી ત્યારે જ પૂરેપૂરા નારીત્વનો અનુભવ કરે છે.

## પુત્રઘેલી માતા

સોના આમ તો ભારે મહેનતુ. પણ એને ખૂબ મોટી ઉંમરના પુરુષ સાથે પરણાવી દેવામાં આવી ત્યારથી એની કફોડી સ્થિતિ થઈ ચૂકી. સોના સત્તર અઢારની હતી જ્યારે એનો પતિ પચાસથી પણ વધુ મોટી ઉંમરનો. અને સહેજે એ ઉંમરે સોના ઉપર કાયમ પતિને શંકા રહે.

અમથાલાલ મોટા વેપારી હતા ઠીક ઠીક મિલ્કત ધરાવતા હતા. ઘરભંગ થયા ત્યારે તેમને કંઈ સંતાન નહોતું. તેમનાં પ્રથમ પત્નીના અવસાન વખતેય તેમની ઉંમર તો ખાસ્સી પિસ્તાળીસથીય વધુ હતી. પણ બીજા કોઈ સંસ્કાર નહિ. પૈસો એ જ એમનો પરમેશ્વર. ધન કમાવા આડે બીજું કશું ક્યારેય સૂઝતું નહિ. અને તેમનામાં આટલી મોટી મિલ્કતના વારસ માટે તો ઝંખના જાગેલી જ. એટલે તો સોના જેવી નાની વયની છોકરીને પરણતાં તે અચકાયા નહિ.

સારે નસીબે લગ્નને બીજે વરસે સોના સગર્ભા બની. પણ અમથાલાલની શંકાએ તો માઝા મૂકી. સોનાના ગર્ભમાં રહેલું બાળક પોતાનું નથી એવી શંકા એક દિવસ તેમનામાં ઘૂસી ગઈ. અને બીજે જ દિવસે એ શંકાએ લીધેલ સ્વરૂપે સોનાને ઘર બહાર નીકળવું પડ્યું.

સોનાની બહાદુરી હવે સાચા અર્થમાં વિકસી. નિરાધાર સોનાને કોઈ નહોતું, તેમાંય બાળક તેના ગર્ભમાં મોટું થઈ રહ્યું હતું. સંસ્થામાં પહોંચીને બાળકને ઊની આંચ ન આવે તેવો આશ્રય શોધ્યો અને ત્યાં જ તેને પુત્રને જન્મ આપ્યો.

સોનાના હર્ષનો પાર ન રહ્યો. પુત્રના પિતાની જાણે એને પડી જ નહોતી. પણ કાયદેસર પિતા છે એટલે તેણે તો અમથાલાલ સામે કોર્ટમાં લડી લેવાનું પણ નક્કી કર્યું. અને પોતાને માટે તેમ જ બાળક માટે સારી એવી મોટી રકમ દર મહિને મળી શકે એ માટે કોર્ટમાં લડીને પણ અંતે એ મેળવીને જ જંપી.

સોના આજે તેના પુત્રને ભવિષ્યનો નાગરિક બનાવવા સાચા દિલથી જહેમત ઉઠાવી રહી છે. એ જહેમત સફળ થાય એવું બધાં ઇચ્છે છે. પોતાના પુત્ર પાછળ એવી તો એકરૂપ બની ગઈ છે કે દુનિયાની બીજી કોઈ વાત એને સ્પર્શી જ શકતી નથી.

## અવળપંથી રંભાબહેન

રંભાબહેન ક્યારેક ક્યારેક ખૂબ લાગણીવશ બની જતાં ત્યારે તેમને કશો ખ્યાલ નહોતો રહેતો. તે પોતાના મનથી માની લે કે હું સારું કરું છું. પણ હમેશાં બગાડી જ બેસતાં. આમાં એ મજબૂર બની બેસતાં એવી વાત જ નહોતી. પણ તેમનામાં સ્વતંત્ર વિચાર-શક્તિ જ નહોતી. દૃઢ મનોબળનો અભાવ તેમ જ કોઈને જરા સરખાય નાખુશ કરી બેસાય એનો ડર હમેશાં રહેતો.

મારી પાસે આવીને રોજ રંભાબહેન તેમનું દિલ ઠાલવે. પણ એમના અંતરમાં જે વહેમનો કીડો સળવળતો એ ક્યારેય ન ઠરે. અને એક દિવસ એ કોઈ ત્રાહિત વ્યક્તિ પાસે આ બધું બાફી આવ્યાં ત્યારે હું તો સડાક થઈ ગઈ.



રંભાબહેન પાસેથી આવી અપેક્ષા મેં રાખી જ નહોતી. પણ એથીય વધુ તો કોઈની જિંદગી બરબાદ કરી શકે તેવાં રંભાબહેન નહોતાં છતાં એવાં જ થઈ શક્યાં. મારી પાસે તેમણે આ વાત કરી હોત તો તેનું જુદું જ પરિણામ આવત. પણ હવે એ સુધરી શકે નહિ તેટલી હદે તેમણે વણસાડી દીધું હતું. છતાં મેં રંભાબહેનને સમજાવ્યાં. પણ તેમનામાં જેમ સ્વતંત્ર વિચારશક્તિ કે બુદ્ધિમત્તા નહોતાં તેમ તેમનામાં જડ ઘાલી બેઠેલો ખોટો નિર્ણય હોય તોય તે ફેરવવાની તાકાત નહોતી.

રંભાબહેનને મેં ખૂબ સમજાવ્યાં કે તમે આમાં તમારું સુધારીને બીજાંનું તો ધનોત-પનોત વાળી બેઠાં. તમારી મોટાઈ બીજાનું બગાડવામાં નહિ પણ બીજાનું સુધારવામાં ગણાય.

પણ રંભાબહેને જે ત્રાહિત વ્યક્તિ પાસે પોતાની જાતને ખુલ્લી કરી દીધી હતી એ તેમના અંતરને ડંખતું હતું. અને પોતાની જાતને એ ત્રાહિત વ્યક્તિ બરાબે ચડાવી મૂકે એનો એવો મોટો ડર તેમનામાં પેસી ગયો હતો કે તે આમ તેમના થોડા શા અજ્ઞાનને કારણે, થોડીશી વિચાર કરવાની શક્તિ ન કેળવી શકવાને કારણે એક કુટુંબને છિન્ન ભિન્ન કરી નાખવા. એ કુટુંબની શારીરિક અને માનસિક પાયમાલી કરવા જેટલી હદે પહોંચી ગયાં ત્યારે મને થયું કે રંભાબહેન જેવાં આવું કરી શકે તો બીજાં કેમ ન કરે? વિશ્વાસનો આવો ભંગ કરીનેય પાછાં પડ્યું પાનું સુધારી નથી લઈ શકતાં. તેમની વિચાર્યા વિનાની જડ માન્યતાને વળગી રહે છે. અને મારી પાસે વારંવાર સલાહ લેવા આવવાનો દંભ ને ડોળ તો કરે જ છે.

મેં તો તેમને ઘણુંય સમજાવ્યાં કે કોઈની બરબાદી કરવાનું તમને ન શોભે. આપણો સ્વાર્થ સાધવા, આપણું સાચવી રાખવા આવો વિચાર પણ તમને ન શોભે. બીજાંને પોતાનાં કરીને એક વાર આપણે પૂરેપૂરાં એની પાછળ તન્મય થઈ ગયાં હોઈએ તો એ જીવનભર ટકાવી રાખતાં શીખવું જોઈએ. એ ટકાવવાને બદલે તમે આ તે કયા અવળ-પંથે ચડી બેઠાં!

પણ આપ્યા ઉપદેશ કોઈને લાગ્યા છે કે રંભાબહેનને લાગે! એમના મનમાંથી જ્યાં સુધી ન ઊગે કે એ કોઈના દિલને આટલી હદ સુધી આંચકો લગાવી બેઠાં છે ત્યાં સુધી એમને કોઈ વારી ન શકે.

રંભાબહેનનું શાણપણ, સમજણ, મોટાઈ, સામાજિક મોટો મોભો—એ બધું તેમને ક્યારેય પણ આ અવળપંથેથી વાળશે ખરાં? પણ એ વખતે કદાચ ખૂબ મોડું થઈ જાય!

## મરદાનગીનો પરચો

રમુનું બચપણ યાદ આવે છે ને એકાએક તેનો સરળ સ્વભાવ યાદ આવી જાય છે. આજે એ રમુ સમજણો થયો છે, કંઈક ઠરેલ પણ લાગે છે. છતાં બાળપણનો રમુ જોયો હોય તે આજના રમુનું આવું વિકૃત માનસ કલ્પી પણ ન શકે.

રમુનાં મા–બાપ અમારાં પડોશી બન્યાં તે

પહેલાંની અમારી એ ઘર સાથે ઓળખાણ. ત્રણચાર વરસના રમુને લઈને અમારી પડોશના ઘરમાં રહેવા આવ્યાં ત્યારથી રમુને હું ઓળખું. અને તેમાંય મારી સાથે તો એ ખૂબ હળી ગયેલો. રમવા કે વાર્તા સાંભળવા મારી પાસે આવે ત્યારે એની સરળતા મને ખૂબ આંબી જતી. અને એ સરળતાએ જ મેં એને મારા નાનકડા ભાઈની જેમ રાખેલો.

પણ આજે રમુ મોટો થયો છે. ધંધે લાગી ગયો છે. વરસ પહેલાં જ પરણ્યો છે. વયની સાથે માણસમાં પરિવર્તન આવે છે એવું રમુમાં પણ જોવા મળે છે. પણ કોણ જાણે એના મનને કંઈ કોરી ખાતું હોય તેમ મારી સાથે નિખાલસતાથી વાત જ નથી કરી શકતો. મેં ઘણીવાર એની ચિંતાગ્રસ્ત મુખાકૃતિ જોઈને એને ફેરવી ફેરવીને પૂછી જોયું. પણ એની મૂંઝવણ જાણે વધતી જ જાય છે. એક અક્ષર પણ એ બોલતો નથી ત્યારે હું એને વધુ પૂછવાનું માંડી વાળું છું. પણ આ મૂઢાવસ્થાનું કારણ મને સમજાતું નથી એટલે રમુની જેમ મારી મૂંઝવણ પણ ઘટવાને બદલે વધે છે.

એક દિવસ અચાનક રમુનો એક ખાસ મિત્ર મારી પાસે આવી ચડયો. મારી પાસે ગળગળો થઈને વિનંતિ કરવા લાગ્યો કે 'બહેન, રમુની જિંદગી જોખમમાં છે. એને કોઈપણ હિસાબે તમે બચાવી લ્યો તો સારું.'

હું તો આ સાંભળી આભી જ બની ગઈ. મેં એના મિત્ર પાસેથી વિગતે વાત સાંભળી ત્યારે હું તો છક્ક થઈ ગઈ. રમુ બહારથી આટલો શાંત દેખાતો. આમ અંદરથી ભડભડતો હશે એ તો કલ્પનામાંય ક્યાંથી આવે!

બનેલું એવું કે રમુ જેની સાથે પરણ્યો હતો એ તેની પત્ની લગ્ન પહેલાં કોઈ છોકરા સાથે ઓળખાણ ધરાવતી. પણ એ ઓળખાણ રમુને આટલી ખતરનાક થઈ પડશે એ તેને કલ્પનામાંય કેવી રીતે આવે? એ ઓળખાણને દાવે રમુ એ મિત્ર સાથે સંબંધ વધારી ચૂક્યો. રમુ આમ તો ખૂબ દેખાવડો હતો. જ્યારે એની પત્નીનો મિત્ર દીઠો પણ ગમે નહિ તેવો કદરૂપો હતો. એટલે રમુની અવરજવર એ મિત્રને ઘેર વધી ત્યારથી એ મિત્રની પત્નીને રમુ ગમી ગયો.

બસ આ જ એનો જાન ખતરામાં લાવનારું બની બેઠું. મિત્રની પત્નીએ રમુને ભોળવવા આભ-ધરતી એક કર્યાં. અને છતાંય રમુએ મચક ન આપી એટલે એક દિવસ એના પતિને રમુ વિષે અને પોતાની છેડતી કરવાની સુદ્ધાં બનાવટી વાત કરી ચૂકી. પેલો તો હતો ગુંડાનો સરદાર. એ તો રમુને મારવા દોડ્યો.

આ મૂંઝવણ રમુને સતાવી રહી હતી. મેં રમુને બોલાવીને, બધું જાણ્યાની વાત કહી અને એની પત્નીના પેલા મિત્રને પણ મેં બોલાવ્યો. એની સાથે એની પત્નીને લઈને આવવા કહ્યું હતું એટલે ન છૂટકે એ લાવેલો પણ ખરો.

મેં એ બહેનને પહેલાં બોલાવીને બધી વાત જાણી. એણે એના આ બેડોળ પતિ તરફનો ભારે અસંતોષ મારી પાસે વ્યક્ત કર્યો અને

રમુને ખોટી રીતે બદનામ કરવાનું પણ કબૂલ્યું. આ જૂઠાણું એના પતિની હાજરીમાં કબૂલવા મેં ખૂબ હિંમત આપી ત્યારે એ તૈયાર થઈ. પણ એનો પતિ આ વાત માને ત્યારે ને ? મેં એને ખૂબ સમજાવ્યો અને એની પત્નીની થયેલી ભૂલને માફ કરી દેવા કહ્યું. પણ એ તો રમુ ઉપર વેર લેવાનું જ બોલવા લાગ્યો. છતાં જતી વખતે કંઈક ઢીલો પડીને મને એટલી ખાતરી આપતો ગયો : 'બહેન, રમુને જરાય આંચ આવવા નહિ દઉં.'

મારે મન આ જ વાત મહત્ત્વની હતી.

એ વાતને વરસેક વીતી ગયું. પણ રમુની મૂંઝવણ દૂર નથી થઈ. મેં એક વાર રમુને વાત કરવાને ઇરાદે બોલાવ્યો. અમે બન્ને વાતો કરતાં હતાં ત્યાં રમુની પત્નીનો પેલો મિત્ર આવી ચડ્યો. રમુને જોઈને એ ડઘાઈ ગયો. પણ બીજી જ ઘડીએ સ્વસ્થ થઈને વાત કરી એટલે મેં લાગલો જ ઘા કર્યો : 'તમે આપેલી ખાતરી પ્રમાણે વર્ત્યા છો એની પ્રતીતિ રમુને કરાવો.'

અને એ ખેલદિલ આદમીએ રમુને ખભે ધબ્બો મારીને કહ્યું : 'શું યાર તું આમ ઘેરું બની બેઠો છે. કોઈ તારો વાંકો વાળ કરે તેમ નથી.' આ એક જ વાક્યે રમુના મોં ઉપર ફેલાયેલું તેજ જોઈ મારી ખુશીનો પાર ન રહ્યો.

## સંચિત શક્તિનો ઉપયોગ

રોજ ને રોજ માથે ભર્યો ભર્યો કામનો બોજો હોય તો ય સમજુબહેન ગામ આખાને જાણે રીઝવવા જ જન્મ્યાં હોય તેમ પોતાનું બગડતું હોય તેની ય પરવા કર્યા વિના બીજાં માટે તૂટી પડે. તેમની તબિયત કામ ન કરતી હોય તો પણ વિચાર ન કરે. કોઈ નિયમને જડની જેમ વળગી રહેવાનું ભૂત પણ તેમના મગજમાંથી ન હટે.

સમજુબહેનની તબિયત બગડે કે તેમને ઘેર કોઈ પ્રસંગ હોય તો પણ તેમની સામે કોઈ ઢૂંકે નહિ છતાં એ તો બધાંને પોતાનાં સમજીને ઘસાયે જ જાય. તેમને મનમાં તો એ જ સ્વાર્થ કે હું કોઈનું નહિ કરું તો મારે ઘેર કોણ મદદે આવશે ?

પણ દુનિયા સમજુબહેનને સમજી શકે તેવી નથી. સમજુબહેન પોતાની જાતને નિઃસ્વાર્થી માનતાં પણ ઊંડે ઊંડે તો તેમનામાં સ્વાર્થ ભર્યો પડ્યો હતો. એ સ્વાર્થને લીધે જ તો આટલું ઘસાતા શીખ્યાં છે એ હમેશાં તેમને યાદ જ ન રહેતું.

ગીતાનું વાક્ય પોપટની જેમ એ ગોખી જતાં કે ફળની આશા રાખ્યા વિના તું તારું કામ કર્યે જા પણ દરેક કામની પાછળ તેના ફળની આશા રાખતાં અને જ્યારે ફળ ન મળે ત્યારે બબડતાં પણ ખરાં.

સમજુબહેન જેવી કેટલીય બહેનો આજે સમય, શક્તિ અને ધનને વેડફી રહી છે ત્યારે રાષ્ટ્રીય સંપત્તિનો આવો કુમાર્ગે થઈ રહેલો હ્રાસ ખૂંચે છે. આવી અનેક શક્તિનો સંચય કરી લેવાય તો રાષ્ટ્ર કેટલું બધું ઉન્નત બની શકે.



અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

# ગ્રંથસમીક્ષા

**સાન્ધ્યતેજ :**

[ લે. ધૂમકેતુ, પ્રકાશક : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. મૂલ્ય રૂ. ૩/૨૫. ]

ગુજરાતી નવલિકાની આરંભદશામાં અને એની વિકાસદશામાં શ્રી. ધૂમકેતુની લેખિનીએ જે ફાળો આપ્યો છે તેના મૂલ્યથી ગુજરાત અજાણ નથી. ૧૯૨૬માં શ્રી. ધૂમકેતુનો પ્રથમ વાર્તાસંગ્રહ 'તણખા' મંડળ ૧લું પ્રગટ થયેલો ત્યારથી તે આજ સુધી એમણે થોડા થોડા સમયને અંતરે એક પછી એક વાર્તાસંગ્રહો આપીને એમાં વધારો કર્યા જ કર્યો છે, જે ઘટના એમની સાહિત્યના આ સ્વરૂપની સતત ઉપાસના અને આરાધનાની સૂચક છે.

એમના નવા વાર્તાસંગ્રહ 'સાન્ધ્યતેજ'ની પ્રસ્તાવનામાં શ્રી. ધૂમકેતુ લખે છે : 'અભિનવ નવલિકાઓ આમાં આપી છે. હેમીંગ્વે કહે છે તેમ, દરેક નવું પુસ્તક, સાચા લેખક માટે તો, નવી શરૂઆત હોઈ શકે.' આવું વંચી થયું કે ચાલો, એક સિદ્ધહસ્ત વાર્તાકારની કલમે કોઈ નવું પ્રસ્થાન કર્યું હોય તો એનો પરિચય કરવાનો આનંદ થશે. પણ બીજા જ વાક્યમાં આપણને થોડીક આશા આપી મોટે ભાગે તો નિરાશ કરી દે છે : 'એવું કંઈ તો બની શક્યું નથી, પણ આમાં કેટલીક જુદી રીતની નવી કૃતિઓ મૂકી છે, એ જોઈ શકાશે.'

શ્રી. ધૂમકેતુએ એમની આ વાર્તાઓમાં પોતાના જાણીતા રસ્તે જ ચાલવાનું પસંદ કર્યું છે. કેડી પોતે પાડી તો એના પર પોતે જ ચાલે ને ? વાત ખરી, પણ કેટલાક સર્જકોના જીવનમાં એવોય કાળ આવતો હોય છે જ્યારે એ પોતાનો જાણીતો મનગમતો રસ્તો મૂકીને પાછળ આવનારને માટે બીજી અનેક કેડીઓ ચીંધતો જાય. પણ કેટલાક બીજા પ્રકારના સર્જકો હોય છે જેઓ પોતાને મનગમતા અને ફાવેલા રસ્તે જ જાય અને એની બધી જ શક્યતાઓનો તાગ કાઢવા પોતે નક્કી કરેલી સીમામાં બધે જ ફરી વળે. એ પ્રદેશમાં કોઈ બીજો મુસાફર આવ્યો તો એને ભાગ્યે જ એક તસુ જેટલી જગા પણ પોતાને માટે બાકી રહેલી—વણખેડાયેલી રહેલી જોવા મળે. પરિણામ એ આવે કે એવો સર્જક અનનુકરણીય રહે. શ્રી. ધૂમકેતુની સર્જકપ્રતિભા મોટે ભાગે આ બીજા પ્રકારના સર્જકની છે.

'તણખા' મંડળ ૪થાની પ્રસ્તાવનામાં શ્રી. ધૂમકેતુ લખે છે કે 'જેને ટૂંકી વાર્તાની કલા કહેવાય, જે કહ્યા વિના ઘણું કહી નાખે—એવી સુંદર કલાકૃતિ.' પણ આ આદર્શ એમની 'સાન્ધ્યતેજ'ની મોટા ભાગની નવલિકાઓમાં જળવાયો લાગતો નથી. જે કહેવાનું છે તેનું ગોપન કરવાને બદલે લેખક ક્યાંક ને ક્યાંક, ક્યારેક પોતે તો ક્યારેક પાત્રમુખે તે કહી દે છે. પરિણામ એ આવે છે કે કથયિતવ્ય અને ઘટનાનું માળખું એ બે વચ્ચે ક્યારેક રાસાયણિક સંયોગ થતો નથી. શ્રી. ધૂમકેતુ એમની જાણીતી પહેલા પુરુષની વાર્તાકથન શૈલીમાં જ એમની આ સંગ્રહમાંની મોટા ભાગની વાર્તાઓ નિરૂપે છે એટલે એક પ્રકારની સ્વાભાવિકતા તેમાં આવે છે. પરિણામે આદર્શમય પાત્રાલેખનને કારણે આવતું આસમાની તત્ત્વ હોવા છતાં આ વાર્તાઓ માત્ર હવાઈ બનતી નથી.

શ્રી. ધૂમકેતુ એમનાં ભાવનાપ્રધાન પાત્રો માટે જાણીતા

છે; અને તેય વિશેષ કરીને તો નીચલા વર્ગનાં પાત્રોમાં ઉચ્ચ ભાવના જોવાના અને વણી લેવાના એમના એક પ્રકારના આગ્રહને કારણે. આ સંગ્રહની વાર્તાઓમાંથી 'નપાવટમાં નપાવટ', 'પોતાનું સમાધાન મેળવી લીધું', 'ચોકીદાર દાનાજી', 'અને એ અલોપ થઈ ગયો!', 'પરિવર્તન' વગેરે આ પ્રકારની વાર્તાઓ છે. 'નપાવટમાં નપાવટ' વાર્તાનો નાયક મકનો ભારથી 'નપાવટ'નું બિરૂદ પામ્યો હતો, પણ એ સાચકલો માણસ હતો. ન્યાયને ખાતર એ આખાબોલો પણ બન્યો હતો. લેખકે એના મુખમાં મૂકેલું એક વાક્ય—'ન્યાય મળવો જોઈએ, ન્યાય થવો જોઈએ, ન્યાય લેવો જોઈએ'—એના જીવનની ધ્રુવપંક્તિ જેવું છે. ચોકીદાર દાનાજી પણ પોતાના જૂના સાધુ પ્રત્યેની વફાદારીને કારણે નવા સાધુને ભ્રષ્ટતામાંથી ઉગારી લે છે. નૈતિક જીવનનું બળ શ્રી. ધૂમકેતુનાં આવાં પાત્રોની રેખાઓ દોરી આપે છે. 'પોતાનું સમાધાન મેળવી લીધું' વાર્તાની નાયિકા શમુનું પાત્ર ખરેખર તેજસ્વી નારીપાત્ર બની રહે છે. એની આંતરિક ઉજ્જ્વળતાને કારણે પારકાં જણ્યાંને પોતાનાં કરીને ઉછેરનાર અને કરુણતાનો ભોગ બનવાની પરિસ્થિતિમાં પોતાનું સમાધાન પોતે જ મેળવી લેનાર માતૃહૃદયના પ્રતીક સમી આ નારી આપણા આદરની અધિકારિણી બની રહે છે. શ્રી. ધૂમકેતુમાં ટૂંકી વાર્તાના લેખકને માટે આવશ્યક એવો પાત્રો પ્રત્યેનો ઊંડો સમભાવ છે, એની પ્રતીતિ એમનાં આ પાત્રો કરાવી શકે તેમ છે.

શ્રી. ધૂમકેતુની આ સંગ્રહમાંની કેટલીક વાર્તાઓ માત્ર ચિંતનના સાધન તરીકે લખાયેલી છે. 'સૌન્દર્યનું રહસ્ય' એના ઉદાહરણરૂપ ગણાવી શકાય. વાર્તામાં બે પાત્રો છે; એક, પ્રેમદેવની પુત્રી અને બીજું, 'મારું હૃદય.' એ બન્ને વચ્ચેની વાતચીતમાં સૌન્દર્યના રહસ્યની મીમાંસા લેખકે કરી છે. વાર્તા વાંચ્યા પછી એમ લાગે કે આના કરતાં તો લેખકે આ વિષય પર નિબંધ લખ્યો હોત તો વધુ સારું થાત. બીજી એક વાર્તા 'યજ્ઞનું રહસ્ય' પણ કર્તાના કથયિતવ્યના સાધનરૂપ જ છે.

શ્રી. ધૂમકેતુના ટૂંકી વાર્તાના પ્રમાણભાન પરત્વે મને માન છે. પણ તેઓ ક્યારેક ભાવના રજૂ કરવાના મોહથી, ક્યારેક વિશેષ રીતે કહી દેવાના લોભથી તો ક્યારેક ચિંતનમાં સરી જવાના સ્વભાવથી કેટલીક નવલિકાઓમાં પ્રમાણભાન ગુમાવી બેસે છે. આ સંગ્રહની છેલ્લી નવલિકા 'અપૂર્ણ નવલિકા'માં એવું થયું છે. તેજબા આવીને ઊભી રહી ત્યાર પછી જે રીતે નવલિકા આગળ ચાલે છે તે વાર્તાને ઉપકારક નીવડ્યું નથી. બાકી વાર્તાનું કથાનક જોતાં એમાંથી એક સુરેખ નવલિકા જરૂર ઉપસી આવે એવી એની ક્ષમતા છે.

ભાષા ઉપરનું પ્રભુત્વ, વર્ણનનું લાલિત્ય, પાત્રાલેખનની સૂઝ અને લાગણીનું નિરૂપણ એ શ્રી. ધૂમકેતુની વાર્તાકલાનાં આગળ તરી આવતાં લક્ષણો છે. પણ વાર્તાકસબના વૈવિધ્યને બદલે આ સંગ્રહની વાર્તાઓમાં લેખક આપણા કેટલાક આધુનિક નવીન વાર્તાકારોની પેઠે એકો સાથે બનતા એક પ્રકારના નિરૂપણ દ્વારા જીવનની પરિસ્થિતિને સૂચવવાનો માર્ગ લે છે પણ તેમાં એમને સફળતા મળતી નથી. સર્જન કરતાં એ રચના વિશેષ લાગે છે. 'ત્રિકોણ' વાર્તામાં લેખક 'ત્રિકોણ' ગોઠવવા તો ગયા છે પણ પછી ભૂમિતિ–ગણિતની રીતે આગળ વધ્યા છે. 'પરિવર્તન' વાર્તામાં પણ આવું જ થયું છે. કાકતાલીય ન્યાયે લેખક બે સરખી બનેલી ઘટનાઓને અથડાવે છે પણ ત્યાં કૃત્રિમતા છતી થાય છે. ભાવના અને ઊર્મિનાં વમળોમાં જીવનરહસ્ય સ્ફુટ થાય છે, પણ એને માટે યોગ્ય પરિવેશ જોઈએ. એવો પરિવેશ રચી આપે એવી ઘટનાઓની ગૂંથણીથી ઝળકતું કલાતત્ત્વ આ સંગ્રહની ઉપર બતાવી તે વાર્તાઓમાં લોપાયું છે.

હૃદયની લાગણીઓને આલેખવી એ અઘરી વસ્તુ છે. શ્રી. ધૂમકેતુએ એ નિશાન તાક્યું છે, એ આપણા નવલિકાસાહિત્યની એક સુખદ ઘટના છે.

### હીરાનાં લટકણિયાં :

[ લે. સ્નેહરશ્મિ. પ્રકાશક : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. મૂલ્ય રૂ. ૪/૫૦ ]

'તૂટેલા તાર,' 'ગાતા આસોપાલવ' અને 'સ્વર્ગ અને પૃથ્વી' એ ત્રણ વાર્તાસંગ્રહો પછી સત્તાવીસ વર્ષનો ગાળો વટાવી શ્રી સ્નેહરશ્મિ એમનો ચોથો વાર્તાસંગ્રહ 'હીરાનાં લટકણિયાં' લઈને આવે છે. આ સંગ્રહમાંની બાવીસ વાર્તાઓમાં શ્રી સ્નેહરશ્મિના આગળના સંગ્રહોની વાર્તાઓની શૈલીએ લખાયેલી વાર્તાઓ જોવા મળે છે તો અભિનવ આયોજનના પ્રયોગોવાળી વાર્તાઓ પણ જોવા મળે છે. જો કે પ્રયોગ ખાતર પ્રયોગ કરી જોવાનું આ ભાવનાશાળી લેખકને ન પાલવે એ સમજી શકાય તેમ છે. એમની આ વાર્તાઓમાંની કેટલીક આયોજનની દૃષ્ટિએ ક્યારેક નવો આકાર ધારણ કરે છે પણ એની પાછળ બળ રહ્યું હોય છે કશુંક નવું ઉપજાવવાની વૃત્તિનું નહિ, કશુંક કહી છૂટવાની વૃત્તિનું. આ કથયિતવ્ય શ્રી સ્નેહરશ્મિ ક્યારેક રહસ્યમયતાથી સૂચવે છે તો ક્યારેક સીધેસીધું પ્રગટ કરી દે છે. કથયિતવ્યને જ્યાં સીધે સીધું તેઓ પ્રગટ કરે છે ત્યાં વાર્તા કથળી જાય છે. 'પુનર્લગ્ન'માં એવું બન્યું છે. થોડાક પ્રસંગો લેખક યોજે છે પણ તેય પોતાને અભિમત એવું કથયિતવ્ય રજૂ કરવા જ એ યોજાયા હોય તેવું જણાઈ આવે છે. કથયિતવ્યની જ્યારે કોઈ વિશેષતા નથી હોતી ત્યારે તો આવી વાર્તાઓ માત્ર ચબરાકીભરેલી રમત જેવી પણ બની જાય છે. 'રાણકી'માં એવું થયું છે. મકનાને જેને માટે પ્રેમ હતો ને કોઈ યુવાન સ્ત્રી નહિ, પણ એક કૂતરી હતી, એવો છેવટે થતો ઘટસ્ફોટ આજે તો ભાગ્યે જ કોઈને અચંબામાં મૂકે, માનવી અને પશુસૃષ્ટિ વચ્ચેના પ્રેમનું આલેખન પણ હવે તો નવીન દિશાની અપેક્ષા રાખે છે. 'પુનરાગમન'માં શ્રી. ધૂમકેતુની કોઈ વાર્તાનાયિકાની યાદ આપી જાય એવી પતિભક્ત સ્ત્રીની અભિજાત શ્રદ્ધાનું આલેખન છે.

સૂક્ષ્મ ભાવનાને રહસ્યમય રીતે રજૂ કરતી વાર્તાઓમાં કેટલીક શ્રી સ્નેહરશ્મિની આગવી વાર્તાકથન-શૈલીની દ્યોતક છે. કલાકારના કલા સાથેના અને જીવન સાથેના સંબંધો વિચારકો માટે એક અખૂટ રહસ્યનો પ્રદેશ છે. એ સંબંધો પર આંગળી મૂકી સીધે સીધું કહેવા જઈએ તો ક્યારેક ખોટા પડાય અને ક્યારેક તો જે કહેવાનું છે તે પોતે જ છટકી જાય! પરિણામે કલ્પિત પ્રસંગોની ગૂંથણી દ્વારા એ રહસ્યને પકડવાનો પ્રયત્ન કરવો એ વધુ સલામતીભરેલો માર્ગ છે. શ્રી સ્નેહરશ્મિનો આ રસનો વિષય છે. અને એને અંગે લખાયેલી નવલિકાઓમાં એમના સર્જકત્વની મુદ્રા એમનો આગવો વિશેષ ધારણ કરીને ઉપસી આવે છે. આ સંગ્રહની પહેલી અને છેલ્લી એમ બે વાર્તાઓ આ પ્રકારની છે. પહેલી વાર્તા 'વિક્રમાદિત્યની એક વધુ કથા'ને લેખકે દંતકથાના રૂપમાં આલેખી છે. જગતને જોઈતી કલાકૃતિઓ કલાકાર તૈયાર કરી શકતો નથી. એને તો અંતરે જે ઘાટ ઘડી આપ્યો તે જ ખરો. અને જગત પણ પછી તો એ ઘાટને જ સ્વીકારી ધન્ય થવાનું. જો આવું ન હોત તો કંઈ કેટલાંય ગર્વિષ્ઠ માણસોએ પોતાની પ્રતિમાઓ બનાવરાવી એની ઉપર મંદિર બાંધી પોતાની જાતને યશ અને પૂજાની અધિકારિણી બનાવી દીધી હોત. વિક્રમાદિત્યની ગર્વિતા રાણી એ માર્ગે જતાં ન ફાવી. પણ 'કરુણાની કવિતા જેવી' અનાદના ભારતી, જે કલાકારના હૃદયમાં સ્થાન પામી હતી, અને જેણે પોતાના કલાકારસ્વામીની કલાને માટે જીવનનું પણ બલિદાન દીધું, તેની રેખાઓ કલાકૃતિમાં ઊતરી. સામ્રાજ્ઞીની સત્તાનું ચલણ ધરતી પર ભલે હોય, કલાકારની હૈયાની ધરતી પર નથી હોતું. ઊલટું, કલાકારની હૈયાભૂમિ પર જેનું ચલણ હોય છે તેનું ચલણ કલાકૃતિ દ્વારા આ ધરતી પર પણ થયા વિના નથી રહેતું. શ્રી સ્નેહરશ્મિ દંતકથારૂપે આ વાર્તા નિરૂપે છે. પરિણામે એમાં સાહજિકતા છે. જો કે કેટલુંક લંબાણ ઓછું કરી શકાયું હોત.

છેલ્લી વાર્તા 'સર્જક'માં સર્જકના સર્જન સાથેના

સંબંધને નિરૂપવાનો પ્રયત્ન છે. જો કે લેખકે આમાં સ્પષ્ટતા વિશેષ કરી છે એટલે એમનું કથયિતવ્ય પકડી શકાય છે. તેઓ કહે છે, 'એ સૃષ્ટિમય બન્યા છતાં તે એનાથી પર હતો ને એમાં જ એની સાધનાની અનુપમ શ્રી હતી.' અહીં એમણે સ્પષ્ટ કરી દીધું છે કે સર્જકમાં જ્યારે તાટસ્થ્ય સાથેનું તાદાત્મ્ય હોય છે ત્યારે એના સર્જકત્વનો મધ્યાહ્ન તપે છે. પણ જ્યારે તે તાટસ્થ્યમાંથી ચલિત થાય છે, પોતાના સર્જનમાં જ આસક્ત થાય છે, તેનો દોર્યો દોરવાય છે ત્યારે તેનો વિનિપાત થાય છે.

'શ્રીફળ', 'ભવોભવનું ભાથું', 'નાગ અને ગરુડ' તેમજ 'હિરણ્યકશિપુની છાયામાં' જેવી વાર્તાઓ એક યા બીજા પ્રકારે ઉદાત્ત પાત્રની ભાવન વૃત્તિની આજુબાજુ ગૂંથાયેલી છે. 'શ્રીફળ' વાર્તાનું ઓજસ્વી પાત્ર રામુશાસ્ત્રી પિતૃતર્પણ લેખે મહારુદ્ર કરે છે. એમાં કોઈની કશી પણ ભેટ ન સ્વીકારવાનો એમનો સંકલ્પ છે પણ તેમના સાળા શ્રીફળ સાથે બે રૂપિયાની ભેટ ગુપ્ત રીતે આપી દે છે. એના પ્રાયશ્ચિત્તરૂપે રામુશાસ્ત્રી આજીવન અજાચકવ્રત સ્વીકારે છે. ઘટના સામાન્ય છે પણ રામુશાસ્ત્રીનું શાંત તેજથી દીપતું પાત્રાલેખન આખી વાર્તાને સામાન્યતામાં સરી પડતી ઉગારી લે છે. 'ભવોભવનું ભાથું'માં ત્રણ પાત્રો એકબીજાની આડશે અને છતાંય પોતપોતાના વૈશિષ્ટ્યથી જીવનમાં પોતાની ભાવનાને સાર્થક કરે છે. અભેસંગે એક ભાવનાશાળી યુવાન નાગરિકમાંથી એક ભાવનાશાળી યુવાન બહારવટિયામાં પલટો આપેલો છે. પણ બહારવટિયામાંથી વળી પાછો એને ભાવનાશાળી નાગરિક બનાવે એવો પલટો એના જીવનમાં આવે છે અને તે મોહન મુણીના વ્યક્તિત્વના સંસ્પર્શથી. પણ અભેસંગના જીવનમાં પવિત્રતાનું બળ પૂર્યું છે મેનાએ. વ્યભિચાર અને અનીતિથી મેના દૂર જ ભાગતી રહી છે અને અભેસંગનેય ભગાડતી રહી છે. એની પવિત્રતાની જ્યોતિ એની પુત્રીમાં પ્રકાશતી રહે એવી એની ઝંખનાએ અભેસંગને અનેક લપસણા ઢાળોમાંથી ઉગારી લીધો છે. વાર્તામાં આવતી મેનાની 'વીતકકથા' જે વાર્તામાં મહત્ત્વનું સ્થાન ધરાવે છે તે, યોગ્ય રીતે ઉઠાવ પામી શકી નથી; બલ્કે, ચોંટાડી દીધેલી લાગે છે. ટૂંકી વાર્તામાં ભૂતકાળના પ્રસંગો નિરૂપવા એ ચીવટ અને કસબ માગી લે છે, નહિતર સાંધો દેખાઈ આવે. 'નાગ અને ગરુડ' વાર્તામાં નારાયણ ભટ્ટ જે વાર્તા કહી રહ્યા છે તે સાંભળીને શ્રોતૃવર્ગને એક ખ્યાલ આવે છે અને તે લેખક આ શબ્દોમાં રજૂ કરે છે: 'બાપુજી આજે માત્ર સાદી વાર્તા જ નથી કહેતા, પણ કંઈક વધુ ગંભીર વિષય એ દ્વારા ચર્ચી રહ્યા છે એનો તો બાળકો સિવાય બીજાં બધાંને ક્યારનો ખ્યાલ આવ્યો હતો.' શ્રી સ્નેહરશ્મિની આ વાર્તા વિશે વાચકોને પણ એવો જ ખ્યાલ આવે છે. કદાચ, શ્રી સ્નેહરશ્મિની બધી જ વાર્તાઓ માટે આ વિધાન લાગુ પાડી શકાય તેમ છે. જિંદગીના આરે આવી પહોંચેલા નારાયણ ભટ્ટ સંન્યાસ ધારણ કરવા તૈયાર થાય છે અને તે માટે પોતાનાં કુટુંબીજનોને સમજાવવા, તેમની અનુજ્ઞા મેળવવા અને તેમને આશ્વાસન આપવા તેઓ આ પ્રકારની વાર્તા યોજે છે. ધન્વંતરિની આ વાર્તા મૃત્યુનું રહસ્ય સ્પષ્ટ કરે છે. મૃત્યુને પિંજરમાં પૂરી દઈને પોતાને અને જગતને એના ભયમાંથી મુક્ત કરવાનો પ્રયાસ કરી જોનાર ધન્વંતરિને લાગે છે કે તે રસ્તે નહિ પણ મૃત્યુને પિંજરમાંથી મુક્ત કરીને જ જગતને વૃદ્ધત્વની નાગચૂડમાંથી મુક્ત કરી શકાય તેમ છે મૃત્યુ જીવનને એ રીતે પુનઃપલ્લવિત કરી દે છે. 'હિરણ્યકશિપુની છાયામાં' નામની વાર્તાનું તેજસ્વી પાત્ર કપિલરાય ન્યાયાધીશ છે. પોતાના પ્રામાણિક મતને ગમે તે ભોગે દૃઢતાથી વળગી રહેવાની સંકલ્પશક્તિ ધરાવતા આ ન્યાયાધીશ પોતાની ફરજ માટે પોતાના એકના એક વહાલસોયા દીકરાનું બલિદાન દેવા તૈયાર થઈ જાય છે, પણ એ જ ન્યાયાધીશ ક્રાન્તિકારી જુવાનની સ્વદેશભક્તિ પોતાના પુત્રમાં પણ જોઈને વિદેશી સરકારની નોકરીમાંથી, કહો કે પોતાની એક વખતની ફરજમાંથી, રાજીનામું આપે છે. સ્વદેશભક્તિનું જીવનમૂલ્ય માનવીના જીવનને આમ આમૂલાગ્ર રીતે સ્પર્શી જતું





અહીં બતાવાયું છે. પોતાનાં વિધાનોને સમર્થન આપવા માટે પાદટીપનો ઉપયોગ ટૂંકી વાર્તામાંય શ્રી સ્નેહરશ્મિએ કર્યો છે. એનાથી વાર્તામાં વાસ્તવિકતાનો રંગ ઘેરો બને છે. પણ અહીં તો એ હકીકતને વાર્તામાં ગૂંથી લઈ પાદટીપ આપવાનું ટાળી શકાયું હોત. 'રેલના પાટા પર' નામની વાર્તા કાનાકાકા અને રેલ્વે ડ્રાયવરની નોંધપોથીનાં કેટલાંક પાનાંથી ઘડાયેલી છે. વાર્તાની શરૂઆતમાં મૂકેલો પ્રસ્તાવના જેવો કલ્યાણનો પ્રસંગ આખી વાર્તાનું હાર્દ છતું કરે છે. દેહની જરૂર ન જણાતાં એને પંચમહાભૂતોમાં વિધિપૂર્વક પાછો સોંપી દેવાની અને મૃત્યુમાં માંગલ્યનું દર્શન કરવાની કાનાકાકાની વિધિ અહીં એમની દૃષ્ટિએ અને ડ્રાયવરની દૃષ્ટિએ નિરૂપાયેલી છે. કાનાકાકાની નોંધપોથીમાં સદાનંદનો જે પ્રસંગ નિરૂપાય છે તે કાનાકાકાની દૃષ્ટિએ જોવાયેલો નહિ પણ સદાનંદની દૃષ્ટિએ જોવાયેલો વધુ અંશે માલૂમ પડે છે. એટલી અસ્વાભાવિકતા દૂર કરી શકાઈ હોત તો વાર્તા નવીન આયોજનરીતિનો એક સુંદર નમૂનો બની રહેત.

'માતૃત્વ' અને 'પ્રેમ કે મારગ' એ બે વાર્તાઓમાં સંતતિનિયમનનો પ્રશ્ન ભિન્ન ભિન્ન રીતે સ્પર્શાયેલો છે. 'માતૃત્વ'ની નાયિકા મંજરીને કુદરતમાં અને માનવજીવનમાં જોયેલા એકાદ બે પ્રસંગો પરથી સમજાય છે કે સંતતિનિયમન દ્વારા તો 'જગતની એક મહાન પ્રાણશક્તિની' અવહેલના થઈ રહી છે. એને માત્ર 'એનિમલ ઈન્સ્ટિંક્ટ' કહીને ઉવેખી નાખવાનો માર્ગ નથી, એ સમજાતાં ઑપરેશન માટે તૈયાર થયેલા, પોતે જ તૈયાર કરેલા પોતાના પતિને એ દવાખાનેથી પાછો લઈ આવે છે. વાર્તાનું વસ્તુ જાણીતું છે અને એનું નિરૂપણ પણ એને સાધારણતામાંથી ઊંચકી લઈ શકે એવી કોટિનું નથી. 'પ્રેમ કે મારગ'માં સંતતિનિયમનનો પ્રશ્ન આવે છે ખરો, પણ એ કેન્દ્રસ્થાને નથી. વાર્તામાં ભાવિ સંતતિને પોતાના રોગના ભોગ ન બનવું પડે એ માટે પોતાના દામ્પત્યજીવનનું બલિદાન દેવા તૈયાર થયેલી નારીની ઉદાત્તભાવના કેન્દ્રસ્થાને છે. પણ સંતતિવિહોણું દામ્પત્યજીવન ઇચ્છતી આ નારીને માટે પોતે ઑપરેશન કરાવી નાખીને એની સાથે લગ્ન કરવા તૈયાર થનાર યુવકનો પ્રેમ પણ ઓછા માનનો અધિકારી નથી. આમ, આ વાર્તામાં એકીસાથે અનેક ભાવનાઓ નિરૂપાઈ છે અને તેય એવી રીતે કે બધું સ્વાભાવિક લાગે. કૃતિનું પોત પણ આને કારણે ફિસ્સું પડી જતાં ઊગરી ગયું છે. 'પ્રતિજ્ઞા' વાર્તામાં જીવનમાં કહેવાતી ખાનદાની—પ્રતિજ્ઞાને ખાતર પ્રેમનો ભોગ આપવો પડે અને તે પણ લાચાર બનીને એવા જીવનવલણની સામે પ્રેમની સાચી પ્રતિષ્ઠા કરી બતાવવાની વાર્તાનાં પાત્રોની નેમ છે. અહીં પણ જાણીતું કથાવસ્તુ અને જાણીતી કથનરીતિ વાર્તાને સામાન્ય કક્ષાની જ રાખે છે. 'સ્વયંવર' વાર્તાનો પણ એવો જ સૂર છે. 'પ્રવાસી' અને 'મનમોજી' જેવી વાર્તાઓ આપણને 'અદ્ભુત સૃષ્ટિ'માં લઈ જાય છે. સ્વપ્નીલ સૃષ્ટિનાં આ નિરૂપણમાં મહાભારતનાં પાત્રોનાં નામ વિચિત્ર પ્રકારના રંગો પૂરી જાય છે. 'મનમોજી'માં ચિર કૌમાર ને વંધ્યત્વને કારણે પુત્રવતી થવાના કોડવાળી અનેક વૃદ્ધાઓની દુનિયા છે. એનું નિરૂપણ પણ લેખકે મનમોજી રીતે જ કર્યું છે. શરીર વૃદ્ધ થાય પણ વૃત્તિઓ યુવાન રહી જાય ત્યારે કેવી તો ભૂતાવળ સર્જાતી હોય છે એનું ચિત્ર અહીં ઊભું થયું છે. 'પ્રવાસી'માં 'વિશ્વપ્રવાસી' જીવાત્માની દૃષ્ટિએ પડતી માયાવી રુદ્રરમ્ય સૃષ્ટિ અને તેમાં અવનવા રંગો પૂરતી એની વૃત્તિઓનું 'ઉપરાઉપરી પલટાતાં' અનેક દૃશ્યો વડે નિરૂપણ થયું છે. જો કે કહેવું જોઈએ કે 'પ્રવાસી' અને 'મનમોજી'નો ધ્વનિ ધૂંધળો અને સંદિગ્ધ લાગે છે.

'હીરાનાં લટકણિયાં' નામની વાર્તામાં ભાઈ-બહેનનાં પ્રેમનું નિરૂપણ છે. ભાઈનો બહેન પ્રત્યેનો પ્રેમ એની ઉત્કટતાને કારણે ઈર્ષ્યા અને વેદનાના માર્ગોમાં ફરી ફરીને આખરે વિશુદ્ધ બને છે અને બહેનનો પ્રેમ તો આદિથી અંત સુધી એવો ને એવો જ નિર્મળ



રહે છે તેનું સુંદર આલેખન આ વાર્તામાં હીરાનાં લટકણિયાં—અસલી અને નકલીના પ્રસંગો પરથી થયું છે. બહેનના ભાઈ પ્રત્યેના નિર્મળ અને નિર્મમ એવા ઉદાત્ત પ્રેમનું આલેખન કરતી આ વાર્તા છે, તો આપણા યાંત્રિક જીવનમાં પ્રેમ જેવી વૃત્તિને જ મારી નાખીને મૃત્યુવત્ જીવ્યા કરતાં મસાલા ભરીને રાખી મૂકેલાં પ્રાણી-સંગ્રહસ્થાનનાં પ્રાણી જેવાં માનવીઓની સૃષ્ટિનું સૂચન કરતી વાર્તા 'મમી' છે. 'એરેબિયન નાઈટ્સની પેલી અચંચળ, ચિત્રિત પાષાણીકૃત માનવસૃષ્ટિની જાણે નવી આવૃત્તિ' લેખકની નજરે દેખાઈ છે. ચેતનથી ધબકતી સ્ત્રીઓ પણ જાણે જડ મૃત્યુશીત સૌંદર્યની પ્રતિમાઓ જેવી બની ગઈ છે. અને ટેક્સીડર્મીનો વ્યવસાય કરતી અને ટાઢીબોળ ફિલસૂફી ધરાવતી આ વાર્તાની નાયિકા એવી સ્ત્રીઓની પ્રતિનિધિરૂપ છે. લેખકે વાર્તાનાયકની પત્ની સરલાના મંતવ્ય દ્વારા આ વાર્તાનો ધ્વનિ સ્પષ્ટ કર્યો છે કે રઘુવંશના રાજાઓનો 'આદર્શ ચૂકી જે ભોગરત બને છે તેના હાથમાંથી પ્રાણની ધબક સરી જઈ કેવળ ઇજિપ્તની પિરામિડોમાંના 'મમી' જ રહે છે!' આપણી આજની નગરસંસ્કૃતિના કહોવાણનું સૂચન કરતું વ.કચ વાર્તાને અંતે આવે છે: 'ડાળ પરથી ખરી પડેલા વાસી ફળના જેવું આખું નગર નિઃસ્તબ્ધ, નીરવ, મૃતપાય હતું અને તેમાં સંતાવા મથતા કીડાની જેમ આથમતો દિવસ તેની ઉપર સળવળતો હતો.'

'પ્રતિકાર' વાર્તાનું વસ્તુ સાદું અને જાણીતું છે. લેખકે એને નવીન રીતે ગૂંથવા ઉંદરના પ્રતીકનો ઉપયોગ કર્યો છે પણ તેમાં સફળતા મળી નથી. વાર્તાનાયિકા લતાના વર્તનમાં લેખકના વાર્તાકસબનો સાચો પરિચય થાય છે. એના વર્તનમાં આવતો પલટો અને એના વર્તન દ્વારા સૂચવાતા મનોવ્યાપાર આ વાર્તાને એક આકર્ષક વાર્તા બનાવવા પૂરતાં છે. લતાના પાત્રાલેખનમાં મધ્યમ-વર્ગી નારીના સામાન્ય જીવનમાં ભદ્રતાનો વિજય નિરૂપાયો છે. લેખકની આ ભાવના 'ટીટોડીનો શાપ' જેવી વાર્તા એમની પાસે લખાવે છે. ટીટોડી ભગવાન કૃષ્ણને શાપ આપે છે કારણ કે ભગવાન પણ રાગદ્વેષની વૃત્તિથી પર રહી શકતા નથી! ભગવાને યુદ્ધના ઘમસાણમાંથી ઉગારેલાં એનાં બચ્ચાંનો હવે સ્વીકાર કરવા એનો આત્મા ના પાડે છે કારણ કે રાગદ્વેષની ઝેરી હવાના 'સંસ્કાર લઈ એ જ્યારે અમારાં ટોળામાં દાખલ થશે ત્યારે' પંખીજાતને કયાં મૂલ્ય નહિ ચૂકવવાં પડે, એનો એને વિચાર આવી જાય છે, રાગદ્વેષની ઝેરી હવાથી પર એવા ભગવાન અને એવું જગત એ શ્રી સ્નેહરશ્મિની ભાવનાનું જગત છે. 'પ્રોમીસરી નોટ' જેવી વાર્તા શિથિલ અને વાર્તાના નામને ભાગ્યે જ પાત્ર ઠરે. 'થડ અને ડાળાં પાંખડાં' મધ્યમવર્ગી કુટુમ્બની વાસ્તવિક સ્થિતિનું નિરૂપણ કરે છે.

આ સંગ્રહની વાર્તાઓ આમ ભાતીગળ પોતવાળી વાસ્તવ અને ભાવનાની દુનિયા વચ્ચે વિહરતી, વિશેષ તો ભાવનાના પ્રદેશ તરફ ઢળતી અને ક્યારેક તો અદ્દભુત સૃષ્ટિ ઊભી કરી નવી જ દુનિયા સર્જતી વાર્તાઓ છે. શ્રી સ્નેહરશ્મિની વાર્તાશૈલી સ્વસ્થ, કલ્પનાપ્રેરી છતાં ગંભીર છે. એમનાં નારીપાત્રો મોટે ભાગે કોયડા જેવાં છે. અને એટલે જ તો જીવનના કોઈ ને કોઈ રહસ્યભર્યા પ્રદેશ તરફ જોવા આપણને તે પ્રેરે છે. સ્નેહરશ્મિની વર્ણનશૈલી માટે 'મમી' વાર્તામાં આવતા એમના જ શબ્દપ્રયોગો કોઈ પ્રયોજે, કે 'જુદા જુદા શબ્દોમાં એ ચવાઈ ગયેલાં વર્ણનોનું પુનરાવર્તન' તેઓ કરે છે તો ભાગ્યે જ કોઈને વાંધો ઊઠાવવાનું મન થાય. પણ એવાં વર્ણનોમાંયે તાઝગી છે અને જીવનચિંતનના ખેડાયેલા અને વણખેડાયેલા માર્ગોએ ઘૂમી વળવાનું લેખકનું કવિસહજ કુતૂહલ વાર્તાવિહારને માટે માર્ગ મોકળો કરી આપતું રહ્યું છે એની આ સંગ્રહની 'પ્રતિકાર', 'હીરાનાં લટકણિયાં', 'મમી', 'રેલના પાટા' અને 'વિક્રમાદિત્યની એક વધુ કથા' જેવી વાર્તાઓ સાક્ષી પૂરી શકે તેમ છે.



# અર્ધવાર્ષિક [illegible] અનુક્રમણિકા

વર્ષ ૩૩ : અંક ૭થી ૧૨. ઓકટોબર '૬૨થી માર્ચ '૬૩. સળંગ અંક ૩૯૧થી ૩૯૬.

[ લેખકના નામનો પહેલો અક્ષર કક્કાવારી પ્રમાણે છે. પહેલો આંકડો અંક નંબર અને બીજો પાનું દર્શાવે છે. ]

**Statement about ownership and other particulars about news paper 'Oormi-Navrachana'**

FORM IV ( **See Rule 8** )

| | |
|---|---|
| 1. Place of Publication ... ... ... | Ahmedabad. |
| 2. Periodicity of its publication ... ... | Monthly. |
| 3. Printer's Name ... ... ... ... | Kantilal Dahyabhai Patel, |
| Nationality ... ... ... ... | Indian |
| Address ... ... ... ... | Mangal Mudranalaya, Ratanpole, Ahmedabad. |
| 4-5. Publisher's & Editor's Name ... ... | Ishwarlal M. Dave |
| Nationality ... ... ... ... | Indian |
| Address ... ... ... ... | Bharati Sahitya Sangh Pvt. Ld., Gandhi Rd., 64, Fernandez Bridge, Ahmedabad, 1. |
| 6. Name and addresses of individuals who own the newspaper and partners or shareholders holding more than one per cent of the total capital. | Bharati Sahitya Sangh Pvt. Ltd., Gandhi Rd., 64, Fernandez Bridge, Ahmedabad, 1. |



I, Ishwarlal M. Dave, hereby declare that the particulars given above are true to the best of my knowledge and belief.

Dated 28-2-'63 Signature of publisher : I. M. Dave

પૂંઠું • દીપક પ્રિન્ટરી • અમદાવાદ

